છે આજે પણ કેળવણી મેળવવા છોકરાઓને પોતાના કુટુમ્બકબીલા
બધનો છોડી બોર્ડીંગ કોલેજ અને ઘણીવાર પરદેશના વિદ્યાલયોના બંધનો
સ્વીકારવા પડે છે ઉદ્દેશની જેટલી મર્યાદા તેટલો જ દીક્ષાનો કાળ તેથી
વિદ્યાદીક્ષા બાર કે પ ર વર્ષ લગી પણ ચાલે અને પછી વિદ્યા સિદ્ધ થયે
પાછા ઘેર અવાય, જૂની ઢબે ગ્હેવાય બીજી બીજી દીક્ષાઓના સમયો
પણ મુકરર છે એ રીતે વિવાહદીક્ષાનો અવશેષ એટલો રહ્યો છે કે
ફક્ત લગ્નને દિવસે વધૂવર અમુક વ્રત આચરે અને એટલું બંધન
સ્વીકારે આ બધી દીક્ષાઓને સમયની મર્યાદા એટલા માટે છે કે
દીક્ષાઓનો ઉદ્દેશ અમુક વખતમા સાધી લેવાની ધારણા પહેલેથી જ
રાખવામા આવેલી હોય છે પણ ધર્મદીક્ષાની બાબતમા વસ્તુસ્થિતિ
જુદી છે

ધર્મદીક્ષાનો ઉદ્દેશ જીવનની શુદ્ધિ છે અને જીવનની શુદ્ધિ
ક્યારે સિદ્ધ થાય અને પૂર્ણ શુદ્ધિ ક્યારે પ્રાપ્ત થાય એ કાંઇ નક્કી
નથી તેથી ધર્મદીક્ષાપરત્વે સમયની મર્યાદા મુકરર નથી કાળ
મર્યાદાની બાબતમા બે વાત જોવાની રહે છે એક તો ધર્મદીક્ષા
ક્યારે એટલે કઈ ઉંમરે લેવી, અને બીજી વાત એ છે કે એની
પૂર્ણાહુતિ કેટલે વર્ષે થાય શરૂઆત કરવાની બાબતમા એક મત
નથી ક્રિશ્ચીયન ધર્મમા રોમન કેથોલિક સપ્રદાય નાની ઉંમરના છે
નાની ઉમરના બાળકોનો દીક્ષા આપી દેવામા માનનો અને છ
પણ એમ ક્વચિત્ ક્વચિત્ મનાય છે ઇસ્લામ ધર્મમાં એટલું
બંધન છે કે ફકીરીના ઉમેદવાર ઉપર કોઇના નિર્વાહની જવાબદારી
ન હોય તો તે ગમે તે ઉંમરે પણ ફકીરી ધારણ કરી શકે છે
કોઈ વડીલોની કે બીજા તેવાની સેવા કરવાની જવાબદારી હોય
ગમે તેટલી મોટી ઉંમરે પણ એ જવાબદારીમાથી છટકી ફકી
લેવાની છુટ નથી આર્યદેશના જીવિત ત્રણ જૂના સપ્રદાયોમા
પહેલા બ્રાહ્મણ સપ્રદાય લઈ આગળ ચાલીએ એમાં આશ્રમવ્ય
હોવાથી અહીં ચર્ચાતી ધર્મદીક્ષા, જેને સન્યાસાશ્રમ કહી શકાય

ઢળતી ઉમરે જ લેવાની પરવાનગી છે પહેલાં પચીસ વર્ષ બ્રહ્મચર્યાશ્રમમાં જાય પછીનાં તેટલાં વર્ષ ગૃહસ્થાશ્રમમાં જાય લગભગ પચાસ વર્ષે વાનપ્રસ્થ થવાનો વખત આવે અને છેક છેલ્લી જીંદગીમાં જ તદ્દન (પૂર્ણ) સન્યાસ અથવા તો પરમહંસ પદ લેવાનું વિધાન છે ચતુરાશ્રમધર્મી બ્રાહ્મણસપ્રદાયમાં, બાલ્યાવસ્થામાં કે જુવાનીમાં સન્યાસ નથી લેવાતો કોઈએ નથી લીધો અથવા તેવું વિધાન નથી એવું કોઈ ન સમજે, પણ એ સ્થિતિ એ સપ્રદાયમાં માત્ર અપવાદરૂપ હોઈ સર્વસામાન્ય નથી સામાન્ય વિધાન તો ઉમરના છેલ્લા ભાગમાં જ પૂર્ણ સંન્યાસનું છે જ્યારે અનાશ્રમધર્મી અથવા તો એકાશ્રમધર્મી બૌદ્ધ અને જૈન સપ્રદાયમાં તેથી ઉલટું છે એમાં પૂર્ણ સંન્યાસ કહો, અથવા બ્રહ્મચર્ય કહો, એ એક જ આશ્રમનો આદર્શ છે અને ગૃહસ્થાશ્રમ કે ત્યાગપછીની વચલી સ્થિતિ એ અપવાદરૂપ છે, તેથી બૌદ્ધ અને જૈનસંપ્રદાયમાં મુખ્ય ભાર સંન્યાસ ઉપર આપવામાં આવે છે અને બ્રાહ્મણસપ્રદાયમાં એ ભાર પહેલા તો ગૃહસ્થાશ્રમ ઉપર આપવામાં આવે છે બ્રહ્મચર્યાશ્રમ વિષે ચતુરાશ્રમધર્મી અને એકાશ્રમધર્મી સપ્રદાયો વચ્ચે કશો ભેદ જ નથી, કારણ કે એ બન્ને શાખાઓ બ્રહ્મચર્ય ઉપર એક સરખો ભાર આપે છે પણ બન્નેનો મતભેદ ગૃહસ્થાશ્રમમાંથી શરૂ થાય છે એક કહે છે કે બ્રહ્મચર્યાશ્રમમાં ગમે તેટલી તૈયારી કરવામાં આવે છતાં ગૃહસ્થાશ્રમના આઘાત પ્રત્યાઘાતોમાંથી અને વિવિધ વાસનાઓના ભરતીઓટમાંથી પસાર થઈ, ત્યાગની તીવ્ર અભિલાષા આવ્યા બાદ જ સન્યાસાશ્રમમાં જવું એ સલામતી ભરેલું છે બીજો કહે છે કે ગૃહસ્થાશ્રમના જાળામાં ફસ્યા એટલે નીચોવાઈ જવાના, તેથી બધી શક્તિઓ તાજી અને જાગતી હોય ત્યારે જ સન્યાસ ફળદ્રૂપ નીવડે માટે બ્રહ્મચર્યાશ્રમમાંથી જ સીધો સંન્યાસાશ્રમ સ્વીકારવામાં અથવા તો બ્રહ્મચર્ય અને સન્યાસ બન્ને આશ્રમોનું એકીકરણ કરવામાં જ જીવનનો મુખ્ય આદર્શ આવી જાય છે આ મતભેદ જમાના જૂનો છે અને એની

સ્મશ્રી તેમ જ તીખી ચર્ચાઓ પણ શાસ્ત્રોમાં મળે છે આવ
સ્થિતિ છતાં એટલું તો જાણવું જ જોઈએ કે બૌદ્ધ અને વૈ
સંપ્રદાયની સામાન્ય જનતા ચતુરાશ્રમધર્મનું નામ આપ્યા સિવ
પણ તે ધર્મને જીવનમાં તો પાળે જ છે જે જ રીતે બ્રાહ્મણસંપ્રદાય
એકાશ્રમધર્મનો સ્વીકાર ન કરવા છતાં પણ એ ધર્મના સ્વીકારના
વ્યક્તિઓના દાખલા મળી જ આવે છે

આટલી તો સંન્યાસના પ્રારંભની ઉંમર પરત્વે વાત થઈ હ
એની પૂર્ણાહુતિ તરફ વળીએ બ્રાહ્મણસંન્યાસ સ્વીકાર્યા પછી
જીવનપર્યંત પાળવું કે વો જ પડે છે જીવન પહેલાં તેનો અંત આવે
નથી બૌદ્ધ અને જૈન સંન્યાસ નાની ઉંમરમાં પણ સ્વીકારવામાં
આવે છે પણ બંને વચ્ચે તફાવત છે તે તફાવત એ છે કે બૌદ્ધ
વ્યક્તિ સંન્યાસ લેતી વખતે જીવનપર્યંતનો સંન્યાસ લેવા બંધાયેલ
નથી તે અમુક માસનો અમુક વર્ષનો સંન્યાસ લે અને તેમાં રસ
પડે તો તેની મુદત વધારે ને જરૂર અને કદાચ આજીવન સંન્યાસ
પાળવાની પ્રતિજ્ઞા પણ લે અને જો મન ન પડે તો સ્વીકારેલી
મુદત પૂર્ણ થતાં જ તે પાછો ઘેર ગૃહસ્થાશ્રમમાં આવે એટલે
બૌદ્ધસંન્યાસ એ માનસિક સ્થિતિ ઉપર અવલંબિત છે સંન્યાસ
લેનારને એ મારફત સંતોષ લાધે તો તેમાં આજીવન રહે અને એ
જીવનના નિયમો સામે ઊભવાની શક્તિ ન હોય તો પાછો ઘેર પણ
ફરે જ્યારે જૈનસંન્યાસમાં એમ નથી એમાં તો એકવાર—પછી ભલે
પાંચ કે આઠ વર્ષની ઉંમરે અથવા તો એંસી વર્ષની ઉંમરે—સંન્યાસ
લીધો એટલે તે મરણની છેલ્લી ક્ષણ સુધી નભાવવો જ પડે ટૂંકમાં
જૈનદીક્ષા એ આજીવન દીક્ષા છે એમાંથી પ્રતિજ્ઞા પ્રમાણે તો
જીવતા સુધીમાં છૂટકી શકાય જ નહિ

બ્રાહ્મણસંપ્રદાયમાં બાળ અને તરુણ ઉંમરે પરમહંસનું વિધાન
ખાસ ન હોવાથી એમાં સંન્યાસ છોડી, પાછા ઘેર આગવાન
દાખલાઓ વિરલ બને છે અને જ્યારે એવા દાખલાઓ બને પણ

ત્યારે એ સન્યાસ છોડી પાછા ફરનારની પ્રતિષ્ઠા, એ સમાજમા
ામ નથી હોતી જૈનસમાજમા બાલ્ય અને જુવાનીની અવસ્થામા
ીક્ષા, વળી ખાસ કરી આજ અવસ્થાઓમા સન્યાસ આપવાનુ કાર્ય
શસ્ત મનાવાથી અને એ કામને વધારે ટેકો અપાવાથી, એકંદર
ને સન્યાસ છોડી ઘેર પાછા ફરનાર પ્રમાણમા વધારે મળી
ાવે છે અને જે દીક્ષા છોડી પાછા ફરતા હોય છે તેઓનુ પાછુ
માજમા માનપૂર્વક રહેવુ અને જીવવુ લગભગ મુશ્કેલ થઈ જાય છે ફરી
વ્યક્તિ દીક્ષા લે તોપણ એકવાર દીક્ષા છોડ્યાનુ શરમીંદુ કલંક તેના કપાળે
ને ભક્તોની ખાનગી ચર્ચામાં રહી જ જાય છે સંયમ પાળવાની પોતાની
શક્તિને લીધે અથવા તો બીજા કોઇ પણ કારણસર જે માણસ
ર પાછો ફરે, અને જો વૈવાહિક જીવન ગાળવા માગે તેને તો તેમ
રવા માટે કેવની મદદ મેળવતા જેટલી મુશ્કેલી પડે છે તે ગમે
ટનો નીરોગ અને કમાઉ પણ હોય છતા તેને કોઈ કન્યા ન આપે,
આપતા સંકોચાય વળી એને ધંધોધાપો કરવામા પણ ખાસ
રીતે પ્રતિષ્ઠિત અને તેમાં પણ ખાસ કરીને ધાર્મિક
ધંધામા જવુ અને રહેવુ મુશ્કેલ જેવુ થઈ જાય છે દીક્ષા
છોડી ગૃહસ્થાશ્રમમા પ્રામાણિકપણે આવવા ઇચ્છનાર માટે રસ્તો
ંટાવાળો હોવાથી આવા લોકોમા જેઓ અસાધારણ તેજ અને
પ્રતિભાવાળા નથી હોતા તેઓ પોતાની વાસનાઓ માટે અનેક આડા
રસ્તા લે છે કોઇ સાધુવેષમા જ રહી અનેક જાતની ભ્રષ્ટતાઓ
ચલાવે છે અને માનપાન તેમજ ભોજન મેળવે જાય છે કોઈ વળી
એ વેષ છોડી પોતાના ઇષ્ટ પાત્રને લઈ ગમે ત્યા ચુપચુપ છટકી
જાય છે કોઇ છુપી રીતે વિધવાવસ્ર કરે છે અથવા તો બીજી જ
રીતે ક્યાંક લસગાડ બાવે છે એકંદર રીતે જોતા દીક્ષા છોડનારની
સમાજમા પ્રતિષ્ઠા ન હોવાથી એવી વ્યક્તિઓની શક્તિ સમાજના
કોઇપણ કામ માટે યોગ્ય રીતે નથી ખર્ચાતી જો તેવી વ્યક્તિઓ
બીજા સમાજમા દાખલ ન થઈ હોત અને ખૂબ શક્તિસંપન્ન હોય
તોય તેમના તરફથી સમાજ પોતાની બુદ્ધિપૂર્વક ફાયદો ઉઠાવી શકતી

નથી બૌદ્ધસપ્રદાયમા એમ છે જ નહિ એમાતો મોટા મોટા રાજાઓ વૈભવશાળીઓ અને બધા ગૃહસ્થો મોટે ભાગે એકવાર ભિક્ખુ જીવન ગાળીને પણ પાછા દુનિયાદારીમા પડેલા હોય છે અને તેમનું માન પાન ઉલટુ વધેલું હોય છે તેથી જ તો એ સપ્રદાયમા ભિક્ખુપ છોડી ઘેર આવનાર પોતાના જીવનને માટે અગર તો સમાજને માટે શાપરૂપ નથી નીવડતો ઉલટુ તેની બધી જ શક્તિઓ સમાજના કામમા આવે છે દીક્ષાત્યાગ પછીની આ સ્થિતિ આજના વિષયપર ખાસ ધ્યાનમાં રખાવી જોઇએ

જો કે વિષય જાણીને જ વિશ્વમા દીક્ષાનુ સ્થાન" રાખેલો છે છતા આજના પ્રસગ પ્રમાણે તો એની ચર્ચા પરિમિત જ છે એટલે જૈનધર્મમાં દીક્ષાનુ સ્થાન એ જ આજની ચર્ચાની મુખ્ય નેમ છે જૈન દીક્ષાનો મુખ્ય ઉદ્દેશ અથવા તો એની અનિવાર્ય શ એક જ છે અને તે જીવનશુદ્ધિની જીવન શુદ્ધ કરવુ એટલે જીવન છે તેનો સમાજ અને વિશ્વ સાથે શો સબધ છે તે વિચારવુ અને એ ત્યાગ કર્યા પછી જે જે વાસનાઓ અને મળો તેમ જ સકુચિતતાઓ પોતાને જણાઈ હોય તે બધીને જીવનમાથી કાઢી નાખવી અથવા તો એ કાઢી નાખવાનો પ્રયત્ન સેવવો જૈન દીક્ષા લેનાર સમાજ લોક કે દેશના કોઈપણ કામને કા ન કરે? વ્યાવહારિક કે પારમાર્થિક મનાતા કોઇ પણ કામને કા ન કરે? છતા એટલી એની શરત અનિવાર્ય રીતે રહેની જ છે કે તેણે જીવનશુદ્ધિનું જ મુખ્ય લક્ષ રાખવુ અને જીવનશુદ્ધિને હાથમા રાખીને જ પ્રવૃત્તિ કરવી દીક્ષાનો વિચાર કરતી વખતે જો એના આ મૂળ ઉદ્દેશને ધ્યાનમાં રાખીએ તો આગળની ચર્ચામાં બહુ જ સરળતા થશે

એક જમાનો એવો હતો કે જ્યારે જાતિપરત્વે જૈનોમ દીક્ષાની તકરાર હતી અને તે તકરાર કાઈ જેવી તેવી નહિ પણ ભારમા ભારે હતી એના બન્ને પક્ષકારો સામસામા મહાભારતના કૌરવ પાંડવ સૈનિકોની પેઠે વ્યૂહબદ્ધ ગોઠવાયા હતા એની પાછળ

એકડો પંડિતો અને ત્યાગી વિદ્વાનો રોકાતા, શક્તિ ખર્ચતા અને પોતપોતાના પક્ષની સત્યતા સ્થાપવા ખાતર રાજસભામા જતા અને રાજ્યાશ્રય તેમજ તેવો બીજો આશ્રય બીજી કોઇ રીતે નહિ તો છેવટે મંત્ર, યંત્ર, તંત્ર, વશીકરણ જ્યોતિષ અને વૈદ્યકની ભ્રમણા દ્વારા પણ મેળવતા વળી સ્ત્રી દીક્ષા ન જ લઈ શકે અને એ પુરુષની પેઠે જ સંપૂર્ણપણે લઇ શકે એટલો જ દીક્ષાપરત્વે આ ઝઘડો નહતો પણ બીજા અનેક ઝઘડા હતા દીક્ષિત વ્યક્તિ મોરપીંછ રાખે, ગૃદ્ધપીંછ રાખે, બલાકપીંછ રાખે કે ઉનનું તેવુ કાંઈ સાધન રાખે વળી દીક્ષિત વ્યક્તિ કપડા ન પહેરે અગર પહેરે, અને પહેરે તો ધોળા પહેરે કે પીળા, વળી એ કપડાં કદી ધૂવે જ નહિ કે ધૂવે પણ ખરા વળી એ કપડા કેટલા અને કેવડાં રાખે, આ વિષે પણ મતભેદો હતા, તકરારો હતી પક્ષાપક્ષી હતી અને વિદ્વાનો પોતપોતાનો પક્ષ સ્થાપવા શાસ્ત્રાર્થો કરતા અને ગ્રંથો લખતા ત્યારે છાપાં તો ન હતા, પણ તાડપત્રો અને કાગળો ઉપર લખાતું ખૂબ ફક્ત એ તકરારોના શાસ્ત્રો જુદાં તારવીએ તો એક મોટો ઢગલો થાય આજે કૉલેજોમાં અને ખાનગી વિદ્યાલયોમા એ ગ્રંથો શિખવવામા આવે છે, પણ એ શિખનારને એમા ભૂતકાળના તર્કો અને દલીલોના મુડદા ચીરવામા વિશેષ રસ નથી આવતો તેઓ જો તર્કરસિક અને ભાષાલાલિત્યના રસિક હોય તો પોતપોતાના વડવાઓની પ્રશંસા કરી ફુલાઇ જાય છે અને જો ઇતિહાસરસિક હોય તો ભૂતકાળના પોતાના પૂર્વજોએ આવી આવી ક્ષુદ્ર બાબતોમા ખર્ચેલ અસાધારણ બુદ્ધિ અને કીમતી જીવનનુ સ્મરણ કરી માન ભૂતકાળની પામરતા ઉપર હસે છે

પણ પોથા ઉપર ચડેલા અને સંસ્કૃત પ્રાકૃત ભાષાનો વેષ પહેરેલા તેમજ શાસ્ત્રનું સુંદર નામ ધારણ કરેલા આ ક્ષુદ્ર કલહોને નિ સાર જોનાર આજનો તરુણ વર્ગ, અથવા તો કેટલોક બુઢો વર્ગ વળી એક દીક્ષાની બીજી મોહનીમા પડ્યો છે એ મોહની એટલે ઉમંગની અને સંમતિ પૂર્વક દીક્ષા લેવા ન લેવાની અત્યારના છાપાંઓને અને તેના વાચનારાઓને

ભૂતકાળના દીક્ષાપરત્વે સ્ત્રીનો અધિકાર હોવા ન હોવાના, અમ
ચિહ્ન રાખવા ન રાખવાના જૂના ઝઘડાઓ નીરસ લાગે છે પ
પણ એમની પરાપૂર્વથી ઝઘડા માટે ટેવાયલી સ્થૂળ વૃત્તિ પ
નવો ઝઘડો માગી જ લે છે તેથી જ તો આ ઉમર પરત્વેનો અ
સમતિ પરત્વેનો મઝેદાર ઝઘડો ઉભો થયો છે અને તે વિકસે
જાય છે આજ છાપાઓમા આ ઝઘડો મર્યાદિત ન રહેતા રાજદ
સુદ્ધા પહોંચ્યો છ જૂના વખતમા રાજદરબાર માત્ર બન્ને પક્ષ
ચર્ચા કરવાનુ સ્થાન હતું અને હારજિતનો નિકાલ વાદીની કુશ
ઉપરથી આવી જતો પણ આજનો રાજદરબાર જુદો છે એમા ત
ચડો એટને બ ને પક્ષકારોની બુદ્ધિની વાત જ નથી રહેતી પક્ષ
સત્યતા અથવા પક્ષકાર વાદીની બુદ્ધિમત્તા પૈસાની કોથળી આ
દબાઈ જાય છે એટલે જે નાણા વધારે ખર્ચે તે જિત ખરીદી શકે
રાજતંત્રનો આ સ્મિતસ્વતંત્રતાવિષયક ગુણ ભલે બુદ્ધિમાન
અને રાજ્યકર્તાઓ માટે લાભદાયક હો પણ જૈનસમાજ જે
ગુજ અને ગુલામ સમાજ માટે તો એ ગુણ નાશક જ નીવડ
જાય છે

અત્યારે બે પક્ષો છે બન્ને દીક્ષામા તો માને જ છે દીક્ષાનુ
સ્વરૂપ અને દીક્ષાના નિયમો વિષે બનેમા કોઈ ખાસ મતભેદ નથી
બનેનો મતભેદ દીક્ષાની શરૂઆત પરત્વે છે એક કહે છે કે ભલે
આઠ કે નવ વર્ષનુ બાળક હોય તે પણ જૈનદીક્ષા, જીવનપર્યંતની લઈ
શકે અને એવા બાળકો ઉમેદવાર મળી આવે તો ગમે તે રીતે
તેઓને દીક્ષા આપવી એ યોગ્ય છે તેમજ તે કહે છે કે સોળ કે
અઢાર વર્ષે પહોંચેલો તરુણ કોઈની પરવાનગી લીધા સિવાય, માબાપ
કે પતિપત્નીને પૂછ્યા સિવાય તેમની હા સિવાય પણ દીક્ષા લઈ
શકે અને તેવા તરુણો મળી આવે તો દીક્ષા આપવી જ
જોઈએ ઘણીવાર તો આ પક્ષ બાળ ઉમેદવારો ન હોય તો તેવ
ઉમેદવારોને કૃત્રિમ રીતે ઉભા કરી તેમને શિરે ધર્મમુકુટ પહેરાવવા

પ્રયત્ન પણ કરે છે બીજો પક્ષ કહે છે કે બાળકને તો દીક્ષા ન જ આપવી જોઈએ, અને તરુણને દીક્ષા આપવી હોય તો એના વાલી વારસદારો અને ખાસ લાગતા વળગતા તેમજ સ્થાનિક સઘની પરવાનગી સિવાય તે આપવી યોગ્ય નથી બન્ને પક્ષકારોની પોતપોતાની દલીલો છે અને એ મોહક પણ ઘણીવાર કેટલાકને લાગે છે પહેલો પક્ષ, બાળ અને તરુણવયમા દીક્ષિત થઈ સમાજમા પ્રતિષ્ઠિત થઈ ગયેલ, અને કાંઈક સારુ કામ કરી નામના કાઢી ગયેલ હોય એવી કેટલીક જૂની સાધુ વ્યક્તિઓના અને વર્તમાન સાધુ વ્યક્તિઓના નામો પોતાના પક્ષની પુષ્ટિમા ટાંકે છે બીજો પક્ષ કાચી ઉમરે અથવા અસમતિથી અપાયેલ દીક્ષાના માઠા પરિણામો પોતાના પક્ષની પુષ્ટિમા ટાંકે છે, અને તદ્દન ભ્રષ્ટ થયેલ કે શિથિલ થયેલ વ્યક્તિઓના નામો પણ કોઈકવાર સૂચવે છે પણ એ બન્નેમાથી એકે પક્ષ જોઈએ તેવી સાચી અને પૂરી યાદી તૈયાર કરી લોકો સામે નથી મૂકતો બન્ને પક્ષકારો ભલે પોતપોતાના પક્ષની પુષ્ટિ થાય એટલુ જ આગળ ધરે છતાં, જો એ બન્ને સાચા અને ધૈર્યવાળા હોય તો વસ્તુસ્થિતિ તો તેમણે જાણવી જ અને રજુ કરવી જ જોઈએ વસ્તુસ્થિતિ આ પ્રમાણે જાણી અને રજુ કરી શકાય એક યાદી દરેક સાધુએ રાખવી જોઈએ જેમા તેમની પાસે દીક્ષા લેનારની ઉમર નામધામ, અને દીક્ષા લેવાની તારીખ વગેરે બધુ નોંધાય, અને બીજી પાસ પોતાની પાસે દીક્ષા લેનારમાથી કોઈ છટકી જાય કે ચાલ્યો જાય તો તે પણ પ્રામાણિકપણે કારણપૂર્વક નોંધવામા આવે બધા જ સાધુઓ આવી પોતાની યાદીઓ એક આણંદજી કલ્યાણજી જેવી પેઢીએ અથવા એક પત્રમા મોકલી આપે આ યાદીઓ ઉપરથી દર વર્ષે, દર પાચ વર્ષે અને દર દશ વર્ષે એક પરિણામ તારવી શકાશે કે એકદર દીક્ષા લેનાર કેટલા અને છોડનાર કેટલા વળી લેનાર છોડનારનું પરિમાણ ઉમર પરત્વે કેટકેટલું, તેમજ લેવાના અને છોડવાના, ખાસ કરીને છોડવાના કારણોની સરખામણી આ યાદીમાની દરેક વ્યક્તિઓમાથી મારી

પાંચ જ વ્યક્તિઓ સર્ફ ભલે બાળદીક્ષાના પક્ષપાતી પોતાના પક્ષની
પુષ્ટિ કરે અને એ યાદીમાંથી પતિત કે શિથિલ એવી વ્યક્તિઓ
સર્ફ ભલે બીજા પક્ષના અનુગામીઓ પોતાના પક્ષની પુષ્ટિ કરે. કે
છતાં બન્ને પક્ષો એક જ રીતે દીક્ષાના અને તેના શુભ પરિણામની
સરખી રીતે હિમાયતી હોવાથી તેઓને દીક્ષા છોડવાના કારણો પરત્વે
ખાસ જાણવાનું મળશે, અને ઉંમર તેમ જ વડીલોની સંમતિ પરત્વેની
તકરારનું મૂળ અસલમાં ક્યાં છે તે તેઓ પ્રામાણિકપણે જાણી શકશે
ભલે બન્ને પક્ષો ચાલુ રહે છતાં તેઓ એક સરખી રીતે જે સાધુ
જીવનમાં પવિત્રતા જોવા ઇંતેજાર છે તે પવિત્રતા લાવવા માટે તેઓ
આ યાદીમાં નોંધાયેલાં દીક્ષા છોડવાનાં કારણો ઉપરથી ઘણું જ
અગત્યનું જાણવાનું મળશે અને કરવાનું સૂઝશે. બાળ અને અસંમત
દીક્ષાના પક્ષપાતીઓ કોઈ કોઈ દીક્ષા છોડી જાય અથવા વહી જાય
એમ તો ઇચ્છતા જ નથી એટલે તેઓને માટે તો આવી યાદી આમ
રીતે ન કરવી એ તેમના પક્ષની હાર જેવું અથવા તેમના પક્ષમાં
મુંઝવણ કરનાર છે. બીજા વિરોધી પક્ષે પણ છેવટે આ તકરારમાં
ન ઉતરતાં અમુક વર્ષોની દીક્ષા લેનાર અને છોડનારની વિગતવાર
તેમ જ પ્રામાણિક યાદી તૈયાર કરવી જોઈએ એ યાદી નામોના
સંખ્યામાં ભલે અધુરી હો પણ હકીકતમાં જરાય ખોટી ન હોવી
જોઈએ. કદાચ આ યાદી એમના પક્ષની પુષ્ટિમાં ઉપકારક ન પણ
થાય છતાં બાળદીક્ષાના પક્ષપાતીઓ માટે તો તે યાદી ભારે જ
ઉપકારક નીવડશે અને તેઓ આખરે બાળ તેમજ અસંમત દીક્ષાના
વિરોધનું મૂળ સમજી કાંઈ અને કાંઈ વિચારણા કરશે જ. વળી કદાચ
તેઓ આ યાદીને નહિ અડકે તો પણ લોકમત તેમને એનો વિચાર
કરવાની ફરજ પાડશે. એટલે એક પક્ષ સેંકડો મારી નીવડેલ વ્યક્તિઓનાં
નામો આગળ મૂકીને બાળ અને અસંમત દીક્ષાનું જે સમર્થન કરે
છે અને બીજો પક્ષ જે તેની ગોળગોળ અને વિગત વિનાની ખામીઓ
ગાઈ તેનો વિરોધ કરે છે તેને બદલે બન્નેનું લક્ષબિંદુ મૂળ કારણ
તરફ જશે અને એકદર રીતે કાંઈક સાચી જ સુધારણા થશે

દીક્ષા દેવા ન દેવાના મતભેદ પરત્વે જરા ઉંડા ન ઉતરીએ તો ચર્ચાને અન્યાય થવા સભવે છે દીક્ષા દેવાની તરફેણનો વર્ગ ગમે તેમ કરી, ગમે તે સ્થિતિમા દીક્ષા આપી દેવાની હિમાયત કરતી વખતે ભગવાન મહાવીરે બાળકોને જે દીક્ષા આપી હતી, તેમજ ત્યાર પછીના વજ્ર, હેમચદ્ર, અને યશોવિજયજી જેવાએ બાળદીક્ષાને પરિણામે જે મહાનુભાવતા મેળવી હતી, તેના સાચા અને મનોરજક દાખલાઓ ટાકે છે અને વળી બીજે સામેનો પક્ષ તેવા દાખલાઓ સ્વીકાર્યા છતા, દીક્ષાની જરુરિયાત અને મહત્તા માન્યા છતા, અત્યારે દીક્ષા ન આપવાની જોસભેર હિમાયત કરે છે તો પછી આપણને જોવાનું પ્રાપ્ત થાય છે કે આ વિવાદનો મૂળ મુદ્દો તે શો છે? જ્યારે સહેજ આજની સ્થિતિનો અભ્યાસ કરીએ છીએ ત્યારે એ વિવાદનો મૂળ મુદ્દો આપણી નજરે આ યા વિના નથી રહેતો તે મુદ્દો એ છે કે ભગવાનના સમયના બાળદીક્ષાના દાખલાઓ આજે મૂકાય છે ખરા, પણ એ બાળ દીક્ષા જે વાતાવરણમા અમોઘ ફળ આપતી તે વાતાવરણ આજે છે કે નહિ, અને નથી તો લાવવાનો પ્રયત્ન થાય છે કે નહિ, એની વાત બાળદીક્ષાના હિમાયતીઓ કરતા જ નથી ભગવાન બાળકોને, તરુણોને કન્યાઓને તરુણીઓને, નવવિવાહિત દપતીઓને દીક્ષા આપતા, નિ સકોચ આપતા, પણ જેમ તેઓ આવી દીક્ષા આપતા તેમ તેઓ પોતાની જવાબદારી વધારે સમજતા એટલે તેમની પાસે અને તેમની આજુબાજુ ચોમેર માત્ર તપનું જ વાતાવરણ રહેતું એ વાતાવરણમા માત્ર દેહ-મન નહિ પણ સૂક્ષ્મ ચિતનો ચાલતા, અલૌકિક ધ્યાનો ધગતાં રાતદિવસના આઠ પહોરમાંથી એક પહોર બાદ કરી, બાકીના સાતે પહોરનો સાધુચર્યાનો કાર્યક્રમ વિચારણા, ધ્યાન અને મનોનિગ્રહિ તપમા જ ગોઠવાયેલો રહેતા એ વાતાવરણ એટલુ બધુ સાત્વિકતામા ઉંડુ, જિજ્ઞાસામાં વિશાળ, અને તપમાં ગભીર રહેતુ કે તેમા માર ( આસુરી વૃત્તિ )ને પેસતા ભારે મુશ્કેલી પડતી ક્ષુદ્ર બાબતોની તકરારો, કશુ નવુ જાણવાની બેદરકારી,

ક વાતાવરણમા જે દીક્ષા સહેલાઈથી સફળ થઈ શકતી તે જ ક્ષા આજના તદ્દન વિરોધી વાતાવરણમા, ભારે પ્રયત્ન છતા સફળ નાવવી લગભગ અશક્ય થઈ ગઈ છે મનુષ્યનું શરીર, તેનુ મન અને નો વિચાર એ બધુ વાતાવરણનું સ્થૂળ અને સૂક્ષ્મ રૂપ જ છે આજના ત્યાગીઓના વાતાવરણમાં જઈ આપણે જોઈએ તો આપણને જેવા શુ મળે ? ફક્ત એકવાર અને તે પણ ત્રીજે પહોરે આહાર લેવાને બદલે, આજે સૂર્યના ઉદયથી અસ્ત સુધીમા રમતે ચિત્તે ટાળો આવે એટલીવાર અને એવી વાનીઓ લવાતી જોવાય છે જાણે કેમે કરી વખત જતો જ ન હોય તેમ દિવસે કલાકોના કલાકો સુધી નિંદાદેવી મલાગતી જોવાય છે, અમુકે તે કર્યું અને અમુકે પેલુ કર્યું મે આ કર્યું અને પેલુ કર્યું અમુક આવો છે અને પેલો તેવો છે, એ જ આજનો મુખ્ય સ્વાધ્યાય છે બા અગનું સ્થાન અગિયારે લીધુ અને અગિયારનુ સ્થાન આજના વાતાવરણમા છાપાઓએ–ખાસ કરી ખડનમડનના એકબીજાને ઉતારી પાડવાના છાપાઓએ–લીધેલુ છે પોષ્ટ, પાર્સલ અને બીજી તેવી જરુરિયાતની ચીજોના ઢગલાઓ તળે બુદ્ધિ, સમય અને ત્યાગ એવા દબાઇ ગયેલા દેખાય છે કે તે માથુ જ ઉચકી શકતા નથી જિજ્ઞાસાનુ વહેણ એકબીજાના વિરોધી વર્ગના દોષોની શોધમા વહે છે. જગતમા શુ નવુ બને છે, શુ તેમાથી આપણે મેળવવા જેવુ છે, કયા બળો આપણે ફેકી દેવા જેવા છે, અને કયા બળો પચાવ્યા સિવાય આજે ત્યાગને જીવવુ કઠણ છે, આપણે ક્યાથી ક્યા આવ્યા છીએ, અને ક્યા બેસીને શુ કરી રહ્યા છીએ આજના મહાન પુરુષો અને મતો કોણ છે, તેમની મહત્તા અને મતપણાના શા કારણો છે, આજે જે મહાન સિદ્ધાંતો અને વિચારો ગણાય છે, અને જેને આપણે પોતે પણ તેવા માનીએ છીએ તે શા કારણે એ બધુ જોવા જાણવાની અને વિચારવાની દિશા તો આજના ત્યાગી વાતાવરણમા લગભગ બધ થઈ ગયા જેવી છે આજનો કોઇ સાધુ

દુનિયામા સૌથી મહાન ગણાતા, અને હજારો માઇલથી જેને જોવા જેની સાથે વાતચીત કરવા, હજારો માણસો, લાખો રૂપીઆ ખર્ચ કરી આવે છે એવા સાબરમતીના સંત પાસે જઈ શકે એવુ વાતાવરણ છે ખરુ? મળવાની, ચર્ચા કરવાની અને કાંઇક મેળવવાની અપેક્ષા આપવાની વૃત્તિવાળો આજનો કોઇ સાધુ, ગાધીજી નહેરૂ કે પ્રેસ તણુમા જવાની હિંમત કરે એવું વાતાવરણ છે ખરુ? ઉંચા ઉંચા ગણાતા પ્રોફેસરોને ત્યાં ઇચ્છા છતાં શીખવા માટે આજે કોઈ આચાર્ય કે પન્યાસ જઇ શકશે ખરો? જીવનની સાધના પુષ્કળ ઉડાણ કેળવેલ અરવિંદ સાથે પોતાની જ ચર્ચામા રહી દિવસ ગાળના ઇચ્છનાર જૈન સાધુ પાછો આજના જૈન વાતાવરણમાં નિર્ભય રહી શકશે ખરો? દારૂને પીઠે વિનાસના ભવનોમાં કે મૃખાખોના બજારોમાં જવાને આજનુ વાતાવરણ જેટલા પ્રમાણ સાધુઓને રોકે છે તેટના જ-ખરેખર તેટલા જ પ્રમાણમા-આજ વાતાવરણ જૈનસાધુઓને છુટથી જગતના ખુલા વિદ્યાલયોમા અભ્યાસ કરવા જતા, જગતના મહાન પુરૂષો સાથે મળવા હળવા અને ખા કરી તેમનો સહવાસ કરવા જતા અને પોતાના ઇષ્ટ વિષય અભ્યાસમાં વિદ્વત્તા ધરાવનાર પ્રોફેસરોના પાસમા બેસી, તેમને શિખવા જના રોકે છે એ વાત જૈનોથી ભાગ્યે જ અજાણી

કેટલીક હકીકત રજુ કરવા ખાતર માન મધ્યસ્થ દૃષ્ટિથી (લખા અને નિ નો જો કોઈ આક્ષેપ કરે તો તેની પરવા ન કરીને પણ થોડાક અનુભવો ટાકુ જેવા અનુભવો બીજાને પણ હશે જ 'ય ઈંડિયા વાચવાની તો યોગ્યતા ન હોવાથી તેની વાત જતી કર પણ નવજીવન ને લ્યો જે નવજીવનને વાચવા હજારો માણસ અને જેનો વિષય જાણવા મોટામોટા ધાર્મિકો અને વિદ્વાનો ઉત્સુક રહે તે નવજીવનને અડતા અને પોતાના મડળમા લ ઘણા આચાર્યો અને સામાન્ય સાધુઓ ડરે છે કોઈ ઉત

ાધુએ નવજીવન હાથમા લીધુ હોય તો, એને જોઈ એની પાસેના ીજા સાલચોળ થઈ જાય છે એક વિદ્વાન ગણાતા સાધુના શિષ્યે ને કહ્યુ કે મને વાચવાની તો ખૂબ જ ઇચ્છા થાય છે પણ ૯૯ ાસિકો અને બીજા પત્રો મગાવુ તો મારા ગુરુ બહુ જ નારાજ ાઈ જાય છે એક પ્રસિદ્ધ આચાર્યે એકવાર મને કહ્યુ કે ગાધીજીને ળવુ કેમ શક્ય બને ? મે કહ્યુ ચાલો અત્યારે જ તેમણે નમ્ર છતા ીરુ ધ્વનિથી કહ્યુ કે અગમત્ત તેમની પાસે જવામા તો અડચણ નથી–મને અગત વાધો જ નથી પણ લોકો શુ ધારે ? એકબીજા જાણીતા આચાર્યને તેવી જ ઇચ્છા થઈ ત્યારે આડકતરી રીતે ગાંધીજીને પોતાની પાસે આવવા ગોઠવણ કરી બીજા કેટલાય સાધુઓ પ્રામાણિકપણે એમ જ માને છે કે હા એ સારા માણસ છે, પણ તાં‍ સાચા ત્યાગી જૈનસાધુ જેવા કહેવાય ? સેકડો સાધુઓ અને સાધ્વીઓ અમદાવાદ અને મુબાઇમા રહે છે ગાધીજી પણ ત્યા મજીકમા હોય છે, છતા જાણે ત્યાગીવેષ લેવો એ કોઈ એવો ગુન્હો ે કે પછી તેઓ ગાધીજી કે બીજા તેવા પુરુષની પાસે અથવા ઓની સભામા જઈને કશો જ સાત્ત્વિક ફાળો પણ લઈ કે આપી શકે ? જે ત્યાગીઓ ધર્મસ્થાન કહેવાતા પોતાના ઉપાશ્રયોમા કુકઈમાઓની પેરવાઈ કરે, સસારીને પણ શરમાવે એવી ખટપટોમા વખત ગાળે, તદ્દન નિવૃત્તિ અને ત્યાગનો ઉપદેશ દઈ પાછા પાટથી ઉતરી પોતે જ કથાકુથલીમા પડી જાય તે ત્યાગીઓના ચરણમા બેસનાર પેલા બાળદીક્ષિતો, જાણેઅજાણે એ વાતાવરણમાથી શુ શીખે એનો કોઈ વિચાર કરે છે ખરુ ? તેમની સામે શબ્દગત આદર્શ ગમે તે હો, પણ દૃશ્ય અને જાગતો આદર્શ અત્યારે શો હોય છે એ કોઈ જુવે છે ખરુ ? જેને પોતે વિદ્વાન માનતા હોય એવા આચાર્ય કે સાધુ પાસે તેમનાથી જુદા ગચ્છના આચાર્ય કે સાધુ ઇચ્છા છતાં ભણવા જઈ શકે, એટલી ઉદારતા આજના વાતાવરણમા

શકે એવી માન્યતા રૂઢ થઇ છે પરંતુ અનુભવ આપણને કહે છે કે ખરી હકીકત એમ નથી જો પ્રવૃત્તિ કરનાર પોતે શુદ્ધ હોય તો તે દરેક જગાએ શુદ્ધિ આણી અને માચવી શકે છે અને જો એ પોતે જ શુદ્ધ ન હોય તો ત્યાગી વર્ગમા રહેવા છતાં હમેશા કલેશ અને ભ્રમણામા મગ્ન રહ્યા કરે છે આપણે ત્યાગી મનાતા જૈનોને ખટપટ, પ્રપંચ અને અશુદ્ધિમા તણાતા ક્યા નથી જોતા ? જો તટસ્થ એવા મોટા ત્યાગીવર્ગમા એકાદ વ્યક્તિ ખરેખર જૈન મળી આવવાનો સભવ હોય તો આધુનિક રાષ્ટ્રીય પ્રવૃત્તિ અને રાજકીય ક્ષેત્રમા ઝપલાવનાર મોટા વર્ગમા તેથી એ વધારે ત્યાગ ગુણજૈનત્વને ધારણ કરનારી અનેક વ્યક્તિઓ ક્યા નથી મળી આવતી કે જે જન્મથી પણ જૈન છે વળી ત્યાગી મનાતા જૈન વર્ગ પણ રાષ્ટ્રીયતા અને રાજકીય ક્ષેત્રમા સમયોચિત ભાગ લેવાના દાખલાઓ જૈન સાહિત્યના ઇતિહાસમા ક્યા ઓછા છે ? ફેર હોય તો એટલો જ છે કે તે વખતની ભાગ લેવાની પ્રવૃત્તિમા સાંપ્રદાયિક ભાવના અને નૈતિક ભાવના સાથે જ કામ કરતી, જ્યારે આજે સાંપ્રદાયિક ભાવના જરા કાર્યસાધક કે ઉપયોગી થઇ શકે તેમ નથી એટલે જો નૈતિક ભાવના અને અર્પણવૃત્ત હૃદયમાં હોય (જેનો શુદ્ધ જૈનત્વ સાથે સંપૂર્ણ મેળ છે) તો ગૃહસ્થ કે ત્યાગી કોઇપણ જૈને તેના જૈનત્વને જરા પણ બાધ ન આવે અને ઉલટું વધારે પોષણ મળે એવી રીતે કામ કરવાનો રાષ્ટ્રીય તેમજ રાજકીય ક્ષેત્રમા પૂર્ણ અવકાશ છે ઘર અને વ્યાપારના ક્ષેત્ર કરતા રાષ્ટ્ર અને રાજકીય ક્ષેત્ર મોટુ છે, એ વાત ખરી પણ વિશ્વની સાથે પોતાનો મેળ હોવાનો દાવો કરનાર જૈન ધર્મ માટે તો રાષ્ટ્ર અને રાજકીય ક્ષેત્ર એ પણ એક ઘર જેવુ નાનકડુ જ ક્ષેત્ર છે ઉલટુ આજે તો એ ક્ષેત્રમા એવા કાર્યો દાખલ થયા છે કે જેનો ત્યાગમા વધારે મેળ જૈનત્વ (સમભાવ અને સત્યદૃષ્ટિ) સાથે જ છે મુખ્ય વાત તો એ જ છે કે કોઈ કાર્ય અગર ક્ષેત્ર સાથે જૈનત્વનો તાદાત્મ્ય સબંધ નથી કાર્ય અને ક્ષેત્ર ગમે તે હોય પણ જો જૈનત્વદૃષ્ટિ રાખી એમા પ્રવૃત્તિ થાય તો તે બધુ શુદ્ધ જ હોવાનુ

બીજો પ્રશ્ન લગ્નપ્રથા અને નાતજાત આદિના સંબંધ વિષે છે આ બાબતમાં જાણવું જોઈએ કે જૈન તંત્રનું પ્રસ્થાન એકાંત ત્યાગ વૃત્તિમાંથી થએલું છે ભગવાન મહાવીરને જો કોઈ પોતાની સાધનામાંથી આપવા જેવું જણાયું હતું તો તે એકાંતિક ત્યાગ જ હતો પણ એવા ત્યાગના ઈચ્છનાર સુદ્ધાં બધા એકાએક એવી ભૂમિકાએ પહોંચી ન શકે, એ લોકમાનસથી ભગવાન્ અજાણ્યા ન હોતા એટલે જ તેઓ ઉમેદવારના ઓછા કે વધતા ત્યાગમાં સંમત થઈ, 'मा पडिबन्धं कुणह'-વિલંબ ન કર-એમ કહી સંમત થતા ગયા અને બાકીની ભોગવૃત્તિ અને સામાજિક મર્યાદાઓનું નિયમન કરનારાં શાસ્ત્રો તો તે કાળે પણ હતાં, આજે પણ છે અને આગળ પણ રચાશે સ્મૃતિ જેવાં લૌકિક શાસ્ત્રો લોકો આજ સુધી ઘડતા આવ્યા છે અને આગળ પણ ઘડશે દેશકાળ પ્રમાણે લોકો પોતાની ભોગમર્યાદા માટે નવા નિયમો, નવા વ્યવહારો ઘડશે જૂનામાં ફેરફાર કરશે અને ઘણું ફેંકી પણ દેશે એ લૌકિક સ્મૃતિઓમાં ભગવાન પડ્યા જ નથી ભગવાનનો ધ્રુવ સિદ્ધાંત ત્યાગનો છે લૌકિક નિયમોનું ચક્ર તેની આજુબાજુ ઉત્પાદ વ્યયની પેઠે ધ્રુવ સિદ્ધાંતને અડચણ ન આવે એવી રીતે ફર્યા કરે એટલું જ જોવાનું રહે છે આજ કારણથી જ્યારે સ્વધર્મ પાળનાર તરીકે જૈનસમાજ વ્યવસ્થિત થયો અને ફેલાતો ગયો ત્યારે તેણે વૈદિક નિયમોવાળા ભોગ અને સામાજિક મર્યાદાનું પ્રતિપાદન કરતાં અનેક શાસ્ત્રો રચ્યાં જે ન્યાયે ભગવાન પછીના હજાર વર્ષમાં સમાજને જીવતો રાખ્યો તે જ ન્યાય સમાજને જીવતો રહેવા માટે હાથ ઊંચો કરી કહે છે કે 'તું સાવધ થા, તારી પાસે પથરાએલી પરિસ્થિતિ જો અને પછી સમયાનુસારી સ્મૃતિઓ રચ તું એટલું ધ્યાનમાં રાખજે કે ત્યાગ એ જ સાચું લક્ષ્ય છે, પણ સાથે એ પણ ધ્યાનમાં રાખજે કે ત્યાગ વિના ત્યાગનો ડોળ તું કરીશ તો જરૂર મરીશ, અને પોતાની ભોગ મર્યાદાને સંકેલે તેવી રીતે સામાજિક જીવનની ઘટના કરજે માત્ર સ્ત્રીત્વને કારણે કે પુરુષત્વને કારણે એકની ભોગવૃત્તિ વધારે છે અથવા બીજાની ઓછી છે અથવા એકને પોતાની વૃત્તિઓ તૃપ્ત કરવાનો

ગમે તે રીતે હક્ક છે અને બીજાને વૃત્તિના ભોગ બનવાનો જન્મસિદ્ધ હક્ક છે એમ કદી ન માનતો,' સમાજધર્મ સમાજને એ પણ કહે છે કે સામાજિક સ્મૃતિઓ એ સદાકાળ એકસરખી હોતીજ નથી ત્યાગના અનન્ય પક્ષપાતી ગુરુઓએ પણ જૈનસમાજને બચાવવા અગર તો તે વખતની પરિસ્થિતિને વશ થઈ આશ્રય પમાડે તેવા ભોગમર્યાદાવાળા વિધાનો ર્યા છે હવેની નવીન જૈનસ્મૃતિઓમાં ચોસઠ હજાર તો શું પણ એ સ્ત્રીઓ પણ સાથે ધરાવનારની પ્રતિષ્ઠાનું સ્મરણ નાશ પામેલું હશે, તો જ જૈન સમાજ માનભેર ધર્મસભામાં જેમાં મોઢું બતાવી શકશે હવેની નવી સ્મૃતિના પ્રકરણમાં એક સાથે પાચ પતિ વરાવનાર દ્રૌપદીના સતીત્વની પ્રતિષ્ઠા નહિ હોય છતાં પ્રામાણિક-પણે પુનર્લગ્ન કરનાર સ્ત્રીના સતીત્વની પ્રતિષ્ઠા નોંધ્યે જ છૂટકો છે હવેની સ્મૃતિમાં ૪૦ થી વધારે વયની ઉમરવાળા પુરુષનું કુમારી કન્યા સાથે લગ્ન એ બળાત્કાર કે વ્યભિચાર જ નોધાશે એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કરનાર હવેની જૈનસ્મૃતિમાં સ્ત્રીઘાતકી ગણાશે કારણ કે આજે નૈતિક ભાવનાનું બળ જે વેગમાં કેળાઈ રહ્યુ છે તેની અવગણના કરીને જૈનસમાજ બધાની વચ્ચે માનપૂર્વક રહી જ ન શકે નાતજાતનાં બંધનો સખત કરવાં કે ઢીલાં કરવા એ પણ વ્યવહારની સગવડો જ અગત્યની હોવાથી તેના વિધાનો નવેસર જ કરવા પડશે આ બાબતમાં જૂના શાસ્ત્રોનો આધાર શોધવો જ હોય તો જૈનસાહિત્યમાંથી મળી શકે તેમ છે પણ એ શોધનો મહેનત કર્યા કરતાં 'શુદ્ધજૈનત્વ'-સમભાવ અને સત્ય-કાયમ રાખી તેના ઉપર વ્યવહારને બંધ બેસે એવી રીતે જૈનસમાજને જીવન અર્પનાર લૌકિક સ્મૃતિઓ રચી લેવામાં જ વધારે શ્રેય છે

ગુરુસંસ્થાને રાખવા કે ફેંકી દેવાના સવાલ વિષે કહેવાનું એ છે કે આજ સુધીમાં ઘણીવાર ગુરુસંસ્થા ફેંકી દેવામાં આવી છે અને છતાં તે ઊભી છે પાર્શ્વનાથની પાછળથી વિકૃત થએલ પરંપરા મહાવીરે ફેંકી દીધી તેથી કાંઈ ગુરુસંસ્થાનો અંત ન આવ્યો ચૈત્યવાસીઓ ગયા પણ સમાજે બીજી સંસ્થા માગી જ લીધી

જતિઓના દિવસો ભગતા ગયા ત્યાં તો સંવેગી ગુરુઓ આવીને ઉભા જ રહ્યા ગુરુઓને ફેંકી દેવા એનો અર્થ એ કદી નથી કે સાચાં જ્ઞાન કે સાચા ત્યાગને ફેંકી દેવા સાચુ જ્ઞાન અને સાચો ત્યાગ એ એવી વસ્તુ છે કે તેને પ્રલય પણ નષ્ટ કરી શકતો નથી ત્યારે ગુરુઓને ફેંકી દેવાનો અર્થ શો? એનો અર્થ એટલો જ કે અત્યારે જે અજ્ઞાન, ગુરુઓને લીધે પોષાય છે, જે વિક્ષેપથી સમાજ ગોપાય છે તે અજ્ઞાન અને વિક્ષેપથી બચવા માટે સમાજે ગુરુસંસ્થા સાથે અસહકાર કરવો આ અસહકારના અગ્નિતાપ વખતે સાચા ગુરુઓ તો કુંદન જેવા થઇ આગળ તરી આવવાના, જે મેલા હશે તે શુદ્ધ થઇ આગળ આવશે અને કાં તો બળી ભસ્મ થશે પણ હવે સમાજને જે જાતના જ્ઞાન અને ત્યાગવાળા ગુરુઓની જરૂર છે (સેવા લેનાર નહિ પણ સેવા દેનાર–માર્ગદર્શકોની જરૂર છે) તે જાતના જ્ઞાન અને ત્યાગવાળા ગુરુઓ જન્માવવા માટે તેમના વિકૃત ગુરુત્વવાળી સંસ્થા સાથે આજે નહિ તો કાલે સમાજને અસહકાર કર્યે જ છૂટકો છે અલબત જો ગુરુસંસ્થામાં કોઈ માઇનો લાલ એકાદ પણ સાચો ગુરુ હયાત હશે તો આવા સખત પ્રયોગ પહેલા જ ગુરુસંસ્થાને તારાજીથી બચાવશે જે વ્યક્તિ આંતરરાષ્ટ્રીય શાંતિપરિષદ જેવી પરિષદોમાં હાજર થઈ જગતનું સમાધાન થાય તેવી રીતે અહિંસાનું તત્ત્વ સમજાવી શકશે અગર તો પોતાના અહિંસાબળે તેવી પરિષદોના હિમાયતીઓને પોતાના ઉપાશ્રયમાં આકર્ષી શકશે તે જ હવે પછી ખરો જૈનગુરુ થઈ શકશે હવેનું એકસરખું જગત પ્રથમની અલ્પતામાંથી મુક્ત થઇ વિશાળતામાં જાય છે તે કોઈ નાત, જાત, સંપ્રદાય, પરંપરા, વેશ કે ભાષાની ખાસ પરવા કર્યા વિના જ માત્ર શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ત્યાગની રાહ જોતુ ઉભુ છે એટલે જો અત્યારની ગુરુસંસ્થા આપણી શક્તિવર્ધક થવાને બદલે શક્તિબાધક જ થતી હોય તો તેમના અને જૈનસમાજના ભલા માટે પહેલામાં પહેલી તકે સમજદારે તેમની સાથે અસહકાર કરવા એ એક જ માર્ગ રહે છે જો આવો માર્ગ લેવાની પરવાનગી

જૈનશાસ્ત્રમાંથી જ મેળવવાની હોય તો પણ તે સુલભ છે ગુલામી
નતુ સગ્જતી નથી અને જૂનું ફેંકતી કે સુધારતી પણ નથી.
વૃત્તિ સાથે ભય અને લાલચની સેના હોય છે જેને સ
પ્રતિષ્ઠા વરવી હોય તેણે ગુલામીવૃત્તિનો બુરખો ફેંકીને, છતાં નમ્ર
નમ્રતા કાયમ રાખીને જ વિચાર કરવો ઘટે

ધંધાપરત્વેના છેલ્લા પ્રશ્નના સંબંધમાં જૈનશાસ્ત્રની મર્યાદા બ
ટૂંકી અને ટચ છતાં સાચો ખુલાસો કરે છે અને તે એ છે કે '
બીજાનો ધંધો ધર્મ વિરુદ્ધ કે નીતિવિરુદ્ધ હોય તે બીજાનો ઉપ
પણ ધર્મ અને નીતિવિરુદ્ધ છે જેમ માંસ અને મદ્ય જૈનપરં
માટે વર્જ્ય લેખાયાં છે તો તેનો ધંધો પણ તેટલો જ નિષેધપા
છે અમુક બીજાનો ધંધા સમાજ ન કરે તો તેણે તેનો ઉપયોગ
પણ છોડવો જ જોઈએ આ જ કારણથી અન્ન, વસ્ત્ર અને વિવિ
વાહનોની મર્યાદિત ભોગતૃષ્ણા ધરાવનાર ભગવાનના મુખ્ય ઉપાસકો
અન્ન વસ્ત્ર આદિ બધું નીપજાવતા અને તેનો ધંધો પણ કરતા જે
માણસ બીજાની કન્યાને પરણી વર બાંધે અને પોતાની કન્યાને
બીજા સાથે પરણાવવામાં ધર્મનાશ જુએ એ કાંતો ગાંડો હોવો
જોઈએ અને ડાહ્યો હોય તો જૈનસમાજમાં પ્રતિષ્ઠિત સ્થાન ભોગવતો
ન જ હોવો જોઈએ જે માણસ કોનસા લાકડા, ચામડા અને યંત્રો
જથાબંધ વાપરે તે માણસ કોણીતી રીતે તેવા ધંધાનો ત્યાગ કરતો
હશે તો એનો અર્થ એ જ કે તે બીજા પાસે તેવા ધંધાઓ કરાવે
છે કરાવવામાં જ વધારે દોષ છે અને કરવામાં તેમ જ સમ્મતિ
આપવામાં જ ઓછો દોષ છે એવું કાંઈ એકાંતિક કથન જૈનશાસ્ત્રમાં
નથી ઘણીવાર કરવા કરતાં કરાવવા અને સમ્મતિમાં જ વધારે
દોષ હોવાનો સંભવ જૈનશાસ્ત્ર માને છે જે બૌદ્ધો માંસનો ધંધો
કરવામાં પાપ માની તેવા ધંધા જાતે ન કરતા માંસના માત્ર
ભોગને નિષ્પાપ માને છે તે બૌદ્ધોને જો જૈનશાસ્ત્ર એમ કહેતું હોય
કે તમે ભલેને ધંધો ન કરો પણ તમારાદ્વારા વપરાતા માંસને

કાર કરનાર લોકોના પાપમાં તમે ભાગીદાર છો જ" તો શું તે જ પક્ષ જૈનશાસ્ત્ર કેવળ કુળધર્મ હોવાને કારણે જૈનોને એ વાત હેતા અચકાશે ? નહિ કદી જ નહિ એ તો ખુલ્લે ખુલ્લું કહેવાનું કે તો ભોગ્ય ચીજોનો ત્યાગ કરો અને ત્યાગ ન કરો તો જેમ તેને ઉત્પન્ન કરવા અને તેનો વ્યાપાર કરવામાં પાપ લેખો છો તેમ બીજાઓ દ્વારા તૈયાર થયેલી અને બીજાઓ દ્વારા પૂરી પડાતી તે જ ચીજોના ભોગમાં પણ તેટલું જ પાપ લેખો જૈનશાસ્ત્ર તમને પોતાની મર્યાદા જણાવશે કે "દોષ કે પાપનો સંબંધ ભોગવૃત્તિ સાથે છે, માત્ર ચીજોના સંબંધ સાથે નથી" જે જમાનામાં મજૂરી એ જ રોટી છે એવું સૂત્ર જગદ્વ્યાપી થતું હશે તે જમાનામાં સમાજની અનિવાર્ય જરુરિયાતવાળા અન્ન વસ્ત્ર, રસ, મકાન, આદિને જાતે ઉત્પન્ન કરવામાં અને તેનો જાતે ધંધો કરવામાં દોષ માનનાર દાનો અવિચારી છે અને કાં તો ધર્મઘેલો છે એમ જ મનાશે

ઉપસંહાર—ધારવા કરતા શાસ્ત્રમર્યાદાનો વિષય વધારે લાંબો થયો છે પણ મને જ્યારે સ્પષ્ટ દેખાયું કે એને ટુંકાવવામાં અસ્પષ્ટતા રહેશે એટલે થોડુંક લંબાણ કરવાની જરૂર પડી છે આ લેખમાં મે શાસ્ત્રોના આધારો જાણીને જ નથી ટાંક્યા, કેમકે કોઈ પણ વિષય પર વે અનુકૂળ અને પ્રતિકૂળ બન્ને જાતના શાસ્ત્ર વાક્યો મેળવી શકાય છે અગર તો એક જ વાક્યમાંથી બે વિરોધી અર્થો ઘટાવી શકાય છે મે સામાન્ય રીતે બુદ્ધિગમ્ય થાય એવું જ રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે, છતાં મને જે કાંઈ અલ્પસ્વલ્પ જૈનશાસ્ત્રનો પરિચય થયો છે અને ચાલુ જમાનાનો અનુભવ મળ્યો છે તે બન્નેની એકવાક્યતા મનમાં રાખીને જ ઉપરની ચર્ચા કરી છે છતાં મારો આ વિચાર વિચારવાની અને તેમાંથી નકામું ફેંકી દેવાની સૌને છૂટ છે જે મને મારા વિચારોમાં ભૂલ સમજાવશે તે વયમાં અને જાતિમાં ગમે તેવો, અને ગમે તે હોવા છતાં મારા આદરનો પાત્ર અવશ્ય થશે

સુખલાલ

# ખરી આધ્યાત્મિકતા

આજે અહીં ધર્મ એ વિષયનો જુદી દૃષ્ટિથી વિચાર કરવાનો પ્રયત્ન કર્યો છે તે વિચાર કરતા પહેલાં ધર્મની આવશ્યકતા વિષે થોડો વિચાર કરીએ મનુષ્યને ધર્મની અગત્ય શા માટે છે ? પ્રથમ તો નૈતિક ઉન્નતિ માટે ધર્મની ખાસ અગત્ય છે નીતિમય વર્તન માટે માત્ર નીતિનું સત્યતાનુ જ્ઞાન બસ નથી એ આપણે અનુભવથી જાણીએ છીએ મનુષ્ય પ્રલોભનોને વશ થાય છે તે માત્ર સદાચરણના જ્ઞાનના અભાવે નથી હોતુ પરન્તુ જ્ઞાન છતા, સદાચરણબળની ખામીને લીધે અર્થાત્ ધર્મબળના અભાવે તે પાપમા પડે છે એ રીતે વિચાર કરતા જણાશે કે નીતિની ઉન્નત ભાવના ટકાવી રાખવા માટે તેમજ વ્યવહારમા નીતિના ઉચ્ચ આદર્શ અમલમા મુકવા માટે ધર્મ અથવા ધાર્મિક બળની ખાસ આવશ્યકતા છે

મનુષ્ય બંધુ માટે ભ્રાતૃભાવની લાગણી ખીલવવા માટે, સેવા ભાવ જાગૃત કરવા માટે અને હૃદયની વિશાળતા કેળવવા માટે ધર્મ સિવાય બીજુ એક પણ સાધન નથી હૃદયની આ ઉંડી લાગણી એ બુદ્ધિનો વિષય નથી પુસ્તકોના અભ્યાસથી કે વિજ્ઞાનથી એ ઉત્પન્ન થઈ શકતી નથી ધાર્મિકતા–આધ્યાત્મિક વૃત્તિ હોય તો જ માનવ બન્ધુ માટે અનુકમ્પાની, સહાનુભૂતિની સેવાની ભાવના ઉત્પન્ન થાય છે અને ગમે તેવા વિષમ પ્રસંગે તે કાયમ રહે છે

સંકટ સમયે ધૈર્યબળ માટે ધર્મની ખાસ અગત્ય જણાય છે પ્રિય જનના મૃત્યુ પ્રસંગે કોઇ મોટી આપત્તિને પ્રસંગે કે સામાન્ય આધિવ્યાધિને પ્રસંગે ધૈર્ય રાખવાની વૃત્તિ, ધાર્મિકતા સારી રીતે

કેળવાયા વિના શક્ય નથી સમસ્ત બ્રહ્માડનુ નિયન્ત્રણ એક અગમ્ય પરંતુ અંતે કલ્યાણમય યોજનાનુસાર થાય છે એવી ઉડી શ્રદ્ધા હોય તો જ એવે કઠિન પ્રસંગે મનુષ્ય ધૈર્ય ધારણ કરી શકે છે

આ જીવનને અંતે, આપણા દેહના નાશ પછી અવશેષ અશની ઉત્તરોત્તર ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ધર્મ સિવાય બીજો એક પણ ઉપાય નથી પરલોક અને પરકાળના સ્વરૂપ વિષે ગમે તેટલો મતભેદ હોઈ શકે પરન્તુ નાશવત દેહના અવસાન પછી ચેતનરૂપ આત્માની કોઈ પ્રકારની સ્થિતિ માનવી પડે છે, અને એ સ્થિતિની ઉત્તરોત્તર ઉન્નતિ પણ થવાની આવશ્યકતા જણાય છે તો તે ઉન્નત સ્થિતિ ધર્મ સિવાય બીજે કયે માર્ગે સંભવિત છે?

ધર્મની આ રીતે આવશ્યકતા આપણે સ્વીકારીએ તો એટલુ સ્પષ્ટ કબુલ કરવુ પડશે કે પ્રચલિત કોઈ પણ ધર્મ કે પથ જો ઉપર જણાવેલી જરુરિયાતો ન પૂરી પાડે તે આપણે માટે ધર્મ નથી, તે ગમે તેટલો જૂનો કે પ્રતિષ્ઠા પામેલો હોય તો પણ આપણે માટે તે વર્જ્ય છે જે પથના ધર્મપુસ્તકો અગર વિધાનો નીતિની પરમ ઉન્નત ભાવનાને વિઘાતક હોય-તેમનુ અતર રહસ્ય ગમે એટલુ ઊંડા તત્ત્વજ્ઞાન કે ગૂઢ ભાવનાઓથી ભરેલુ હોય છતા વ્યવહારમા અને સ્થૂળ ઉપયોગમા તે નીતિના વિચાર વાણી કે વર્તનને બાધકર્તા હોય-તો તે આપણે માટે ધર્મ નથી-તે સર્વથા અગ્રાહ્ય છે એ જ રીતે જે ધર્મના પાલનથી, જેના બાહ્યાચારો સપૂર્ણપણે અને શુદ્ધ નિષ્ઠાભાવે નિરતર પાળતા છતા સકટ સમયે જે ચિત્તનો ક્ષોભ ટાળવા માટે ધૈર્યબળ ન આપી શકતો હોય, જેનાથી આત્માને પરમ શાંતિ પ્રાપ્ત થઈ ઉદ્વેગરહિત ચિત્ત ન થતુ હોય તે ધર્મ તરીકે શા ઉપયોગનો છે?

જે ધર્મપાલનથી ચિત્તની વૃત્તિ સકુચિત થઈ જતી હોય હૃદયની વિશાળતાને બદલે પોતાનું, પારકુ ઉચ, નીચ, ...

અસ્પૃશ્ય, શૌચ, અશૌચ એવા ભેદ પાડી માનવ સમાજમા બંધુતાને બ લે વાડા પાડી સ્વાર્થી વૃત્તિ વધારવામા મહાયભૂત થતો હોય તે ધર્મ નથી પણ ધર્મનો ઢોગ માત્ર છે

આ સર્વ દૃષ્ટિથી વિચાર કરી માનવસમાજની વર્તમાન અભિલાષાઓ અને જરુરિયાતો લક્ષમા રાખી નવી વિશાળ દૃષ્ટિથી ધર્મ અને ધર્મસંસ્થાઓની યોજના થવાની સત્વરે જરુર છે એ ફરજ ધર્માચાર્યની ખાસ કરીને છે એ ફરજમાથી તેઓ ચૂકશે અગર જીર્ણ અને નિરુપયોગી થઈ ગયેના બાહ્યાચારને પ્રાધાન્ય આપી ધર્મના વાસ્તવિક સ્વરૂપ અથવા ખરી આધ્યાત્મિકતા પ્રત્યે દુર્લક્ષ રાખશે તો નજદીકના ભવિષ્યમા એ ધર્મો, ધર્માચાર્યો અને ધર્મસસ્થાઓ નષ્ટપ્રાય થશે અને ઈતિહાસના પૃષ્ઠ ઉપરથી તે વિલુપ્ત થશે

ગટુલાલ ગોપીલાલ ધ્રુવ
(એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર)

અસ્પૃશ્ય, શૌચ, અશૌચ એવા ભેદ પાડી માનવ સમાજમા બંધુતાને બ લે વાડા પાડી સ્વાર્થી વૃત્તિ વધારવામા મદદભૂત થતો હોય તે ધર્મ નથી પણ ધર્મનો ઢોંગ માત્ર છે

આ સર્વ દૃષ્ટિથી વિચાર કરી માનવસમાજની વર્તમાન અભિલાષાઓ અને જરુરિયાતો લક્ષમા રાખી નવી વિશાળ દૃષ્ટિથી ધર્મ અને ધર્મસંસ્થાઓની યોજના થવાની સત્વરે જરુર છે એ ફરજ ધર્માચાર્યની ખાસ કરીને છે એ ફરજમાથી તેઓ ચૂકશે અગર જીર્ણ અને નિરુપયોગી થઈ ગયેલા આચારોને પ્રાધાન્ય આપી ધર્મના વાસ્તવિક સ્વરૂપ અથવા ખરી આધ્યાત્મિકતા પ્રત્યે દુર્લક્ષ રાખશે તો નજદીકના ભવિષ્યમા એ ધર્મો ધર્માચાર્યો અને ધર્મસંસ્થાઓ નષ્ટપ્રાય થશે અને ઈતિહાસના પૃષ્ઠ ઉપરથી તે વિલુપ્ત થશે

ગટુલાલ ગોપીલાલ ધ્રુવ
(એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર)

જૈન સાહિત્ય સંશોધક ગ્રંથમાળા

# પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો

[ વર્ષ બીજું ]

પૂર્વાર્ધ



પંડિત સુખલાલ
પંડિત બેચરદાસ

# પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો

[ વર્ષ બીજું ]

[illegible] જૈન [illegible]
શ્રી [illegible] ભંડાર.
ગોડીજી મહારાજની ચાલ, પાયધુની, મુંબઈ



પંડિત સુખલાલ
પંડિત બેચરદાસ

પ્રકાશક
કેશવલાલ નગીનદાસ શાહ
મંત્રી.
પર્યુષણ પર્વ વ્યાખ્યાનમાળા
લાલશંકરનો બંગલો,
એલીસબ્રીજ અમદાવાદ



મુદ્રક :
ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન વસંત મુદ્રણાલય
ઘીકાંટા રોડ અમદાવાદ

# વ્યાખ્યાનોનો અનુક્રમ


| વિષય | વક્તા | પૃષ્ઠ |
|---|---|---|
| ત્યાગી સંસ્થા હોવી જોઇએ? હોવી જોઈએ તો | સુખલાલજી | ૧ |
| છાત્રાલયોમા અને બીજી સંસ્થાઓમા ધાર્મિક શિક્ષણ હોવુ જોઇએ કે નહિ? અને હોવુ જોઈએ તો કયા પ્રકારનું? | ,, | ૨૧ |
| તીર્થોની પ્રતિષ્ઠા કેમ સચવાય? | ,, | ૨૮ |
| ત્રણે જૈન ફીરકાઓના પરસ્પર સબંધ અને મેળનો વિચાર | ,, | ૩૪ |
| શિષ્યચોરીમિમાંસા | , | ૪૩ |
| શાસ્ત્રીય દૃષ્ટિએ અને સમયધર્મની દૃષ્ટિએ દીક્ષાની વિચારણા | બેચરદાસ | ૬૦ |
| સાત ક્ષેત્રની યોજનાનો સદુપયોગ | ,, | ૯૨ |

# નિવેદન

તદ્દન જ જાહેર રીતે કરવામાં આવેલી આ બીજી વ્યાખ્યાન માળા છે ગયા વર્ષની અને આ વર્ષની વ્યાખ્યાનમાળામા થોડો ફેર છે, અને તે ફેર પરિસ્થિતિને આભારી છે ગયે વર્ષે રાષ્ટ્રીય ઝુંબેશ પ્રચંડ રૂપમાં ચાલતી હતી તેથી ચર્ચાનો દરેક વિષય મુખ્યત્ત એ દૃષ્ટિએ ચર્ચાએલો હતો આ વર્ષે એ દૃષ્ટિ ગઇ નથી પણ રહેજે ગૌણ થઈ છે દેખીતો ફેરફાર ગમે તેટલો હોય છતાં મૂળ વસ્તુમાં કશો ફેરફાર નથી અને તે વસ્તુ એટલે જૈન ધર્મનાં મૂળ તત્ત્વો કાયમ રાખી તેને દેશકાળ પ્રમાણે વિશેષ ઉપયોગી બનાવવાની દૃષ્ટિ.

જીવન એટલે ફેરફાર પામતું એક તત્ત્વ, આ માન્યતા જૈન ધર્મની છે અને તે સર્વમાન્ય પણ છે ઇચ્છા ન હોય અને બુદ્ધિ ન વાપરીએ છતાં દરેક વસ્તુની પેઠે ધાર્મિક પ્રદેશમાં પણ ફેરફાર થવાનોજ અલબત એ ફેરફાર ઘણીવાર કદુપો અને નુકસાનકારક પણ નિવડે જે ધર્મો જગતને લાભદાયક થાય એવી રીતે જીવવા માગે અને માન પ્રતિષ્ઠા મેળવવા ઇચ્છે તેમને ઇચ્છા, બળ અને

બુદ્ધિને સતેજ કરી ફેરફાર કર્યેજ છૂટકો છે ઘણા જણ ફેરફારથી ડરે છે પણ તેઓ એ નથી જાણતા કે એમની બીક, એમનું સંકુચિતપણું અને એમનું અજ્ઞાન પણ એક જાતનો ભારે ફેરફાર સર્જે છે (અલબત તે બેહૂદો હોય છે એ જુદી વાત) તેથી બુદ્ધિ અને સદ્ભાવપૂર્વક ફેરફાર સૂચવવામા અને કરવામા વિશેષ સલામતી છે એ વસ્તુ જેટલી જલદી સમજાય તેટલુંજ વિશેષ ભલું છે

પર્યુષણમાં ધાર્મિક પ્રવચનો ગૃહસ્થો કરે એ કદાચ ઘણાને સાલે. પરતુ આ સ્થિતિ ઊભી થવાનાં કારણો ઉપર જે કોઇ વિચાર કરશે તેને સમજાયા વિના નહિ રહે કે આવી સ્થિતિ ધર્મગુરુઓએ આપોઆપ ઊભી કરી છે એક બાજુ સામાજિક, રાષ્ટ્રીય અને ધાર્મિક પ્રશ્નો દિવસે દિવસે વિશેષ અને વિશેષ જટિલરૂપમાં આપણી સામે આવી ઉકેલ માગે છે, જ્યારે બીજી બાજુ લગભગ આખો ગુરુવર્ગ આ બાબત કા તો ઉદાસીન છે અને કાં તો કાંઈ પણ નવી દિશા સૂચવવા અશક્ત છે, અથવા તો એમ કરતાં બહુ ડરે છે પરિણામે જિજ્ઞાસુ અને વિચારક વર્ગ પોતાની મરજી વિરુદ્ધ પણ તેમની પાસે જતા ખચકાય છે અને કેટલોક વર્ગ તો તેઓ પાસે જતો જ નથી સેંકડો વિદ્યાર્થીઓ અને બીજા જિજ્ઞાસુઓને ખુલ્લેખુલ્લા એમ કહેતા સાભળ્યા છે કે ધર્મસ્થાનોમાં ધર્મગુરુઓ પાસે જઈએ તો ખરા પણ ત્યાંથી મેળવવું શુ? અમુક પ્રશ્ન કર્યો અને તેનો ઉત્તર જો તેઓ આપે અને તેમાં શકા કરવામાં આવે તો તેઓ ચીડાઈજ જવાના, કદાચ તે પોતે ન ચીડાય તો પણ પાસે બેઠેલા તેમના મક્કમ શ્રાવકોની આંખ એવી થવાની કે જેથી પ્રશ્ન કરનાર સહજ રીતે જ સંકોચ પામે જો ધર્મગુરુઓ ઊંડા અભ્યાસી, નિખાલસ અને ઉદાર બને તો એમને કશોજ ભય રાખવાને કારણ નથી વ્યાખ્યાનમાળામાં આવનાર પ્રવચનકારો પોતે પણ એ ધર્મગુરુઓ પાસે જવાના અને તેમની ઉપાસના કરવાના જે લોકો ૫ જવાબદાર-

લાનજી કે મહાત્માજીની પાસે પહોચવા ગાંડાઘેલા થઇ જાય છે તેઓને કાંઈ એમની સાથે સગપણ નથી, અથવા એમના રૂપનો મોહ નથી પણ એમનું આકર્ષકપણ એમની સેવાવૃત્તિ, સાચો ત્યાગ, વિશાળ ઉદારપણુ અને સમભાવમા સમાએલુ છે આ ગુણો જો ધર્મગુરુઓ ધારણ ન કરે તો ગમે તેટલુ ઈચ્છવા છતાં અને ગમે તેટલા પ્રલોભનો રેડવા છતા પણ તેમના ઉપાશ્રયો (ખાલી નહિ તો) સ્વતંત્ર અને વિચારક પ્રકૃતિના શ્રોતાઓથી વધારેને વધારે ખાલીજ રહેવાના

આજ કારણને લીધે વ્યાખ્યાનમાળાનો આરભ કરતાં અમે સ્પષ્ટ જણાવ્યુ હતું કે કા તો ધર્મગુરુઓ અમને પોતાના ધર્મસ્થાનોમા લિખિતવાર બોલવાની પ્રશ્ન કરવાની અને ચર્ચા કરવાની તક આપે અને કાં તો તેઓ જાહેર વ્યાખ્યાનસ્થળમાં આવી લિખિતવાર પોતાનું કથન રજુ કરે. અત્યારે આ નોતરૂ કદાચ ઉપહાસજનક લાગે પણ એ સમય દૂર નથી કે જ્યારે તેમને કોઈ અને કોઈ નવા માર્ગે અથવા સુચિત માર્ગ સ્વીકારવો જ પડશે

ગયા વર્ષની વ્યાખ્યાનમાળાનો પ્રચાર કરવા કોઇ ખાસ પ્રયત્ન કરવામા નથી આવ્યો છતા એની બધી નકલો લગભગ ખપી ગઈ છે એ ઉપરથી સામાજિક રુચિનો કાંઈક ખ્યાલ આવે છે આ વર્ષની વ્યાખ્યાનમાળામાં પણ ગયા વર્ષની પેઠે બે ભાગ રાખવામાં આવ્યા છે એક જનવક્તાઓનો અને બીજો જૈનેતર વક્તાઓનો સવારે જે પ્રવચનો થતાં તે જૈન વિષયો ઉપર અને જૈનવક્તાઓ દ્વારાજ થતાં બપોરે બીજા ભાઇઓને નોતરવામા આવતા વિષયની પસંદગી મુખ્ય ભાગે બોનવાની તૈયારી ઉપર રખાઈ હતી અને બોલનાર પોતાનુ કથન લખીને આપે એ નિયમ પણ હતો પરિણામે જવાબદારી, વ્યવસ્થા અને તાત્વિકતા એ બધુ સચવાયું

આ વર્ષે એક વિશેષતા એ હતી કે દિગંબર સમાજના પ્રતિ-
ત વિદ્વાનો પણ બહારગામથી આવ્યા હતા જેમનાં ભાષણો
એ આ માળામાં વાચશે બ્હેનો પણ આ વર્ષે બોલનાર હતાંજ

સમયની નિયમિતતા અને કાર્યક્રમ ગયા વર્ષની પેઠે બરાબર
ળવાયા હતા તેથી શ્રોતાઓને અકળાવાનું અગર તો ફરિયાદ કર
વાનું કંઈ કારણ ન રહ્યું જે વિચાર કરી શકે જે વ્યવસ્થિત રીતે
વિચાર દર્શાવી શકે તે બધાને બોલવાની તક હોવાથી શાંતિ અને
નિયમિતતા આપોઆપ આવી જતા

આ બીજી વ્યાખ્યાનમાળા છે તેમાં પ્રસિદ્ધ કરવા માટે જેટલા
લેખો નક્કી કર્યાં છે તે બધા હજી છપાયા નથી અને ગ્રાહકોની માગણી
બહુ જ ત્વરાથી આવતી જાય છે તેથી વિશેષ ખર્ચને ભોગે પણ
એમ ઠરાવ્યું છે કે આ વ્યાખ્યાનમાળાના બે ભાગ બહાર પાડવા જે
જે લેખો છપાઈ ગયા છે તેનો પહેલો ભાગ તુરત બહાર પાડવો
જેથી વાંચકોને ધીરજ રહે અને બાકીના લેખો છપાવી કાઢવામાં
અઘટિત ઉતાવળ કરવી ન પડે જેઓએ પ્રથમથી ગ્રાહક તરીકે નામ
નોંધાવી પૈસા આપ્યા છે તેમને ઠરાવેલ કિંમતમાં જ બન્ને ભાગ
મળશે અને હવે પછી જેઓ ગ્રાહક થશે અથવા હવે પછી મંગાવશે
તેમને માટે છપામણી, કાગળ આદિ ખર્ચ પ્રમાણે જોઈ કાંઈ વધારે
કિંમત લેવી કે નહિ એ નક્કી કરવામાં આવશે વાંચકો એટલું યાદ
રાખે કે કિંમતની આંકણીમાં અંગત કમાણીનો હેતુ નહિ રહે

ચર્ચા કરવા માટે પ્રથમથી જાહેર કરેલા બધા વિષયો ઉપર
થોડું કે ઘણું લખવાની અમારી બન્નેની ઇચ્છા હતી પણ કામના
બોજાને લીધે અને તબિયતને કારણે તેમ બની ન શક્યું અમુક
લેખ તો અધુરાજ લખાએલા રહી ગયા તે બદલ વાચકો પાસે
ક્ષમા માગના

'ધર્મ અને જાતમહેનત' એ વિષય વિષે બહુ વિસ્તારથી અને બને તેટલી સ્પષ્ટતાથી લખવા ધારેલું કારણ કે આજે એજ વિષય એક કોયડારૂપ થઇ પડયો છે અને તેના નિરાકરણ ઉપર ધાર્મિક શુદ્ધિનો આધાર છે પરંતુ અનેક અડચણોને લીધે એ કામ થઇ શક્યુ નથી, જે વખત આવે પૂરૂં કરવાની પૂર્ણ ઇચ્છા છે

પંડિત સુખલાલ

પંડિત બેચરદાસ



# ત્યાગી સંસ્થા હોવી જોઈએ? હોવી જોઈએ તો

**દરેક સમાજમા ત્યાગી સસ્થાનુ અસ્તિત્વ**

વૈદિક, બૌદ્ધ, શીખ, પારસી, જૈન આદિ આર્ય જાતિના સમાજો લ્યો કે મુસલમાન, ક્રિશ્ચિયન કૉનફ્યુશ્યસ આદિ આવતર જાતિના સમાજો લ્યો કે ભીલ, કોળી, સથાલ આદિ જગલી યા અસંસ્કારી કહેવાતી જાતિઓના સમાજો લ્યો તો અને તેમા જુઓ તો તમને સર્વત્ર એક અથવા બીજે રૂપે ધર્મપન્થો ચાલતા દેખાશે અને જ્યા ધર્મપન્થો ત્યા કોઈ ને કોઈ પ્રકારની ત્યાગી સસ્થા હોવાની જ. એટલે મનુષ્ય-સમાજના અસ્તિત્વ અને વિકાસની સાથે સાથે ત્યાગી સસ્થાના અસ્તિત્વ અને વિકાસ પણ અનિવાર્ય રીતે હોવાના જ આ ઐતિહાસિક સત્ય છે

**એમાં સમયે સમયે સુધારાને અવકાશ**

અમુક ભૂમિકામાથી ત્યાગી સસ્થા ઉદયમા આવે છે, અમુક સજોગોમા તેનું ભરણપોષણ અને પ્રવૃત્તિકાર્ય ચાલે છે વળી એવા પણ સયોગો ઊભા થાય છે, કે એવી સસ્થાઓમાં સડો વધારે દાખલ થાય છે, એમા ઉપયોગિતા કરતા નકામાપણાનું તત્ત્વ વધી જાય છે અને એ સસ્થા રસોળી જેવુ કે બકરીના ગળાના આચળ જેવુ નકામુ અંગ પણ કયારેક થઈ જાય છે તેવે વખતે તેમા વળી સુધારો દાખલ થાય છે જો સુધારક વધારે અનુભવી અને ... હોય

તો સુધારા દ્વારા એ સંસ્થાને બચાવી લે છે આ રીતે સંસ્થાનું અસ્તિત્વ, તેની પ્રગતિ, તેમાં બગાડ અને તેનો સુધારો, એ બધું ક્રમે ક્રમે સતત ચાલ્યા જ કરે છે કોઈ પણ સમાજ કે ધર્મની ત્યાગી સંસ્થાનો ઇતિહાસ જો આપણે તપાસીએ તો આપણને સ્પષ્ટ જણાઈ આવશે, કે સમયે સમયે સુધારો દાખલ થવાને પરિણામે જ એવી સંસ્થાઓ જીવતી રહી શકી છે એટલે બુદ્ધ કે મહાવીર, ઈસુ કે મહંમદ, શંકર કે દયાનંદ જેવા સમયે સમયે જાગે છે અને તેઓ પોતાની પ્રકૃતિ, પરિસ્થિતિ અને સમજ પ્રમાણે પૂર્વથી ચાલ્યા આવતા અમુક અમુક સમાજોમાં સુધારાનો પ્રાણ ફૂંકે છે અને તે તે સમાજનું અને ત્યાગી સંસ્થાનું ચક્ર આગળ ચાલે છે વળી વખત જતાં એ તખ્તા ઉપર તેમના અનુગામી તરીકે અગર પ્રતિસ્પર્ધી તરીકે બીજા પુરુષો આવે છે અને તેઓ પણ પોતાની દૃષ્ટિએ અમુક ફેરફાર કરી એવી સંસ્થાઓના કુંઠિત ચક્રને વેગવાળું અને ગતિશીલ બનાવે છે એટલે સુધારો એ દરેક સંસ્થાનું જીવન ટકાવવા માટે અનિવાર્ય છે જેનો સુધારો નહિ જેનું પરિવર્તન નહિ, તેનો નાશ જ-લોપ જ-સંભવે છે એજ રીતે બુદ્ધિ અને વિચાર વિનાનું સુધારક કાર્ય પણ પૂરતું ફળદાયક થતું નથી

**ક્યા બીજમાંથી ત્યાગી સંસ્થા જન્મ લે છે ?**

ક્યારેક ક્યારેક જગતમાં એવી વ્યક્તિઓ પાકે છે કે જેમની સમગ્ર બુદ્ધિ, અખંડ પુરુષાર્થ અને અજય ધૂન એ બધું કોઈ તત્ત્વની શોધ પાછળ અથવા તો કોઈ કર્તવ્યના પાલનમાં લાગેલું હોય છે એવી વ્યક્તિઓ દેહનું ધારણ ને પોષણ કરે છે તે માટે જરૂરી સાધનોનો ઉપભોગ પણ કરે છે છતાં તેમની તાલાવેલી પેલી શોધ અને કર્તવ્યપાલન હોવાથી તેમની ઇચ્છાનો કે તેમના રસનો વિષય મુખ્યત શોધ અને તે તે કર્તવ્ય જ બની જાય છે અને દેખીતી રીતે સાધારણ માણસોની જેમ અમુક સાધનોનો ઉપભોગ કરવા

છતાં પણ તેમની ઇચ્છા અને રસવૃત્તિ એ ઉપભોગ તરફ નામ-માત્રની જ હોય છે તેવી વિશિષ્ટ વ્યક્તિઓનું સંપૂર્ણ લક્ષ્ય અને ઇચ્છા-બળ અમુક સાધ્યમાં ચોટેલું હોવાથી તેનો ઉપભોગ ઓછામાં ઓછો, માત્ર સાધનપૂરતો, અને કોઈને બોજારૂપ કે બાધક ન થાય તેવો જ હોય છે ઉચ્ચ અને વિશાળ ધ્યેયની સાધના અને રસવૃત્તિને કારણે એવી વ્યક્તિઓમાં વિકાર, અભિમાન, સંકુચિતતા આદિ દોષો સ્થાન મેળવી શકતા નથી એટલે જ તેવી વ્યક્તિઓનું જીવન સહેજે ત્યાગમય બની જાય છે આવી એકાદ વિભૂતિ કયાય પ્રગટી કે તુરત જ તેના ત્યાગની શીતળ છાયાનો આશ્રય મેળવવા આજુબાજુથી લોભસંતપ્ત પ્રાણીઓ તેની આસપાસ એકઠાં થાય છે અને ઓછે-વત્તે અંશે એની સાધનાની ઉમેદવારી કરવા માટે ઓછોવત્તો અંદરથી કે બહારથી ત્યાગ સ્વીકારે છે આ રીતે કાળક્રમે એક વ્યક્તિના વિશિષ્ટ ત્યાગને પ્રભાવે એકઠા થએલ જનસમૂહમાંથી એક સંસ્થાનું નિર્માણ થાય છે એટલે ત્યાગી સંસ્થાના આવિર્ભાવનું મૂળબીજ તો કોઈ મહાવિભૂતિના ત્યાગમાં જ સમાએલું હોય છે

**ત્યાગી સંસ્થાનું પાલન અને પોષણ કેવી રીતે ચાલે છે?**

જ્યારે એકથી વધારે વ્યક્તિઓની સંસ્થા થઈ એટલે ભલેને તે ત્યાગી સંસ્થા હોય, છતાં તેવી સંસ્થાને પણ પોતાનું પાલન અને પોષણ કરવું પડે છે આવી સંસ્થા પાસે સામાન્ય રીતે શરૂઆતમાં ખાસ કરીને કાંઈ સંપત્તિ કે ચોક્કસ આવકનું સાધન નથી હોતું એટલે તેવી સંસ્થાનું પાલન અને પોષણ માત્ર તેની પ્રતિષ્ઠા ઉપર ચાલે છે પ્રતિષ્ઠાનો આધાર સદ્ગુણો અને જનસમાજને ઉપયોગી સાબીત થવાના ગુણો પર રહેલો છે એટલે જો સંસ્થાની સદ્ગુણો વિષેની ખ્યાતિ વધારે, અને લોકજીવનને ઉપયોગી થવાની ખાત્રી વધારે, તેટલે અંશે તેની પ્રતિષ્ઠા વધારે, અને જેટલે અંશે તેની પ્રતિષ્ઠા વધારે તેટલે અંશે તે લોકોની દાનવૃત્તિને વધારે સ્વાયત્ત કરી શકે છે પાલનપોષણનો આધાર મુખ્યત્વે કરીને પ્રતિષ્ઠા

અને પ્રતિષ્ઠાજનિત લોકોની દાનવૃત્તિ ઉપર જ હોવાથી એવી સસ્થાને અમુક નિયમોનું કર્તવ્ય તરીકે પાલન કરવુ પડે છે એ પાલનને લીધે જ તેનું ભરણપોષણ ચાલ્યા કરે છે અને ધારે ધારે તે સસ્થા એક નિયમોનું યત્ર બની જાય છે

ત્યાગી સસ્થામાં કોઈ પણ ફેરફાર કરવાનો વિચાર ચલાવવાનો હોય ત્યારે એના ગુણ અને દોષ બન્ને તટસ્થ

ગુણો અને દોષો રીતે જ ટૂકમાં પણ તપાસવા જોઈએ જ

ત્યાગી સસ્થાનો સૌથી પહેલો અને મુખ્ય ગુણ એ છે, કે તે સસ્થા જે મૂળ પ્રવર્તક પુરુષને લીધે ઊભી થએલી હોય છે તે મૂળ પુરુષના ઉપદેશ જ્ઞાન, અને જીવનરહસ્યની સાચવણી કરે છે માત્ર સાચવણી જ નહિ પણ તે સસ્થાદ્વારા એવા ઉપદેશ, જ્ઞાન, અને રહસ્યમાં ઊડાણ કેળવાય છે અને તે ઉપર ટીકા-વિવેચનદ્વારા એક વિશાળ અને મામિક સાહિત્યનું નિર્માણ થાય છે આ વિશાળ અને ઊડાણવાળા સાહિત્યના લાભની સાથેને સાથે જ એક દોષ દાખલ થતો જાય છે અને તે સ્વતત્ર બુદ્ધિ, તેમજ સ્વતત્ર પુરુષાર્થની ખામીનો સસ્થા થઈ એટલે તેનું અમુક બધારણ હોવાનું એ બધારણના વર્તુળમાં જે નિયમચક્રને વશ રહેવાનું જાણે અજાણે પ્રાપ્ત થાય છે તેમાં મોટે ભાગે નિર્ભયતાનો ગુણ કચરાઈ જાય છે અને વિચારમાં, વાણીમાં, અને વર્તનમાં ભયનું તત્ત્વ દાખલ થાય છે એ તત્ત્વને લીધે કોઈ બુદ્ધિશાળી અને પુરુષાર્થી સભ્ય હોય તે પણ ઘણી વાર તેવી સસ્થાનું અંગ રહી સ્વતત્ર બુદ્ધિ અને સ્વતત્ર પુરુષાર્થનો વિકાસ નથી કરી શકતો એની બુદ્ધિ અને પુરુષાર્થને મૂળપુરુષના નિયત માર્ગો ઉપર ફરજીઆત ચાલવાનું હોવાથી તે ઘણીવાર નવાં અને સ્વતત્ર સત્યો શોધવામાં નિષ્ફળ નિવડે છે ત્યાગી સસ્થામાં સાંપ્રદાયિકપણાની ભાવના કેન્દ્રસ્થાને હોય છે એ ભાવનામાં સકોચ ભયના તત્ત્વો હોય જ છે જ્યાં સકોચ અને ભય, ત્યાં સ્વતત્ર બુદ્ધિ અને સ્વતત્ર પુરુષાર્થનો વિકાસ સભવી ન જ શકે કોઈ પણ

વૈજ્ઞાનિક જો સકુચિત અને ભયશીન વાતાવરણમા હોય તો તે પોતાની સ્વતત્ર બુદ્ધિ ને સ્વતત્ર પુરુષાર્થ જોઈતા પ્રમાણમાં વાપરી ન જ શકે એટલે આવી શક્તિવાળા સભ્યો ત્યાગી સસ્થાને વિચાર અને જ્ઞાનવિષયક અમુક ફાળો ભલે આપે, મૂળ પુરુષના સાહિત્યમાં ભલે કાંઈક ઉમેરો કરે, પણ તેઓ એ સસ્થામા રહી કોઈ સ્વતત્ર શોધ કે જે મૂળ પુરુષના માર્ગથી અને એ સસ્થાના વતુળથી જુદી પડતી હોય તે કરી શકતા જ નથી એ રીતે કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓમા, સસ્થાના અગ તરીકે રહેવાને પરિણામે બુદ્ધિ અને પુરુષાર્થની સ્વતત્રતા કાઈક તો હણાઈ જ જાય છે આને જ લીધે આપણે કોઈ પણ સસ્થાના સાહિત્યનો ઇતિહાસ તપાસીશુ તો માલમ પડશે, કે તેમા જે પ્રખર વ્યાખ્યાકારો અને ટીકાકારો થયેલા હોય છે, તેઓ પોતાની ટીકા અને વ્યાખ્યામાં મૂળ ગ્રથની નિર્ભય સમાલોચના ભાગ્યે જ કરે છે

ત્યાગી સસ્થાનો બીજો ગુણ એ છે, કે તે મૂળપુરુષ અને તેના બીજા અનુગામી વિશિષ્ટ પુરુષોની મહત્તાનું લોકોને ભાન કરાવે છે લોકોને એવા પુરુષોનો વિશેષ પરિચય પ્રધાનતયા તેમની સસ્થાના સભ્યો મારફત જ મળે છે અને એ રીતે લોકોને અમુક મહાન પુરુષો વિષે માહિતી મેળવવાની અને આદર કેળવવાની તક તે તે સસ્થાદ્વારા જ પ્રાપ્ત થાય છે આ એક ગુણ છે ખરો, પણ તેની સાથોસાથ ત્યાગી સસ્થામા એક મોટો દોષ દાખલ થાય છે, અને તે અભિમાનનો અમુક મૂળપુરુષ અને તેના અનુગામી બીજા વિશિષ્ટ પુરુષોનું મહત્ત્વ જોવા, વિચારવા અને કહેવામાં ઘણી વાર સસ્થાઓ એટલી બધી તલ્લીન થઈ જાય છે કે તેનાં વિચારચક્ષુ બીજા પાડોશી મહાન પુરુષની મહત્તા તરફ ભાગ્યેજ જાય છે તેથી જ આપણે જોઈએ છીએ, કે અમુક ત્યાગી સસ્થાના બુદ્ધિશાળી ગણાતા સભ્યો પણ બીજી તેવી સસ્થાના મૂળ ઉત્પાદક વિષે અથવા અન્ય વિશિષ્ટ પુરુષો વિષે કશુ જ જાણતા નથી હોતા, અને જાણતા હોય

છે તો તે એટલું જ કે તેઓના માન્ય અને અભીષ્ટ પુરુષો સિવાય બાકીના બધા અધૂરા અને ખામીવાળા છે ત્યાગી સંસ્થાના વાતાવરણમાં ઊછરનાર અને રહેનાર બુદ્ધિશાળી સભ્યમાં પણ ઉદારપણે જોવાની અને નિર્ભય પરીક્ષા કરવાની શક્તિ ભાગ્યેજ રહે છે એ વાતાવરણમાં એક જાતનું અભિમાન પોષાય છે, અને તેથી પોતાની સંસ્થા સિવાયના બીજી કોઈપણ સંસ્થાના અસાધારણ પુરુષો તરફ માન અને આદરની દૃષ્ટિથી જોવાની વૃત્તિ ભાગ્યેજ રહે છે ક્રાઇસ્ટનો અનુગામી કૃષ્ણમાં અને બુદ્ધનો અનુગામી મહાવીરમાં વિશેષતા જોવાની શક્તિ ગુમાવી બેસે છે આ અભિમાન ધીરેધીરે આગળ વધતાં બે ત્યાગી સંસ્થાઓ વચ્ચે અંતર ઊભું કરે છે, અને એકબીજા વચ્ચે તિરસ્કાર અને દ્વેષ શૈનની બુદ્ધિ જાગ્રત કરે છે અને પરિણામે તેવી કોઈ પણ બે સંસ્થાઓના સભ્યો અરસપરસ સાચી એકતા સાધી શકતા જ નથી એવી એકતા સાધવા માટે તેમને પોતપોતાની સંસ્થા છોડવાની ફરજ પડે છે એ મિથ્યા અભિમાન જુદી જુદી સંસ્થાઓના સભ્યો વચ્ચે અંતર ઊભું કરીને શાન્ત ન રહેતાં આગળ વધે છે અને તે આગળ જતાં એક જ સંસ્થાના અનુગામી મુખ્ય મુખ્ય આચાર્યો અને ઉપદેશકો વચ્ચે નાનમ-મોટપની ભાવના પેદા કરે છે અને પરિણામે એક આચાર્ય કે એક વિદ્વાન પોતાની જ સંસ્થાના બીજા આચાર્ય કે બીજા વિદ્વાન સાથે તદ્દન નિખાલસપણે અને તદ્દન દૂરથી હળીમળી શકતો નથી આ રીતે શરૂઆતમાં ભિન્ન ભિન્ન સંસ્થાઓ વચ્ચે સંધાન કરવામાં મિથ્યા અભિમાન આડું આવે છે અને પછી ક્રમે ક્રમે એક જ સંઘના શક્તિશાળી આગેવાનો વચ્ચે પણ સંધાન રહી શકતું નથી અને નમ્રતા કે વિનય જેવી સાચી વસ્તુ જ લગભગ ત્યાગી સંસ્થાઓમાંથી ચાલી જાય છે એક જૈન આચાર્ય બીજા જૈન આચાર્ય [illegible]સ થઈ શકતો નથી તો પછી તે શંકરાચાર્ય બૌદ્ધ કે કોઈ પાદરી, અથવા મોલવી સાથે એકરસ કેવી રીતે

ઈ શકવાનો ? આ અંતરનું કારણ તપાસતાં આપણે સાંપ્રદાયિકતાની કુંઠિત ભાવનાના પ્રદેશમાં જઈ પહોંચીએ છીએ

ત્યાગી સંસ્થાનો ત્રીજો એક ગુણ એના સભ્યોમાં ત્યાગ કેળવવાનો અને લોકોમાં દાનવૃત્તિ જગાડવાનો તેમજ વિકસાવવાનો કહેવામાં આવે છે સંસ્થાના સભ્યોને કાંઈ સંચય કરવાનો નથી હોતો, અને લગ્નનું બંધન પણ નથી જ હોતું; તેથી તેમનામાં સંતોષ અને ત્યાગની વૃત્તિ શરૂઆત કે શરૂઆત સચવાય છે અને પોષે છે એ જ રીતે એ સંસ્થાના નિર્વાહની ચિન્તા લોકોમાં દાનવૃત્તિ પ્રગટાવે છે અને વિકસાવે છે એટલે આવી સંસ્થાઓથી અમુક વ્યક્તિઓમાં ત્યાગ પોષાય છે અને સાધારણ લોકોમાં દાનવૃત્તિ પોષાય છે એમ બેવડો લાભ છે આ લાભની પાછળ બારીકીથી વિચાર કરતાં મોટા દોષ પણ સમાએલો દેખાય છે તે દોષ આળસ, કૃત્રિમ જીવન અને પરાશ્રયનો ત્યાગી સંસ્થાના બધા જ મૂળ નિયમો ત્યાગલક્ષી જ હોય છે ધીરેધીરે એવી સંસ્થાઓ એક અમુક નિયમોના ચક્ર જેવી યાંત્રિક બની જાય છે પછી તો તે નિયમોને કબૂલ રાખનાર કોઈ પણ વ્યક્તિ તેવી સંસ્થામાં દાખલ થઈ શકે છે બધા જ એ દાખલ થનારા કાંઈ સાચો ત્યાગ લઈને આવ્યા નથી હોતા એમને ત્યાગ પસંદ તો હોય છે, પણ શરૂઆતમાં તૈયાર સગવડ મળવાને લીધે તેમજ તે સગવડ માટે કાંઈ જાતમહેનત ન કરવી પડતી હોવાને લીધે, અને મનુષ્યસ્વભાવની દુર્બળતાને લીધે ધીરેધીરે આભ્યંતરિક ત્યાગ ગુમાવી બેસે છે એક બાજુ ત્યાગી સંસ્થાના ત્યાગલક્ષી દેખાતા નિયમોને વશ થવાનું શરૂઆત થઈ પડે છે, અને બીજી બાજુ તૈયાર સાંપડતી સગવડમાંથી આળસ પોષાઈ બીજાની દાનવૃત્તિ ઉપર પોતાની ભોગવૃત્તિ નભાવવાનું શરૂઆત થઈ પડે છે આ રીતે એક બાજુ સાચા ત્યાગ વિના ત્યાગી રહેવાનો અને ત્યાગી દેખાવાનો પ્રયત્ન કરવો પડે છે અને બીજી બાજુ જાતમહેનતથી પ્રાપ્ત કરેલ સાધનો સિવાય જ ભોગવૃત્તિ સંતોષવાની હોય છે એને પરિણામે ત્યાગી સંસ્થાના સભ્યનું જીવન કૃત્રિમ અને બેડોળ બની જાય છે તેઓ કર્મ, પ્રવૃત્તિ, અને

મહેનતનો ત્યાગ કરી ત્યાગી કહેવરાવે છે અને છતાય બીજાના કર્મ, બીજાની પ્રવૃત્તિ અને બીજાની મહેનતના ફળનો ત્યાગ જરા પણ કરી શકતા નથી આવી સ્થિતિ થઈ જવાથી તેઓને લોકોની દાન-વૃત્તિ ખૂબ જગાડવી પડે છે દાનના ફાયદાઓ અને પરીગાનથી ભરેલુ એક ખાસ સાહિત્ય નિર્માણ થાય છે એને લીધે અશોક અને હર્ષવર્ધન જેવા રાજાઓ પોતાના ભંડારો ખાલી કરે છે અને મઠો, વિહારો, અને ચૈત્યોને પુષ્કળ આવક થાય એવાં દાનપત્રે પણ ધનિક દાતાઓ તરફથી મળે છે જેમ જેમ દાનનો મહિમા વધતો જાય છે, તેમ તેમ દાતાઓ વધતા જાય છે અને તેટને જ અંશે ત્યાગી સંસ્થાનો વિસ્તાર પણ વધતો જાય છે જેમ જેમ વિસ્તાર વધતો જાય છે, તેમ તેમ આળસ અને પરાશ્રયનું તત્ત્વ પણ વધ જાય છે એટલે એકંદર એક મોટા વર્ગને બીજા વર્ગ ઉપર નભવા પ્રાપ્ત થાય છે બારીકાઈથી જોતા અને વિચાર કરતાં એમ જણાય છે ત્યાગી ગણાતા સભ્યોની આવશ્યકતાઓ એકંદરે ભોગી ગણાતા વર્ગ કરતાં જરાય ઓછી નથી હોતી અને ઘણા દાખલાઓમાં તો ઊલટી વધારે હોય છે એક વર્ગ પોતાના ભોગોમાંથી કશું જ ઓછુ પણ ન કરે અને તે મેળવવા જાતમહેનત પણ ન કરે તો સ્વાભાવિક રીતે જ એનો બોજો બીજા શ્રમજીવી વર્ગો ઉપર આવવાનો એટલે જેટલા પ્રમાણમાં એક વર્ગ આળસુ અને જાતમહેનતહીન તેટલા જ પ્રમાણમાં બીજા વર્ગની મહેનતનો બોજો વધારે થવાનો દાનવૃત્તિ ઉપર નભવાને પરિણામે ત્યાગી સંસ્થાઓમાં જેમ આળસ દાખલ થાય છે અને ત્યાગની આડમાં ભોગ પોષાય છે, તેમ એમાંથી એક બારે ક્ષુદ્રતા પણ આવે છે કોઈ એક ત્યાગી જ્યારે દાનની મહત્તા વર્ણવે છે ત્યારે સીધી કે આડકતરી રીતે પોતાની સંસ્થાને જ વિશેષ દાનપાત્ર ઠસાવવાનો પ્રયત્ન કરે છે અને ઘણી વાર તો તે સ્તા એટલી હદ સુધી પહોંચે છે કે તેવા ત્યાગી પોતાના સિવાય બીજી વ્યક્તિને દાન આપવામાં પરિપૂર્ણ ફળ નથી એમ ભક્તોને

દસાવવા વિવિધ યુક્તિઓ યોજે છે એટલે ત્યાગી સંસ્થાઓ મારફત ત્યાગ અને દાનવૃત્તિ પોષાવાને બદલે વાસ્તવિક રીતે અકર્મણ્યતા, ક્ષુદ્રતા, અને લોભનાલાય પોષાય છે

ત્યાગીનું જીવન ફિકર વિનાનું હોવાથી,—તેને કમાવાની કે લૂટાવાની ચિંતા ન હોવાથી—તે કોઈ પણ ક્ષેત્રમાં, કોઈ પણ વખતે, કોઈ પણ જાતની લોકસેવા કરવા છૂટો રહી શકે છે તે ઉપરાંત તેને જ્ઞાન અને કેળવણીના દરેકોઈ પ્રદેશ ખેડવા જેટલી શક્તિ ફાજલ હોય છે તેમજ તેને પોતાના જીવનમાં સદ્ગુણો ખીલવવાની અને લોકોમાં તે દાખલ કરવાની પણ પૂરી સરળતા હોય છે આ એક ત્યાગી સંસ્થાનો મોટામાં મોટો ગુણ કલ્પી શકાય. પરંતુ ત્યાગીના જીવનમાં એક એવું તત્ત્વ દાખલ થઈ જાય છે કે જેને લીધે એ ગુણો ખીલવાની વાત તો એક બાજુએ રહી જાય છે પણ તેની જગ્યા મહાન દોષો લઈ લે છે એ તત્ત્વ તે બીનજવાબદારીનું તત્ત્વ છે સામાન્ય રીતે ત્યાગી કહેવાતા અને મનાતા બધા જ બીનજવાબદાર હોય છે એ લોકો દેખીતી રીતે, પોતે જે સંસ્થાના અંગ હોય તેને અથવા તો પોતાના ગુરુ આદિ વડિલોને જવાબદાર હોય તેમ ઘણી વાર લાગે છે પરંતુ ઊંડે ઊતરીને તપાસ કરીએ છીએ ત્યારે સ્પષ્ટ જણાય છે કે તેમની જવાબદારી નામમાત્રની હોય છે તેઓમાં નથી હોતી જ્ઞાન-પ્રેરિત જવાબદારી કે નથી હોતી મોહપ્રેરિત જવાબદારી ગૃહસ્થો અમુક કામ વખતસર ન કરે, અથવા પૈસા ધીરનાર કે મદદ આપનારને ઘટતો જવાબ ન આપે, કે સાલસાઈથી ન વર્તે તો તેમની પ્રતિષ્ઠા ન બંધાય, નિર્વાહ ન ચાલે, નાણું ન મળે અને કન્યા ,પણ ન મળે, પરંતુ ત્યાગીઓ તો પોતાને નિર્મોહ માનતા હોવાથી એવી મોહજનિત જવાબદારી માથે લેવાની તો તે ઘસીને જ ના પાડે ,છે બાકી રહી જ્ઞાનપ્રેરિત જવાબદારી આપણે કોઈ પણ ત્યાગી સંસ્થામાં જઈને જોઈશું તો જણાશે, કે તે ત્યાગીઓ જેટલો સમય નકામો ગાળે છે, જેટલી શક્તિ એળે ગુમાવે છે અને ભક્તો કે

અનુગામીઓ તરફથી મજેથી સમજાય જેટલે અરી બચાવ કરે છે તેમાનું કશું ય જ્ઞાનપ્રેરિત જવાબદારી હોય તો ન સંભવે તેથી ઊલટું જેનામાં જ્ઞાનપ્રેરિત જવાબદારી હોય તેને તો એક પણ ક્ષણ નકામી ગાળવી ન પાલવે, લેશ પણ શક્તિ આડી અવળી ખરચી ન પોષાય અને કોઈ બીજાએ પૂરી પાડેલ સગવડનો ઉપયોગ તો તેને ચિંતાગ્રસ્ત કરી મૂકે પણ આપણે ત્યાગી સંસ્થામાં એ વસ્તુ સામાન્ય રીતે જોઈ શકતા નથી બીનજવાબદાર જીવનમાંથી તેમનામાં એક મોટો દોષ દાખલ થાય છે અને તે અનાચારનો સો ગૃહસ્થ અને સો ત્યાગી લઈ તેમનું આંતરિક જીવન તપાસશો તો પ્રમાણમાં ગૃહસ્થ કરતાં કહેવાતા ત્યાગીઓના જીવનમાં સડો વધારે નીકળવાનો ગૃહસ્થોમાં અનાચાર હોય તો તે પરિમિત પણ હોય છે, જ્યારે ત્યાગીમાં એથી ઊલટું હોય છે એ તો રખડતા રામ હોય છે અને જ્યાં ત્યાં પોતાના વર્તનનો ચેપ લગાડે છે એટલે એકંદરે લોકોમાં તેમનાથી સદ્ગુણ દાખલ થવાને બદલે પ્રમાણમાં વિશેષ દોષો જ પોષાય છે ત્યાગી સંસ્થાને પોતાનો નિર્વાહ કરવા માટે લોકશ્રદ્ધા ઉપર આધાર રાખવો પડતો હોવાથી, અને તે પોતે નક્કર ન હોવાથી, હમેશાં લોકોમાં વહેમ અજ્ઞાન અને અંધશ્રદ્ધા પોષવાની જાણે કે અજાણે તેને ફરજ પડે છે આ રીતે એ બેફિકર કે બેપરવા જીવનમાંથી દોષપરંપરા ઊભી થાય છે

ત્યાગી સંસ્થામાં દોષો કરતાં ગુણોનું પ્રમાણ ઓછું હોય, તેમ છતાં ય

પ્રમાણમાં દોષ કરતા ગુણ વધારે આવે તે માટે શું કરવું ?

જો એ દોષો દૂર કરી શકાય તેવા હોય અને ગુણોનું પ્રમાણ વધારી શકાય તેમ હોય તો એ સંસ્થાનો તદ્દન નાશ કરવા કરતાં એનું યોગ્ય પરિવર્તન જ કરવું ઘટે ત્યારે હવે એ જોવાનું રહ્યું કે એ બની કેમ શકે ? માણસ પોતાના અનુભવ અને બુદ્ધિ પ્રમાણે જ રસ્તો દર્શાવી

[illegible] એ કરતા વધારે સારો રસ્તો અનુભવમાં આવે અથવા તો

શોધનાર મળે ત્યારે પેલા રસ્તાને વળગી રહેવાનો આગ્રહ પણ રખાય આજે ત્યાગી સંસ્થાનું પરિવર્તન સેવક સંસ્થામાં થવું ત્યાગનો અસલી અર્થ વિસરાઈ જવાથી અને ત્યાગીને મળતી ડમાં ત્યાગીપદનું સ્થાન દબાઈ જવાથી, જ્યારે કોઈ ત્યાગી ોમા, લોકોમા, સમાજમાં કે કોઈ પણ સ્થળે જાય છે ત્યારે તે તે સૌનો ગુરુ માની સૌની પાસેથી આદરસત્કાર અને માન-પાનની આકાંક્ષા રાખે છે આ આકાંક્ષા તેને અક્કડ કરી મૂકે અને વારસાથી રાજગાદીએ ઊતરી આવેલ રાજકુમારની પેઠે તેમને ામાં નમ્રભાવે મળતાં રોકે છે તેથી દરેક ત્યાગી સંસ્થાએ સેવક-થા બની જવુ જોઈએ એટલે એ સંસ્થાનો દરેક સભ્ય પોતાને ગી નહિ પણ સેવક માને અને મનાવે લોકો પણ તેને સેવક ીકે જ ઓળખે, ગુરુ તરીકે નહિ પોતાને સેવક માનતાં, અને ર્ન દ્વારા બીજા પાસે સેવક તરીકે હાજર થતાં જ, અભિમાનનો ાવ આપોઆપ સરી જાય છે, અને લોકોને ખભે કે માથે ડવાને બદલે જરૂર પડે ત્યાં લોકોની પગચંપી કરવાનું તેને મન થઈ જાય છે અને લોકો પણ તેમની પાસેથી એવી સેવા સ્વીકારતાં ભરમાતા નથી ત્યાગનો અર્થ એ સમજવામાં આવે છે કે ઘર, કુટુંબાદિ છોડી અલગ થઈ જવુ આટલું કર્યું એટલે પોતે પોતાને ત્યાગી માની લે છે બીજાઓ પણ તેને ત્યાગી સમજી બેસે છે પરંતુ ત્યાગ પાછળ ખરી ફરજ શી રહેલી છે તે નથી પોતે જોતા કે નથી લોકો તપાસતા જ્યારે સેવામાં એથી ઊલટું છે સેવા એટલે કોઈનો ત્યાગ નહિ પણ સૌનો સંબંધ સાચવવો અને એ સાચવવામાં બીજાની શક્તિ અને સગવડનો ઉપયોગ કરવા કરતાં પોતાની જ શક્તિ, આવડત અને સગવડનો ઉપયોગ બીજાઓ માટે વધારે કરવો એ ભાવ આવે છે અને સેવા કર્યા વિના સેવક કહેવરાવતાં લોકો જવાબ માગે છે, એટલે ત્યાં વધારે પોકળ ચાલી શકતું નથી. વળી ત્યાગી વર્ગનો તો લોકસેવા કરવાનો જ એકમાત્ર દાવો હોવા

છે, એટલે પોતાને સેવક તરીકે ઓળખાવવામાં સંકોચ કે શ
આવવાનું તો કંઈ કારણ જ નથી

એ પરિવર્તનનો પાયો કયા તત્ત્વ પર હોવો જોઈએ?

ત્યાગી સંસ્થાને સેવક સંસ્થાનું નામ આપવામાં આવે એમ
માત્રથી જ કોઈ ભારે ફેરફાર ન થઈ શકે અ
થોડો ફેરફાર થાય તેથી કંઈ દોષો આવના અ
નહિ તે માટે તો તત્ત્વમાં જ ફેરફાર થવો ઘટે
આજે લગભગ બધી જ ત્યાગી સંસ્થાઓ ખ
જવાબદારી વિનાની છે અને તેને લીધે જ તે નકામા
જેવી અથવા નુકસાનકારક થઈ પડી છે તેથી તેમાં સેવકના નામની
સાથે જ જવાબદારીનું તત્ત્વ દાખલ થવુ જોઈએ અને એ જવાબદાર
એટલે કોઈએ આપેલ દાનથી નહિ પણ જાતમહેનતથી, નિર્વાહ કર
વાની જવાબદારી જ્યાં જાતમહેનત દાખલ થઈ ત્યાં બીજાની સગવ
લેવાનો સવાલ જ ન રહેવાથી ભોગનુ પ્રમાણ આપોઆપ ઓછુ થઈ
જાય છે અને એ પ્રમાણ ઓછુ થવાથી બીજા ઘણા દોષ
વધતા અટકે છે જાતમહેનતથી નિર્વાહ પૂરતું પેદા કરવામાં વખ
જશે તો સેવા ઓછી થશે એમ કહેવાને કંઈ કારણ નથી કારણ
કે તેમ કરવામાં સરવાળે બીજાની સેવા વધારે જ થવાની પોતાનો
બોજો બીજા ઉપર ન લાદવો એ કંઈ ઓછી સેવા નથી. અને
સેવકની જરૂરિયાત ઓછી હોવાથી તે માટે ઉપાર્જન કરવામાં બધો
વખત ન જ આપવો પડે એટને સહેજે બચતમાં મળેલ થોડો વખત
પણ વધારે કિંમતી થવાનો અને લોકોને જાતમહેનત તથા સાદાઈનો
પદાર્થપાઠ મળે તે કંઈ નાનીસૂની સેવા ન કહેવાય તેથી
ત્યાગી સંસ્થાનું બધું જ પરિવર્તન જાતમહેનતથી નિર્વાહ કરવાના
પ્રથા ઉપરજ થવુ ઘટે ત્યાગી થવા માટેની લાયકાતની પહેલી
જાતમહેનત હોવી ઘટે દાનવૃત્તિ ઉપર નભવુ તે નહિ

(૧) ત્યાગી એટલે કે સેવક સસ્થામાં દાખલ થનાર સભ્ય સ્ત્રી કે પુરુષ અવિવાહિત હોય કે વિવાહિત, પણ તે

એનું બધારણ કઈ જાતનુ હોવુ જોઈએ ?

બ્રહ્મચર્યપૂર્વક જીવન ગાળનાર હોવો જોઈએ

(૨) દરેક સભ્ય પોતાની જરૂરિયાત પૂરતું જાતમહેનતથી જ પેદા કરવાની શક્તિવાળો અને જાતમહેનત કરવા તૈયાર હોય તેવો જ ોવો જોઇએ

(૩) દરેક સભ્ય પોતાના સમય અને કામકાજ વિષે સસ્થાએ મુકરર કરેલ વ્યવસ્થાપક મડળને જવાબદાર હોવો જોઈએ તે પોતાની પ્રત્યેક ક્ષણ માટે એ મડળને જવાબદાર રહેવા બધાએલો હોવો જોઈએ

(૪) ઓછામાં ઓછા દિવસના દશ કલાક જેમાં તેની નિર્વાહ પૂરતી જાતમહેનતનો સમાવેશ થાય છે તેટલું કામ કરવા તે બધાએલો હોવો જોઈએ

(૫) તેની રુચિ, શક્તિ અને પરિસ્થિતિ જોઈ જે કામ માટે તેને કાર્યવાહક મડળ પસદ કરે તે જ કામ તેણે હાથ ધરી પાર પાડવા બધાવુ જોઈએ

(૬) કોઈ મિત્ર, ભક્ત કે સ્નેહીની કશી જ ભેટ તે જાતે લઈ શકે નહિ, જો કઈ મળવાનું હોય તો તે કાર્યવાહક મડળને સોંપવા તે બધાએલો રહે, અને બિમારી કે લાચારીના વખતમા તેનો નિર્વાહ મડળ કરે.

(૭) જ્યારે ત્યાગ અને બ્રહ્મચર્યપૂર્વક જીવન ગાળવાની વૃત્તિ બધ પડે, ત્યારે તે કાર્યવાહક મડળ પાસેથી રજા લઈ છૂટો થઈ શકે અને ઇચ્છા પ્રમાણે જીવન ગાળી શકે અને છતાં તેનું નૈતિક જીવન બરાબર હોય ત્યાં લગી તેની પ્રતિષ્ઠા ત્યાગી અને સેવક જેટલી જ લેખાય.

(૮) જે સભ્ય ક્લેશ અને કકાસથીન હોય તે પોતે જ સસ્થાથી છૂટો થાય નહિ તો મડળની સૂચના પ્રમાણે એ છૂટો થવા બંધાએલો છે

(૯) કોઇ એક સસ્થા પોતાને ઊંચી અને બીજીને નીચી કે હલકી ન કહે અને સૌ પોતપોતાની સમજ અને ઢબે કામ કર્યે જાય અને બીજી તરફ આદર કેળવે

(૧૦) એક સસ્થાના સભ્યો વખતે વખતે બીજી સસ્થામાં જાય અને ત્યાંના વિશિષ્ટ અનુભવોનો લાભ લઈ પોતાની સસ્થામાં પણ દાખલ કરે, અને એ રીતે જુદી જુદી સસ્થાઓ વચ્ચે ભેદ તત્ત્વ દાખલ થતું અટકાવે અને એકબીજાની વધારે નજીક આવે.

**એકાન્ત ત્યાગની રક્ષા શક્ય હોય તો તે કેવી રીતે?**

અત્યાર સુધી જે કઇ વિચાર્યું છે તે ત્યાગને સક્રિય સેવા બનાવવા માટે અથવા તો ત્યાગી સસ્થાને વિશેષ ઉપયોગી બનાવવા માટે વિચાર્યું છે પરતુ અહીં પ્રશ્ન થાય છે કે એકાન્ત ત્યાગ એટલે કે જે ત્યાગમાં દેખીતી સેવાનો સમાવેશ નથી થતો અને છતાં સાચો ત્યાગ હોય છે એવા ત્યાગની રક્ષા શક્ય છે કે નહિ? અને શક્ય હોય તો તે કેવી રીતે? કારણ કે જ્યારે બધા જ ત્યાગીઓ માટે સેવાનું વિધાન અનિવાર્ય હોય ત્યારે તો દરેક ત્યાગીને માટે લોકસમૂહમાં રહેવાનું અને તેમાં ભળવા હળવાનું, તથા અમુક કામની જવાબદારી લેવાનું ફરજીઆત થઈ પડે છે અને એમ થાય ત્યારે એકાન્ત ત્યાગ જેવી વસ્તુને અવકાશ જ ક્યાં રહે છે? એમ તો કદી ન કહાય કે એવા ત્યાગની જરૂર જ થી છે? કારણ કે જો એવો એકાન્ત ત્યાગ કોઈમાં સાચેસાચો હોય અને એ ત્યાગ મારફત એ વ્યક્તિ કોઈ શોધમાં લાગેલી હોય તો તે ત્યાગ મારફત ભાવિમાં ભારે પરિણામ આવવાનો સભવ ખરો આ પ્રશ્નનો ઉત્તર ટૂંકમાં જ છે કે એવા એકાન્તત્યાગની પણ મનુષ્યજાતિને જરૂર છે તેની રક્ષા શક્ય પણ છે ઉપરના વિધાનો અને બધારણના નિયમો

એવા ત્યાગને કશીજ હરકત નથી પહોચતી, કારણકે સસ્થામા રહેનાર સભ્યોના ત્યાગ અને એવા એકાન્ત ત્યાગ વચ્ચે ઘણું અંતર હોય છે એકાન્ત ત્યાગમાં જ્ઞાનપ્રેરિત જવાબદારી હોવાથી તેમાં દોષને લેશ પણ અવકાશ નથી અને ભૂલે ચૂકે કોઈ દોષનો સભવ હોય તો તે માટે બીજા કોઈ કરતાં વધારે સાવધાની તો એ ત્યાગ સ્વીકારનારની જ હોય છે, એટલે એવા એકાન્ત ત્યાગને બાહ્ય નિયમનની જરૂર જ નથી રહેતી ઊલટુ એવો ત્યાગ ધારણ કરનાર બુદ્ધ હોય કે મહાવીર હોય પણ એ તો મનુષ્યજાતિના અને પ્રાણીમાત્રના કલ્યાણની શોધ પાછળ જ નિરતર મંડેલો હોય છે તેમને પોતાની સાધનામા લોકાશ્રય કરતા જગલનો જ આશ્રય વધારે સહાયક નીવડે છે અને સાધના પૂરી થયે તેનું પરિણામ તે લોકો સમક્ષ જ મૂકવા તત્પર હોય છે એટલે જેઓ એકા ત ત્યાગની શક્તિ ધરાવતા હોય તેમને માટે તો તેમનો અંતરાત્મા જ મોટો નિય તા છે તેથી આ ફેરફાર અને આ બંધારણના નિયમોને લીધે એવા એકાન્ત ત્યાગ અને તેના પરિણામને કશૂ જ જોખમ આવતુ નથી કેટલાક સાધારણ માણસો જેઓ એકા ત ત્યાગ અને પૂર્ણ ત્યાગનુ સ્વરૂપ નથી સમજતા અને પોતાના ઉપર નિયમન આવતુ જોવા નારાજ હોય છે તેઓ ઘણીવાર એમ દલીલ કરે છે, કે જો જાતમહેનત અને બીજા જવાબદારીનાં નિયમનો મૂકવામાં આવે તો બુદ્ધ અને મહાવીર જેવા ત્યાગી ક્યાંથી પાકશે ? અને જગતને મહાન શોધનો વારસો કોણ આપશે ? તેમણે જાણવુ જોઈએ કે આજનુ જગત એ હજારો વર્ષ પહેલાનુ જગત નથી આજના જગતને ઘણા અનુભવો મળ્યા છે તેણે જોયુ છે કે જીવનની શુદ્ધિ કરવામા અને જ્ઞાનની શોધ કરવામાં જાતમહેનત કે જવાબદારીનુ બધન આડે આવતું જ નથી જો એ આડે આવતું હોત તો જે સેકડો અદ્ભુત વૈજ્ઞાનિકો અને ગૃહસ્થ શોધકો પાક્યા છે, જે ગાંધીજી જેવા નરરત્નને આજનુ કરવા જગત ભાગ્યશાળી બન્યું છે તે કદી ન જ

સંભવત એકાંત ત્યાગીને સંસ્થાની સગવડ અથવા લોકોની સેવા લેવાની ભૂખ કે તૃષ્ણા નથી હોતી તે તો આપબળ અને સ્વકીય ત્યાગ ઉપર જ ઝૂઝે છે એટલે તેની કોઈ વિરલ વ્યક્તિ હોય તો તે આપોઆપ પોતાનો માર્ગ શોધી લેશે તેને માટે કંઈ પણ બંધારણ કે તેના નિયમો નકામા છે એવો પુરુષ તો જાતે જ નિયમરૂપ છે તેને બીજાનું માર્ગદર્શન, બીજાની મદદ અને બીજાનું નિયમન એ બધું ઘણી વાર અકારું થઈ પડે છે જેમ તેને બાહ્ય નિયમન બાધક થાય છે, તેમ સાધારણ દરજ્જાના ત્યાગી ઉમેદવારોને બહુ નિયમન અને માર્ગદર્શનનો અભાવ જ બાધક થાય છે એટલે એ બંનેના માર્ગો જુદા છે એકને માટે જે સાધક તે બીજાને બાધક થાય છે એટલે તે વસ્તુનો વિચાર ફક્ત લોકાભિમુખ ત્યાગી સંસ્થા પૂરતો જ છે એમ સમજવું જોઈએ

**જૈન ત્યાગી સંસ્થા અને જાતમહેનત**

અત્યારસુધી ત્યાગી સંસ્થા પરત્વે જે વિચાર થયો તે જૈન ત્યાગી સંસ્થાને પણ લાગુ પડે છે કે નહિ એ સવાલ આજને પ્રસંગે દરેક જૈન વ્યક્તિને તો થવાનો જ એનો ઉત્તર સીધો છે, અને તે એ છે કે બીજી કોઈ પણ ત્યાગી સંસ્થા કરતાં જૈન ત્યાગી સંસ્થા પોતાને વધારે ત્યાગવાળી અને વધારે અધિકારી માને છે અને બીજાઓ પણ તેમ સમજે છે એટલે જાતમહેનતનો સિદ્ધાંત સૌથી પહેલાં અને સૌથી વધારે સખત રીતે તો તેને જ લાગુ પાડવો ઘટે આ પ્રસ્તાવ અને આ વિચાર ઘણામાં માત્ર આશ્ચર્ય જ નહિ પણ ગુસ્સો અને આવેશ ઉત્પન્ન કરશે કારણ કે પરંપરાથી તેમને એવી સમજણનો વારસો મળ્યો છે અને તેઓ પ્રામાણિકપણે એમ માને છે કે જૈન સાધુ દુનિયાથી પર છે અને તે માત્ર આધ્યાત્મિક જીવન જ જીવનારો છે, તેમજ બધા કામધંધા અને ઉદ્યોગો બંધનકારી જ તેણે તજ્યા છે એટલે એવા સાધુને જાતમહેનતનો સિદ્ધાંત

કેવી રીતે લાગુ પડે ? અને એ સિદ્ધાંત લાગુ પાડવા જતાં એનું આધ્યાત્મિક જીવન, એનો સંસારત્યાગ, અને એનું નિર્લેપપણું કેવી રીતે સચવાય ? આવી શંકા થવી સહજ છે પરંતુ જૂની જૈનપરંપરા, જૈન ત્યાગનો મર્મ, જૈન શાસ્ત્ર, અને જૈન ઈતિહાસ તેમજ અત્યારના દેશકાળના સંયોગો, અને સાધુસમાજની સ્થિતિ ઉપર બની શકે તેટલો તટસ્થ છતાં નિર્ભય વિચાર કર્યા પછી મને સ્પષ્ટ લાગે છે કે જાત-મહેનતનું તત્ત્વ ભલે દેખીતી રીતે જૈનપરંપરાથી વિરુદ્ધ લાગે છતાં તત્ત્વદૃષ્ટિએ જૈનત્યાગ અને જૈનસિદ્ધાંતની સાથે એનો સંપૂર્ણપણે મેળ ખાય તેમ છે

આજનો જૈન સાધુસમાજ આધ્યાત્મિક છે એમ કોઈ કહી શકશે ખરું ? જો તે આધ્યાત્મિક હોય તો પ્રમાણમાં બીજા કરતાં વધારે કલેશ, કંકાસ, પક્ષાપક્ષી, તોછડાઈ અને અભિમાન, સ્વાર્થ અને બીકણપણું, ઇત્યાદિ દોષો એ સમાજમાં સંભવે અને નભે ખરા ? આજનો જૈન સાધુસમાજ દેશકાળ જાણનાર અને વ્યવહારકુશળ છે એમ પણ કોઈ સાબીત કરવાની હિંમત ધરાવે છે ખરો ? જો તેમ હોય તો હજારોની સંખ્યામાં સાધુઓ હોવા છતાં જૈન સમાજ પછાત કેમ રહે ? અને ખુદ સાધુઓ એક પામરની જેમ ભક્તોની માત્ર દયા ઉપર જીવે કેમ ? સંગઠન કે આરોગ્ય, શિક્ષણ કે ઉદ્યોગ, સામાજિક સુધારો કે રાજકારણ, સંહિત્યપ્રચાર કે ઈતિહાસરક્ષા—એ બધી બાબતોમાં આટલા મોટા સાધુસમાજને ધરાવનાર અને તેનું ભક્તિપૂર્વક લાલનપાલન કરનાર જૈન સમાજ સૌથી પછાત હોઈ જ કેમ શકે ? ખરી વાત તો એ છે કે જૈન સાધુ પોતાને ત્યાગી સમજે છે અને તેમ કહે છે લોકો પણ તેને ત્યાગી તરીકે ઓળખે છે પરંતુ આજના જૈન સાધુનો ત્યાગ એ માત્ર કર્મ-ક્રિયા, અને જાતમહેનતનો ત્યાગ છે એના ફળનો એટલે ભોગ લેવાનો ત્યાગ નથી તેથી તે જેટલે અંશે જાતમહેનત નથી કરતો તેટલે અંશે બીજાની મહેનતનો અને બીજાની સેવાનો વધારેમાં વધારે ભોગ કરે

છે એટલે તે ત્યાગી હોય તો માત્ર પરિશ્રમત્યાગી છે, ભોગ કે ફળનો ત્યાગી નથી. અને જૈન સાધુ પોતાને ભોગી નથી માનતો. બીજાઓ પણ તેમ નથી માનતા કારણ કે બધા એમ સમજે છે કે એ તો ઘરબાર, અને ધંધોપાણી છોડીને બેઠો છે એ દૃષ્ટિએ એને ત્યાગ કહેવો હોય અને ભોગી ન કહેવો હોય તો એમાં મારો વિરોધ નથી પણ જે જાતમહેનતનો ત્યાગ કરે છે અને બીજાની મહેનતનું ફળ લીધા સિવાય ક્ષણ માત્ર રહી શકતો નથી અથવા એમ કહો કે જે એકના જીવનને માટે બીજા ઘણાને મહેનત કરવી અનિવાર્ય થઈ પડે છે તેને ત્યાગી કહેવો કે સૌથી વધારે ભોગી કહેવો એ તમે જાતે જ વિચારી લ્યો એ ઠીક

ભગવાનનો ત્યાગ એ કર્મનો ત્યાગ હતો તો તેમાં ફળનો અને બીજાની સેવાનો પણ ત્યાગ જ હતો જો આજે ભગવાનનો એ ત્યાગ સંભવિત ન હોય તો તેને અનુસરવાનો માર્ગ પણ જૂદો બનાવ્યા સિવાય ચાલે જ નહિ આજનું દિગંબરપણું હવેલી અને મહેલોમાં પ્રતિષ્ઠા પામે છે ભગવાનનું નગ્નત્વ જંગલમાં જ ગ્યું હતું અને ત્યાંજ શોભ્યું ભગવાનને આજના તેમના કહેવાતા શિષ્યની પેઠે દહાડામાં ત્રણ કે તેથી વધારે વાર ખાવાની અને છતાં લોકો પાસે પગચંપી અને તેલ મર્દન કરાવવાની જરૂર જ પડતી નહોતી આજે સ્થિતિ એટલી બધી બદલાઈ ગઇ છે કે જૈન સાધુસંસ્થા આધ્યાત્મિક ક્ષેત્રમાંથી તદ્દન જ અળગી થઈ ગઈ છે વ્યવહારકુશળતાની ભૂમિકા ઉપર પણ એ ઊભી નથી. એ તો માત્ર આર્થિક સ્પર્ધાના ક્ષેત્રમાં જ ઊભી છે ભગવાનનો સિદ્ધાંત એવો છે કે જેવા અંદર હોઈએ તેવા જ બહાર દેખાવું જો ત્યાગ હોય તો જ ત્યાગી કહેવરાવવું અને ભોગ વૃત્તિ હોય તો ભોગી તરીકે જ રહેવું આજનો જૈન સાધુસમાજ એક રીતે નથી ભોગી કારણકે તે છૂટથી ગૃહસ્થોની પેઠે પોતાની મહેનત ઉપર ભોગજીવન નથી ગાળતો અને તે એક રીતે નથી ત્યાગી

તેના આંતરિક લક્ષણો ત્યાગથી તદ્દન જ વિરુદ્ધ છે. અને

છતાંય તે ભોગીની પેઠે મુખ્ય મુખ્ય સગવડોને જતી કર્યા સિવાય જ ત્યાગી તરીકે પોતાને ઓળખાવે છે એટલે ભગવાનના સિદ્ધાંતને અનુસરવા ખાતર પણ જો તેને ત્યાગી જ રહેવુ હોય તો જ ગલમાં જવું અથવા વસ્તિની નજીકમાં રહ્યા છતાં બીજાના શ્રમનો તેણે કતિો ઉપભોગ ન કરવો અને જો તેણે ભોગી થવુ હોય તોપણ બીજાની મહેનત ઉપર ભોગી ન થતાં જાતમહેનત ઉપર જ ભોગી થવુ એમ થાય તો જ ક્યારેક પણ સાચા ત્યાગનો સભવ છે

જાતમહેનતથી ઉત્પન્ન કરેલ વસ્તુનો ભોગ કરવો પડે ત્યારે જ ઘણીવાર તો વધારેમાં વધારે ત્યાગ થાય છ અને તેવો ત્યાગ પણ અનિવાર્ય થઇ પડે છે જાતમહેનતથી તૈયાર કરેલ કપડા બીજાએ આપેલ કપડાં કરતાં પ્રમાણમાં ઓછા જ વપરાવાનાં, ઘસાવાના, અને ફાટવાના, જાતે ધોવાનુ કપડુ બીજાએ ધોએલાં કપડા કરતા ઓછુ અને મોડું જ મેલું થવાનું દાનવૃત્તિથી મળેલ ઘી, દૂધ, પુસ્તકપાનાં, કાગળ, પેન્સીલ, અને ચીકણી કરતાં જાતમહેનત અને મજૂરીદ્વારા પ્રાપ્ત કરેલ એ વસ્તુઓ પ્રમાણમાં ઓછી જ વપરાવાની અને ઓછી જ બગાડ થવાનો બીજા પગચંપી અને તૈલ મર્દન કરે એ કરતાં જો જાતે કરવાનું હોય તો તેમાં સુખશીલતા ઓછી જ પોષાય. એટલે સદ્‌બુદ્ધિ અને વિવેકપૂર્વક સ્વીકારેલી જાતમહેનત એ તો સાચી વ્યાવહારિકતા અને સાચી આધ્યાત્મિકતાનું મુખ્ય લક્ષણ છે અને તેની પોષક છે

હમેશા જ બીજાને હાથે પાણી પીનાર અને બીજાને પગે ચાલનાર રાણી અને શેઠાણીને જો પાણી ભરવાનું કે પગે ચાલવાનું કહેવામાં આવે અથવા એવો પ્રસંગ આવે તો તેના સ્નાયુઓ જ પહેલા તો એમ કરવાની ના પાડશે, તથા મોટપ અને પ્રતિષ્ઠાનું ભૂત પણ એ કામ કરવામાં આડે આવશે રાજાઓ અને ધનવાનો જેઓ જાતમહેનતથી ટેવાયા નથી અને છતાં બીજાની મહેનત વિના જેમને ક્ષણ માત્ર ચાલતું નથી તેઓને પણ જો જાતમહેનત કરવાની ફરજ પડે તો તો શરૂઆતમા વસમુ લાગે જૈન સાધુ એટલા બધા સુકુમાર

કે તદ્દન પરાશ્રયી નથી હોતા છતાં પરાપૂર્વનું અમુક ભૂત તેમનામાં પણ છે, જે તેમને જાતમહેનતનો વિચાર કરતાં ક્ષુબ્ધ કરી નાંખે છે, અને એ વિચારને અમલમાં મૂકતાં તો તેમને ધ્રૂજાવી નાંખે છે પરંતુ હવે દિવસે દિવસે વધતી જતી ત્યાગની વિકૃતિને રોકવા વાસ્તે અત્યારે જાતમહેનતના તત્ત્વ સિવાય બીજો એકે ઉપાય દેખાતે નથી એટલે કાતો તેમણે આ ઉપાય લીધેજ છૂટકો છે, અને નહિ વનવાસ જેવી સ્થિતિ સ્વીકાર્યે છૂટકો છે પણ હવે ત્યાગની મૂર્તિ ઉપર ભોગના સુવર્ણ અલંકારો વધારે વખત રહી તેમજ શોભી શકશે નહિ.



## "છાત્રાલયોમા અને બીજી સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ હોવુ જોઇએ કે નહિ? અને હોવુ જોઇએ તો કયા પ્રકારનુ ?"

જેમ ભૂગોળખગોળાદિ વિદ્યાઓ છે તેમ ધાર્મિક શિક્ષણ એ પણ એક વિદ્યા છે કે નહિ? અને તે વિદ્યા નથી એમ જો નથી કહી શકાતું તો એ જોવું રહે છે કે ધાર્મિક શિક્ષણમાં જાણવા જેવી, રસ પેદા કરે એવી, અને માનવબુદ્ધિની ભૂખ જગાડી તેને સતુષ્ટ કરે એવી મહત્ત્વની બાબતો કોઇ છે કે નહિ? જો અનુભવીઓનો ઉત્તર એ હોય (અને છે એમ મારો વિશ્વાસ છે) કે એવી બાબતો ધાર્મિક કહેવાતી વિદ્યામાં પુષ્કળ છે, તો પછી આજે એ પ્રશ્ન કેમ ઊભો થાય કે છાત્રાલય વગેરે સસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ હોવુ જોઇએ કે નહિ?

આ પ્રશ્ન થવાનાં ચાર મુખ્ય કારણો છે (૧) દૃષ્ટિનું સકુચિતપણું, (૨) બુદ્ધિસ્વાતન્ત્ર્ય અને તર્ક ઉપર અંકુશ, (૩) જ્ઞાન ઉપર અકુશ અર્થાત્ નવી વિચારધારાઓ અને શોધ તરફ દુર્લક્ષ, (૪) શૈલી દોષ.

ધાર્મિક શિક્ષણ આપવામા દૃષ્ટિ ભારે સંકુચિત અને ટૂંકી રાખવામાં આવે છે દા ત જૈન સમાજ, અને તેમાં પણ દિગબર, ધાર્મિક શિક્ષણ આપે ત્યારે તેઓ એવીજ દૃષ્ટિ ધરાવતા હોય છે કે અમુક બાબત ઉપર દિગબર શાસ્ત્રોમાં જે લખાએલું છે તે છેલ્લામાં

આ ચર્ચા જૈન સમાજને લક્ષીને લખેલી છે પણ તે બધા ધાર્મિક સમાજોની શિક્ષણપદ્ધતિને લાગુ પડે એ દૃષ્ટિએ જ વિચારણીય છે

ઉપેક્ષું એટલે કે સર્વજ્ઞકથિત છે હવે તેમાં વધારે જાણવા જેવું કે ઉમેરવા જેવું કશું નથી તે બાબત પરત્વે અન્ય શાસ્ત્રો જો ભિન્ન મત દર્શાવતાં હોય તો તે તદ્દન અપ્રમાણ અને અપૂર્ણ છે અને જો જૈનશાસ્ત્ર પ્રમાણે જ તે બીજાં શાસ્ત્રો પણ તે બાબત પરત્વે મત ધરાવતાં હોય તો તે વિચાર તેમણે જૈન શાસ્ત્રમાંથી લીધેલો છે વળી તેઓ એવી પણ માન્યતા ધરાવતા હોય છે કે તે બાબત પરત્વે દિગંબર આચાર્યોએ લખ્યું છે તે જ યથાર્થ છે અને બીજા આચાર્યો યથાર્થ દૃષ્ટિ વિનાના હોવાથી અયથાર્થ વિચાર કરી શકે જ નહિ ભણાવનારમાં આ દૃષ્ટિમ કુષ્ઠિતતા હોય છે, અને ભણનારમાં પછીથી એ દાખલ થાય છે એટલે જ્યારે ભણનારાઓમાંથી કેટલાક આગળ વધે છે અને વિચારશીલ થાય છે ત્યારે તેમને શરૂઆતમાં મળેલો દૃષ્ટિ સંકોચનો વારસો યાદ આવે છે, અને તે વખતની વિચારસરણી સાથે તેમજ અભ્યાસ સાથે એ ટૂંકી દૃષ્ટિનો મેળ ખાતો ન જોતા એ શિક્ષિતગણ પોકારી ઊઠે છે કે ધાર્મિક શિક્ષણ નકામું છે

અત્યારની સાંપ્રદાયિક બધીજ સંસ્થાઓમાં ધાર્મિક શિક્ષણ આપનારાઓ અને સંસ્થાના સંચાલકો મોટે ભાગે બુદ્ધિસ્વાતંત્ર્ય અને તર્કશક્તિ જે બન્ને મનુષ્યત્વના પ્રાણ છે, ખરું જીવન છે તેના ઉપર અંકુશ મૂકે છે દા ત કોઈ જૈન-વિદ્યાર્થી ધાર્મિક શિક્ષણ લેતી વખતે દ્વીપ, સમુદ્ર, ધીનાજ સમુદ્રનું વર્ણન સાંભળી તેમજ સોનારૂપાના પહાડોનું વર્ણન સાંભળી એ વિષે પુરાવા માગે અગર તો વિશેષ જિજ્ઞાસા પ્રગટ કરે તો શિક્ષકો એના ઉપર લાલ આંખ ન કરે એમ માની લઈએ, તોપણ એટલું તો જરૂર જ કહેવાના કે આપણી બુદ્ધિ પરિમિત છે અને પરતંત્ર છે તેથી તેને આવી બાબતો વિષે માત્ર શ્રદ્ધા રાખવાનું હોય છે એમાં શંકા કરવી એ પણ ધર્મદ્રોહ છે વળી કોઈ રડ્યોખડ્યો શિષ્ય તર્ક કરે કે ભગવાન મહાવીરની તહેનાતમાં ...દેવો રહેતા એમ કહેવાય છે, ત્યારે ભગવાનના સમયના ...અને બીજી વ્યક્તિઓના ઉલ્લેખો જેમ બૌદ્ધ આદિ શાસ્ત્રોમાં

મળી આવે છે તેમ આવી અજબ વસ્તુઓનો ઉલ્લેખ કેમ નથી મળતો ? વળી કોઇ વિદ્યાર્થી એમ તર્ક કરે કે પૂજામાં ફૂલોના ઢગલા કરો છો તે અથવા તીર્થરક્ષાને નામે કોઈ કોઇ વાર મનુષ્યહત્યા સુધીના અજાણતાં પણ-પગલાં ભરાય છે તે ત્યાગ અને અહિંસાની સાથે બંધ કેવી રીતે બેસે ? એક તો આવા તર્કો ઊઠવા જેવી બુદ્ધિ જ ઘટી ગઈ છે અને કદાચ દુર્ભાગ્યે કે સદ્‌ભાગ્યે ઊઠયા તો તેવા તર્ક કરનારને મોટે ભાગે નાસ્તિક અથવા દોઢડાહ્યો કહીને ઉતારી પાડવામાં આવે છે જ્યારે એમાંના કોઇ વિદ્યાર્થી આગળ જતા સ્વતન્ત્ર વિચારક અને તાર્કિક થાય છે ત્યારે તેઓ પેલા વિદ્યાર્થી જીવનના ધાર્મિક શિક્ષણ સામે તોબાહ પોકારે છે, અને બળવો જગાવે છે

ધાર્મિક શિક્ષણમા જે વિષય શીખવાનો હોય અને તેના ઉપર જે આચાર્યનું પુસ્તક ચાલતું હોય તે વિષય પરત્વે તે આચાર્યના (પછી ભલે તે સેંકડો અને હજારો વર્ષ પહેલાં થઇ ગયા હોય) વિચારો સિવાય બહારની દુનીયામાં એ જમાના સુધીમાં બીજાઓએ શું વિચાર્યું છે અને તે જમાનાથી માંડી અત્યાર સુધીમાં તે વિષય પરત્વે આખી દુનિયામા શુ શુ વિચારવામા આવ્યુ છે, શી શી શોધો થઈ છે, ક્યાં જૂનાં સત્યો વધારે સ્પષ્ટ થયા છે, કઈ વિગતો ઉમેરાઇ છે, અને કઇ બાબતો ખોટી સાબીત થતી જાય છે અગર થઇ છે, તે બધા તરફ માત્ર દુર્લક્ષ કરવામાં આવે છે તેથી જ્યારે કોઇ ધાર્મિક શિક્ષણ લીધેલ વિદ્યાર્થી મોટી ઉંમરે પોતે શીખેલ વિષયની બાબતમાં ચોમેરથી નવુ જાણે છે અથવા તેને એ જાણવા સાંભળવાનો પ્રસંગ આવે છે ત્યારે તેને પેલો ધાર્મિક અભ્યાસ દરમિયાનનો જ્ઞાનઅંકુશ ખટકે છે અને વગર સંકોચે તે કહી દે છે કે ધાર્મિક શિક્ષણને સલામ એને લીધે તો ઊલટા મૂર્ખ રહ્યા

ઉપરના ત્રણ દોષો ઉપરાંત એક મોટો દોષ શિક્ષણની શૈલીનો છે આજે મોટે ભાગે અર્થહીન પાઠો ગોખાવવામાં આવે છે એમાં

શિખનારને કદાચ ટિખળ અને મજા પડે છે, કારણુ કે તે ગોખતાં રમતા જાય છે પણ તેની વિચાર અને કલ્પનાશક્તિ માત્ર ગોખણપટ્ટીના ભારને લીધે બુઠ્ઠી થઇ જાય છે અર્થ ન સમજવાથી જ્ઞાનનો રસ આવતો નથી, ટકતો નથી, અને ગોખેલા શબ્દો કાળે જતાં ભૂલાઈ જાય છે મોટી ઉમરે જ્યારે એવા વિદ્યાર્થીએ વિચાર અને કલ્પનાની કિંમત આંકતા થાય છે અને વ્યવહારમા તેની અગત્યતા જુએ છે ત્યારે ઐારંગઝેબની પેઠે તેઓ પોતાના ધર્મશિક્ષકોને ફાંસી માફ કરી આપ તો આપે જ છે આ ઉપરાંત કેટલીક મેસાણામાં છે તેવી ધર્મજીવી પાઠશાળાઓમાં તો વિદ્યાર્થીઓને જેમનું જ્ઞાન અને વિચાર જાણવા માટે આખુ જગત તલસે છે તે ગાંધીજીના પત્રો અને પુસ્તકો વાંચતાં પણ રોકવામાં આવે છે, એટલા કારણે કે એ જૈન ધાર્મિક પુસ્તક નથી હું કેટલાય ધર્મપુત્ર મનાતા અને વિદ્વાન ગણાતા જૈન સાધુ તેમજ સાધ્વીઓને જાણું છુ કે જેઓને સન અમુક આચાર્યોએ અમુક ભાષામા લખ્યુ હોય તે સિવાયનું કંઇ પણ વાંચવા અને સાંભળવા તરફ માત્ર ઉદાસિનતાજ નહિ પણ દ્વેષ હોય છે આ જોઈ ઘણા બોલી ઊઠે છે કે ધાર્મિક શિક્ષણે સત્યાનાશ વાળ્યું એની શી જરૂર છે?

અલબત્ત, ધાર્મિક શિક્ષણુ સામે વધો લેનારનો ઉપરનો અનુભવ ખોટો છે એમ તો ન જ કહી શકાય છતા જો વિચાર અને અનુભવે એમ લાગે કે ધાર્મિક શિક્ષણમાં સમાતી જૂની માન્યતાઓ, જૂની પરપરાઓ અને એ પ્રાચીન અનુભવો અમુક હદ સુધી અને અમુક દૃષ્ટિએ જાણવા જેવા છે અને ઉપયોગી પણ છે તો પછી બીજા આગતુક દોષો જે સમજ અને પ્રયત્નથી ટાળી શકાય તેમ છે તેને કારણે એ બધું ફેંકી તો ન દેવાય ઓછા કે વધતા કાંકરા હોય ધૂળ હોય તેટલા માત્રથી જ પુષ્ટિકારક અને અગત્યનું અન્ન ફેંકી તો ન જ દેવાય જેમ સૂપડું અને આખ અનાજ સાફ કરવા માટે છે તેમ જ બુદ્ધિ અને ધીરજ ગુણુ દોષ પારખવા અને

દાષો નિવારવા માટે છે ધાર્મિક શિક્ષણના વિરોધી પક્ષની દલીલો તો એટલું જ સાબીત કરે છે કે જે ખામીઓને કારણે આગળ જતાં ભણેલાઓને ધાર્મિક શિક્ષણ તરફ અરુચિ થાય છે તે ખામીઓ દૂર કરવી અને એ શિક્ષણમાં પ્રાણ લાવવો ત્યારે અત્યારે ધાર્મિક શિક્ષણ કયા પ્રકારનું હોવું જોઈએ કે જેથી તે રસપ્રદ થાય, આગળ જતાં તે લેનારને પસ્તાવો ન થાય એ જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે ધાર્મિક શિક્ષણ કઈ રીતે અને કઈ દૃષ્ટિએ આપવું તેનું ટૂંક સૂચન અહિં કરવામાં આવે છે વિશેષ સુધારાને અને પરિવર્તનને પૂર્ણ અવકાશ છે

શિક્ષણમાં પહેલી વાત દૃષ્ટિની ઉદારતાની છે એટલે જે વિષય પરત્વે જે વિચાર ધાર્મિક શિક્ષણમાં શિખવવામાં આવે તે વિષય પરત્વે તે વિચાર છેવટનો જ છે એમ આગ્રહ ન રાખતાં તે પણ એક વિચાર છે, જાણવા જેવો છે, અને અમુક જમાનાના, અમુક સંપ્રદાયના વિદ્વાનો અમુક વખત સુધી આ રીતે માનતા આવ્યા છે એમ ધારીને જ એ વિચાર શિખવવો જોઈએ આ પ્રમાણે દૃષ્ટિ વિશાળ બની એટલે એ વિષય પરત્વે બીજા આચાર્યોના વિચાર ઉપર પણ ઉદારભાવે લક્ષ આપી શકાશે અને એક વિષય પરત્વે ધાર્મિકકોશમાં સમાતી બધી જ માન્યતાઓ સમતોલપણે જાણવાની તક રહેશે પરિણામે સર્વાંગપાણું હોઈ શકે કે નહિ એવી અને બીજી બાબતોમાં માત્ર એક વિચારનો પૂર્વગ્રહ ન બંધાતાં તે મુદ્દા ઉપર ભિન્ન ભિન્ન દર્શનોમાં મળતાં બધા જ મતવ્યો સમતોલપણે જાણી અને વિચારી શકાશે. દૃષ્ટિ ઉદાર થઇ એટલે તેનો જ્ઞાનનો દરવાજો પહોળો થયો, તેનું સાહિત્ય અપાર બન્યું, અને તેને માત્ર દુરાગ્રહને લીધે જ અમુક સાહિત્યમાં ગોંધાઇ રહેવાની સ્થિતિ પ્રાપ્ત થઈ હતી તે પણ ગઇ પછી ધાર્મિક શિક્ષણ લેનાર જો દશવૈકાલિક શિખતો હશે તો તે સ્થાનકવાસી કે શ્વેતાંબર દેરાવાસી હોવા છતાંય ધમ્મપદ, ગીતા અને બાઇબલ આદિ વાંચવાનો અને જો તે વિદ્યાર્થી બ્રાહ્મણ હોય વેદ કે

ઉપનિષદ્ શિખતો હશે તો તેની દૃષ્ટિ અવેસ્તા, કુરાન અને જૈન કે બૌદ્ધ આગમ તરફ પણ જશે

ધાર્મિક શિક્ષણમા બુદ્ધિસ્વાતંત્ર્ય અને તર્કશક્તિને સંપૂર્ણ છૂટ હોવી જોઇએ ધર્મ એ નાનીસૂની કે સાંકડી વસ્તુ નથી મનુષ્ય મહાન બનવા જ ધર્મનું શરણુ લે છે એટલે ધર્મના પ્રદેશમાં તો બુદ્ધિની સ્વતંત્રતા અને તર્કને વધારેમાં વધારે છૂટ હોવી જોઈએ જેમ ઉગતા બાળકના શરીરને રૂંધવામાં આવે તો તે તેના જીવનને ગૂગળાવે છે અને શરીરના વિકાસને તદ્દન પુષ્ટિ આપવામાં આવે તો તેથી શરીર વધે છે અને મજબૂત બને છે, એજ રીતે બુદ્ધિની સ્વતંત્રતા અને તર્કશક્તિની છૂટથી ધર્મ વિકસે છે, તેના તરફની રુચી વધે છે શરૂઆતમાં અમુક તત્ત્વો ડગમગવા લાગે તેથી કાંઇ ધર્મનો નાશ થતો નથી ઊલટું તેમા સુધારો અને ઉમેરો જ થાય છે અને ધર્મ એ માત્ર મર્યાદિત કે જડ વસ્તુ નથી એ તો અમર્યાદિત અને જીવંત વસ્તુ છે એટલે જેમ જેમ બુદ્ધિને છૂટ તેમ તેમ ધાર્મિક ગણાતી માન્યતાઓ અને વિષયો વધારે ચર્ચાવાના, વધારે સ્પષ્ટ થવાના અને કસાવાના. આ તત્ત્વ શિક્ષણમા આવવાથી ઘણા જૂના વિષયો ચાળણીમાં ચળાશે એ વાત ખરી પણ તેથી તો ઊલટું તેનું સ્વરૂપ વધારે ચોખ્ખુ બનશે સત્યને શકાનો ભય શાનો ! એને લીધે ધાર્મિક શિક્ષણ પામેલ મોટી ઉંમરે એના તરફ આદર બતાવવાના.

ધાર્મિક શિક્ષણમા જિજ્ઞાસા નિરંકુશ રહેવી જોઇએ, એટલે કે કોઇપણ વિષય પરત્વે શક્ય હોય એટલું બધુ જ્ઞાન મેળવવાની વિદ્યાર્થીમાં ઇચ્છા ઉત્પન્ન કરવી જોઇએ અને એ ઇચ્છાને શિક્ષકોએ પૂર્ણ પ્રયત્નથી સંતોષવી જોઈએ આમ કરવા માટે કોઇપણ વિષયનું ધાર્મિક શિક્ષણ આપતા માત્ર મર્યાદા તરીકે ભલે અમુક પુસ્તક પસંદ કરવામાં આવે પણ તે વિષય પરત્વેના વિચારો અને શોધો જાણવા માટે દેશકાળનું બધન નહિ જ રાખી શકાય. અને પરિણામે તુલનાત્મક અભ્યાસ

દાખલ થશે, અને ભણનારને કદી અરુચિ નહિ થાય તેમ જ તેનું વિચારક્ષેત્ર પણ વધશે

આ ઉપરાંત શૈલીનું પરિવર્તન જરૂરી છે શિક્ષણપદ્ધતિનુ સ્થાન સમજશક્તિ અને કલ્પનાશક્તિ લે એટલે સમય અને શક્તિ લેખે લાગવાનાં પછી ધાર્મિક શિક્ષણ તરફ આકર્ષવા માટે નહિ જરૂર પડે પતાસાં વહેંચવાની, કે નહિ જરૂર પડે બીજા પ્રલોભનોની ટૂંકમા ઉપરના સ્વરૂપનું તારણ એટલું જ કાઢી શકાય કે ધાર્મિક શિક્ષણ ઉદાર દૃષ્ટિથી, તુલનાત્મક પદ્ધતિથી, અને સમજશક્તિ તેમજ કલ્પના-શક્તિના વિકાસને પ્રધાન રાખીને જ અપાવુ જોઇએ

આ બધુ છતાં ધાર્મિક શિક્ષણ મરજીયાત રહેવુ જોઇએ એનાં કારણો ટૂંકમા આ છે

(૧) વર્ગ ખાલી ન રહે તે માટે શિક્ષકને શિક્ષણ ખૂબ આકર્ષક બનાવવાની ફરજ પડશે કારણ કે વર્ગના ચાલવા ઉપર જ તેની પ્રતિષ્ઠાનો આધાર મનાવો જોઇએ

(૨) તેથી શિક્ષકને ખૂબ વાંચવુ વિચારવુ પડશે, અને શિષ્યોના માનસ તપાસી તેને અનુકૂળ થવા શિક્ષણમા રસ રેડવો પડશે આને લીધે એ શિક્ષક ગંભીર બનશે અને પરિણામે ફરજીઆત પદ્ધતિમા જે શિષ્ય અને શિક્ષક બંનેય છિછરા રહી જાય છે તેને બદલે શિક્ષક તો પ્રૌઢ બનશે જ અને અન્તે એ ચેપ બીજે પણ ફેલાશે

(૩) ફરજીઆત પદ્ધતિથી આગળ જતાં જે કટાક્ષો અને હમેશને માટે અણગમો જન્મે છે તેને સ્થાન જ નહિ રહે

ફરજીઆત શિક્ષણના ફાયદાઓ કાંઇ ધ્યાન બહાર નથી, પણ મરજીઆત શિક્ષણના પરિણામ સામે તેની કશી જ કિંમત નથી

ધાર્મિક શિક્ષણમા જ્યાં જ્યાં આચાર વિનો શિક્ષણની વાત આવે ત્યાં પણ ઉપરના ઉદારતા, તુલના આદિ તત્ત્વો દાખલ કરીનેજ આચાર શિખવવાથી વિદ્યાર્થીઓને તેમાં પણ રસ પડશે

# તીર્થોની પ્રતિષ્ઠા કેમ સચવાય ?

જૈનતીર્થોની ઇમારત તપ ત્યાગ, અને અધ્યાત્મચિંતનના પાયા ઉપર ઊભી થએલી છે, તેથી એનો પ્રાણ કે આત્મા પણ એ જ છે જૈનતીર્થોમાં છે તેના જેવા અને તેનાથી પણ કદાચ ચડિયાતા, કારીગરીવાળાં અને કળાપૂર્ણ ભવનો અને મહેલો હિંદુસ્તાનમા અને દુનિયાના બીજા ભાગમા કાંઈ ઓછાં નથી તેમજ જૈન મંદિરોમાં અને જૈન ભંડારોમાં હોય તે કરતાં લાખો અને કરોડોગણું ધન કોઇ એકાદ જગ્યાએ જ આજે મોજૂદ છે છતાં કોઇપણ જૈન એ ખજાનાઓ અને એ મહેલોમાં તીર્થબુદ્ધિ નથી ધરાવતો, ધર્મબુદ્ધિથી તેની યાત્રા કરવા નથી જતો એનું કારણ શું છે ? આ પ્રશ્નનો ઉત્તર દરેકને માટે સહેલો છે, અને તે એ કે એ મહેલો અને ભંડારોની વિભૂતિ કાંઇ તીર્થ નથી તીર્થનો આત્મા તો તપ, ત્યાગ, અને અધ્યાત્મચિંતનમા છે જે જગ્યામાં કે જે ભૂમિમા એ ગુણો ખીલ્યા હોય તે ભૂમિ તીર્થોનું કલેવર છે અને વિશાળ મંદિરો કે તેની કારીગરી એ તો માત્ર શરીરના અને શરીર દ્વારા કલાય આત્માના અલંકારો છે શરીરમા ચૈતન્ય કે તેજ આત્માને લીધે જ હોય છે અને ઘરેણાંઓ પણ ચૈતન્ય અને તેજ હોય ત્યા લગી જ શરીરને શોભાવે છે પ્રાણ વિનાનું શરીર પછી તે ગમે તેવુ હોય છતાં નથી શોભતું કે નથી પ્રતિષ્ઠા પામતું અને નિષ્પ્રાણ શરીર ઉપર અલંકારો લાદવા એ તો એ શરીરની અને એને લાદનારની માત્ર મશ્કરી છે

જૈનતીર્થોમાં આત્મા, શરીર, અને આભૂષણ એ ત્રણે મોજૂદ છે કે કયાની ઉણપ છે એ જ્યારે જોવા જઇએ છીએ ત્યારે સ્પષ્ટ લાગે છે કે એમાં ઉણપ છે અને તે ઉણપ શરીર કે અલંકારની

નહિ પણ આત્માની શરીર અને અલંકારની ઉણપ હોય અને આત્મા સબળ હોય તો એ ઉણપ જરાપણ સાલતી નથી ઊલટુ મહત્ત્વ વધારે ખીલે છે પણ જ્યારે આત્માની ઉણપ હોય ત્યારે ગમે તેવું શરીર અને ગમે તેવા આભૂષણો છતા એ બધુ ફીકુ લાગે છે તપ, ત્યાગ, અને અધ્યાત્મચિંતનનો આત્મા તીર્થોમાં કેમ નથી રહ્યો? અથવા તો કેમ દબાઈ અને કચરાઇ ગયો છે? એ પ્રશ્ન વિચારવા જેવો છે જેમ જેમ ઊંડો વિચાર કરીએ છીએ તેમ તેમ તેના કારણો સ્પષ્ટ તરી આવે છે એ આત્માને દબાવાના અને કચરાઇ જવાનાં મુખ્ય બે કારણો છે (૧) અતિરેક, (૨) મમત્વ અને કલેશ.

જ્યારે વૃત્તિ અંતર્મુખ હોય છે ત્યારે જ તપ, ત્યાગાદિ તત્ત્વો જન્મે છે અને વિકસે છે વૃત્તિ બહિર્મુખ થતાં એ તત્ત્વો ઓસરવા માંડે છે એ તત્ત્વોનો વારસો તો જૈનસમાજને વિચારમાં મળ્યોપણ વખત જતાં એ સમાજ એની પૂજા પ્રતિષ્ઠામાં પડી ગયો અને તેય પણ સ્થૂળ પૂજા પ્રતિષ્ઠા. આ સ્થૂળ પૂજા પ્રતિષ્ઠાએ સમાજની વૃત્તિ વધારે બહિર્મુખ કરી અને એમ મનાવા લાગ્યું તથા જાણે અજાણે એવુ વાતાવરણ ઊભુ થઇ ગયું કે જ્યાં વધારે કિંમતી, વધારે કળામય અને સમૃદ્ધ મંદિરો તે તીર્થ બીજા તીર્થો કરતાં વધારે મોટુ આ રીતે બહિર્મુખ વૃત્તિ વધતી ચાલી અને તેને પરિણામે સ્વાભાવિક રીતે જ જે અંતર્મુખ વૃત્તિનો થોડો ઘણો સંભવ હતો તે દબાઈ ગયો અને બાહ્ય દેખાવ તેમજ બાહ્ય શણગારનો એટલો બધો અતિરેક થઇ ગયો કે ત્યાગી, તપસ્વી, આધ્યાત્મિક ગણાતા કે મનાતા પુરુષો પણ એ બાહ્ય વિભૂતિ અને આડંબરની વાહવાહમાં ઓછે વત્તે અંશે ઘસડાવા લાગ્યા પરિણામે બાહ્ય શોભાના અતિરેકથી તીર્થોની સાદગી અને સરળતા હણાઈ, તેમજ તપ, ત્યાગ, અને અધ્યાત્મચિંતન માત્ર શબ્દમાં રહી ગયાં એક બાજુ જેનાથી શાંતિ, સમાધિ, સહિષ્ણુતા, અને વિવેકનો સંભવ હતો એ અંતર્મુખ વૃત્તિ

ઓસરી અને બીજી બાજુ જેનાથી કનેશ, કકાસ અને મમત્વ સિવાય બીજુ થવાનો સભર જ નથી એવી બહિર્મુખ વૃત્તિ જન્મી. પરિણામ એ આવ્યુ કે તીર્થોના કલેવરના હક્ક વિષે અને એવી બીજી ક્ષુદ્ર બાબતો વિષે ભક્તોમા ભાગલા પડયા અને તાણાતાણી શરૂ થઇ બે કજીયાળી શોક્યો વચ્ચે જેમ ધણી કચરાય તેમ એ પક્ષોની તાણાતાણી વચ્ચે તીર્થપણું જવા લાગ્યુ હવે જે તીર્થપણું ભાવનામા, વર્તનમા હતું તે તીર્થપણું ચડસાચડસીમા, હારજીતમા અને કબજો મેળવવામા મનાવા લાગ્યુ આત્મામા અને તેથી પોતાની પાસે જ રહેના તેમજ ક્રોધથી છિનવી ન શકાય એવા તીર્થપણા તરફ દુર્લક્ષ થતાં અને તીર્થપણાની છાયા પાછળ અગર તો કૃત્રિમ તીર્થ પાછળ દોડવા જતા સહજ વસ્તુ ચાલી ગઇ અને અસહજ વસ્તુ જોખમમાં આવી પડી

તેથી દિગબરોને હમેશાં શ્વેતાબરો દુશ્મન થઇ પડયા અને તેઓ તેમને સ્વાર્થી તેમજ નીચ જણાવા લાગ્યા. શ્વેતાંબરોને પણ દિગબરો વિષે એમ જ થયુ બન્ને પક્ષો તીર્થોને સાચવવા કુરબાની આપવા લાગ્યા, પ્રાણ પાથરવા મડયા છતાં બેમાંથી એકે તીર્થપણું સાચવી શક્યા નહિ, અને સૂતા કે બેસતાં, પ્રત્યેક ક્રિયામાં બન્ને તીર્થ રક્ષા વિષે શકાશીલ અને ભીરુ બની ગયા તીર્થોની રક્ષા કરવાના પ્રયત્નમાં તીર્થત્વની પ્રતિષ્ઠા જ લગભગ ગુમાવી બેઠા હવે બન્ને વચ્ચે એટલે સુધી અતર વધી ગયું છે કે ક્રોધને એ બન્નેની એકતાનો માર્ગ સૂઝતો જ નથી જેઓ કાંઇ માર્ગ સૂચવે તેઓ તો એક જ વસ્તુ સૂચવી શક અને તે હક્ક જતો કરવાની અથવા તો ઓછામાં સંતોષ માનવાની સૂચના. પરતુ આ સૂચના સામે વ્યવહારુ લોકો એકજ દલીલ કરે છે અને તે સાવ નિરર્થક પણ નથી તે દલીલ એ છે કે જો આપણે આ રીતે હકો જતા જ કરીએ અને ઢીલું મૂકીએ ક આપણે નબળા ગણાઈએ અને નબળા કશુ ય સાચવી ન શ ? ? કેમ નમળા બની સર્વસ્વ ગુમાવવુ ? આજે એક તો કાને

બીજો, પરમ દિવસે ત્રીજો એમ સ્વાર્થીઓ અને દુશ્મનો આવવાના અને નબળાઈનો લાભ લઇ બધુ ઓહીયાં કરવાના શુ આ રીતે બધુ ગુમાવવુ? આ દલીલ બન્ને પક્ષોના ડાહ્યા ડાહ્યા માણસોની છે અને તેમાં વજુદ પણ છે પરંતુ જ્યાં એકજ વસ્તુ ઉપર બન્ને વિરોધી પક્ષોના સબંધનો સભવ છે ત્યાં તમ્ગાર બધ કરવાનો ઉપાય શો છે? એ પણ વિચારવુ તો ઘટે જ ઓછામાં ઓછુ કાંતો એકપક્ષ તદ્દન પાયમાલ થઇ જાય અને બીજો આબાદ રહે, અને કાંતો એક અથવા બન્ને પક્ષ ઉદારતા કેળવે આ સિવાય ત્રીજો રસ્તો કોઇપણ છે ખરો? પહેલો રસ્તો શક્ય નથી. અને શક્ય હોય તોપણ તે પસદ કરવા જેવો છે ખરો? જમણી આંખ ડાબીનો નાશ કરી ટકવા માગે એના જેવો એ ઉપાય નથી શુ? શ્વેતાબરો છેકજ પાયમાલ થાય તેથી શુ દિગબરોનુ મહત્ત્વ રહેવાનું! અથવા દિગબરો બરબાદ થાય એમાં શુ શ્વેતાંબરોની મહત્તા ગણાવાની? જો બન્ને પક્ષ સરખા બળવાળા હશે તો તો જ્યાંલગી મમતામમતી હશે ત્યા લગી લડાઇનો અત આવવાનો જ નથી એટલે સમાનબળમાં લડાઇનો અત નથી, અને એકની પાયમાલી પણ પસદ કરવા જેવી વસ્તુ નથી ત્યારે પછી માગ શો રહે છે? એ પ્રશ્ન થાય છે અને તેનો ઉત્તર જૈનધર્મ સહેલાઈથી એ જ આપે છે કે સહિષ્ણુતા કેળવવી. એક પક્ષ ઉદાર બનશે ત્યારે તે દેખીતી રીતે ઘણું ગુમાવશે પણ જો સમાજની અને રાષ્ટ્રની એકતા માટે એ ઉદારતા દાખવવામા આવી હશે તો તે પક્ષ જ જીત્યો ગણાશે અને સામા પક્ષને ઉદારતાનો ચેપ લાગ્યા વિના કદી નહિ રહે, તેથી જેમ જેમ વિચાર કરીએ છીએ તેમ તેમ વ્યવહાર દૃષ્ટિએ પણ તીર્થોની સમાધાની માટે ઉદારતાનો જ માર્ગ સામે આવે છે

એક બાજુ તીર્થોને શોભે એવી સાદગી અને સરળતા દાખલ થઇ અને બીજી બાજુ મમતામમતી ઓછી થઇ એટલે તીર્થોની પ્રતિષ્ઠા આપોઆપ સચવાવાની અને તેનું તેજ પણ આપોઆપ વધવાનું

કાંટો ભોંકાય છે ત્યારે પણ દુઃખ થાય છે અને તેને ખેંચીને તાણી કાઢવામાં પણ દુઃખ તો થાય છે, છતાં તેને તાણી કાઢતાં જે દુઃખ થવાનું તે ન થાય એટલા માટે શું તેને અંદર રહેવા દેવામાં ડહાપણ ગણાશે ! એજ રીતે જૈનપણાની ભાવનામાં જે અભિમાનનો કે મમતામમતીનો કાંટો ભોંકાયો છે અને એને લીધે બન્ને પક્ષો જે રીતે દુભાય છે તે દુઃખ ચાલુ રાખવું ! કે એ હઠીલી મમતાના કાંટાને કાઢવા જતાં થનારું દુઃખ સહી લેવું ! આનો જે ઉત્તર તેજ તીર્થની પ્રતિષ્ઠાનો માર્ગ છે આતો એક રીતે પ્રતિષ્ઠા સાચવવાનો વિચાર થયો આ વિચાર આધ્યાત્મિક છે જૈનસમાજની ભાવના આધ્યાત્મિક ભૂમિકા ઉપર ઘડાએલી હોવાથી તેને મટે પ્રથમ રસ્તો આધ્યાત્મિક હોય તેજ સૂચવવો યોગ્ય છે

પરંતુ તીર્થોની પ્રતિષ્ઠા સાચવવાનો અને વધારવાનો સમર્થ દૂળ માર્ગ વ્યવહાર દૃષ્ટિએ બીજો પણ છે, અને તે એ કે જ્યાં જ્યાં સંભવ હોય ત્યાં બધેજ તીર્થસ્થાનોમાં વિદ્યાધામો ઊભાં કરવા મકાન તો ત્યાં હોય જ ઉપરાંત મંદિરો તો હોય જ અને મંદિરોનો અમુક ભાગ વિદ્યા જેવા પવિત્ર તત્ત્વના સેવનમાં વપરાય તેથી વધારે રૂડું શું હોઇ શકે ? ક્રાંતિના પડદેથી બજો ફરજ પાડે અગર તલવાર કે કાયદાની કલમ ફરમાણ કરે તે પહેલાં સમયને સમજનાર પોતાનાં જ તીર્થોને કે મંદિરોને સમાજનાં વિદ્યાધામો બનાવી દે તો કેટલું સુંદર ! કોઇ એમ કહે કે ધર્મસ્થાનોમાં અર્થકરી વિદ્યા કેમ શીખવાડાય ? એનો એક સીધો અને ટૂંકો ઉત્તર એ છે કે ભલે અર્થકરી વિદ્યા ન શીખવો તો પણ તમે જેને ધર્મકરી અને શાસ્ત્રીય વિદ્યા માનતા હો તે તો શીખવો ? જો એમ કહેવામાં આવે કે આજે શાસ્ત્રીય વિદ્યા લેનાર ક્યાં છે ? તો એનો અર્થ એ થયો કે શાસ્ત્રીય વિદ્યા લોકમાન્ય નથી અને જે લોકગ્રાહ્ય છે તે શીખવી શકાય તેમ એટલે સમાજ વિદ્યાહીન રહે તો કાંઇ અડચણ નથી ખરી વાત તો એ છે કે આજે જે આપણી બહિર્મુખ વૃત્તિ મકાનો, શણગારો,

ને દેખાવો પાછળજ માત્ર વળેલી છે તે તરફથી લક્ષ ખસેડવુ
ઇએ અને તે બે રીતે ખસેડી શકાય આધ્યાત્મિક પ્રદેશમાં જઇને
ને વિદ્યાના પ્રદેશમાં જઇને બીજો માર્ગ સર્વગ્રાહ્ય અને જરૂરી
. અને તેમાંથી કેટલીક પહેલા માર્ગનો સંભવ પણ છે જે પુષ્કળ
ા, સમય, અને અપાર બુદ્ધિશક્તિ તીર્થોની પ્રતિષ્ઠા સાચવવા
ાતર ખરચાય છે (અને છતા નથી સચવાતી પ્રતિષ્ઠા કે નથી વધતુ
ામાજિક બળ) તે જ ધન, સમય, અને શક્તિ જો તીર્થો દ્વારા વિદ્યા
દ્ધિ કરવામા ખરચવામાં આવે તો પરિણામે સમાજ સબળ બને
ને તીર્થોની પણ પ્રતિષ્ઠા એક અથવા બીજી રીતે સચવાય

# ત્રણે જૈન ફીરકાઓના પરસ્પર સબંધ અને મેળનો વિચાર

સ્થાનકવાસી, મૂર્તિપૂજક શ્વેતાબર અને દિગબર એવા ત્રણે ફીરકાઓ અત્યારે છે, અને એ ત્રણે ભગવાન મહાવીરના શાસનને અનુગામી છે તેથી એ શાસનથી જ આરભ કરીએ ભગવાન મહાવીર પહેલાં પણ જૈનપરપરા હોવાનાં ઐતિહાસિક પ્રમાણો છે એ પાર્શ્વનાથની પરપરા શિથિલ અને છિન્નભિન્ન જેવી હતી ભગવાન મહાવીરે સુધારાનો પ્રાણ ફૂકયો પાર્શ્વનાથની પરપરાના ઘણા નમૂના અને સબળા અંશો એ સુધારાને શરણે આવ્યા જેઓ એને વશ થયા તે લાબો વખત ન નભ્યા અને અને નામશેષ થઈ ગયા જૂની પરપરા અને નવો સુધારો એ એમાથી ભગવાનનું એક શાસન શરૂ થયુ અત્યારના જૈન ધર્મનું મૂળ એ શાસનમા છે

એક બીજમાથી અકુર એક ફૂટે પણ તુરત જ તેમાથી અનેક ફણગા ફૂટે છે અને આગળ જતા ડાળો, ડાખળીઓ વગેરે વિસ્તાર થાય-છે જો એક બીજમાથી ભેદ અને પ્રભેદ સાથે વિસ્તાર ન થાય તો વડ જેવુ મોટું ઝાડ કદી સભવે જ નહિ એ માત્ર બીજ જ રહી જાય. આખી કુદરતમા જે સુંદરતા અને અલૌકિકતા છે તે વિસ્તારને લીધે જ છે અને વિસ્તાર એ ભેદ પ્રભેદ વિના સભવિત નથી. વીરશાસનનો વિસ્તાર થવાનું નિર્માણ હતુ એટલે ભેદો પડવા સ્વાભાવિક હતા. એ પ્રમાણે મહાવીરના શાસનની પરપરામા પણ ભેદો પડયા એ વખ્યા જૈનપરપરાનો ઇતિહાસ આપણને કહે છે કે એ ભેદો પાર વિનાના હતા. તેમાંના કેટલાકનાં તો આજે નામ પણ નથી

અને જેના નામ વગેરે રહ્યા છે તેનો પણ પૂરો ઇતિહાસ
ણી પાસે નથી

આજે જૈન શાસનના ત્રણ ફીરકા મુખ્ય મનાય છે, પણ ખરી
જોતા એક એક ફીરકામાં આજે પણ પુષ્કળ ગચ્છ, સઘાટક
દે ભેદો છે અને એ પેટા ભેદો વચ્ચે પણ ઘણીવાર તો મુખ્ય
કાઓ વચ્ચે દેખાય છે તેટલુ જ અંતર છે દિગબર તેરાપથી, કે
.બર વીસપથી હ્યો, સ્થાનકવાસી તેરાપથી કે બીજા સ્થાનકવાસી
, શ્વેતાબર-અંચળગચ્છી, પાયચદગચ્છી કે તપાગચ્છ હ્યો, એ બધા
ચે પણ આજે તો મોટુ અંતર થઈ પડ્યુ છે સ્થાનકવાસી અને
ર્તિપૂજક એ બે વચ્ચે જે ભેદ અને વિરોધની ખાઇ દેખાય છે
l જરાપણ ઓછી ખાઇ સ્થાનકવાસી-તેરાપથી અને બીજા સ્થા-
વાસીઓ વચ્ચે નથી. દિગબર અને શ્વેતાબર વચ્ચે દેખાય છે
હુ જ અતર લગભગ પાયચદ અને તપા એ બન્ને શ્વેતાંબર ગચ્છો
ચે છે આ બધુ હોવા છતાં પ્રસ્તુત લેખનો આશય તો મુખ્યત
ત ત્રણ ફીરકાઓના સબંધ વિષેજ વિચાર કરવાનો છે

પહેલાં તો ભેદનુ મૂળ તપાસીએ આચાર વિચાર અને પરપરાની
ણી બાબતોમાં શ્વેતાંબર દિગબર વચ્ચે ભેદ છે છતાં એમનો
ખ્ય બે નગ્નત્વ અને વસ્ત્રધારણ ઉપર અવલબિત છે બન્નેને
ખ્ય મૂર્તિના સ્વરૂપનો ભેદ હ્યો કે સ્ત્રીદીક્ષા લઇ શકે કે નહિ એ
: હ્યો, પણ એની પાછળ તો તત્ત્વ એક જ છે, અને તે નગ્નત્વમા જ
ર્મ માનવાનું કે વસ્ત્રધારણમાં પણ ધર્મ માનવાનુ દિગબરોએ
ગ્નત્વને ધર્મનું મુખ્ય અંગ માન્યુ એટલે સાધુઓ અને મૂર્તિ બન્ને
પર નગ્નત્વ આરોપાયુ શ્વેતાબરોએ વસ્ત્રધારણમાં પણ જૈનત્વનો
ઘ ન જોયો એટલે સાધુઓ અને મૂર્તિ બન્ને, ઉપર વસ્ત્રો લદાયા-
ગ્નત્વનો જ આગ્રહ રખાયો એટલે સ્ત્રી આપોઆપ શ્રમણ દીક્ષાથી
ક્ત થઈ ગઇ વસ્ત્રો સ્વીકારાયા એટલે શ્વેતાબરોમાં શ્રમણી કાયમ

રહી નગ્નત્વ અને વસ્ત્રધારણના ભેદની આજુબાજુ બીજા ઘણા ભેદોનું જગલ ઊભુ થયુ

નગ્નત્વ અને વસ્ત્રધારણનો વિરોધ જો કે પાછળથી જ થયો છતા એ એનો ભેદ તો ભગવાન મહાવીર જેટલોજ જૂનો છે પણ સ્થાનકવાસી અને મૂર્તિપૂજક વચ્ચેના ભેદ વિષે તેમ નથી હિંદુસ્તાનમા મૂર્તિવિરોધની વિચારણા મહમદ પેગબર પછી જ તેના અનુયાયી આરબો અને બીજાઓ દ્વારા ધીરે ધીરે દાખલ થઈ પણ જૈન પરપરામાં મૂર્તિવિરોધ દાખલ થયાને પૂરી પાંચ સદીઓ પણ નથી થઈ સ્થાનકવાસી અને મૂર્તિપૂજક વચ્ચે ગમે તેટલા ભેદો હોય છતા એ ભેદોનો મુખ્ય આધાર મૂર્તિની માન્યતા અને તેના વિરોધમાં છે અમુક શાસ્ત્ર માનવુ કે નહિ, અમુક તીર્થ હયાત છે કે વિચ્છેદ પામ્યુ છે એ બધા વિચારભેદોની પાછળ મુખ્ય ભેદ તો મૂર્તિની માન્યતા અને અમાન્યતાનો છે આમ એક બાજુ નગ્નત્વ અને વસ્ત્રધારણનો અને બીજી બાજુ મૂર્તિ માનવી કે નહિ તેનો ભેદ હોવા છતા અને તેને લીધે બીજા ઘણા નાના મોટા ભેદો દાખલ થએલા હોવા છતા ત્રણે ફીરકાઓમાં અભેદનું તત્ત્વ પણ છે ડાળો પૂર્વ અને પશ્ચિમમાં કે દક્ષિણ અને ઉત્તરમાં ફેલાય અને એની વચ્ચે મોટું અતર પણ દેખાય છતાં એનાં થડ અને મૂળ તો એકજ હોય છે એકજ મૂળમાંથી રસ બધે પહોંચે છે અને બધી ડાળો કે પાંદડાં પોષાય છે અને જીવિત રહે છે તેમ એ ત્રણે ફીરકાઓનું પણ છે એ ત્રણે જુદા અને તદ્દન વિરોધી જેવા આજે થઇ પડયા છે કે દેખાય છે, છતાં એ ત્રણેના અસ્તિત્વ કે જીવનનું તત્ત્વ એકજ છે અને તે તત્ત્વ એટલે વીતરાગપણાની ભાવના અને ઉપાસના એ ભાવના અને ઉપાસના વડેજ ત્રણે ફીરકાઓ જીવે છે, પોષણ પામે છે, અને વિસ્તરે છે આ રીતે જોતાં ત્રણે ફીરકાઓના અગમ્ય અને સપ્યાર્થધ ભેદો હોવા છતાં એમાં જે એક અભેદનું તત્ત્વ છે તે જ મુખ્ય છે, અને તે જ અસલી છે આ તત્ત્વને ત્રણે ફીરકાઓ એક

...ખી રીતે માને છે અને તેની ઉપાસના માટે એક સરખો ભાર
...પે છે ત્યારે આમ, છે ત્યારે વિરોધ શાનો ? પૂર્વ દિશામાં ફેલાતી
...ખા એમ કહે કે બધીજ શાખાઓએ મારી દિશામાં, મારી ઢબે,
...રી સાથેજ ચાલવું જોઇએ, અને બીજી શાખાઓ એ રીતે કરે
... એનું પરિણામ એજ આવે કે અંતે ઝાડ જ ન વધે, અને તે
... વધે એટલે પૂર્વની શાખા પણ ન રહે એક બાજુ ભાર વધતા
...મતોલપણું જવાથી વૃક્ષ વધી જ ન શકે અને અંતે પૂર્વની શાખાનો
...ણ સંભવ ન રહે એજ ન્યાય ધર્મની શાખાઓને લાગુ પડે છે.
...એક ફીરકો માને તે તેજ રહેણીકરણી દરેક સ્વીકારવી અને બીજી
...નહિ એવો ભાર આપવા જતાં મનુષ્ય સ્વભાવમાં રહેલા જે
...સમતોલપણાને લીધે ધર્મનો વિસ્તાર થાય છે તે સમતોલપણું જ ન
રહે અન્તે બીજા ફીરકાઓની સાથે તે એક ફીરકો પણ ન ટકે તેથી,
વિકાસ, અને વિસ્તાર માટે ભેદ અનિવાર્ય છે અને ભેદથી જ સમ-
તોલપણું સચવાય છે ત્યારે, અહિ પ્રશ્ન એ થાય છે કે જો વીત-
રાગપણાની ભાવના ઉપર રચાએલા બધાજ ફીરકા-ભેદો અનિવાર્ય
અને ઇષ્ટ હોય તો આજની જૈન ધર્મની જે સ્થિતિ છે તે સ્વાભા-
વિક હોઈ તેમાં કહેવાપણું શું રહે છે ?

અત્યારે જે કહેવાપણું છે તે ભેદ કે જુદાઈની બાબતમાં નહિ
પણ વિરોધની બાબતમાં છે વિરોધ અને ભેદ એ બન્ને એક નથી. કડવાશ
હોય ત્યારે વિરોધ કહેવાય છે, અને ત્રણે ફીરકાના પરસ્પર સબંધમાં કડ-
વાશ છે કડવાશ એટલે પોતાને વિષે મિથ્યાભિમાન અને બીજા તરફ
અણગમો. આ કડવાશ ત્રણે ફીરકાઓમાં અંદરો-અંદર કેવી અને કેટલી છે,
એ સૂક્ષ્મ દૃષ્ટિએ જોનારથી ભાગ્યે જ અજાણ્યું છે દરેક ફીરકાનો આધાર
તે તે ફીરકાના સાધુ, પંડિત, અને ઉપદેશક છે એક ફીરકાનો
ગુરુવર્ગ અને ઉપદેશકવર્ગ બીજા ફીરકાને હૃદયથી મિથ્યા જૈન માને
છે, અને એ જ રીતે પોતાના અનુયાયીઓને સમજાવે છે બીજા
ફીરકાનો ગુરુ અને ઉપદેશકવર્ગ પણ તેમજ કરે છે આના બે પરિ-

ણામ આવ્યાં છે પહેલું તો એ કે કોઈ પણ એક ફીરકાની આચાર વિષયક કે જ્ઞાનવિષયક સુંદર વસ્તુ બીજા ફીરકાના ધ્યાનમાં જ નથી આવતી ઊલટો તે તેનાથી દૂર ભાગે છે, અને તે તરફ અણગમો કેળવવામા જ ધર્મનું પોષણ સમજે છે બીજું પરિણામ એ આવ્યુ છે કે ભિન્નભિન્ન ફીરકાના ગુરુ અને ઉપદેશકવર્ગ વચ્ચે પ્રેમ કે આદરનો સંબધ જ નથી રહ્યો અને તેઓનું પારસ્પરિક સમેલન (હવે તેઓ અને બીજાઓ ઇચ્છે તો પણ) લગભગ અશક્ય જેવુ થઇ પડયુ છે જાણે એક ફીરકો બીજાનો દુશ્મન હોય અને બીજાના બગાડ કે બીજાની આપત્તિ વખતે રાજી થતો હોય એવો વ્યવહાર શરૂ થયો છે ક્યાંઈ મંદિર ઉપર અન્યાય ગુજર્યો, આફત આવી અને દિગબરો કે શ્વેતાબરો મુશ્કેલીમા હોય ત્યારે, ગમે તેટલો મોટો અને શક્તિશાળી હોવા છતા પણ ત્યાંનો સ્થાનકવાસી સમાજ બ્હારે નહિ ધાય એટલું જ નહિ પણ ઘણા દાખલાઓમા તો ઊંડે ઊંડે રાજી પણ થશે. આ વસ્તુનો ચેપ સામેના ફીરકાઓમા પણ નથી એમ તો નહિજ ક્યાંઈ સ્થાનક ઉપર આફત આવી અગર સ્થાનકવાસી સાધુઓને મુશ્કેલી આવી કે તેમની હેલના-નિંદા થતી હોય ત્યારે મૂર્તિપૂજક બન્ને ફીરકાઓ એમા રસ લેવાના અને કદાચ રસ ન લે તોપણ પોતાનાથી બની શકે તેવી પણ મદદ નહિ આપવાના ઘણે સ્થળે તો આ ફીરકાઓ સ્થાનક, મંદિર, અને ગુરુવર્ગને કારણે કોર્ટે પણ ચડેલા છે અને હજીએ પણ ચડે છે

શ્વેતાબર-મૂર્તિપૂજક ફીરકાના અનેક વિષયોમા, ઊંડાણવાળા સાહિત્યનો લાભ નથી લેતો સ્થાનકવાસી ફીરકો કે નથી લેતો દિગબર ફીરકો. સેકડો વિદ્વાનોએ હજારો વર્ષ સુધી ભગિરથ પ્રયત્ન કરીને ઉપજાવેલું અને બીજે ક્યાય પણ ન મળે તેવુ મૂર્તિપૂજક-શ્વેતાબર અને દિગબર-નું સાહિત્ય સ્થાનકવાસીને માટે અસ્પૃશ્ય થઇ પડયુ છે અને મોટે ભાગે તો તે એ સાહિત્યને જાણતો જ નથી કારણ કે પહેલેથી જ એને એ સાહિત્ય વિષે બેપરવા અને આદરહીન બનાવવામાં આવ્યો

છે દિગંબર ફીરકાનું પણ ગભીર અને બીજે ન મળી શકે તેવું કેટલુંક સાહિત્ય છે એને વિષે સામાન્ય રીતે શ્વેતાંબરો બેપરવા છે આને પરિણામે પાઠશાળાઓ, છાત્રાલયો, અને વિદ્યાલયોમા કે ગુરુવર્ગના અભ્યાસક્રમમાં જ્યાં પુસ્તકોની પસદગીનો સવાલ આવે છે ત્યાં કેટલીક વખતે એકજ વિષય ઉપર અન્ય ફીરકાનું સર્વોત્તમ પુસ્તક છોડી તેની જગ્યાએ કચરા જેવું પુસ્તક પસંદ કરવામા આવે છે, અને પરિણામે ભણનાર જ્ઞાન કે વિદ્યા કરતાં અજ્ઞાન અને અવિદ્યા જ વધારે મેળે છે એટલે એકંદરે અત્યારનો જે ફીરકાઓનો કડવાશવાળો સબધ છે તે આપણામાં જ્ઞાનશૂન્યતા જ પોષે છે જે ધર્મ, સહિષ્ણુતા અને જ્ઞાનના પ્રચાર માટે જન્મ્યો હતો અને એ પ્રચાર સિવાય જે ધર્મનું જીવન નકામુ જ ગણાવુ જોઇએ તે ધર્મ ફીરકાઓની કડવાશમા પરિણમતાં અસહિષ્ણુતા અને અજ્ઞાન જ પોષી રહ્યો છે આ સ્થળે એક રૂપક યાદ આવે છે કિનારે પહોંચવાના ધ્યેયથી વહાણો અમુક ટાપુથી ઉપડ્યાં બધાં વહાણોએ ઉતારૂઓને લીધા શરત બધાની એકજ હતી અને તે કિનારે પહોંચાડવાની રસ્તામા એક વહાણના કપ્તાન અને મુસાફરોએ બીજા વહાણમાં કાંઈક ખોડ બતાવી અને ટીકા કરી એ ટીકાને તેના કપ્તાન અને મુસાફરોએ અગત ટીકા માની સામસામી ખોટી ટીકા શરૂ કરી મુસાફરી વખતે બધા હતા તો નવરા જ ટીકા અને ખોડ કાઢવાનું મળી આવતાં સૌનું મન ત્યાં રોકાયુ મુસાફરીનો આનદ, સમુદ્રની ગભીરતા, અને આકાશની અપારતા તરફ તેમજ સહીસલામતી અને ઝડપ વધારવા તરફ લક્ષ જવાને બદલે એક બીજાની ટીકામા સામુદાયિક માનસ રોકાયુ કોઇ વિવાદમાં ઉતર્યા અને બીજાઓ શ્રોતા બન્યા પરિણામે તકરાર વધી એક બાજુ બધું રક્ષકબળ પરસ્પરના નાશમા ખરચાવા લાગ્યુ, અને બીજી બાજુ વહાણો અકસ્માત એક ખરાબાથી બચવાની સાવધાની રાખી ન શક્યાં એક વહાણ અથડાયુ અને બીજાં તેના નાશ તરફ બેપરવા હતાં એ

અભિમાનમા બીજાઓની પણ એ જ દશા થઇ એકજ સાધ્ય માટે નીકળેલા મુસાફરો સાધનની ટીકામાં ઉતરતાં પરિણામે સાધ્યભ્રષ્ટ થઇ ગયા એ સ્થિતિ આજે ત્રણે ફીરકાઓની છે ત્રણે ફીરકાઓનું લક્ષ અહિંસા અને જ્ઞાનની ઉપાસના તથા તેનો પ્રચાર છે જ્યારે તેઓ તેથી ઊલટુંજ કરી રહ્યા છે બીજા તરફ કડવાશ રાખવી એને કે પોતાને મોટો અથવા શુદ્ધ ધાર્મિક માની બીજા તરફ અણગમો રાખવો એ જો હિંસા કહેવાતી હોય તો એમ કહેવું જોઇએ કે અહિંસાની સાધના માટે નીકળેલા અને ચાલતા ફીરકાઓ હિંસા જ કરી રહ્યા છે, અને જ્ઞાનને બદલે અજ્ઞાનનોજ પ્રચાર કરી રહ્યા છે આનું વ્યાવહારિક પરિણામ સામાજિક અને રાષ્ટ્રિય ક્ષેત્રમાં પણ કડવું આવ્યું છે

જૈન સમાજ સામાજિક દૃષ્ટિએ નબળો મનાય છે રાષ્ટ્રિય અને રાજકીય બાબતોમા પણ એ પછાત છે કારણ શું ? એવો પ્રશ્ન જો કરીએ અને તેના ઉત્તર માટે ઊંડા ઉતરીએ તો જણાશે કે તેનું મુખ્ય કારણ સંગઠનનો અભાવ છે, જ્યા ધાર્મિક દ્વેષ હોય ત્યા સંગઠન સંભવે જ નહિ જો ધાર્મિક દ્વેષનું પરિણામ માત્ર સ્થાનક મંદિર ગુરુવર્ગ, અને પંડિત ઉપદેશકવર્ગ સુધી જ રહ્યું હોત તો કદાચ ચલાવી પણ લેવાત પણ એ વિષ બીજા વિષોની પેઠે વ્યાપ ફેલાવે તે સ્વાભાવિક જ હતું એટલે બધા જ ક્ષેત્રોમાં એ વિષ ફેલાયું આજે તો ન છૂટકે ને લાચારીથી જ ત્રણે ફીરકાવાળા મળે છે અને એ લાચારી એને ક્યાંઇક વ્યાપારીક સંબંધ, ક્યાંઇક લગ્ન સંબધ અને ક્યાંઇક રાજકીય સબંધ પરતુ એ સમેલન નથી તો વ્યાપક અને નથી તો બુદ્ધિપૂર્વકનું, તેમજ નથી હાર્દિક આ દેખાતું વિરલ સંમેલન પણ ગૃહસ્થોમા જ છે કારણકે પેલી લાચારી ગૃહસ્થોને જ મળવાની ફરજ પાડે છે પરતુ ગુરુવર્ગ અને પંડિત ઉપદેશકવર્ગમા તો એ લાચારીજન્ય વિરલ સંમેલન પણ નથી. ગુરુઓને કે પંડિત ઉપદેશકોને નથી જરૂર વ્યાપાર ખેડવાની કે નથી પ્રસગ લગ્નાદિનો

એ વર્ગને રાષ્ટ્ર અને રાજકીય બાબતોનું તો સ્વપ્ન પણ નથી એટલે તેમનામાં પારસ્પરિક સમેલન કે સંગઠનના સંભવનું વ્યાવહારિક કારણ એકેય નથી અને જે ધર્મ તેમને અરસપરસ મેળવવામાં સૌથી વધારે અને સૌથી પહેલો કારણભૂત થવો જોઈએ અને થઈ શકે તેજ ધર્મે તેમને ઊલટા હમેશને માટે દૂર કર્યા છે એક બાજુ વ્યાવહારિક જરૂરિયાતોને લીધે ત્રણે ફીરકાના ગૃહસ્થો અરસપરસ વધારે મળવા અને સંગઠિત થવાનો વિચાર કરે ત્યાં તો બીજી બાજુ પેનો ગુરુ અને ઉપદેશક વર્ગ એમાં ધર્મનાશ જોઈ એમને મળતા અટકાવવા અને અરસપરસ ગાઢ સંબંધ બાંધતા અટકાવવા કમર કસે છે પરિણામે એ ફિરકાઓ નથી પડી શકતા તદ્દન છુટા કે નથી થઈ શકતા એકરસ અને સંગઠિત આ સ્થિતિ લગભગ આમેશામ છે ત્યારે હવે શું કરવું જોઈએ ?

ઉત્તર ટૂંકો અને સીધો છે તકરાર અને વિરોધ મટાડવાની આશા ધર્મ પાસેથી હતી આજના ધર્મમાંથી એ સફળ થવાનો સંભવ જ નથી. એટલે ત્રણે ફીરકાઓને પોતાનો મેળ સાધવા-વધારવા અને સંગઠન કરવા માટે બે જ રસ્તા બાકી રહે છે પહેલો એ કે નિર્ભય અને સ્વતન્ત્રબુદ્ધિવાળી વ્યક્તિઓએ ( તે ગૃહસ્થ હોય કે ત્યાગી ) ધર્મના સૂત્રો હાથમાં લેવાં અને તેના ઉપર જે કડવાશનો મેલ ચડ્યો છે તે દૂર કરી ધર્મની મારફત જ બધી કોમોમાં વધારેમાં વધારે મેળ સાધવો અને બીજો માર્ગ પરંતુ છેવટનો માર્ગ ( ભલેને તે ક્રાન્તિકારી લેખાય ) એ છે કે ગૃહસ્થોએ આ નવા ધર્મને જ એટલે કે વિકૃત અને સાંકડા ધર્મને શરણે જવું છોડી જાણે કે ધર્મનો વારસો ન જ મળેલો હોય એવી રીતનું મનને ઘડી વ્યાવહારિક ભૂમિકા ઉપર એકત્ર થવું, અને બુદ્ધિપૂર્વક તથા અગત્યનું સંગઠન કરવું, જેમાં ઇચ્છા પ્રમાણે એક ફીરકાના ગૃહસ્થો બીજા ફીરકાના ગૃહસ્થો સાથે હૃદયથી દરેક ક્ષેત્રમાં ભેળી શકે અને અરસપરસ સહકાર કરી શકે જ્યારે ગૃહસ્થો પેલા ધર્મગુરુઓને બાજુએ મૂકી એકરસ થવા લાગશે અને દિગંબર

શ્રીમાન્ શ્વેતાંબર વિદ્યાર્થીઓને અને શ્વેતાંબર ગૃહસ્થ દિગંબર સંસ્થાઓને મદદગાર થતા દેખાશે, બધા સંયુક્ત કે સહકારના ધોરણ ઉપર સંસ્થા ચલાવશે ત્યારે ધર્મદૂતો આપોઆપ ખેંચાઇ તેમાં જોડાશે તેમને એમ જ થવાનું કે હવે આપણો ભેદકમંત્ર નકામો છે[1]

સેંકડો અને હજારો વર્ષોથી માંડીને તે ઠેઠ અત્યારસુધીના ધર્મદૂતોનો ઇતિહાસ એક જ વસ્તુ દર્શાવે છે અને તે એ કે તેમણે વિરોધ અને કડવાશ જ ફેલાવી છે આપણે અજ્ઞાનથી તેને વશ થયા હવે જુગ બદલાયો છે આર્થિક, સામાજિક અને રાષ્ટ્રિય પરિસ્થિતિ આ વસ્તુ ચલાવી શકે તેમ રહ્યું નથી તેથી હવે દરેક જુવાન કે વૃદ્ધ જેનામાં બુદ્ધિ અને સ્વતંત્રતાનો છાંટો પણ હોય તે પોતાથી બને ત્યાં અને બનતી રીતે, સાચા દિલથી અને બુદ્ધિપૂર્વક, બીજા ફીરકાનો સહકાર સાધે આજે એજ વસ્તુ ધર્મ્ય થઇ પડી છે

ૐ

॥ अर्हम् ॥

# શિષ્યચોરીની મીમાંસા

આખા દેશનું ધ્યાન અત્યારે સરકાર સામે ચાલતા જંગમાં રોકાઈ રહ્યું છે એટલે જૈનસમાજ પણ એની અસરથી સ્વાભાવિક રીતેજ છૂટો રહી ન શકે બીજી બાજુ આખો ય જૈનસમાજ એ એક વ્યાપારી સમાજ છે અને વ્યાપારી દુનીઆમાં જે ભારે આર્થિક ઉથલપાથલ થઇ રહી છે તેની અસર પણ જૈનસમાજ ઉપર નાની-સૂની નથી આ સિવાય બીજા કેટલાય સામાજિક અને કેળવણી સબંધી જે અગત્યના ફેરફારો ઝપાટાબંધ ચોમેર થઈ રહ્યા છે, એની અસરથી પણ જૈનસમાજ મુક્ત નથી આવી સ્થિતિમાં એ બધા અગત્યના સવાલો ઉપર વિચાર કરવો છોડી શિષ્યચોરી જેવા ક્ષુદ્ર દેખાતા વિષય ઉપર કેમ વિચાર કરવામાં આવે છે? અથવા તો એવો ક્ષુદ્ર વિષય આજે કેમ ચર્ચવામાં આવે છે? એ પ્રશ્ન થવો સહજ છે એનો ઉત્તર એ છે કે—આજે શિષ્યચોરીના વિષયે જૈનસમાજનું ભારે ધ્યાન રોક્યું છે, અને એ વિષય "ઉટડીનું દૂધ પીવું તે શાસ્ત્ર-વિહિત છે કે નહિ?" એના જેવો માત્ર કાલ્પનિક ચર્ચાનો વિષય નથી રહ્યો કારણ કે શિષ્યચોરીમાં માનનારા એને શાસ્ત્રસમ્મત માની બીજાને તેમ મનાવી એ કૃત્ય કરે છે, એટલે શિષ્યચોરીના હિમાય-તીઓ સમાજમાં ગમે તેટલા ઓછા હોય છતાં લોકો લગભગ આખા સાધુવર્ગને ખોજા અને પઠાણની જેમ બાળકચોર માને છે, અને સીધી કે આડકતરી રીતે લોકો તેમની સાથે મનુષ્યચોર તરીકે જ વ્યવહાર કરે છે શિષ્યચોરીના હિમાયતી ગૃહસ્થો પણ પોતાના બાળક બાળિકાઓને સાધુ પાસે ખુલ્લા દિલથી ભાગ્યે જ જવા દે છે શિષ્ય-

ચોરીમા ન માનનારાઓ તો આ બાબતનો ભારે વિરોધ કરે છે, અને તેથી જ્યા ત્યાં તકરારની આગ સળગી ઊઠે છે, અને આ બધુ શાસ્ત્રને નામે થાય છે લોકો, ખાસ કરી સાધારણ લોકો એમ જ માને છે કે " શાસ્ત્ર કહે છે તે જ કરવુ જોઇએ અને શાસ્ત્ર ખોટું ન કહે ' આ જાતની શાસ્ત્રની પ્રતિષ્ઠા લોકોના મનમાં છે તેથી જ એ પ્રતિષ્ઠાનો લાભ લઇ દરેક જમાનામાં જેમ બનતું આવ્યુ છે તેમ આજે પણ કેટલાક મહાશયો શિષ્યચોરી જેવા વિષયને શાસ્ત્રસમ્મતિનું નામ આપી તેનું સમર્થન કરી રહ્યા છે, અને બીજી બાજુ તેમનો વિરોધ કરનાર પક્ષ આ વસ્તુ શાસ્ત્રસમ્મત નથી એમ કહી તેનો ભારે વિરોધ કરી રહ્યો છે આ વિરોધ માત્ર શાબ્દિક ન રહેતાં ઘણીવાર મારામારી અને કોર્ટે ચઢવા સુધીના પગલામાં પરિણમ્યો છે એ કેરે તેથીએ વધારે ઉગ્રરૂપ ધારણ કર્યું છે આજ કારણથી આ વિષય આજે ચર્ચવાનું દુરસ્ત ધાર્યું છે આ ચર્ચામાં કોઇ પણ એક પક્ષનું અનુસરણ કરવાનો ઇરાદો નથી જે પ્રમાણો અને પક્ષકારો શાસ્ત્રમાથી રજૂ કરે છે અને જે અમારી જાણમા છે તેનો તદ્દન મધ્યસ્થ દષ્ટિએ વિચાર કરવો એ જ આ ચર્ચાનો ઉદ્દેશ છે

અત્યારે પ્રસ્તુત બાબત પરત્વે જૈન સાધુ સમાજમાં મુખ્ય ત્રણ વર્ગ છે એક સ્પષ્ટપણે શિષ્યહરણની હિમાયત કરનારો, બીજો તેનો તદ્દન વિરોધ કરનારો, અને ત્રીજો દેખીતી રીતે તટસ્થ છતાં શિષ્યહરણના પક્ષનો લાભ લેનારો કોઇ પણ વિષય ઉપર વિચાર કરવામા અને નિર્ણય બાધવામા સાધુવર્ગ ઉપર આધાર ન રાખતાં, પોતાની જ બુદ્ધિ ઉપર આધાર રાખનાર ગૃહસ્થવર્ગ જૈન સમાજમાં બહુ જ નાનો છે, અને તે જેવો છે તે આખો ય વર્ગ શિષ્યહરણના વિરોધી પક્ષનું વલણ ધરાવે છે તેથી ગૃહસ્થવર્ગ પણ ઉપર કહેલા સાધુવર્ગના ત્રણ ભાગમાજ વહેચાઇ જાય છે અત્યારે ઉપરઉપરથી જોતા શિષ્યહરણના હિમાયતિ અને વિરોધી એ બે પક્ષ વચ્ચે જ અથડામણી

દેખાય છે, છતા વાસ્તવિક રીતે આખોય જૈનસમાજ આ ઔરીલી અપકામેણીનો ભોગ થઈ પડ્યો છે

'શિષ્યહરણ યોગ્ય છે કે નહિ?' એનો ખુલાસો સ્વતત્ર બુદ્ધિથી અને શાસ્ત્રના આધારોથી એમ બન્ને રીતે મેળવી શકાય તેમ છે જેઓને વિચારવાની અને સાચુ ખોટું તપાસવાની સ્વતત્ર-બુદ્ધિ મળી છે તેમને તો આ વિષય પરત્વે કોઇ પણ નિર્ણય બાધવા માટે કોઇનો આધાર લેવાની જરૂર નથી, અને બહુ ઊંડા પાણીમા ઉતરવુ પડે તેમ નથી તેઓ તો તદ્દન સહેલાઈથી કોઇપણ નિર્ણય બાધી શકે એટલી આ બાબત સહેલી, બુદ્ધિગમ્ય, અને દીવા જેવી ખુલ્લી છે છતા આ સ્થળે તો આ પ્રશ્નનો ખુલાસો શાસ્ત્રીય દૃષ્ટિએ જ કરવાનો હોઇ બુદ્ધિનો ઉપયોગ મુખ્યત શાસ્ત્રના પ્રમાણોને આધારે જ કરવાનો છે

જૈન સાધુની આખી જીવનચર્યા અહિંસા આદિ પાચ મહાવ્રતોને આધારે જ હોવાનુ શાસ્ત્રમા કથન છે અને તે દરેક પક્ષ સ્વીકારે છે એ પાચ મહાવ્રતો જૈનપણાના પાયા ઉપર યોજાયલાં છે જૈનપણું એટલે લોભ, લાલચ, ભય આદિ વિકારોનો વિજય અથવા એ વિજય માટેનો પ્રયત્ન હિંસા હોય કે અસત્ય, ચોરી હોય કે પરિગ્રહ, એ બધા દોષો જૈનત્વના વિરોધી છે, તેથી જૈનત્વને ધારણ કરનાર કે તેની સાચી ઉમેદવારી કરનાર સાધુ એ દોષોનો હમેશને માટે ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લે છે, જે પ્રતિજ્ઞા પાચ મહાવ્રતના નામથી ઓળખાય છે એમા ત્રીજું મહાવ્રત અદત્તાદાન વિરમણ આવે છે એનો સ્થૂલ શબ્દાર્થ એ છે કે—"કોઇ પણ વસ્તુ તેના માલિકની રજા સિવાય લેવાનો સતતર ત્યાગ" જેમ દરેક મત કે નિયમની પાછળ એના શબ્દાર્થ ઉપરાંત એનો વિશિષ્ટ ભાવ હોય છે તેમ આ ત્રીજા મહાવ્રતની બાબતમા પણ છે. "માલિકની પરવાનગી સિવાય તેની ચીજ લેવાનો ત્યાગ એ ત્રીજુ મહાવ્રત" એટલો માત્ર શાબ્દિક અર્થ સહુને કોઇને લઇ તેને વળગી

રહે તો તો તે ઘણો અનર્થ પણ કરી બેસે. દાખલા તરીકે કોઈ એમ કહે કે ઉપરના અર્થ પ્રમાણે તો એ મહાવ્રતનો અર્થ કોઈની માલિકીની ચીજ જ પરવાનગી સિવાય લેવાનો ત્યાગ થાય છે તેથી કોઈ માલિકી વિનાની ચીજ લેવાનો ત્યાગ થતો નથી જેમ હવા પ્રકાશ આદિ ભૌતિક તત્ત્વોનો જીવનમા ઉપયોગ દર ક્ષણે કોઈ મનુષ્યની પરવાનગી સિવાય જ કરીએ છીએ તેમ બીજી પણ કોઈ વસ્તુ જેની માલિકીનો સ્પષ્ટ દાવો કરનાર કોઈ ન હોય તે લેવામા શી અડચણ છે? કારણ કે જ્યારે તેનો કોઈ વાંધો લે એવો માલિક જ નથી તો પછી તેનો ઉપયોગ કરવો એ અત્તાદાન શી રીતે હોઈ શકે? એવી દલીલ કરી તે અદત્તાદાન ત્યાગની પ્રતિજ્ઞા લેનાર કોઈ એકાંત ખૂણેથી મળી આવનાર ધનનો અગર તો જગતમા માલિક વિનાના રખડતા તદ્દન અનાથ બાળક-બાળિકાઓનો સગ્રહ કરે અથવા તો જેમાં લવલેશ પણ કોઈની માલિકીનો દાવો નથી એવી જ્ઞાનપ્રતિષ્ઠા સાચવવાની અને મેળવવાની પાછળ ગાંડોતુર થઈ જાય તો શુ એ અદત્તાદાનત્યાગની પ્રતિજ્ઞા પાળે છે એમ કોઈ કહી શકશે? જો એણે કોઈની માલિકીની ચીજ લીધી નથી અને લેવાનો વિચાર સુદ્ધા કર્યો નથી તો એને શામાટે પ્રતિજ્ઞાપાળક કહેવો ન જોઈએ? અને આવા ત્રીજા મહાવ્રતના ધારણ કરનારને જૈનશાસ્ત્રની દૃષ્ટિએ કોઈ માણસની માલિકી વિનાની ધનસંપત્તિ કે બીજી ચીજ લેવાની અડવાની અને વાપરવાની શામાટે છૂટ ન હોવી જોઈએ? આ પ્રશ્નનો ઉત્તર મેળવવા જ્યારે આપણે ઊંડા ઉતરીએ છીએ ત્યારે આપણને તરતજ જણાઈ આવે છે કે નહિ નહિ, શબ્દના સ્થૂળ અર્થ ઉપરાંત પ્રતિજ્ઞાની પાછળ એનો ખાસ પ્રાણ કે ભાવ પણ હોય છે પ્રતિજ્ઞાનો સમગ્ર ભાવ સ્થૂળ અને પરિમિત શબ્દોમા સમાઈ નથી શકતો એને બુદ્ધિ અને વિચારથી ગ્રહણ કરવાનો હોય છે ત્યારે એ જોવુ રહે છે કે અદત્તાદાન-ત્યાગ મહાવ્રતનો ભાવ શો છે? જૈનતત્ત્વના પાયા ઉપર લેવામા આવતી ત્રીજા મહાવ્રતની પ્રતિજ્ઞાનો સાચો અને પૂરો ભાવ તો લોભ અને

અયનાત્યાગમા છે સામા ય રીતે કોઈ એક માણસ બીજાની માલિકીની ચીજ તેની પરવાનગી સિવાય લે છે ત્યારે કાં તો તેનામા અમુક લાલચ હોય છે અને કાં તો અમુક ભય હોય છે લોભ અને ભય જેવી મોહજન્ય વૃત્તિઓ જ અદત્તાદાનની પ્રેરક હોય છે, તેથી અ ત્તાદાનના ત્યાગની પ્રતિજ્ઞા પાછળ ખરો હેતુ એવી વૃત્તિઓનોજ ત્યાગ કરવાનો હોય છે જેનામાં લોભ અને ભય જેવી વૃત્તિઓ જ નથી હોતી તેનું જીવન સ્વાભાવિક રીતે જ અદત્તાદાનથી મુક્ત હોય છે પછી ભલે તે દવા આદિ ભૌતિક તત્ત્વનો ઉપયોગ કરતો હોય અથવા તો અક-સ્માત સાંપડેલ સોનાના સિંહાસન ઉપર તે જઇ પડ્યો હોય જેણે લોભ-ભય-આદિ વૃત્તિઓ જીતી નથી પણ એમને જીતવાનો એનો પ્રયત્ન ચાલુ છે તે કોઇ જ માલિકીવાળી કે બિનમાલિકીની કોઇપણ નાની કે મોટી, જડ કે ચેતન વસ્તુને લોભ કે ભયથી પ્રેરાઇ નહિ અડે, નહિ સઘરે, અથવા આપોઆપ આવી પડેલ વસ્તુ પાછળ પણ કલેશ નહિ પોષે. સારાશ એ છે કે—ત્રીજા મહાવ્રતદ્વારા નિર્લોભપણું, નિર્ભયપણુ પોષવાનું હોય છે, અગર તો પ્રગટાવવાનું હોય છે જ્યા નિર્લોભપણા અને નિર્ભયપણામા ખતેલ પહોંચે ત્યાં દેખીતી રીતે ત્રીજા મહાવ્રતનો સ્થૂલ અર્થ ખડિત થયેલો ન જણાવા છતા જૈન-દૃષ્ટિએ ત્રીજા મહાવ્રતનો તેટલે અંશે ભગ જ છે, અને જ્યા નિર્લો-ભત્વ, નિર્ભયત્વ આદિ મૂળ વસ્તુ અબાધિત હોય ત્યા દેખીતી રીતે કોઇને કોઇ વાર ત્રીજા મહાવ્રતનો ભગ પણ લાગે છતાં વાસ્તવિક રીતે તેવા દાખલાઓમા ત્રીજુ મહાવ્રત અખડિત જ હોય છે

ત્રીજા મહાવ્રતની પ્રતિજ્ઞાના અર્થ વિષે અહીં જે સહજ સ્પષ્ટીકરણ ચર્ચા કરી છે તે પ્રસ્તુત વિષયની સાથે ખાસ સબધ હોવાને લીધે જ કરેલી છે આખાય કે બીજા ખાસ લાગતાવળગતાની સમ્મતિ લઈ દીક્ષા લેવી અગર એવી સમ્મતિ મેળવનારને જ દીક્ષા આપવી એ 'સમ્મત-દીક્ષા' કહેવાય અને સમ્મતિ સિવાય ફોસલાવીને નસાડી ભગાડીને કે બીજી કોઈ પણ રીતે દીક્ષા આપવી તે "અસમ્મત

દીક્ષા " કહેવાય જયા કડક શબ્દોમાં છતાં સાચા અર્થમાં તેને શિષ્યહરણ પણ કહેવાય. મૂળ આગમોમાં ખાસ કરી પ્રાચીન અને વિશિષ્ટ આગમોમાં એવું સ્પષ્ટ અને ખુલાસાવાર વિધાન નથી કે— " દીક્ષા લેનારે અમુક અમુક લાગતાવળગતાઓની પરવાનગી લઈનેજ દીક્ષા લેવી અને તે સિવાય ન લેવી ", તેમજ દીક્ષા આપનાર માટે પણ તેમાં એવું વિધાન ક્યાંય નથી કે "જે અમુક લાગતાવળગતાઓની પરવાનગી મેળવે તેને જ તેણે દીક્ષા આપવી અને બીજાને ન આપવી " આવું સ્પષ્ટ વિધાન દીક્ષા લેનાર કે આપનાર માટે ન હોવા છતાં ભગવાન મહાવીરના દાખલામાં અને તેમના સંઘબંધારણના ઇતિહાસમાં જે દાખલાઓ અંગ–ઉપાંગમાં નોંધાયેલા મળે છે તે બધા જ દાખલાઓમાં એક જ બીના છે, અને તે એ કે દીક્ષા લેનાર માબાપ અને સ્ત્રીઆદિની પરવાનગી લઈને જ દીક્ષા લે છે અને દીક્ષા આપનાર તેવી સંમતિ લેનારને જ દીક્ષા આપે છે એટલે કે જ્યાંસુધી મૂળ અંગ-ઉપાંગોને લાગે વળગે છે ત્યાંસુધી સંમત–દીક્ષાના જ સ્પષ્ટ દાખલાઓ મળે છે અને પરંપરા ભગવાન મહાવીરથી લગભગ છસો વર્ષ લગી નિરપવાદ રીતે એક સરખી ચાલુ રહે છે નથી તો ખુદ ભગવાને એમાં અપવાદ સેવ્યો કે નથી તેમના તેટલા વખત સુધીના શિષ્યપરિવારે અપવાદ સેવ્યો સંમત–દીક્ષાનું સ્પષ્ટ વિધાન આગમોમાં ન હોવા છતાં સંમતદીક્ષાના નિયમનું આટલું કડક અને ચોકસ પાલન કેમ કરવામાં આવ્યું ? અને કેમ ચાલુ રહ્યું ? એનો વિચાર કરતાં કોઈ પણ બુદ્ધિમાન સહેજે સમજી શકશે કે–અસંમતદીક્ષામાં ત્રીજા મહાવ્રતનો માત્ર શાબ્દિક કે આર્થિક દૃષ્ટિએ ભંગ થવાનો સંભવ ઊભો થાય છે, અને જૈનશાસ્ત્રો જેમાં મહાવ્રતના ભંગનો સંભવ હોય એવા કોઈ પણ બાબતને આચરવામાં સંમત થઈ શકે નહિ. જે શાસ્ત્ર અને જે શાસ્ત્રના પ્રણેતાનો એક માત્ર ઉદ્દેશ શાંતિ અને ચિત્તશુદ્ધિનો હોય તે શાંતિની વિરોધી અને ચિત્તશુદ્ધિમાં ખલેલ પહોંચાડનારી કોઈ પણ બાબતને માન્ય રાખી શકે નહિ દલસ આર

થોડી વાર એમ માની લેવામાં આવે કે અસમ્મતદીક્ષામાં દીક્ષા આપનારનો હેતુ સ્વપરકલ્યાણનો હોય છે તો પણ એ કહેવું જોઇએ કે જૈન આગમોએ અને ખુદ ભગવાન મહાવીરે તેવી અસમ્મતદીક્ષાની હિમાયત નથી કરી, એક પણ દાખલામાં તેમણે એને સ્થાન નથી આપ્યું તેનું શું કારણ? તેનું કારણ એ જ સંભવે છે કે—જો સ્વ-પરકલ્યાણનો હેતુ હોય તો પછી અધીરાઈ અને ઉતાવળ કરવાથી શું ફાયદો? એક બાજુ અસમ્મતદીક્ષાને પરિણામે લાગતાવળગતામાં કંકેશ કકાસ વધે, દીક્ષા આપનાર ઉપર તહોમત મૂકાય, તે કદાચ જોખમમાં પણ પડે, તેને લીધે આખો ધર્મસંઘ નિંદાપાત્ર બને અને જૈન જેવા શુદ્ધ ધર્મની હિમાયત કરનારાઓ ઉપર જાત જાતનાં કલંકો મૂકાય તે કરતાં દીક્ષા લેનારની બુદ્ધિ જાગ્રત કરી તેને વિચાર કરવાની અને સંયમ કેળવવાની ઘેર બેઠાં તક આપવી એ શું ખોટી છે? કલ્યાણની ખરી ઇચ્છા જેનામાં જાગી હોય તે તો ન છૂટકે જ ઘરમાં રહેતો હશે તોપણ ધીરજ અને સંયમની વૃદ્ધિ કેળવશે જ, અને તેમ જતાં એ વૃત્તિને પ્રભાવે દીક્ષાના વિરોધીઓ પણ આપોઆપ સમ્મત થશે જૈન ધર્મમાં ધૈર્ય અને સહનશીલતાને મુખ્ય સ્થાન છે સાચી કલ્યાણની ઇચ્છા જન્મે અને દીક્ષાની સમ્મતિ ન મળે ત્યારે જ એક રીતે એ દિશામાં ધૈર્ય અને સહનશીલતા કેળવવાની તક ઊભી થાય છે અને તે જ વખતે બુદ્ધિ, વિનય, પ્રેમ, અને સાચા ત્યાગથી સામા પક્ષને જીતવાની તક મળે છે ભગવાને એ વસ્તુ જેમ જાણી હતી તેમ જીવનમાં પણ ઉતારી હતી અને વિવેકી તથા સાચા ઉમેદવારોએ એ ભગવાનના જીવનનું તત્ત્વ જાણી લઇને અમલમાં મૂક્યું હતું તેથી જ આપણે ભગવાન પછીના લગભગ છ સૈકાઓમાં એક પણ દાખલો અસમ્મત દીક્ષાનો નથી જોતા આ રીતે સમ્મતદીક્ષાની પરંપરા મૂળમાં તો ત્રીજા મહાવ્રતમાંથી નીકળી અને વ્યવહારમાં એ એટલી બધી સ્થિર તેમજ પ્રતિષ્ઠિત થઇ ગઇ કે—અસમ્મતદીક્ષા આપવાનો વિચાર કરવો કે તેવી દીક્ષા લેવાનો વિચાર કરવો એ

ત્રીજા મહાવ્રતના ભગ જેવુ જ થઇ પડયુ જૈન શ્રમણસંઘની કહો, કે જૈનધર્મની કહો, પ્રતિષ્ઠાનો આધાર માન મહાવ્રતો છે અસમ્મતદીક્ષાથી મહાવ્રતનો ભગ ન થતો હોય તેવા દાખનાઓમાં પણ મહાવ્રતના ભગ વિષે કે મહાવ્રત દૂષિત થવા વિષે શકા લેવાને કારણ મળે એ વસ્તુ જ જૈન શ્રમણસંઘ ચલાવી ન શકે તેથી તે ધીર અને ગભીર સંઘે સમ્મતદીક્ષાની પરપરાને કાયમ રાખી અને વધાવી લીધી અને દીક્ષા લેવામાં સમ્મતિ મેળવવી એ એક મહત્ત્વનું ધાર્મિક વિધાન જ બની ગયુ

ભગવાનના સંઘને લગભગ છસો વર્ષ થયાં હતાં નાની મોટી તેની અનેક શાખાઓ વડવાઇની પેઠે ફેલાઇ હતી લગભગ હિંદુસ્તાનના બધા ભાગમાં એ સંઘ ફેલાયો હતો ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા અને ભિન્ન ભિન્ન દરજ્જાના લોકો એમાં દાખલ થઇ ચૂક્યા હતા, અને દાખલ થતા જતા હતા સઘની આટલી બધી વિશાળતા વખતે અને આટલે લાંબે ગાળે કોઇ અપવાદ કે ભિન્નતા દાખલ થાય એ મનુષ્યસ્વભાવના અભ્યાસીને માટે નવાઈ જેવુ નથી એક પ્રસંગ ઊભો થાય છે તે આર્યરક્ષિતનો છે આ પ્રસંગ વીરના છઠ્ઠા સૈકાનો છે આર્યરક્ષિતે આર્યતોસલીપુત્ર પાસે દીક્ષા લીધી ત્યારે બાપની પરવાનગી નહિ લીધેલી માત્ર માતાની સમ્મતિ લીધેલી વિવાહિત ન હોવાથી સ્ત્રીસમ્મતિનો તો સવાલ જ નહોતો, આ પ્રસંગથી દીક્ષાના બધારણનું પ્રકરણ નવુ શરુ થયુ માત્ર પિતાની જ અસમ્મતિ અને તે પણ વિરોધ વિનાની અસમ્મતિ છતાં આર્યરક્ષિતે દીક્ષા લીધી એ દીક્ષાને જૈન શાસ્ત્રોમાં **પ્રથમ શિષ્યનિસ્ફેટિકા** કહેવામાં આવી છે [ આ કથનની પાછળ ચારે મહત્ત્વના મુદ્દાઓ સમાયેલા છે ]

આ કિસ્સો મહુ અગત્યનો હોવાથી ટૂંકમાં તેનું વર્ણન આપી તેનું પૃથક્કરણ કરવુ જરૂરી છે આર્યરક્ષિત જ્યારે બાવીસ વર્ષ જેટલી તરુણ ઉમરના હતા ત્યારે પુષ્કળ વિદ્યાઓનો અભ્યાસ કરી સ્નાતકની પેઠે ઘેર પાછા ફર્યા માતાને પૂર્ણ સંતોષ થવો હજી બાકી જ હતો,

તેથી તેણે પુત્રને એ વિધાન કહ્યુ કે જ્યાં લગી દૃષ્ટિવાદનામક જૈન શાસ્ત્ર તું નથી ભણ્યો ત્યાં લગી તારો અભ્યાસ અધૂરો કહેવાય પુત્ર તો વિદ્યાભૂખ્યો હતો અને તેમાં વળી ખુદ માતાની પ્રેરણા એટલે તે જરાપણ થોભ્યા વિના બોલ્યો કે એ શાસ્ત્ર મારે ક્યાં શીખવું ? માતાએ પોતાના ભાઈ જે એક વિદ્વાન અને પ્રધાન જૈન આચાર્ય હતા જેમનું નામ આર્યતોસલિપુત્ર હતું તેમની પાસે જવા સૂચના કરી આર્યરક્ષિત ત્યાં પહોંચ્યો ભાણેજને કહ્યું કે જૈનદીક્ષા લીધા સિવાય એ શાસ્ત્ર શીખી શકાય નહિ તેમજ અદીક્ષિતને અમારાથી શીખવી પણ ન શકાય વિદ્યાભૂખ્યા આર્યરક્ષિતે દીક્ષા લીધી અને એ શાસ્ત્રનો અભ્યાસ કર્યો અન્તે દીક્ષામાં તેમનું મન ઠર્યું અને તે એક અસાધારણ વિદ્વાન તથા વિશિષ્ટ આચાર્ય થયા આ દાખલામાં નીચેની બાબતો ખાસ ધ્યા ન દેવા જેવી છે

(૧) આર્યરક્ષિત બાવીસ વર્ષ જેટલી પાકી ઉમરના હોવા ઉપરાંત વિશિષ્ટ વિદ્યાભ્યાસી હોઈ સ્વયનિર્ણય કરવાની શક્તિવાળા હતા

(૨) તે વિવાહિત ન જ હતા

(૩) આચાર્યે તેમને ફોસલાવવાનો, નસાડવાનો, કે બીજો કોઇ તેવો અયોગ્ય માર્ગ અવલમ્બ્યો જ ન હતો એટલું જ નહિ પણ આચાર્યે આર્યરક્ષિતની માતાને એટલે પોતાની બ્હેનને સુદ્ધાં આ વિષે કાંઇ કહ્યું ન હતું કે તું છોકરાને વિદ્યાભ્યાસ નિમિત્તે મારી પાસે મોકલ અથવા તું એને દીક્ષા લેવા દે અથવા બીજી કોઇપણ લાલચ તેને આપી ન હતી ઊલટું તેમણે તો સીધી અને ચોકખી રીતે આર્યરક્ષિતને એટલું જ કહ્યું કે અમારો ધર્મ દીક્ષિતને જ શાસ્ત્ર શીખવવાનો છે

(૪) દીક્ષા લીધા પછી કે દીક્ષા લેતી વખતે નથી માતાએ વિરોધ કર્યો કે નથી પિતાના વિરોધનો ઉલ્લેખ, એટલું જ નહિ પણ આર્યરક્ષિતના પિતાએ પોતાની પત્ની સાથે પણ કોઇ જાતનો કલેશ કર્યાનો

ઉલ્લેખ નથી, તેમ જ પુત્રને તેના મામા જૈન આચાર્ય પાસે ભણવા મોકલવા માટે વિરોધ કર્યાનો પણ ઉલ્લેખ નથી એજ રીતે પાછળથી દીક્ષા આપનાર આચાર્ય સાથે કલેશ થયાનો અગર તો બીજી કોઈપણ ખેંચતાણ થયાનો કશો જ ઉલ્લેખ નથી

આ કિસ્સામાં પરંપરાથી ચાલી આવતી દીક્ષા વિધિમાં જો કાંઇ ઉણપ હોય તો તે એટલી જ હતી કે આચાર્યે દીક્ષાના ઉમેદવાર રક્ષિતને તેના પિતાની સમ્મતિ મેળવવા વાસ્તે પાછો મોકલવા ઉપર ભાર ન આપ્યો અને તેની માતાની સમ્મતિથી જ સંતોષ માની લીધો એકબાજુ દીક્ષા લેનાર આગળ જતા વિશિષ્ટ શ્રુતધર તરીકે પ્રસિદ્ધ થએલ આર્યરક્ષિત અને બીજી બાજુ નિસ્પૃહ નિર્ભય, અને નિષ્કપટ, તેમજ અસાધારણ વિદ્વાન તરીકે પ્રસિદ્ધ, દીક્ષા આપનાર આચાર્ય તોસલિપુત્ર ત્રીજી બાજુ શિષ્ય અને ગુરુ વચ્ચે, મામા ભાણેજનો સંબંધ, અને ચોથી બાજુ બ્હેને પોતે જ વગર માગ્યે ભાઇ આચાર્ય પાસે પુત્રને મોકલ્યો આટલી સુસ્પષ્ટ અને સંતોષપ્રદ બીના હોવા છતાં ફક્ત પિતાની અસમ્મતિને કારણે આ કિસ્સાને "પ્રથમ શિષ્યનિસ્ફેટિકા" કહેવામાં આવેલ છે આ કથન અનેક મહત્ત્વની બાબતો ઉપર પ્રકાશ પાડે છે તેમા પહેલી બાબત તો એ છે કે જ્યારે ફક્ત પિતાની જ અસમ્મતિવાળી દીક્ષા શિષ્યનિસ્ફેટિકા ગણાઇ ત્યારે ભગવાનથી માંડી તે જમાના સુધીના છસો વર્ષ જેટલા ગાળામા દીક્ષા લેના અને આપનાર માટે ઉમેદવારે પોતાના લાગતા વળગતા બધા જ પાસેથી સમ્મતિ મેળવવાનું ધોરણ કેટલું મજબૂત અને અનિવાર્ય હતું એ સૂચિત થાય છે અને એ સૂચનાની પોષક આગમ વર્ણિત કથાઓ ઉપલબ્ધ છે બીજી બાબત એ છે કે આ શિષ્યનિસ્ફેટિકા પ્રથમ ગણાઇ છે, એટલે આ કિસ્સાની નોંધ કરના સાઓ બધાજ એમ જાણતા હોવા જોઈએ કે આર્યરક્ષિત પહેલા એકે કિસ્સામાં અસમ્મતદીક્ષાનો પ્રસંગ બન્યો જ નથી અને માત્ર આર્યરક્ષિતનો જ પ્રસંગ પહેલો છે અને એ પ્રસંગ પહેલો હોવાથી જ

તેમજ સમ્મતિપૂર્વક દીક્ષા લેવા અને દેવાની પરંપરા અતિ સખત અને અતિ માન્ય હોવાથી જ ફક્ત પિતાની અસમ્મતિવાળા નજીવા કિસ્સાને પાછળથી અને તે બધાને શિષ્યનિષ્ફેટિકા જેવું મોટું રૂપ આપવામાં આવ્યું

આર્ય રક્ષિતનો દાખલો બની ગયો પણ પાછળથી એનો ઉપયોગ બહુ અઘટિત રીતે થવા લાગ્યો, અત્યાર લગી એક સરખી ચાલી આવેલી સમ્મતદીક્ષાની પરંપરામાં એક નજીવી ચીરાડ પડી તો કેટલાક અલ્પજ્ઞ અને અવિચારી ગુરુઓએ મોટો દરવાજો બનાવવાનું શરૂ કર્યું આર્યરક્ષિતના દાખલાનો ઉપયોગ કરી ઘણા વગર સમ્મતિએ દીક્ષા આપવા લાગ્યા અને પછી તો એ શિથિલતા એટલે સુધી વધી કે ન જોવાતો ઉમરનો ભેદ, કે ન જોવામાં આવતું દીક્ષા લેનારનું વિવાહિતપણું કે અવિવાહિતપણું, અને દીક્ષા લેનારને ભોળવવાની, નસાડવાની અને છૂપાવવા આદિની બધી પ્રપંચક્રિયામાં એ શિથિલતા પરિણમવા લાગી આ ભયંકર સ્થિતિ જોઈ આચાર્યોને અપવાદ દાખલ કરવાની ફરજ પડી. અપવાદ દાખલ કરવામાં બે તરફ ધ્યાન રાખવાનું હતું એક તો એ કે આર્યરક્ષિતની જે શુભ-પરિણામકારક ઘટના બની ગઈ હતી તેનો બચાવ કરવો અને બીજું એ કે તે ઘટનાનો અઘટિત રીતે થતો ઉપયોગ અટકાવવો આ કારણથી જે અપવાદવિધાન આગમો અને નિર્યુક્તિમાં ન હતું તે ભાષ્યકાળમાં ભાષ્યમાં દાખલ થયું, તેમાં આચાર્યોએ શિષ્યનિષ્ફેટિકાના સંબંધમાં ખુલાસો કર્યો કે સોળ વર્ષ સુધીની ઉંમર સુધીમાં અસમ્મત દીક્ષા શિષ્યનિષ્ફેટિકામાં આવે છે અને તેથી ઉપરની ઉંમરમાં શિષ્યનિષ્ફેટિકાનો આરોપ લાગુ નથી પડતો

દીક્ષા શિષ્યનિષ્ફેટિકામા આવે છે અને તેથી ઉપરની ઉંમરમાં શિષ્યનિષ્ફેટિકાનો આરોપ લાગુ નથી પડતો આ રીતે આર્યરક્ષિતની ઘટનાનો બચાવ કરતા અને તેનો દુરુપયોગ થતો અટકાવવા આચા-

યોગ્યે અમુક અપવાદવિધાન કર્યું તો ખરું પણ જેમ સર્વત્ર અને સદાકાળ બનતું આવ્યુ છે તેમ એ અપવાદવિધાનનો પણ દુરુપયોગ થવા લાગ્યો, અને તે એ રીતે કે-સોળથી વધારે વર્ષની ઉમરનાને દીક્ષા આપવામા સમ્મતિનું ધોરણ સચવાવા ન લાગ્યુ, અને ઘણી વાર તો તેવી ઉમરનાને સમ્મતિ વિનાજ ઉત્સર્ગ માર્ગ તરીકે દીક્ષા આપવાના કિસ્સાઓ બનવા લાગ્યા તેને પરિણામે ઘણી વાર દીક્ષા આપનારને દીક્ષિત ઉમેદવારના લાગતાવળગતા પકડવા લાગ્યા, અને ક્યારેક ક્યારેક અદાલતોમાં ઘસડવા પણ લાગ્યા ઘણીવાર ન્યાયાલયોમાં આવા કિસ્સાઓના મુકદ્દમાઓ પણ ચાલવા લાગ્યા કોઈવાર દીક્ષા આપનાર પોતાના અન્યાયને લીધે હારી પણ જતા અને ઘણી-વાર જાહેર રીતે તેવી દીક્ષા આપનારને શિષ્યચોર કે મનુષ્યહારક કહી નિંદવાના પ્રસંગો પણ ઊભા થવા લાગ્યા. અવિચારી અવિવેકી અને શિષ્યલાલચી ગુરુઓ અપવાદનો મર્મ ભૂલી જવાથી અને તેને ઉત્સર્ગરૂપ આપવાથી જ્યારે શાસનને વગોવવામા કારણભૂત થવા લાગ્યા ત્યારે વળી પેલા અપવાદમાં સુધારો કરવાની આચાર્યોને ફરજ પડી અને તેથી જ આપણે ભાષ્ય અને ચૂર્ણિમા સ્પષ્ટ વાંચીએ છીએ કે— જ્યા દીક્ષા લેનારના લાગતાવળગતાઓ બળવાન હોય, રાજ્યાશ્રય પણ તેમના પક્ષમાં હોય, અને જૈન ધર્મ વગોવાવાનો સંભવ હોય તેમજ કોર્ટ કે ન્યાયાલયોમાં ઘસડાવાનો પ્રસગ ઊભો થતો હોય ત્યાં ગમે તેટલી ઉંમર મોટી હોવા છતાં પણ અસમ્મતદીક્ષા ન આપવી, અને દેશકાળ તેમજ પરિસ્થિતિનો વિચાર કરવો આટલા સુધારાથી પણ જેઓ પેલા અપવાદનો દુરુપયોગ કરતા ન અટક્યા તેઓને લક્ષીને વળી તે જ ગ્રંથોમાં આગળ જતા આચાર્યોને સ્પષ્ટ કહેવાની ફરજ પડી કે જેઓ આર્યરક્ષિતના આપવાદિક દાખલાને સામાન્ય નિયમ તરીકે ગણી અસમ્મત દીક્ષા આપે જાય છે તેઓ મંદધર્મ અર્થાત્ ધર્મભ્રષ્ટ છે અને તેઓ મૂળને-ઉત્સર્ગ નિયમને-છોડી અપવાદને વળગેલા છે તેમનું આ વર્તન મૂળમાંથી ઉખડી ગયેલા અને માત્ર

થડ કે શાખાઓ ઉપર રહેલા વડવૃક્ષ જેવુ છે એટલે કે જેમ મૂળમાથી ઉખડી ગયેલ વડવૃક્ષ ગમે તેવા થડ અને ડાળો હોવા છતાં પણ જીવિત કે રક્ષિત ન રહી શકે તેમ જેઓ સમ્મતદીક્ષાના ઉત્સર્ગ નિયમને બાજુએ મૂકી અસમ્મતદીક્ષાના અપવાદવિધાનને જ મુખ્યત આગળ ધરે છે અથવા તેને અવલબે છે તેઓ તીર્થંકરની આજ્ઞાને છોડી આડે રસ્તે ચાલતા હોવાથી અનુક્રમે ચારિત્રભ્રષ્ટ જ થાય છે ભાષ્ય અને ચૂર્ણિના આ છેલ્લા અને સ્પષ્ટ કથન ઉપરથી તે વખતની ગુરુઓની દીક્ષા આપવાની પ્રવૃત્તિ ઉપર બહુ સ્પષ્ટ પ્રકાશ પડે છે અને આર્યરક્ષિતનો દાખનો કેટલા અંશે સ્વીકારવા યોગ્ય છે? એ બાબત ઉપર જરા પણ શકા ન રહે તેવો પ્રકાશ પડે છે અહીં સુધી તો ઉત્સર્ગ અને અપવાદને લગતી જે ટૂક હકીકત મળે છે તેની વિચારણા થઈ પરતુ ઉત્સર્ગ અને અપવાદ એ શી વસ્તુ છે? એ બન્નેનો શો સંબધ છે? અને કઇ હદ સુધી એ સબધ સચવાઈ રહે છે? એ વસ્તુ જાણ્યા વિના પ્રસ્તુત ચર્ચા અસ્પષ્ટ અને અધૂરી રહે તેથી ટૂકમાં એ વિષે પણ કઈક લખી દેવુ જોઈયે

ઉત્સર્ગ એટલે સામાન્ય નિયમ એ નિયમ કોઈ એક તત્ત્વ ઉપર ઘડાયેલો હોય છે અપવાદ એટલે વિશેષ નિયમ એ પણ ઉત્સર્ગના જ તત્ત્વ ઉપર ઘડાયેલો હોય છે ઉત્સર્ગનો પ્રદેશ વિસ્તૃત હોય છે, અને અપવાદનો પ્રદેશ ઉત્સર્ગના પ્રદેશમાથી જ કપાતો હોવાથી તે સ્વાભાવિક રીતે જ તેના કરતાં ટૂકો હોય છે ઉત્સર્ગ અને અપવાદનો સબધ પોષ્ય પોષકપણાનો છે એટલે કે અપવાદ એ ઉત્સર્ગનો પોષક હોય છે, અને તે જ્યા લગી ઉત્સર્ગનો પોષક રહી શકે ત્યા લગી જ તે અપવાદ આજ્ઞા છે, અને પછી તો તે ત્યાજ્ય બને છે અપવાદ એ પ્રાસગિક એટલે કોઇક જ સ્થળમાં અને કોઈક જ કાળમાં સ્થાન લે છે, જ્યારે ઉત્સર્ગ સર્વ દેશ અને સર્વ કાળમા ચાલુ રહે છે પ્રસ્તુત બાબતમાં ઉત્સર્ગ અપવાદ આ રીતે સમજી શકાય. સમ્મત દીક્ષાનો ફલિત નિયમ એ ઉત્સર્ગ છે,

અને તે નિર્લોભત્વ, નિર્ભયત્વ, અને શાસનપ્રતિષ્ઠાના તત્ત્વ ઉપર સ્થિર છે અસમ્મતદીક્ષાનો અપવાદ જો, અને જ્યાં લગી, એ તત્ત્વોનો પોષક હોય તો, અને ત્યાં લગી જ, તે અપવાદકોટિ તરીકે ગ્રાહ્ય રહે છે એટલે ઉત્સર્ગને મર્યાદા નથી હોતી પણ અપવાદને દેશની, કાળની, અને સંયોગોની મર્યાદા હોય છે એ મર્યાદાનો સૂક્ષ્મ વિચાર સાધારણ લોકો ન કરી શકે એટલા જ માટે ભાષ્ય અને ચૂર્ણિમાં છેવટે કહેવું પડ્યું કે અપવાદને આગળ કરી જેઓ વર્તે છે તેઓ મહધર્મી અને મૂલચ્યુત છે

અપવાદ એ અપવાદની મર્યાદામાં છે કે નહિ એને જાણવાનું સામાન્ય સાધન એટલું જ છે કે અસમ્મતદીક્ષા લેનાર અને આપનારમાં લોભ, ભય, અને શાસનઉપેક્ષા જેવા દોષો હોવા ન જોઈએ આ દોષો મારા પોતામાં નથી અથવા તો તદ્દન ઓછા છે એમ તો સૌ કોઈ કહી શકે પણ તેની ખરી પ્રતીતિ આજુબાજુના લોકોની એક મતી અથવા બહુમતીથી અથવા તો સમગ્ર સઘની સમ્મતિથી જ થઈ શકે જેનામાં લોભ ન હોય, ભય ન હોય, અને શાસન માટે યથાર્થ આદર હોય તે શિષ્યો માટે લાંચ કેમ આપે ? તેમને નસાડે કેમ ? બીજાને ત્યાં છૂપાવે કેમ ? સીધી કે આડકતરી રીતે ખોટું બોલે અને બોલાવે કેમ ? દાવપેચ અને જૂઠાણાં સેવે કેમ ? મારપીટ, લડાલડી અને કોર્ટબાજીમાં રસ લે કેમ ? જેઓને શાસનનો સાચો આદર હોય તેઓ પોતે જાણી જોઈને કોર્ટે ઘસડાય એવા પ્રસંગો ઊભા કરે જ કેમ ? રાજસત્તાને દીક્ષા ઉપર અંકુશ મૂકવો પડે અગર તો જાહેર સ્થાનોમાં અને જાહેર છાપાઓમાં ફક્ત શિષ્યહરણને કારણે થતી ધર્મહેલનામાં ભાગીદાર થવાની સ્થિતિ એ લોકો પસંદ કરે જ કેમ ? જ્યારે આવી સ્થિતિ દેખાય ત્યારે જાણી લેવું જોઈએ કે હવે અપવાદે મર્યાદા મૂકી છે, અને તે ઉત્સર્ગનો પોષક મટી ઘાતક થવા લાગ્યો છે આ સ્થિતિ આજે છે કે નહિ ? એ વિચારવાનું કામ દરેકનું છે અને તો ચોખ્ખું લાગે છે કે અસમ્મતદીક્ષાના અપવાદે મર્યાદા મૂકી છે અને

ભાષ્ય-ચૂર્ણિકારના કથન પ્રમાણે તે મદધર્મીની પ્રવૃત્તિ થઇ પડેલ છે તેના પુરાવા તરીકે ચોમેર ચાલતી ઝગડાબાજી, કોર્ટબાજી અને કલેશપ્રવૃત્તિ ઉપરાંત સ્થળે સ્થળે થતો સઘ-ભેદ છે સૌથી વધારે અને પ્રબળ પુરાવો તો એ છે કે નામદાર શ્રીમંત સરકાર ગાયકવાડને પોતાને જ દીક્ષા ઉપર અંકુશ મૂકનારો ઠરાવ ધારાસભામાં લાવવો પડયો છે

શાસ્ત્રને આધારે વર્તવાની વાત કરનારા અને જ્યાં ત્યાં શાસ્ત્રના પુરાવાના નામે મરજી મુજબ વિધાન કરનારાએ જાણવું જોઈએ કે શાસ્ત્ર એટલે શું ? અને શાસ્ત્રની મર્યાદામાં શું સમાય છે અને શું નહિ ? સાધારણ લોકો તો નથી હોતા ભણેલા કે નથી હોતા વિચાર-શીલ કે જેથી તેઓ કોઇ શાસ્ત્રનો વિવેક કરી શકે હજારો વર્ષ જેટલા લાબા સમયમાં ઘણા લોકોએ વર્ણ લખેલું હોય છે અને તે બધુ શાસ્ત્ર પણ કહેવાય છે તેમાં ઘણીવાર તો એક બીજાથી તદ્દન વિરોધી અને અસગત વિધાનો પણ મળી આવે છે દરેક જણ પોતાને ફાવતું વાક્ય લઇ તેને આધારે પોતાની પ્રવૃત્તિને શાસ્ત્રીય ઠરાવવાનો પ્રયત્ન કરે તો હિંસા, મૃષાવાદ, ચોરી, અને વ્યભિચારાદિ દોષોનું પોષણ થઇ શકે એવા પ્રસગો પણ તેમાંથી મળી આવવાનો અથવા તો ઉપજાવી શકાવાનો ચોક્કસ સભવ છે તેથી ટૂંકમાં અને છતા અવિરોધી, સર્વગ્રાહ્ય શાસ્ત્રવ્યાખ્યા એટલી છે કે જે સુધારે અથવા જેનાથી કશું બગડે નહિ પણ સર્વ સુધરે તે શાસ્ત્ર અથવા એમ કહો કે જેનાથી કનેરોનું પોષણ ન થાય તે શાસ્ત્ર જૈનશાસ્ત્રને નામે ચડેલા શાસ્ત્રોમાં કોઈપણ કારણને લીધે એમ લખાએલું સુદ્ધાં મળે છે કે સીધી રીતે વડીલો કે લાગતાવળગતાઓ સમ્મતિ ન આપે તો દીક્ષા લેનાર અમુક અમુક રીતે પ્રપચબાજી પણ રમે અને એ છળપ્રવૃત્તિ દ્વારા પણ છેવટે પરવાનગી મેળવે આ કથન ગમે તેણે કોઈ પણ સયોગોમાં, કોઇ પણ આશયથી કર્યું હશે એમ આપણે માની લેવુ જોઈએ એ કથનને શાસ્ત્રીય માની પણ

લઈએ હવે ધારો કે આવા કથનનો ઉપયોગ સાર્વત્રિક થવા માંડે તો એનું પરિણામ છેવટે શું આવે? એનું પરિણામ એ જ આવે અને તે એ કે સત્ય તેમજ સરળતા ખાતર અસત્ય અને કુટિલતાનું સેવન, અથવા એમ કહો કે અહિંસા ખાતર હિંસાનો પ્રચાર, અને પુષ્ટિ થવા પામે તેથી જ્યાં આટીઘુટીની બાબત આવે ત્યાં સીધી સત્ય પ્રમાણે જ વર્તવાનો સુવર્ણ નિયમ શાસ્ત્રસમ્મત છે

જૈન શાસ્ત્રનો મુખ્ય પાયો તો અનેકાંતદૃષ્ટિ છે ઉપર જે અસમ્મત દીક્ષાના અપવાદો ગ્રંથોમાં દાખલ થયા છે તેમાં પણ આચાર્યોએ અનેકાંતદૃષ્ટિ રાખેલી છે સોળ વર્ષની ઉમર સુધીની અસમ્મત દીક્ષા આપવામાં શિષ્ય-નિસ્ફેટિકા કહેલ છે એટલે કે એ કૃત્યને ત્રીજા મહાવ્રતના ભંગ તરીકે ગણી એ દોષ માટે મૂળ સુધીનાં પ્રાયશ્ચિત્તોનું વિધાન કરેલ છે તેમાં પણ એકાંત નથી જો કોઈ સાતિશય જ્ઞાની અતિ ઉજ્જવળ ભાવી જુએ, અને દીક્ષા લેનાર કોઈ તેનું અને શાસનનું પરમ હિત જુએ, વળી તે એવો અમોઘહસ્ત હોય કે તેના હાથથી દીક્ષા લેનાર કદી દીક્ષાભ્રષ્ટ થવાનો જ ન હોય તો તેવો જ્ઞાની સગીર ઉમરના બાળક મુદ્દાને એ સમ્મતદીક્ષા આપે એવું પણ કથન છે અત્યારે આ આપવાદિક કથનનો ઉપયોગ કરી જેઓ ત્યાગ ધર્મનો ચોક્કસ જ પ્રભાવ વધે અને જે કદી દીક્ષાથી ચલિત થવાના જ નથી એવા નાના નાના બાળક બાળિકાઓને ખુણેખાંચરેથી જ્ઞાનદ્વારા શોધી કાઢી તેમને અસમ્મત દીક્ષા આપી શાસન પ્રભાવના કરવા જેવા જ્ઞાનીઓ જો આજે હોય તો તેમણે શા માટે ચૂપ બેસી રહેવું જોઈએ? તેમને તો બાળકોને નસાડવાનો, ભગાડવાનો અને ક્રમે તેવો દાવપેચ ખેલવાનો શાસ્ત્રમાં પરવાનો છે જો એમ કહેવામાં આવે કે જૈન શાસ્ત્રમાં સગીર ઉમરનાને અસમ્મત દીક્ષા આપવાની છૂટ હોય, અને પ્રપંચ જાળ ખેલવાની બારીઓ હોય છતાં આજે એ છૂટો અને એ બારીઓનો ઉપયોગ કરનાર વિશિષ્ટ જ્ઞાનીઓ ક્યાં છે? તો એ પ્રશ્ન પણ થયા વિના નથી રહેતો કે સોળ વર્ષથી

ઉમરનાને અસમ્મત દીક્ષા આપનારના અપવાદકથનને સમ-
ર નિશિષ્ટ જ્ઞાની પણ કર્યા છે? જેઓની સત્યવાદિતા વિષે
ને વિશ્વાસ ન હોય, જેઓમાં શાન્તિ અને સરળતાનો છાંટો
પે જ હોય, જેઓ બ્રહ્મચર્યભંગના સેવાએલ દોષો જાહેરપણે કે
ંગી રીતે કબુલી પોતાની નિખાલસતા પુરવાર કરવા જેટલા નિર્ભય
હોય, અને જેઓ એક અથવા બીજી રીતે પૈસાનો વહિવટ તેમજ
ઢ કરવા કરાવવામાં મશગુલ હોય તેવાઓ પુસ્તકોના ગમે તેટલા
લા ચૂથ્યા છતાં તેનો મર્મ અનેકાંત દૃષ્ટિએ સમજી શકે અથવા
સમજ્યા પ્રમાણે અમલમાં મૂકી શકે એવો કદી સંભવ છે ખરો?
એવો સંભવ હોત તો દીક્ષા જેવી પવિત્ર વસ્તુની શાસ્ત્રને નામે
કિન્નાખોરી ચાલી રહી છે તે ન જ હોત

બધાં શાસ્ત્રીય પ્રમાણો અને અત્યારની પરિસ્થિતિનો વિચાર
તાં દીક્ષા પરત્વે એક જ વસ્તુ ફલિત થાય છે અને તે એ કે જો
ધી બાજુનો વિચાર કરતાં દીક્ષા લેવી અને આપવી યોગ્ય હોય તો
સમ્મતિ સિવાય ન જ લેવી કે દેવી જોઈએ અને સોળ વર્ષથી
ની ઉમરનાને અસમ્મત 'દીક્ષા સુદ્ધાં આપવાની ઘોષણા કરનારે
ાણી લેવું જોઈએ કે એ સીધું વિધાન નથી, એતો એક અચાનક
ની અએન અને પરિણામે શુભ નિવડેલ વિધાન છે ગામલાના બચાવ માટે
ીમેલ અપવાદમાંથી નીપજતો ફલિતાર્થ એવું વિધાન છે કે નથી ઉત્સર્ગ
રીકે એ વિધેય અને નથી અપવાદ" તરીકે એકાંત ગ્રાહ્ય, એટલે આવી
ારીઓના આધારે કોઈ શાસ્ત્રાર્થ કરવાનો ઉત્સાહ ધરાવતો હોય તો તે
ે ત્યારે અને તે કહે ત્યારે દલીલપૂર્વક અને સમભાવપૂર્વક લેખિત
યતા તો વાચિક શાસ્ત્રાર્થમાં એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે ઊભો રહેવા
। લેખક તૈયાર છે

પંડિત સુખલાલ

# શાસ્ત્રીય દષ્ટિએ અને સમયધર્મની દષ્ટિએ દીક્ષાની વિચારણા

આ ટૂંકા નિબંધમાં દીક્ષાને લગતા વિચારો દર્શાવવાના છે અહિં દી[illegible] વિષે વિચાર કરવો તે બે રીતે પ્રસ્તુત છે શાસ્ત્રીય રીતે અને સ[illegible] ધર્મ રીતે. આ વિષે સર્વથા તટસ્થભાવ રાખીને જણાવવાનું [illegible] શાસ્ત્રીય રીતે લખવા કરતા સમયધર્મની દષ્ટિએ દીક્ષાની [illegible] કરવી એ વધારે અગત્યનું છે પણ અત્યારના કેટલાક દીક્ષા આ[illegible] નારાઓ એમ કહે છે કે ધર્મને નિમિત્તે અને આત્મ-કલ્યાણને [illegible] ગમે તેને ગમે તે પ્રકારે દીક્ષા આપવામાં કોઈ પ્રકારનો બાધ ન[illegible] પછી ભલેને તે માટે તર્ક, પ્રપંચ, અસત્ય, ચોરી પસાની ખરચ[illegible] વગેરે નીતિવિરુદ્ધ પ્રવૃત્તિઓ કરવી, કે કરાવવી કે અનુમોદવી પડતી હોય[illegible] તે દીક્ષા આપનારાઓ છડેચોક એમ બોલે છે કે ધર્મને માટે તર્ક, પ્રપંચ, અસત્ય, ચોરી એ બધું સેવવામાં કોઈ જાતનો વાંધો નથી એટલું જ નહિ પણ તે શાસ્ત્રવિહિત છે કેટલાક તો શાસ્ત્રના પાઠોના ઊલટાસુલટા અર્થ સમજાવીને પણ લોકોને ભ્રમમાં નાખવા અચકાતા નથી આ બધાં કારણોથી દીક્ષા વિષે શાસ્ત્ર શું ઉચ્ચારે છે એ જ પહેલું જણાવવું રહે છે —

(૧) દીક્ષા આપનારાઓ મહાવ્રતધારીઓ છે ?

(૨) દીક્ષાના અધિકારી અને અનધિકારી વિષે શાસ્ત્રમાં કાંઈ ચર્ચા છે ?

(૩) શાસ્ત્રકારોએ માતાપિતા વગેરેની મર્યાદા બતાવી છે ?

(૪) પૂર્વેના દીક્ષા લેનારાઓએ તે મર્યાદાઓને તોડી છે ?

(૫) દીક્ષા લેવા માટે અપવાદમાર્ગ મેળવવાનું કાંઈ કારણ છે

ઉપર્યુક્ત પાંચ પ્રશ્નોને શાસ્ત્રના આધારે વિચારીશુ તો વર્તમાન વિષેની કેટલીક ભ્રાન્તિઓ દૂર થઇ જશે

(૧) આપણે બધા જાણીએ છીએ કે પ્રસ્તુત દીક્ષા આપનારા સાધુઓ છે તે સાધુઓ પાંચ મહાવ્રતની પ્રતિજ્ઞાને સ્વીકારનારા તેનું પાલન કરનારા છે એ પાચ મહાવ્રતોમાં પ્રથમ અહિંસા, સત્ય, ત્રીજુ અચૌર્ય, ચોથુ બ્રહ્મચર્ય અને પાચમુ અપરિગ્રહ છે જ્યારથી તેઓ યાવજ્જીવ સામાયિક પાળવાનું વ્રત લે છે થી આ પાચેય પ્રતિજ્ઞાઓ તેઓને પાળવાની હોય છે એટલું જ પણ જ્યારે જીવન મરણના કટોકટીના પ્રસંગો ઊભા થાય છે મરણ સ્વીકારીને પણ તેમને એ પ્રતિજ્ઞાઓ પાળવાનું શાસ્ત્ર છે અને જે સંયમીઓ પૂર્વે થયેલા છે તેઓએ પણ તે પ્રતિજ્ઞાઓ આજ રીતે પાળેલી છે શાસ્ત્રકારે એ પ્રતિજ્ઞાઓના પાલન પાચ સમિતિઓ, ત્રણ ગુપ્તિઓ, પાંચ ઈંદ્રિયોનો નિગ્રહ, બ્રહ્મ-ની નવ વાડોનું પાલન વગેરે અનેક પ્રકારનાં બીજા આવશ્યક નો કરેલાં છે

એ પ્રતિજ્ઞાઓને પાળવામાં શાસ્ત્રમાં ક્યાંય કોઈએ કદિ પણ અપવાદ બતાવ્યો નથી કે જે અપવાદને સેવતાં એ પ્રતિજ્ઞાઓનો થીજ નાશ થાય

માણસોમા નબળાઈ હોવાથી અપવાદો સિવાય ચાલી શકતું પણ એ બધા અપવાદો ઉત્સર્ગના પોષક હોય છે જે અપવાદ ઉત્સર્ગનો પોષક ન હોય તેને તેનો અપવાદ જ કેમ કહેવાય?

ચૌર્યના ત્યાગની પ્રતિજ્ઞા લેનારો કોઈ પણ માણસ લોકોના માટે કે ધર્મને માટે કોઈનું ઘર ફાડે તો તેને શાસ્ત્ર તો કરતું જ નથી, પણ આજનો કાયદો શુ કહેશે? જીવન પર્યંત બ્રહ્મ-ચર્ય પાળનારો માણસ કોઈ કામાતુર સ્ત્રીને દીક્ષા સ્વીકારવાની શરતે તેની જ સંમતિથી તેની કામવૃત્તિને પોષવાને કારણે માત્ર સ્પર્શ તો શાસ્ત્ર એને ભ્રષ્ટ કહેવાને તૈયાર છે ન્યાય તો તેને ભ્રષ્ટ કહેશે જ.

બધા માણુસોમાં વિચારની પરિપક્વતા ભાગ્યે જ હોય છે તે
પોતાના હિતાહિતનો વિચાર ન કરી શકે એવા ઉમરે મોટા પ
વિચારમા અવ્યક્ત એવાઓને ભમાવવા એ શુ પાચે પ્રતિજ્ઞા પા
નારાઓને શોભા આપે એવુ છે ?

તેમ જ એ પ્રતિજ્ઞાઓમા એ સ્પષ્ટ આવે છે કે હિસા, અસત
ચૌર્ય વગેરે પાપો કરવા નહિ, કરાવવા નહિ અને કરનારને સમ
પણ ન આપવી આટલું જ નહિ પણ તેનો વધુ વિગતથી વિ
કરવામા આવ્યો છે જેમકે જ્યારે સાધુ ચોરીના ત્યાગનો નિયમ
છે ત્યારે એમ બોલે છે કે ગામમાં, નગરમાં કે અરણ્યમાં, રાતે
દિવસે, રાગથી કે દ્વેષથી, થોડુ કે ઘણું, નાનુ કે મોટું, સજીવ
નિર્જીવ એવુ કોઇ પ્રકારનું ચોરકર્મ નહિ કરુ નહિ કરાવુ કે કરન
રને નહિ સમતિ આપું વળી વધારામા તે પ્રતિજ્ઞામાં કહે છે કે
પ્રાણ, સર્વભૂત, સર્વ જીવ કે સર્વ સત્વોને દુખ ન થાય, ખેદ
થાય, તકલીફ ન થાય ઉપદ્રવ ન થાય, શોક ન થાય, તેઓને કોઈ
ઝૂરવુ ન પડે, કોઈને પરિતાપ ન થાય એ અર્થે ચોર કર્મનો ત્ય
સ્વીકારુ છુ તે ત્યાગ કાંઈ છાનોમાનો કે અજ્ઞાનથી નહિ પણ અરિહંત
સાક્ષીએ, સિદ્ધની સાક્ષીએ, સાધુની સાક્ષીએ, દેવની સાક્ષીએ તેમ
પોતાની જાગ્રતાવસ્થામાં સ્વીકારુ છુ

આ જાતના ચોરકર્મના ત્યાગની પ્રતિજ્ઞા લેનારો અને
પાળનારો માણુસ એવા કયા મોઢે કહેવાને તૈયાર થઈ શકે કે
તે પ્રમારે કોઈને દીક્ષા આપવી શાસ્ત્રવિહિત છે

શાસ્ત્ર તો સ્પષ્ટ કહે છે કે રાગવૃત્તિથી પણ ચોરી ન કરવી એટલે
કોઈના કલ્યાણના રાગથી કે ધર્મના રાગથી કરવામાં આવતું ચોરક
પણ શુ એ પ્રતિજ્ઞા નથી અટકાવતી ?

જો દીક્ષા દેનારાઓએ અચૌર્યની પ્રતિજ્ઞા લીધી હોય અને
તેઓ પાગના બધાયા હોય તો તેઓ કદી પણ ગમે તે પ્રકારે દી

આપવાની હિમાયત ન જ કરી શકે છતાં હિમાયત કરવા હિંમત કરે તો શાસ્ત્ર તેને ચોર જ કહેશે

પ્રાણી કદાચ ઉંમરે પક્વ હોય પણ વિચારમા અપક્વ હોય તો તેની મૂર્ખતાનો લાભ લઇ તેને ભમાવવો એ પણ શું ચોરી નથી ? બીજુ તો કાંઈ નહિ પણ જેમને એક પડેલું તણખલું પણ લેવામાં અચૌર્યનો ભંગ લાગે છે તેઓ પારકા છોકરાને ભગાડતાં શી રીતે અચોર રહેતા હશે ?

જ્યારે સાધુઓ લઘુશંકા કરવા જાય છે ત્યારે તેઓ અણુજાણહ જસ્સુગ્ગહો એના શબ્દો ગણગણે છે એનો ખરો અર્થ એ છે કે જ્યા એ લઘુશંકા કરે છે તે જમીનનો માલીક કોઈ આસપાસ ન દેખાય તો તેના પરોક્ષ માલીકની અનુમતિ મેળવવા એ શબ્દો બોલે છે આ શું તેઓનો ઢોંગ નથી ? નહિતર જેઓ આટલું સૂક્ષ્મ અચૌર્ય સાચવવા પ્રયત્ન કરતા હોય તેઓ પારકાં છોકરા ભગાડવા કે સંતાડવાનો વિચાર સરખો પણ કેમ કરી શકે ? આ તો એક નીચેના ઉદાહરણ જેવી વાત થઈ—

એક મહારાજ એક ગામમા ચોમાસુ રહ્યા ત્યાં તેણે પોતાની બોલવાની ચતુરાઈથી લોકોને વશ કર્યાં બિચારો એક ભક્ત ત્યાં ફસાયો. તેણે કહ્યું स्वामिजी ! मुने परदेश जाना है इसलिये में सोनेके गहिनें ओर गिनियों आपकी कुटियाम रख जाऊगा । મહારાજ બોલ્યા राम राम, राम हमको तरे सोनेसे क्या मतलब ? तुझे जो करना हो सो कर। બિચારો તે એકવાર આવીને સ્વામિજીની ઓરડીમાં પોતાનું દ્રવ્ય દાટી ગયો અને સ્થળ પણ બતાવી ગયો મહારાજનું ચોમાસુ પુરુ થયુ એટલે તેમણે દંડથી ખોદીને સોનાને ન અડી જવાય માટે પોતાના દંડથી જ બહાર કાઢયુ અને રખેને હાથથી તેનો સ્પર્શ થઈ જાય માટે દંડથી જ તેને કપડામા લઈ બીજી પોતાની પરિચિત જગ્યાએ દાટી દીધુ અને વિહાર કરી ગયા પેલો ભક્ત તો નિશ્ચિત જ હતો કારણ કે તે મુનિમહારાજ હતા ભક્ત ગામમા પાછો આવી

ગયો છતાં તેણે નિશ્ચિતતાને લીધે સાધુજીની કુટિરની તપાસ ન કરી. મહારાજ બે ત્રણ ગાઉ ગયા ત્યાં એકાએક તેમનો હાથ માથા ઉપર પડયો. ચોમાસામાં વધેના વાળમાં તે કુટિરનું એક તણખલું ભરાઈ ગએલું તેથી તે દોડતા દોડતા અને હાંફતા હાંફતા પાછા આવ્યા અને આવીને ગામના લોકોને કહેવા લાગ્યા કે " અરે ભાઈઓ ! ગજબ થઈ ગયો. તમારી આ ઓરડીના છાપરાનું તણખલું તમારી સમ્મતિ વિના મારી જટામાં આવી ગયુ છે તેથી હું પાછુ આપવા આવ્યો છુ " લોકો તો તેની ત્યાગની પ્રતિજ્ઞા જોઈ મુગ્ધ થઈ ગયા પેલો ભક્ત તો વિશેષ મુગ્ધ થઈ ગયો. એટલે તેણે ઓરડી તપાસવાનું માંડી જ વાળ્યુ. આ સાધુને તમે કેવા કહેશો ? જો ભગવાન મહાવીરના સાધુઓ આ સાધુ જેવુ કરતા હોય તો આપણે તેને કેવા કહીએ ? મહાવીરનો સાધુ સાચો અહિંસક, સાચો સત્યવાદી, સાચો અસ્તેયી, સાચો બ્રહ્મચારી અને સાચો નિગ્રંથ હોય.

કાળ અને શારીરિક બળ જોતાં પણ જો તે ભગવાન મહાવીરના વેષને શોભાવે તો જ તે મહાવીરનો શ્રમણ છે નહિતર એને શાસ્ત્રકારો ઊંચા ઘોષથી પાપશ્રમણ કહેતાં પણ અચકાતા નથી.

આ પહેલા પ્રશ્નનું તાત્પર્ય એટલું જ છે કે જેઓ સર્વકાળે, સર્વપ્રકારે અસ્તેયવ્રત અને અહિંસા વગેરેની વાસ્તવિક પ્રતિજ્ઞા લઈ નીકળેલા હોય છે તેઓ જો ધર્મનું નામ લઈને કે કલ્યાણનું બ્હાનું બતાવીને શાસ્ત્રનિષિદ્ધ એવી પ્રવૃત્તિમાં પડે તેને શાસ્ત્ર તો સાધુ ન જ કહે

(૨) છોકરાને નિશાળે બેસાડવો હોય ત્યારે આપણે એટલું જરૂર જોવુ પડે છે કે તેનામાં ગ્રહણશક્તિ આવી છે કે નહિ ? છોકરાને પરણાવવો હોય ત્યારે પણ જોવુ પડે છે કે તેના શરીર, મન, ઇંદ્રિયો વગેરે વિકાસ પામ્યા છે કે નહિ ? કાચી ઉંમરે પરણનારા છોકરાઓ કેવા ત્રાસ ભોગવે છે અને કેવા ખુવાર થાય છે એ સૌ કોઈને વિદિત છે નિશાળ અને વિવાહ કરતા દીક્ષા માટેનો અધિકારી જરૂર વિશેષ

યોગ્ય હોવો જોઇએ. દીક્ષા કોઈ સ્થૂલ વસ્તુ નથી કે જે વેશ બદલતાની સાથે આવી જાય વાસ્તવિક દીક્ષા એ વિવેક પરિપાકનું પરિણામ છે એ પરિપાક થતા સુધી દીક્ષાના ઉમેદવારે અવશ્ય ધીરજ રાખવી જોઇએ જે મનુષ્યમા માર્ગાનુસારીનો પહેલો ગુણ પણ પૂરેપુરો વ્યક્ત થયો હોય તે મનુષ્ય પછી અહિંસા, સત્ય વગેરેને અવિરોધી અને સમવૃત્તિ પોષે એવા ગૃહસ્થ ધર્મ આચરનારો હોય અર્થાત્ આ રીતે ધીરે ધીરે વિકાસ કરનારો હોય તો અવશ્ય દીક્ષાનો અધિકારી હોઈ શકે આ જાતનો માણસ સ્વત દીક્ષામા આવી જાય છે અહીં યાદ રાખવુ જોઇએ કે દીક્ષા એટલે વેશ નહિ પણ આત્મગુણનો વિકાસ.

આ કાળમા આપણામા જ્યા માર્ગાનુસારીનો પહેલો ગુણ પણ લુપ્તપ્રાય જેવો માલુમ પડે છે ત્યાં વાસ્તવિક દીક્ષાના અધિકારી થવાની ખરી હિંમત કોણ કરી શકે ? ચિત્તનો વિકાસ સાધારણ રીતે ક્રમે ક્રમે જ થાય છે, એટલે દીક્ષામા જે ગુણની પ્રાપ્તિ કરવાની છે તે ગુણો તરફની અભિમુખતા થયા વિના કોઇ દીક્ષા લઇ બેસે તેનું પરિણામ જેનું પેટ સાફ નથી તે જો પારો ખાય તે જે પરિણામ આવે તેવુ જ આવે, અને વર્તમાન સમયમાં તો એવુ આવેલુ પરિણામ આપણે પ્રત્યક્ષ દેખીએ પણ છીએ આ માટે શાસ્ત્રકારોએ માર્ગાનુસારી, શ્રાવકધર્મ, શ્રાવકની પ્રતિમાઓ, દેશદીક્ષા વગેરે વાસ્તવિક દીક્ષા સુધી પહોચવાના અનેક પગથિયા બતાવ્યા છે સાધારણ રીતે તે પગથિયે પગથિયે જનારો માણસ જ દીક્ષાના દ્વાર સુધી પહોચી શકે છે

માનસિક ઉત્ક્રાન્તિ કેટલી ધીરે ધીરે થાય છે અને તે ઉત્ક્રાન્તિને સાધનારાને કેટલું સાવધાન રહેવુ પડે છે તેનો અનુભવ તેને જ હોય કે જે ચિત્તની શુદ્ધિ માટે તેની પાછળ જ પડેલો છે

આનદ શ્રાવક વગેરે ભગવાનના શ્રાવકોએ ભગવાનને કહ્યુ છે કે હે ભગવન્ ! અમે અનગાર થવાને અશક્ત છીએ માટે જ આપની પાસે ગૃહિધર્મ સ્વીકારીને રહેવા ઇચ્છીએ છીએ તોપણ માર્ગાનુ-

સારીનો પહેલો ગુણ કેળવ્યા વિના પણ જેને ભાગવતી દીક્ષા કહેવામા આવે છે તે જેઓ લેવાની વાત કરે છે કે લે છે તેઓ વગર પગથિયે ઉપર ચડતા હોય એવુ નથી લાગતુ ?

જૂના જમાનામા દીક્ષા લેનારા અને ગુરુ બનારા બન્ને જવા બદાર અને વિચારક હતા એમ દીક્ષા લેનારા અને દીક્ષા આપનારાના વૃત્તાન્તો આગમોમા આવે છે તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે જો દીક્ષાના અધિકારી વિષે આચારના વિધાન કરનારા અગોમા ખાસ કાઈ વિશેષ ચર્ચા આવી જણાતી નથી પણ જ્યારથી અયોગ્ય દીક્ષાની હિમાયત થવા લાગી ત્યારથી શાસ્ત્રીય મર્યાદા ઘડનારાઓ શાસ્ત્રોમ એ વિષયની ચર્ચાને સ્થાન આપવા ચૂક્યા નથી

ભગવાન મહાવીરના શાસનમા જ્યારથી ચૈત્યવાસની શરૂઆત થઈ ત્યારથી અનેક પ્રમાગના સદાચારનો ઘાત કરનારા વર્તનો માહુ એમા પેસી ગયેલા તેમાના કેટલાકને તો શાસનહિતૈષી સમર્થ આચાર્યોએ દૂર કરેલા છે છતાય કેટલાય હજી એમને એમ ચાલ્યા આવે છે એમાનુ આ એક અયોગ્ય દીક્ષાનુ પ્રવર્તન પણ છે ચૈત્યવાસીઓ ચેલાઓને વેચાતા લેતા એ વાત આચાર્ય હરિભદ્રે તો લખેલી છ આ જાતની અયોગ્ય દીક્ષાને પ્રતિબધમા મૂકવા જૈન સ્મૃતિકારાએ દીક્ષા લેનારની ઉંમર, સ્વભાવ વગેરેની ખાસ ચર્ચા કરેલી છે ઉપરાત દીક્ષા આપવાથી અશાતિ ન ફેલાય તે માટે પણ ખાસ એ પ્રમાણોમા વિચારણા કરેલી છે

પ્રવચન સારોદ્ધારનો ટીકાકાર જણાવે છે કે જે માણસ દેવાદાર હોય તે દેવુ વાળ્યા પહેલા દીક્ષા માટે અધિકારી નથી તે વિષે તે ગ્રથકારના શબ્દોનો ભાવ નીચે પ્રમાણે છે —

ગ્રથકાર કહે છે કે જે વ્યક્તિ રાજા કે વ્યાપારીનું કરજ (વ્યાપારીનુ સોનુ રૂપુ, નગદ વગેર) માથે રાખતો હોય તેને ઋણાર્ત્ત સમજવો તે તેવી સ્થિતિમા દીક્ષાનો અધિકારી નથી

ણુ કે તેને દીક્ષા આપવાથી અશાન્તિ થવાનો વિશેષ સંભવ છે *
જે કોઈ પૈસાવાળાને ઘેર આજીવિકા માટે ચાકરી કરવા
ો હોય તે પણ દીક્ષાનો અધિકારી નથી કારણ કે તેને
ા આપવાથી તેના શેઠને તેના ઉપર બહુ અપ્રીતિ પેદા થાય છે.
વળી જે કોઈ ઘરની દાસીનું સંતાન હોય અથવા દુષ્કાળ
દિ પ્રસંગોમાં કોઈને ત્યાં પેટવડીએ રહ્યો હોય અથવા ખરીદાયેલો
ય અથવા કરજ ચૂકવવાને માટે કામ કરવા સારૂ બંધાયેલો હોય
વો તે દાસ પણ દીક્ષાનો અધિકારી નથી કારણ કે તેને દીક્ષા
ાપવાથી તેમના સ્વામીઓને બહુ કલેશ થાય છે ×
જ્યારે ઉપર જણાવેલી અશાન્તિના કારણે દાસ, દેવાદાર અને
તકને દીક્ષાના અનધિકારીઓ બતાવ્યા છે અને પછી એજ દીક્ષાની
વૃત્તિથી સંઘમાં મોટો વિક્ષેપ ઊભો થાય અને પરસ્પર દ્વેષ અને ઇર્ષાનું
વન વાતાવરણ જામે ત્યારે તે દીક્ષાની પ્રવૃત્તિમાં કયો ખરો સંયમી
ાભ લઇ શકે?

---

*यो राजव्यवहारिकादीना हिरण्यादिकं धारयति स ऋणार्त्त
तस्य दीक्षादाने राजादिकृता ग्रहणाकर्षणकदर्थनादयो दोषा ।
(જુઓ પ્રવચનસારોદ્ધાર પૃષ્ઠ ૨૩૦)
'પવિત્ર દીક્ષાના લેખકને બે બોલ' નામના હેન્ડબીલમાં આ
ાઠનો તદન ઊંધો અર્થ કરી લોકોને ભ્રમાવવામાં આવ્યા છે।
×तथा रूप्यकादिमात्रया वृत्त्या धनीना गृहे दिनपात्यादिमात्रेण
दादेशकरणाय प्रवृत्तो य स भतक, सोऽपि न दीक्षाचित, यस्यासौ
ृत्तिं गृह्णाति स दीक्ष्यमाणे तस्मिन् महतीमप्रीतिमादधाति ।
(જુઓ પ્રવચનસારોદ્ધાર પૃષ્ઠ ૨૩૦)
तथा गृहदास्या सजातो दुर्भिक्षादिष्वर्थादिना वा क्रीत ऋणादिव्य-
तेकरे वाऽवरुद्धो दास उच्यते तस्यापि दीक्षादाने तत्स्वामिकृता उत्प्रवा-
जनादयो दोषा ।
(જુઓ પ્રવચન સારોદ્ધાર પૃષ્ઠ ૨૩૦

ઉપર બતાવેલા દીક્ષાના અનધિકારીઓ અણુસમજુ નથી કે જે
પરન્તુ પૂરેપુરા સમજવાળા અને નીતિ જેમના ઉપર વ્યાવહારિ
જવાબદારી સાચવવાનો અકુશ મૂકી શકે એવા હોય છે, છતા
તેમને શાસ્ત્ર દીક્ષા આપવાની ના પાડે છે એનો અર્થ એ થયો
દીક્ષા લેવા માટે માત્ર મોટી ઉમર જ બસ નથી પણ એ ઉપર
બીજી અનેક પ્રકારની યોગ્યતા પણ દીક્ષા લેનારમા હોવી જોઇએ

ઉપર લખેલી વાતને આ નીચે જણાવેલી હકીકત વધુ
પુષ્ટ કરે છે

શાસ્ત્રકાર કહે છે કે જે માણસ કોઈ પણ કારણથી કોઈ
અવબદ્ધ એટલે બધાયેલો હોય એટલે કે કોઇના પૈસા લઇને કોઈ
ત્યા રહેવા વચનબદ્ધ થયેલો હોય અથવા વિદ્યા વિગેરે માટે કોઈ
ત્યા વચનબદ્ધ થઇને રહ્યો હોય તેવી અવબદ્ધ વ્યક્તિને દીક્ષા આપ
વાથી કલહ વગેરે થવાનો સભવ છે માટે તેને દીક્ષા ન આપવી ×

કોઈ એમ ન સમજે કે ઉપર કહેલા અનધિકારીઓ સગીર
ઉમરના હોવાને લીધે શાસ્ત્રકારોએ તેમનો નિષેધ કરેલો છે કારણ કે
તે તે અનધિકારીની શાસ્ત્રમા જે વ્યાખ્યા આપી છે તેથી જ
સગીર ઉમરના નથી તે સ્પષ્ટ માલમ પડે છે વિચારીને જોઈએ
તો માલમ પડશે કે કરજે નાણા લેનાર માણસ સગીર કેમ હોઇ
શકે ? ધીરધારનો વ્યવહાર સગીર સાથે હોઈ શકતો જ નથી આ
દલીલ ઉપરાત બીજી દલીલ એ પણ છે કે સગીર ઉમરના દીક્ષાને
અનધિકારી છે એવુ બતાવવા તે અનધિકારીઓને દર્શાવનારી ગાથામાં

---

× तथा अर्थग्रहणपूर्वक विद्यादिग्रहणनिमित्त वा एतावन्ति दिनानि
त्वदीयोऽहमित्येव येनात्मन परायत्तता कृता भवति सोऽवबद्ध स एवाव
बद्धक साऽपि न दीक्षार्ह कलहादिदोषसम्भवात् ।

(જુઓ પ્રવચન સારોદ્ધાર પૃષ્ઠ ૨૩૦)

* बाले वुड्ढे नपुंसे य कीवे जड्डे य वाहिए ।
तेणे रायावगारी य, उम्मत्ते य अदसणे ॥

(જુઓ પ્રવચન સારોદ્ધાર પૃષ્ઠ ૨૨૯)

મી પહેલા ખાસ જુદો બાલ શબ્દ મૂકીને સગીર ઉમરનાને ક્ષાનો અનધિકારી બતાવ્યો છે

બાલ એટલે સગીરનો અર્થ વર્તમાન સમયમા કાયદા પ્રમાણે જે હો હોય તે આપણે અહીં સમજવાનો છે અથવા બાલમરણ શબ્દમા વિનો જે અર્થ શાસ્ત્રમા લીધો છે તે જ અર્થ અહીં લેવો વધારે ચિત છે

આ પછીની જ ગાથામા શૈક્ષનિસ્ફેટિકા દ્વારા મેળવેલો દીક્ષાનો મેદવાર પણ દીક્ષાનો અધિકારી નથી એમ બતા યુ છે શૈક્ષનિસ્ફેટિકાનો ર્થ કરતા પ્રવચન સારોદ્વારનો ટીકાકાર લખે છે કે માતાપિતા ગેરે કુટુબીઓ દ્વારા જે મોકળો થઇ શકયો નથી તેનુ અપહરણ કરીને ને દીક્ષા દેવાનો વિચાર કરવો તેનુ નામ શૈક્ષનિસ્ફેટિકા છે * શૈક્ષ-નિસ્ફેટિકામા આવેલો શૈક્ષ શબ્દ પણ કોઇ અણસમજુ સગીર બાળકને સૂચવતો નથી કારણ કે તે માટે તો શાસ્ત્રકારે આગળ કહ્યા પ્રમાણે 'બાલ' શબ્દ મૂળ ગાથામા મૂકેલો છે એટલે અહીં શૈક્ષ શબ્દનો અર્થ માતાપિતાની અનુમતિ નહિ પામેલો મોટી ઉમરનો ઉમેદવાર લેવો જોઇએ એ ભૂલવુ ન જોઇએ

આ હકીકતનો સ્પષ્ટ અર્થ કરીએ તો આમા ભગાડવુ, મનાડવુ, ઉશ્કેરવુ સમજાવવુ વગેરે આવી જાય છે

શૈક્ષ નિસ્ફેટિકાનો સ્પષ્ટ અર્થ નીચેના દાખલાથી વધારે સમજાશે

દશપુરમા રહેતો રક્ષિત નામનો બ્રાહ્મણ પોતાનો પિતા સોમદેવ જેટલુ જાણતો હતો તેટલુ તેની પાસેથી ભણ્યો એથી વધારે ભણવા

* तथा शैक्षस्य–दीक्षितुमिष्टस्य निस्फेटिका -अपहरण शैक्षनिस्फेटिका इत्यानाद् यो मातापित्रादिभिरमुत्कलितोऽपहृत्य दीक्षितुमिष्यते सोऽपि न हि शक्षित, मातापित्रादीना कर्मबन्धसम्भवात् अदत्तादानादिदोषप्रसङ्गाच्च।
( જુઓ પ્રવચન સારોદ્વાર પૃષ્ઠ ૨૩૦ )

માટે ઘરમા સગવડ ન હોવાથી તે પાટલીપુત્ર ગયો ત્યા તે અ
પાગ સહિત ચારે વેદોને શીખ્યો વેદોનુ પારાયણ પણ તેણે
કર્યું અને વેદની બધી શાખાઓનો તે પારગામી થયો મતલબ
ચૌદે વિદ્યાઓને ભણીને તે દશપુરમા આ યો દશપુરના રાજાને
થઈ કે પોતાના નગરનો બ્રાહ્મણ પાટલીપુત્રમા રહી ચૌદેય વિદ્
પારગામી થઈ રાજધાનીમા આવે છે તેના ઉત્સવ માટે આ
નગરને શણગારવામા આ યુ રાજા પોતે પણ તેની સામે ગ
ગજાએ તેનો સત્કાર કરીને તેને અગ્રાસન આપ્યુ આ પ્રમાણે
ઉપર બેઠેલો અને નગરજનોથી અભિનદિત થતો તે બ્રાહ્મણ પો
ઘેર આ યો ત્યા તેના સત્કા માટે આવેલી બ્રાહ્મણ મડળીએ
ખૂબ સત્કાર કર્યો એમ તેણે થોડા વખત સુધી બહાર બેઠા
લોકોનો સત્કાર સ્વીકાર્યો તેના મિત્રો અને કુટુબીજનોએ પણ
હ્રદયથી તેનો આદર કર્યો એ રીતે પૂજાયેલા તે બ્રાહ્મણનું ઘર દ્
ચતુષ્પ, હિરણ્ય, અને સુવર્ણ વગેરેથી ભરાઈ ગયુ એટલે કે ઘ
માનમા તેને આટલી બધી વિપુલ દક્ષિણા મળી તેણે ત્યા બેઠા બ
ચારે બાજુ નજર નાખીને જોયુ તો ત્યાય તેની માતા રુદ્રસોમ
ન જોઇ એટલે તે ઘરમા ગયો અને માતાને પગે પડયો

ઉત્સાહ વિના અને તદ્દન ઉપેક્ષાવૃત્તિથી માતાએ પુત્રનું સ્વા
કર્યું પુત્ર માતાનો ભાવ કળી ગયો માતૃભક્ત પુત્રે પૂછયુ કે
માતા ! મારા ભણતરથી તને સંતોષ નથી ? હુ ચૌદે વિદ્યાનો પા
ગામી થઈને આવ્યો છુ અને તેથી જ રાજા સહિત આખા નગ
આટલો ઉત્સાહ બતા યો છે માતાએ કહ્યુ કે શુ તું દષ્ટિવાદ ભણી
આવ્યા છે ? પુત્રે વિચાર્યું કે માતાની તુષ્ટિ માટે હું દષ્ટિવાદને ભણ
આનુ મારે તો માતાને સંતુષ્ટ કરી જાઇએ આમ વિચારીને તે
માતાને પૂછયુ કે એ દષ્ટિવાદને કોણ ભણાવે છે ? જો કોઇ ભણા
તો ત્યા જઈને તેની પાસે ભણુ. સતોષ પામેલી માતાએ જણાવ
કે આપણા શેરડીના વાડમાં તોસલીપુત્ર નામે આચાર્ય ઉતર્યા છે

ભણાવશે. પુત્રે માતાને કહ્યુ કે તુ ઉતાવળી ન થા હુ ત્યા
ની પાસે જઇને તારા કહ્યા પ્રમાણે ભણી આવીશ વળતે દિવસે
ક્ષિત તે આચાર્ય પાસે ગયો અને વિનયથી નમસ્કાર કરીને તેની
એ બેઠો આચાર્યે તેના સંબધમા પૂછતા ત્યા બેઠેલા સાધુઓએ
હ્યુ કે આ તે જ બ્રાહ્મણ છે કે જે ગઈ કાલે હાથી ઉપર બેસીને
હીથી નિકળ્યો હતો ફરીથી આચાર્ય પૂછ્યુ કે તુ શા માટે આવ્યો
? તેણે પોતાનો દૃષ્ટિવાદ ભણવાનો વિચાર જાહેર કર્યો આચાર્યે
હ્યુ કે તુ જો અમારી દીક્ષા લે તો જ અમે તને તે શાસ્ત્ર ભણાવી
કીએ, તે પણ તુ ક્રમથી ભણી શકીશ એ સાભળીને રક્ષિત
ાહ્મણે દીક્ષા લેવાનો સ્વીકાર કર્યો, પણ તેણે કહ્યુ કે હુ અહીં દીક્ષા
હિ લઈ શકુ માટે આપણે બધા બીજે જઈએ અહીં રાજાનો માગ
ઉપર અનુરાગ છે, લોકોનો પણ વિશેષ પ્રેમ છે તમે અહીં મને દીક્ષા
આપશો તો તેઓ મને પરાણે પાછુ લઈ જશે માટે બીજે સ્થળે
જઈને મને દીક્ષા આપવી એ વધારે સારૂ છે એટલે આચાર્ય તોસ
લીપુત્રે બીજે સ્થળે લઈ જઈને તેને દીક્ષા આપી આ જાતની દીક્ષા
વિષે લખતા આવશ્યકના ટીકાકાર હરિભદ્ર લખે છે કે ભગવાન
મહાવીરના શાસનમા સૌથી પહેલી આ શૈક્ષનિસ્ફેટિકા એટલે શિષ્યનું
અપહરણ થયુ અને આચાર્ય હેમચદ્રે પરિશિષ્ટ પર્વમા આર્યરક્ષિતની
દીક્ષાને સ્પષ્ટ શબ્દમા પહેલવહેલી શિષ્યચોરી બતાવી છે

ઉપરની કથામા દીક્ષા લેનારો વિદ્વાન, સમજદાર અને માતાની
અનુમતિથી જ દીક્ષિત થયેલો છે છતાય ટીકાકારે તેની દીક્ષાને
શિષ્યની ચોરી તરીકે ગણાવેલી છે આ વિષે વધુ વિચારીએ તો
સ્પષ્ટ જણાશે કે દીક્ષા લેવામા દીક્ષા લેનારની માત્ર માતાની જ
સંમતિ પૂરતી જણાતી નથી પરતુ પિતાની અને માતાની અને
વિવાહિત થયેલ હોય તો સ્ત્રીની પણ સમતિની અવશ્ય અપેક્ષા છે

પુત્ર માતા પિતાનો ઋણી છે માટે અને સ્ત્રીનો રક્ષક છે માટે
તેઓની સમતિ હોવી જ જોઇએ એ સ્વતસિદ્ધ છે સાગોપાગ વેદના

અભ્યાસી, પ્રૌઢ વિદ્વાના જાણકાર અને રાજમાન્ય એવા ગંભીર બ્રાહ્મણને ભાગ્યે જ કોઈ સગીર ઉંમરનો કલ્પી શકે વૈદિક મર્યાદા પ્રમાણે તો એ ૨૫ વર્ષથી ઓછો હોઈ જ શકે નહિ, મરણ કે તે પર પરામા તેટલો કાળ અભ્યાસ અને બ્રહ્મચર્ય માટે નિયત કરેલો જ છે પણ ગણધર સાર્ધશતકના પ્રણેતાએ સ્પષ્ટ શબ્દોમા રક્ષિતની ઉંમર ૨૨ વર્ષની જણાવેલી જ છે એટલે એના સબધમા સગીરપણાની શકાને અવકાશ જ નથી

આ બધી હકીકતો ઉપરથી એટલુ સમજી શકાય છે કે દીક્ષા લેનાર માણસમા કયા પ્રકારની બાહ્ય યોગ્યતા હોવી જોઈએ બાહ્ય યોગ્યતામા ઉંમર, સમજશક્તિ અને વાલીઓની સમતિ વગેરેનો સમાવેશ થાય છે

જો સમજદાર અને વિદ્વાન રક્ષિત બ્રાહ્મણની દીક્ષાને શાસ્ત્રકાર શિષ્યની ચોરીમા મૂકે તો આજની દીક્ષાની પ્રવૃત્તિને શિષ્યચોરી કહેવી એ સહજ વાત છે

ઉપર જણાવેલા દીક્ષાના અનધિકારીઓ ઉપરાત શાસ્ત્રકારે નીચે જણાવેલાઓને પણ અનધિકારીઓ તરીકે બતાવેલા છે

જે વ્યક્તિ પુરુષાકૃતિવાળી હોવા છતા નપુસક પ્રકૃતિની હોય તે દીક્ષા માટે અનધિકારી છે કારણ કે તેને દીક્ષા આપવાથી તેમ અને તેના સહવાસીઓમાં અબ્રહ્મચર્ય વગેરે અનેક દોષો ઊભા થાય છે

સ્ત્રીના અગોપાગ જોઈને કે શબ્દ સાભળીને કામાતુર થતા પોતાની કામવૃત્તિને જે ન રોકી શકે તે પણ ઉપરના કારણથી દીક્ષાનો અનધિકારી છે આવી પ્રકૃતિવાળી સ્ત્રીઓને પણ દીક્ષાનો અધિકાર નથી

જે વ્યક્તિ ભાષા અને શરીરથી જડ હોય એટલે કે જેની ભાષા અસ્પષ્ટ હોય બોલતા જેની જીભ તોતડાતી હોય તે અને જે અત્યત મેદવાળો હોવાથી ભિક્ષા-ભ્રમણ કે બીજી કોઈ સાધુઓની ક્રિયાને ન કરી શકે એવો હોય તે પણ દીક્ષાનો અધિકારી નથી

જે વ્યક્તિ ભગદર અતિસાર, કોઢ, મસા દમ, પ્રમેહ વગેર

વા મહાવ્યાધિઓથી ઘેરાયલી હોય, જે વ્યક્તિ ચોરનો ધધો કરતી હોય, જે રાજાનો અપકારી હોય, ક્રોધ, માન, માયા, લોભ આદિની ઉગ્રતાવાળો હોય, મૂઢ હોય એ બધા દીક્ષાના અનધિકારી છે

મૂઢનો અર્થ કરતા પ્રવચન સારોદ્ધારનો ટીકાકાર લખે છે કે અબોધ હોઇને અજ્ઞાનતાદિના કારણથી જે યથાવસ્થિત વસ્તુનો વિચાર કરી ન શકે તે વિવેકમૂલક એવી ભાગવતી દીક્ષાનો અધિકારી ન થઈ શકે આ રીતે શાસ્ત્રકારે દીક્ષાના અનધિકારીઓની વિગતવાર મીમાસા કરી છે

જે જે દીક્ષા લેનારાઓ ઉપરના અનધિકારીઓમા આવી જતા હોય તેઓને દીક્ષા આપવી તે ભગવાન મહાવીરના શાસનનું ઘોર અપમાન છે અને દીક્ષાની પણ પૂરી ફજેતી છે

દીક્ષા આપનારાઓ આ બધી ઉપર કહેલી હકીકતને સમજીને દીક્ષા આપે તોજ તે સ્વ-પરનું કલ્યાણ કરી શકે અન્યથા તેઓ બન્ને બુડવાની દિશામા છે તેમ શાસ્ત્ર સ્પષ્ટ કહે છે

ઉપર જણાવેલી અનધિકારીની હકીકતમા દીક્ષામા ઉમેદવારની ઉમર, શારીરિક પરિસ્થિતિ અને વિચારની પરિપક્વતા ઇત્યાદિ અનેક હકીકતો વિષે શાસ્ત્રકારોએ વિચારો દર્શાવ્યા છે આ ઉપરાત તેના અધિકાર વિષે વિચાર કરતા શાસ્ત્રકાર લખે છે કે દીક્ષાનો ઉમેદવાર સંસારથી નિર્વેદ પામેલો, ઇંદ્રિય અને શરીરના સુખોને તે દુ ખરૂપ સમજનાર, જેના કષાયો અત્યત મંદ થયેલા છે એવો તથા કૃતજ્ઞ, વિનીત, અક્રોધી, સ્થિર, શ્રદ્ધાવાળો અને સદ્ગુણસપન્ન હોવો જોઇએ

ટૂકમા કહીએ તો દીક્ષાના ઉમેદવારને પાકે પાયે સમ્યક્ત્વનો સ્પર્શ થયો હોય તો જ તે દીક્ષાનો અધિકારી થઈ શકે કદાચ કોઈ એમ સમજે કે સમ્યક્ત્વ તો શ્રાવક માત્રને હોય જ છે પણ તે વાત બરાબર નથી

સમ્યક્ત્વ ટીલાટપકામા, માળા ફેરવવામા, પૂજાઓની ધમાલમાં, પડિલેહણની ક્રિયાઓમા, ઓઘામા, મુહપત્તિઓમા કે સાધુઓના વેશમા રહેલું નથી એ તો આત્મિક ગુણ છે અને આત્મામા જ પ્રગટે છે

એ સમ્યક્ત્વના આસ્તિક્ય, અનુકપા નિર્વેદ, સંવેગ અને પ્ર
એ પાચ ચિહ્નો છે આસ્તિક્ય એટલે આત્મશ્રદ્ધા–આત્મવિ
અનુકપા એટલે સર્વભૂતમમભાવ નિર્વેદ એટલે વાસનાઓથી
ચક્રવર્તિ જેવા સુખોની અનિચ્છા સવેગ એટલે તૃષ્ણારહિતપણું
પ્રશમ એટને કષાયની મન્તા જેનામા આ પાચ ગુણોમાંથી
ગુણ પણ પ્રગટ્યો હોય તે ભલે જાતિથી શ્રાવક ન હોય
સમ્યક્ત્વવાળો છે એમ શાસ્ત્રમારો કહે છે અને તેને જ
અધિકારી તરીકે શાસ્ત્રકાર સૂચવે છે

પ્રસગોપાત જણાવવુ જોઇએ કે હું એકવાર એક પ્રસિદ્ધ
ચાર્યને મળ્યો તેમણે નિખાનસભાવે પોતાની જાતના અને
બધાઓના વર્તન ઉપરથી જણા યુ કે આ વાતાવરણ જોના
સમ્યક્ત્વ સ્પર્શ્યું છે કે નહિ એ કહેવુ ઘણુ કઠિન છે

આની સ્થિતિમા દીક્ષા માટે દોડાદોડી કરનારા ઉમેદવારો
થઈને એટલુ જ વિચારે કે તેઓ સમ્યક્ત્વની સ્થિતિ સુધી પહે
છે કે નહિ તોયે ઘણુ છે

જે રીતે દીક્ષાના ઉમેદવારના અધિકાર વિષે શાસ્ત્રમા ચર્ચા
છે તે જ રીતે દીક્ષા આપનારના અધિકાર વિષે પણ લંબાણથી
કરેલી છે તેનો ટૂક સાર નીચે પ્રમાણે છે

જેમનુ એક પણ મહાવ્રત ખડિત ન હોય, જેનામા સર્વ
પ્રતિ મૈત્રીભાવ હોય જે ગભીર શાન્ત આગમોનો અભ્યાસી,
માન્ય અને મન વચન અને કાયાના વિકારોથી રહિત હોય તે
દીક્ષા આપવા માટે અધિકારી હોઇ શકે

શાસ્ત્રકાર એટલુ પણ કહે છે કે ઉપર જણાવેના ગુણોમાંનો
એક પણ ગુણ જેનામા પરિપૂર્ણ હોય તે પણ દીક્ષા આપવાનો
અધિકારી થઇ શકે છે દીક્ષા આપનારાઓ આ વાતનો વિચાર કરે
અને પોતાની યોગ્યતા સમજે તો જ તેઓ શાસ્ત્રને અનુસરનારા છે
એમ માની શકાય, અન્યથા તેઓને શાસ્ત્રદ્રોહી કહેવા એ કાંઈ
વધારે પડતુ નથી

આ બીજા મુદ્દા વિષે વધારે ન લખતાં એટલુ જ કહેવુ બસ કે દીક્ષા લેનાર અને દીક્ષા આપનાર બન્ને આગળ જણાવેલા સમ્યકૃત્વથી વામિત ચિત્તવાળા હોય તોયે ઘણુ છે! નહિ તો જ્યા ગુરુ અને ચેલો બન્ને મિથ્યાત્વથી વાસિત હોય ત્યા તેઓમાના એકનુ પણ શ્રેય થવાનો સભવ જ નથી

અધિકાર વિના દીક્ષા લેનારા અને અધિકાર વિના દીક્ષા આપનારા એ બન્નેના ભવાડા અત્યાર સુધીમા જગતની દૃષ્ટિમા આવી ગયા છે માટે શાસ્ત્ર માનનારાઓએ શાસ્ત્રની ઉપર જણાવેલી મર્યાદાને બરાબર વફાદાર રહેવુ જોઇએ

બધા શાસ્ત્રોમા ગુરુ કરતા વધારે સ્થાન માતાપિતાને મળેલુ છે જૈનશાસ્ત્રમા પણ માતાપિતાનુ તેવુ જ સ્થાન છે સ્થાનાગ સૂત્રમા ભગવાન કહે છે કે હે આયુષ્માન શ્રમણ! જગતમા ત્રણ પ્રકારના મનુષ્યોનો ઉપકાર વાળી શકાતો નથી (૧) માતાપિતાનો (૨) પોતાના પોષકનો અને (૩) ધર્માચાર્યનો

કોઈ માણસ આઠે પહોર અને બત્રીશે ઘડી માતાપિતાની સેવા સ્ફુર્યા જ કરે અને તેમને કાનડમા બેસાડીને પોતાના ખભા ઉપર લઈને જીવતા સુધી વહ્યા કરે તો પણ માતાપિતાનો ઉપકાર વાળી શકાતો નથી પાઠકો યાદ રાખે કે શાસ્ત્રના જે પાઠમા જેમનો ઉપકાર વાળી શકાતો નથી એવા ત્રણ ગણાવ્યા છે તેમા પણ માતાપિતાનુ પ્રથમ સ્થાન છે એથી જૈનશાસ્ત્ર માતાપિતાની મર્યાદા કેટલી વિચારે છે એ સ્પષ્ટ જણાઇ આવે છે આમ છે માટે જ ખુદ ભગવાન મહાવીરે પણ માતાપિતાની ભક્તિ તરફ અવિશેષ કાળજી બતાવી હતી કૂર્માપુત્ર જેવા કેવળજ્ઞાનીની પણ માતાપિતાના વાત્સલ્યને તરછોડી શક્યા ન હતા, એટલે કે તેઓ કેવળી હોવા છતા ઘરમા જ રહ્યા હતા

આપણે બધાય મંદિરમા ચૈત્યવદન કરતી વખતે ભગવાન પાસે હમેશા પ્રાર્થના કરીએ છીએ કે મને બીજુ કાઇ ન મળે તો કાઇ નહિ પણ **गुरुजणपूआ** ગુરુજનપૂજા અને લોકવિરુદ્ધપ્રવર્તનનો

ત્યાગ એટલુ મળે તોયે ઘણુ છે આમા ગુરુજન પદની વ્યાખ્યા કરતા શાસ્ત્રકાર કહે છે કે ગુરુજન એટલે માતાપિતા અને ધર્માચાર્યની પૂજા ત્યા શાસ્ત્રમા માતાપિતા વિષે આટલો બધો સદ્ભાવ બતાવવામા આવ્યો છે ત્યા તેમનો દ્રોહ કરીને જે દીક્ષા લેવા નીકળે તે શાસ્ત્રનો પૂજક છે કે દ્રોહી છે એ સમજાતું નથી

કોઇ એમ કહે કે આ રીતે તો કોઈ દીક્ષા લઈ જ ન શકે માતાપિતા મોહને લીધે કદી રજા જ નથી આપવાનાં તેમની આ સમજણ બરાબર નથી કારણ કે ત્યા જગતમા ત્યાગનું સ્વચ્છ વાતાવરણ નથી ત્યા ત્યાગ માટે કોણ આકર્ષાય?

કેટલાક વર્ષ પહેલા ખાદી પહેરનારો કે તેની હિમાયત કરનારો મૂર્ખ મનાતો પણ આજે જ્યારે ખાદીની પાછળનું રહસ્ય સમજાયું અને તેનો જીવનમા ઉપયોગી એવો લાભ સમજાયો એટલે આખા દેશમા લોકો ખાદીને પ્રથમ સ્થાન આપવા લાગ્યા છે

બધા એમ સમજતા કે આપણે એટલા બધા ડરપોક અને નરમ છીએ કે સ્વાર્થ વિના માત્ર સમૂહના હિત માટે આપણે કાંઈ જ કરી શકીએ એમ નથી પરતુ હમણાની પૂરી થયેલી સત્યાગ્રહની લડત જોતા એ વસ્તુ ખોટી ઠરી છે તેનું કારણ એ છે કે એક તપસ્વી, સંયમી અને ચારિત્ર્યવાન વ્યક્તિ તેની પાછળ આજથી ૨૦ વર્ષથી પ્રયત્ન કરી રહી હતી વાણીથી ભાવનાથી અને વર્તનથી તેમણે તે વાતાવરણ દેશના ખૂણે ખૂણે ફેલાવી દીધુ અને વીસ વર્ષની ભારે ધીરજ અને તીવ્ર તપશ્ચર્યા પછી દેશે એ વાતાવરણને ઝીલ્યુ અને કોઇ ન સમજી શકે એવુ બળ બતાવ્યુ જે સ્ત્રીઓ ઘરનો ખૂણો મૂકી ક્યાય ન જનારી તેઓમા પણ એ વાતાવરણે પ્રવેશ કરી અપૂર્વ ચૈતન્ય આપ્યુ

કહેવાનું એ છે કે જે લોકો દીક્ષાના હિમાયતીઓ છે તેઓ ખૂબ [illegible]પૂર્વક દીક્ષા માટેનુ વાતાવરણ જમાવે દીક્ષા એટલે ખરો ત્યાગ, [illegible]ર્ય સેવાભાવ ખરી અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય, અપરિગ્રહ,

ઓછામા ઓછી હાજતો, ઇદ્રિયનિગ્રહ, વાસનાઓનો જય દેશકાળનું ભાન, અને તે સાથે સર્વ પ્રાણી પ્રત્યેના મમભાવની ખીલવણી

દીક્ષાના હિમાયતીઓ પોતાના વર્તન દ્વારા ઉપરના ગુણોને સાધી બતાવશે, તે ગુણોનો જીવન સાથેનો સબધ જોડી બતાવશે, તે ગુણો સિવાય જીવનનો વિકાસ નથી તે સિદ્ધ કરી આપશે, અને ધીરજ રાખીને માત્ર સયમનું વાતાવરણ ઉપાશ્રયના આકાશના એક પ્રદેશમા ચારેકોર પ્રસરાવવા કટિબદ્ધ થશે ત્યારે સયમની કિંમત સમજનાર માબાપો પોતે સયમ ધારણ કરશે અને ખરો સયમ ધારણ કરતા બીજા કોઈને પ્રતિબધ નહિ કરે

અત્યારે તો જે ધર્મસ્થાનકો કહેવાય છે ત્યા પણ ત્યાગનું વાતાવરણ મુદ્દલેય જણાતું નથી ત્યા પૈસા કે કષાય, કલહ, ધમાધમ ધામધૂમ અને કહેવાતા ત્યાગીઓના બીજા અનેક પ્રકારના ભવાડા લોકોની આખે આવે છે જ્યા જુઓ ત્યા છાપામા મદિરમા, ઉપાશ્રયમા બધે એનુ એજ વિષ ફેલાઈ રહ્યું છે ઘડીકમા એવુ સભળાય છે કે અમુક સાધુ ચેરી લઈને નાસી ગયો, કોઈ સાધુએ ચેરી સાથે ફેટો પડાવ્યો, કોઈ સાધુની સ્ત્રી ઉપરની ચીઠ્ઠી પકડાઇ કોઈ આચાર્યે પોતાના ચેલાની સાથે સૃષ્ટિવિરુદ્ધ પ્રવૃતિ કરી, કોઈ સાધુએ બ્યાક પૈસા જમા કરાવ્યા, અમુક સાધુના પૈસા ડૂબ્યા વગેરે વગેરે જ્યા હરવખતે કાન ઉપર આવુ જ અથડાતું હોય ત્યા કયો એવો સાધજો મનુષ્ય હોય જે આવી હલકી ક્ષુદ્ર પ્રવૃત્તિમા ફસાય ? અને કયા એવાં મૂર્ખ માબાપ હોય જે આવી પ્રવૃત્તિવાળા વાતાવરણમા જવા માટે પુત્રને અનુમતિ આપે ? એટલા માટે ખરી વાત એ છે કે જ્યારે દીક્ષાના વેશધારીઓ ત્રિકરણ અને ત્રિશુદ્ધિથી ભગવાનના લેખને શોભાવશે, ત્યારે એમને આવી ધમાલનો અવકાશ જ નહિ રહે, છળકપટ નહિ કરવા પડે કોઈને ભગાડવો, સંતાડવો કે પૈસા દઇને ખરીદવો નહિ પડે

ત્યાગની સુગધી જ એવી છે કે જેથી તેમને આપોઆપ સ્વયસેવકો મળતા જ રહેશે પણ જો તેઓ ધીરજ સાથે શુદ્ધ વાતાવરણ

નહિ જમાવે અને માન એનાની વૃદ્ધિ જ કરવા કે પોતાની ચાખી કરવા માટે જ કે બીજી વાસનાઓથી પ્રેરાઈને દીક્ષા આપવાનો દોર કરશે તો તેમાં તેઓ નિષ્ફળ જવાના છે અને ભગવાન મહાવીરનો ધર્મ લજવાશે તે તો જુદું ।

દીક્ષાનો ઉમેદવાર જો પૂર્વે જણાવેલા સમ્યકૃત્વવાળો હોય તો તેણે માત્ર વેશ લેવા દોડાદોડી કરવાની જરૂર નથી તે માતાપિતાની સેવામાં રહી તેમના ચિત્તને પ્રસન્ન કરી જો સાધના કરવા નીકળશે તો જ તે ફળીભૂત થવાનો છે તેમના મનનું સમાધાન કરવા ભલે વરસોના વરસો સુધી તેમની સેવામાં રહેવું પડતું હોય તોપણ સ્‍પુત્રે તેમ જ રહેવું જોઈએ અને તેમ રહેતા રહેતા પણ તેણે પોતાનો ત્યાગભાવ વધારે ને વધારે કેળવવો જોઈએ અહીં ત્યાગભાવનો એ અર્થ નથી કે કોઈ જાતની જડ પકડવી કે ધમાધમ કરવી પણ ઇંદ્રિયોનો નિગ્રહ કેળવવો, સ્વાદેન્દ્રિય તેમજ સ્પર્શેન્દ્રિય ઉપર જય મેળવવો ચિત્તને સમભાવથી વાસિત કરવું અને નિસ્વાર્થભાવે માતાપિતા તેમજ બીજાઓની સેવામાં પરાયણ રહેવું એ છે ટૂંકામાં નિસ્વાર્થ રીતે અને પોતાની અનેક હાજતો ઓછી કરીને સયમને કેળવવો આ પ્રમાણે રહે તો તે સંયમી જ છે પણ માત્ર વેશધારીને કોઈ સયમી કહેવાનું નથી

શાસ્ત્રમાં પણ માતાપિતાની મર્યાદા સાચવવા માટે આ જ વિધિ બતાવેલો છે ઘણા એવું કહેવા નીકળે છે કે માતાપિતાની સેવા એ તો મોહ છે ભગવાને પણ એ એવા મોહથી જ કરેલી તેમની દયા ખાતા સિવાય બીજું કાંઈ લખવું તે અસ્થાને છે આપણા જીવનના વિકાસ માટે તો ભગવાન મહાવીરના જેવો મોહ અવશ્ય કર્તવ્યરૂપ છે

કોઈ મગળ કાર્ય કરતા પહેલા કાઈ અમંગળ ન થાય એ માટે ખાસ ચીવટ રાખવી જોઇએ દીક્ષારૂપ માગલિક પ્રવૃત્તિ કરતા પહેલા જેઓ કુટુબ, માતાપિતા કે સમાજનો દ્રોહ વહોરી લે છે તેઓ દીક્ષા લઈને શું ઉકાળવાના છે એ સમજાતુ નથી

વસુદેવ હિન્ડીમા શિવકુમાર નામના રાજકુમારનું એક આખ્યાન
તેમા શિવકુમારને વૈરાગ્ય થયાની હકીકત લખેલી છે વૈરાગ્યથી
રિત થઈને પ્રવ્રજ્યા લેવા માટે શિવકુમારે માતાપિતા પાસે તેમની
નુમતિ મેળવવાનો પોતાનો વિચાર વ્યક્ત કર્યો માતાપિતા તેને
ાત્સલ્યને લીધે છોડી ન શક્યા, તેથી તે શિવકુમાર એક શ્રમણોપાસકના
મજાવવાથી વૈરાગ્યભાવને જાગતો રાખી માતાપિતાની સેવામા જ
હ્યો અને તેજ રીતે તેણે પોતાનુ આખુ જીવન પૂર્ં કર્યું

આચાર્ય હરિભદ્રે પોતાના અષ્ટકમા કહેલુ છે કે પ્રવ્રજ્યાનું પ્રારંભ
મગળ ગુરુજનોની સેવા છે

જે માણસ ધર્મનો અને ગુરુજનોનો પૂજક છે તેજ માણસ
કૃતજ્ઞ છે અને શુદ્ધ ધર્મનો ધારક છે

ભગવાન મહાવીરની માતાપિતાની ભક્તિનો ઉલ્લેખ કરનારા
જૈનાચાર્યો લખી ગયા છે કે ભગવાને માતાપિતા જીવતા સુધી
પ્રવ્રજ્યા ન લેવાનો અભિગ્રહ લીધેલો તે એટલા માટે કે બીજાઓ
પણ તેનું અનુકરણ કરે અને માતાપિતા તરફ બહુ માન રાખે આ
હકીકત પર્યુષણપર્વમા કલ્પસૂત્રની ટીકામા આપણે રોજ સાભળીએ
છીએ, છતાંય એ વિચારવાની વાત છે કે કેટલાકોએ ભગવાનની માતા-
પિતાની ભક્તિને મોહને નામે વગોવેલી છે

પચસૂત્રમા આચાર્ય હરિભદ્રનો કહેવાનો સાર એ છે કે માતા-
પિતાને ઉપતાપ પમાડીને પ્રવ્રજ્યા લેવી એ પ્રવ્રજ્યા પ્રતિપત્તિમા
મોટુ વિઘ્ન છે માતાપિતાને પજવીને પ્રવ્રજ્યા લેવી એ ખરી રીતે
ખરો ઉપાય નથી તેમને સમજાવવા પ્રયત્ન કરવો અને વેશ લેવા
માટે ઉતાવળ ન કરવી

માતાપિતાની સેવામા રહેનારો અને સયમ કેળવનારો શિવકુમારની
પેઠે સયમી જ છે એમા લેશમાત્ર સંશય નથી

આ પ્રમાણે જૈનશાસ્ત્રમા માતા અને પિતાની મર્યાદા વિષે
આવા અનેક ઉલ્લેખો ઠેકઠેકાણે સ્પષ્ટરૂપે મળે છે તેના ઉદાહરણો

આપણા શાસનનાયક ભગવાન મહાવીર અને કેવળજ્ઞાની કૂર્માપુત્ર
ચરિત્રોમા પણ મળે છે જ તોપણ જેઓ એમ કહેવા નીકળ્યા છે
કે માતાપિતાની સેવા એ મોહરૂપ છે તેઓ શાસન મર્યાદાના
રક્ષક છે કે ભજક છે એ સમજાતું નથી

જૈનધર્મના આગમોમા અનેક દીક્ષા લેનારના ચરિત્રો નોંધા
યેના છે. જેવા કે મેઘકુમાર યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, જમાલી
મૃગાપુત્ર શૈલક તેમની અને થાવચ્ચાપુત્ર વગેરે આ બધા દીક્ષા
લેનારાઓએ ક્યાય નાસભાગ કરી હોય કે તેમને સતાડવામા આવ્યા
હોય એવુ કશુય તેમને માટે બન્યુ નથી

દીક્ષાનો ઉમેદવાર પોતાના માતાપિતા પાસે આવીને પોતાનો
વિચાર દર્શાવે છે અને દીક્ષા માટે અનુમતિની પ્રાર્થના કરે છે ત્યારે
પહેના માતાપિતા તેમને સમજાવે છે દીક્ષાની દુષ્કરતાનો આબેહૂબ
ખ્યાલ આપે છે અને પોતાનું વાત્સલ્ય પણ ખૂબ બતાવે છે પણ
પછી પુત્રનો દૃઢ વૈરાગ્ય જોઈને તેને ભગવાન મહાવીર પાસે લઈ
જઈને માતાપિતા કહે છે કે 'હે ભગવન્! આ અમારા એકના એક
પુત્રને દૃઢ વૈરાગ્ય થયો છે માટે આપને અમે એની શિષ્યભિક્ષા આપીએ
છીએ તો આપ એને સ્વીકારો અને એનું હિત થાય તેમ કરો"
આટલુ કહ્યા પછીજ ભગવાન મહાવીર તેને પ્રવ્રજિત કરે છે આવા
અનેક ઉલ્લેખો આગમોમા દીક્ષા લેનારના ચરિતોમા ઠેકઠેકાણે આજે
પણ હયાત છે પણ કોઈ માતાપિતાથી છૂપી રીતે ભાગ્યો હોય અને
ભગવાને તેને પ્રવ્રજિત કર્યો હોય એવો એક પણ દાખલો આગોમા
તો મળતો નથી

જ્ઞાતાસૂત્રમાં યુધિષ્ઠિર અને અર્જુન વગેરે કુન્તિ માતાની અનુ
મતિ લે છે એથી સ્પષ્ટ માલુમ પડે છે કે પૂર્વેના લોકો માતાપિત
અને કુટુબ તરફની પોતાની મર્યાદાઓ કેટલી બધી સાચવતા હતા
ખબર નહિ કે આપણે આજે માતા પિતા અને કુટુબ તરફ આટલા
બધા દ્રોહી કેમ થઈ ગયા છીએ ? તે પૂર્વેના પ્રવ્રજ્યાના ઉમેદવા

સુપુત્રો માતાપિતાના કેટલા બધા ભક્ત હતા તેનો ખ્યાલ નીચેના એક બે ઉદાહરણોથી આવી જશે —

તીવ્ર વૈરાગ્યવાળા મેઘકુમારને જ્યારે તેની માતાએ તેનો રાજ્યાભિષેક કરવાનું કહ્યુ ત્યારે તેણે ખુશીથી સ્વીકાર્યું અને પછી જ પ્રવ્રજ્યા સ્વીકારી

જમ્બુકુમારને તેની માતાએ દીક્ષા લેતા પહેલા વિવાહ કરવાનુ કહ્યુ તે પણ તેમણે સ્વીકાર્યું અને પછી જ દીક્ષા લીધી ત્યારે આજના સુપુત્રો બિછાના ઉપર પડેલી સાઠ વર્ષની માતાની સેવાથી કટાળીને દીક્ષા લેવા દોડે છે એવો તે કયો તેમનો ઉત્કટ વૈરાગ્ય હશે? દીક્ષા લઈને પેટ ભરવુ છે, એશઆરામ કરવો છે કે કલ્યાણ કરવુ છે તે સમજાતું નથી જો કલ્યાણ જ કરવુ હોય તો તે વૃદ્ધ માતાની સેવા શા માટે ચૂકે?

એક જૈનાચાર્ય પોતાની નિરાધાર જેવી માતાને છોડીને દીક્ષિત થયેલા તેની માતા કમોતે મરી ગઈ એ મે જ્યારે સાભળ્યુ ત્યારે એવો વિચાર થયો કે આવુ માતાનું દ્રોહ કરનારુ આચાર્યપણુ મેળવવા કરતા માતાની સેવા કરવી તે સો દરજ્જે સારુ છે

જ્યાર પૂર્વપુરુષોએ માતાપિતાને અને પત્નીને સમજાવીને તેમની અનુમતિ મેળવવા પ્રયાસો કરેલા છે એવા ઉલ્લેખો સૂત્રોમા સ્પષ્ટ મળે છે ત્યારે આજના ખરી દીક્ષાના ઉમેદવારો એમનું અનુકરણ કેમ ન કરે?

કહેવાનુ એ છે કે સૂત્રોમાં વર્ણવાયેના દીક્ષાના ઉમેદવારોમાંના કોઈને તેમની શિષ્યભિક્ષા મળ્યા વિના પ્રવ્રજ્યા આપવામા આવી નથી અને કોઈએ અત્યારના દીક્ષાના ઉમેદવારો કરે એવો માતાપિતા કુટુમ્બ કે સમાજનો દ્રોહ કરીને પ્રવ્રજ્યા લીધી પણ નથી એવુ હોવાથી જ તેઓ તરી ગયા છે અને અત્યારના ઉમેદવારો એવા ન હોવાથી તેમના નાટકો આપણને જોવા મળે છે

વર્ધમાનસૂરિ જણાવે છે કે જેનું સમ્યક્ત્વ શુદ્ધ છે, અને બાર વ્રતો જેણે નિર્મળ રીતે પાળ્યા છે જેનો ભોગાભિલાષ પૂરો થઇ

ગયો છે ગાહસ્થ્યના મનોરથો જેના ફળી ચૂક્યા છે, પરમ વૈરાગ્ય વૃત્તિથી જે વાસિત છે, શાન્તરસમા જે નિમગ્ન છે, જે કુળના વૃદ્ધો, પુત્રો, અને સ્વામિ વગેરેની અનુજ્ઞા પામેલો છે અને પ્રવ્રજ્યા લેવા માટે ઉત્સુક થયેલો છે તે સર્વ પ્રકારે બ્રહ્મચર્યનુ વ્રત લેવા યોગ્ય થાય છે

જ્યારે એક માત્ર બ્રહ્મચર્ય માટે સાધારણ રીતે આટલી યોગ્યતાની અપેક્ષા શાસ્ત્રકાર બતાવે છે ત્યારે મેરુ જેવા મહાભારે એવા પાચ મહાવ્રતો પાળવા માટે યોગ્યતા કોવીજ જોઈએ એમા તો કહેવુ જ શુ ?

પૂર્વોક્ત આચાર્ય એમ લખે છે કે જે વ્યક્તિ દીક્ષાનો ઉમેદવાર છે તે ઉપરની યોગ્યતા સાથે એક માત્ર પ્રયોગની ખાતર ત્રણ વર્ષ દીક્ષિતના જેવુ જીવન ગાળે એટલે કે સર્વથા બ્રહ્મચર્ય પાળે, સ્વાધ્યાયમા પરાયણ રહે મૌનધર્મ આચરે નિર્દોષ આહાર બીજાને ઘેરથી લે માત્ર લાજ ઢાકવા માટે મુજના કંદોરાવાળુ કૌપીન રાખે શૃગાર માટે કદી ભૂષણ ન પહેરે તેમજ અગસસ્કાર ન કરે અને ઓઢવા સિવાય બીજુ કપડુ પણ સાથે ન રાખે અને જિન ભગવાનની નિષ્કામ ઉપાસના કરે આ રીતે ત્રણ વર્ષ સુધી તે ક્ષુલ્લક દીક્ષા માટેની પણ પોતાની યોગ્યતા મેળવે જો તે બરાબર તેમા સફળ થાય તો પછી ક્ષુલ્લક દીક્ષા લે અને તે પણ ત્રણ વર્ષ સુધી પ્રયોગમા મૂકે અને તેમા સફળ થયા પછી ભગવાન મહાવીરની ભાગવતી દીક્ષાનો અધિકારી થાય

આ જાતનો સામાન્ય નિયમ દીક્ષાના અધિકારી માટે મૂકેલો છે બીજા કેટલાક ગ્રથોમા દીક્ષાના અધિકારીની કસોટી કરવાની અમુક જાતની પરીક્ષાઓ બતાવી છે તો આ પ્રકારના સાધારણ ધોરણને માન્ય ન રાખી અત્યારે જે એકાએક, ચૂપચાપ, ભગાડીને, સતાડીને કે ખરીદીને અપરિપક્વ બુદ્ધિની વ્યક્તિને દીક્ષા આપવાનો જે અપવાદ સ્વામા આવે છે તેનું કારણ કશુ સમજાતું નથી શાસ્ત્રમા ઉત્સર્ગ અને અપવાદ બન્ને માર્ગો છે એ વાત ખરી છે,

અપવાદનો ઉપયોગ ક્યારે અને કેમ કરવો અને અપવાદનો ઉપયોગ કરનાર અધિકારી કેવો હોય એ વિચારવુ ઘટે

પંચસૂત્રમા આચાર્ય હરિભદ્રે લખેલુ છે કે પૂર્વોક્ત ગુણસંપન્ન પુણ્ય પૂજ્ય માતાપિતાની અનુમતિ લઈને નીકળે, તેમનો દ્રોહ ન કરે દ્રોહની પ્રવૃત્તિમા પહેલો દ્રોહ કરવો તે વિઘ્નરૂપ છે માતાપિતાની અનુમતિ લેતા પહેલા તેમને સમજાવે તેમની અને કુટુંબની વ્યવસ્થા કરે

આ બધુ જો દીક્ષા લેનાર ધીરજથી કરે તો માતાપિતાની સંમતિ ન મેળવી શકે એવુ ભાગ્યે જ બને ઉતાવળે કાંઈ આમા પાકતા નથી દીક્ષા લેનારે ધીરજ તો કેળવવીજ રહી એ માટે તો દીક્ષા લે છે જો તે ઉતાવળો થઈને દીક્ષાના બહાને ધમાધમ કરશે તો તે કોઈ રીતે શ્રેય સાધી શકવાનો નથી

કેટલાક કહે છે કે જો માતાપિતા રજા ન આપે તો દીક્ષા લેનારે ઢોંગ કરવા, ખોટુ બોલવુ, કપટ કરવુ, જેમ તેમ કરી ઘરમાથી નીકળી જવુ એમ શાસ્ત્રમા કહેલુ છે પણ વિચાર કરતા એ વસ્તુ સંગત માલુમ પડતી નથી

જે માણસને ઢોંગ છોડવા છે, અસત્યનો ત્યાગ કરવો છે, અને કપટને કોરે મૂકવુ છે તે માણસ પાસે ઢોંગ કરાવવા, અસત્ય બોલાવવુ, અને કપટ કરાવવુ એ પ્રસ્થાન કરતા જ શુકનને માટે નાક કપાવવા જેવુ છે એ લખનાર શાસ્ત્રકાર એમ નહિ સમજેલા કે તેમના આ લખાણનો ઉપયોગ લેભાગુ ગુરુઓ વેશધારીઓનુ ટોળુ જમાવવામા કરશે અથવા તે શાસ્ત્રકારે જે સમયમા લખ્યુ તે સમય હવે રહ્યો નથી હવે સમય બદલાયો છે એટલે તે લખાણ અઢારમી સદીમા લખાયેલો દસ્તાવેજ ફેરવ્યા વિના જેમ ચાલતો નથી તેમ, અત્યારે માની ન શકે

શાસ્ત્રકાર પોતે પણ કહે છે કે કેટલાક મંદ ધર્મીઓ આર્યરક્ષિતનો દાખલો લઈને શિષ્યચોરીની હિમાયત કરે છે એવા તે હિમાયતીઓ ભગવાનના શાસનનો ઉચ્છેદ કરે છે એમ સમજતા નથી

કહેવાનુ એ કે શાસ્ત્રકાર પોતે પણ અપવાદનો ઉપયોગ કરતાં કરતા કેટલા સાવચેત રહે છે

એક તો અત્યારે ઉત્સર્ગમાર્ગનો લગભગ લોપ જ થયો છે અને સયમ સો કાણાવાળી ચારણી જેવો અનેક અપવાદોથી પ્રવર્તતો દેખાય છે તેમા પણ જો આવા મૂળ ગુણોનો નાશ કરનારા અપવાદો કરવામા આવે જેનાથી સઘમા વિક્ષેપ, સમાજમા કલહ, ધર્મની હેલના વગેરે થઈ રહ્યા છે, તો સયમ અને ધર્મ માટે સ્થાન ક્યા રહેશે!

કાલે ઊઠીને આ અપવાદને અવલબીને કોઈ એમ કહેશે કે આ છોકરીઓને, સ્ત્રીઓને ભગાડશુ શૈલિક ઋષિએ જેમ દારૂ પીધો તેમ દારૂ પણ પીશુ સ્થૂલિભદ્ર વેશ્યાને ત્યા ગયા તેમ પ્રતિબોધ કરવા વેશ્યાને ત્યા પણ જઈશુ અષાઢભૂતિની જેમ નાટકો પણ કરીશુ તો તેઓ આપણા દેશમા સાધુ સન્યાસી તરીકે રહી શકે એવુ લાગે છે?

અપવાદનો ઉપયોગ કરનારમા ચારિત્રનુ તેજ, બ્રહ્મચર્યની ઉત્કટતા, મરણાન્તે પણ સત્યનો અત્યાગ નિસ્વાર્થવૃત્તિ આ બધા ગુણો ખીલેલા હોય અને જો તેને એમ લાગે કે અપવાદ કર્યા વિના આરો જ નથી તો તે કાલિકાચાર્યની પેઠે અપવાદ જરૂર કરી શકે ખરો, પણ નેભાગુ અને વેશધારી સાધુઓ અપવાદ કરવા માડે તો જૈન ધર્મ વગોવાય એમા શુ કહેવુ?

વારો કે જે સાધુ અત્યારે વિદ્યમાન છે તેઓ દીક્ષાની પ્રવૃત્તિ બધ પાડે પોતપોતાનો પોતાના પર સુધારો કરે શાસ્ત્રાભ્યાસ વધારે સયમની સાધનામા તત્પર થાય અને આજથી પાચ વર્ષ સુધી કોઈ શિષ્યને ન મુડે તો શુ ખોટ જવાની છે? શુ વીતરાગનો ધર્મ મરી જવાનો છે? ભના! વીતરાગને વશ હોય પણ ખરો?

આપણે ત્યા ધર્મની ગાદીઓ કે જમીનો નથી કે જેને માટે વારસો ઊભા કરવા જ જોઈએ

એ પરમાથી દીક્ષા દેનારાઓ એમ કહેશે કે પાચ વર્ષ ખાલી

દઇએ તો જગતનું અકલ્યાણ થશે તો હું તેમને વિનતી કરુ
ભલે જગતનું અકલ્યાણ થાય તો પછી જગત આખુ આપોઆપ
માં ભળી જશે એકવાર અખતરો થઇ જવા દેવો જોઇએ એથી
મ પડશે કે મુડપેથી કલ્યાણ છે કે અકલ્યાણ?

અગ્રેજો કહે છે કે જો અમે નહિ હોઇએ તો હિદુસ્થાનમા
તે કોઈ ખેમી જશે અને દેશ ખુવાર થઇ જશે, પઠાણો આવશે,
ઓ અને મુસલમાનો લડી લડીને મરી જશે જેટલું આ ખોટુ
તેટલીજ સાધુઓની કલ્યાણની દલીલ ખોટી છે સાચી હોય તો
ખતરો થવા દે લોકો એની પરીક્ષા કરી લેશે

કહેવાનો આશય એ છે કે તેમાના ચોરી માર્ગ સિવાય બીજા
વાળા માર્ગનું આલબન લઈ દીક્ષા આપવી તે નર્યું ગેરવાજબી
શાસ્ત્રથી વિરુદ્ધ છે, અને ભગવાન મહાવીરના શાસનને કલકરૂપ
અને આગળ જણાવ્યા પ્રમાણે અપવાદ કરવાનું કશુ કારણ
જણાતું નથી

આગળ જે કહ્યુ તે બધુ શાસ્ત્રની મર્યાદામા રહીને કહેવાયુ છે
કોઈ વસ્તુ સંક્ષેપ-વિસ્તારથી ભલે કહેવાણી હોય પણ મુખ્ય
ગ તો શાસ્ત્રપ્રમાણનો જ છે એથી જેમનામા થોડી પણ
ગશક્તિ છે અને શાસ્ત્ર પ્રત્યે સદ્ભાવ છે તેવા ભાઇઓ અને
નો સ્પષ્ટ સમજી શકશે કે આ નાશભાગ કરીને-કરાવીને અપાતી
, માતાપિતા અને કુટુંબીઓને રોવડાવીને અપાતી દીક્ષા, બીજી
નો અને વેચાણખત કરી આપીને અપાતી દીક્ષા, અને જેઓ
મોટા છતા પોતાના કર્તવ્ય વિષે કશુ સમજતા નથી એવાઓને
અતી દીક્ષા શાસ્ત્રથી તદ્દન વિરુદ્ધ છે તેને શાસ્ત્રના કોઈપણ
ામા સ્થાન નથી.

જેઓ શાસ્ત્રના નામે નેતે ચવવ છે તેઓ શાસ્ત્રના પૂજક
, શાસ્ત્રને સમજતા નથી અને તેમને શાસ્ત્ર કે દીક્ષાની પરવા
ા તેમના આગ્રહ અને મત્તાની પરવા જ માલુમ પડે છે

એ દીક્ષા આપનારાઓમા કેટલાય આચાર્યો કહેવાય છે, કે
પંન્યાસો કહેવાય છે પણ તેઓ બધાની સ્થિતિ આપણા
ખાવા જેવી છે એ માટે આ એક જ ઉદાહરણ બસ થશે

તમે સૌ વરસોવરસના પર્યુષણમા કલ્પસૂત્ર સાભળતા
છો તેમા આવે છે કે ભગવાન મહાવીરે પોતાના માતાપિ
ભક્તિ-સેવાને માટે જ ગૃહસ્થાશ્રમના ત્યાગનો વિચાર
મોકુફ રાખેલો અતર તો તેમનુ ત્યાગી હતુ છતાય વેદાવ
કર્યો તે એટલા માટે કે તેમના શાસનમા બધા લોકો તેમના
પગલાનું અનુસરણ કરે અને માતાપિતા તેમજ કુટુબીઓને
વશપનટા માટે ન રીબાવ

આના ઉપર કેટલાક તાર્કિકપ્રખરો તર્ક કરે છે કે આ
ઉપર માતાપિતાનો ઉપકાર શેનો ? માતાપિતાએ આપણા માટે શુ

આ પ્રશ્નનો બરાબર જવાબ કીર્તિવિજયજીએ પો
વિચારરત્નાકરમા જાણે ભવિષ્યમા આવા તાર્કિકપ્રખરો માતાપિ
દ્રોહ કરવા નિકળી પડશે એમ જાણીને જ ન આપ્યો હોય એમ
છે તે માટે આપ સૌ કીર્તિવિજયજીના વિચારરત્નાકરમા આ
સ્થાનાંગ સૂત્રનો અધિકાર જોઇ શકો છો *

માતાપિતાની ભક્તિ વિષે ભગવાન મહાવીરની મર્યાદા
ઉત્તમ કોટીની હોવા છતા વર્તમાન વેશધારીઓએ એ માટે શુ
છે તે વાચો

---

* इह हि जगद्गुरुणा श्रीवर्द्धमानस्वामिनाऽप्यनुमतयो परमोपकारि
मातापित्रोर्भक्त्यतिशयाय धर्मावबोधादिशुभादर्काय च सर्वथा यतनीय प्रा
न च वाच्य स्वस्ववेदविक्रियोपशमनाय प्रवृत्ताभ्या ताभ्यां मही
मात्पन्नतृणन्यायेन कर्मवशादुत्पन्नाय प्राणिने किमुपकृतमिति ? । तदनन्तर
धारणपालनपोषणवात्सल्याद्यनेकोपकारकारित्वादशक्यप्रत्युपकारत्वमेव तयो
न चेद लौकिकमेव आगमेऽपि ।

विचाररत्नाकर पृ० २५

"શ્રી મહાવીર મહારાજનો અભિગ્રહ મવરરૂપ નથી પણ આસ્રવરૂપ છે તો પછી તેવા આસ્રવરૂપ અભિગ્રહને ઉપાદેય ગણવાની હઠ કરવામા ધાર્મિકપણાની સ્થિતિ કેટલી ગણાય ?"

આ ઉપરથી એ વેશધારીઓ શાસ્ત્રને કેવા ખોટા અર્થમા મૂકે છે, ખોટુ સમજાવે છે, અને શાસ્ત્રનો કેટલો દ્રોહ કરે છે તે સમજાશે. જે જગ્યાનો એમણે પાઠ ઉતારેલો છે તે જગ્યાએ શાસ્ત્રકારે કહ્યુ છે બીજુ અને આ વેશધારીઓ સમજાવે છે બીજુ

અમદાવાદથી નીકળેલા એક હેન્ડબીલમા આવા કેટલાય શાસ્ત્રના પાઠના અનર્થો કરી બતાવવામા આવ્યા છે જે હેન્ડબીલ કોઈ વેશધારીએ પોતાનુ નામ માણેકલાલ વાડીલાલ રાખીને સૂર્યપ્રકાશ પ્રેસમાં પ્રકાશિત કરાવ્યુ લાગે છે

શરૂઆતમા અમે કહી ગયા છીએ કે શાસ્ત્રના નામે ઉપર પ્રમાણે જે ભ્રાન્તિઓ ફેલાવવામા આવી છે અને આવે છે તેને દૂર કરવા માટે જ શાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવામા આવ્યો છે હવે એનો સમય-ધર્મની દૃષ્ટિએ વિચાર કરી લઈએ

### સમયધર્મની દૃષ્ટિએ દીક્ષાની પરીક્ષા

સમયધર્મ એવો બળવાન છે કે તેના સપાટાથી કોઈ બચી શકતુ નથી અવતારી પુરુષો વીતરાગપુરુષો, તીર્થંકરો સુદ્ધાય સમયધર્મને ઓળગી શક્યા નથી તો બિચારુ શાસ્ત્ર તો તેની મર્યાદા કેમ તોડી શકે ?

શાસ્ત્રનો અર્થ અમુક કાળને અગે થયેલા ઉપયોગી વિચારોની શબ્દરચના કાળ બદલાયો કે એ શબ્દરચના પણ બદલાઈ જ જવી જોઈએ

કદાચ કોઈ શાસ્ત્રધરો એને બદલવાની આનાકાની કરે તો શાસ્ત્રના એ શબ્દો પાનામા જ પડયા રહે પણ તેનો વ્યવહાર તો ન જ થઈ શકે વ્યવહાર તો સમયધર્મ ઉપર જ ચાલે છે એટલે જે શાસ્ત્ર સમયધર્મ ઉપર જ ચાલે છે એટલે જે શાસ્ત્ર સમયધર્મ પ્રમાણે નહિ બદલાય તે અવ્યવહારુ થયુ એટલે તે નકામુ થયુ

(૧) જુઓ તો ખરા સાધુઓનો અત્યારે જે ટાપટીપવાળો અને ભભકાદાર વેશ છે તે શુ પહેલાં હતો ?

(૨) સાધુઓ જે કોઈનું મન મોહી જાય એવા ફોટાઓ પડાવે છે તેવા ફોટાઓ તેમના કોઈ પૂર્વજોએ પડાવેલા ખરા ? કે ચિત્રો દોરાવેલા ખરા ?

(૩) સાધુઓ અત્યારે જે જાતના રંગીન, ચળકતા અને બહુમૂલ્ય પાતરાં રાખે છે તે શું પહેલા હતા ?

(૪) સાધુઓ ગૃહસ્થો પાસે આગમો ભણે છે તેમ તેમના વડવાઓએ કરેલું ખરું ?

(૫) સાધુઓ પોતાના ગચ્છોથી લોકોને જે ત્રાસ આપી રહ્યા છે તેવો ત્રાસ પહેલા આપેલો ખરો ?

(૬) સાધુઓને ખભે સો સો અને દોઢસો રૂપિયાની કામળીઓ લટકે છે તેવી કોઈ તેમના પૂર્વજોએ લટકાવી હતી ખરી ?

(૭) સાધુઓને જે માદક વ્યસનો છે તે પહેલા તેમના કોઈ વડવાઓને હતા ખરા ?

(૮) હરી ફરી શકે એવા સાધુઓ નિયતવાસ સેવે છે કપડાના ભંડારો રાખે છે, પોતાના ખાતે પૈસા જમે કરાવે છે અને તેમના તાર ટપાલ તો વેપારીથી પણ ચડી જાય છે શું તેમના પૂર્વજો આવું કાંઈ કરતા ખરા ?

(૯) પોતાના આહારમાં સાધુઓ નિત્યપ્રતિ ઘી, દૂધ, મલાઈ અને શરીરને વધારે પુષ્ટ બનાવવા માટે ચન્દ્રોદય, મકરધ્વજ, મૌક્તિક વગેરે લેતા દેખાય છે તે રીતે તેમના પૂર્વજોએ લીધેલા ખરા ?

શું આ બધી સાધુઓની રહેણીકરણી શાસ્ત્રીય છે? કે અશાસ્ત્રીય છે?

ખરી વાત તો એ છે કે એ બિચારા સમયધર્મને વિચારપૂર્વક ન અનુસરી શક્યા પણ સમયધર્મે જ એમના ઉપર એવો સપાટો ચલાવ્યો કે જેથી તેઓ આવા પામર બની ગયા એમની રહેણીકરણીમા જે ફેરફાર થઈ ગયા છે તે ભલે તેમના ઘાતક હોય પણ તેમા કાળબળ કારણ છે એમ માન્યા વિના છૂટકો જ નથી.

શક્તિ અધિકાર અને માનસિક સ્થિતિ તપાસ્યા વિના ત્યાગનો

બોજો ઉપાડવાનો દેખાવ કરવામા આવે છે તેનું પરિણામ બીજુ
આવી નહિ?

પરવશપણે સમયને-કાળને વશ થવા કરતા વિચારપૂર્વક વશ
થાય તો પરિણામ ઘણું સારુ આવે એમા શકા નથી

પહેલા જે લોકો દીક્ષા લેતા હતા તે વખતે તેમની સામાજિક
સ્થિતિ જુદી હતી. અત્યારે દીક્ષા લેનારાઓની સામાજિક
સ્થિતિ જુદી છે

પહેલા આવુ લુટારુ પરરાજ્ય ન હોવાને કારણે આપણે દેખીએ
છીએ તે કરતા દેશ વધારે આબાદ હતો, સમૃદ્ધ હતો, લોકો સુખી
હતા અને ઉદાર પણ હતા હવે દેશ આબાદ નથી દેશમા ખાવાના
સાંસા છે દારિદ્રયનો પાર નથી

આવે વખતે બધુ કામકાજ છોડી દઈને બીજા ઉપર બોજો
નાખવો સારો છે કે બીજાના બોજામા ભાગ પડાવવો એ સારું છે?
કે બીજા ઉપર બોજો નાખીને ખાવાપીવાનું મેળવવુ અને માળા
ફેરવ્યા કરવી એ વાત મનને ગમે તેવી છે એ કામ અશક્તો સિવાય
બીજા કરે એ દેશને પાલવે એવુ નથી

મજબુત બાંધાના માણસો જો એવુ કામ લઈ બેસે તો તેમા
તેમનું આળસ વધવા સિવાય અને દેશમા એવો આળસ વધારનારો
ચેપ ફેલાવવા સિવાય બીજુ પરિણામ જણાતુ નથી

પ્રત્યેક ધર્મના ગુરુઓની સ્થિતિ જોતા આપણે આ વસ્તુ પ્રત્યક્ષ
કરી શકીએ એમ છીએ નહિતર હિંદુસ્થાન લાખો સાધુઓનું સ્થાન
હોવા છતા આટલું અાળસુ કેમ થાય? પરતત્ર કેમ થાય? અને આટલું
સ્વાર્થી કેમ બને?

જો એ સાધુ ખરેખરા સાધુ હોય તો આવુ ન જ બનવુ જોઈએ
પણ એ બધામા મોટો ભાગ પેટસાધુઓનો હોવાથી આપણે આ દશા
ભોગવીએ છીએ એટલે હું તો સમયધર્મ જોતા એવી સલાહ આપી
શકું કે ઓછામા ઓછા પાચ વર્ષ સુધી કોઈ દીક્ષા ન લ્યે તો દેશને,
સમાજને કે ધર્મને કશો ટોટો આવવાનો નથી.

દીક્ષા તો અત્યારે રાષ્ટ્રીય સ્વયંસેવકોની છે જો એવી દીક્ષા
લેવામા આવે તો આપણે આપણી ગુનામી હાંકી શકીએ અને મનન
પથે બરાબર ચડી શકીએ

દેશની બેકારી ભૂખમરો અને બેહાનપણું જોતા પોતાનો બોજો
બીજા ઉપર નાખીને જે માળા ફેરવવાનુ મન કરે તે શુ સમજુ કહેવાય
રાષ્ટ્રીય દીક્ષા લેવાની હિંમત ન હોય તો કાંઈ નહિ પણ
પોતાની ફુદનો બોજો બીજા ઉપર ન નખાય તો યે ઘણુ છે

વળી સાધુઓ પેટભરીને મેમતા હોય તોય ઠીક પણ આ તો
જેમ રાજાઓ પોતાના ભોગવિલાસ માટે પ્રજાને ચૂસે છે, તેમ
આ સાધુ સન્યાસીઓ પોતાના તરંગોને પોષવા માટે આંધળા ધર્મી
ઓને ચૂસ્યા જ કરે ?

કોઇને ગ્રંથ લખીને પ્રતિષ્ઠા મેળવવાનો તરંગ થયો તો મોટા
પગારવાળા પંડિતો રાખી લોકોના પૈસા બગાડે પંડિતો પાસે ગ્ર
ગ્રંથો એવા લખાવે કે જેથી સમાજને દેશને કે જેના પૈસા છે તેને
લાભનો છાંટો પણ ન મળે

હમણા હમણા સાધુઓમા આવો ચેપ ખૂબ દેખાય છે પંડિ
પાસે જે જાતના પુસ્તકો લખાવાય છે તે વિષયનુ જેમને લેશ પણ
જ્ઞાન નથી એવા આચાર્યો પણ ગ્રંથકાર થઇને આ સમાજમા મહાલ
છે ખરી રીતે એમને ગ્રંથકાર તરીકે કોઈ ઓળખતુ પણ નથી

કોઇને આચાર્ય થવાનો શોખ થયો તો ઉડાડવા માટે સમાજની
ગીનીઓ તૈયાર જ છે એવા તો મે કેટલાય આચાર્યો જોયા છે
જેઓએ પંડિતોને ગીનીઓ આપીને ફોસલાવ્યા છે ગીનીઓ આરી
મદીઓ લેવા જતા પંડિતોને એ ભવિષ્યના આચાર્યો તરફ તિરસ્કાર
સાથે ગાળાનો પ્રવાહ વહેવડાવતા મેં જોયા છે

કેટલાય ભિખારીઓએ વાણિયાના પૈસા બે ચાર નોકારશીમા
ખરચાવીને આચાર્યપદ લઈ લીધુ છે એમને કોઈ આચાર્યપદની
વ્યુત્પત્તિ પૂછે તો ભાગ્યે જ કહી શકશે

કેટલાને વળી ઉજમણા, ઉપધાન વગેરેનો નાટક–સીનેમા જેવો રસ લાગ્યો છે એમા તેઓ સમાજના પસાનું પાણી કરતા અને પોતાના સંયમધર્મને નાશ કરતા અચકાતા નથી

હમણા હમણા વળી ગુરુઓના મદિરો, ગુરુઓની પાદુકાઓ અને ગુરુઓની મૂર્તિઓની પ્રથા, આપણા વિદ્યમાન આચાર્યોએ પોતાની મૂર્તિ બેસાડવા માટે કાઢી છે પણ તેમને ખબર નથી કે તેમની અને મૂર્તિ ઉપ કાગડાઓ ભિડશે એવુ તે બધાનું વર્તન છે

અત્યારે તો આધળે બેરુ કૂટાય છે પણ ગરિયામા જેમ પાદ રીના હાલ થયા તેના જ હાલ એ મૂર્તિઓના અને મંદિરોના થવાના છે એમા સંશય નથી

આ સિવાય બીજા એવા ભયકર ખર્ચો છે, જે ખર્ચોને સમાજ નભાવી ન શકે આવુ દેશી રાજાઓની પેઠે સાધુઓનુ ઉડાઉપણુ જોતા અને સંયમને બદલે નર્યો અસયમ જોતા એમ કહેવુ અયોગ્ય નથી કે હવે આ સમય એમના જેવા બીજાઓને વધારવા માટે નથી

આ હકીકત માત્ર જૈન સાધુઓ માટે જ નથી પણ હિંદુસ્થાનના તમામ સાધુ, બાવા, ફકીર, સંન્યાસી માટે છે આ તો વાચનારા જૈન છે એટલે તેમની સામે જૈનસાધુઓની રહેણીકરણીના ઉદાહરણો મૂકવામા આવ્યા છે

વાત એટલી જ છે કે સમયધર્મ માનવો કે સર્વજ્ઞધર્મ માનવો એ છળવાળી દલીલ હવે નહિં ચાલે કારણ કે સર્વજ્ઞધર્મ પણ સમય ધર્મની મર્યાદાથી બધાયેલો છે જો ન બધાયેલો હોય તો સર્વજ્ઞધર્મ કહેવાય જ નહિ એટલે સમયધર્મ તરફ લક્ષ રાખીને વિચાર કરતા માલુમ પડે છે કે વર્તમાન મુનિઓએ પોતાનુ વર્તન સમયધર્મને અનુસરીને રાખવુ જોઇએ એટલે કા તો તેઓએ સ્વયસેવક થવુ જોઇએ, અથવા તો પોતાની જવાબદારી પોતાને માથે ભોગવતા થઈ જવુ જોઇએ અને ક્ષેમકુશળ જીવન વીતાવવુ હોય તો હવે બીજા

વધારે વારસો ઊભા ન કરવા અને તે અખતરો ઓછામા ઓછો પાંચ વર્ષ સુધી જરૂર ચલાવવો જોઇએ

આ લખાણમા કોઈ વ્યક્તિને લક્ષમા રાખીને કશુ લખવામા નથી આવ્યુ માત્ર ચાલુ રહેણી કરણી, દીક્ષાની પ્રવૃત્તિની અવ્યવસ્થા અને એથી વધતો જતો સમાજ ઉપરનો બોજો એ બધુ ધ્યાનમા લઈને શાસ્ત્રીય દૃષ્ટિએ અને દેશકાળની દૃષ્ટિએ થોડાઘણા વિચારો દર્શાવવામા આવ્યા છે કોઈની લાગણી દુખવવાનો કે તમાસો કરવાનો જરાપણ ઉદ્દેશ નથી વાચકો આ વિષેનુ ઊંડુ મનન કરે અને કાઇ ક્ષતિ માલુમ પડે તો જરૂર જણાવે

---

# સાત ક્ષેત્રની યોજનાનો સદુપયોગ.

---

સમાજ કે ધર્મના મુખ્ય પુરુષો સમાજના વિકાસ અને ધર્મની ઉન્નતિ માટે અનેક પ્રકારની યોજનાઓ કરી ગયા છે તેમા આપણે ત્યા પ્રસિદ્ધ એવા સાત ક્ષેત્રની યોજના ખાસ મહત્ત્વની છે જો કે તે વિષે અહીં બેઠેલા બેનોએ અને ભાઇઓએ ઘણીવાર સાભળ્યુ હશે તો પણ આજ એ વિષે કાઈ નવુ કહેવાનુ હોવાથી અમારી વ્યાખ્યાન માળામા તે સંબધમા કહેવાની ખાસ તક મેં લીધી છે

જિનભવન જિનબિંબ જિનાગમ સાધુ સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા એ સાતક્ષેત્રના મુખ્ય અગો છે

આમા જો કે જિનભવનને પહેલુ મૂકવામા આવ્યુ છે અને શ્રાવિકાને છેલ્લી મૂકવામા આવી છે એથી

શ્રાવિકા — જિનભવનનુ મહત્ત્વ શ્રાવિકાથી વધારે છે એમ સમજવુ ભૂલ ભરેલુ છે

વિચાર કરતા તો ઊલટુ એમ માલુમ પડે છે કે એ સાતમા ક્ષેત્રજ સૌથી મહત્ત્વનું અને ઉચ્ચમા ઉચ્ચ અગ શ્રાવિકા જ છે શ્રાવિકા-અંગનો જેટલો વિકાસ, જેટલી શુદ્ધિ, જેટલુ પોષણ અને જેટલી ઉત્ક્રાંતિ તેના જ પ્રમાણમા તેના પૂર્વના બીજા અંગોની ઉત્ક્રાંતિ અને વિકાસ સધાવાના અને એ મહત્ત્વના અગની શક્તિનો જેટલો હ્રાસ, જેટલી અવનતિ અને જેટલી ઉણપ તેટલી જ ઉણપ અને અવનતિ તેના પૂર્વના અંગોમા હોવાની

જ્યાં જ્યારે આપણા સમાજ કે ધર્મની અવનતિનુ કારણ વિચારવા લોકો ભેગા થાય છે ત્યારે તેમાના કોઈના ખ્યાલમા કુસંપ આવે છે, કોઇને વળી જાગૃતિનો અભાવ ભાસે છે, તો કોઈ વળી તીર્થો અને મદિરોની અશાતના વધી પડયાનું કહે છે, કોઈ વળી સાધુ સાધ્વીની શિથિલતાને બતાવે છે અને કોઈ તો જૈન સાહિત્યના ઓછા પ્રચારને કલ્પે છે પણ આ બધા કારણો શ્રાવિકા શક્તિની અવનતિ કરતા ઘણા ઊતરતા છે

કોઈ બરાબર વિચારશે તો સમજાશે કે શ્રાવિકા શક્તિનો વિકાસ જ્યારથી અટકી પડયો છે, તે શક્તિ જ્યારથી કચરાયા કરે છે અને જ્યારથી તેને ચારેકોરથી જકડીને બાંધી રાખવામા આવી છે, ત્યારથી આપણા ધર્મ અને સમાજની અવનતિની પનોતી શરૂ થઈ છે

ઉપર્યુક્ત બીજા બધાં કારણો દૂર કરવા પ્રયત્ન કરે અને આ કારણ વિષે તદ્દન બેદરકાર રહે તો તે પ્રયત્નો ધૂમાડાના બાચકા જેવા નીવડવાના એમા જરાય શકાને સ્થાન નથી

અવેડાની કુડીનુ પાણી બગડેલુ જોઈને કોઈ તે કુડીમા જ દવા નાખીને બેસી રહે અને કૂવાની શુદ્ધિ ન કરે, ખેતરનો પાક સડી જતો જોઇને પ્રત્યેક છૂડા ઉપર દવાનુ ઇન્જેક્શન મૂકાવે પણ ભૂમિ શુદ્ધ ન કરે, તેમ ધર્મ અને સમાજની અવનતિ જોઈ માત્ર ઉપરછલ્લી પ્રવૃત્તિ કરીને બેસી રહેનારા પણ શ્રાવિકા ક્ષેત્રશુદ્ધિ તરફ ધ્યાન નહિ દેનારા આજે તો નિષ્ફળ ગયા છે એ વાત ચોક્કસ છે

આમ હોવાથી જ એ માટે ક્ષેત્રોમા શ્રાવિકાનું ક્ષેત્ર ઘણું મહત્ત્વનું છે અને બીજા ક્ષેત્રો કરતાં ખાસ પ્રધાન ગુણ ધરાવે છે માટે જ એ વિષે કહેવું સૌથી પ્રથમ પ્રસ્તુત છે

અહીં બેઠેલા સૌ કોઇને પરિચિત છે કે સ્ત્રીશક્તિ જો થોડી પણ ખીલેલી હોય તો કેટલું અસાધારણ કામ કરી શકે છે જે કોમળતા સહનશીલતા વગેરે ગુણો પુરુષસુલભ નથી તે તે શક્તિમા સહજ ભાવે મૂકાએલા છે

અત્યારે આપણે ત્યા તો એવા ગુણોવાળી અનેક શક્તિઓ હોવા છતા એમની અસહ્ય અશક્તતાને લીધે આપણો ધર્મ તથા સમાજ અવનતિની દશામા આવેલો છે

શ્રાવિકાના શારીરિક વિકાસ વિષે આપણે ત્યા કોઈએ દરકાર કરી છે ? એ જાતની બેદરકારીને લીધે જ આપણી પ્રજા નમાલી માયકાંગલી અને કાયર થયેલી જોવામા આવે છે

જ્યારે પહેલા ઘરનુ ઘણુંખરુ કામ હાથે જ કરીને સ્ત્રીઓને સ્વાભાવિક રીતે શારીરિક વિકાસ મેળવવાની વ્યવસ્થા હતી ત્યારની આપણી સતતિ અને અત્યારની આપણી સતતિમા કોઇને કાંઈ ફેર નથી લાગતો ?

પરરાજ્યે આપણામા ગુલામી સ્થિર કરવા જે યોજના ઘડી છે તેમાં અત્યારના યત્રો ઓછો ભાગ નથી ભજવતા પણ જો આપણામા હજુ સદ્બુદ્ધિનો અંશ હોય તો એ યોજનાનો યુગપતી પેઠે સદુપયોગ કરી બચતા વખતમા વિકાસમા ખૂટતા બીજા નવા સાધનો કાં ન યોજીએ ? તત્કાળ એવુ લાગતું નથી કે અમદાવાદની સ્ત્રીઓ સાબરમતીમાથી પાણી ભરવા આવે અથવા તો કૂવામાથી પાણી ખેંચીને કાઢે એ ક્રાંતિ તો થાય ત્યારે ખરી પણ તે પહેલા પોળે પોળે ભગવાનના મદિરોની જેમ તેટલા જ મહત્ત્વના સ્ત્રીઓના વ્યાયામમદિરો ઊભા કરી દઈએ અને તેમા કુમારિકાઓ માટે તથા મોટી બેનોને માટે આરોગ્ય વ્યાયામની તાલીમ આપવાની વ્યવસ્થા

ગનમા મૂકી દઇએ આમ કરવાથી સ્ત્રીશરીર સુદઢ અને નિરોગી શે એમના દરેક અવયવો વ્યવસ્થિત વિકાસ પામશે અને તેમના રીરમા સ્ફૂર્તિ, બળ અને ચૈતન્ય અનેક ગણા વધેના જણારો

જર્મની વગેરે દેશોમા તો વિશાળ સપાટ મેદાનો પર સવાર જ લાખો સ્ત્રીઓ તાલીમ લેતી તમે જોઇ શકશો આપણે પણ પણી મર્યાદ પ્રમાણે સ્ત્રીઓને વ્યાયામની તાલીમ આપવાની વસ્થા કરવી ઘટે

વ્યાયામના પ્રભાવથી બાળલગ્ન આપો આપ ઓછા થઈ જશે રણ કે વ્યાયામ બ્રહ્મચર્યનું પોષક છે અને તેથીજ વ્યાયામ કરનારી નો વધુ વખત આપોઆપ બ્રહ્મચર્ય પાળનાની હિમાયત કરશે

જો શ્રાવિકાશક્તિમાથી પ્રમાદ કાઢવો હોય, તેમને આરોગ્યમય નાવવી હોય, તેમની શિકાન કેળવી હોય અને શ્રાવક તથા સાધુ-ધ્વીને વિકાસ ઇષ્ટ હોય તો હવે એ શક્તિ માટે વ્યાયામમંદિર ઘરને વગર વિલમ્બે તૈયાર કરી આપવા જોઇએ અને અત્યાર સુધી પધામરમાં પ્રભાવનાનો જે દુરુપયોગ થઇ રહ્યો છે તેનુ વહેણ ત્યા ાથી તેનો સદ્ઉપયોગ કરી લેવો જોઇએ (સમાજમા ધર્મની પણ રેક પ્રવૃત્તિમા લાલચ મુખ્ય અંગ તરીકે મૂકવામા આવી છે વળી ાપણો સમાજ ગણીત ઉપર જ જીવનારો છે તેથી જ તેમા તે પ્રથા ામ પ્રચાર પામી છે માટે જ પ્રભાવનામા માનનાર માણસો માટે પ્રભાવનાનો સદ્ઉપયોગ કરવાનુ સૂચવ્યુ છે)

વ્યાયામમન્દિરમા કુશળ વ્યાયામનારીઓની સલાહ લઈ, હાથ, પગ, પેટ વગેરેના વ્યાયામની વ્યવસ્થા કરવી જોઈએ ઉપરાંત લાઠી, તેઝમ, મગદળ વગેરે ઉપકરણોની પણ જ્ઞાનોપકરણ જેટલી જ મહત્તા મનાવી જોઇએ અને ખાસ વ્યાયામ માટે જ સ્ત્રીઓનો મર્યાદાપોષક પોશાક આપણે તેના વિશારદો પાસે યોજાવી લેવો જોઇએ જ્યારે આમ થશે ત્યારે જ તે શક્તિ દ્વારા આપણો વિકાસ સાધવા આપણે પગભર થઈ શકીશુ

આતો સ્ત્રીશક્તિના શારીરિક વિકાસ વિષે વાત થઈ હવે ક્ર
તેના બૌદ્ધિક વિકાસ વિષે વિચારી લઈએ

શારીરિક વિકાસ સાથે બૌદ્ધિક વિકાસ માટે પણ યોજના ક
જોઈએ બૌદ્ધિક વિકાસનો મુખ્ય અર્થ એટલો જ છે કે કોઈ
વસ્તુને પૂરેપૂરી સમજવાની અને તેના ગુણદોષ પારખવાની તથા તે
પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરીને જીવનમા ઉતારવાની બુદ્ધિશક્તિ
ખીલવણી જો આપણે આ અર્થનો બુદ્ધિવિકાસ શ્રાવિકાશક્તિમા પ્ર
એવા સાધનો યોજી લઈએ તો આપણે કદી પણ પછાત રહેવાના ન

કોઈ કહેશે કે કેટલીયે કન્યાશાળાઓ અને સ્ત્રીપાઠશાળા
અમદાવાદમા ચાલે છે તેમા નાની અને મોટી બેનો દડક પ્રકરણ
જીવવિચાર, અને પ્રતિક્રમણાદિક ભણે છે તે વાત ખરી છે પણ
અભ્યાસ બેનોનો વિકાસ સાધવાને બદલે ઊલટો તેને દાબી દે
છે કારણકે એ બધા પુસ્તકો જીવનવ્યવહાર સાથે કેમ બધ
એવુ તેમન કોઈ સમજાવતુ જ નથી અને ખરૂ કહુ તો એ બે
બેનો ભણવા માત્રથી જ કાઈક ધર્મ થશે એ શ્રદ્ધાથી જ ભણે છે

હુ જોઉ છુ કે જ્ઞાનની આરાધના માટે બેનો ઉપવાસ કરે છે
દેવવદન કરે છે જ્ઞાનની પૂજા કરે છે અને જ્ઞાનપચમીનુ અખ
આરાધન પાચ વર્ષ સુધી કરે છે અને માને છે કે આથી આ
જન્મમાં જ્ઞાન મળે છે આ માટે ઉપદેશકો તેમને અનેક કથાનો
સભળાવે છે અને તેમને વરદત્ત અને ગુણમજરીના જોડકણા સભળાવી
કેવળજ્ઞાનની નજીક પણ લઈ જવા મથે છે આ રીતે જેમની બુદ્ધિશક્તિ
આપણે દબાવી નાખી છે તેવી બેનો તપ તપીને શુષ્ક થતા સુધી પ
નિરક્ષર જ રહે છે અને ભવિષ્યમા કેવળજ્ઞાનની વાટ જોયા જ કરે

જે સમાજમા સ્ત્રી શક્તિની બુદ્ધિ આટલી બધી દાબી દેવા
આવી હોય તે સમાજ અવનતિના ખાડા સિવાય ક્યા હોય ?

પણ ભૂલ્યા ત્યાથી ફરી ગણવાના ન્યાયે આપણે હવે નવેસર
ઉપર વિચારવાળો નવો અભ્યાસક્રમ ઘડીને સ્ત્રીઓને તે માટે ઉદ
કરવી જોઈએ ખરી વાત કહુ તો દડક કે સગ્રહણીના પુસ્તકે આજ

ભૂમિકાના જ નથી વીર રમણીઓનાં ચરિત્રો, સાહસિક સ્ત્રીશક્તિનો પરિચય કરાવનારા પુસ્તકો, યુદ્ધમા ચડીને સ્વરક્ષણ કરનારી સ્ત્રીઓની રસધારો ઈત્યાદિ સ્ત્રીઉપયોગી ગ્રંથો એમની પાસે મુકાવા જોઈએ પણ આ પુસ્તકો તેમની સામે મૂકતા પહેલા તેમના અક્ષરજ્ઞાન અને સમજશક્તિ વધે તેવા ખાસ સાધનો આપણે યોજવા જોઈએ વહેમનુ પરિબળ, રૂઢીને અનુસરવાની વૃત્તિ એ બધુ તેમનામાથી ઘટી જાય એ માટે આપણે ખાસ પ્રયત્નો કરવા જોઈએ

કુટુંબના વડીલોએ તેમના ઉપર જે ખોટા બંધનો લાદેલાં છે તે હવે હટાવી નાખવા જોઈએ મતલબ એ છે કે સ્ત્રીશક્તિનો બૌદ્ધિક વિકાસ જેથી થાય તેવા દરેક પ્રયત્ન કરવામા આપણે પાછી પાની ન જ કરવી જોઈએ આ માટે આજના કેળવણીશાસ્ત્રીઓની સલાહ લઈને તેમને માટેનો અભ્યાસક્રમ આજની ચાલતી પાઠશાળાઓમા દાખલ કરવો જોઈએ અને તે અભ્યાસક્રમને યોગ્ય શિક્ષકો આપણે સત્વર શોધી લેવા ઘટે આ પ્રવૃત્તિમા જેટલો જેટલો વિલંબ થશે તેટલું જ આપણે બના અંગના વિકાસમા સહેવુ પડશે

પુરુષોએ અત્યાર સુધી આ શક્તિની ભારે આશાતના કરી છે અને સાધુવર્ગે તો હમેશા **साविियाणं आसायणाए सावयाणं आसायणाए** એમ બોલી બોલીને માફી માગવા છતા પણ તે શક્તિને ખીલવવામા જરાપણ પાછી પાની કરી નથી

હવે એ આશાતનાનુ પ્રાયશ્ચિત્ત કરીને આપણે શુદ્ધ થવુ હોય, આપણુ તેજ અને વ્યક્તિત્વ વધારવા હોય, આપણી સંતતિ બળવાન અને બુદ્ધિમતી જોવી હોય અને ભગવાન મહાવીરનો અહિંસાનો ઝંડો ચારે ખૂણે ફરકાવવો હોય તો આપણે આ શક્તિના વિકાસ માટે મડી પડવુ જોઈએ

શ્રાવક

શ્રાવકક્ષેત્રના વિકાસ માટે જેટલુ શ્રાવિકા માટે જણાવેલુ છે તેટલુ તો અવશ્ય જોઈએ, અને તે ઉપરાત કેટલાક બહારના ધધા ઉદ્યોગો માટે પણ તેમને કેળવણી અપાવી જોઈએ ઘરગથ્થુ ધધા તો શ્રાવક

અને શ્રાવિકા બન્નેને શીખવાડવા જ જોઈએ દેશદેશાંતરમા મોકલીને આપણુ વિદ્યાર્થીઓને ઉચુ અને વ્યવહારુ જ્ઞાન આપવુ જોઈએ આનુ નામ જ ખરૂ સાધર્મિક વાત્સલ્ય છે

એક શ્રાવકને પેટ ભરવા પૂરુ અન્ન ન મળે અને એક શ્રાવક હાથીને હોદ્દે બેસીને પૂજા કરવા જાય એ વિષમ પ્રવૃત્તિ ચલાવે રાખવી એમા સાધાર્મિક વાતસલ્યનો મોટો દ્રોહ છે

શ્રાવક વેપારીઓ પોતાના ધધામા પહેલુ સ્થાન શ્રાવકશ્રાવિકાઓને જ આપે જો તે ધધા માટે યોગ્ય ન દેખાય તો યોગ્ય બનાવે પણ પહેલી પસંગી એની કરે આમ કરવામા કાઈ ખોટ જાય તો વિચારક શ્રાવકો સહી લે તે એમનો ધર્મ છે આવુ સાધર્મિક વાત્સલ્ય ન કરતા જે લોકો માત્ર સઘ કાઢવાના આડબરમા લાખો રુપિયાનુ પાણી કરે છે, જમણોમા ધ્યતો હોમ કરે છે તે બધુ સાધાર્મિક વાત્સલ્ય નથી પણ નર્યો સાધાર્મિક વિઘાત જ છે

કોઈ એમ માનતું હોય કે એવા સઘ કાઢવાથી તીર્થંકરગોત્ર બધાય છે તો તેણે સમજી લેવુ જોઈએ કે આજના જેવા સઘ કાઢીને કોઇએ તીર્થંકરગોત્ર બાધ્યુ હોય તેવુ શાસ્ત્રના પાના ઉપર જડતું નથી આચાર્ય હેમચદ્ર પોતાના યોગશાસ્ત્રના તૃતીય પ્રકાશમા શ્રાવકક્ષેત્ર વિષે લખતા જણાવે છે કે જે શ્રાવકો વ્યાપારાદિક કારણે કે ઇતર કારણે હેરાન થયેલા હોય તેઓનો સંપત્તિવાળા શ્રાવકે ઉદ્ધાર કરવો કોઈ કારણે શ્રાવકને દેવાળા કાઢવાનો વખત આવી જતો જોઈ તેની પ્રતિષ્ઠા સાચવવા બીજા શ્રાવકોએ પ્રયત્ન કરવો જોઇએ અને વેપારના પાછા પડેલા શ્રાવકને ફરીથી અસલ ભૂમિકા ઉપર લાવી દેવો જોઈએ. તેઓની વિદ્યાવૃદ્ધિ માટે વિદ્યાશાળા વગેરેની યોજના કરી આપવી અને પ્રમાદથી તેમને બચાવવા તથા ધર્મ-કર્તવ્યમા તેઓ સ્થિર રહે તેવી યોજના કરી આપવી

આજે આપણે જોઈએ છીએ કે કેટલાય શ્રાવકો પોતાના ધધામા પાછા પડી ગયા છે કેટલાયની પ્રતિષ્ઠા ભૂસાઈ ગઈ છે આવુ જોતા

ા બીજા મધ્યસ્થિતિવાળા શ્રાવકોને એમને ધનાદિકથી આશ્વાસન દેવાનું
ગે જ સૂઝે છે અરે ! ધધાને લઈ ને એક શ્રાવક બીજા વેપારી
વકને હેરાન કરવા ચૂકતો નથી જ્યાસુધી શ્રાવકવર્ગમા એક
ીજાનું દુ ખ જાણવાની ધગશ અને તેને દૂર કરવાની વૃત્તિ નહિ
ગે ત્યા સુધી સઘ, યાત્રા, પ્રતિષ્ઠા, જમણ વગેરેના ખર્ચો તો
ગ્નિમા ઘી હોમ્યા જેવા વિફળ છે

એ- બે લખવાથી સમજી શકાશે કે થોડા વખત પહેલાના જ
ાપણા ભાઈ ઓ કેવા ઉદાર હતા અને ખરા સાધર્મિક વાત્સલ્યને કેટલે
શે ઓળખનારા હતા ? સાભળ્યુ છે કે દીલ્હીમા શ્રાવકો ઝાઝી
ખ્યામા હતા દીલ્હી વેપારનું મથક હતું એટલે ત્યાં આજીવિકા મેળવવા
ઘ અનેક શ્રાવકો આ વે જતા અને કામ કર્યે જતા આવનાર શ્રાવક
ાટે ત્યાના શ્રાવકમડળે એવુ ઠરાવેલ હતુ કે જ્યા સુધી તે આવનાર
ાનર ન થાય ત્યા સુધી એક એક દિવસને વારે દરેક શ્રાવકને ત્યા
ે નિમત્રણથી જમવા જવુ અને શક્તિવાળો શ્રાવક તેને જમ્યા
ી કાંઈ રોકડ નાણુ આપે તે પેનાએ લઈ લેવુ આ વ્યવસ્થાથી ત્યા
ટનાર શ્રાવકો ધધા ઉપર ચડી નીતિશુદ્ધ આજીવિકા પ્રામ
ગ્તા થઈ ગયા

અત્યારે તો મુબઈ, કરાચી, કલકત્તા, અમદાવાદ જ્યા મંદિરો
પર પણ સોનાના કળશો ચમકે છે ત્યા એ મદિરના પૂજક શ્રાવકોનો
ાગ્યે જ કોઈ ભાવ પૂછતું હશે

બીજી એક વાત શ્રાવકોની નીતિની છાપ માટે સમજવા જેવી
ે શ્રાવક કહેવાયો એટલે ખોટુ બોલે જ નહિ, ખોટી સાક્ષી આપે
હિ, અને ચોરી તો કરે જ શાનો ?

ભરૂચમા ધર્મસ્થાનમા શ્રાવકો નિત્ય પ્રતિક્રમણ કરવા ભેગા
ાય જ્યારે તેઓ સામયિક લેતા બેસે ત્યારે તેઓ પોતાના કપડા
ો બ લે પણ ઘરેણા સુદ્ધા કપડા સાથે જ ઉતારી નાખે. એક
ાવકનું એક ઘરેણું ત્યાથી ઉપડી ગયુ તેણે વિચાર્યું કે અહીં પ્રતિ

છોકરું રીમાતુ હોય તે સહ્ય છે, પણ મહાજનની
મા હ્ય જવુ જ જોઈએ. જરાક વિષયાતર થઇ ગયુ પણ
દુર્દશાનો ચિતાર આપવા આ બધુ કહેવુ જ પડે છે
કેળવણીના ક્ષેત્રમા આપણે કેટલા પછાત છીએ તે તેને લગતા
ઓ ઉપરથી મા કોઇ સમજી શકે છે વેપારી હોવાને લીધે
ઉરા ક અક્ષરજ્ઞાન આપણે મેળવીએ છીએ પણ જેનાથી
ક અને માનસિક વિકાસ થાય આખુ જીવન નીતિથીજ પસાર
ધધા ઉદ્યોગથી ગષ્ટ્ર અને સમાજને મદદ થાય, જગનમા
કાર આપણે હાથ પમાડી શકીએ એવી આપણી લાગવગ વધે
કારની કેળવણીમા આપણે તદ્દન પછાત છીએ આપણુ ધાર્મિક
પણ તદ્દન છીછરુ જ છે અત્યારે જે ધાર્મિક જ્ઞાનની શાળાઓ
છે તેમા મોટે ભાગે વિદ્યાર્થીઓ કેળવાય છે તો ભાગ્યેજ, પણ
બેલ અને ઉપવાસ કરતા તો જરૂર થઈ જાય છે, પછી ભલેને
ી ખરા નાસ્તિકજ હોય. આ હું મારી કલ્પના નથી કહી રહ્યો
તમે ગુરુકુલો અને બોર્ડીગોના રીપોર્ટો અને જાહેરખબરોમા
ા તો તેમા લખ્યુ હશે કે અહીંના વિદ્યાર્થીઓ આયબિલ કરે
ારતિ પૂજા કરે છે, લીલી વનસ્પતિ ખાતા નથી ઉનું પાણી
છે, વગેરે વગેરે. એ રીપોર્ટો ઉપરથી આ સિવાય કેળવણીના
આપણે માધેન વિકાસની વધારે ખબર પડતી નથી
એક ગુરુકુલના ગૃહપતિ સાથે મારે વિદ્યાર્થિઓના અભ્યાસ બાબત
પ્રસગે વાતચીત થયેલી તેમા મેં એમ કહેલુ કે વિદ્યાર્થીઓના
મય ધર્મશાસ્ત્ર માટે છે જે તેમાંનો એક સમય કમી કરી તે સમ-
વિદ્યાર્થીઓને પ્રાકૃત ભાષા શીખવવી, જેથી તેમને મૂળ સમજ-
મદદ થાય પણ ધર્મનિષ્ઠ ગૃહપતિજીને પ્રાકૃત ભાષાનો અભ્યાસ
ધાર્મિક અભ્યાસજ છે એ વાત ગળે ન ઊતરી તે નજ ઉતરી
દશા આપણી કેળવણીની છે
આમ છતા હજી કાંઈ મોડુ થયુ નથી જો આપણા આગેવાનો

કેમણુ કરવા આવનારો એક પણુ આ જાતની પ્રવૃત્તિ કરે એવો નથી એથી તેણે સંતોષ પકડ્યો અને ધારી લીધુ કે કદાચ દુખમા પડેલ કોઇ સાધર્મિક ભાઈએ આ પ્રવૃત્તિ કરી હશે ઉચ્ચાર કર્યા વિના વાતને ત્યા જ દાબી દીધી અને એ વાતને પોતાનાથી આગળ જવા જ ન દીધી બેચાર દિવસ થયા કે તે ઘરેણુ પાછુ તે ને તે જ સ્થાને આવી પડેલુ તેને મળ્યુ જ્યાસુધી આવી ધીરજ અને દીર્ઘદ્રષ્ટિ સઘ જેવુ સાધર્મિક વાત્સલ્ય આપણે નહિ ગોઠવીએ ત્યા સુધી શ્રાવક ક્ષેત્રનો વિકાસ થવાનો નથી

વીસ વીસ કે પચ્ચીસ પચ્ચીસ વર્ષના જુવાન જોદ્ધાઓ કપાળે ચાલ્લો કરીને આજે સટ્ટા બજારે ઘૂમે છે તે જોઇને સોનાની જનોઈ ખભે રાખીને પૂજા કરનારા શ્રાવકોનું રુંવાડુ પણ ફરકતું નથી જ્યાં શ્રાવક ભાઈઓ આવો મહો જુગાર રમી રહ્યા છે છતા તેની ઉપેક્ષા કરવામા આવે છે એથી શ્રાવકક્ષેત્રની બીજી કઈ અધોગતિ કહેવાય

સાચાખોટાની ખબર નથી પણુ મે સાંભળ્યુ છે કે દેશવિરતી વાળા સટ્ટાને આરભ વિનાનો ધધો સમજે છે અલબત્ત, સટ્ટામા કીડી મંકોડી કે ઝાડપાન છેદાતા નથી પણુ માણુસોના સઘનો સર્વનાશ થઈ જાય છે તેમા તે દયાળુઓને હિંસા ન લાગતી હોય તે બનવા જેવુ છે ખરૂં!

કહેતા બાર દુખ થાય છે પણુ કહેવુ પડે છે કે લોકો પીળા આ નાનાગાનો વિશ્વાસ જ કરતા નથી આ ફગતા શ્રાવકક્ષેત્રની બીજી કઈ અવનતિ હોઇ શકે?

"વાગ્ભાર મહારાજ કહે છે' એમ બગડા પાડતા સાધુ પાટ ઉપરથી ગર્જના કરી જણાવે છે "કે નવકારનો ગણુનાર શ્રાવક ભૂખ્યો ન જ મર" પણુ નવકાર ગણીગણીને જેના આગળા ધમ ગયા છે, ને હાડ સૂકાઈ ગયા છે એવા સખ્યાબધ ભાઈઓ અને બ્હેનો દુઃખમા સબડે છે તેનું શુ? પણુ હુ ભૂલ્યો. કદાચ તેઓ પોતાની બધી સગવડો સચવાતી જોઇને એમ કહેતા હોય તો ખરૂં કારણુ કે શ્રાવિકાઓ લોઈ લૂછીને પણુ તેમને આપવા ચૂકતી નથી

વેન છોકરૂં રીગાતું હોય તે સહ્ય છે, પણ મહાજનની
પણીમા દૂધ જવુ જ જોઈએ. જરાક વિષયાંતર થઈ ગયુ પણ
પણી દુર્દશાનો ચિતાર આપવા આ બધુ કહેવુ જ પડે છે

કેળવણીના ક્ષેત્રમા આપણે કેટલા પછાત છીએ તે તેને લગતા
કડાઓ ઉપરથી મેં કોઈ સમજી શકે છે વેપારી હોવાને લીધે
ગીયા હશે કે અક્ષરજ્ઞાન આપણે મેળવતીએ છીએ પણ જેનાથી
રીરિક અને માનસિક વિકાસ થાય, આખુ જીવન નીતિથીજ પસાર
ય, ધંધા ઉદ્યોગથી રાષ્ટ્ર અને સમાજને મદદ થાય, જગતમા
રે કોઈ આપણે હાથ પસારી શકીએ એવી આપણી લાગવગ વધે
પ્રકારની કેળવણીમા આપણે તદ્દન પછાત છીએ આપણુ ધાર્મિક
ાન પણ તદ્દન ક્ષીણ જ છે અત્યારે જે ધાર્મિક જ્ઞાનની શાળાઓ
ાને છે તેમા મોટે ભાગે વિદ્યાર્થીઓ કેળવાય છે તો ભાગ્યેજ, પણ
ાયંબિલ અને ઉપવાસ કરતા તો જરૂર થઈ જાય છે, પછી ભલેને
ચિત્તથી ખરા નાસ્તિકજ હોય. આ હું મારી કલ્પના નથી કહી રહ્યો
પણ તમે ગુરુકુલો અને બોર્ડીગોના રીપોર્ટો અને જાહેરખબરોમા
વાચશો તો તેમા લખ્યુ હશે કે અહીંના વિદ્યાર્થીઓ આયંબિલ કરે
છે, આરતિ પૂજા કરે છે, લીલી વનસ્પતિ ખાતા નથી ઉનું પાણી
પીએ છે, વગેરે વગેરે. એ રીપોર્ટો ઉપરથી આ સિવાય કેળવણીના
ક્ષેત્રમા આપણે આધેન વિગમતી વધારે ખબર પડતી નથી

એક ગુરુકુલના ગૃહપતિ સાથે મારે વિદ્યાર્થિઓના અભ્યાસ બાબત
એક પ્રસંગે વાતચીત થયેલી તેમા મેં એમ કહ્યુ કે વિદ્યાર્થીઓના
બે સમય ધર્મક્રિયા નાટે છે જો તેમાનો એક સમય કમી કરી તે સમ-
યમા વિદ્યાર્થીઓને પ્રાકૃત ભાષા શીખવવી, જેથી તેમને મૂળ સમજ-
વાની મજા થાય પણ ધર્મનિષ્ઠ ગૃહપતિજીને પ્રાકૃત ભાષાનો અભ્યાસ
પણ ધાર્મિક અભ્યાસજ છે એ વાત ગળે ન ઉતરી તે નજ ઉતરી
આ દશા આપણી કેળવણીની છે

આમ છતા હજુ કાઈ મોડુ થયુ નથી જો આપણા આગેવાનો

સાધર્મિક વાત્સલ્યનુ ખરૂ સ્વરૂપ સમજી શ્રાવક શ્રાવિકાના બધા અંગોને વિકાસ કરવા ત્વરાશીલ બને તો તેમા કાઇ અશક્ય જેવુ નથી.

એક વાત મારે અહીં સ્પષ્ટ કરી દેવી જોઈએ કે સાત ક્ષેત્રે માના આ બેજ ક્ષેત્રો ઉપર બાકીના ક્ષેત્રો અવલબેલા છે જેથી જેઓ આ બે ક્ષેત્રો ઉપરજ બધી શક્તિ ખરચીને તેમનો વિકાસ કરવા પ્રયત્ન કરશે તેઓજ બાકીના પાચને ટકાવી શકે એમ છે એમ ન ગણનારા જેઓ તીર્થંકર થવાના લોભે કે સ્વર્ગની લાલચથી બીજા ક્ષેત્રોની ધમાલમા પડે છે તેઓ ઝાડના મૂળને પાણી નહિ પાનાર અને તેના પત્ર પુષ્પ અને ફળની વૃદ્ધિ ચાહનાર માળી જેવા મૂરખ છે તેમા શક નથી

આ પછી સાધુ અને સાધ્વીના ક્ષેત્રો આવે છે શ્રાવક અને શ્રાવિકાનો વિકાસ થયો હશે તોજ આ બે ક્ષેત્રો પોતાનો વિકાસ સાધી શકશે, નહિતર તેઓ વેશપલટો કર્યા સિવાય બીજુ કાઈ કરી શકે એમ નથી

સાધ્વી

આપણા આ બન્ને ક્ષેત્રો અત્યારે અત્યત દયાપાત્ર સ્થિતિમા છે કેટલી બધી સાધ્વીઓ અક્ષરજ્ઞાન વિનાની છે તે વસ્તુ હીરાચદ ભાઈ કરમચદભાઈ કે તેમના ભાઇ બાનાભાઈ બરાબર સમજે છે

આ જમાનામા અક્ષરજ્ઞાન વિનાની વ્યક્તિ માત્ર વેશપલટા થીજ કોઈની ગુરુણી થવાનો હક્ક રાખે તે કેટલુ બધુ જોખમભરેલુ છે ? જેટલી સાધ્વીઓ અત્યારે આપણી પાસે છે તેમને બધીને ઘેર પાછી મોકલવાનુ હું નથી કહેતો પણ તેઓએ જે શ્રદ્ધાથી ઘર છોડ્યુ છે તે શ્રદ્ધાથીજ જગતમા બરાબર ટકે એમા આપણી શોભા છે તેના બેજ સાધન છે એક જ્ઞાન અને બીજી ક્રિયા જ્ઞાનનો અર્થ પાઠશાળિયુ જ્ઞાન કોઈ ન સમજે અને ક્રિયાનો અર્થ લુગડા પલટાવવા એટલોજ કોઈ ન સમજે જ્ઞાન એટલે અક્ષરજ્ઞાનથી માંડીને જે ભાષામા શાસ્ત્ર લખાયાં છે તે ભાષા સુધીનું જ્ઞાન, અને હિન્દી કે ગુજરાતીમા

સાધ્વીઓ માટે પણ વ્યાયામની યોજના થવી જોઈએ તદુપરાંત શ્રમના કાર્ય તરીકે કાતવા વણવાનું મકવુ જોઈએ. કાતવાનું સાધ્વીને વાઉકાય મરવાના ડરથી કોઈ ડરતા નહિ કાતનારા કરતા નહિ કાતનારા વધારે વાઉકાય મારે છે, એ તો વધારે વિચારશો તો તમને જ જણાઈ આવશે સાધ્વીની એવી કઈ ક્રિયા છે જેમા વાઉકાય નથી મરતો કપડા પહેરવા ભિક્ષા લાવવી પાતરા રગવાં કપડા સીવવા, બોલવુ, ઠંડિલે જવુ કપડાં ધોવા કપડાને સાબુ લગાડવો, પડિલેહણ કરવુ, પ્રતિક્રમણ કરવુ એ બધી ક્રિયાઓમા કયાય વાઉકાય બચતો હોય એવુ કોઈ સાબીત કરી આપે તો હું મારો વિચાર જરૂર ફેરવી શકુ

શરીર છે ત્યા સુધી હિંસા તો અવશ્ય થવાની એટલે હિંસા થવાની બીકે પોતાના ચિત્તમા રહેલી વાસનાઓ અને વિકારોનો નાશ કરવા પણ પ્રયત્ન ન કરવો અને એદીની માફક અક્રિય બેસી રહેવુ એના જેવુ બીજુ મોટુ પાતક નથી વાસનાઓ અને વિકારોનો નાશ શરીર અને મનની શુદ્ધિ વાટે કરી શકાય છે શરીરશુદ્ધિ એટલે શરીર અને ઇન્દ્રિયોને બધો સમય પ્રવૃત્તિમા રાખી નિગૃહિત કરી સયમમા આણવા અને મનશુદ્ધિ એટલે મનમા સરલતા, ઉદારતા, વિશાળતા વગેરે ગુણો સ્થાપી તેના મળ દૂર કરવા

ભગવાને કહ્યુ છે કે શરીરના વર્ણ, રૂપ રસ, ગધ, અધિક અધિક દિપ્તિવાળા થાય તે માટે સાધુ આહાર ન કરે પણ સયમી નિર્વાહ માટે જ તેણે પરિમિત અને શરીરને વિકરાવે નહિ તેવો આહાર લેવો ભોજન જ પાપનું મૂળ છે છતા ભગવાને ઉપરના કારણથી નિર્ગ્રંથોને તેની અનુમતિ આપી એ જ ઉદ્દેશથી શ્રમવાળી શારીરિક પ્રવૃત્તિ યોજવામા આવે તો પાપના બધનો સંભવ જ નથી.

ભગવાને જ એ વાત આ પ્રમાણે કહેલી કે જે શ્રમણ કે શ્રમણી યતનાથી ખાય યતનાથી બોલે, યતનાથી સૂવે અને યતનાથી રહે તેને પાપકર્મનો બધ થતો નથી.

આ દૃષ્ટિને લક્ષમા રાખીને જ આપણે તે પવિત્ર સાધ્વીઓને

ટ શારીરિક શ્રમની યોજના કરીએ તો તેમા કશુ ખોટુ નથી એટલુ જ
ડુ પણ ભગવાનના આદેશ પ્રમાણે જ એ છે

તેમને માટે ઉપાશ્રયોમા ખાસ વ્યાયામની વ્યવસ્થા થવી જોઇએ
ની સાધ્વીઓને વાચતા લખતા આવડે એવુ જ્ઞાન તો ફરજીયાત
ાપવુ જોઇએ અને દરેકના ઉચ્ચારો વધારે શુદ્ધ બને તે તરફ
યાલ રાખવો જોઇએ કારણ કે ઉચ્ચારશુદ્ધિ વિના અર્થ સમજાતો
થી અને તે વિના થતી ક્રિયા જડ ક્રિયા જેવી છે

સ્ત્રીઓના રોગોના ઉપચા નુ અને તેની માવજત નુ જ્ઞાન પ્રત્યેક
ાધ્વી નીરોગી રહે ત માટે આપવુ જોઈએ

અક્ષરો સુધારવા માટે દરેક સાધ્વીઓને લેખનકળાનો અભ્યાસ
રાવવો જોઇએ અને સારુ અને ઝીણું કાતી શકે તે માટે કાંતવાની
ળા પણ શીખવવી જોઈએ કદાચ તેઓને રેંટિયો અનુકૂળ ન દેખાતો
ાેય તો ફરણીની પેઠે તેઓ તકલી જરૂર રાખી શકશે આ
ળાથી તેઓ જેવા ઇચ્છે તેવા ઝીણા નિર્દોષ કપડાં પહેરી શકશે
આ ઉપરાત બીજી ઉપયોગી કળાઓ તેમને શીખવાય તે ઇષ્ટ છે
પરંતુ આટલુ તો બરાબર શીખવવુ જ જોઈએ

આ વર્ગમાથી પમાર થયેલ સાધ્વીઓમાની કોઈ સાહિત્યના
અભ્યાસ તરફ વળે તો સગવડતા કરી આપવી આવશ્યક છે અને
બીજી કેટલીકની પાસે માત્ર પોથીઓની નકલો કરાવવાની વ્યવસ્થા
કરવી ઘટે કેટલીક દ્વારા સાધ્વીઓમા અક્ષરજ્ઞાનનો ફેલાવો કરવો
જોઈએ જે સાધ્વીઓ માતાની માવજતનું જ્ઞાન ધરાવતી થઈ હોય
તેઓ સાધ્વીવર્ગમા મૂળ નાખીને પેઠેલા રોગોનો સત્તર નાશ કરે
તો કોને નહિ ગમે ? જે સાધ્વીઓ તકલીનિષ્ણાત હોય તેઓ દ્વારા
તેમનામા તથા શ્રાવક શ્રાવિકા સમાજમા તેનો પ્રચાર થાય તો ધર્મની
અને દેશની આબાદીમા ઘણો વધારો થશે

વ્યાયામ અને કાતણનો સમય તો દરેકને ફરજીયાત હોવો જોઈએ
બાકી બધુ યોગ્યતા પ્રમાણે વ્યવસ્થિત કરવુ જોઇએ આ વ્યવસ્થાથી

હાનમાં અપાસરામાં જોવામાં આવતા કલહ ટટા, કુથલી કે વખતની થતી બરબાદી જોવામાં નહિ આવે ફાયદો એ થશે કે સાધ્વીઓ નીરોગી થશે, કર્તવ્ય પરાયણ બનો અને તેમના કર્તવ્યનું પાલન સમક્ષ આવતા તેમનો ઉત્સાહ અનેકગણો વધી તેમને અધિકાધિક સંયમમાં દઢ કરશે તેઓમાં અનાચાર કે અનારોગ્યના નિશાન જ નહિ રહે અને જ્યાં જોગો ત્યાં સાધ્વીશરીરમાં ચૈતન્ય ઊભરાતુ દેખાશે આમ થવાથી આપણો સ્ત્રીસમાજ ત્વરિત ગતિથી કેળવાશે, ઉદાર બનશે, અને વહેમ વિનાના ધર્મમાં વધુ દૃઢ બનશે

કાતવાનું એટલા માટે કહેવું પડે છે કે અત્યારે જે રીતે તેઓ વસ્ત્ર મેળવે છે તે રીત સાવદ્ય છે, સંયમની ઘાતક છે અને ભગવાનની આજ્ઞા વિરુદ્ધ છે આ કરતા તેઓ જે કાતીને વસ્ત્ર મેળવે તે રીત ગોચરીની પેઠે કે પડિલેહણની પેઠે નિર્દોષ છે અને સંયમની વધારે પોષક છે આમાં પ્રશ્ન એ છે કે તેઓ રૂ ક્યાથી મેળવશે પણ તેનું નિરાકરણ આપણી પાસે છે, અને તે એ છે કે તેમને ગોચરી આપનારાઓ તેમને વસ્ત્ર પૂરતું રૂ આપે તેમાં કશો બાધ કોઈ રીતે દેખાતો નથી કેટલેક ઠેકાણે કાનમાં નાખવા શ્રાવકો પાસેથી રૂ લેવામાં આવે જ છે તેજ રીતે કપડાં માટે રૂ જેમ પાતરાં માટે રગ રોગાન વહોરવામાં આવે છે તેમ વહોરવામાં આવે તો શુ વાધો છે?

વાત એક જ છે કે સંયમધર્મની વૃદ્ધિ અને પોષણ માટે સયમીઓએ શ્રમ કરવો જોઈએ યતનાથી થતો શ્રમ કર્મબંધનો હેતુ નથી એવુ ભગવાને મોટા ઘોષથી કહેલુ છે

રજોહરણ ધાર્મિક ઉપકરણ છે માટે તેની દશીઓ વણવામાં કોઈ સાધ્વી કર્મબંધ માનતી નથી પાતરા ધાર્મિક ઉપકરણો છે માટે કોઈ સાધ્વી તેને રંગવામાં કર્મબંધ માનતી નથી, કપડા ધોઈને સ્વચ્છ રાખવામાં ધર્મની શોભા છે માટે કોઈ સાધ્વી તે પ્રવૃત્તિને કર્મબંધન માનતી નથી એજ પ્રમાણે વસ્ત્ર પણ ધાર્મિક ઉપકરણ હોવાથી તેને માટે યતનાથી એકાગ્ર ચિત્તે કાતવામાં કોઈ સાધ્વી કર્મ બંધ માને એવુ માન્યામાં આવતું નથી

કોઈ કહેશે કે ત્યારે તો એમ પણ કહેવું જોઈએ કે સાધ્વીઓએ રસોઈ કરીને જમવુ જોઈએ તે ઠીક નથી કારણકે રસોઈ કરવામા તો છએ કાયનો આરંભ માલમ પડે છે પણ કાતવામા તો ભગવાનની સ્તુતિ કરતાં જે આરભ લાગે છે એથી વધારે આરભ દેખાતો નથી માટે સયમવતી સાધ્વીઓ માટે કાતવાની પ્રવૃત્તિ શોભારૂપ છે અને વિશ્વાસ છે કે પુરુષો કરતા સ્ત્રીઓમા સયમની માત્રા વધારે છે માટે તેઓ યોગ્ય શારીરિક પ્રવૃત્તિ કરવામા, મન અને ઇન્દ્રિયોને રોકીને સયમ કેળવવામા પાછી પાની નહિ જ કરે

આ કામમા જો કે અપવાદ પણ છે, અને તે એ કે જે સાધ્વીઓ વૃદ્ધ છે અને અશક્ત છે તેમને ઉપરના કામો ન ચીંધી શકાય તેમની તો આપણે ઘણા સદ્‌ભાવ અને આદરપૂર્વક સેવા કરવી જોઈએ તેમની પાસેથી તો માત્ર માળાના પારા ફેરવ્યા સિવાય બીજા કોઈ પણ પ્રકારના શ્રમની આશા રાખી શકાય જ નહિ

આપણા અપાશ્રયોના, ગુરુકુલ કે બોર્ડિંગોના મકાનો દેખાવમા તો ભવ્ય અને મોહક જણાય છે પણ જ્યારે તેના આત્માઓમાં આવી ભવ્યતા અને મોહકતા આવશે ત્યારે જ આપણો ધર્મધ્વજ ઊચે ફરકશે. અત્યારે તો તે નીચે પડેલો છે

સાધુ

જે હકીકત સાધ્વીઓ માટે કહી છે તે હકીકત સાધુઓને પણ લગભગ બધએમતી છે, એટલે સાધુઓ માટે પણ ઉપર બનાવેલી યોજના જ્યારે અમલમા આવશે ત્યારે જ તેમના અને આપણા બન્નેના વિકાસના પ્રવેશ મંડાશે અત્યારે સાધુઓમા પરસ્પર જે ઈર્ષા, કલહ અને નુકસાન જણાય છે તે બધા ઉપરની યોજનાથી નાશ થઈ જશે તેમજ તેમની અસંયમની પ્રવૃત્તિ અને અનાચારો પણ શારીરિક શ્રમની પ્રવૃત્તિથી તદ્દન અટકી જશે. તેમના અભ્યાસની વૃદ્ધિથી તેમનું મિથ્યાભિમાન ગળી જશે. અને સ્વાધ્યાય વધવાથી સયમ વધારે દીપશે. અત્યારે તો સાધુ જેમ મનમા આવે તેમ વર્તે છે આચાર્ય

થવાનું મન થયુ કે તુર્ત આચાર્ય થાય છે ગ્રંથકાર થવાનું મન થયું તો શ્રાવકા પાસે જ્ઞાનની પૂજાને બહાને પૈસા પડાવી પંડિતોદ્વારા પુસ્તકા લખાવી પોતાને નામે છપાવે છે પણ તે ગ્રંથે કેવા ? જે ગ્રંથે આજના સમાજને કે આજના દેશકાળને જરાય ઉપયોગી નથી એવા દીઠા મા આવે છે દા. ત આચાર્ય હેમચંદ્રનુ વ્યાકરણ અભ્યાસી માટે ઘણું સુંદર અને સરલ છે આમ છતાય તેને જ બરાબર શુદ્ધિપૂર્વક છપાવવાનું દૂર રાખી તેના સૂત્રોને ઉલટા સુલટા ગોઠવી કહેવાતા એ ત્રણ આચાર્યોએ વ્યાકરણ સાથે પોતાનુ નામ જોડી તેમને છપાવવામા જૈનોના પૈસાનું પાણી કર્યું છે આમા જ્ઞાનની પૂજા નથી પણ જ્ઞાનની આશાતના છે, એટલુ જ નહિ પણ આચાર્ય હેમચંદ્રનો ચોકખો દ્રોહ છે

જો તેમણે વ્યાકરણના સિદ્ધાંતોમા કાઇ નવુ ઉમેર્યું હોત કે પંડિતો પાસે નવી શોધ કરાવી હોત તો પૈસા લેખે જ હતા પણ પોતાના કે પોતાના ગુરુના શાસન સમ્રાટ, તપોગચ્છાલકાર દિનમણિ, સૂરિચક્ર ચૂડામણિ, સવતત્ર સ્વતત્ર, કવિકુલકિરીટ વ્યાખ્યાન વાચસ્પતિ આવા આવા ખોટા બણગા માટે જ સમાજના પૈસાનું પાણી થાય તે કેમ ખમી શકાય ?

ખેદની વાત તો એ જ છે કે અત્યારસુધી હેમચદ્રનુ બૃહદ્ વ્યાકરણ તુલનાત્મક પદ્ધતિથી શોધાઇ બહાર પડયુ જ નથી જ્યારે વિદ્યમાન આચાર્યોના અનેક વ્યાકરણો અસ્તવ્યસ્ત રીતે બહાર પડી ચૂકયા છે એ આચાર્યને કોઈ પૈસા આપનાર ગૃહસ્થ પૂછે છે કે મહારાજ આ વ્યાકરણને કેટલા વિદ્યાર્થિ ભણ્યા ? તો તે ગૃહસ્થને પોતાના ખર્ચેલા પૈસાના પરિણામની ખબર પડી જશે વર્તમાન મુનિ અને આચાર્યોને ઉપર્યુક્ત સ્વચ્છદ પ્રવૃત્તિ રોકવા માટે સાધ્વીઓની પેઠે શારીરિક શ્રમવાળી પ્રવૃત્તિ અને અભ્યાસ વધારવાની અત્યત આવશ્યકતા છે

આ ઉપરાંત સાધુઓમાની કેટલીક વિશેષ વ્યક્તિઓએ કાનડી

મલયાલમ, તામિલ, તેલગુ, નૈપાલી વગેરે હિંદુસ્તાનની પ્રાંતિક ભાષાઓ સારી રીતે શીખી લેવી જોઇએ અને તે શીખીને તે તે પ્રાંતમા જઈને તેઓ ભગવાન મહાવીરનો આદેશ ફેલાવે તે ધર્મ અને સંયમની વૃદ્ધિની દૃષ્ટિએ ખાસ ઇચ્છવાજેવુ છે

કેટલાક સાધુઓનું વક્તૃત્વ ખીલે એ માટે આવશ્યક કેળવણી આપવી જોઇએ અને બીજાઓ આખ્યાનકળામા નિપુણ થવા જોઇએ

સાધુ સાધ્વી આપણા દેશને ખૂણે પડેલા ભીલ રાનીપરજ, મતાલ, વગેરે તેમજ બીજી રાની પ્રજામા જઈને તેનીજ ભાષામા આખ્યાનો કરે, દયાઓ કરે, અને તેમ કરીને કરુણામય ભગવાને કહેલી અહિંસાનો પ્રચાર કરે એથી બીજુ વધુ સારુ શુ હોઈ શકે?

સાધ્વીઓ પેઠે સાધુઓ પણ કેટલાય અક્ષરજ્ઞાન વિનાના છે અને સ્પષ્ટ શુદ્ધ ઉચ્ચારવાળા તો ઘણા થોડાજ છે તેમનામા પણ રોગો ઓછા નથી વળી તેમને લહિયાઓ પાસે પુસ્તકો લખાવીને પણ પાપરૂપ આરભ કરાવવો પડે છે આ બધુ મટાડવા માટે તેઓ અક્ષરજ્ઞાનવાળા થઈ આપણા વર્ગમા અક્ષરજ્ઞાનનો પ્રચાર કરે, જૂના આચાર્યો પેઠે પુસ્તકો લખવાની પ્રવૃત્તિ આદરે, જૂના લખાયના પુસ્તકો શુદ્ધ લખવા સકલ્પ કરે, આરોગ્યનુ જ્ઞાન લઈ પોતાના વર્ગમા આરોગ્યનો પ્રચાર કરી નરુ અને સોટીવાળી દવાઓ શ્રાવકો અને સાધુઓને પીતા અટકાવે, શુદ્ધ ઉચ્ચાર સાથે વિવિધ ભાષાની તાલીમ લઈ સરસ આખ્યાનો દ્વારા ધર્મનો સર્વત્ર પ્રચાર કરે અને દયાના પોષક રજોહરણની જેમ દયાની પોષક તકલી પાસે રાખીને પોતાને જોઈએ તેવા વસ્ત્રો નીપજાવે અને જો વસ્ત્રો ન ઉપજાવવા હોય તો તેઓ અચેલક થઈને વનમા ચાલ્યા જાય

સાધુ અને સાધ્વીની શરીરશુદ્ધિ માટે ખાસ પરિવર્તનની અપેક્ષા છે શરીરશુદ્ધિ તેમના શરીરની શોભા માટે નથી કરાવવી, પણ સમાજની ગદકી ઓછી કરવા, પોતાના શીલને વ્યવસ્થિત રાખવા કરવાની છે

શ્રાવકો અને બાળકો રાત્રે મુનિરાજોની વૈયાવચ્ચ કરવા પધારે છે તે તુ તમા બધ થવુ જોઇએ એ પગચપીના પરિણામો ઘણા અનિષ્ટ આવ્યા છે અને સાધુની એ ભક્તિ તેમના સયમ અને શ્રાવકના ચારિત્રની ભજક બની છે

સાધ્વીઓ માટે પણ આવી જ જરા વધારે મર્યાદાવાળી વસતી હોવી જોઇએ અત્યારે તો સાધુ ઉપર અને સાધ્વી નીચે રહે એવા દેખાવો નજરે આવ્યા કરે છે એ જૈનશાસનને શોભા આપે એવુ નથી વર્તમાન ઉપાશ્રયોને નિશાળના કે એવા બીજા કામમા લેવાથી તેની સફળતા છે

આવી જાતની વસતીઓમા રહેવાથી સાધુ સાધ્વી ઉપર જે મેલાપણાનો આક્ષેપ છે તે ટળી જશે એવી વસતીઓમા વાડા નહિ રાખવા પડે અને શહેરના રસ્તા ઉપર જે ગન્દી તેમનાથી થાય છે તે અટકી પડશે અને ભગવાને કહેલી પારિષ્ઠાપનિકા સમિતિનુ સ્વાભાવિક રીતે પૂરેપૂરુ પાલન થઇ જશે

આવી વસતીઓમા રહેવુ સાધુઓને થોડુ આકરૂ લાગશે પણ જો તેઓ તે જાતનો અખતરો કરશે તો તેમા તેમનુ અને સંઘનુ સ્વાસ્થ્ય સમાએલું છે એવો ખ્યાલ આવ્યા વિના નહિ રહે આવી વસતીઓના જ એક ખૂણા પર એક સાદુ એટલે કે તદ્દન ઓછા ખર્ચવાળુ અને વાસી શકાય તથા ઉઘાડી શકાય તેવી જાળી વાળુ મંદિર હોય તો તે ગામના શિખરબંધ મંદિરો કરતા વધારે શ્રેયસ્કર છે આ બળમા તો જે આવુ મંદિર બંધાવશે તે જ મંદિર બંધાવવાનું ખરૂ ફળ પ્રાપ્ત કરશે

પાચમુ ક્ષેત્ર જિનાગમ આવે છે જિનાગમના ક્ષેત્ર માટે

**જિનાગમ** આપણા સઘમાના કોઈએ આ જમાનાને અનુકૂળ કશો પ્રયત્ન કર્યો હોય તેવુ જણાતુ નથી

જૂના લોકોએ તે તે કાળને યોગ્ય પ્રયત્ન અવસ્ય કરેલા છે પરપરાથી ચાલતી આવેલી જિનવાણી પુસ્તકારુઢ થઇ તેના ઉપર નિર્યુક્તિ, ચૂર્ણિઓ, ભાષ્યો, ટીકાઓ વગેરે લખાયા તેની પણ નકલો લખવાનો પ્રચાર થયે તેના અનેક ભડારો અનેક સ્થળે સ્થપાયા જો કે લખનારો એક ધધાદાર વર્ગ હતો, પણ કેટલાક આચાર્યો અને વિદ્વાન સાધુએ પણ શુદ્ધિની દષ્ટિએ લખીને જ્ઞાનની પૂજા કરતા અત્યારના ભડારોમાં એવા કેટલાય પુસ્તકો છે જે અનેક દિગ્વિજયી આચાર્યોએ લખેલા છે ન્યાયવિશારદ યશોવિજય ઉપાધ્યાય પુસ્તકો હાથે લખતા, એ તેમના હસ્તાક્ષરવાળા અનેક પુસ્તકો જોવાથી આપણને માલુમ પડે એવુ છે

અત્યાર સુધી આવી આગમની પૂજા કાળને અનુરૂપ હતી પણ હવે આ યુગમા તેની પૂજા જે રીતે આપણે કરીએ છીએ તે પૂજા નથી પણ તેની આશાતના જ છે જો આપણે એ પૂજામા સાવધાન રહ્યા હોત તો આપણુ સાહિત્ય લડન અને બર્લિનની પુસ્તકાલયોમા જે શોભા પામી રહ્યુ છે તેની શોભા આપણા ભડારોમાં પામત

જેમ શરીરને સાચવવા આપણે વ્યવસ્થા કરવી પડે છે તેમ પુસ્તકનુ અંતર અને બાહ્ય સાચવવા વ્યવસ્થા ન કરીએ તો આપણે આગમના પૂજક નથી પણ નાશક છીએ આગમની પૂજા રૂપાના પાટલા ઉપર મૂકવાથી થતી નથી પુસ્તકને અ દરથી ઉધઈ ખાતી હોય અને ઉપરથી રેશમી બધન બાંધેલુ હોય તથા તેની ઉપર ફૂલ વાસક્ષેપ કે રુપિયા પડેલા હોય તે શુ તેની પૂજા છે?

આપણે ત્યાં વર્ષમાં એક જ્ઞાનપચમી આવે છે તે દિવસે થોડાક પતાસા, પૈસા કે લાડવા ચડાવીને અને દેવવદનાદિની થોડી ક્રિયાઓ કરીને જ્ઞાન પૂજ્યપાનું મા ની લઇએ છીએ પણ એ દેવવદનાદિમાં જે જે આગમોનુ આપણે સ્મરણ કરીએ છીએ તે આગમોની શી દશા છે તેનો કોઈ ભાઇબ્હેન વિચાર કરતા હોય તેવુ જણાતું નથી

એક વાર ખરે બપોરે હું ભડાર જોવા ગયેલો ત્યારે તે વખતે ત્યાં રહેતા એક હૃષ્ટપુષ્ટ આચાર્ય મારી સાથે આવેલા મે તેમને કહ્યુ કે "તમારા અહીના નિવાસ દરમ્યાન આ પુસ્તકોનો ઉદ્ધાર થાય તેવો કાંઈ પ્રયત્ન ન કરો?" તેમણે તેમના શરીરને બરાબર છાજે તેવો જ જવાબ આપ્યો 'આવે ખરે બપોરે અહી આવેય કોણ? આતો તમે અહી આવ્યા છો એટલે આવ્યો છુ વળી અમને ફુરસદ પણ નથી અત્યારે તો સુવાનો વખત છે" ભગવાન મહાવીરના વારસના મોઢામાં આવો જવાબ શોભે ખરો?

હું એક બીજા ભડારમાં ગયેલો પણ તે પુસ્તકભડારમાં એક કોઠીમા દાણાની જેમ પુસ્તકો ભર્યાં હતાં ત્યા કામ કરવા બેઠા પછી તરત અર્ધા કલાક પછી મને તાવ આવી ગયો અને એજ દશામા મે બરાબર પાંચ છ કલાક કામ કર્યું જ્યાં આપણા ભડારોનાં મકાનની આવી દશા છે ત્યા જ્ઞાનપચમીને દિવસે કાગળ કાઠાના ઢગલા કરીએ તે કયા પ્રકારની જ્ઞાનપૂજા છે તે સમજાતું નથી

જો આપણે ખરી જ્ઞાનપૂજા કરવી હોય અને આગમના ક્ષેત્રને સમૃદ્ધ બનાવવુ હોય તો નીચે પ્રમાણેની યોજના તમારી સમક્ષ મકુ છુ

પહેલી તો ભડારવાર એકેએક લખેલાં પુસ્તકોનું વિષયવાર અને કર્તાવાર વર્ગીકરણ કરીને પ્રકાશિત કરવુ જોઇએ પછી તેમાના દરેક પુસ્તકને પાકા બાઇડિંગથી બંધાવવુ જોઈએ (લખેલાં પુસ્તકોની બાંધણીનો નમૂનો જોવો હોય તો એમદ પુસ્તક બર્લિનથી મગાવી જોઈ લેવુ)

સાધુઓમાંના કેટલાક ભણેલાઓએ અશુદ્ધ પુસ્તકોને શુદ્ધ કરવા પ્રયાસ કરવો જોઇએ, અને પછી તેની પ્રતિલિપિઓ ભણેલા સાધુ સાધ્વીઓ પાસે કરાવવી જોઈએ અને કદાચ વધારે પ્રતિલિપિ કરાવવી હોય તો લહિયાઓ પાસે કરાવવી જોઇએ દરેક લખેલી પ્રતિલિપિ વિદ્વાન સાધુઓએ તપાસી જ જોઇએ કોઈ પણ શોધાયા વગરની

પ્રતિલિપિ ભડારમાં ન જ રહી શકે આવા પ્રયાસના અભાવે આપણાં કેટલાય પુસ્તકો નષ્ટ થઈ ગયા છે એટલુ જ નહિ પણ છેક સુત્ર અને ચૂર્ણિઓ જેવાં અગત્યનાં પુસ્તકો એટલા બધા અશુદ્ધ છે કે જેને શોધવાનું કામ બહુ દુષ્કર થઈ પડયુ છે

દરેક જીર્ણ પ્રતિની પણ એ રીતે શુદ્ધ પ્રતિલિપિ થવી જોઈએ, અને ભડારના માલિકો વરસે વરસે જે તાડપત્રના કટકાઓ ફેકી દે છે તે અટકી જવુ જોઈએ કોઈ પણ તાડપત્રનો કટકો ફેકાય તે પહેલાં વિદ્વાનની સમક્ષ આવવો જ જોઈએ પાટણમા તાડપત્રના કકડાનો ભરેલો ડબો જોઈને ખરેખર મને તો રડવુ જ આવેલુ

દરેક ભડાર ઉપર એક વિદ્વાન ગ્રથપાલ નિયત થવો જોઈએ આ તો થયું લખેલ પુસ્તકોનું પૂજન પણ તેની સમયોચિત પૂજા આ પ્રમાણે કરવી જોઈએ

એ પુસ્તકોમાંતાં અત્યત ઉપયોગી પુસ્તકોને જ છપાવવા જોઈએ તમે કહેશો કે અત્યારની બધી સભાઓ અને સમિતિઓ ગ્રથો છપાવે તો છે। પણ એ છપાવવુ આ જમાનાને બિલકુલ અનુપયોગી છે

જે પુસ્તક છપાવવુ હોય તેની જેટલી મળે તેટલી પ્રતો ભેગી કરવી જોઈએ પછી મૂળ શુદ્ધ પાઠને ઉપર રાખી બાકીના અર્થવાળા ઉપયોગી પાઠોને નીચે મૂકવા જોઈએ પાછળ ગાથા, શબ્દ, અને ઐતિહાસિક માહિતીના અનુક્રમો, શરૂઆતમાં વિસ્તૃત વિષયાનુક્રમ અને ગ્રથને લગતી બધી બાબતો વાળો મોટો ઉપોદ્ઘાત, અને જો પુસ્તક સર્વોપયોગ્ય થઈ શકે એવુ હોય તો તેનો ગુજરાતી સાર કે અનુવાદ। આટલું તો ઓછામા ઓછુ દરેક પુસ્તકમાં હશે તો જ આજનો વિદ્યાર્થીગણ તેનો ઉપયોગ કરી શકશે આમ નહિ કરવામાં આવે તો સાહિત્યનો પ્રચાર થવાનો નથી અને અત્યાર સુધી આમ નહિ થએલું હોવાથી થયો પણ નથી

આગમોદય સમિતિએ આગમોની પૂજા કરી છે કે આશાતના કરી છે તે કહેવુ કઠણ છે તમે તો વેપારીઓ છો તમારામાંના ઘણા ઓછા સંસ્કૃત પ્રાકૃત જાણતા હશે તેથી જ તમને એ વસ્તુની સમજણ ન પડે પણ જ્યારે હું એ સમિતિના આગમો જોઉં છુ ત્યારે તેમાં મૂળ પાઠ કાઇક હોય ટીકામાં તેની પ્રતિક જુદી જ હોય, પાઠાંતરો તો કયાંય મળે જ નહિ અને વિષયાનુક્રમનું તો નામ જ ન મળે ! એ બધુ તો ઠીક પણ કેટલાંક અંગોના નામ પણ ખોટા છપાયા છે તે આગમો મારા કામમા આવ્યાં છે તેથી તે સમિતિનો ઋણિ તો છુ જ તોપણ એ પદ્ધતિને હું તો પસ. ન જ કરે મારો આ અણગમો મે આનંદસાગરજી મહારાજને જણાવેલો

આપણાં આગમો એ વેદ જેવા છે તેનાં સંસ્કરણો કાઢવાં હોય તો સંસ્કાર કરનારે પહેલાં તેની ભાષા ઉપર કાબૂ મેળવવો જોઈએ તેમાંનો વિષય તો તેમને એવો આવડવો જોઇએ કે તે આજના વિદ્વાનવર્ગને બરાબર સમજાવી આપે! આનો અર્થ એવો નથી કે અનુભવગમ્ય વસ્તુને બુદ્ધિગમ્ય કરી દે, પણ બુદ્ધિ ગમ્યને તો તે રીતે જ કરી દેવુ જોઈએ અત્યારે કોઈ કહે કે સાધુઓના પગ ચાંપવાથી બાહુબળ જેટલું બળ મળે છે એમ શાસ્ત્રમાં લખેલું છે તો તે વાત કોઈ માનવાનું નથી

જે આગમનું સંસ્મરણ કાઢવુ હોય તેની દરેક પ્રાતમાંથી મૂળ, ટીકા નિર્યુક્તિ, ભાષ્ય ચૂર્ણિ અને ટબાની પ્રતો મેળવવી જોઈએ એ પ્રતો ઉપરથી શુદ્ધ પાઠોનું વર્ગીકરણ કરીને ટીકામાં મૂળથી જુદી ન પડતી પ્રતિકો મૂકીને, નીચે બધાં પાઠાંતરો આપીને અને મૂળના વિષયને અનુસરતી બૌદ્ધ અને વૈદિક ગ્રંથોમાં આવેલી ચર્ચાઓ નીચે ગોઠવીને છપાવવું જોઈએ આમ થવાથી આગમોના અભ્યાસ તરફ બધાનું ધ્યાન ખેંચાશે તદુપરાત જૈનધર્મનો સવ-ધર્મસમભાવનો સિદ્ધાંત લોકમાં વ્યાપક બનશે

અત્યારે તો પાટ ઉપર બેસીને વ્યાખ્યાન આપનાર કોઈ સાધુઓને પૂછીએ કે ભગવાનના અભિષેક વખતના કળશો પચીસ યોજન ઊંચા, બાર યોજન પહોળા, અને એક યોજન લાંબા નાળચા વાળા શાસ્ત્રમાં કહ્યા છે તો પ્રશ્ન એ થાય છે કે ભલા! સ્નાન-કરનાર અને કરાવનાર કેટકેટના દૂર બેઠાં હશે? એ કળશમાં પાણી કેટલું માયુ હશે? દેવો રાત્રે અભિષેક કરવા કેમ આવ્યા? દિવસે કેમ ન આવ્યા? તેમને કોઈનો ડર હતો તે તો માની શકાય તેવુ નથી, કારણ કે દિવસે સમવસરણમા તો આવે જ છે? તો અભિષેક વખતે કેમ ન આવી શકે? અને બુદ્ધિમાન દેવો દ્વારા અભિષેક માટે ૨૫ યોજન ઊંચા એક કરોડ સાઠ લાખ કળશોથી પાણીનો વ્યય થાય એ શું શોભારૂપ છે? લાખ યોજન ઊંચો મેરુ અત્યારે ક્યાં સતાઈ ગયો છે? આખી પૃથ્વીની અનેકવાર પ્રદક્ષિણા કરનારા અત્યારે હયાત છે પણ એમનો કોઈ પણ તે વિષે કાંઈ કહેતો હોય તેવુ સભળાતું નથી! આવા આવા અનેક પ્રકારના પ્રશ્નો સાંભળીને મહારાજ ધ્રૂજી ઊઠે છે અને આવી જ વાતો જ્યારે પુરાણમાં આવે છે ત્યારે તેની નિંદા કરવાનું પણ ચૂકતા નથી

આવા આવા મુનિરાજો જે વર્ગમાં વસે છે તે વર્ગના હાથે આગમોનો ઉદ્ધાર થાય તે નહિ થયા જેવો જ સમજવો મને આગમોદ્ધારની જે રીત પસંદ છે તે મે આગળ જણાવી દીધી છે

ખરી રીતે જો આગમપૂજા કરવી હોય તો તેને વિખ્યાત આચાર્યોના નામની ગ્રંથમાળાઓ કાઢી તે દ્વારા તેમના જ ગ્રંથો ઉપર કહેલી રીતે પ્રકાશિત કરવા જોઈએ આમ થવાથી જ ખરી ગુરુપૂજા થશે, નહિ કે માત્ર તેઓની મૂર્તિ પધરાવવાથી

અત્યારના કેટલાક લોકો અગ્રેજોએ શોધેલા અને છપાવેલા આપણા પુસ્તકો ઉપર ભાર મૂકે છે, પણ તટસ્થ ભાવે તપાસતાં માલુમ પડે છે કે તેમા પણ આપણુને ચોકાવનારી ખામીઓ રહી જવા પામી છે

શ્રી. જીવરાજ ઘેલાભાઈ નામના ગૃહસ્થે જોકોબીએ તપાસેલાં આગમો છપાવ્યાં છે પણ તેમાંના અર્થદોષ અને અશુદ્ધિઓનો પાર નથી અમુલખ ઋષિ નામના એક સાધુએ આગમોનો ઉદ્ધાર કર્યો છે પણ તેમાં પણ એજ પ્રકારના દોષો ઉપરાંત મતાગ્રહ વધારે છે બાબુ સાહેબે જ્યારે આગમો છપાવ્યાં ત્યારે આ જાતની શુદ્ધિ કરવાનું તેમને કોઈ સૂઝાડે એવુ ન હતું એટલે તેમનું આગમો માટેનું દાન પ્રશસનીય છે અગ્રેજોનો પ્રયત્ન પણ અત્યત આદરણીય છે પણ આપણી બેદરકારીથી આગમોની જે આશાતના થઈ રહી છે તે અટકી જવી જોઈએ અને તેના સારા અભ્યાસી અને સંપાદકો આપણામાંથી તૈયાર કરીશુ ત્યારે જ આગમપૂજા સમાજના હિત સાધનમા સફળ નીવડશે અન્યથા જેમ અત્યારે ચાલે છે તેમ ચલાવ્યા જ કરીશુ તો એક તરફ આગમો સડ્યા કરશે અને બીજી બાજુ આપણી પૂજા પણ ચાલ્યા જ કરશે પરિણામે આગમોનો ક્ષય થવાનો એમાં શકા નથી

પુસ્તક લખાવવુ કે લખવુ તે ધર્મનું અગ એટલા જ માટે મનાયુ છે કે તેનાથી સમાજના ઉન્નતિકર સાહિત્યનો પ્રચાર થાય અને સમાજનું આરોગ્ય સચવાય.

અત્યાર સુધીમાં આપણે ત્યા એક પણ આવી સંસ્થા નથી કે જે જૈન-સાહિત્યને સરલ ગુજરાતીમાં સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની પેઠે ફેલાવતી હોય. આવી સંસ્થાને અભાવે જૈનધર્મના સંબધમાં ઘણા વહેમો અને ભ્રમો બીજા લોકોમાં પેઠેલા છે અને એને પરિણામે આપણને નાસ્તિક પણ ગણે છે

હવે તો તમે જાણો છો કે ધર્મ ફેલાવવામાં સાહિત્યપ્રચાર મુખ્ય ભાગ ભજવે છે બાઈબલની દરેક ભાષામા અનુવાદવાળી લાખો પ્રતિઓ પાણીના મૂલ્યે ફેલાવવાથી અને એવાં બીજા ફેલાવણીનાં સાધનોથી દરિયાપારનો ખ્રિસ્તીધર્મ આપણે ત્યાં ઘર કરી

ગયો છે એ બધાને સુવિદિત છે હજુ જો આપણે આંખ ઊંચી કરી નહિ જોઈએ અને દરેક પ્રાંતની ભાષામા આપણું સાહિત્ય તૈયાર કરી પાણીને મૂલે નહિ ફેલાવીએ તો ભગવાન મહાવીરના વિચારોના શુ આપણે દ્રોહી નથી થતા ?

આગમપૂજામાં માત્ર પુસ્તકોનું પ્રકાશન જ નથી આવતું પણ વિદ્યાર્થીઓને ઉત્તેજન મળે એવી બધી પદ્ધતિઓ સમાઇ જાય છે આપણા છાત્રાલયો નાતજાતના કે ધર્મમતના મતભેદ વિનાના હોવાં જોઈએ ફી ન આપી શકે તેવાઓને ફી પૂરી પાડવી અને પુસ્તકો ન મેળવી શકે તેને પુસ્તકો આપવાં, જ્યા શિક્ષાનો પ્રચાર નથી ત્યાં ઘેર જઈને શિક્ષાનો પ્રચાર કરવો આ બધુ આગમપૂજામાં આવી જાય છે

પણ આપણે તો આગમપૂજાનો એવો અર્થ લઈ બેઠા છીએ કે જેને પરિણામે ભગવાન મહાવીરની સંસ્કૃતિ અત્યારે વગોવાઈ રહી છે છતાંય આપણે તો આગમપૂજાનાં નગારાં વગાડયેજ જઇએ છીએ બીજુ તો ઠીક પણ જેનો વરઘોડો આપણે હાથી ઉપર કાઢીએ છીએ એવા કલ્પસૂત્રની પ્રતિ પણ પૂર્ણ રીતે શુદ્ધ છપાયેલી ઉપલબ્ધ નથી વળી ભગવાન મહાવીરના ચરિત્રના સાસાજ છે છતા આપણે તેમની માતાનાં સ્વપ્નાંઓનું નાટક તો ભજવ્યાજ કરીએ છીએ !

**જિનબિંબ અને જિનભવન**

૭-૮ અને સાતમુ ક્ષેત્ર જિનબિંબ અને જિનભવનનું છે આપણે ભક્તિને નામે એ પવિત્ર જિનભવન અને જિનમૂર્તિની ભારે આશાતના કરી રહ્યા છીએ છતાંય એ વસ્તુ આપણા ખ્યાલમાં આવતી નથી

પહેલી આશાતના તો શ્વેતાંબર દિગંબરની લડાઈ ભલા ! વીતરાગની મૂર્તિ માટે કોઈ કાળે આવા કજીયા થયા હશે ખરા ? એક જણ આવીને ભગવાનની મૂર્તિની આંખો કાઢી નાખે તો બીજો

આવીને ચીપકાવે ! એક જણ ફૂલ ચડાવે તો બીજો ઉતારી નાખે ! આ તે મૂર્તિની પૂજા કે મશ્કરી ?

જૂના વખતમાં તો એવી મૂર્તિઓ હતી જે શ્વેતાંબર તેમજ દિગંબરને બરાબર માન્ય થતી શ્વેતાંબરો અને દિગંબરો એકજ મૂર્તિનો અભિષેક કરતા શ્વેતાંબર સંઘવીના સંઘમાં હજારો દિગંબરો જતા આ બધો પ્રેમ ક્યા સંતાઇ ગયો ? જો મૂર્તિના જ કારણથી વિદ્વેષ થતો હોય તો હું તો મૂર્તિને ભંડારવાની જ સલાહ આપું પણ વિદ્વેષનું ખરુ કારણ તો જુદુ જ છે અને તે તમને બધાને શાંત ચિત્તે વિચારવાથી જડી આવશે

અંતરીક્ષ ભગવાનનો કજીઓ, કેસરિયાનાથજીમાં થયેલાં ખૂનો, મક્ષિજીનું તોફાન આ બધુ શું મહાવીરના પુત્રોને મહાવીરનાજ નામે કરવું શોભા આપે એવુ છે !

પહેલા તો મારે સ્પષ્ટ કહી દેવુ જોઇએ કે આંખો ચોંટાડવાની પદ્ધતિ, ટપકા લગાડવાની પદ્ધતિ અને તબોળ લગાવવાની રીત જે શ્વેતાંબરોએ પકડી છે તે ખોટી જ છે કયા ફળદ્રુપ ભેજામાંથી એ જન્મી હશે એની કલ્પના કરવી નકામી છે

વીતરાગની મૂર્તિ માત્ર સમાધિદશાવાળી હોવાથી નિર્મિલિત નેત્રવાળી હોય છે પણ શ્વેતાંબરોને કોણ જાણે કેની આંખે મળી છે કે તેમને ભગવાનની ઢળેલી આંખો દેખાતી નથી

ભગવાનને લંગોટ કે કંદોરો રાખવાની રીત કોણ જાણે ક્યા મહર્ષિએ શોધી છે કે જેને પરિણામે શ્વેતાંબર દિગંબરો લડયા જ કરે છે

શેરિષા તીર્થમાં મે જોયું તો ત્યાંની મૂર્તિ ઉપર લેપ કરેલો હતો અને કંદોરો પણ મોટા પાંચ સેરનો પાટી જેવા પહોળા કરેલો, એટલા માટે કે કોઈવાર દિગંબર એ મૂર્તિનો ધણી ન થઈ જાય.

પણ એ પાંચ સેરનો કદોરો બનાવનારે કદીએ ન વિચાર્યું કે આવો કદોરો તે વીતરાગને શોભે ?

જે મહાપુરુષ યથાજાત વિચરતા અને તેજ રીતે જીવતા સુધી રહ્યા તેની આ કેટલી બધી વિડંબના !

શ્વેતાંબર દિગંબરનો કજીયો પરસ્પર ઈર્ષ્યા અને દ્વેષમૂલક છે તેમા ધર્મનો અંશ પણ નથી અહીં આવેલા સાભળનારાં બ્હેનોએ અને ભાઈઓએ કજીયા તરફ જરાપણુ લક્ષ ન આપવુ જોઈએ આપણે તો ભગવાનની દશા સૂડી વચ્ચે સોપારી જેવી કે બે પત્નીવાળા પતિના જેવી કરી નાંખી છે અને એ બધુય ભગવાન મહાવીરની ભક્તિના નામે જ !

વીતરાગની મૂર્તિ ઉપર લાખોના ઘરેણાં ચડે, પુષ્પોના રોપલાથી તે મૂર્તિ ઢંકાઈ જાય, મૂર્તિની પાસે ઘીના ડબાના ડબા બળી જાય, દૂધના હાંડા ઠલવાય, આ બધુ શુ તેની ભક્તિ છે ? જ્યાં પૂજનારા પૂરુ ઘી દૂધ પામતા નથી, દરિદ્ર હાલતમા ધંધા વિના રખડયા કરે છે, ત્યાં એવી પૂજાઓ બહુ દિવસ નહિ નભે

વીતરાગનું નામ લઈને લાખો રુપિયા ભેગા કરવામાં આવે છે અને તે દ્રવ્ય મૂર્તિને મઢાવ્યા સિવાય બીજામાં વપરાતું નથી પણ એ દ્રવ્યના ટ્રસ્ટીઓએ ખ્યાલમા રાખવુ જોઈએ કે જો તેઓ એ દ્રવ્યનો ઉપયોગ સમાજના હિતમાં નહિ કરે તો ટર્કીમાં મસ્જીદ વગેરે ધર્મસ્થાનોની જે દશા કરવામા આવી છે તે દશા મદિરોની થશે

જ્યા જુઓ ત્યાં મદિરની આસપાસ ગદકીનો તો પાર જ નહિ, એટલું જ નહિ પણ એક બાજુ મૂર્તિ અને તે મૂર્તિની જ પાછળ પેશાબનું પાયખાનું એવા પણ મદિરો આ રાજનગરમાં શોભી રહ્યાં છે ! આ તે ભગવાનની પૂજા કે આશાતના ? આવી ગદકીમાં આપણી પૂજાથી શુ શ્રેય સધાવાનું હતું ?

મૂર્તિપૂજા શરૂ કરનારે હેતુ કાંઇ સારો જ રાખ્યો હશે પણ પછીથી એ હેતુ મુદ્દલ સચવાયો નથી તેમાં અનેક વહેમો ઘૂસી ગયા છે ગામમા પ્લેગ થયો હોય તો વૈજ્ઞાનિક ઉપાયોને બદલે લોકો મૂર્તિની સામે શાંતિસ્નાત્ર ગોઠવી દેવદેવીઓને બોલાવે છે મૂર્તિની પ્રતિષ્ઠા વખતે તો તેની પરણવા જનાર વરના જેવી દશા કરવામાં આવે છે, એક બાઈ દીવડો લે છે, તો એક બાઈ પોંખે છે અને બાકીની બધી ભેગી મળીને ભગવાનના વિવાહનાં ગીતો ગાય છે આ તોફાન કયા શાસ્ત્રમાથી કોણે શોધ્યુ છે તે શોધ્યુ જડતું નથી કારણુ કે જેમ જેમ વિચાર કરવામાં આવે છે તેમ તેમ આ બધાં તોફાનો વીતરાગની મૂર્તિ સાથે બધબેસતા જણાતા નથી

જ્યારથી પશુયજ્ઞો બધ થયા અને વનસ્પતિયજ્ઞો શરૂ થયા ત્યારની કેટલીક યાજ્ઞિક પદ્ધતિ આ મૂર્તિપૂજામાં ઘૂસી ગયેલી છે જે ભગ્વાને સંયમ લીધા પછી કદી દર્પણમાં મોઢુ જોયુ નથી, તેમની સામે દર્પણપૂજા! જેણે માત્ર વાઉકાયની રક્ષા માટે શરીરના હલન ચલનને પણ બધ રાખ્યું છે તેની ઉપર આ ચામરોની ધમાલ! જે ચામરો એક પ્રકારના ગોવધનુંજ પરિણામ છે જેમણે સર્વવિરતિ સ્વીકાર્યા પછી એક પુષ્પની પણ પાંખડી દૂભવી નથી તેનીજ પૂજાના નિમિત્ત બિચારા પુષ્પોનો ઘાણ! આ બધામાં કયાય પણ એ વીતરાગની પૂજા થતી હોય તેવુ જણાતું નથી

ખરો વિચાર કરો તો એ બધુ વનસ્પતિયજ્ઞની છાયા છે ભાનભૂલેલા અને લાલચુ એવા આપણા લોકો પોતાની લાલચની પૂર્તિ માટે પૂજાને નામે અનેક જીવોનું બલિદાન કરતા પણ અચકાતા નથી અને પાછા બીજા હિંસાવાળા યજ્ઞોનો નિષેધ કરતા પણ શરમાતા નથી ? જે પુષ્પો પાકાં થયેલાં હોય કે એની મેળે ખરી પડેલાં હોય તેજ પુષ્પો દેવપુષ્પો છે, અને તેમની દ્વારા દેવપૂજા થવી જોઈએ પણ આટલો વિવેક કોણુ દાખવે ? અપક્વ પુષ્પો જે

બુમો પાડે છે તે આપણા નિષ્ઠુર કાનમા નથી આવતી પણ તે બુમો જગદીશચન્દ્ર બાબુના કાનમા તો ક્યારનીય પહોચી ગઈ છે

આનો અર્થ કોઈ એમ ન કરે કે મૂર્તિ ન માનવી કે તેની પૂજા ન કરવી આનો સરલ અર્થ એ છે કે મૂર્તિદ્વારા પરમાત્માનું સ્મરણ કરવુ અને જે સાધનોમા ઓછામા ઓછી હિંસા થતી હોય તે સાધનોનો ઉપયોગ કરવો અને જે સાધનો માત્ર આડબરરૂપ છે તેને દૂર કરવા

જિનવરની ખરી પૂજા તો જિનવરની આજ્ઞાને આચારમાં મૂકવામાં જ છે મૂર્તિને નહિ માનનારા પણ જો તેમની આજ્ઞાનુસાર આચરણ કરશે તો તે પણ ભગવાનની પૂજાજ છે અને મૂર્તિને પૂજનારા પણ જો તેમની આજ્ઞાને નહિ અનુસરે તો તેઓ ભગવાનની પૂજા નથી કરતા પણ મશ્કરી જ કરે છે

વૈષ્ણવોના શૃગારની જેમ આપણે ત્યા પણ એ પ્રથા શરૂ થઈ છે એટલુંજ નહિ પણ હવે તો હદને પણ વટાવી ગઇ છે જેઓ રૂપેરી કે સોનેરી પાનાથી અને બાદલાથી મૂર્તિને શણગારવામા કલાકોના કલાકો ગાળે છે તેઓ વિચારશે કે તેઓ કોને શણગાર છે? ભલા! વીતરાગને શણગાર હોય ખરા?

અત્યારે જ્યાં રસ્તાઓ ઉપર મોટરનાં ભૂગળાઓ ગર્જી રહ્યા છે અને ટ્રામની ઘટડીઓ સતત વગડ્યાજ કરે છે ત્યાં મન્દિરનાં નગારાં અને ઘટો શુ કામનાં છે એ મારી તો સમજમાં જ નથી આવતું

પૂજામાં કેસર લગાડવાની શોધ શામાટે કોણે કરી છે તે તો હજુ જૈન વિજ્ઞાનશાસ્ત્રીઓને ઉકેલવાનું બાકી જ છે અત્યારે તો એ મૂર્તિ તીર્થની પેટી અતાવનારાઓને દ્રવ્ય પેદા કરવાનું સાધન થઇ પડી છે આજે કેટલાય જિનભવનો જીર્ણ દશામાં પડી રહ્યા

છે અને આપણા પૂર્વજો તે જીર્ણ દશા નિહાળીને પોતાના મંતાનો તરફ વિષાદભરી દૃષ્ટિથી જોઈ રહ્યા છે પણ આપણા જેવા પૂજારીઓ અર્થાત્ ખરેખરા પૂજાના અરિઓને (શત્રુઓને)તેની શી પડી હોય ?

આથી કોઈ સ્થાનકવાસી એમ ન સમજે કે આપણો પક્ષ મજબૂત છે પક્ષ તો કોઈનોય મજબૂત નથી જ બને આગ્રહમા પડયા છે અને દુરાગ્રહમા પડીને એક જિનની મૂર્તિની આશા તના કરી રહ્યો છે, જ્યારે બીજો તેના નામની આશાતના કરી રહ્યો છે

આ પ્રકારે આપણે અનેક રીતે જિનભવનની અને જિન બિંબની આશાતના કરી રહ્યા છીએ પણ હવે તો સમજપૂર્વક એ આશાતનાથી બચી જવુ એજ આપણો ધર્મ છે અને જ્યારે એ આશાતનાનો નાશ થશે ત્યારે નહિ હોય શ્વેતાંબર દિગંબરના ઝગડા કે નહિ હોય મૂર્તિપૂજક સ્થાનકવાસીના ટટાઓ ?

એ આશાતનાથી દૂર રહેવા માટે સૌથી પહેલું આપણે એ કરવાનું છે કે ઉપર જણાવેલી રીતે વસતીની પેઠે જિનમંદિરો બહાર ખુલ્લા ચોગાનમાં બંધાવવા માટે જ્યા આસપાસ જળાશય હોય અથવા પ્રાકૃતિક સૌન્દર્ય હોય (કદાચ એવુ કાઇ પણ ન હોય તોપણ ખુલ્લુ મેદાન તો અવશ્ય હોવુ જોઇએ) ત્યા જિનભવન આપણને પોષાય એટલું જ ખર્ચ કરીને બંધાવીએ, તેમાં પછી ભલે શિખર કે ચોકીઓ વગેરે ન હોય અને એવુ ખર્ચ કોઇને પોષાતું હોય તો ભલે કરે પરતુ એ શિખરો વગેરે હોવુ જ જોઈએ એ પ્રકારનો આગ્રહ ટળી જવો જોઈએ

કોઇ સારા શિલ્પી દ્વારા તેની સારી બાધણી નક્કી કરાવવી જોઈએ. જે મેદાનમાં જિનભવન હોય તેજ મેદાનમાં એક બાજુ વ્યાયામનો અખાડો હોય તેમજ એક બાજુ સ્નાનાગાર હોવા જોઈએ આ જાતના જિનમંદિરો ઉપર જ્યારે રાષ્ટ્રીય ધ્વજ ફરકશે ત્યારે

આપણા કલ્યાણનો સૂરજ ઉગશે નહિતર કાકાસાહેબના શબ્દોમા જે મદીરના દ્વારે જમૈયાવાળા આરબો હશે તે જિનમદીરો નથી પણ શાકત મદીરો છે

આપણે વહેલામાં વહેલી તકે જિનભવનોમાં અને જિનબિબોમાં ઘટતો ફેરફાર કરી એ આશાતનાથી દૂર થવુ જોઇએ, અને એમ થશે ત્યારે જ એ ક્ષેત્રોની યોજનામાં તેમનું સ્થાન ઉપયોગી ગણાશે, અન્યથા નહિ

આ સાત ક્ષેત્રને લગતા મારા ભાષણનો સાર એ છે કે જો આપણે આ સાતે ક્ષેત્રોના પાયારૂપ શ્રાવિકાક્ષેત્રનો વિકાસ કરીશુ તો બીજા ક્ષેત્રોનો વિકાસ આપોઆપ થઈ જશે આ છેલ્લા મૂર્તિના વિષયમા જે વધારે આકરુ કહેવુ પડ્યુ છે તે ભગવાનની મૂર્તિ ઉપર ની મારી શ્રદ્ધાને લીધેજ કહેવાયુ છે જ્યારે એ પવિત્ર કરુણામય મૂર્તિની પાસે હું ગાયના ત્રાસથી નીપજેલી ચામગેને જોઉં છુ ત્યારે બહુ અકળાઈ જાઉં છુ તે મૂર્તિની આસપાસ જ્યારે ગદુ જોઉં છુ ત્યારે તો મારૂં મન મૂઢ જ થઇ જાય છે જ્યારે ગદી શેરીઓમાંથી મૂર્તિ સહિત સોના રૂપાના રથો પસાર થતા જોઉં છુ, ત્યારે તેને પૂજા કેવી રીતે કહેવી તે સમજાતું નથી આવી શ્રદ્ધાપૂર્વક વેદનાથી જ ભગ વાનની આપણે હાથે થતી આશાતનાઓ અત્રે મૂકવામા આવી છે અને તે પણ એટના જ માટે કે આપણે હવે સાવચેત બનીએ

સાધુ સાધ્વીના ક્ષેત્ર વિષે પણ જે કાંઈ કહેવાયુ છે તે પણ તેમના ઉપરના સદ્દભાવને લીધે જ કહ્યુ છે સંસારમા આપણા સાધુ સાધ્વીઓ મહા પૂજનીય મનાય છે જો તેઓ વધારે દીપી નીકળે, ચીનવત અને જ્ઞાનવત થાય, તથા સમાજનુ હિત વિચારે તો આપણો બેડો પાર છે અને એ દૃષ્ટિથી જ અહીં કડવુ મીઠુ કહેવામાં આવ્યુ છે

આગમના ઉદ્ધાર વિષે જે કાંઈ કહેવામાં આવ્યુ છે તે પણ આગમ ઉપરની અનન્ય શ્રદ્ધાથી જ, અશુદ્ધ આગમો જોતાં જ મન કકળી ઊઠે છે એ વેદનાથી જ, અહીં કહેવામા આવ્યુ છે

આપણા પૂર્વજોએ આ જે સાત ક્ષેત્રની યોજના કરેલી છે તેનો જો આપણે સદુપયોગ કરીએ અને તેમાં આવેલા દોષોનું નિવારણ કરીએ તો આપણું શાસન આપણો સંઘ અને આપણી સસ્કૃતિ આખા સસારને અનુકરણીય થશે

છેવટે આ કથનથી કોઈને માઠુ લાગવા જેવુ થયુ હોય તો દરગુજર કરશે અને કહેનારના શુદ્ધ આશય તરફ લક્ષ આપશે એવી વિનતી છે

બેચરદાસ



## તુરતમાંજ પ્રગટ થશે

### પર્યુષણ પર્વ વ્યાખ્યાનમાળાનો બીજો ભાગ

જેમા

કાકા કાલેલકર, શ્રી વાલજી દેસાઈ, શ્રી મટુલાલ ધ્રુવ,

ડૉ. સુમન્ત મહેતા, શ્રી. નર્મદાશંકર મહેતા

શ્રી ચંદુલાલ દવે, શ્રી રસિકલાલ પરીખ

અને

પંડિત દરબારીલાલજી વગેરે વિદ્વાનોના વ્યાખ્યાનોનો

સંગ્રહ આવવાનો છે

મગાવવા માટે લખો — પ્રકાશકને



જૈન સાહિત્ય સંશોધક ગ્રંથમાળા

# પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો

[વર્ષ બીજું] [ઉત્તરાર્ધ]

પંડિત સુખલાલ
પંડિત બેચરદાસ

સરકાર અને સ્વાશ્રયની તાલીમ આપતુ

## સરસ્વતી છાત્રાલય

દરેક કોમના હિન્દુ વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા
સારુ રહેવા માટે ઉત્તમ સાધન છે

તમારા વિદ્યાર્થીને દાખલ કરાવવા માટે અરજી કરી પૂછાવો

એલિસબ્રીજ,
અમદાવાદ.

વ્યવસ્થાપક
સરસ્વતી છાત્રાલય


---

કિંમત ૦-૧૨-૦ બાર આના
પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ (બન્ને ભાગની)

જૈન સાહિત્ય સંશોધક ગ્રંથમાળા

# પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો

[ વર્ષ બીજું ]

ઉતરાર્ધ



બંને ભાગની કિંમત
૦-૧૨-૦ બાર આના


પંડિત સુખલાલ સંઘવી
પંડિત બેચરદાસ દોશી

# વ્યાખ્યાનોનો અનુક્રમ


| વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| નિવેદન | પં સુખલાલજી | |
| જ્ઞાન ઔર ક્રિયા | પં. દરબારીલાલજી | ૧ |
| જૈન ધર્મ મેં અનેક સમ્પ્રદાય | ,, | ૧૦ |
| સમાજ સુધારાના સિદ્ધાંતો | ડૉ સુમન્ત મહેતા | ૩૨ |
| સમાજ સુધારાના કાર્યોમા– | | |
| જૈનોને ખાસ અનુકુલતા | શ્રી ગટુલાલ ધ્રુવ | ૨૯ |
| સાચી દયા | શ્રી વાલજીભાઇ દેશાઈ | ૩૪ |
| વ્યવહારમા અનેકાન્તવાદ | શ્રી રસિકલાલ પરીખ | ૪૧ |
| જૈનેતર | શ્રી કાકા કાલેલકર | ૪૮ |
| સ્ત્રી જાતિપ્રતિ આપણી દૃષ્ટિ | શ્રી ચદુલાલ કા દવે | ૫૪ |
| આપણી ગૃહદશા | શ્રી ગગાબ્હેન ઝવેરી | ૬૫ |
| જૈનો અને હિંદુઓ વચ્ચે– | | |
| સસ્કારોની પરસ્પર આપલે (પૂર્વાર્ધ) | નર્મદાશકર દેવશંકર મ્હેતા | ૭૦ |




પ્રકાશક.
કેશવલાલ નગીનદાસ શાહ
મંત્રી
પર્યુષણ પર્વ વ્યાખ્યાનમાળા
લાલશંકરનો બંગલો,
એલીસબ્રીજ અમદાવાદ.

આવૃત્તિ પહેલી
નકલ. ૨૨૦૦
૧૯૮૮
વસંત પંચમી

મુદ્રક
ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા
મુદ્રણસ્થાન વસંત મુદ્રણાલય
ઘીકાંટા રોડ અમદાવાદ

# વ્યાખ્યાનોનો અનુક્રમ


| વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|
| નિવેદન | ૫ સુખલાલજી | |
| જ્ઞાન ઔર ક્રિયા | ૫ દરબારીલાલજી | ૧ |
| જૈન ધર્મ મેં અનેક સમ્પ્રદાય | ,, | ૧૦ |
| સમાજ સુધારાના સિદ્ધાંતો | ડો સુમન્ત મહેતા | ૩૨ |
| સમાજ સુધારાના કાર્યોમાં– જૈનોને ખાસ અનુકુલતા | શ્રી ગટુલાલ ધ્રુવ | ૨૯ |
| સાચી દયા | શ્રી વાલજીભાઇ દેશાઇ | ૩૪ |
| વ્યવહારમાં અનેકાન્તવાદ | શ્રી રસિકલાલ પરીખ | ૪૧ |
| જૈનેતર | શ્રી કાકા કાલેલકર | ૪૮ |
| સ્રી જાતિપ્રતિ આપણી દૃષ્ટિ | શ્રી ચંદુલાલ કા દવે | ૫૪ |
| આપણી ગૃહદશા | શ્રી ગંગાબ્હેન ઝવેરી | ૬૫ |
| જૈનો અને હિંદુઓ વચ્ચે– સસ્કારોની પરસ્પર આપલે (પૂર્વાર્ધ) | નર્મદાશંકર દેવશંકર મ્હેતા | ૭૦ |




# નિવેદન

ગયા પર્યુષણની વ્યાખ્યાનમાળાનો આ બીજો ભાગ છે એમાં એકંદર દશ લેખો આવે છે પહેલા બે પં દરબારીલાલજીના છે તે તેમની માતૃભાષા હિન્દીમાં લખાએલા છે આ સ્થળે તેનો ગુજરાતી અનુવાદ ન કરાવતાં એને ગુજરાતી લિપિમાં છપાવ્યા છે જેથી ગુજરાતી વાંચનારાઓને વાંચવામાં સગવડ થાય અને અસલી લેખની ખૂબી સચવાઈ રહે પં દરબારીલાલજી એ અત્યારે દિગંબર સમાજના એક પ્રૌઢ અને સુધારક તેમજ તટસ્થ વિદ્વાન છે તેમજ સારા વિચારક અને કુશળ લેખક છે

બાકીના આઠ લેખો પૈકી "આપણી ગૃહદશા" નામનો ટુંકો લેખ શ્રી ગંગાબ્હેન ઝવેરી (આશ્રમવાસી)નો છે

શેષ સાતે લેખો જુદા જુદા વિદ્વાનોના છે જેમના નામનો પરિચય વાચકો લેખાનુક્રમ ઉપરથી મેળવી શકશે એ સાતે લેખના લેખક સાતે વિદ્વાનો એટલા બધા જાણીતા છે કે તેમનું ઓળખાણ અત્રે આપવાની કશી જરૂર રહેતી નથી અહિં સામાન્ય રીતે એટલું જ કહેવું બસ છે કે એ સાતે લેખો ભિન્ન ભિન્ન વિષય ઉપર છે અને તેમાં વિચાર અને અનુભવની પુષ્કળ સામગ્રી છે એ લેખો વિશિષ્ટ વાંચન અને જ્ઞાનના પરિપાક રૂપે હોઇ વાચકોને એમાંથી ઘણુંજ નવું, ઘણું સચોટ અને ઘણુંજ કલ્પના પોષક વાચન મળશે

આ બધા જ લેખો પર્યુષણમા નિયમ પ્રમાણે વ્યાખ્યાનમાળામાં વંચાયા હતા અથવા મોઢેથી સંભળાવવામાં આવ્યાં હતા એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે

કિંમત વિષે ખુલાસો કરવો જરૂરી છે બન્ને ભાગની કિંમત બાર આના રાખવામાં આવી છે (જોકે પ્રથમથી થએલ ગ્રાહકોને તેમજ જથ્થાબંધ લેનારને આઠ આને અપાએલ છે) તેનાં મુખ્ય બે કારણો છે —

(૧) આટલી કિંમતમાં પોસ્ટ ચાર્જ આવી જાય છે એટલે મંગાવનારને પોસ્ટ ચાર્જ જુદા આપવો નથી પડતો

(૨) વાચકોને જલદી મળે એ હેતુથી બે ભાગો બહાર પાડવામાં ખર્ચ વધારે પડ્યો છે અને પ્રુફ સંશોધન તેમજ નકલોની સંખ્યા માટે પણ પ્રથમ નહિ ધારેલો ખર્ચ કરવો પડ્યો છે

પ્રથમ એવી ધારણા હતી કે પં બેચરદાસ પ્રુફ જોઇ, જશે પણ કારણવશ તેમ બની ન શક્યુ દરેક લેખક પાસે તેમના લેખના પ્રુફો મોકલવા અને જોવરાવવા એ શક્ય ન હતું મારા સહૃદય મિત્ર શ્રીયુત અમૃતલાલ નાથાલાલ મોદીએ પ્રુફ જોવામાં ધ્યાન આપ્યુ છે. છતાં કાંઇક ત્રુટિ રહી ગઇ છે જેને વાચકો સુધારી લેશે

વાચન ચાલતું હોય ત્યારે પણ તેના શ્રોતાઓમાં મારામારી અને હૂંસાતુંસી થાય છે તેવે પ્રસંગે કલેશ અને કકાસ શમાવવા જેટલી નિર્ભયતા કે કુશળતા કલ્પસૂત્રના વાચકોમા પણ દેખાતી નથી જો માત્ર કલ્પસૂત્રનું વાચનજ ધર્મ હોત અગર ધર્મ રક્ષક હોત તો એવી વસ્તુ બનવા ન પામે, જો, એમ કહેવામા આવે કે શ્રોતા અને વક્તા, ધર્મ કે જ્ઞાન શૂન્ય હોય ત્યારે એવા અનિષ્ટ કિસ્સાઓ પણ બને એમા કલ્પસૂત્રનો દોષ શો ? તો પછી અહિ પણ સમાધાન સહેલું છે અને તે એ કે જો આત્મામાં ધર્મ અને જ્ઞાનની પરિણતી હશે તો એ આવી વ્યાખ્યાનમાળાઓથી કદી ભૂંસાવાની નથી ઉલટુ એનાથી એ પોષાવાની છે આવી અને આથી પણ ચડીયાતાક્રમની વ્યાખ્યાન માળાઓ સાધુઓ શરૂ કરશે તો તેમને તેમનું ગુરુપદ જવાનો ભય રાખવાની પણ જરૂર નથી

મે પહેલા ભાગમા જે દીક્ષા વિષે લેખ આપેલો છે તેનો આખો વિચારક્રમ જે પ્રમાણોને આધારે ઘડેલો છે તે પ્રમાણો પચ્ચાગીમાંના છે તે બધાજ પ્રમાણો પ્રથમ સાથે સાથે છાપવાનો ઇરાદો હતો પણ સાધારણ વાચકો સંસ્કૃત પ્રાકૃત સીધી રીતે નથી જાણતા એટલે આ સ્થળે એ પ્રમાણો ઉમેરવાની મહેનત નથી લીધી (જો કે એ બધા પ્રમાણો પાસે તૈયાર છે જ)

સુખલાલ

# જ્ઞાન ઔર ક્રિયા

જ્ઞાનકાંડ ઔર ક્રિયાકાંડ કો લેકર સમાજ મે એક બડા ભારી ભ્રમ ફૈલ રહા હૈ સમાજ મે ફૈલે હુએ નિર્જીવ ક્રિયાકાંડકો દેખકર કુછ લોગ ઉસ મે સુધાર ચાહતે હૈ ઔર જ્ઞાન કે દ્વારા ઉસે સજીવ બનાના ચાહતે હૈ ઇસલિયે વે વર્તમાન ક્રિયાકાંડ કી આલોચના કરતે હૈ યહી ઉનકા વિરોધ હૈ મેરે ખ્યાલ સે ઇન દોનો પક્ષોમે એક ભી આદમી ન મિલેગા જો જ્ઞાન ઔર ક્રિયા, ઇન દોનો મે સે કિસી એક કો છોડ દેને કે પક્ષમે હો ઇસલિયે યહ પરસ્પર વિરોધ, એક દૂસરે કે મન્તવ્ય કો ન સમઝને કા ફલ કહા જા સકતા હૈ

જબ કોઈ મનુષ્ય બિમાર હોતા હૈ તબ પેટ ભરને કી અપેક્ષા ઉસકે પથ્ય પર વિશેષ વિચાર કિયા જાતા હૈ ઇસકા યહ મતલબ નહીં હોના કી મનુષ્યોંકો પેટ ભરને કી આવશ્યકતા નહીં હૈ ઇસી પ્રકાર એક નિર્બલ વિદ્વાન કો—જો નિર્બલતા કે કારણ વિદ્વત્તા સે કામ ન લે સકતા હો—શરીરિક શક્તિ બઢાને કા ઉપદેશ દેના ચાહિયે ઔર એક શરીરસે બલવાન કિંતુ જ્ઞાનહીન મનુષ્ય કે લિયે જ્ઞાનકો બઢાને કા ઉપદેશ દેના ચાહિયે જીવન કે લિયે આવશ્યક તો દોનોં વસ્તુએ હૈ ઇસી પ્રકાર જ્ઞાન ઔર ક્રિયા યે દોનો હી આવશ્યક હૈ કિંતુ જીસમે જ્ઞાન કી અધિકતા હૈ કિન્તુ ક્રિયા કી શૂન્યતા હૈ ઉસકો ક્રિયા કા ઉપદેશ દેના ચાહિયે ઔર જીસમે ક્રિયા કી અધિકતા હૈ ઔર જ્ઞાન કી શૂન્યતા હૈ ઉસે જ્ઞાન કા ઉપદેશ દેના

ચાહિયે જો બાત વ્યક્તિ કે લિયે હૈ વહી બાત સમાજ કે લિયે હૈ ગ્રાન ઔર ક્રિયામે સે સમાજમે જીસ બાત કી કમી હૈ ઉસી કી તરફ સમાજ કા ધ્યાન આકર્ષિત કિયા જાતા હૈ

આજ સમાજમે ક્રિયાવાદિયોં કી કમી નહીં હૈ આજ ઐસે પુરુષ બહુત કમ હૈ જો ગ્રાનશૂન્ય ક્રિયાકાંડકે દ્વારા સમાજ કે ઊપર અપને ધાર્મિકપન કી છાપ લગાને કી ચેષ્ટા ન કરતે હોં ઉન લોગોને ઉસ નિર્જીવ ક્રિયાકાંડમે હી અપને કર્તવ્ય કી ઇતિશ્રી સમઝ લી હૈ ઉનકે ભ્રમકો દૂર કરને કે લિયે ક્રિયાકાંડકી આલોચના કી જાતી હૈ ઔર નકલી ક્રિયાકાંડ કા વિરોધ કિયા જાતા હૈ ઇસકા મતલબ યહ કદાપિ નહીં હૈ કિ અસલી ક્રિયા ભી અનાવશ્યક હૈ અસલી બાત તો યહ હૈ કિ સમાજમે જીસ બાત કા અતિરેક હોતા હૈ ઉસકે વિરોધમે બોલના પડતા હૈ સમાજકે કલ્યાણકે લિયે ઇસ પ્રકારકી સમતોલતા આવશ્યક હૈ

ક્રિયાકાંડકે વિષયમે કુછ કહનેકે પહિલે હમે ઇસ બાત પર વિચાર કરના ચાહિયે કિ ક્રિયા ક્યા હૈ? ક્રિયા સ્વયં ધર્મ હૈ યા ધર્મકા સાધન હૈ? યદિ વહ સાધન હૈ તો કિસ રૂપમે સાધ્ય કે પાસ પહૂંચાતી હૈ? અગર વહ સાધ્ય કે પાસ પહૂંચાવે તો ઉસમે કુછ સુધાર કરના ચાહિયે યા નહીં?

જૈનશાસ્ત્રો કે દેખનેસે માલૂમ હોતા હૈ કિ આશ્રવ, બંધ, સંબર, નિર્જરા, મોક્ષ, પુણ્ય, પાપ કા સંબંધ અપને ભાવોં સે હૈ.

'ભાવો હિ પુણ્યાય મત શુભ પાપાય ચાશુભ'

ચારિત્ર ભી ભાવકી વસ્તુ હૈ જ્યોં જ્યોં રાગ દ્વેષ કા ત્યાગ હોતા હૈ ત્યોં ત્યોં ચારિત્ર કી પ્રાપ્તિ હૈ યા યોં કહના ચાહિયે કિ રાગ દ્વેષકા ત્યાગ હી ચારિત્ર હૈ રાગ દ્વેષકે છૂટને પર જીવકી જૈસી ક્રિયા હોતી હ અથવા રાગ દ્વેષકે છોડનેકે લિયે જીવકો જૈસે યત્ન કરને પડતે હૈ ઉનકો ભી હમ વ્યવહારમે ચારિત્ર કહતે હૈ

પર તુ ઇસ ક્રિયારૂપ ચારિત્રકો દેખકર વાસ્તવિક । ચારિત્રકા અનુમાન
લગાના કઠિન હૈ ક્યોંકિ બહુત સે લોગ બિના ચારિત્રકે ભી ચારિ-
ત્રકી ક્રિયા કર સકતે હૈ, ઔર બહુતસે લોગ વર્ષો તક ક્રિયા કરતે
હૈ ફિર ભી ચરિત્ર કો નહી પાતે મતલબ યહ હૈ કિ અમુક ક્રિયા
કે બિના ભી ચારિત્ર હો શકતા હૈ ઔર અમુક ક્રિયા કે હોને પર
ભી ચારિત્ર નહી હોતા ઇસલિયે ક્રિયાઓ કા ઇસ ઢગ સે સુધાર
હોતે રહના ચાહિયે જીસસે ઉનકા સંબધ ચારિત્રસે અધિક બના
રહે ઔર ઉનમે લગનેવાલી શક્તિ કમ સે કમ વ્યર્થ જાવે

ક્રિયાકે વિષયમે ઇતની બાત ઔર વિચારના ચાહિયે કિ
હૃદયકી કિસી એક ભાવનાકો સબ સમય સબ જગહ સબ પ્રાણી એક
હી ક્રિયા દ્વારા પ્રગટ નહી કરતે સ માન પ્રગટ કરને કે લિયે કિસી
જગહ હાથ જોડને કી આવશ્યકતા હૈ, કિસી જગહ ટોપ ઉતારને
કી આવશ્યકતા હૈ, કિસી જગહ ઘુટને ટેક કર હાથ ચૂમને કી આ-
વશ્યકતા હૈ ભાવ એક હૈ કિન્તુ ઉસકે પ્રગટ કરને કે તરીકે જુદે
જુદે હૈ હમ અગર ભગવાનકી પૂજા કરેગે તો દેવદુર્લભ ભોગસામગ્રી
ચઢાયેગે પરન્તુ પૂજામે પ્રસિદ્ધિ પ્રાપ્તકરનેવાલે એક મેડકને મુહ
મે દબા કર કમલ કે પત્તે કો ચડાને કા ઉદ્યોગ કિયા થા હમારે લિયે
જો કુક્રિયા હૈ વહ મેડકકે લિયે સુક્રિયા થી હમ અગર મામૂલી
વ્રતી હૈ તો ભી પાની છાન કર પિયેગે કિન્તુ કોઈ પશુ અગર
બારહવ્રત કર લે ઔર બારહવે દેવલોક તક જાને કા પુણ્યોપાર્જન
કરે ફિર ભી વહ પાની છાન કર ન પિયેગા. વહ અગર બહતે હુએ
ઝરને કા સ્વચ્છ પાની પીયે તો ઉસકે લિયે વહી પ્રાસુક હૈ અણુવ્રતી
શ્રાવક સરીખા ક્રિયાકાંડ એક પશુ નહી પાલ સકતા પરતુ દોનોંહી
સમાન અણુવ્રતી હો સકતે હૈ, દોનોહી અંતિમ સ્વર્ગ તક જા સકતે
હૈ ઇસકા કારણ યહ હૈ કિ ક્રિયાકાંડકી ભિન્નતા રહને પર ભી
ભાવનાયે એક સી હૈ ઇસલિયે જો લોગ ક્રિયાકાંડો હી મહત્ત્વ દેતે

હૈં વે ભી અમુક ક્રિયાકાડ કો હી મહત્ત્વ નહી દે સકતે કિસી એક ક્રિયાકાડકો પકડ કર રહજાના ક્રિયાકાંડ કે રહસ્યસે અનભિજ્ઞતા પ્રગટ કરના હૈ

હમ ક્રિયાકાંડકે વિષયમે ઇતને સ્થુલદષ્ટિ હો ગયા હૈં કિ જો મનુષ્ય અમુક વિધિકે અનુસાર અમુક પાઠ પઢ કર પ્રતિક્રમણ કરતા હૈ તો હમ ઉસે ક્રિયાશીલ કહેંગે અગર કોઈ મનુષ્ય સંવત્સરીકે દિન અપને ઘોર શત્રુ સે ભી ક્ષમા માંગ લેતા હૈ, એકેન્દ્રિય આદિ જીવોં કી હિંસા સે સચ્ચા પ્રતિક્રમણ કરતા હૈ તો ભી હમ ઉસે ક્રિયાશીલ નહી કહેંગે ઉદાહરણકે લિયે હમ બિના કિસી સંકોચ કે ગાધીજીકો પ્રતિક્રમણ રહિત ઔર ઔર અપને કો પ્રતિક્રમણ સહિત કહ દેંગે ભગવાનકે ગુણ અપનેમે ઉતારનેવાનેકો હમ ભગવાનકા પુજારી કિંતુ પૂજા કી અમુક વિધિ કરનેવાલેકો હમ પૂજક કહેંગે મતલબ યહ કિ હમ ક્રિયાકે પ્રાણકી ઇતની પરવાહ નહી કરતે જિતની ક્રિયાકે કલેવરકી કરતે હૈ દષ્ટિકી યહ સ્થૂલતા કિસી માત્રા તક ક્ષન્તવ્ય થી પરંતુ જબ હમ ઇસકે કારણ એક બડે ભારી ભ્રમમે પડ ગયે હૈં તબ હમે ઉસકે ઉપર ગમ્ભીરતાસે વિચાર કરના ચાહિયે

ક્રિયાકાડકે વિષયમે સબસે પહલા સુધાર તો યહ હૈ કિ હમ ક્રિયાકા પક્ષપાત ભલે હી રકખે પરંતુ અમુક ક્રિયાકા પક્ષપાત ન રકખે જૈસે-જ્ઞાનકી વૃદ્ધિકે લિયે યા મનકો એક જગહ લગાયે રખને કે લિયે એક આદમી કિસી શાસ્ત્રકો પઢતા હૈ, એક આદમી પરંપરાકે અનુસાર મંદિરમે શાસ્ત્ર સુનતા હૈ, તીસરા અનેક વિદ્વાનોકે સ્વતંત્ર વ્યાખ્યાન સુનતા હૈ ઇન તીનોમેસે દોકો ક્રિયાશીલ કહના ઔર તીસરેકો ક્રિયાશૂન્ય કહના અનુચિત હૈ ઇસી પ્રકાર એક આદમી માલા જપતા હૈ ઔર દૂસરા ઉસ સમયમે ગરીબોંકી સેવા કરતા હૈ યા રોગિયોંકી ચિકિત્સા કરતા હૈ ઇસમે

આપ પઢિયે કો ક્રિયાવાન ઔર દૂસરે કો ક્રિયાહીન કહે તો યહ અનુચિત હૈ એક મનુષ્ય પર્વકે દિનમેં અમુક વસ્તુઓંકા ત્યાગ કરતા, હૈ ઔર જિસકા ત્યાગ નહીં કિયા હૈ ઉસકો પ્રાપ્ત કરને કે લિયે બહુત પ્રયત્ન કરતા હૈ ન મિલને પર કષાય ભી કરતા હૈ ફિર ભી વહ વ્રતી હૈ ઔર દૂસરા મનુષ્ય જો શ્રાવકોચિત ભોજન મિલ જાતા હૈ વહી ખા લેતા હૈ વહ અવ્રતી હ યહ નિર્ણય ભી ઠીક નહીં હૈ મતલબ યહ કિ ક્રિયા ઔર અક્રિયા નિર્ણય કરનેકે લિયે હમેં અપની કસૌટી કો બદલના ચાહિયે

જૈનસમાજમેં જૈન વિદ્વાનો કે લિયે કહા જાતા હૈ કિ વે ક્રિયા નહીં કરતે જો વિદ્વાન હોકર કે ભી સદાચારમેં સાધારણ લોગોંમેં ભી ગયાબીતા હો ઉસકો ક્રિયાશૂન્ય કહના તો ઉચિત હૈ પરન્તુ જો વિદ્વાન સાધારણ લોગોંકી અપેક્ષા અસત્ય કમ બોલતે હૈં, વિશ્વાસઘાત નહીં કરતે, ચોરી નહીં કરતે, પરસ્ત્રીકી તરફ બુરી દૃષ્ટિ નહીં કરતે ઉન્હે ભી ક્રિયાશૂન્ય નહીં કહા જાતા હૈ ઇસકા કારણ યહ હૈ કિ હમ ક્રિયાકે નામ પર એકાંત મિથ્યાત્વી હો ગયે હૈ. ક્રિયા અક્રિયાકે નિર્ણય કરનેકા હમારા વિવેક નષ્ટ હો ગયા હૈ

મૈં પ્રચલિત ક્રિયાકાંડકા વિરોધી નહીં હૂ પરન્તુ ઉસકે વિષય મેં સચેત રહને કી આવશ્યક્તા કા અનુભવ અવશ્ય કરતા હૂ ક્યોંકિ કભી કભી નિષ્પ્રાણ ક્રિયાકાંડ કેવલ નિરર્થક હી નહીં હો જાતા, કિંતુ અહિતકર ભી હો જાતા હૈ

મનુષ્યકે પાસ પરિમિત શક્તિ હૈ અનેક પ્રકારકે જીવનોપયોગી કર્મોંમેં વહ શક્તિ કા વ્યય કરતા હૈ ધાર્મિક કાર્યોં કે લિયે ભી ઉસકી શક્તિકા કુછ વ્યય હોતા હૈ અગર વહ શક્તિ નિષ્પ્રાણ ક્રિયાકાંડમેં ખર્ચ કર દી જાય તો સચ્ચે ધર્મકે લિયે ઉસકે પાસ કુછ ન રહ જાયગા વહ નિષ્પ્રાણ ક્રિયાકાંડ સપ્રાણ ક્રિયાઓંકે સ્થાનકો ઘેર લેગા એક મનુષ્ય અનેક તરહકે પાપ કરતા હૈ તથા

નિષ્પ્રાણ ક્રિયાકાંડકે લિયે ભી કુછ સમય યા શક્તિ લગાતા હૈ ઇસલિયે વહ સંતુષ્ટ રહતા હૈ ઉસે અપને પાપકા કમ કરનેકી આવશ્યકતા નહીં માલૂમ હોતી વહ અપને પાપમય જીવનકા પાપ મય નહીં સમઝતા, અગર વહ નિષ્પ્રાણ ક્રિયાકાંડમેં ન ફંસા હો તો ઉસે પાપમય જીવન કો છુપાને કા અપનેકો ઔર સમાજકો ધોકા દેનેકા મૌકા ન મીલે નિષ્પ્રાણ ક્રિયાકાંડસે હોનેવાલી યહ એક બડી ભારી હાનિ હૈ

દૂસરી હાનિ યહ હૈ કિ નિષ્પ્રાણ ક્રિયાકાંડસે કભી કભી પ્રત્યાઘાત હોતા હૈ ઐસા દેખા જાતા હૈ કિ સમાજકે દબાબસે યા લોકલજ્જાસે જો લોગ ક્રિયાકાંડી બનને હૈં અવસર પાતે હી વે ઉસકે ઉગ્ર વિરોધી હો જાતે હૈં વે નિષ્પ્રાણ ક્રિયાકાંડકે સમાન સપ્રાણ ક્રિયાકાંડ કો ભી ઢોંગ સમઝને લગતે હૈ

ઇત્યાદિ હાનિયો પર વિચાર કરકે હમેં ક્રિયાકાંડમેં સુધાર કરના ચાહિયે ઇસ વિષયમેં નિમ્ન લિખિત સૂચનાએ ઉપયોગી હો સકતી હૈ

૧ ક્રિયાકાંડ તભી સફલ હૈ જબ વહ ભાવકો પૈદા કરે

૨ શુષ્ક ક્રિયાકાંડ પ્રારંભિક અવસ્થામેં અનુચિત નહીં હૈં

૩ બહુત દિન પ્રયત્ન કરને પર ભી અગર ક્રિયાકાંડસે લાભ હોને કી આશા ન રહી હો તો ઉસકે બદલે દૂસરી ક્રિયા અપ નાના ચાહિયે

૪ જો ક્રિયાકાંડ પાપ કો છુપાનેકા કારણ હો જાય ઉસે છોડ દેના હી ઉચિત હૈ

૫ જબ વહ પ્રત્યાઘાતી હો જાય તબ છોડ દેના યા પરિવર્તન કરના ચાહિયે

૬ ક્રિયાકે ક્રમકા વિચાર રખના ચાહિયે

પહિલી સૂચના સદા ધ્યાનમે રખને કી હૈ જબ તક ભાવ ન હો તબ તક ક્રિયા કા કુછ ભી મૂલ્ય નહીં હૈં ક્રિયા સાધ્ય નહીં, સાધન હૈ સાધન કી ઉપયોગિતા સાધ્ય કી સિદ્ધિ કરાને મે હૈ

પ્રારંભિક અવસ્થામે શિક્ષાકે ઢગ પર ક્રિયાકાંડ કરાયા જા સકતા હૈ જિસ પ્રકાર બાલક બિના સમઝે વર્ણમાલા સીખતા હૈ ઉસ પ્રકાર ક્રિયામાલા ભી સિખાઈ જા સકતી હૈ પરન્તુ ઉસે ધાર્મિક જીવનકા અંગ ન માન કર શિક્ષાકા અંગ માનના ચાહિયે ઔર ઉસી દૃષ્ટિસે ઉસ પર જોર દેના ચાહિયે

બહુતમે લોગ જન્મસે મરણ તક એક હી ઢગકી ક્રિયા બિના સમઝે કરતે રહતે હૈ ઇસ પ્રકર વે અપના ધાર્મિક જીવન શિશુવર્ગમે હીં સમાપ્ત કર દેતે હૈ વે ઇસ વિષયમે કુછ ભી ઉન્નતિ નહીં કર પાતે ઔર શક્તિ પૂરી ખર્ચ હોતી રહતી હૈ ઐસે લોગોંકે લિયે ક્રિયામે પરિવર્તન કરના, ઉસે રોચક બનાના આવશ્યક હૈ

બહુત સે લોગ અપને પાપો કો છુપાને કે લિગે ક્રિયાકાંડકા સહારા લેતે હૈ વે જિતના અધિક વ્યભિચાર કરેગે મંદિરમે હર એક કાર્યમે ઉતને હી આગે દિખાઈ દેગે વે જિતના હી અધિક પાપ કરેગે ઉતના હી અધિક પ્રતિક્રમણ ( ઉસકી ક્રિયા ) કરેગે વે ધર્મક્રિયાઓ કી ઓટમે સમાજકી આંખોંમે ધૂલ ઝોંકના ચાહતે હૈ, લોગો કા મુંહ બંદ કરના ચાહતે હૈ ઐસે લોગ અગર ક્રિયાકાંડકો કમ કર દે તથા ઐસે ક્રિયાકાંડકા સમાજકી દૃષ્ટિમે કુછ મૂલ્ય ન રહે તો ઉ હે અપને પાપોમે અવશ્ય હી કુછ કમી કરના પડે પ્રત્યાવાતકે ઉદાહરણ હમે સમાજકે શિક્ષિત યુવકોં મે બહુત મિલતે હૈ ઇસ પ્રત્યાઘાતકો રોકનેકે લિયે ક્રિયામે પરિવર્તન આવશ્યક હૈ મે ઐસે યુવકોંકો જાનતા હુ જો ચર્ચકી પ્રાર્થનામે શામિલ હો સકતે હૈ પરન્તુ પુરાને ઢગસે મંદિરમે

પૂજા નહી કર સકતે વે થિયેટરોમે લેકચર સુન સકતે હૈ પરતુ મન્દિરમે શાસ્ત્ર નહીં સુન સકતે અગર હમારા ઢગ બદલ જાય તો ક્રિયાઓમે રસ આને લગે ઉસમેસે બનાત્કારકી ભાવના નિકલ જાય બલાત્કારકી ભાવના નિકલનેસે પ્રત્યાઘાત રુક જાયગ

ક્રિયાકે ક્રમકા વિચાર ભી આવશ્યક હૈ હમારે ધર્મશાસ્ત્રો મે સબસે પહિના ધર્મ સમ્યક્ત્વકા હૈ ફિર દેશ ચારિત્રકા અર્થાત્ પાચ પાપોકે ત્યાગ કા હૈ જિસે અણુવ્રત કહતે હૈ ઇસ અણુવ્રત કો બનાનેકે લિયે યા સુરક્ષિત રખનેકે લિયે અનેક ઉત્તર વ્રત બન લાયે ગયે હ સામાયિક પ્રતિક્રમણ ઉપવાસ આદિ ઇસી વ્રતમે શામિલ હૈ દેવપૂજા આદિભી યદ્યપિ અણુવ્રતસે સાક્ષાત્ સ મ ધ નહી હૈ ફિર ભી પરમ્પરા સે યે ભી ઉસકે સંવર્ધક યા સ રક્ષક હૈ અગર હમ ઇસ ક્રમસે કાર્ય કરે તો હમે સફલતા ભી મિલ સકતી હૈ તથા ધર્મકી હૅસી હોને સે બચ સકતી હૈ એક આદમી બચ્ચા માંગને કે લિયે ધૂર્તો કી ઉપાસના કરતા હૈ, અપને પૂર્વ પાપો કે ફલસે બચને કે લિયે દેવી દેવતાઓકી પૂજા કરતા હૈ ઉસકે જીવન કે પ્રત્યેક કાર્યકા લક્ષ્ય આત્મિક નહી કિંતુ ભૌતિક હૈ અસે આદમી કી કોઈ ભી ક્રિયા સફલ નહી હો સકતી ફિર એક આ મ વિશ્વાસઘાત કરતા હૈ, ચોરી કરતા હૈ, વ્યભિચાર કરતા હ ઇસ તરહ એક ભી અણુવ્રત ઉસકે પાસ નહીં હૈ ન અણુવ્રત કે કિસી અંશ કે પાલને કી વહ પર્વાહ કરતા હૈ પરતુ અણુવ્રતોકે સંરક્ષ ઔર સંવર્ધક વ્રત અવશ્ય કરતા હૈ જબ મૂલ હી નહી તબ સંરક્ષણ ઔર સંવર્ધન ક્રિયા ઇસ બાત કે ઊપર ઉસકા ધ્યાન હી નહી

કો મે કોઈ વિરોધ ન રહ જાય જ્ઞાન ઔર ક્રિયા યે પરસ્પર વિરુદ્ધ નહીં કિંતુ સહયોગી હૈ જબ કિસી એકમે માત્રાધિક્ય ઔર પરસ્પર વિરોધ હોના હૈ, તભી યે વિરોધી બન જાતે હૈ ઇનકે વિરોધકો હટાનેકે લિયે ઉપર્યુક્ત સુધારોંકી આવસ્યકતા હૈ થોડી માત્રામે જ્ઞાનશૂન્ય ક્રિયા ઔર ક્રિયાશૂન્ય જ્ઞાન યે દોનો સમાજમે રહતે હી હૈં, પરતુ જબ યે અધિક માત્રામે હોતે હૈ તબ ઇનકી ચિકિત્સા આવશ્યક હૈ આજ સમાજમે જ્ઞાનશૂન્ય ક્રિયાકા દૌરદાૈરા હૈ ઇસલિયે ઉસકી ચિકિત્સા કી જાતી હૈ, જબ ક્રિયાશૂન્ય જ્ઞાન બઢ જાયગા તબ ઉસકી ચિકિત્સા કી જાયગી દોનોં કો સમતોલ રખને કે લિયે હીનાશ પર જોર દિયા જાતા હૈ યહાં પરસ્પર વિરોધ કી બાત કહના ભૂલ હૈ હમે ઇસ ભૂલ કે ચક્કર મે ન પડ કર દૃઢતા કે સાથ સુધારકે માર્ગમે આગે બઢના ચાહિયે

---

# જૈનધર્મમેં અનેક સમ્પ્રદાય.

સ્થૂન દૃષ્ટિસે ભી ભગવાન મહાવીરકે દર્શનકા જિસને અધ્યયન કિયા હોગા ઉસે યહ સુન કર આશ્ચર્ય હોગા કિ જૈનધર્મ મેં ભી અનેક સમ્પ્રદાય હૈ જૈનધર્મકી અનેક વિશેષતાઓંમેં અનેકાન્ત સબ મેં બડી વિશેષતા હૈ પ્રત્યેક જૈની અનેકાન્ત કે દ્વારા અપને દર્શનકો અકાટ્ય સમઝ કર ગૌરવકા અનુભવ કરતા હૈ પરન્તુ જીતના વહ અનેકાન્તસે અપને કો ગૌરવાન્વિત સમઝતા હૈ ઉસસે અધિક વહ અનેકાન્તસે દૂર ભાગતા હૈ

અનેકાન્તસે હમ સસારકો નિત્ય ઔર અનિત્ય, અનેક ઔર એકરૂપ સિદ્ધ કર દેતે હૈ ઇસ તરહ સવર્થૈકાન્તવાદિયોંકા હમ ચુપ કરતે હૈ, ઉનકો ઉદાર બનને કી શિક્ષા દેતે હૈ પરન્તુ ક્યા નિત્યત્વ, અનિત્યત્વ, એકત્વ અનેકત્વ આદિ કી ચર્ચા કે લિયે હી કિસી ધર્મ કી આવશ્યકતા હૈ? ક્યા ધર્મ પણ્ડિતો કી ભિડન્ત કે લિયે હી હોતા હૈ? ક્યા સર્વ સાધારણ કે લિયે ધર્મ નહીં હૈ? મેરા તો ખયાલ હૈ કિ જિતને ધર્મ પૈદા હોતે હૈં વે સબ જનસાધારણ કે લિયે હી હોતે હૈં ભગવાન મહાવીર કે જૈનધર્મને તો શૂદ્રોકી, અબલાઓંકી ઔર પશુઓંકી જૈસી રક્ષા કી હૈ ઉનકે જન્મસિદ્ધ અધિકારોંકી જસી ઘોષણા કી હૈ, ભગવાનકે સમવશરણ કા દ્વાર સર્વસાધારણ કે લિયે જિસ પ્રકાર ખુલા રહા હૈ ઉસસે યહી સિદ્ધ હોતા હૈ કિ જૈનધર્મ સર્વસાધારણકે લિયે થા યદિ જૈનધર્મ સર્વસાધારણકે

લિયે થા તો ઉસકા અનેકાન્ત સિદ્ધાન્ત સર્વસાધારણકે લિયે ક્યોં ન હોગા ?

પરન્તુ અનેકાન્ત કા ઉપયોગ તો નિત્યત્વ ક્ષણિકત્વ, એકત્વ અનેકત્વ, આદિ કી ખિચડી પકાને મે હી બહુત દિનોં સે હો રહા હૈ. મૈ નહીં સમઝતા કિ ઇસ પંડિતાઈ ખિચડી કો પકાયે બિના સંસાર ભૂખોં મર જાતા ? સંસાર એકત્વ-અનેકત્વ કી મીમાંસાકે લિયે નહીં તડપ રહા થા વહ તડપ રહા થા ધર્મકે ઠેકેદારોંકે અત્યાચારોંકો હટાને કે લિયે, વહ તડપ રહા થા એક મંભવનીય સમતાકે લિયે

સિંહ એક ક્રૂર હિંસક જન્તુ હૈ, પરન્તુ સિંહોંમે પરસ્પર લડાઈ નહીં હોતી સિંહ, સિંહકા શિકાર નહીં કરતા પશુઓંમે અગર કોઈ કિસીકા શિકાર કરતા હૈ તો સિર્ફ પેટ ભરને કે લિયે પરન્તુ મનુષ્યકી ક્રૂરતાસે પશુઓં કી ક્રૂરતા લજ્જિત હો જાતી હૈ ક્યોંકિ મનુષ્ય, મનુષ્ય સે લડતા હૈ, મનુષ્ય, મનુષ્ય કો પદ-દલિત કરતા હૈ, મનુષ્ય, મનુષ્ય કા શિકાર કરતા હૈ, વહ સિર્ફ પેટકે લિયે નહીં લડતા, પરન્તુ લડનેકે લિયે લડતા હૈ લડને કે લિયે બહાને ઢૂંઢતા હૈ મનુષ્યોમે પશુઓંકી તરહ જાતિ-ભેદ નહીં હૈ પરન્તુ નહીં હૈ તો ક્યા હુઆ ? વહ તો જાતિભેદ બનાયગા ઔર અપની અપની જાતિ કે નામ પર લડેગા સૌભાગ્યસે મનુષ્યકે પાસ પશુઓંકી અપેક્ષા વિશેષ વિચારશક્તિ હૈ અગર ઇસ શક્તિકા સદુપયોગ કિયા જાય તો નરક ભી સ્વર્ગ બનાયા જા સકતા હૈ પરન્તુ મનુષ્યને ઇસ શક્તિકે દ્વારા સ્વર્ગકો નરક બનાયા યહ વિચાર-ભેદ કે નામ પર ભી લડા ઇતના હી નહીં, કિંતુ પીઢી દર પીઢી કે લિયે વિચારભેદકે નામ પર લડને કી શિક્ષા દેતા ગયા

વાતપ્રકૃતિવાલે મનુષ્ય કે લિયે જો વસ્તુ હિતકર હો સકતી હૈ વહ પિત્તપ્રકૃતિવાલે કો નહીં હો સકતી. એક રોગી કો જો

ઔષધ શાયદ પહુચા સકતી હૈ દુસરે કો વહ નુકસાન ભી કર સકતી
હૈ મનુષ્ય ઇસ બાતકો તો સમઝતા હૈ પરન્તુ ઇસી કે સમાન ઇસ
બાતકો નહીં સમઝના કિ જો વિચાર યા કિના એક મનુષ્ય કો
લાભપ્રદ હો સકની હૈ વહ દુસરેકો નિષ્ફલ ભી હો સકની હૈ જુદે
જુદે રોગિયોકી જુદી જુદી ચિકિત્સાસે વૈદ્યકશાસ્ત્ર જુદા જુદા
નહીં હો જાતા પરન્તુ મનુષ્યને ઇસી પ્રકારકી જુદાઇયોમે ધર્મ
કો જુદા જુદા કર ડાના અપેક્ષા શબ્દકા તો ઇસને અપને કે ધર્મ
બહિષ્કાર કર દિયા

મનુષ્યકી ઐસી લડાકૂ પ્રકૃતિકો શાન્ત કરનેકે લિયે, ભિન્ન
ભિન્ન મનુષ્યસમાજ કો એક સૂત્રમે બાંધને કે લિયે, સર્વધર્મ-
સહિષ્ણુતા હી નહી, સર્વધર્મસમનાકા ભાવ પૈદા કરનેકે નિ
અનેકાન્તકા અવતાર હુઆ થા પ્રત્યેક ધર્મ અપની અપની અપેક્ષ
સે સત્ય હૈ અર્થાત્ અપૂર્ણ સત્ય હૈ સબકો મિનાનેમે પૂર્ણ સ
બન સકતા હ ઇસલિયે સબકો મિનાનેકી કોશિશ કરના ચાહિયે
યહી જૈનધર્મકે અનેકાન્તકા રહસ્ય હૈ

હરિભદ્ર સૂરિને કહા હૈ કિ 'સમ્પૂર્ણ પાખણ્ડે કે સમૂહ
જૈનધર્મ કહતે હૈ ' પાખણ્ડ શબ્દ કા અર્થ યહાઁ એકાન્તવાદ
સભી એકાન્તવાદોંકા સંગ્રહ કરનેસે અર્થાત્ ઉનકા સમન્વય કર
સે અનેકાન્ત અર્થાત્ જૈનધર્મ બનતા હૈ એકાન્તતા તભી હેય હૈ જ
વહ સર્વથા હો સર્વથૈકાન્તતા અન્ય એકાન્તોકા નિષેધ કરતી
એક સત્યાંશ અગર દૂસરે સત્યાંશકા નાશ કરને લગે તો વહ સ
કી રક્ષા નહીં કર સકતા શરીરકા એક અવયવ અગર દૂ
અવયવ કા વિરોધી હો જાય તો ઉસ શરીર કી કુશલ નહીં
અનેકાન્ત સબ અવયવોકા-સબ એકાન્તોકા-સમન્વય કરતા
વહ મનુષ્ય કે લડાકૂ સ્વભાવકો દૂર કરતા હૈ, મનુષ્ય કો એક સ
મેં બાંધતા હૈ, સમતા કા પાઠ પઢાતા હૈ

અનેકાન્ત કે કારણ જૈનધર્મકી વ્યાપકતા ઇતની બઢી હુઈ હૈ કિ ઉસકે ભીતર સભી ધર્મ આ સકતે હૈ અર્થાત્ વહ સભી ધર્મોમે સમન્વય કર સકતા હૈ જો ધર્મ અન્ય ધર્મોમે ભી સમન્વય કર સકતા હો, ઉસકે ભીતર છોટી છોટી બાતો કો લેકર સમ્પ્રદાય-ભેદ હો જાવે, ઔર ઉનમે ઇતના દ્વેષ હો જાવે કિ વે આપસ મે સિર્દ લડનેકે લિયે હી મિલ સકે યહ આશ્ચર્ય કી બાત હૈ અગર આજ હમ ઇન સમ્પ્રદાયો કે સમ્બન્ધ કો પ્રેમપૂર્ણ નહીં બના સકતે ઔર ઇનમે સમન્વય નહીં કર સકતે તો કહના ચાહિયે કિ હમ જૈનધર્મ કો છોડ ચુકે હૈ

જૈન સમાજમે મૂલ ફિરકે દો હૈ-દિગમ્બર ઔર શ્વેતામ્બર શ્વેતામ્બર સમ્પ્રદાય મે મૂર્તિપૂજક ઔર મૂર્તિવિરોધી, યે દો ભેદ ઔર હો ગયે ઇસ પ્રકાર કુલ તીન ફિરકે હૈ દૂસરે ઔર તીસરે સમ્પ્રદાયમે સિર્દ મૂર્તિપૂજનકા હી મુખ્ય અન્તર હૈ-બહુતસા અન્તર જો કહા જાતા હૈ વહ દિગમ્બર ઔર શ્વેતામ્બર સમ્પ્રદાયમે હૈ ઇસલિયે પ્રારમ્ભમે મુઝે દિગમ્બર ઔર શ્વેતામ્બર સમ્પ્રદાયકે મતભેદ પર વિચાર કરના ચાહિયે

જુદે જુદે સમ્પ્રદાયોમે જો ભેદ હોતે હૈં, ઉનકો હમ દો ભાગો મે બાટ સકતે હૈ-એક તો લૌકિક, દૂસરે શાસ્ત્રીય શાસ્ત્રીય મતભેદો સે સાધારણ જનતા કા કોઈ વિશેષ સમ્બન્ધ નહીં રહતા, ન સાધારણ જનતા શાસ્ત્રીય મતભેદોકે નામ પર લડતી હૈ યહી કારણ હૈ કિ ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, વેદાન્ત, મીમાંસા આદિ દર્શન શાસ્ત્રોકી હી ચીજ રહ ગયે ઇન દર્શનોકે નામ પર જનતા કભી નહીં લડી. અગર હમ દિગમ્બર શ્વેતામ્બર આદિ સમ્પ્રદાયો મે સમન્વય કરના ચાહતે હૈ, તો પહિલે હમે ઉન મતભેદોકા સમન્વય કરના ચાહિયે જિનકે નામ પર જનતા દો ભાગોમે બંટી હુઈ હૈ શાસ્ત્રીય મતભેદો કા સમન્વય આવશ્યક તો હૈ પરન્તુ વહ ઇતના આવશ્યક નહીં હૈ કિ ઉસકે બિના હમારા કામ ન ચલ સકે

કિસી ભી સમ્પ્રદાયકી વિશેષતા ઉસકે દેવ, શાસ્ત્ર, ઔર ગુરુ
કે રૂપમે દિખલાઈ દેતી હૈ શાસ્ત્ર કી ચર્ચા અગર હમ શાસ્ત્રિયો
કે લિયે છોડ દે તો સાધારણ જનતાકે સામ્હને દેવ ઔર ગુરુકે
વિચાર રહ જાતા હૈ દિગમ્બર ઔર શ્વેતામ્બર સમ્પ્રદાયકે દેવમેં
તો કોઈ અન્તર નહી હૈ દોનોને એક હી વ્યક્તિ કો અપના દેવ
માના હૈ, ઔર ઉસકે સ્વરુપમે ભી કોઈ અંતર નહીં માના દોનોં
હી તીર્થંકર, વીતરાગ, સર્વજ્ઞ, ઔર હિતોપદેશી હૈ દોનો હી ઇશ્વરકો
કર્તા નહીં માનતે ઇસ તરહ દોનોકા દેવ એક હી હૈ અગર કુછ વિવાદ
હૈ તો દેવાયતનકે વિષયમે હૈ દિગમ્બર લોગ પ્રત્યેક તીર્થંકરકી મૂર્તિકો
દિગમ્બર હી બનાતે હૈં ઔર શ્વેતામ્બર લોગ પ્રત્યેક તીર્થંકર કી
મૂર્તિંયે વસ્ત્રાભૂષણોસે સુસજ્જિત કરતે હૈ ઇસમેં દોનોં
કી એકાન્તવાદિતા સ્પષ્ટ હૈ દિગમ્બરોને પ્રત્યેક તીર્થંકરકી દિગમ્બર
મૂર્તિ ઇસ લિયે બનાઇ હૈ કિ વે દિગમ્બર વેષકે સિવાય અન્ય
વેષમે મહાવ્રત નહી માનતે યહ માન્યતા ઉનકી કહા
તક ઠીક હૈ ઇસકી ચર્ચા તો મૈને બહુત સ્પષ્ટતાકે સાથ જૈન
જગત્" મે કી હૈ સંક્ષેપમે યહા ઇતના હી કહના હૈ કિ બાહ્ય
સામગ્રીકો એકાન્ત રૂપમે પરિગ્રહ માન લેના ભૂલ હૈ પરિગ્રહમે
મમતા હોતી હૈ, સંરક્ષણ કી ભાવના હોતી હૈ સંરક્ષણ કી ભાવના
હોને પર પિછી કમડલુ, ઔર શાસ્ત્ર ભી પરિગ્રહ હૈ, ઔર ઇસ
પ્રકારકી ભાવના ન હોને પર સમવશરણકી વિભૂતિ ભી પરિગ્રહ
નહી હૈ ઇસ લિયે વસ્ત્રકે વિષયમે પ્રત્યેક જૈનીકો કુછ ઉદાર હી
બનના ચાહિયે વસ્ત્ર શરીરરક્ષાકે લિયે ભોજનકે બરાબર અવશ્યક
ન હોને પર ભી બહુત કુછ આવશ્યક હૈ. ઇસ લિયે વસ્ત્રવિદ્વેષ કમ
હો જાને પર તીર્થકરકી સવસ્ત્ર મૂર્તિ ભી હમારી વીતારાગોપાસના
મે બાધક ન હો જાયગી શ્વેતાબર સમ્પ્રદાયકે વિષયમે મેરા
કહના યહ હૈ કિ વીતરાગ ભગવાનકી મૂર્તિમે સોના, ચાદી, મોની,
રત્ન આદિ કે અલકાર હોને સે વીતરાગભાવકા લોપ હો જાતા
કિસી ભી દેવકી મૂર્તિ હમે યથાશક્તિ ઉસ્કે દેવકે અનુરૂપ હી

બનાના ચાહિયે અગર શાસ્ત્રાનુસાર ભગવાન કી મૂર્તિ બનાયી જાય તો ભગવાન મહાવીરકી મૂર્તિ હમે દિગમ્બર હી બનાના ચાહિયે, ઔર ભગવાન પાર્શ્વનાથકી મૂર્તિ વસ્ત્રાંકિત હોના ચાહિયે મૂર્તિ કે ઊપર અલગસે વસ્ત્ર પહિનાનેકી આવશ્યકતા નહી હૈ, પરન્તુ મૂર્તિમે હી વસ્ત્રકે ચિન્હ હોના ચાહિયે ઊપરી વસ્ત્ર ઔર અલ-કારોંકા બિલકુલ ઉપયોગ ન હોના ચાહિયે ઇસ પ્રકારકે પરિવર્તન સે દોનો કો અપની પ્રચલિત માન્યતાઓમે કુછ પરિવર્તન કરના પડેગા પરન્તુ ઇસસે જૈનત્વકા વિકાસ હોગા ઔર હમ સત્યકે અધિક નજદીક પહુંચેગે. મૂર્તિકે વિષયમે અગર દોનો સંપ્રદાયો મે ઇતની ઉદારતા આ જાય તો તીર્થો ઔર મન્દિરોંકે ઝગડે અવશ્ય હી નષ્ટ હો જાય તથા એક કો દૂસરે કે દેવાલયસે જો ભય કરતા માલૂમ હોતી હૈ વહ ભી વિલીન હો જાય

દૂસરી વિશેષતા ગુરુઓંકે વિષયમે હૈ મેરા સ્વતન્ત્ર વિચાર તો યહ હૈ કિ આજકલ સમાજમે ગુરુપૂજા કી યોગ્યતા હી નહી હૈ. આજકલ તો ગુરુ ઉસે કહતે હૈ જો અમુક વેષમે રહે દિગમ્બર વેષમે રહને વાલા વ્યક્તિ—ભલે હી વહ સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન ઔર સમ્યક્ ચારિત્ર મે બિલકુલ શૂન્ય હો—દિગંબર સમ્પ્રદાય વાલોં કા ગુરુ હૈ, પરમેષ્ઠી હૈ ઇસી પ્રકાર શ્વેતા-બર વેષમે રહને વાલા પ્રત્યેક વ્યક્તિ શ્વેતાંબરોં કા ગુરુ હૈ ગુરુ બનનેકે લિયે ઉન ઉન શર્તોં કી આવશ્યકતા હૈ ઉનકા બહુભાગ તો વેષ ને હી ઘેર લિયા હૈ જબતક હમમે યહ વેષૈકાન્ત રહેગા તબ તક જૈન ગુરુ કી ઉપાસના નહીં કર સકતે જિસ દિન હમમે સે યહ વેષૈકાન્ત નિકલ જાયગા, ઉસ દિન હમ ગુરુઓંકે દિગમ્બરત્વ ઔર શ્વેતામ્બરત્વ કે નામ પર ન લડેગે રત્ન, ચાહે વસ્ત્રવેષ્ટિત-હો યા દિગમ્બર હો, વહ રત્ન હી હૈ કિસી વેષસે ન તો ગુરુતા આતી હૈ ન જાતી હૈ સમાજકી સુવિધાકે લિયે ઔર ગુરુત્વ કે સ્મરણ કરાને કે લિયે કિસી એક વેષ યા દો વેષોં કા નિયમ કરલેના ઉચિત

હૈ પરતુ વેષસે સામાજીક સુવિધા હી હૈ વેષ કે બિના આત્મવિકા
રુક નહી સકતા

અગર હમ ગુણપુજક હો જાઁય તો યહ ગુરુ દિગમ્બરોં કે
ઔર યહ ગુરુ શ્વેતામ્બરોં કા, યહ ભેદ હી નષ્ટ હો જાય ઇસ સહિ
ષ્ણુતા ઔર સમતાકે યુગમે હમે ભી સહિષ્ણુના ઔર સમ
કા કમ સે કમ ઇતના પાઠ તો અવશ્ય પઢ લેના ચાહિયે જીસસે હ
એક દૂસરે કે ગુણી ઔર ત્યાગી પુરુષોકા આદર કર સકે

ઇસ પ્રકાર અગર હમ વીતરાગકી મૂર્તિયોં કો તદનુરુપ બના
લે ઔર સાધુઓ કે વેષ કા એકાન્તાગ્રહ છોડ દે તો ઇન દોનો
સમ્પ્રદાયોં મે એકતા હો સકની હૈ પરસ્પર કે ઝગડો સે હમારા જો
વિનાશ હો રહા હૈ વહ રૂક સકતા હૈ હમ એક પર એક ગ્યારહ કી
તરહ કઈ ગુણે શક્તિશાલી હો સકતે હૈ

તીસરા સમ્પ્રદાય જો મૂર્તિપૂજા કા વિરોધી હૈ, ઉસકે સાથ
સમ વય કરને મે વિશેષ કઠિનાઈ નહીં હૈ ક્યોકિ મૂર્તિપુજક ઔર
અમૂર્તિપૂજક સમ્પ્રદાય કે ગુરુઓમે ઔર ઉનકે વેષમે નામ માત્ર
કા અ તર હૈ પ્રશ્ન હૈ સિર્ફ મૂર્તિપૂજા કા 'મૂતિ પૂજા' ઇસ શબ્દ
કે હમ દો અર્થ કર સકતે હૈ–'મૂર્તિ કી પૂજા' ઔર 'મૂર્તિ કે
દ્વારા પૂજા' અગર પહિલા અર્થ લિયા જાય તો જૈનિયો કે કિસી ભી
સમ્પ્ર ાય મે મૂર્તિપૂજા કા વિધાન નહીં હૈ, ક્યોકિ પૂજા કરતે સમય
હમ મૂર્તિ કા ગુણગાન નહીં કરતે હૈ, કિંતુ ભગવાન કા ગુણગાન
કરતે હૈ હાઁ જો લોગ મૂર્તિયો મે અનેક તરહ કે ચિત્ર વિચિત્ર
અતિશય માન લિયા કરતે હૈ વે અવશ્ય હી મૂર્તિપૂજક હૈ હમે
મૂર્તિયોમે કલાકી દૃષ્ટિમે હી અતિશય માનના ચાહિયે જો મૂર્તિ
શિલ્પકતાકી દૃષ્ટિ મે જીતની ભાવપૂર્ણ હોગી વહ ઉતના હી અધિક
હમારે ભાવો પર પ્રભાવ ડાલેગી મૂર્તિ કી ભાવાકર્ષકતા હી અતિશય
કહી જા સકતી હૈ મૂલ જૈનધર્મ મે મૂર્તિ કા વહી સ્થાન હૈ જો ધ્યાન

કે લિયે પુસ્તક કા સ્થાન હૈ પુસ્તક જ્ઞાન નહીં હૈ કિન્તુ જ્ઞાન કા સાધન હોને સે વહ ઉપયોગી હૈ મૂર્તિ એક ઐસી પુસ્તક હૈ જીસે અપઢ આદમી ભી પઢ સકે જીસ પ્રકાર કિસી નાટક કી પુસ્તક પઢ લેને કી અપેક્ષા ઉસકા નાટક દેખ લેના હૃદય કે ઉપર જ્યાદ અસર ડાલતા હૈ ઉસી પ્રકાર મૂર્તિ હૈ પરન્તુ જીનકે ઉપર મૂર્તિકા કુછ અસર નહીં પડતા, અથવા જીનકા હૃદય ઇતના વિકસિત હો ગયા હૈ કિ કિસી ભાવ કો લાને કે લિયે ઉનકો મૂર્તિ કી આવશ્યકતા નહીં હૈ, વે ભગવાન કી પૂજા કે લિયે યા વીતરાગતા કા પાઠ પઢનેકે લિયે મૂર્તિ કા ઉપયોગ ન કરે તો યહ અનુચિત નહીં હૈ મૂર્તિકે દ્વારા પૂજા કરને કા પ્રશ્ન સમ્પ્રદાય કા પ્રશ્ન નહીં હૈ કિન્તુ યોગ્યતા કા પ્રશ્ન હૈ ઇસીલિયે મુનિયોં કે લિયે મૂર્તિકે દ્વારા પૂજા કરને કી આવશ્યક્તા નહીં હૈ ઇસલિયે પ્રત્યેક મનુષ્યો અપની અપની યોગ્યતા ઔર રુચિકે અનુસાર કામ કરના ચાહિયે ઇસમે વિરોધ કી કોઇ બાત નહીં હૈ

કિસી કુટુમ્બ કે એક વ્યક્તિ કા ચિત્ત કિસી પુસ્તક કે ચિત્ર દેખને મે હી લગતા હૈ ઔર દૂસરે કા ચિત્ત ઉસકે પઢને મેં લગતા હૈ, ઉસે ચિત્રોં કી પર્વાહ નહીં હૈ ઇસલિયે વે દોનો અપની અપની રુચિ કે અનુસાર કામ કરે ઇસમે ઉન દોનો કો પરસ્પરમે આપત્તિ ક્યોં હોના ચાહિયે? ઇસી પ્રકાર એક કુટુમ્બકે એક વ્યક્તિકા ચિત્ત મૂર્તિ કે દ્વારા પૂજા કરને મે લગતા હૈ, એક મૂર્તિ કી આવશ્યકતા નહીં સમઝતા. દોનોં અપની અપની રુચિ કે અનુસાર કામ કરે ઇસમે કિસી કો ભી આપત્તિ ન હોના ચાહિયે.

અમૂર્તિપૂજક સમ્પ્રદાય મે ભી સ્થાપના નિક્ષેપ માના જાના હૈ દસ રુપયે કે નોટ કો વે લોગ ભી દસ રુપયે કે સમાન સમઝતે હૈં ઇસ પ્રકાર કિસી ન કિસી રુપમે ઉ હે મૂર્તિપૂજક બનના પડતા હૈ ઇસી પ્રકાર મૂર્તિપૂજક સમ્પ્રદાયોં કે મુનિ બિના મૂર્તિપૂજા કે

ભી વર્ષો નિકાલ સકતે હૈ વે બિના મૂર્તિપૂજા કિયે ભી ભોજન ગ્રહણ કર સકતે હૈ મૂર્તિપૂજક લોગ ભી મિટ્ટી આદિ જીસ ચાહે વસ્તુ મે ભગવાન કી સ્થાપના નહીં કરતે–વે ઉત્તમ પાષાણ ઔર ઉત્તમ ધાતુઓ મે હી ભગવાન કી સ્થાપના કરતે હૈ અગર હમ મિટ્ટી મે સ્થાપના નહીં કરતે તો ઇસકા મતલબ યહ નહી હૈ કિ હમ સ્થાપના કે વિરોધી હૈ ઇસી પ્રકાર અગર સ્થાનકવાસી સમ્પ્રદાય મૂર્તિ મે સ્થાપના નહી કરતા તો વહ ભી સ્થાપના કા વિરોધી નહી કહા જા સકતા દોનો હી કહી સ્થાપના સ્વીકાર કરતે હૈ ઔર દોનો હી કહી સ્થાપના ઠીક નહીં સમઝને ઇસલિયે ઇનમે વિશેષ વિરોધ તો નહી કહા જા સકતા જો કુછ વિરોધ દિખલાઈ પડતા હૈ વહ રૂચિભિન્નતા ઔર યોગ્યતા કે અન્તર કા પરિણામ હૈ, જો કિ જૈનત્વ કે એક અંશ સે ભી દૂર હો સકતા હૈ અગર હમ જૈની હૈ તો હમે ઇતના ઉદાર અવશ્ય હો જાના ચાહિયે કિ અગર હમારી પત્ની કો મન્દિર મે જાને કી આવશ્યકતા માલૂમ હોતી હૈ ઔર હમે નહી માલૂમ હોતી તો હમ દોનો બિના કિસી બાધા કે અપની અપની રૂચિ કે અનુસાર કામ કર સકે ઇતના હી નહીં બલ્કિ સહાનુભૂતિ કે સાથ ઇસ કામ મે એક દૂસરે કો મદદ ભી દે સકે મન્દિર ઔર સ્થાનક માર્ગભેદ યા ઉદ્દેશભેદ કે પરિણામ નહીં હૈં કિન્તુ સિર્ફ યોગ્યતા ઔર રૂચિભિન્નતા કે પરિણામ હૈ

ઇસ પ્રકાર મૂર્તિપૂજક ઔર અમૂર્તિપૂજક સમ્પ્રદાયો કે સમ્મિલન મે કોઈ વિશેષ બાધા નહી હૈ. ઔર દિગમ્બર શ્વેતામ્બર સમ્પ્રદાયો કે સમ્મિલન મે નામમાત્ર કા ઉચિત પરિવર્તન કરના હૈ. વહ પરિવર્તન ન કેવલ સમ્મિલન કરાને વાલા હોગા કિન્તુ જૈનધર્મ કે ઉદ્દેશ્ય પ્રચાર મે સહાયક ઔર આપત્તિયો કો દૂર કરને વાલા ભી હોગા. મૂર્તિયો મે વીતરાગતા કા નિરાવરણ પ્રદર્શન કરને સે મન્દિરો કા મહત્ત્વ બઢેગા હી, ઇધર સાધુવેષમે નગ્નતા કે સ્થાન મે કુછ અલ્પવસ્ત્રધારી વેષ

અના લેને સે સાધુઓ કો આને જાને મે જો કઠિનાઈ હૈ વહ નષ્ટ હો જાયગી મેરી સમઝ મે યે દોનો હી પરિવર્તન શાસ્ત્રસમ્મત હૈ, સમયાનુકૂલ હૈ, એકતા બઢાને વાલે હૈ

નિ સન્દેહ ઐમે સુધાર કે વિરોધ મે દિગમ્બર કહેગે કિ ઇસ તરહ તો દિગમ્બર સમ્પ્રદાય નષ્ટ હો જાયગા, ઔર શ્વેતામ્બર કહેગે કિ શ્વેતામ્બર સમ્પ્રદાય નષ્ટ હો જાયગા મેરી સમઝ મે ઇન સમ્પ્રદાયો કા નષ્ટ હોના તભી તક બુરા હૈ જબ તક ઉનકે સ્થાનમે હમ પ્રવિત્ર જૈનત્વ કો ન પાસકેં ભગવાન મહાવીર કે સમય મે ન તો શ્વેતામ્બર સમ્પ્રદાય થા ન દિગમ્બર સમ્પ્રદાય ઉસ સમય જીનકલ્પી મુનિ દિગમ્બર વેષ મે રહને થે સ્વય ભગવાન મહાવીર દિગમ્બર વેષ મે રહતે થે, પર હુ દિગમ્બર સમ્પ્રદાય નહી થા ઇસી તરહ સ્થવિર કલ્પી મુનિ શ્વેતવસ્ત્ર ધારણ કરતે યે પર હુ ઉસ સમય શ્વેતામ્બર સમ્પ્રદાય ભી નહી થા ઉસ સમય તો અભિન્ન જૈનધર્મ થા ઇન સમ્પ્રદાયો કે અભાવ મે ક્યા કોઈ કહ સકતા હૈ કિ ઉસ સમય સમ્યગ્દર્શન જ્ઞાન ચરિત્ર નહી થા ઔર આજ હૈ ? ઉસ સમય મોક્ષ નહી મિનતા થા ઔર આજ મિનતા હૈ ? પરિસ્થિતિ તો બિનકુલ ઉલ્ટી હૈ ઇન સમ્પ્રદાયભેદો ને તો રત્નત્રય ઔર મોક્ષ કો છીન હી લિયા હૈ ઇસલિયે અગર ઉપર્યુક્ત સુધાર સે યે સમ્પ્રદાય વિનીન હોકર શુદ્ધ જૈનત્વ પ્રકાશ મે આતા હો તો હમે ઇસકા ઉસી પ્રકાર સ્વાગત કરના ચાહિયે જીસ પ્રકાર મતિ શ્રુતિ અવધિ મન પર્યય જ્ઞાનો કે વિનીન હોને પર કેવનજ્ઞાન કા કિયા જાતા હૈ ।

ઇન સુધારો કી ઉપયુક્તના સ્પષ્ટ હોને પર ભી ઇનકા પ્રવેશ હોના અગર દુર્લભ હો તો ભી હમ ઉદારતાસે કામ લેકર તીનો સમ્પ્રદાયોં કા સમ્મિનન કર સકતે હૈ જીસ પ્રકાર મૂર્તિ ઔર અમૂર્તિ કા પ્રશ્ન રૂચિ ઔર યોગ્યતા કા પ્રશ્ન હૈ ઉસી પ્રકાર મૂર્તિ કૈસી હોના ચાહિયે યહ પ્રશ્ન ભી રૂચિ ઔર યોગ્યના કા હૈ ઇસી પ્રકાર સાધુઓ

કે વેષ કા પ્રશ્ન ભી રૂચિ ઔર યોગ્યતા કા હૈ શ્વેતામ્બર સમ્પ્રદાય કો તો શ્વેતવસ્ત્ર ધારી ઔર નગ્ન ઐસે દોનોં પ્રકાર કે મુનિયોં મેં કોઈ આપત્તિ ન હોના ચાહિયે ક્યોંકિ યે દોનોં હી વેષ શાસ્ત્રસમ્મત હૈ મુઝે આશા હૈ કિ શ્વેતામ્બર સમ્પ્રદાય કી તરફ સે ઇસ શાસ્ત્રોક્ત ઉદારતા કે પ્રાપ્ત કરને મેં કોઈ વિશેષ બાધા ન હોગી રહી દિગમ્બરોં કી બાત મેં દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ કો દેખતે હુએ ઉ હેં ઇસ વેષૈકાન્ત કો શિથિલ કર દેના ચાહિયે ઇસ વિષય મેં દિગમ્બર સમાજમેં ભી કુછ આ દોલન ઉઠ ખડા હુઆ હૈ મુઝે આશા હૈ કિ કુછ સમય બાદ વહાંકા વેષૈકાન્ત શિથિલ હો જાયગા

અગર હમ ઉક્ત પરિવર્તન કર શકે તબ તો ઠીક હૈ અગર ન કર શકે તો ભી હમેં અનેકા ત કે સિદ્ધાન્તાનુસાર અપની ભાવનાઓં કા સુધાર કરના ચાહિયે યહ તો નિશ્ચિત હૈ કિ સમાજ કે કુછ લોગ ઐસી ભાવનાઓં કે ભી વિરોધી હોતે હૈં ઔર પ્રારમ્ભમેં કિસી ભી સુધારકે કાર્યમેં બહુસંખ્યક લોગ હાથ નહીં બટાતે ઇસલિયે તો પ્રારમ્ભ મેં ઐસે વિચાર વાલોંકા એક મડલ સ્થાપિત હોના ચાહિયે, જીસમેં સમ્પ્રદાયિક પક્ષપાત કો છોડકર કાર્ય કિયા જાય ઉસ મડલ કે ભીતર શાસ્ત્રીય મતભેદોંકા સમન્વય કરનેવાલી એક વિદ્વત્સમિતિ હો મડલ કે દ્વારા ઐસે ઉ ાર વિચારોંકા પ્રચાર કિયા જાય ઐસે ધર્માયતન બનાનેકા પ્રયત્ન કિયા જાય, જિનમેં સામ્પ્રદાયિકતા ન હો ઐસા ભી પ્રયત્ન કિયા જાય જીસસે એક સંપ્રદાય વાલે દૂસરે સંપ્રદાયવાલોંકે કાર્યમેં શામિલ હોં

યહાં વહ બાત ધ્યાન મેં રખને કી હૈ કિ હમેં તીનોં સંપ્રદાયોં કો એક સૂત્ર મેં બાંધને કી ચેષ્ટા કરના હૈ-ઇસ સુધારકે પ્રયત્નમેં ચૌથા સંપ્રદાય નહીં બનાના હૈ ઇસલિયે ઐસે વિચારવાલોંકો અપને અપને સમ્પ્રદાયસે સંબંધવિચ્છેદ નહીં કરલેના ચાહિયે, સંપ્રદાયોં કે ભીતર રહકર કે હી સમ્પ્રદાયાતીત વિચારોંકા પ્રચાર કરના ચાહિયે

ઔર નિર્ભકિતા સે અપને શુદ્ધ જનત્વકી ભાવના કો પ્રકટ કરના ચાહિયે

શાસ્ત્રીય મતભેદોમેસે અધિકાશ મતભેદોંકા તો ? પૂર્ણ સમન્વય હો જાયગા અગર કુછ મતભેદ રહ ભી જાય તો ઉન્હે દો સમ્પ્રદાયોકા મતભેદ ન બનાકર દો વિદ્વાનો કા મતભેદ બનાના ચાહિયે દિગમ્બરાચાર્યોંમે ભી પરસ્પર મતભેદ હૈ ફિર ભી વે સબ એક હી સંપ્રદાયકે કહલાયે હૈં શ્વેતામ્બર આચાર્યોંમે ભી પરસ્પર મતભેદ હોતા હૈ પરન્તુ વે ભી એક હી સંપ્રદાય કે કહલાતે હૈ ઇસી પ્રકાર અગર હમ અનેક મતભેદો કો સપ્રદાયોંકે મતભે૰ ન બનાકર આચાર્યોકેહી મતભેદ માન લે તો સામ્પ્રદાયિક કદ્દરતા નષ્ટ હો સકતી હૈ

મેરે હૃદય મે તીનોં સપ્રદાયો કો મિલાને કે લિયે અનેક તરહ કે વિચાર ઉઠા કરતે હૈ સભવ હૈ વે શેખચિલ્લી કે વિચારો કે સમાન સ્વપ્નસદશ હી હો ઉન વિચારોં કો મુખ દ્વારા સમાજ કે સમક્ષ રખને કા સાહસ મૈ અભી તક નહી કર સકા થા ઇસલિયે મૈ નહી કહ સકતા કિ મેરે વિચાર કહો તક કાર્યકારી હો સકતે હૈ. ફિર ભી ઇસ દિશામે સમાજકા ધ્યાન વિશેષ રૂપમે આકર્ષિત કરને કી આશાસે મૈને યે વિચાર સમાજ કે સામ્હને રખને કા સાહસ કિયા હૈ

---

છે ૧૭૮૯ની સાલમાં ફ્રેંચવિપ્લવ વખતે જે સમાનતાના વિચારો આખી પાશ્ચાત્ય દુનિયામાં ફેલાઇ રહ્યા હતા તેના કરતાં વધારે એ ભાવનાનો સ્વીકાર જગતભરમાં આજે થઇ રહ્યો છે આપણી પ્રજા આ સમાનતાના જેવા બીજા આદર્શોનો પણ સ્વીકાર કરી લે છે એ નવા વિચારો અને આદર્શોને અનુકૂળ આપણા સમાજબંધારણમાં શું શું ફેરફાર થઇ રહ્યા છે અને થશે તેનો વિચાર આપણે કરવાની આવશ્યકતા છે

સમાનતાની ભાવનાને લીધે રાજ્યની તેમજ સમાજની દૃષ્ટિએ દરેક વ્યક્તિ સરખી છે અને દરેકને અમુક સગવડો ભોગવવાનો સરખો હક્ક છે જેવી રીતે પુરુષોને કેળવણી આપવાની સગવડ થઈ છે તેવી જ રીતે સ્ત્રીઓને માટે થતી જાય છે દરેક વ્યક્તિને પ્રાથમિક કેળવણી મળવી જોઇએ એ વિચાર આપણે સ્વીકારતા થયા છીએ દરેકને ધંધાનું શિક્ષણ મળવું જોઇએ એનો પણ સ્વીકાર થયો છે, જો કે પરદેશી રાજ્યને લીધે તેનો આજ સુધી બરાબર અમલ કરી શક્યા નથી ધંધોવેપાર કરવો અને ઘર ચલાવવું એ બન્નેમાં સરખી જવાબદારી છે પોતાના ધંધા ઉપરાંત પુરુષવર્ગે તેમજ સ્ત્રીવર્ગે નાગરિક ધર્મનું પાલન કરવાનું છે ગયે વર્ષે આપણી ગુજરાતી બ્હેનો મોટી સંખ્યામાં રણક્ષેત્રમાં ઊતરી પડી હતી તે કેટલાક જૂના વિચારના માણસોથી સહન થતું નથી અને તેથી એવા પ્રશ્નો પૂછાય છે કે બહેનો ઘરકામ છોડીને રાજકીય લડતમાં પડે એ ઇચ્છવા જેવું છે? ખરી વાત તો એવી છે કે સ્ત્રીઓએ એમની સ્વાભાવિક કાર્યદક્ષતાથી ઘરનું કામ સંભાળીને લડતમાં ભાગ લીધો છે પણ આવી મોટી લડતમાં તો પુરુષોની માફક સ્ત્રીઓને ઘરનો સંબંધ તોડવો પડે દેશની લડતમાં ભાગ લેવો કે નહિ તેનો નિર્ણય એ બહેનો પોતે કરશે અને પુરુષોથી તેમાં આડે અવાશે નહિ એવો મારો મત છે સમાનતા અને આત્મનિર્ણયના સિદ્ધાંતને પરિણામે હવે પુરુષવર્ગ

આપખુદીથી પોતાનો જ કક્કો ખરો કરી શક એ યુગ જતો રહ્યો છે.

જે સ્ત્રીઓને લાગુ પડે છે તે છોકરાઓને પણ લાગુ પડે છે અને આપણી નજર આગળ આપણે જોઈએ છીએ કે કેળવણીમા મોન્ટેસોરીની પદ્ધતિમાં આત્મનિર્ણયનો સિદ્ધાંત સ્વીકારાયો છે હવે છોકરાઓનું સ્વમાન ખીલ્યુ છે છોકરાઓને મારપીટ અને અપમાન થતાં હતાં તે ઓછાં થતા જાય છે અને થોડા વખતમા નષ્ટ થઈ જશે આપણા નોકરોમાં સ્વમાનની ભાવના ખીલી છે તેમણે પોતાના હક્કની લડત શરૂ કરી છે અને આજે યુરોપ અમેરિકામા પ્રચલિત છે તેવી રીતે નોકરો વધારે માન, આરામ અને રજા ભોગવતા થશે

સમાનતાનો સિદ્ધાંત જેમ જેમ પચતો જશે તેમ તેમ અસ્પૃશ્યતાના પ્રશ્નનો નિકાલ થશે અસ્પૃશ્યતાની ભાવના અત્યંત ભૂંડી છે પણ એ દુષ્ટ અન્યાયને નાબુદ કરવા માટે આપણા હૃદયમા તીવ્ર ઈચ્છા થાય છે કે કેમ તેમા આપણી સાચી કસોટી છે

આત્મનિર્ણયનો સિદ્ધાંત માત્ર રાજકીય ઝગડાઓનો નિકાલ કરવા માટે ઉપયોગનો નથી છોકરા છોકરીઓને કેવા પ્રકારનો ધધો શીખવવો તેના નિર્ણયનો આધાર તેમની કુદરતી શક્તિ, તેમની લાયકાત, તેમની ઈચ્છાને અવલબીને રહેશે છોકરાઓ મોટી વયનાં થાય ત્યાં સુધી પરણશે નહિ કારણ કે હવે આર્થિક પ્રશ્ન મહા મુશ્કેલ થઈ ગયો છે મોટી વય સુધી પરણશે નહિ એટલે કેટલાક (છોકરાં તેમજ છોકરીઓ ) પરણવાનું બિનકુલ માંડી પણ વાળશે કોની સાથે પરણવુ તેનો નિર્ણય પણ હવે માબાપ કે દાદાદાદી કરી શકશે નહિ, અને ન્યાતિબધન ઢીલુ થઈ જશે

સયુક્તકુટુંબની વ્યવસ્થાએ ગમે તેવી સેવા કરી હશે પણ તે આજના યુગને પ્રતિકૂળ છે તેથી તે મરણનાં તરફડિયાં મારતી જણાય છે બળદગાડીની લાંબી મુસાફરી ગમે તેટલી રસિક હોય તે છતા

# સમાજ સુધારાના કાર્યોમાં જૈનોને ખાસ અનુકૂલતા.

આપણા સમાજમાં જે જે અનિષ્ટ રિવાજો પેસી ગયા છે અને જે નાબુદ કર્યા સિવાય આપણી પ્રગતિ કોઇ પણ દિશામા અશક્ય છે તેનું દિગ્દર્શન ડો સુમન્તભાઇએ પોતાના વ્યાખ્યાનમા સારી રીતે કર્યું છે એ પ્રચલિત અનિષ્ટ રિવાજો દૂર કરવા માટે હિન્દુઓની બીજી કોમો કરતાં જૈન સમાજને કેટલીક વિશેષ સરલતાઓ છે તે વિષે મારા વિચાર આજ આપની સમક્ષ મૂકવા ઇચ્છુ છુ

કોઇપણ સમાજમા ચાલતા રિવાજો ને ચાર પ્રકારના બધન હોય છે,—

(૧) ધાર્મિક બધન (૨) પુરોહિતોના બન્ધન (૩) ચાલતી આવેલી પ્રણાલિકા–રુઢિનું બધન (૪) સમાજના મોટા ભાગની જ્ઞાન અને કેળવણીની સ્થિતિ

આ બન્ધનોનો વિચાર કરતાં આપણને જણાશે કે પ્રથમ બે બન્ધનો જૈનકોમને નડતાં નથી સમાજમાં પ્રચાર પામેલા જ્ઞાતિ-બધન, બાળલગ્ન મરણ પરણના ખર્ચો વગેરે જૈન કોમને ધર્મનાં હજારો વર્ષો ઉપર રચાયેલી સ્મૃતિઓનાં કે બ્રાહ્મણોએ ઉપજાવી કાઢેલાં "શાસ્ત્ર" વચનોનાં–બન્ધનો નડતા નથી–નડવા જોઇએ નહિ પ્રચલિત રુઢિમા ફેરફાર કરતી વખતે જૈનેતર કોમોનો "ધર્મ" આડમાં આવી પડે છે તેવી કોઈ પ્રકારની નડતર જૈનોને હોવી જોઈએ નહિ

કારણ કે એ "ધર્મશાસ્ત્રો" જૈનોને બંધનકારક નથી સમાજના ચાલતા આવેલા અનિષ્ટ રિવાજોમાં ફેરફાર કરવાથી "સનાતન ધર્મ"નો નાશ થવાનો ભય કે નરકયત્રણાનો ત્રાસ જૈન સમાજને માટે હોવો જોઇએ નહિ વળી બ્રાહ્મણો પુરોહિતોની સત્તા જેવી બીજી હિંદુસમાજ ઉપર પ્રસરેલી છે તેનો શતાંશ પણ જૈન સમાજ ઉપર નથી બ્રાહ્મણની જરૂર માત્ર લગ્નવિધિ કરાવનાર ગોર સિવાય બીજે કોઈ સામાજિક પ્રસંગે જૈનોને પડતી નથી શ્રાદ્ધ, સંવત્સરી, ઉપવીત કે સીમંત હોમ હવન વ્રત ઉદ્યાપન વગેરે કોઈપણ પ્રસંગે જૈન સમાજને બ્રાહ્મણ કે પુરોહિતની જરૂર નથી કારણ કે એમાંના એકે જૈન સમાજમાં પ્રચલિત નથી ધર્મમંદિરમાં પુજારી તરીકે પણ જૈનોમાં બ્રાહ્મણોનું બંધન નથી એ ને હિંદુસમાજ જેને "ધાર્મિક" ક્રિયાઓ અને પ્રસંગો ગણે છે તેમાંના એકે માટે જૈન સમાજને બ્રાહ્મણ કે પુરોહિતની જરૂર પડતી નથી લગ્ન ક્રિયા માટે પણ બ્રાહ્મણ ગોરની આવશ્યકતા જૈનોને હોવી જોઇએ નહિ અને કેટલેક ઠેકાણે બ્રાહ્મણ ગોરને હાથે લગ્ન ક્રિયા કરાવવાનો રિવાજ બંધ પડવા પણ માંડ્યો છે ધર્મ અગર ધાર્મિક ગ્રંથો અને ધર્મશાસ્ત્રોનો પ્રભાવ આપણા સમાજ ઉપર એટલો મજબૂત અને ઊંડો પડેલો છે કે સમાજના હિતાહિતનો, ફેરવાયેલા સંજોગો અને પરિસ્થિતિનો અને પ્રગતિનો જરાપણ વિચાર કર્યા વિના સમાજનો ઘણો મોટો ભાગ માત્ર ધર્મ અને ધર્મશાસ્ત્રોની આજ્ઞા અનુસાર એમાં એવી આજ્ઞાઓ છે એમ તપાસ કર્યા વિના માની લઈનેજ કાર્યો કર્યે જ જાય છે જૈન સમાજને આ બંધન નડતું નથી નડવું જોઇએ નહિ. એ સમાજ સુધારા માટે પ્રથમ અને બહુ મોટી અનુકૂળતા ગણાય.

જૈન સાધુઓ અને સાધ્વીઓ જૈન સમાજના સામાજિક કાર્યોમાં વચ્ચે પડતા નથી. બ્રાહ્મણોનો તો જૈન સમાજ ઉપર કબજો જ નહિ એટલે સમાજ સુધારાના કાર્યમાં જૈનેતર હિંદુસમાજને

નો પ્રચાર મોટા વિસ્તારમાં થયા વગર એ જવાની નથી એટલે એ પ્રકારના બધનનો વધારે વિચાર કરવાની જરૂર નથી

સમાજમાં જ્ઞાન અને કેળવણીની સ્થિતિ—એ બન્ધન વિશે ખાસ વિચાર કરવાની જરૂર છે મને લાગે છે કે જૈન કોમની વસ્તી અને આર્થિક સ્થિતિના પ્રમાણમાં તેમા ઊંચી કેળવણી લીધેલાનું પ્રમાણ ઓછુ છે ખાસ કરીને ક યા કેળવણીના ક્ષેત્રમાં બાળા ઓને ઊ ચા પ્રકારની કેળવણીની બાબતમા જૈન કોમને હજી ઘણું કાર્ય કરવાનું બાકી રહેલું છે. અમુક બે ચાર ધનાઢ્ય કુટુમ્બોની કન્યાઓ ઊચી કેળવણી લે અને તે કુટુમ્બોમાં અરસપરસ તેમનાં લગ્ન થાય તેથી આખી કોમને કોઈ પ્રકારનો ફાયદો થવાનો નથી મોટા પ્રમાણમાં અને આર્થિક દૃષ્ટિએ સમાજની દરેક સ્થિતિની બાળાઓ ઉચા પ્રકારની કેળવણી લેશે ત્યારે જ સમાજની હાલની જે સ્થિતિ અજ્ઞાન અને કેળવણીના અભાવના બન્ધનથી પ્રવર્તિત છે તે સુધરશે —આ દિશામાં પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે આપ જોશો તો આપણા શહેરમાં જ જૈન કોમના છોકરાઓ માટે ત્રણ છાત્રાલયો છે ત્યારે જૈન બાળાઓને માટે કોઈ પ્રકારની સગવડ નથી—અહિયા જ નહિ–કોઈ પણ ઠેકાણે કન્યાઓને માટે એવી સગવડ નથી જે ઊંચા પ્રકારની કેળવણીથી ગામડાના છોકરાને વચિત ન રાખવા માટે શહેરોમા છાત્રાલયોનો પ્રબ ધ જૈન શ્રીમતોએ કર્યો છે અને કરે છે તેટલી જ ધગશથી તેવાજ પ્રબ ધો જૈન બાળાઓ માટે ઠેકાણે ઠેકાણે થવાની જરૂર છે એવાં કન્યાછાત્રાલયોની વ્યવસ્થા કરી શકે એવી સુશિક્ષિત અને સંસ્કારી સનારીઓનો જૈન કોમમાં અભાવ હોય એમ હું ધારતો નથી અને કદાચ જૈન કોમના તેવા કોઈ સ નારી ન મળે તો અન્ય કોમનાથી પણ તે અર્થ સારી શકાય

આપણી સામાજિક પ્રગતિની ચાવી આ પ્રકારની મોટા પ્રમા

ણમાં ક યાઓની ઊંચા પ્રકારની કેળવણીમાં જ રહેલી છે હિન્દુઓની બીજી કોમો કરતાં જન કોમને પોતાની સામાજિક પ્રગતિ કરવામાં આપણે ઉપર જોયુ તે પ્રમાણે કેટલીક મહત્ત્વની અને વિશેષ અનુકૂળતાઓ છે તેનો લાભ લઈ કન્યાકેળવણીનો પ્રશ્ન હાથમા લઈ સત્વર તેનો નિવડો લાવવાનો પ્રયાસ તમારી કોમના આગેવાનો કરશે એવી આશા છે

ગટુલાલ ધ્રુવ

# સાચી દયા

( આ નોંધ માત્ર છે તેમાં વ્યાખ્યાનમાં આવવી રહી ગએલી કેટલીક વસ્તુ વધારી દીધી છે )

માણસ જડ અને ચેતન બેય છે એમાંથી કોઈક વાર જડતા અને કોઈક વાર ચૈતન્ય ઉપર આવે છે આપણા ઉપર હમણાં જડતાનું રાજ્ય પ્રવર્તે છે એ'ને આપણે ધર્મને નામે અધર્મ આચરીએ છીએ, અને કદિ કોઇ ધર્મ બતાવે છે તો એને ધર્મ રૂપે ઓળખી શકતા નથી

## (અ) જે ખાદી પહેરતો નથી તે જૈન નથી

ખાદી લઈ એ છીએ તો દિવસની જેની આનો દોઢ આનો કમાણી છે એવા રાંક માણસોને કમાણી મળે છે

મીલનું કાપડ લઇને રાંકને બે પૈસા આપવાનો આપણને જે અવસર મળ્યો હતો એને ચુકયા, એટલે એને ભૂખે મારવાનું ને ટાઢયે ઠારવાનું એક તો આપણને પાપ લગ્યુ અને બીજુ જેને આજ પણ એકે વાતે ઉણપ નથી એવા સાહુકારને આપણે હરામની કમાણી ઊભી કરી આપી, જે વડે એ પાપ કરે એના આપણે ભાગીયા બ યા ત્રીજું, મીલના મજૂરની શારીરિક અને આધ્યાત્મિક અધોગતિ થાય છે એનું પણ આપણને પાપ લાગ્યું

મીલનું કાપડ લેવામાં આમ ત્રિવિધ પાપ છે ખદી લેવામાં પચેન્દ્રિયમાં શ્રેષ્ઠ માણસ પ્રત્યે દયા છે એ'લે દયાધર્મને ખાદી જ ખપે

## (આ) જે ભેસનુ દૂધ ખાય છે તે જૈન નથી

અમદાવાદ પોતાને જૈન પુરી કહેવરાવીને મલકાય છે પણ અમદાવાદ જીવનામા આશરે એક લાખ ભેશ પાછળ પુરા પદરસોએ પાડા નથી આ ૯૮૦૦૦ ઉપર પાડા કયા ગયા ?

આપણે ભૂખે રીબાવી રીબાવીને માર્યા એના કરતાં તો છરીએ મારતા હોઈએ તો તરત બાપડાનો છૂટકો થાય આપણે મોટા દયાધર્મી અને પાશ્ચાત્ય પ્રજાઓ ક્રૂર આમ માનવામા કેવળ મિથ્યા ભિમાન છે યૂરોપમાં વાછડા કામ નથી આવતા તો એને કતલ કરે છે આપણે અહી પાડા નકામા છે તો એને આપણે ભૂખે મારીએ છીએ છરી ઠીક કે ભૂખમરો !

ભેસનું ઘી આપણે ખાઇએ છીએ તે ભેસનું ઘી નથી પણ પાડાની ચરબી હોય છે ભેસનું દૂધ પીએ છીએ તે ભેમનું દૂધ નહિ પણ પાડાનું લોહી ને પાડાના આંસુ હોય છે ભેસના ઘી દૂધને ઠેકાણે ગાયનાં ઘી દૂધ ન વાપરીએ ત્યાં લગી પાશ્ચાત્ય પ્રજાઓ ઉપર સરસાઇનો દાવો કરવો મિથ્યા છે

## કતલ કરેલા ઢોરના ચામડાના જોડા કે બીજુ કઇ વાપરે તે જૈન નથી

ખાટકી આગળથી આપણે માંસ લઈએ કે ચામડુ, એ બેય સરખુ છે કેમકે બેયમાંથી એને પૈસાનું ઉત્તેજન મળે છે માંસનો ત્યાગ બસ નથી મારેલા ઢોરના ચામડાનો એવો જ તીવ્ર ત્યાગ કરવો ઘટે

## (ઈ) ખાટકીવાડથી જીવ છોડાવે તે જૈન નથી

ખાટકી પાસેથી ગમે તે નિમિત્તે લેવુ, એટલે એને બે પૈસાનો ફાયદો કરી આપવો, જેથી તે વધારે હોશથી એનો ધધો ચનાવી શકે, એક જીવને ઠેકાણે બે જીવ મારે એટલે ખાટકીવાડેથી જીવ છોડાવવામાં

પુણ્ય તો લેશ માત્ર નથી પણ જેટલું ખાટકીને આપણે લીધે ઉત્તેજન મળે એટલું પાપ છે

મુબઇમાં ૨૦,૦૦૦ ઢોર કાયમ રાખીએ ને એનુ દૂધ વેપારી રીતે છૂટુ પાડીએ તો વર્ષે વર્ષે ૧૦,૦૦૦ ઢોર બચી જાય પણ આપણને એ કયાથી સુઝે ! મહાવીર સ્વામીનો એકેએક શ્રાવક ૧૦ ૦૦૦ ગાયનું એક ગોકુળ એવાં અનેક ગોકુળ રાખતો આપણે અનુકરણ કરીએ તો ખરા શ્રાવક નહિ તો, નહિ

## (૩) પરિગ્રહનુ જે પરિમાણ ન બાધે તે જૈન નથી

આપણે પેટ ભરવાને, શરીર ઢાંકવાને આવશ્યક હોય એનાથી જેટલુંવધારે સંઘરીએ એટલી ચોરીને એટલી હિસા આપણે ભાગે આવે છે આપણે આવશ્યકથી વધારે રાખ્યુ એટલે બીજાને આવશ્યકતા પૂરતું ન મળે

બે જોડીને ઠેકાણે દશ જોડી, અથવા દશ જોડી જેટલી કિમ્મતની બે જોડી કપડાની આપણે રાખી એટલે ચાર જણાએ નવસ્રા ફરવુ રહ્યુ

આપણે રોજના આઠ આનામાં દેહનિર્વાહ કરી શકતા હોઇએ છતા રોજના અઢી રૂપીઆ ખાઈ જઇએ તો રોજ ચાર જણાએ ભૂખે મરવુ રહ્યુ

પરિગ્રહજ ય હિસા આપણે જેને હિસા રૂપે ઓળખીએ છીએ એ હિસા કરતાં અન તગણી ભયકર છે સામાન્ય હિસામાં તો કોકને છરો મારે એટલે એ ઘડીના છઠ્ઠા ભાગમાં મરી જાય ને છૂટી જાય પરિગ્રહની હિસામા તો માણસ ક્ષણે ક્ષણે મરણ યાતના ભોગવતો કોણુ જાણે કેટલે વર્ષે મુક્ત થાય છે

કોઇ કહે છે, 'નાના ચોર (ને નાના નાના ખુની) કારાગ્રહમાં દડમાં પડ્યા હોય છે મોટા ચોર (ને મોટા ખુની) સોના રૂપાં પહેરીને ફૂકડાની ઘોડે મહાલે છે !

સાહુકાર એના ધનનો માલિક નહિ પણ ગરીમના વની વાની છે એક ફારસી ગ્રથકાર લખે છે

' રાજા એક માણુસને દાનાધ્યક્ષ નીમે છે હવે આ માણુમ જેને સંખ્યાબંધ માણુસોનું કલ્યાણ કરવાનું હોય છે તે એ માણુસોના નિમિત્તનુ ધન પોતે પચાવી પાડે તો એના ઉપર રાજાની ખફા થયા વિના રહે નહિ એજ પ્રમાણે જો સાહુકાર દાન ન કરે તો તે ખુદાના કોપથી બચવાનો નથી

સેઇટ બેસિલ કહે છે 'સાહુકાર ચોર છે પ્રત્યેક માણુસ જોઈએ એટલુંજ લે ને વધારાનું દુખી માણુસોને આપે તો કોઈ સાહુકાર ન હોય ને કોઈ ગરીબ ન હોય

સેઇટ જેરામ કહે છે 'ધન સદાય ચોરીનું ફળ હોય છે, પછી એ ચોરી તેના માલીકે કરેલી હોય કે એના પૂર્વગામીએ'

સેઇટ ગ્રેગરી લખે છે "તેમની પાસે આવેલું તેઓ આપતા નથી ત્યારે તેઓ તેમના પાડોશીઓના મરણમાં સહાય થાય છે, કેમકે જેટલાનું જીવનસાધન સાહુકાર પચાવી પડયા હોય છે, એટલા ગરીબ દિવસે દિવસે નાશ પામે છે આપણે દુખીને આવશ્યક વસ્તુ આપીએ છીએ ત્યારે એને આપણો માલ આપતા નથી, એનો માલ એને પાછો સોપીએ છીએ દયા નથી કરતા પણ ન્યાયનું ઋણ ચૂકવીએ છીએ'

સેઇટ એમ્બ્રોસ લખે છે 'ભૂખે મરતા હોય એને ખવરાવો નહિ તો તમે એના ખૂની ગણાશો '

સેઇટ ઓગસ્ટિન કહે છે 'અનાવશ્યક વસ્તુ રાખવી એટલે બીજાની મીલકત રાખવી'

સેઇટ બેસીલ વળી કહે છે તમને ધન આપ્યુ, ને બીજાને ન આપ્યુ તે શુ ઈશ્વર અન્યાયી છે ? એક ધનવાન ને બીજો ભીખારી

હોય છે પહેલો ઉદારતા ને બીજો કષ્ટ સહન કરીને પુણ્ય ભાગી થાય છે'

તમે ખાઈ રહ્યા છો તે ભૂખ્યાનો રોટલો છે, તમારા કબાટમા તાળાં કુચીઓની અંદર લટકે છે તે નવસ્ત્રાંના વસ્ત્ર છે, તમારા ઓરડામાં હારબંધ ગોઠવ્યા છે તે અડવાણાના જોડા છે, તમે ભડારો રાખ્યા છે એ તગી ભોગવનારાઓનુ ધન છે કેમકે તગી ભોગવનારા માત્રને તમે અન્યાય કરો છો '

ચીનની એક કહેવત છે, કે એક માણસ આળસે જીવે છે, તો બીજો એક માણસ ભૂખે મરે છે'

એક ફ્રેચ ગ્રથકાર કહે છે 'અનેક માણસો એક વ્યક્તિને સારૂં કપડા બનાવવામાં રૂધાય છે, એને પરીણામે અનેક લોકો નવસ્ત્રાં રહે છે'

## (ઋ) તીર્થંકરને પરિગ્રહ કરાવે તે જૈન નથી.

આપણા તીર્થંકરોએ દયા આચરી અને ઉપદેશી છે છતા એ ભૂલી જઈને આપણે એનેજ નામે પશુનાં બલિદાન આપીએ તો કેવુ લાગે ? એજ પ્રમાણે તીર્થંકરોએ અનાગાર, દિગમ્બર ,ને પ્રાણી પાત્ર ર્શામાં રહીને આપણને અપરિગ્રહ શીખવ્યો છતાં આપણે એને નામે લાખો રૂપીઆ ઉડાડીને મ દિર ચણાવીએ છીએ ને બીજા લાખો વાપરીને એ અપરિગ્રહી દેવોની ઉપર હીરા માણેક મોતીની શોભા કરીએ છીએ આ શુદ્ધ અધર્મ તથા ધર્મની વિડબના છે

દેવદ્રવ્યમાં વ્હતો વ્યાઘાત આવે છે કેમકે આપણા દેવોએ પરાર્થે દ્રવ્ય માત્રનો ત્યાગ કરેનો ૩ે દેવ'વ્ય નામ સાર્થક તો જ થાય કે જો આપણે એનો સારા નિમિત્તે ત્યાગ કરી નાખીએ

રવી દ્રનાથની એક કવિતામાં આવે છે કે એક રાજાની રાજ-ાનીમા આગ લાગી તેથી કઈક લોકો નિરાધાર થઈ ગયા પણ ાજાએ એમનો ભાવ ન પૂછ્યો, ને એવામાં જ લાખો

રૂપીઆ વાપરીને રાજાએ સુવર્ણ મંદિર ચણાવ્યું એટલે સાધુ નરોત્તમે એને કહ્યુ કે ભગવાન તારા મંદિરમાં નથી એતો તારી રાંક આશરા વિનાની ચયેલી પ્રજા ભાગી છૂટી ત્યાં ગયા છે

દશમા શતકમાં ઇંગ્લાંડમાં એથલ્વોલ્ડ નામે ઉપાધ્યાય (બિશપ) થઈ ગયો એણે દુષ્કાળને કારણે પોતાને હસ્તક એક દેવળ હતું તેમાંના સોનારૂપાનાં પાન વેચી નાખ્યા ને કહ્યું ભગવાનનાં જડ મંદિર ધનથી ઉભરાઇ ઊઠે અને એનાં જીવતાજાગતા મંદિર ભૂખે મરે એનુ કંઇ કારણ નથી એજ પ્રમાણે સેઇંટ એમ્બ્રોસે બંદિવાનના બંધ છોડાવવા મિલાનના મંદિરના અલંકાર વેચી કે ગાળી નાખ્યા હતા

બિશપ એકેશિયસે કહ્યુ ભગવાનને થાળી રકાબીનું કાંઈ કામ નથી, અને પોતાના મત પ્રમાણે નાસ્તિક એવા ૭૦,૦૦૦ પારસી કેદીઓને છોડાવીને એના રાજા આગળ પહોંચાડી દીધા આપણા કરતાં આ ખ્રિસ્તીઓને જૈન પણ વધારે ધરે છે

જૈન લોકો મોતી વેચવાનો ધંધો કરે છે તે માંસ વેચવા કરતા ભુંડો છે હિંસા બેયમાં છે પણ માંસથી માણસનો દેહ પોષાય છે મોતીથી શણગારાય છે પોષણ આવશ્યક છે શૃંગાર નિરર્થક છે જૈન લોકો કાપડની મીલ ચલાવે છે એમાં માણસની કેટલી હિંસા થાય છે એ જોવુ હોય તો અમદાવાદની મીલમજુરોની ચાલીમાં આંટો મારી આવવો ત્યાં ફરી આવ્યા પછી એ ચાલી કતલખાના કરતાં ભુંડી લાગશે કતલખાનામાં પશુ બે ચાર પળમાં છૂટી જાય છે મીલની ચાલીમા નર પશુ ક્ષણે ક્ષણે કોણ જાણે કેટલા વર્ષે છૂટે છે ને એ નરકયાતના પછી વણપરપરાએ ઉતર્યા કરે છે જૈનો એમ માને છે કે આપણે ખેતી કરતા નથી એટલે ખેતીના પાપથી બચી ગયા પણ ખેતીનું પાપ તો ધાન્ય ખાનાર માત્રને એક સરખુ લાગે છે ધાન્ય લેનાના પડયા છે એટલેજ ખેડુત ખેતી કરે છે,

માંસાહારીને પશુવધનું પાપ લાગે છે એજ પ્રમાણે શાકાહારીને પણ ખેતીનું પાપ લાગે છે પોતે ખેતી ન કરે ને બીજા પાસે કરાવે એથી તે પાપ મુક્ત નથી રહી શકતો ઊલટું પોતે ખેતી કરે તો યત્નાપૂર્વક કરે અને પરીણામે ઓછી હિંસા થાય બીજા જતન ન રાખે એટલી હિંસા વધારે થાય એટલે પોતે ખેતી કરે તો એકંદરે પુણ્ય થાય, પાપ નહિ

ઉપદેશચિંતામણીમાં લખે છે

देशायकाशिक हिं;गृह्य ते मामूद् गमनागमनाभ्यां प्राण्युपमर्द इत्युभिप्रायेण । स च स्वयं कृतोऽन्ये न या कारित इति न कश्चिद्विशेष । प्रत्युत स्वयंगमने गुण ईर्यापथशुद्धे परस्य पुनरनिपुणत्वात्कुतस्तच्छुद्धि ।

એવા ઘણાને આપણે જોઈએ છીએ કે જે આઠ ઉપવાસ કરી નાખશે પણ ધર્માદામાં આઠ દોકડા યે નહિ આપે એવા લોકોને ઉદ્દેશીને એક ફારસી લેખક કહે છે

દિવસમાં તમે જેટલું અન્ન લેતા એટલું ઉપવાસને દિને ગરીબોને આપો જેથી કરીને તમે ભોગવેલા કષ્ટનો લાભ પ્રગટ થાય અને યોગ્ય માણસને તમે લીધેલી તસ્દીથી લાભ થાય.

વાલજી ગોવીંદજી દેશાઈ

# વ્યવહારમાં અનેકાન્તવાદ

બહેનો અને ભાઈઓ

આજે આપણે એવા યુગમા છીએ કે જ્યારે દરેક ધર્મે અને દરેક વર્ણે પોતાનામાં જે કાંઈ શ્રેષ્ઠ અને પ્રશસ્ત બનાવ્યું હોય તે સમગ્ર રાષ્ટ્રને ચરણે ધરવુ જોઇએ એનાથી આગળ જઇને બોલવાની છૂટ લઉ તો એમ પણ કહું કે સમગ્ર માનવ જાતના ચરણે ધરવું જોઈએ હવે એ જમાનો પૂરો થયો છે કે જ્યારે માણસો પોતાની વિશેષતાઓ પોતાના સંપ્રદાયમા કે પોતાના વર્ણમા સાચવી રાખે અને તે વર્ણ કે સંપ્રદાયનું નામ જેઓ ધારણ ન કરતા હોય તેમને તેના અનધિકારી ગણે આજે બ્રાહ્મણકુળમાં જન્મેલો એવો દાવો નહિ કરી શકે કે વિદ્યા પામવાનો અને આપવાનો અધિકાર તેને એકલાને છે તેમ આજે કોઇ એવુ નહિ કહી શકે કે અંગમહેનતથી સેવા કરવી એ કેવળ સૂદ્રોનું જ કામ છે તેમજ લોકસંગ્રહ ઉપર ભાર મૂકવાનો અધિકાર કેવળ વેદ સંપ્રદાયના અનુસરનારાઓને છે અથવા અહિંસાની વાત કરવાનો અધિકાર કેવળ જૈનોને છે, કે મધ્યમ પ્રતિપદાથી સંચરવાનો અધિકાર કેવળ બૌદ્ધોને છે આજે તો દરેક સંપ્રદાયની કૃતાર્થતા પોતાનામાં જે કાંઈ સારૂ હોય તે સમગ્ર માનવજાત આગળ રજૂ કરવામાં છે એને પોતાના સંપ્રદાયનું નામ બીજાઓ ધારણ કરે એવો આગ્રહ રાખ્યા વિના તેઓ પોતાના ધર્મ કે વર્ણની વિશેષતાઓ ગ્રહણ કરે એમ ઇચ્છવામાં છે

આ દૃષ્ટિથી વિચાર કરતા જૈનધર્મ આખા રાષ્ટ્રની જનતા સમક્ષ અથવા તો માનવજાત સમક્ષ શું શું રજૂ કરી શકે ? જૈન-

ધર્મમાં એવા ઘણા આચારવિચારો અને વિધિવિધાનો હશે કે જે જૈનોને પોતાને શ્રેષ્ઠ લાગે છતા સમગ્ર માનવજાત આગળ તેના ચાલુ રૂપમા તે મૂકવાને ઘણા અંતરાયો હોય, પણ જીવનમા અહિંસાની દૃષ્ટિની પ્રધાનતા કે મન અને શરીરને કબજામાં રાખવા ઇંદ્રિયસયમ ઉપર ભાર, અથવા વિચારના ઐકાન્તિક દુરાગ્રહો દૂર કરવા અનેકાન્ત દૃષ્ટિની વ્યવહારૂ ઉપયોગિતા માનવજાત સમક્ષ જરૂર રજૂ કરી શકાય.

જૈનાચાર્યો જૈન દર્શનના બીજા નામ તરીકે ઘણીવાર અનેકાન્ત દર્શન એવુ નામ આપે છે આ બતાવે છે કે તેમની દૃષ્ટિએ અનેકાન્તના સિદ્ધાતનું કેટલું મહત્ત્વ છે ભગવાન વર્ધમાન મહાવીરે જૈનધર્મનો પુનરુદ્ધાર કર્યો ત્યારથી અનેકાન્તનો ઇતિહાસ આપણે શરૂ કરી શકીએ ઉત્તર હિંદુસ્તાનમાં તે યુગ એવો હતો કે જ્યારે વિચાર સ્વાતંત્ર્ય કોઈ પણ જાતના પ્રતિબંધ વિના મુક્ત રીતે વહેતું હતું વિચારકો પોતપોતાની દૃષ્ટિઓ આગ્રહ પૂર્વક લોકો સમક્ષ રજૂ કરતા હતા આ દૃષ્ટિઓ વિવિધ રીતે અને પોતપોતાના ખ્યાલથી રજૂ થતી હતી,

હવે સ્વાભાવિક છે કે આ વિવિધ દૃષ્ટિઓ એક બીજાના સપર્કમા આવતાં સઘર્ષણ અને વિરોધ ઉત્પન્ન થાય આ વિરોધ વિચારના પ્રદેશમા હોય તેથી તેમાં રાગદ્વેષને ઓછુ સ્થાન હોય એમ માનવાને કશું કારણ નથી આથી, જ્યારે દેશમાં વિવિધ જાતની વિચારસમૃદ્ધિ વધતી જાય ત્યાર તેમાથી રાગદ્વેષને બાજુ પર રાખી દરેક વિચારને તેની પોતાના દૃષ્ટિએ તપાસવાની જરૂર ઉત્પન્ન થાય છે આ જરૂર પૂરી પાડવા અનેકાન્તવાદ હયાતીમાં આવ્યો હશે, એમ મારુ માનવુ છે, પણ અનેકાન્તનો અર્થ કાંઇ એવો છે જ નહિ કે દૃષ્ટિ સાચી જ હોય અથવા દૃષ્ટિ સાચી હોય તો પણ તે દૃષ્ટિને આધારે ચાલતા વિચારો તત્સગત હોય. આ બન્ને પરીક્ષણથી

જ નક્કી થાય અનેકાન્તવાદનો અર્થ કદી પણ એવો થતો જ નથી કે દરેક માણસ જે કાંઈ કહે છે તે બધુએ સાચુ છે અથવા તો તે માણસને ફાવે તેમ કરવાનું એક ઓઠુ છે ! એમ માનવુ એ સર્વથા અનુચિત છે અનેકાન્તવાદ તે તે દૃષ્ટિની અને તે તે તત્ત્વની તાત્ત્વિક પરીક્ષા કરીને જ તે દૃષ્ટિની યથાર્થતા અને આચરણ—યોગ્યતા સ્વીકારે છે પણ અનેકાન્ત દૃષ્ટિ એવો અભિપ્રાય રાખે છે કે વસ્તુ અનેકધર્માત્મક હોઈ તેની પૂરેપુરી સમજણ અથવા ઉત્તરોત્તર વધતી સમજણ તેને અનેક દૃષ્ટિએ તપાસવાથી જ મળે છે

આ રીતે અનેકાન્તને વિચારીએ તો તે બધા તત્ત્વજ્ઞાસુઓને વિચારવા જેવી દૃષ્ટિ છે એમ લાગશે પણ આજે હું આપની સમક્ષ કેવળ ફિલસફીની દૃષ્ટિથી જ અનેકાન્તવાદની ચર્ચા કરવા ઇચ્છતો નથી જેમ પ્રાચીન કાળના આચાર્યોએ તે વિદ્યમાન દર્શનોનો અભ્યાસ અને પરીક્ષા કરી સ્યાદ્વાદને 'સકલદર્શન સમૂહાત્મક'—આ હેમચંદ્રનો શબ્દ છે—ઠરાવ્યો તેમ આજે પણ કોઈ વિચારકો વિદ્યમાન ફિલસુફીઓના અને વૈજ્ઞાનિક દૃષ્ટિઓના અભ્યાસ અને પરીક્ષણથી સ્યાદ્વાદને નવો અવતાર આપી શકે આવા પ્રયત્નથી ઘણાં નવા તત્ત્વો જડી આવે એવુ મને લાગે છે આપણા દેશમાં ખાસ કરીને ગુજરાતમા અને ગુજરાતમાએ જૈનોમા વિદ્વાનો અનાદર છે અને તેથી વિદ્વાનો દુર્ભિક્ષ વર્તે છે એવી પરિસ્થિતિમાં આવા બહુ શ્રમસાધ્ય અને સારા જ્ઞાનભંડાર આદિ સગવડોની અપેક્ષા રાખતા પ્રયત્નને કરનારા કોઇ મળે એમ મને લાગતું નથી પણ હાલમા આવા પ્રયત્નને સ્થાન ન મળે તોપણ અનેકાન્તવાદને વ્યવહારમા મૂકવાને ખાસ અડચણ આવવી જોઇએ નહિ તેમ કરવા માટે અનેકાન્તની વિચારદૃષ્ટિ ખીલવવાની જરૂર છે અને દૃષ્ટિ ખીલવવા માટે દરેક બાબતમા સત્ય જાણવાની ઉત્કટ ઇચ્છા એ પ્રથમ આવશ્યક છે આવી ઉત્કટ ઇચ્છા મમત્વના કારણથી ઉત્પન્ન

થતા રાગદ્વેષને કબજામાં રાખવા બળ આપી શકે જે પ્રમાણમાં આપણે વિચારના પ્રદેશમા ઉત્પન્ન થતા રાગદ્વેષને કબજામા રાખી શકીએ, તે પ્રમાણમા પ્રતિપક્ષીના મતવ્યોનો તેની દૃષ્ટિથી સમજવાનો માર્ગ સરળ થાય છે આ માર્ગ સરળ થતા દરેક માણસ પોતાની બુદ્ધિ—શક્તિનો ખીનવટ પ્રમાણે તે તે દૃષ્ટિઓ તપાસી શકે, અને તેના તથ્યાંશોનો સમન્વય કરી તે પ્રમાણે પોતાના આચરણમા ઉચિત ફેરફારો કરી શકે

આ દૃષ્ટિનો વેપારઉદ્યોગના ક્ષેત્રમા ઉપયોગ કરી જોઇએ કારણ કે જૈનોનો મુખ્ય વ્યવહાર વેપારઉદ્યોગનો છે વેપાર અને ઉદ્યોગ સમાજના યોગક્ષેમ માટે છે સમાજની આવશ્યક વસ્તુઓ ઉત્પન્ન કરવી અને તેને યોગ્ય સ્થળે પહોંચાડવી એ ઉદ્યોગ અને વેપાર માત્રનું ધ્યેય હોઈ શકે એક બીજાના ઉદ્યોગના વિનિમયથી સમાજ પોષણ પામે છે અને આ વિનિમયની રીત ઉપરથી સમાજની સસ્કૃતિનું એક રીતે માપ પણ કાઢી શકાય છે

હવે આપણે જાણીએ છીએ કે સૌથી વધારેમા વધારે ઝઘડા વેપારઉદ્યોગમા થાય છે રાગદ્વેષને વધારેમાં વધારે અવકાશ આ ક્ષેત્રમા મળે છે, આનુ કારણ શુ? એક કારણ આપણે આપણા અનુભવમાથી સ્પષ્ટ રીતે કહી શકીએ છીએ અને તે એ કે, આપણે આવા પ્રસંગોમાં અગત લાભનો કે સ્વાર્થનો જ વિચાર કરતા હોઇએ છીએ! સામા માણસ પાસેથી વધારેમાં વધારે કેમ લેવાય અને તેને ઓછામાં ઓછુ કેમ અપાય એ હમેશા આપણું ધ્યેય હોય છે સામાનુ ધ્યેય પણ મોટે ભાગે એવુ હોય છે આવાં બે ધ્યેય વચ્ચે સંઘર્ષણ અને વિરોધ જ હોય અહીંઆં અનેકાન્તવાદની દૃષ્ટિનો ઉપયોગ થઈ શકે છે આપણી વધારેમાં વધારે લેવાની અને ઓછામા ઓછુ આપવાની દૃષ્ટિ જો ન્યાય્ય હોય તો સામાની એવી દૃષ્ટિને પણ આપણે ન્યાય્ય માનવી જોઇએ પણ આ પ્રમાણે સામાની

દૃષ્ટિને ન્યાય્ય માનવાથી વિરોધ દૂર થતો નથી કેટલીક દૃષ્ટિઓ જ ખોટી હોય છે અને તે આપણામાં છે માટે બીજામાં ન્યાય્ય માનવી એ ઋજુતા ખરી ? તો પણ તેને શુદ્ધ વિચારની દૃષ્ટિએ તપાસવાની જરૂર રહે છે એમ તપાસતાં જણાશે કે પોતે વધારેમાં વધારે લેવુ અને બીજાને ઓછામાં ઓછુ આપવુ એ આખો મનોભાવ અસામાજિક એટલે કે સમાજ સંસ્થાનો વિઘાતક છે, અને તેથી એ મનોભાવ જેમ બીજા વિષે ખોટો છે, તેમ આપણા વિષે પણ ખોટો છે । આ રીતે ઉત્તરોત્તર વિચાર કરતા સમાજ વ્યવસ્થાના પ્રશ્નો ઉપર આપણે આવી પહોંચીએ અને દરેકને પૂરતુ પણ કોઇને માટે વધારે પડતું નહિ, એવાં આદર્શ ઉપર આવી પહોંચીએ, અને મહેનત કરી શકે, શારીરિક કે બુદ્ધિની એવા દરેકજણને પૂરતુ મળતુ જોઇએ, એ આપણી દૃષ્ટિ થાય આ સિદ્ધાંતથી વિચારીએ તો આપણે જેમ આપણા માટે પૂરતું ઇચ્છીએ તેમ સામા માટે પણ પૂરતુ ઇચ્છીએ અને જેમ સામા માણસને પૂરતા કરતાં વધારે સંગ્રહ ન કરવા દઇએ તેમ આપણે આપણા માટે પણ પુરતા કરતાં વધારે સંગ્રહ રાખવો અધર્મ ગણીએ, આ વિચારસરણીમાં જેમ સામાજીક ન્યાયને સ્થાન આપીએ છીએ તેમ અપરિગ્રહની ધાર્મિક દૃષ્ટિને પણ સ્થાન આપી શકાય ફક્ત એમાં હમેશા એટલુ ધ્યાન રાખવુ પડે કે સામો માણસ અપરિગ્રહી થાય એવી અતિ ધાર્મિક (!!) દૃષ્ટિ ન રાખીએ!! અથવા તો પરિગ્રહની મર્યાદા પુરી થાય એટલ સ્ત્રી કે પુત્રના ખાતે જમે કરી અપરિગ્રહના ગુણગાન ન ગાઇએ.

આ રીતે નાના મોટા વ્યવહારમાં દૃષ્ટિની યોગ્યતાની તપાસ કરી બીજામા એ દૃષ્ટિની યોગ્યતા સ્વીકારી આપણે વ્યવહારમા અનેકાન્તદૃષ્ટિનો ઉપયોગ કરી શકીએ

અનેકાન્તવાદનો બીજા રાજકીય, સામાજિક અને કૌટુમ્બિક

વિરોધેમાં પણ ઉપયોગ કરી શકીએ એક દેશમાં રહેતી પ્રજા બીજા દેશની પ્રજા ઉપર પોતાના અધિક પશુબળના કારણે રાજ્ય કરે એ અન્યાય છે જેમ સાચો અનેકાન્તવાદી હિંદુસ્તાનમાં રાજ્ય કરતા અંગ્રેજનો વિરોધ કરે તેમ તે કોઈ પણ હિંદીને બીજા દેશ ઉપર રાજ્ય કરવા જતા અટકાવે અને ન્યાયે તે નાની કોમો ઉપર આપખુદી કરતા અટકે સ્વરાજ્ય મેળવવાની રીતોના ભેદ પ્રમાણે રાજકીય પક્ષો પડે છે આ રાજકીય પક્ષોમા પણ વિધવિધ રીતે અનેકાન્ત દૃષ્ટિએ સમન્વય શકય છે પણ અહીંઆં એ બતાવવા જતાં રાજકીય વિષયનું લાંબુ ભાષણ થઈ જાય

સામાજીક સુધારાઓમાં અને ભિન્ન ભિન્ન કોમોની પ્રતિષ્ઠાના પ્રશ્નોમાં પણ અનેકાન્ત દૃષ્ટિએ ઘણો સમન્વય સાધી શકાય પોતાના શ્રમથી સમાજને જરૂરની વસ્તુઓ જે ઉત્પન્ન કરે છે તે બધા સરખા આદરને યોગ્ય છે ફિલસુફને ખેડૂત કરતા વધારે માન આપવાની જરૂર નથી, તેમ ખેડૂતના કામ કરતાં ફિલસુફના કામની કિંમત ઓછી ગણવાની જરૂર નથી તમે કેવળ 'ઉદરભર વાદી હો તો બીજી વાત છે।

સામાજિક સુધારાઓમા પણ આ દૃષ્ટિ યોગ્ય માર્ગ બતાવશે કોઈ માણસ આપણને ન અડે અથવા આપણું ચોખ્ખાઈથી પાણેલુ જમણ જમતા તેને વટલાઈ જવાનો ભય લાગે તો તે જેમ આપણને અપમાનકારક લાગે તેમ બીજા પ્રતિ આપણું એવુ વર્તન અનુચિત ગણાવુ જોઈએ આ દૃષ્ટિએ અસ્પૃશ્યોને મંદિરોમાં આપણી રીતે દાખલ ન કરવામા કેટલો બધો અધર્મ છે તે સમજાઈ જશે

માણસ જેટલો સંયમ કેળવે એટલું તે તેને માટે વધારે સારુ છે પણ જે બાબતોમાં તે પૂરેપુરો સયમ રાખી શકતો ન હોય અને તેથી સામાજિક આચારે તેને જે ભોગની છૂટ આપી હોય તે

છૂટ માણસ પોતે જેટલી લે તેટની બીજા લે તો તેણે વાંધો લેવો ન જોઈએ વિધુર અથવા વિધવા સયમ કેળવી પોતાનું જીવન સેવા પરાયણ ગાળે તે ઉત્તમ ગણાય, પણ સમાજમાં જો વિધુર કોઇપણ દોષ વિના પુનર્લગ્ન કરી શકે તો વિધવાને પણ તેવી જ રીતે છૂટ હોય

આમ જીવનના અનેક પ્રશ્નોમા અનેકાન્તદષ્ટિની વ્યવહારુ ઉપયોગિતા છે

કોઈ પણ દષ્ટિની, જે કારણથી તે ઉત્પન્ન થાય છે તે કારણ સાથે,તાત્વિક પરીક્ષા કર્યા પછી જેટલે અંશે તેની સત્યતા જણાય તેટલે અંશે તેને ગ્રહણ કરવી અને એવી રીતે ઉત્તરોત્તર ચિત્તના સમન્વયને વધારતા જવુ એ અનેકાન્તવાદનું રહસ્ય છે આ ક્રિયા જીવનના મોટા ધ્યેયમાનું એક ધ્યેય છે દરેક વસ્તુ અથવા પદાર્થ વ્યવહારમાં અનેક રીતે ભાસે છે, માટે એમાં આપણે જાણતા હોઇએ અથવા આપણે સાચી માની હોય તેના કરતાં બીજી રીતે જ વસ્તુ વિષે બીજા અનેક મતો સાચા હોય એવા તાત્વિક સભવ ઉપર અનેકાન્ત દષ્ટિ નિર્ભર છે

સાચો અનેકાન્તવાદી જીવનને આ રીતે સમજવા અને જીવવા પ્રયત્ન કરે છે આ વિચારસરણી જો લાભદાયક હોય તો તે જેટલી જૈન કુળમાં જન્મેલાઓ માટે છે, તેટલીજ બીજાઓ માટે પણ છે આમ સમજી જગતના ઉપયોગ માટે જૈન નામનો આગ્રહ રાખ્યા વિના પણ અનેકાન્તવાદનું નજરાણુ માનવજાતના દરબારે રજૂ કરી શકાય ।

રસિકલાલ, છો પરીખ

# જૈનેતર

પર્યુષણની આ જ્ઞાનગોષ્ઠિમાં બે વરસ હાજરી આપી, એટલે એનો હક બતાવી પંડિત બેચરદાસજી મને અહીં ખેંચી લાવ્યા છે હું ક્યાં જૈન ધર્મનો અભ્યાસી છું કે દરવર્ષે કંઈક નવું નવું વિવેચન કરી શકું ? એટલે આજને માટે મેં વિષય પસંદ કર્યો 'જૈનેતર ' આ વિષય મને કેમ જડયો તે જ પ્રથમ કહી દઉં

એ વાતને વરસો થયાં. એક ચોપડી મારા હાથમાં આવી ચોપડીનું નામ હતું ' જૈનેતર દૃષ્ટિએ જૈન ' એમાં મારા પણ બે લેખો હતા ઘણા મોટા મોટા લોકોની હારમાં પોતાનું નામ જોઈ સારું તો લાગ્યું પણ વિશેષ તો તે દિવસે મેં શોધ કરી કે આપણે જૈનેતર છીએ તે પહેલાં એવું કંઈ જાણતો ન હતો

## ' ઇતર ' શબ્દનું સ્વારસ્ય

ઇતર' શબ્દ મજાનો છે એ શબ્દ પહેલવહેલો સાંભળ્યો કોલેજમાં ચાલતા તર્કશાસ્ત્રમાં मनुष्येतरभिन्न मनुष्य એવી એવી શાસ્ત્રશુદ્ધ, તર્કશુદ્ધ, પણ શૂન્ય જ્ઞાન આપનારી વ્યાખ્યાઓ તર્કશાસ્ત્રમાં આવતી જે મનુષ્ય નથી એનાથી જે ભિન્ન તે મનુષ્ય એટલે સીધીભાઇનો ડાબો કાન કરીને ફરી ત્યાંનું ત્યાં આવવાનું રહેતું તર્કશાસ્ત્રની પણ બલિહારી કે આવી વ્યાખ્યાઓ આપી જ્ઞાનમાં ઉમેરો કરે છે।

ત્યાર પછી ' ઇતર ' શબ્દ કાન પર અથડાયો મદ્રાસ તરફના ' બ્રાહ્મણેતર ' પક્ષનું નામ સાંભળીને હું માનતો હતો કે બ્રાહ્મણેતરો કંઈ નહિ તો હિંદુ તો હશે જ એક વખત મદુરાના

એક ખ્રિસ્તી મિત્રને ત્યાં રહ્યો હતો હું મહેમાન રહ્યો એટલે ઘરનાં બધાને શાકાહારથી ચલાવવુ પડ્યુ મે મશ્કરીમાં કહ્યું, શાકાહાર કરીને તો તમે હિંદુ થયા, પણ પાછળથી ખબર પડી કે એ ખરેખર 'બ્રાહ્મણેતર' પક્ષના ગણાય છે! અને એમ જોયું કે બ્રાહ્મણેતર પક્ષનો આગેવાન પણ બીજો એક ખ્રિસ્તી જ છે જે બ્રાહ્મણ નથી, તે ભલે ખ્રિસ્તી હોય કે પારસી, બ્રાહ્મણેતર કેમ ન ગણાય? તર્કની દૃષ્ટિ ચલાવીને મે પૂછ્યુ 'આ ટેમલ બ્રાહ્મણેતર ગણાય કે નહિ? આ હાનસ પણ બ્રાહ્મણેતર છે ને?'

## અજ્ઞાત માટે તુચ્છ

જે પોતાથી ભિન્ન છે તેમને વિશે કશુ ન જાણવુ, અને તેમને બધાને એક જ નામ તળે આણવા, એ મનુષ્ય સમાજનો જૂનો રિવાજ છે વેદમા પણ એ દેખાય છે જે આર્ય નથી તે દાસ અથવા અનાર્ય આમ આર્યેતરોમાં આખી સૃષ્ટિ આવી શકે છે મુસલમાનોને મન જે ઇસ્લામને સ્વીકારતો નથી તે કાફર છે, યાહૂદીઓને મન જે યહૂદી નથી તે 'જેન્ટાઇલ' ગણાય છે 'જેન્ટાઇલ' બધા અપવિત્ર અશુચિ ખ્રિસ્તીઓને મન જે ખ્રિસ્તને શરણે નથી ગયો તે 'હીધન' તેનું જીવન જ પાપમય છે દક્ષિણ તરફ લિંગાયત લોકો હોય છે તેઓ મંદિર નથી બાંધતા, પણ શિવલિંગ ગળામાં બાંધીને ફરે છે તેમની નાતના જે નથી તેને તેઓ 'ભવી' કહે છે ભવીને માટે મોક્ષ નથી તેઓ બધા ભવસાગરના પ્રવાહમાં તણાઇ જવાના ગ્રીક લોકોમા પણ એ જ વૃત્તિ દેખાય છે જે ગ્રીક નથી તે બધા 'બાર્બેરિયન'

## ટોળાધર્મ

આ બધી મનોરચના પાછળ એક જાતનો ટોળાધર્મ છે ટોળાના ધર્મને માનો તો તમારો ઉદ્ધાર છે ટોળા બહારના બધા જ જંગલી, ગંદા, મેલા, અથવા વિચિત્ર આવો ટોળાધર્મ જન્મથી

જાતિ માનનાર અમારા સનાતનીઓમા હોય તે સમજાય. યહુદી-
ઓમાં પણ તે ચાલે પણ જૈન ધર્મમાં એ શા માટે હોય? છતા
જૈનોને પણ આ ટોળાધર્મનો ચેપ લાગ્યો છે મહારાષ્ટ્રના જૈનો
પ્રથમપ્રથમ તો સનાનનીઓની પેઠે જ રહેતા ગણપતિની પૂજા
પણ કરતા અને આભડછેટ પણ રાખતા, શાસ્ત્રનો જાણકાર કોઇ
મુલ્લાં મળે એટલે જેમ મુસલમાનોમા ધર્મનું ઝનૂન ઊપડે છે, તેમ
કોઇ જૈન પંડિત મળ્યો હશે, એટલે અમારે ત્યાના જૈનોએ ગણ-
પતિનો ઉત્સવ છોડી દીધો. ત્યારે જ ખબર પડી કે જૈન કરીને
કોઈ સ્વતંત્ર પંથ છે ત્યા સુધી અમે એટલું જ જાણતા કે જેઓ
રાત્રે જમતા નથી ને પોતાના દેવળમાં બીજાને જવા દેતા નથી તે
જૈન આ જૈન અને જૈનેતરનો ભેદ પેલી ચોપડી હાથમા આવી
ત્યારે ફરી તાજો થયો

## બે જાતના ધર્મ

સામાન્યપણે ધર્મો બે પ્રકારના હોય છે સામાજિક ધર્મ અને
મોક્ષધર્મ સામાજિક ધર્મમાં ઇહલોક અને પરલોકનો વિચાર ભલે
હોય, પણ મોક્ષનો એટલો આગ્રહ નથી હોતો ઉતાવળ તો નથી જ
હોતી સનાતનીઓમા સંન્યાસધર્મને જ મોક્ષની ઉત્કંઠા દેખાય છે
બાકીના બધાને ભુક્તિ પણ જોઈએ છે અને મુક્તિ પણ જોઈએ છે
સનાતનીઓ બીજાઓને પોતાના ધર્મમાં નથી નોતરતા, પારસીઓ
પણ નથી નોતરતા અને યાહુદીઓ પણ નથી નોતરતા પણ જેમને
મોક્ષનો નિર્વાણનો કે કૈવલ્યનો રસ્તો જડયો છે તેઓ તો બધાને
જ નોતરે એમને ત્યા બધાને આવકાર હોવો જ જોઇએ એ
ધર્મની દીક્ષા મળ્યા પછી જ ખરુ જોતાં માણસ તે ધર્મનો ગણાય
જ્યાં બધાને આવકાર છે ત્યા અસ્પૃશ્યતાને સ્થાન ન હોય. ઇસ્લામમાં
અસ્પૃશ્યતા નથી બૌદ્ધોમા નથી જૈનોમાં પણ ન જ હોઈ શકે
પણ નિરીક્ષણ કરતાં દેખાય છે કે સનાતનધર્મનો સડો જૈનોમાં

ણુ પેસી ગયો છે મુસલમાનોમાં અને ખ્રિસ્તીઓનાં પણ આવી
સ્તુનો ચેપ પહોંચ્યો છે

## હિંદુધર્મનો વિજય[1]

સિંધમાં એક મુસલમાન સાથે વાત ચાલતી હતી પોતાની શ્રેષ્ઠતા બતાવવા ખાતર હિંદુ લોકોના ઘણા દોષો બતાવી અંતે કહે, 'હું તો હિંદુઓના હાથનું પાણી પણ નથી પીતો એની વાત ચૂપચાપ સાંભળી મે ઉમેર્યું, 'ત્યારે તો એ હિંદુધર્મનો વિજય જ થયોને ? પોતાના કરતાં ઉતરતાઓના હાથનું પાણી ન પિવય એ સનાતનીઓનો રિવાજ છે, એ તમે સ્વીકારો એટલે દરજ્જે તમે હિંદુ થયા અને તમે ઉતરતો ભને ગણો, પણ હિંદુ કસોટીએ જ આ ઉચ્ચ નીચપણું મપાશેને ? અને એકવાર હિંદુ કસોટી સ્વીકારશો એટલે ઉચ્ચ કોણ અને નીચ કોણ એ એની મેળે સિદ્ધ થઈ જશે'

વિનોદ જવા દઈને કહું છુ કે જૈનોએ આ ઉચ્ચનીચભાવ અને આ અસ્પૃશ્યતા પોતાના સમાજમાં દાખલ નહોતાં કરવાં જોઈતાં મારે મન તો જે અસ્પૃશ્યતામા માને છે તે નાતે ભલે જૈન હોય પણ ખરેખર જૈનેતર જ છે મોક્ષધર્મમાં વળી અસ્પૃશ્યતા કેવી ? ઝનૂનપૂર્વક આત્માને કેળવવા માગે, કેવળ આત્માના કલ્યાણની દૃષ્ટિએ જીવે તે જૈન બીજાં પ્રત્યે ઝનૂની થવા કરતા પોતા પ્રત્યે ઝનૂની થવુ અને તપોમય જીવન ગાળવુ એ કેટલું ઉત્તમ છે ! સનાતનીઓએ સહેલો રસ્તો શોધી કાઢયો છે જેમને મોક્ષની તાલાવેલી છે તેમને માટે મોક્ષધર્મ રાખી મૂકયો છે સંન્યાસધર્મની દીક્ષા લીધા પછી જો કોઈ ભેળાશ બતાવે તો તેને બધા ધિક્કારે ધગશ ન હોય તે સંન્યાસી થાય શા માટે ? હું તો માનું કે જેને મોક્ષની ધગશ છે તે જ જૈન છે, બાકીના બધા જૈનેતર એમને સનાતની

ભલે કહો. સનાતનીમાં બધાને સ્થાન છે ટોળાધર્મની કસોટીથી જો જૈન અને જૈનેતર એવો ભેદ પાડીએ તો જૈનધર્મ ટકે જ નહિ

## જૈન મંદિર કે શક્તિ મંદિર?

એકવાર નાગપુર તરફ રામટેકની ટેકરી જોવા ગયો હતો. તળેટીમા એક જૈન મંદિર છે એ મંદિર પાસે પૈસા હશે, એટલે રક્ષણને માટે સિપાઇ, બંદૂક, તલવાર બધુ રાખ્યું હતું જોઈને હું તો હેબતાઈ જ ગયો મે પૂછ્યુ શું આ શાક્ત મંદિર છે? અહીં દુર્ગાપાઠ કરીએ?" મંદિરવાળા મને કહે, 'ના ના, આ તો જૈન મંદિર છે' મારી વાત તેઓ ન સમજ્યા તેમની વાત મારે ગળે ન ઉતરી હું ત્યાંથી પાછો આવ્યો મનમાં વિચાર થયો, જ્યાં પૈસાનો સંગ્રહ છે, તેના રક્ષણને અર્થે જ્યાં રાજસત્તાની મદદ લેવાય છે, હિંસાના શસ્ત્રો જ્યા છેડેચોક રખાય છે ત્યાં જૈનધર્મ ક્યાંથી? આખરે ટોળાધર્મે જનધર્મ પર વિજય મેળવ્યો છે આત્માને ભૂલ્યા પછી અને અનાત્માને મોટા કર્યા પછી ઝીણાઝીણા આચારો પાળ્યા તોયે શું અને ન પાળ્યા તોયે શું?

આજનો દિવસ હૃદયશુદ્ધિમાં વાપરવાનો છે હૃદયશુદ્ધિ થશે ત્યારે થશે, વિચારશુદ્ધિ તો કરી લઇએ આત્મા અને અનાત્માનો વિવેક જે ન કરે આત્માને જ ઓળખવાનો અને સાચવવાનો પ્રયત્ન જે ન કરે તે ધાર્મિક નથી જૈન તો નથી જ

## 'શિર્ક'નો મારો અર્થ

ઇસ્લામમાં એક તત્ત્વ બહુ ઝનૂનપૂર્વક ઉપદેશાયેલું છે ઇશ્વર એક છે, અદ્વિતીય છે, એની સાથે બીજા કોઈને કે કશાને ભેળવાય નહિ શરીક કરાય નહિ એ ઇસ્લામનો મોટો સિદ્ધાંત છે ઇશ્વર સાથે બીજા કશાને ભેળવવાના ગુનાને 'શિર્ક' કહે છે શિર્કનો ગુનો કરે તે મુશરીક, તે કાફર આ ઇસ્લામનું તત્ત્વ મને ગમે છે આપણી પરિભાષામાં આપણે એનો વિચાર કરીએ અંતર્યામી પરમાત્મા એજ

આપણો શુદ્ધ આત્મા છે એની સાથે અનાત્માને મેળવી દઈએ એ મિથ્યાત્વનો ગુનો છે જે આત્માને જ વફાદાર છે, આત્માની ઉન્નતિ માટે જ જીવે છે, અનાત્માની મોહજાળમાં ફસાઈ જતો નથી તે જ જૈન, બાકી બધા જૈનેતર આ શુદ્ધ વિચારની દૃષ્ટિએ આપણે બધા જૈનેતર નથી ? આત્મપરાયણ કોણ છે અને કોણ નથી એ તો માણસનું અંતર જ એને કહી શકે બહારના જીવન પરથી જણાય છે કે હું પણ જૈનેતર છુ અને તમે પણ જૈનેતર છો ભર્યા સમાજમા જો કોઈ જૈન હોય તો એને મારા નમસ્કાર હજો.

કાકા કાલેલકર

# સ્ત્રીજાતિ પ્રતિ આપણી દૃષ્ટિ

આપણા પ્રત્યેક વ્યવહારની પાછળ અમુક વિચાર, અમુક દૃષ્ટિ રહેલી જ હોય છે હરેક જડ વસ્તુ પ્રત્યે અને હરેક ચેતન વ્યક્તિ પ્રત્યે સારાનરસાપણાની, ઉચ્ચ નીચ કે સમાનપણાની, અનુકૂળ, પ્રતિકૂળપણાની ભાવના વા દૃષ્ટિ હોય છે, અને તે મુજબ તે તે વસ્તુ અથવા વ્યક્તિ તરફનો આપણો વ્યવહાર યોજાય છે ધનને પ્રામણ્ય માનનાર મનુષ્ય પોતાના જીવનને અમુક રીતે જ ઘડે, ત્યારે 'સોયના નાકામાં ઊંટનો પ્રવેશ કરતાંય ધનવાનનો મોક્ષદ્વારમાં પ્રવેશ વિશેષ કઠિન' સમજનાર મનુષ્યજીવનને જૂદી દિશામા જ લઈ જાય. અંત્યજને ભાઈ સમાન ગણનાર અને તેને નીચ ગણનારના અત્યજ પ્રત્યેના વ્યવહારમાં કેટલો મોટો ફેર પડશે, અને આવા ભિન્ન દૃષ્ટિવાળા જનો કેવા ભિન્ન સમાજો ઉત્પન્ન કરશે તે સહેજે સમજાય તેમ છે આ ઉપરથી કહી શકાય કે જેવી ભાવના, જેવી દૃષ્ટિ તેવુ મનુષ્યજીવન, તેવુ સમાજજીવન આમ છે તો પછી સ્ત્રી જગત્–અર્ધા માનવ જગત્–પ્રતિ આપણી પુરુષની તેમજ સ્ત્રીની દૃષ્ટિ જે પ્રકારની હોય તેના પર સકળ માનવજાતના વ્યવહારનો, તેના સુખ–દુખનો, તેના કલ્યાણનો આધાર છે એ દીવા જેવુ સ્પષ્ટ સમજાશે

આજે આપણે પર્યુષણ જેવા પરમ ધાર્મિક પર્વના પુણ્ય વાતાવરણમાં એકત્રિત થયા છીએ ત્યારે આપણે જરૂર ઇચ્છીએ કે સ્ત્રીજાતિને અવલોકવામાં આપણને ધર્મદૃષ્ટિ પ્રાપ્ત થાય. અને ધર્મદૃષ્ટિ એટલે ? 'सत्यान्नास्ति परो धर्म' 'अहिंसा परमो

ધમ' ' આ બે મહાન્ સૂત્રો આપણને માન્ય હોય તો સત્ય અને અહિંસાની દષ્ટિ એ ધર્મદષ્ટિ અનેક જમાનાના વહેમો અને પૂર્વ-ગ્રહોના પાળો દૂર કરી સત્ય અને અહિંસાના બે નિર્મળ અને પ્રેમપૂર્ણ નેત્રો વડે આજે આપણે સ્ત્રીજાતિને 'વિનોકાશુ તો આપણા જીવનમાં નવો જ પ્રકાશ પડશે અને આપણા સમાજમા અપૂર્વ ક્રાન્તિ ઉત્પન્ન કરી શકીશુ

અને આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ તોય સ્ત્રી પ્રત્યેની આ પણી દષ્ટિનું પરિવર્તન કર્યા વિના હવે છુટકો જ ક્યાં છે ? છેલ્લા યુરોપીય મહાન્ વિગ્રહ પહેલા વિનાયતમા જ સ્ત્રીઓએ બતાવેલા અસ્મિત્વને પરિણામે સ્ત્રી પ્રત્યેની દષ્ટિમાં કેવુ પરિવર્તન થયું ? સારાય સ્ત્રીજગતમાં અત્યારે જે મહાન ક્રાન્તિ થઇ રહેલી છે તે તરફ સહેજ ઉડતી નજર નાખો અને પછી કહો કે તમારે સ્ત્રી વિષેના વિચારોમા ફેરફાર કરવાની જરૂર છે કે નહિ અરે ,હિંદ બહારની વાત જવા દો તમારે આંગણે શુ બન્યુ છે ? ગઈ કાલે ખાખી ડગલાથી ડરનારી, ઉમ્બર બહાર પગ નહિ દેનારી, વિનાયતી વિલાસમાં મહાલનારી આજે ખાખી ડગલાના લાઠીપ્રહાર સામી છાતીએ ઝીલે છે, ગુડાઓની વચમા નિર્ભયપણે દિવસ અને ,રાત દારૂ અને વિદેશી કાપડની ચોકી કરે છે, ગરીબની અન્નપૂર્ણા ખાદીને અપનાવી સાદાઇ અને સંયમનો મંત્ર ગ્રહણ કરે છે, જેલને મહેલ બનાવે છે ૧૯૨૯ ની સ્ત્રી પણ ૧૯૩૧ માં સ્વરૂપાન્તર પામી છે, અને છતાય આપણે આપણી નજર આગળ ૧૮૨૯ ની સ્ત્રી જોયા કરશુ ? આપણે આપણા જૂના ચશ્મા ફગાવ્યેજ છૂટકો છે

ત્યારે આ જૂના ચશ્મા તે કયાં ? સ્ત્રી સમાજ પ્રત્યેનો આપણો પ્રત્યેક વ્યવહાર તપાસો તેની પાછળ રહેલી આપણી દષ્ટિનું પ્રથ-ક્કરણ કરો એટલે એ દષ્ટિની દુષિતતા ઉઘાડી પડશે અને આપણને નવી દષ્ટિ સાંપડી રહેશે

પ્રથમ આપણે કન્યાજન્મનો પ્રસંગ લઇએ. આપણા શિક્ષિત અને શિષ્ટ જનોમાં પણ ઘણે ઠેકાણે પુત્રીજન્મ અને પુત્રજન્મના જેટલો આનંદપૂર્વક વધાવવામા નથી આવતો એનું શુ કારણ? કન્યા પારકે ઘેર જવાની છે સ્વકુટુબનો વશ ચાલુ રાખવામા અને ઉપાર્જનમાં તે નિરુપયોગી છે, બલ્કે કુટુબની આવકપર બોજારૂપ છે, તેના લગ્નની અનેક આપદાઓ, અને તેમ વેઠયા છતાં તેના કૌટુબિક સુખની અચોક્કસ વાત, વિધવા થાય તો 'સાપના ભારા' સાચવવા આમ દીકરી એટલે માબાપને હમેશની ચિંતા' માટે જ દિકરી બળામણી આ મનોવૃત્તિની પાછળ આપણને શુ જણાય છે? ક્ષુદ્ર સ્વાર્થદષ્ટિ વશવૃદ્ધિ, ઉપાર્જન આદિને આપણે વધારે પડતું મહત્ત્વ ન આપ્યુ હોત માતૃધર્મને આપણે યોગ્ય મહત્ત્વ આપતા હોય, સમાજમા સ્ત્રીને યોગ્ય સ્થાન આપ્યુ હોત અને જ્ઞાતિબંધનાદિ કુરૂઢીઓથી આપણે જકડાઇ ગયા ન હોત, સ્ત્રીને આર્થિક સ્વાતન્ત્ર્ય આપ્યું હોત, તો આપણે પુત્રીજન્મને પુત્રજન્મ જેટલોજ આનંદનો પ્રસંગ માનત આપણી સ્વાર્થદષ્ટિ આટલી સંકુચિત ન હોય આપણે માત્ર આપણા પોતાના કુટુબની સગવડને બદલે સમાજના કલ્યાણની વિશાળ દષ્ટિએ જોઇએ તો આપણને પુત્રીના પિતા થવાને માટે વિમાસવાની જરૂર ન રહે, બલ્કે અભિમાન લઇએ

આજ કારણોમાંથી જ મેલા ઉપલી સંકુચિત સ્વાર્થદષ્ટિ કન્યાના પાલન અને શિક્ષણમાં તરી આવે છે દીકરીની જાતને દૂધ ઘી શાં? એને શુ ઝટકા પડવાના છે? એ તો ઉકરડાની પેઠે વધ્યે જશે એને વળી બહુ ભણાવવાની શી જરૂર? એ થોડીજ બાપને બાજરી પૂરવાની છે? દીકરાની જાતને રીસમાંય 'મર' ન કહેવાય ત્યારે દીકરીને વાતે વાતે સ્મશાનનો માર્ગ બતાવાય! હવે કાયદાની બીકે દૂધ પીતી તો કરી શકાય નહિ પણ મનથી અનેક

માબાપો દીકરીઓને દુઃખ પીતી કરે છે દીકરીના, ખાસ કરી વિધવા દીકરીના મૃત્યુથી છૂટકારાનો દમ એચતા માબાપોની હિંદુ સંસારમા ખોટ નથી. આ વર્તનની પાછળ રહેલા અજ્ઞાન અને સ્વાર્થને સમ જવાની મોડી જ જરૂર છે?

સ્ત્રીએ તો પરણવુ જ જોઇએ! 'કોથી કુવારી રહે!' એ તો અબળા છે, પતિ વિના એનું રક્ષણ કોણ કરે? એની 'બુદ્ધિ પગની પાનીએ' છે પતિ વિના એને કોણ દોરી શકે? ભરથાર વિના એનું ભરણ પોષણ શી રીતે થાય? કુવારી રહે તો એની નીતિનું શુ કેહાણું? છોકરાની અનીતિ ઢાકી રહે, છતાં ઉઘાડી થાય તોય શુ? પણ છોકરીની અનીતિ તો ઉઘાડી પડવાનો સંભવ વધારે અને તેમાં માબાપને કાળી ટીલી આથી એને તો ઝટપટ પરણાવીને ઠેકાણે પાડી દેવી પડે

આપણા કન્યા પગ્નેના બાલલગ્ન અને લગ્નના ફરજીઆતપણા વિષેના આ ખ્યાલોની પાછળ સ્ત્રીની શક્તિ વિષે ઘણો હલકો અને ખોટો ખ્યાલ રહેલો છે સ્ત્રી પુરુષ કરતાં શારીરિક, માનસિક અને નૈતિક બળમાં ઉતરતી છે એ પ્રકારની આ પતામા રહેલું અજ્ઞાન, ઇતિહાસથી અને સ્ત્રીજીવનમા થઇ રહેલા યુગપરિવર્તનથી જોઈ શકાશે. અનેક ક્ષેત્રોમા સ્ત્રીઓએ પોતાનુ રક્ષણ અને પોષણ કર્યું છે અને અનેક લાલચો સામે ટકી રહેવાનુ નૈતિક બળ દાખવ્યુ છે, વળી નીતિના કાટલાં સ્ત્રી પુરુષને માટે જૂદાં શાને હોય? આમ વિચારતાં જણાશે કે સ્ત્રીની શક્તિના આપણા અજ્ઞાનથી આપણે લગ્નના હેતુને કેવો વિકૃત બનાવ્યો છે?

સંસારે સ્ત્રીજીવનનો આદર્શ શો કલ્પ્યો છે? સતીત્વ, અને સતીત્વ એટલે અખંડ પતિપરાયણતા. સત્પુરુષ એટલે અનેક દૈવી સંપત્તિવાળો પુરુષ પરંતુ સત્સ્ત્રી–સતી એટલે માત્ર પતિપરાયણ સ્ત્રી સ્ત્રી માત્ર પોતાના પતિ તરફ અખંડ ભક્તિ રાખે એટલે એના

જીવનની પ્રતિકર્તવ્યતા થઈ આનો અર્થ એટલો જ કે સ્ત્રી એ પુરુષની છાયા માત્ર છે કવિ કાળીદાસના શબ્દોમાં કહીએ તો 'પ્રમદા પતિવર્ત્મગા' છે આ જીવનમા અને જીવનને પેલે પાર પણ તેને પતિને અનુસરવાનુ રહ્યુ એને પોતાનુ સ્વતત્ર વ્યક્તિત્વ જેવુ છે જ નહિ આ આદર્શ પ્રમાણે પતિપત્નીનો સંબધ એટલે ગુલામ અને શેઠનો, બલ્કે મિલકત અને માલીકનો સંબધ 'ધણી' એ શબ્દની પાછળ આ સિવાય બીજો શો અર્થ છે? પત્નીનું જીવન આ વાતની અનેક રીતે સાક્ષી પૂરે છે હિંદુ કાયદો પણ આ પ્રકારના સંબંધને ટેકો આપે છે પુરુષ અનેક ગાયોનો, અનેક મોટરોનો ધણી થઈ શકે તેમજ અનેક સ્ત્રીઓનો પણ ધણી થઈ શકે લગ્નવિધિનો દભ કર્યા વિના પુરુષને પરસ્ત્રી સાથે સંબધ બાધવો હોય તો બાધી શકે, અને છતાંય પોતાની સ્ત્રીને ઘરમાં રહેવાની ફરજ પાડી શકે માત્ર એટલુજ કે પેલી પરસ્ત્રીને પોતાના ઘરમા ન રખાય આથી ઊલટુ સ્ત્રી જો કુમાર્ગે જાય તો પતિ તેનો તુરત ત્યાગ કરી શકે વ્યભિચારને કાયદો પતિપત્ની પરના લગ્નના હકની ચોરીનો ગુ હો માને છે જેમ કોઈ ચીજ તેના માલીકની પરવાનગી વિના લેવામાં અને તેનો ઉપયોગ કરવામાં ગુન્હો છે તેમજ કોઈ સ્ત્રી સાથે તેના પતિની અનુમતિ વિના કરેલો વ્યભિચાર ગુ હો છે પતિ જ તેની ફરિયાદ કરી શકે પતિની અનુમતિ હોય તો તે ગુ હો જ નથી આથી ઊલટુ પતિ વ્યભિચાર કરે તો પત્નીના કોઈ લગ્ન હકની ચોરી થતી નથી એટલે તે બિચારી ન તો પતિને કદ કરી શકે કે પતિ સાથે સંબધ રાખનારી સ્ત્રીને કદ કરી શકે એટલુ જ નહિ પણ એણે તો આવા લપટ પતિની સાથે જ રહેવુ જોઈએ આ આપણો કાયદો, અને કાયદો એ જમાના જૂની સમાજની વિચારસરણી અને રૂઢીનું દૃઢ સ્વરૂપ છે અને આ વિચારસરણીમાં સ્ત્રીજીવનનો આપણો ઉપયો ...ાર્થ અને તેમાંથી ઉપજાવી કાઢેલો પતિપત્નીનો સંબંધ માનુમ ...રે છે આમ સ્ત્રી વિષેના કાયદાનું મૂળ આ દૂષિત વિચારોજ છે

સ્ત્રી પ્રત્યેની સંસારની એક મુખ્ય દૃષ્ટિ તે વિષયભોગના સાધન તરીકેની છે જાતીય ભાવના બદલે જાતીય વિકૃતિને સ્ત્રી સાથે ઓતપ્રોત કરી દીધી છે સ્ત્રીના વિચારની સાથે આ સિવાય ભાગ્યે જ બીજો વિચાર સાધારણ મનુષ્ય કરે છે આ દૃષ્ટિએ સ્ત્રીજીવનનું અનેકરીતે સત્યાનાશ વાળ્યુ છે અને પુરુષની બદલે સમસ્ત સમાજ જીવનની પાયમાલી કરવામા બાકી મૂકી નથી વિલાસીતા, વેશ્યાવૃત્તિ, ભયંકર વ્યાધિ, ગરીબાઈ, કજીયાઓ, કન્યાવિક્રય, લાજ, ઓઝલ આદિ દુષ્ટ રિવાજો, અત્યાચારના ગુન્હાઓની વૃદ્ધિ અને આથી ઊલટુ સ્ત્રીજાતિ પ્રત્યે તિરસ્કાર, વૈરાગ્યભાવનાની વિકૃતિ તથા આ ઉપરાંત અનેક સૂક્ષ્મ છતાં ગંભીર પરિણામો નીપજ્યાં છે

સ્ત્રી પ્રત્યેના અન્યાયની બીજી એક દૃષ્ટિ સ્ત્રી પુરુષના જીવન-ક્ષેત્રોને અત્યંત ભિન્ન ગણવામા રહેલી છે સ્ત્રી એટલે ઘરની ચાર દિવાલો વચ્ચે પુરાઇ રહેનારૂં બધીવાન પ્રાણી અને પુરુષ એટલે પૃથ્વીના પડપર ગમે ત્યાં આથડનાર સ્વતંત્ર મનુષ્ય, પુરુષને અનેક વિશાળક્ષેત્રમા ઘુમવાનું અને સ્ત્રીને ભાગે ચુનો અને થોડીયુ કાર્ય ક્ષેત્રનો આ ભેદ પ્રજાના નીચલા ભાગમાં ઓછામાં ઓછો અને ઉપલા વર્ગમાં વધારેમા વધારે છે આને પરિણામે ઉપલા વર્ગમાં–કહેવાતા શિક્ષિત વર્ગમાં–સ્ત્રી પુરુષ વચ્ચે માનસિક જીવનના છૂટાછેડા અને તેનાં પરિણામ હલકી ગણાતી કોમના સ્થૂળ છૂટાછેડા કરતાં ઘણા ઘણાં વધારે ભયંકર હોય છે અલબત માતૃપદની કેટલીક જવાબદારી કુદરતે જ સ્ત્રી પર નાખી છે અને તેમાં પુરુષ કંઈજ કરી શકે નહિ પરંતુ આટલું બાદ કરતા ગૃહનાં બીજા અનેક નાના મોટા કાર્યોમા પુરુષ જરૂર મદદ કરી શકે, પણ ઘરનું દરેક કામ તો સ્ત્રીનુંજ તે પુરુષ કરે તો બાયલો ગણાય ! પાણીનો લોટો પણ સ્ત્રીજ ભરી આપે ! પુરુષનાં કપડાં વિગેરેની પણ તેણેજ સંભાળ રાખવાની ! પુરુષથી પોતાનાં કપડાં તો કેમજ ધોવાય ! સાવરણીને તો અડાયજ

કેમ ? અને બાળકને ઝાડો થયો હોય તો પુરુષ નવરો બેઠો હોય તો પણ જમવા બેઠેલી કે કામમાં ગુંથાયલી મા કે એને જ દોડવું જોઇએ આમ પુરુષને છ કે આઠ કલાકની બહારની નોકરી અને એ સિવાય બહુ તો ઘરનું કંઇ લાવવા વગેરેની એકાદ કલાકની નોકરી અને ત્યાર બા૰ પુસ્તકાલય, ક્લબ, ભાઇબંધોનાં ઘર, મેળાવડા, નાટક, સીનેમા, ઉજાણી વગેરે જ્ઞાન અને ગમ્મતના ક્ષેત્રોમાં લહેરથી વિહરવાનું આથી ઊલટુ સ્ત્રીને આખા દિવસની નોકરી અને રાત્રેય બાળકોની નોકરી માટે અર્ધ ઉજાગરા એના કામમાથી એ કદિ ઊચીજ ન આવે એને ઘડીક આરામ, વિનોદ, બહાર ફરવુ કે જ્ઞાનની વૃદ્ધિ કરવી એવી એને જાણે જરૂર જ ન હોય ! જેમ ખોટા શ્રમ વિભાગે મૂડીદારો અને મજૂરોનો ભે૰ પાડી મજૂરોની જે પાયમાલી કરી છે એવી જ એથી યે વિશેષ પાયમાલી સ્ત્રીપુરૂષના આ શ્રમવિભાગની અતિશયતાએ સ્ત્રી પુરુષ વચ્ચેનો ભે૰ અતિ તીવ્ર કર્યો છે અને સ્ત્રીજીવનને કચડી નાખ્યુ છે

ટૂંકમા કહીએતો સ્ત્રી પ્રત્યેની સમાજની દૃષ્ટિ મુખ્યત્વે આમ છે —

(૧) સ્ત્રી પુરુષ કરતા શરીર અને બુદ્ધિની શક્તિમાં ઉતરતી છે તે અબળા છે તેનું રક્ષણ અને પોષણ પુરુષ જ કરી શકે

(૨) સ્ત્રી એ પુરૂષની છાયા માત્ર છે તેનો ધર્મ મોટે ભાગે પાતિવ્રત્યમા સમાપ્ત થાય છે

(૩) સ્ત્રી ગૃહકાર્યને માટે જ સર્જાયલી છે

(૪) સમાજમા અને કુટુંબમાં સ્ત્રી કરતાં પુરુષનું મહત્વ ઘણું વધારે છે

આ પ્રકારની ટૂંકી દૃષ્ટિ આપણે હવે છોડયેજ છૂટકો છે સ્ત્રીઓ હવે અનેક ક્ષેત્રોમાં જે સુદર કાર્ય કરી રહી છે તેને પરિણામે સ્ત્રી પ્રત્યેના સમગ્ર દૃષ્ટિબિંદુમાં ભારે પરિવર્તન થવા માંડયુ છે સ્ત્રીસમાજ પ્રત્યેની દૃષ્ટિ વધારે વિશાળ અને ઉચ્ચ થવા માંડી

છે આ નવીન દૃષ્ટિને ઊંડી રીતે તપાસતા ધર્મનો ટેકો પણ જણાશે ત્યારે આ નવી દૃષ્ટિ તે કઈ ?

આ યુગના બે મહાન્ સિદ્ધાંતો સમાનતા અને સ્વતંત્રતા ગણાય છે અને સમાજ જીવનના દરેક ક્ષેત્રમાં તે લાગુ પાડવામાં આવે છે આ સિદ્ધાંતોને પ્રસ્તુત વિષયમાં લગાડતાં એમ કહેવાય કે સ્ત્રી એ મનુષ્યત્વમાં પુરુષની સમાન છે, જરાય ઉતરતી નથી પુરુષની તે છાયા નથી પરંતુ તેને પણ પુરુષ જેવું જ વ્યક્તિત્વ છે તેના આ વ્યક્તિત્વનો સંપૂર્ણ વિકાસ કરવા તેને પુરુષ જેટલી સ્વતંત્રતા હોવી જોઈએ ધર્મની પરિભાષામાં બોલીએ તો પ્રત્યેક મનુજ આત્મા પરમાત્માનો અંશ છે અનુકૂળ સંજોગોમાં કોઈ પણ મનુષ્ય પરમાત્મસ્વરૂપ પામી શકે છે મોક્ષની આ છેલ્લી કોટિએ પહોંચવાને પુરુષ તેમજ સ્ત્રી સરખા અધિકારી છે અને આજ કારણે જૈન ધર્મે સ્ત્રીતીર્થંકરની ગણના પણ કરી છે આમ સ્ત્રી માત્ર સ્ત્રી હોવાને કારણે ન્યૂન શક્તિવાળી અને તેથી ન્યૂનાધિકાર પામી નથી. અનુકૂળતા હોય તો પુરુષની પેઠે તે પોતાનો સંપૂર્ણ વિકાસ સાધી શકે છે અલબત્ત અનેક જમાનાઓ થયાં સ્ત્રી શક્તિને કચડી નાખવામાં આવી છે તેથી પુરુષના જેટલી અનુકૂળતા આપવાથી પણ કદાચ સ્ત્રીનો વિકાસ તુરત આપણે પૂરતો ન જોઈ શકીએ સ્ત્રીઓને પુરુષ જાતિએ જે અન્યાયો કર્યા છે તે ભરપાઇ કરવાને માટે તો પુરુષોના કરતાં પણ ઘણા વિશેષ પ્રમાણમાં સ્ત્રીઓને તેમના વિકાસને માટે અનુકૂળતા કરી આપવી જોઈએ અને ત્યારે જ આપણે સ્ત્રીમાં રહેલી શક્તિનો યથાર્થ અનુભવ કરી શકીશું જ્યાં જ્યાં સ્ત્રીઓને વિકાસ માટે યોગ્ય સ્વાતંત્ર્ય મળ્યું છે ત્યાં, ત્યાં એકેય ક્ષેત્ર એવું નથી કે જ્યાં સ્ત્રીઓએ પોતાનો પ્રભાવ ન પાડયો હોય આપણી લડતના એકજ વર્ષમાં સ્ત્રીશક્તિના ખ્યાલ વિષે આપણે આપણા વિચારો કેટલા ફેરવવા પડયા છે ? , તો પછી

સ્ત્રીશક્તિના સર્વાંગ વિકાસ માટે સર્વ અનુકૂળતા કરવામાં આવે તો એક દશકામા એવો સમય જરૂર આવે કે સ્ત્રીના અબળાપણાના આપણા વિચારો વિષે આપણે જ હસીશુ અને આશ્ચર્ય પામીશુ

સ્ત્રીના મનુષ્યત્વનો વિકાસ બરાબર કરવો હોય અને તેને પુરુષની ગુલામને બદલે તેની સાથી બનાવવી હોય તો નીચેની દિશામા પ્રયત્ન થવા જોઇએ –

(૧) સ્ત્રીને આત્મરક્ષણની તાલીમ મળવી જોઇએ આ તાલીમ આત્મવિશ્વાસ, નૈતિક દ્દઢતા, ખોટી શરમનો ત્યાગ, યોગ્ય વ્યાયામ, અને બહિર્જીવનની જવાબદારીથી આવશે

(૨) સ્ત્રીમાં સ્વતત્ર નિર્વાહ કરવાની શક્તિ આવવી જોઇએ આ માટે કોઈ પણ યોગ્ય ઉદ્યોગની તાલીમ તેને અવશ્ય મળવી જોઇએ

(૩) તેનામાંથી વહેમ અને સંકુચિતતા નીકળવાં જોઇએ આ સારુ તેને વૈજ્ઞાનિક શિક્ષણ ખાસ અવશ્ય મળવુ જોઇએ અને બહારના વિશાળ જીવનમાં ભાગ લેવાની તેને પુષ્કળ અનુકૂળતા કરી આપવી જોઇએ

આપણે ઉપર જોયું કે સ્ત્રી અને પુરુષ મનુષ્યત્વમા સમાન છે આ સમાનતા ઉપર જેટલો ભાર દેવાય તેટલો ઓછો. ખાસ કરીને જ્યારે સ્ત્રી અને પુરુષ વચ્ચે એટલા બધા કૃત્રિમ ભેદ પાડી મૂકયા હોય કે જાણે સ્ત્રીને એક જુદા પ્રકારનું અને હલકુ પ્રાણી લેખવામા આવે અને પરિણામે સમાજનાં બે અગત્યના અંગ—સ્ત્રી પુરુષ તેમના પરસ્પરના સબધમા વિસવાદ ઉત્પન્ન થાય ત્યારે તો તેમની વચ્ચેની મનુષ્યત્વની સમાનતાને જ મુખ્ય લક્ષ્ય બિંદુ કરવામાં આવે તો કઇ ખોટુ નહિ આમ છતાં સાચી વૈજ્ઞાનિક દૃષ્ટિએ જોઇએ તો સ્ત્રી પુરુષ ઘણી રીતે સમાન હોવા છતા તેમનામા કુદરતી ભેદ

ગ્હેલો છે તે અવગણ્યે ચાલે તેમ નથી પશ્ચિમમાં હજુય એવા વિચારો ઘણા છે કે જે સ્ત્રીને પુરુષની પ્રતિકૃતિ માને છે સ્ત્રીની આગળ સર્વથા પૌરુષનો આદર્શ ધરે છે પરંતુ હવે આ વિચારસરણીમાં ફેર પડવા માંડ્યો છે સ્ત્રી એ પુરુષથી શરીરમાં તેમજ માનસમાં ભિન્ન છે અને આ ભિન્નતાની પાછળ કુદરતનો સ્થુલ હેતુ છે અને આ હેતુની સિદ્ધિ અર્થે સ્ત્રીજીવન અમુક અંશે ભિન્ન હોવુ જોઇએ એમ મનાવા લાગ્યુ છે આ ભિન્ન તત્ત્વને ટૂંકમાં નામ આપીએ તો તેને 'માતૃત્વ કહીએ સ્ત્રીશરીર અને તેને અનુરૂપ સ્ત્રીમાનસ એ સર્વ માતૃત્વની સિદ્ધિને અર્થે છે માતૃત્વની પાછળ કેટલો ઉચ્ચ, પવિત્ર, અને ધાર્મિક ભાવ રહેલો છે તે આપણા સમાજને સમજાવવુ પડે તેમ નથી માતૃત્વનું કાર્યક્ષેત્ર અને જવાબદારી કેટલા વિશાળ છે એ સહેજે સમજાશે આ જવાબદારી માટે જ કુદરતી રીતે સ્ત્રીએજ ઉપાડવી પડશે અને તેટલા પ્રમાણમાં તેનું કાર્યક્ષેત્ર પુરુષથી ભિન્ન રહેશે આનો અર્થ એમ નથી કે દરેક સ્ત્રીએ સ્થૂળ માતૃપદ ધારણ કરવુ જ જોઈએ તે પરિણિત જીવન સ્વીકારે કે નયે સ્વીકારે, માતા થાય કે ન પણ થાય આમ છતાય તેનામાં માતૃત્વ–માતાની સાહજિક ભાવનાઓ–તેનામાં અવશ્ય હોવાની જ, અને આ ભાવનાઓ તેના જીવનમા સુંદર અથવા વિકૃત સ્વરૂપ ધારણ કરવાની જ તેથી આ ભાવનાઓનો વિકાસ તો તેનામાં અવશ્ય થવો જ જોઇએ, ટૂંકમા કહીએ તો માતૃત્વ એ સ્ત્રીનું વિશિષ્ટત્વ છે અને તેના યોગ્ય વિકાસમાં સ્ત્રીજીવનનું સાફલ્ય છે આવી સ્ત્રી લગ્ન કરશે તો આદર્શ માતા થશે અને બ્રહ્મચારિણી રહેશે તો સમાજના અનેક બાળકોની માતારૂપ થશે

સ્ત્રીના માતૃત્વનો યથાર્થ વિકાસ ત્યારે જ થાય જ્યારે

(૧) સ્ત્રીને માથે અકાળે માતૃપદની જવાબદારી ન નખાય, એટલે

તેનો પ્રત્યક્ષ દાખલો અહીં સામે બેઠેલ વિવાહિત પુત્રો જ છે જો બ્હેનો તેમના જેટલો વિચાર કરતા શીખેલ હોત તો જરૂર આવા સ્થાનનો અને પ્રસંગનો લાભ કરિ તેઓ લેત, અથવા આવા સ્થાનો અને પ્રસંગો નવાં યોજત

જેમ કુમારોનાં છાત્રાલયો સ્થપાયાં તેમ કન્યાઓના છાત્રાલયો સ્થળે સ્થળે સ્થાપવાની અત્યાવશ્યકતા છે કન્યાકેળવણીના પ્રશ્નનો ઉકેલ નહી લાવીએ ત્યાંસુધી આપણી ઉન્નતિ થવી અંભવિત જ નથી આથી આપણા હાલના જીવનમાં ડગલે ને પગલે અથડામણો ઊભી થયેલી દેખીએ છીએ

સામાન્ય રીતે હું છાત્રાલયની વિરુદ્ધ છુ શાથી ? માબાપ જેટલી કાળજી પોતાના સંતાનોની રાખી શકે છે, તેટલી કાળજી રાખવી આદર્શ ગૃહપતિને માટે પણ મુશ્કેલ છે કારણ કે માબાપને તો પોતાના બાળક પ્રત્યે કુદરતી પ્રેમ હોવાથી તેને આદર્શ બનાવવા માટે તેઓ જાગ્રત રહી શકે

હાલમાં આ આદર્શ સ્થિતિનું ભાન જ્યાં સુધી માતપિતાઓને નથી થયું ત્યાંસુધી છાત્રાલય જેવી સંસ્થાઓ આવશ્યક છે

આપણા સ્થિતિચુસ્ત માતપિતાઓ કન્યાઓને લખતાં વાંચતાં આવડે એટલે તેથી વધારે ભણાવવા ડરે છે તેમને લાગે છે કે અત્યાર સુધી બાળકો જે રસ્તે ચાલે છે તે રીતે તેમનો વિકાસ થયા પછી નહિ ચાલે સ્વતંત્ર વિચાર કરતાં શીખ્યા પછી તેમને અયોગ્ય લાગતાં કર્મો કે રીતરીવાજો છોડી દે એનો એમને પુષ્કળ ભય લાગે છે

આપણા હિતચિંતકોએ આ વિષયનો પૂરેપૂરો વિચાર કરવો ઘટે છે

આપણી અત્યારની પ્રૌઢ ગણાતી બ્હેનો પોતાની દીકરીને બીજવરને આપતા સંકોચાતી નથી આનું શું કારણ ? વિચારનો

અભાવ બીજવરની વૃતિઓ કેવી છે ? તેનો વિચાર કરવાની શક્તિ પ્રૌઢ માતાઓમાં ભાગ્યે હોય છે ? એ પ્રૌઢ બ્હેનોને પોતાની સ્ત્રી જાતિ પ્રત્યે આદર હોય તો આજે વિધુર થએના ભાઇને પોતાની દીકરી આપવા જાય ? કદિ નહિ આ વિષય મહત્ત્વનો અને ગંભીર છે પણ અજ્ઞાનતા અને માણસાઇના અભાવને લીધે આપણે તે વિષયનો રમતની માફક ટોળ કરીએ છીએ પણ બીજા દેશો આપણી આ અજ્ઞાનતા ઉપર હસે છે, અને આપણને પામર અને ગુનામોમા ઠેરવે છે જ્યા માણસાઇ નથી ત્યા ગુલામવૃત્તિ બેઠેલી જ છે

આજે જેને આપણે કેવળ દુન્યવી સુખોમા તરબોળ કહીએ છીએ, જેને આત્મા અને પરમાત્માનુ ભાન નથી એમ કહીએ છીએ તેવી પ્રજા પણ વિધુર થયાને ઓછામાં ઓછા બાર મહિના થયા પછી બીજા વિવાહની વાત કરે છે આપણે આધ્યાત્મિકતાનો દાવો કરનારી પ્રજા સ્ત્રીના અગ્નિ સંસ્કાર વખતે જે બીજી કન્યા મેળવવાની શોધમાં હોઇએ છીએ.

આ કેટલું હલકટપણું છે તેનો આપ ખ્યાલ કરો

પાછો કેળવણીનો પ્રશ્ન તો ઊભો જ છે સ્ત્રી અને પુરુષ બને બૌદ્ધિક દૃષ્ટિએ વિચક્ષણ અને વિવેકી હશે તો આ સ્થિતિ નાબુદ થયા વિના રહેવાની જ નથી

આપ સર્વે મને માફ કરશો અને વિચાર કરતા લાગે તે આપને સ્પષ્ટ જણાવુ છુ કન્યા કઇ વયમાં માતા થવાને લાયક છે તેનો વિચાર સુદ્ધ થયો નથી

આપણી અધોગતિનું મુખ્ય કારણ આ પણ છે

શાસ્ત્રોમા કહ્યુ છે કે પુરુષોએ ૨૫ વર્ષ સુધી પઠન પાઠન કરીને બ્રહ્મચર્ય પાળવુ શાસ્ત્રોનો આદર્શ મુખપાઠમાં, આચરણમા નહિ. એ આદર્શ સ્થિતિ કહેવાય ! એવુ પાલન તે કાંઇ શકય છે ?

એમ કહીને પુરુષો છૂટી જાય છે પણ આ સ્થિતિ આણુવી અશક્ય છે!

૩૫ વર્ષની બ્હેનોને પૌત્ર પૌત્રીઓ હોય છે તે જોઇને હું અવાક્ બની જાઉં છું અને મારું હૃદય અંદરથી રડે છે અરે! આનું નામ ધાર્મિકપણું? આવા સાધારણ નિયમો ઉપર માણસો કેમ વિચાર કરતા નહિ હોય?

સ્રી ક્ષયરોગી હોય પણ પથારી વશ ન થાય ત્યાં સુધી તેને સંતતી થાય! આવી હૃદયદ્રાવક સ્થિતિ આપણા સમાજના મોટા પ્રમાણમાં ચાલે છે જ્યાં ભોગ જ મુખ્ય ચીજ છે તેવા સમાજની પ્રજા કેવી હોય તેનો વિચાર આપ સર્વે કરી લેશો

પુત્ર પુત્રીઓ બ ને એક સરખી રીતે વિકસિત નહિ થાય ત્યાં સુધી આ સ્થિતિ કાયમ જ રહેવાની છે

૨૦-૨૨ વર્ષની બાળા ૪ છોકરાની માતા થાય એ આપણી ચઢતીની નિશાની છે? તેમને હિંસા અહિંસાની વાત કરવાનો હક્ક સુદ્દને નથી

કહેવાતો ધાર્મિક પોતાની પાશવવૃત્તિને સંતોષવાની ખાતર સ્રી નીચોવાઈ ને મરી જશે તેનો ખ્યાલ કર્યો વિના પોતાની વૃત્તિ સંતોષ્યે જ જાય છે

તેને પશુ કરતા અધમ નહિ તો શું કહી શકાય? બ્હેનો પોતાનો વિચાર કરવાને લાયક હોત તો આવી બેહુદી સ્થિતિ આપણી હોત જ નહિ તેઓ પોતાનું હિત જરૂર જાળવત

સ્રી અને પુરુષ એક બીજાના વિચારની આપલેનાં સાધન છે, એક બીજાની ત્રુટીઓની પૂરતી છે, ઓથ છે, નહિ કે માત્ર વિષ યનું જ સાધન જ્યાં સુધી સમાજમાં આ વિચારનું આંદોલન નથી ત્યાં આચાર ક્યાંથી હોય? અને આપણી શુદ્ધ ધાર્મિક શારીરિક, ક, સામાજીક, અને સક્રિય ઉન્નતિ ક્યાંથી હોય!

ગયા મહાયુદ્ધ વખતે હજારો ભાઈ બ્હેનો જેલ ગયાં જેને લીધે બાબુગેનુ જેવા વીરોએ દેહ છોડયા ગ્સીકલાલ અને બીજા વીર યોદ્ધાઓએ જેલોના અપરિમિત દુખોને લીધે પ્રાણ છોડયા તેની કિંમત હોય તો આજે જૈન બ્હેનો અને ભાઈઓ પોતાના દેહ ઉપર વિદેશી વસ્ત્રો લાદે ખરાં ? નહિ જ ?

અસદ્ધી એટલે મ।નિનાના પાણી જેવી આ દશા છે તેને સુધારવી હોય અને માણસાઇ એટયે મનુષ્યના સ્વાભાવિક ગુણો લાવવા હોય તો કેળવણી વિના છુટકો જ નથી

શરુઆતમાં થોડાં વર્ષો નવીનતાને લીધે અંધાધુંધી જેવાં લાગશે કદાચ ખરેખરી અંધાધુંધી આવે તો પણ નિભાવે જ છુટકો છે. પણ કેળવણી વિના વિકાસ નથી વિકાસ વિના ખરેખરી આધ્યાત્મિકતાનો સંભવ જ નથી

# જૈનો અને હિંદુઓ વચ્ચે સંસ્કારોની પરસ્પર આપ લે.

## પૂર્વાર્ધ

पक्ष पातो नमे वीरे न वैर कपिलादिषु।
युक्तिमद्वचनं यस्य तस्य काय परिग्रहः (હરિભદ્રસૂરિ)
મને મહાવીરમાં પક્ષપાત નથી તેમ કપિલાદિ પ્રતિ વેર નથી જેનું વચન યુક્તિયુક્ત લાગે તેનો સ્વીકાર કરવો

---

ભારતવર્ષના મુખ્ય ત્રણ ધર્મો -(૧) બ્રાહ્મણ ધર્મ જેનું વર્તમાન રૂપ તે હિંદુ ધર્મ, (૨) બૌદ્ધ ધર્મ, અને (૩) જૈન ધર્મ, આ ત્રણ ધર્મો પૈકી બૌદ્ધ ધર્મ પોતાની જન્મભૂમિમાં શાથી અળપાયો, અને બીજા બે ધર્મ શા કારણથી ટકી રહ્યા તેનો વિચાર ઘણા વિદ્વાનોએ કર્યો છે મે પણ યથામતિ વિચાર કર્યો છે મને સર્વે વિચારોના ફલ રૂપે સમજાયુ છે કે બ્રાહ્મણોની પરધર્મના આચાર અને વિચારને પોતામાં અંતર્ગત કરવાની કોઇ અદ્ભુત શકિત છે આ શક્તિના પ્રભાવથી તે પારકાનું તે પોતાનું કરી લે છે અને જેમ કોઇ જબરી વેલ નાના ઝાડને વળગી હોય તો તે ઝાડના રસને ચુસી લઈ સર્વત્ર વિસ્તારને પામી આધારવૃક્ષનું દર્શન પણ થાય નહિ એમ વીંટળાઇ વળે છે, તેમ બ્રાહ્મણોના આચાર વિચારની જટિલતામાં જ કોઈ પરધર્મના આચારવિચાર ગુચાયા તે બ્રાહ્મણોના જ આત્મસાત્ થઈ જાય છે, અને પછી તે કોના હતા એનો નિર્ણય કરવો અશકય થઇ પડે છે બ્રાહ્મણોના આ આત્મ રેષાના બળ સામે બૌદ્ધ ધર્મ ટકી શકયો નહિ બૌદ્ધ ધર્મ

પોતાનું સ્વત્વ અથવા વ્યક્તિત્વ જાળવવાને બદલે બ્રાહ્મણ ધર્મના ખંડનમાં બહુ પ્રવૃત્તિ કરી, અને તેથી બંને ધર્મના અનુયાયીઓમાં દ્વેષ અને નિંદા વધી ગયાં. અને છેવટે બ્રાહ્મણોએ તે ધર્મના મુખ્ય અંગોને પોતાની વ્યાપ્તિ જાળમાં લઇ લીધાં અને સામાન્ય અશિક્ષિત પ્રજાને એવું સમજાવ્યું કે જે બૌધ ધર્મનું ખાસ સારૂં કહેવામાં આવે છે તે તો આપણું વૈદિકોનું પોતાનું જ છે અને બૌદ્ધો તો માત્ર લઇ પડયા છે એટલું જ ! આ વ્યાપ્તિજાળના અંશો જાણવા હોય તો નીચેના મુદ્દાઓ વિચારો. ભગવાન બુદ્ધ વિષ્ણુના વર્તમાન અવતાર રૂપ થયા. તેમનો દયાધર્મ તે વૈષ્ણવોમાં પેઠો. બ્રાહ્મણોની યજ્ઞહિંસા, અને શ્રાદ્ધમાં ગૌરવ પણ કલિ વાર્ય્યે ઠરાવી દીધો અને દયા તે વૈષ્ણવી ભાવના બની ગઇ, બૌદ્ધોના શારીરને ( એટલે બુદ્ધના[1] શરીરનાં અસ્થિ અથવા અંશોને લગતા રથયાત્રાદિ ઉત્સવો વૈષ્ણવોની રથયાત્રાદિ ઉત્સવો વૈષ્ણવોની રથયાત્રારૂપ થઇ ગયા, જગન્નાથ વગેરે સ્થાનમાં બૌદ્ધોના આચારવિચારો-જાતિભેદને ખંડન કરનારા-બ્રાહ્મણોએ બ્રહ્મવાદના ગણી કાઢયા, નેપાલમાં બૌધ્ધ ધર્મના પંચબુદ્ધ [2] શૈવ ધર્મના પંચ મુખ શિવમાં સમી ગયા, અશ્વ ઘોષનું વજ્રસૂચી[3] પ્રકરણ, જે જાતિ-ભેદનું વિધ્વંસક છે તે જાણ્યે અજાણ્યે રૂપાંતરથી બ્રાહ્મણોના ઉપનિષદ્ સમૂહમાં ઉપનિષદ્ તરીકે પેસી ગયું બ્રાહ્મણોના પરિવ્રાજક અને બૌદ્ધ ભિક્ષુઓ બ્રાહ્મણ શ્રમણ ( શ્રમણ ) તરીકે એકવત થઇ ગયા-અને, આવા અનેક રૂપાંતરો થઇ વર્તમાન હિંદુધર્મની અનેક ગલીકુચીઓમાં બૌદ્ધધર્મ પ્રસરી ગયો, અને શાંકર વેદાંતના

---

(૧) બૌધ્ધ શારીર સાથે વેદાંતનો "શારીરક" શબ્દ સરખાવો

(૨) વૈરોચન રત્ન સંભવ, અમિતાભ, અમોઘસિદ્ધિ અને અક્ષોભ્ય -એ પાંચ ધ્યાની બુદ્ધ સદ્યોજાતિ, વામદેવ, તત્પુરુષ, અઘોર, અને ઈશાન —એ પાંચ મુખ વાળા શિવ.

(૩) જુઓ Die Vajrasuchi Des Asvaghosha at Berlin in 1860 by Dr Weber see also Nanjis 1303

માયાવાદમાં બૌદ્ધ વિજ્ઞાનવાદીઓનો માયાવાદ[૪] ગુપ્ત રીતે એવી રીતે પેઠો કે જાણે માયાવાદ મૂલ ઉપનિષદોમાંથી સીધો વારસા તરીકે ઉતરી આવ્યો હોય એવું હિંદુ વેદાંતોનું દઢ મતવ્ય થયું જે આચારો અને વિચારો પોતાના બંધમાં આવે એવા નહતા—જેવા કે ક્ષણિકવાદ, અપોહવાદ[૫] વગેરે તે બૌદ્ધોનો પાખડ ધર્મ ગણાયો, અને હિંદુ ધર્મની પૌરાણિક રૂપમાં નવી દુકાન ઉઘડી વસ્તુસ્થિતિ આ પ્રકારની અભ્યાસકોને સહજ સમજાશે, પરિણામ એ આવ્યુ કે બૌદ્ધધર્મ આર્યાવર્ત બહાર ગયો અને અહીં શમી ગયો

જૈનોએ આ બ્રાહ્મણોની વ્યાપ્તિ જાણીના બળને સારી રીતે સમજી જાણ્યુ છે તેમણે બ્રાહ્મણો અને તેમના ધર્મનું ખંડન કરવાનો મોટો પ્રયત્ન ન કર્યો અને તેમાં પોતાની શક્તિનો મિથ્યા વ્યય ન કર્યો, પરંતુ પોતાના ધર્મનું સારી રીતે સરક્ષણ કરવા મથન કર્યું આ મથનમાં બ્રાહ્મણોની ચાતુરીનો તેમણે આશ્રય લીધો બ્રાહ્મણો બૌદ્ધો અને જૈનોના મૂલ કલિયુગના ધર્મપ્રવર્તક શ્રી કૃષ્ણ શ્રી ગૌતમ બુદ્ધ, તથા શ્રી મહાવીર જાતિએ ક્ષત્રિયો છે પરંતુ તે ત્રણે ધર્મની વ્યવસ્થા કરનારા મુખ્ય વિચારકો જાતિએ બ્રાહ્મણો છે આ રહસ્ય પણ ઐતિહાસિક દૃષ્ટિવાળાએ ભૂલવું જોઈએ નહિ

જૈનો અને બ્રાહ્મણો વચ્ચે ઘણો સહકાર થયો, અને તેથી બંને ધર્મને પાળનારો સમાજ પરસ્પર ઉપકારક થયો છે આ

(૪) જુઓ Influence of Buddhism on Vedanta નામનો મારો ઇંગ્રેજી નિબંધ

(૫) હિંદુઓના ન્યાય વૈશેષિક મતવાળા જાતિ અથવા સામાન્યને પદાર્થ માને છે, બૌદ્ધો તેવા સામાન્યને માનતા નથી પરંતુ પ્રત્યેક પદાર્થ સ્વ—લક્ષણ છે, પ્રત્યેક પદાર્થ અન્ય સર્વ પદાર્થોથી વ્યાવૃત્તિવાળો છે એવું માનવું તેનું નામ "અપોહવાદ" છે

પરસ્પર ઉપકાર્ય ઉપકારક ભાવનું સરવૈયું છેવટનું નીકળી શકે તેમ નથી, પરંતુ પાછલા ત્રણ વર્ષમાં બ્રાહ્મણધર્મને અનુસરતા સમાજે અને જૈનધર્મને અનુસરનાર સમાજે પોતાના આચારવિચારમાં ઘણી આપલે કરી છે, અને બંને ધર્મવાળાએ ધર્મના આવશ્યક અંગ કયાં અને અનાવશ્યક કયાં એનો નિર્ણય કરી અનાવશ્યક અંગોને ત્યજી દીધાના ઘણા દાખલા છે આજના વ્યાખ્યાનમાં જૈનો અને બ્રાહ્મણો વચ્ચે સરકારોની આપલેનું ચાલુ ખાતું છે એમ દર્શાવી જૈનોએ બ્રાહ્મણોને શું આપ્યું છે, એટલે બ્રાહ્મણધર્મી હિંદુઓને કયા માલ અંશો અથવા ગુણો જૈનોમાથી પ્રાપ્ત થયા છે તે દર્શાવવા પ્રયત્ન કર્યો છે તેવીજ રીતે બ્રાહ્મણોએ પણ જૈનોને વ્યવહારે ધર્મમા ઘણું આપ્યુ છે પરંતુ તે વિચારો અન્ય કોઈ વ્યાખ્યાનમાં આપવાનું મે મુલતવી રાખ્યુ છે

**જૈનોની સર્વવ્યાપક અહિંસા**

જો કોઈ બ્રાહ્મણધર્મની મુદ્રા પૂછે તો હું કહું કે તેની યજ્ઞભાવના હિંદુ ધર્મની પ્રત્યેક શાખા–પ્રશાખામાં—પ્રત્યેક સંપ્રદાય અથવા પંથમાં—યજનીય દેવતાને અર્થે દ્રવ્યત્યાગ કરવો એ આવશ્યક ધર્મનું અંગ છે તે યજ્ઞધર્મ શી રીતે પાળવો, એટલે કોણે, કેવી રીતે, અને શા પ્રયોજન અર્થે પદાર્થનો ત્યાગ કરવો એ મીમાંસાનો વિષય છે, પરંતુ કોઈ દેવને અર્થે યજમાને પોતાના કોઈ પણ મમત્વના પદાર્થને અર્પણ કરવું એ સિદ્ધાંત વેદકાળથી તે આજ સુધી ચાલ્યો આવે છે આ યજ્ઞ કાંતો હવિર્યજ્ઞ હોય કે કાંતો પશુયજ્ઞ હોય, આ બે પ્રકારના યજ્ઞો તે અધિભૂત યજ્ઞ કહેવાય, કારણ કે તેમાં હવનીય પદાર્થ જડ અથવા અજડ દ્રવ્ય હોય છે તે ઉપરાંત તપોયજ્ઞ, યોગયજ્ઞ સ્વાધ્યાયયજ્ઞ જ્ઞાન યજ્ઞ જપયજ્ઞ વિગેરે અનેક પ્રકારના આધ્યાત્મયજ્ઞો પણ છે, કોઈ પણ પ્રકારના યજ્ઞનો આશ્રય લીધા વિના જીવન ગાળનાર મનુષ્ય

પાપભાગી છે એવુ હિંદુઓનું સિદ્ધ મતવ્ય છે ટૂકામા હિંદુઓના ધર્મનો પ્રથમ પાયો[1] યજ્ઞ ભાવનામા છે આ સર્વ યજ્ઞોમાં દ્રવ્ય-યજ્ઞો કરતા જ્ઞાન યજ્ઞ ચડીઆતો છે, અને તેમા પણ જપયજ્ઞ[2] તે ભગવાનની વિભૂતિ છે આ જપ યજ્ઞમાંથી જ્ઞાનયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ ફલરૂપે પ્રકટ થાય છે અને તે ફલ તે બ્રાહ્મણોની બ્રહ્મ ભાવના આ પ્રમાણે યજ્ઞ અને બ્રહ્મ—એ બ્રાહ્મણોની એટલે હિંદુઓની ધર્મમુદ્રા સમજવી તે છાપવિના હિંદુધર્મનું નાણું ચાલે જ નહિ, તે વિના હિંદુધર્મનું ચલણ ગણાય જ નહિ.

જેવી હિંદુઓની યજ્ઞ અને બ્રહ્મ—એ મુખ્ય મુદ્રા, તેવીજ જૈનોની અહિંસા એ સિદ્ધમુદ્રા છે જૈન ધર્મના શરીરમા રુધિરાભિસરણ જેવો આવશ્યક અંશ કહીએ તો અહિંસા અહિંસાગુણ તે જૈનશરીરની પ્રાણનાડી આ પ્રાણનાડીનો કદી ત્યાગ થાય નહિ તે પ્રાણનાડી મદવેગથી અણુવ્રત રૂપે ચાલવી જોઇએ, મધ્યમવેગથી ગુણવ્રત તરીકે ચાલવી જોઇએ અને તીવ્રવેગથી મહાવ્રત તરીકે ચાલવી જોઈએ આ અહિંસાની પ્રાણનાડી જ્યા જ્યાં ચાલે—પછી તે પ્રાણી જાતિએ બ્રાહ્મણ હોય કે શુદ્ર હોય અથવા મ્લેચ્છ હોય—ત્યાં ત્યા જૈનો તેને પોતાનો કહે આ પ્રાણનાડી હિંદુઓમા જબરા વેગથી ચલાવનાર જૈનોના આચારવિચાર છે

વેદકાળની યજ્ઞ સંબંધી પશુહિંસાનુ શ્રૌત સાહિત્ય જેમણે સાંગોપાંગ જોયુ છે, તેમને હાલ વાચતા ત્રાસ આવે એવુ છે પશુવધનાં પ્રકરણો વેદનાં જો ભાષાતર કરી હાલની હિંદુ પ્રજા આગળ મૂકવામાં આવે તો તેમને પોતાના પૂર્વજોના પ્રતિની માનદૃષ્ટિ ઘટી જાય એમાં સંદેહ નથી જે વેદમાં આવી હિંસા છે તેજ વેદમાં સર્વાત્મભાવનું ઔપનિષદ દર્શન પણ છે વેદ એ એક અરણ્ય છે, ઉપવન એટલે

(૧) જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૪ શ્લોક ૨૩—૨૪
(૨) જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૧૦ શ્લોક ૨૫

બગીચો નથી એમાં સારૂંયે છે અને નરસુંયે છે આથી વેદાર્થની મીમાંસા કરનારાઓએ વેદને જ્ઞાપક કહ્યો છે, કારક ગણ્યો નથી વેદ સાધ્ય-સાધનનો સંબંધ માત્ર દેખાડે છે પરંતુ અમુક ફલને ઉદ્દેશીને અમુક કર્મ કરવું કે ન કરવું તેમાં નિમાયક હેતુ કર્તાના ચિત્તના રાગદ્વેષ છે વીતરાગે અમુક કર્મ ન કરવાં, ભલે તે વેદવિહિત હોય. આ યજ્ઞહિંસા પ્રતિ અણગમો દેખાડનાર પ્રથમ તો સાંખ્યાચાર્ય કપિલ હતા તેમણે યજ્ઞકર્મને સદોષ કર્મ ગણ્યું છે અને અમુક યજ્ઞથી સ્વર્ગ મળતું હોય તો પણ તે સ્વર્ગસુખ સમયે પણ અસૂયાદિ પ્રકટ કરી હિંસાનું ફલ પ્રકટાવ્યા વિના રહેતું નથી એવું પ્રતિપાદન કર્યું છે યજ્ઞકર્મથી ઉત્પન્ન થતું અદૃષ્ટ અશુદ્ધિ, ક્ષય, અને અતિશય દોષોથી ભરેલું છે એમ સાંખ્યાચાર્યે[1] પ્રથમ ઘોષ કર્યો જણાય છે, અને ત્યારપછી ભાગવત સંપ્રદાયમાં તે અહિંસાનો પ્રબોધ વાસુદેવ કૃષ્ણે કર્યો છે ઉપરિચર વસુએ પ્રથમ હવિર્યજ્ઞ કર્યો અને તેથી વિષ્ણુએ પ્રસન્ન થઈ પ્રત્યક્ષ યજ્ઞદ્રવ્ય સ્વીકાર્યું એવી ગાથા મહાભારતના નારાયણીય ખંડમાં આવે છે ભગવાન વાસુદેવ કૃષ્ણના યાદવ કુલમાં મદિરાપાનનો વારસો હોવાથી અને બલભદ્ર વિગેરે અખંડ ચકચૂર રહેવાથી મદ્યસહભાવી હિંસા સર્વાંશ દૂર થઈ શકે તેમ ન હતું કુરુપાંચાલના યુદ્ધ સમયે આરૂઢ વૈરના પ્રભાવથી રૌદ્રધ્યાન અને આર્તધ્યાન વિના ધર્મધ્યાન અને શુક્લધ્યાનને અવકાશ ન હતો, અને આખરે હિંસાએ સર્વાંશ વેગથી ઊકળીયું કાઢ્યું અને ભાગવત ધર્મ અથવા નારાયણીય ધર્મ અહિંસા પક્ષપાતી છતાં હિંસાનો અટકાવ કરી શક્યો નહિ. આ સર્વ સમયમાં અહિંસાનું આરૂઢ આચરણ કરનારા યતિજનો હતા પરંતુ તેઓ અરણ્યમાં વાસ કરનારા હતા આ અહિંસા ઉપર ભાર મૂકનારા યતિઓનો એક વર્ગ મુંડક શાખાનો હતો, તેઓના ધર્મપ્રવર્તકો વેદની હિંસા, વેદ પ્રતિપાદિત છતાં, ગુણરૂપ છે અથવા હલકા ધર્મરૂપ છે એવું માનવાને તૈયાર

1 જુઓ સાંખ્યકારિકા ૨

ન હેના હિંસા અથવા પ્રાણાતિપાત એ સ્વત દોષરૂપ છે, અને જો જીવે સિદ્ધપદે એટલે મોક્ષમાર્ગે ચઢવુ હોય તો તેણે તે દોષનો સર્વાશ ત્યાગ કરવા પ્રતિ બળવાન્ પ્રયત્ન કરવો જોઈએ પ્રાણીવધ વડે દેવ સંતર્પણની ભાવના તે અપધર્મ છે અથવા વિધર્મ છે અથવા અધર્મ છે એવુ સ્પષ્ટ પ્રતિપાદન કરનારા જૈનતીર્થંકરો થયા છે પરતુ તે ચોવીસ તીર્થંકરો પૈકી પાર્શ્વનાથ (તેવીસમા) અને મહાવીર (ચોવીસમા) એ ચોક્કસ ઐતિહાસિક મહાપુરુષો છે અને તેઓ વાસુદેવકૃષ્ણ પછીના ધર્મસંસ્થાપકો થયા છે આ બે મહાપુરુષો પૈકી પાર્શ્વનાથ ભગવાન બુદ્ધના પૂર્વભાવી છે, અને મહાવીર (નિગ્રંથનાથનું એટલે નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર ) બુદ્ધ સમકાલીન તીર્થંકર છે આ બન્ને મહાપુરુષોએ હિંસા અને શુદ્ધધર્મ—એ બેનો યોગજ સંભવતો નથી એવુ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું અને ધર્મના બહાને પશુવધ કરવો તે પુણ્ય નથી પણ પાપ છે આ નિશ્ચય પ્રજામાં પોતાના શુદ્ધ ચારિત્ર્યવડે અને સંઘના પ્રભાવથી દાખલ કર્યો અને તેની અસર એટલી બધી હિંદુઓમાં પ્રસરી ગઇ કે હવે યજ્ઞમા હિંસા કરવી તે વેવિહિત હોવાથી ધર્મ છે એમ કહેવા કોઇ હિંદુ તૈયાર થઈ શકે તેમ નથી તેવું પ્રતિપાદન માત્ર શાસ્ત્રીઓ અથવા ધર્મચિંતકો હાલ શબ્દાત્મક જ કરી શકે પરતુ કોઇપણ વેદધર્મના ચુસ્ત શ્રૌતકર્મ કરાવનાર સોમયાગ કરાવવા તત્પર થાય તો હિંદુઓ તેનો તિરસ્કાર કરી કાઢે અને 'સ્લોટરહાઉસ'ના પશુવધ કરનાર ખાટકી જેવો જ ગણી કાઢે જ્યા અનાર્ય પ્રજાના સબધ વડે દસરા વગેરે પ્રસંગે પાડા વગેરેનો વધ થતો હતો એવા ભદ્રકાળી અંબાજી વગેરે સ્થાનોએ પણ તે વધ બધ થયો છે, અને તે તે સ્થાનના રાજાઓએ તે બંધી કરવામા મદદ આપી છે, આ અહિંસા ગુણની મુદ્રા બ્રાહ્મણોના યજ્ઞકર્મ ઉપર હવે એવી તો સુસ્થિર થઈ છે કે વેદમાં હિંસા હોયજ નહિ છે જ નહિ એવુ મતવ્ય સ્માર્ત [illegible] ગયુ છે અને જો તેની હિંસા પ્રથમ દર્શને જણાતી હોય તો [illegible]ભાગ નથી, અથવા તેનો અર્થ આર્યસમાજવાળા કરે છે એવો

પરમેશ્વર પૂજનનો હોમ વગેરે અનેક વિચિત્ર રીતે વેદાર્થ કરવામાં હિંદુધર્મને માનનારા પ્રયત્ન કરે છે ખરી વસ્તુસ્થિતિ તો એ છે કે વેદમાં યજ્ઞકર્મમાં હિંસા હતી, તે અપધર્મ અથવા હનકો ધર્મ છે એવું સાંખ્યાચાર્ય કપિલે પ્રતિપાદન કર્યું હતું અને તેનો ત્યાગ કરાવવા વાસુદેવકૃષ્ણે પ્રયત્ન કર્યો હતો, પરંતુ સમાજમાં તે હિંસાની ધર્મભાવના ખોટી છે અને તેનો ધર્મ સાથે લેગાર પણ સંબંધ નથી એવું ભાન હિંદુઓને ભગવાન્ પાર્શ્વનાથ, અને મહાવીરે કરાવ્યું છે, અને તેની દૃઢતા જૈનોએ પોતાના સંઘબલ વડે અને યતિઓના ચારિત્ર્ય વડે હિંદુઓમાં દાખલ કરી છે હિંદુઓમાં અહિંસાવ્રતનું સ્થાન પાતંજલ યોગદર્શનમાં યોગના પગથિયા તરીકે દાખલ થયું છે તે વાત ઘણી પ્રાચીન છે, પરંતુ હિંદુ યોગીઓ સાંસારીક હિંદુઓના યજ્ઞકર્મની હિંસા અટકાવી શક્યા નથી, અને યોગદર્શનના પ્રણેતા પાતંજલિ અને વ્યાકરણ મહાભાષ્યકાર પતંજલિ જો એક જ વ્યક્તિ હોય તો શુંગવંશના પુષ્યમિત્રને અશ્વમેધ યજ્ઞ કરાવનાર પતંજલિ યજ્ઞકર્મમાં હિંસા અધર્મ છે એવું હિંમતથી કહી શક્યા નથી, તે અધર્મ જ છે એવું સ્પષ્ટ પ્રતિપાદન કરનાર તો જૈનો છે,

**(૨) જૈનોની સંઘ વ્યવસ્થા**

બ્રાહ્મણોમાં વનવાસી અને સંન્યાસીઓને સ્થાન છે તેમનામાં ગૃહસ્થ અને ત્યાગી એવા બે વર્ગ પણ છે જૈનોમાં પણ શ્રાવકશ્રાવિકાનો સંસારી વર્ગ અને સાધુ-સાધ્વીનો અસંસારી-ત્યાગી વર્ગ છે આ બે બાબતમાં સાદૃશ્ય છે પરંતુ બ્રાહ્મણધર્મના અને હાલના હિંદુધર્મના ત્યાગીઓ ઉપર સંસારી ગૃહસ્થોનું બીલકુલ અંકુશ નથી જૈનોની સંઘ-વ્યવસ્થા મિથ્યા અને શીલભ્રષ્ટ યતિઓ ઉપર સારી દેખરેખ રાખે છે તેમના ગચ્છોના અનુયાયીઓ ઉપર આચાર્ય વગેરે દેખરેખ રાખે છે અને સર્વ ઉપર સંઘસત્તા બલવતી છે સાધુઓ અને સાધ્વીઓ ઉપર જૈનોના સંઘનો અંકુશ છે જેઓ સ્વચ્છંદી

થયા છે તેમને જૈન સમાજ બિનકુન આશ્રય આપતો નથી, અને તેવા મિથ્યાડમ્બર કરનાર જૈન સાધુને કાતો જૈનસમાજ બહાર ભિક્ષા મેળવી જીવન ગાળવુ પડે છે, અથવા તો તે પુનર્સંસારી થાય છે, અથવા યુરોપ-અમેરીકામાં પોતાનો મહિમા દેખાડે છે હિંદુઓના સંન્યાસીઓ અને સાધુઓ ભ્રષ્ટથાય તો તેમના ઉપર નથી આચાર્યોનો અંકુશ કે નથી હિંદુધર્મના ગૃહસ્થોનો અંકુશ પરિણામ એવુ છે કે હિંદુઓ આવા મિથ્યાચારીને આશ્રય આપી અધર્મને અણુઘટતું ઉત્તેજન આપે છે હિંદુઓના મહાધીશો, અને હિંદુઓના ગૃહસ્થો દેવસ્થાન અને સાધુઓ ઉપર અંકુશ રાખે તે ઇચ્છવા યોગ્ય છે, અને આ બાબતમા જૈનોની સંઘવ્યવસ્થાએ ઘણુ શીખવુ છે આવા મિથ્યાચારી ત્યાગીઓને લીધે શંકરાચાર્યના પૂર્વભાવી કર્મમીમાંસકોએ ત્યાગાશ્રમનો બળવાન્ વિરોધ કર્યો હતો અને તે સમયના બૌદ્ધભિક્ષુઓનાં ભ્રષ્ટ જીવન, અને બૌદ્ધ સંઘની શિથિલતાએ તે વિરોધને ટેકો આપ્યો હતો ત્યાગની મહત્તા તેના વૈરાગ્ય અને તપોબળ ઉપર છે આ બે અંશોનો લોપ થાય તો ત્યાગ પ્રજાનો ભારે અનર્થ કરે છે આથી ત્યાગાશ્રમનો પુનરુદ્ધાર હિંદુઓમા શંકરાચાર્યે કર્યો ત્યારે મઠામ્નાયની વ્યવસ્થા રાખી હતી, અને વૈદિક પ્રજાએ તેને ટેકો આપ્યો હતો હાલ તે વ્યવસ્થાનો લોપ થયો છે, અને શ્રૃંગેરીમઠ વિના અન્યત્ર સંન્યાસીઓ અને ત્યાગીઓ ઉપર કંઇપણ અંકુશ રાખી શકે તેવી વ્યવસ્થા જોવામા આવતી નથી માત્ર શંકરાચાર્યની ગાદીના ઝઘડા અને તાણાતાણ વિના કંઇ પણ ધર્મકાર્ય થતું જોવામાં આવતું નથી

> गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानत
> उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते॥

કાર્ય અકાર્યને નહિ જાણનારા ઉમાર્ગે જતા હોય તો તેનો ત્યાગ વિહિત છે–આવો ઉપદેશ હિંમતથી શાક્તોએ કર્યો છે અથવા જૈનોએ કર્યો છે બીજા બધા સંપ્રદાયવાળા સ્માર્ત–વૈષ્ણવ–શૈવ–આ

બાબતમાં શિથિલ છે શાક્ત સંપ્રદાય તો વસ્તુતઃ લોપ પામ્યા જેવો છે તેથી જૈનો જ માત્ર આ બાબતમાં મંદિરવ્યવસ્થાનું શિક્ષણ હિંદુઓને આપી રહ્યા છે

**૩ જૈનોનાં દેવમંદિરોની સ્વચ્છતા**

જૈન બંધુઓએ હિંદુઓને મંદિરની વ્યવસ્થામાં ઉંચુ શિક્ષણ આપ્યુ છે હિંદુઓના દેવમંદિરોની મિલકત ગમે તે પૂજારી પચાવી પડે, ગમે તે સાધુ આવી પેસી જાય, ગમે તે ભાડુ ખાઈ જાય અને દેવના ઓઠે ચરી ખાય જો વ્યવસ્થાપકવાળાં મંદિરો હોય તો ત્યાં ગંદકીનો પાર નહિ, વૈષ્ણવ મંદિરોની આસપાસ ગટરના કીડા ખદબદે, શૈવ અને શક્તિનાં દેવળોમાં તેના લપેડા, દુર્ગંધ, ચામાચીડીઆના ફફડાટ વગેરે જણાયા વિના નહિ રહે આ મંદિરો કરતાં આપણાં ઘર પ્રભુભજન સારૂ શુ ખોટા? જૈન મંદિરમાં આથી તદ્દન ઊનટુ તેની સુઘડતા તેની સ્વચ્છતા, તેની શાંતિ, તેના ધૂપની સુગંધ વગેરે બહારથી તપેલાને ક્ષણિક શાંતિ આપ્યા વિના ના રહે ત્યા જનારને 'વીતરાગ" પ્રભુ કેવા હોય તેની છાયા મનમાં આવ્યા વિના ન રહે તે સ્થાનમાં સંસારની મોહજાળ એક બે ક્ષણ તો ભૂને જ હિંદુ ધર્મના દેવમંદિરો આ દિશાએ સુધરે એવા પ્રયત્ન જૈનોએ સ્વત કર્યાના દાખના છે વસ્તુપાન વગેરે અનર્ગલ સંપત્તિવાળા જનોએ હિંદુઓના મંદિરો સમરાવ્યા છે, સુધરાવ્યાં છે, અને સોમનાથ મહાદેવના તીર્થમાં જઈ शत्रुञ्जयस्वामिसमानभक्त्या—શત્રુંજય સ્વામી (જૈન તીર્થંકર) ના સમાન ભક્તિ વડે સોમેશ્વર મહાદેવની પૂજા કરી છે આ દૃષ્ટાંત હિંદુઓને ઓછુ ઉપકારક નથી શિવનું કામજયિત્વ, અને વીતરાગત્વ ધ્યાનમા રાખી જૈન શ્રીમાનોએ શિવભક્તિ દર્શાવી છે આવો ભાવ બ્રાહ્મણો દર્શાવી શકયા નથી અને પ્રાણ કંઠે આવે

એટલે મરવાનો સંધિ થાય તો પણ જૈન મંદિરમાં જવુ નહિ એવો મિથ્યા ઉપદેશ પૌરાણિક સમયમા બ્રાહ્મણોએ પ્રવર્તાવ્યો છે હવે તે ઉપદેશ મિથ્યા છે એવી સમજણ ઊતરી છે અને હિંદુમંદિરોની વ્યવસ્થા સુધરે અને તેની સ્વચ્છતા વધે તે પ્રતિ હિંદુઓએ વિશેષ ધ્યાન આપવાનું રહે છે

**૪ જૈનોનું લલિત કલાનુ ઉત્તેજન, અને શિલ્પકલાનો ઉત્કર્ષ**

જૈન ધર્મિઓના તીર્થકરની ભાવના સુસ્થિર આસનમયી સ્થિતિને લગતી છે આ ભાવનાને લઈ માનુષ શરીરના સહર્નન ઉપર તેમણે સારું લક્ષ્ય આપ્યુ છે મનુષ્ય શરીરનો પ્રૌઢ પ્રતાપ કેવી રીતનો છે તેની પ્રતીતિ જૈનમૂર્તિ વડે સત્વર થઇ શકે છે બૌદ્ધમૂર્તિમાં કંઇક માર્દવ અધિક છે જૈનમૂર્તિ તપની કર્કશતાને સ્પષ્ટ કરે છે આ ભાવનાની ખીલવણીમા શિલ્પશાસ્ત્રના પૂર્ણશરીરના માપના નિયમો જૈનોએ એવા તો આગ્રહપૂર્વક પાળ્યા છે કે બેડોળપણાને સ્થાન જૈનમંદિર અને જૈન મૂર્તિમા કદી હોતું નથી હિંદુઓના દેવો માનુષભાવવાળા નથી અને તેમની મૂર્તિઓ કેવળ સાંકેતિક ભાવ પ્રદર્શક હોય છે, આ સંકેતનું જેને ભાન નથી અથવા સ્મૃત નથી તેમને હિંદુધર્મના દેવની મૂર્તિ બેડોળ અથવા હાસ્ય ઉત્પન્ન કરનારી લાગે. સંકેતનો સ્ફોટ કરનારાં શિલ્પશાસ્ત્ર અને વસ્તુશાસ્ત્રો તત્રમાં અંતર્ગત છે પણ અત્યારે વિદ્વાનો પણ મૂર્તિના ભાવસંકેતને જાણતા નથી એટલે પ્રજાનો મોટો ભાગ આ મૂર્તિઓના મર્મને સમજે નહિ એ સ્વાભાવિક છે માનુષી શરીરમાં જૈની ભાવ ઉતારવાની કળા જૈનોએ પોતાની કરી લીધી છે, હિંદુઓ **દેવ-મનુષ્યને** માને છે, પણ **મનુષ્ય-દેવને** પ્રકટ કરી શકતા નથી

**૫ જૈનોની રમ્ય ભાવના**

ઉપરના સસ્કારને લીધે જૈનોની કારીગીરીમાં રમ્યતા ઉતરી આવે છે, તેમના શિલ્પ, તેમના ચિત્રો, તેમની વસ્ત્ર વિગેરેની ગુંથણી વગેરેમાં લલિત કલા ઉંચી કક્ષાએ ચઢેલી સમજાય છે,

જૈન ગૃહસ્થોમા પણ સુઘડતા અને સુશ્લિષ્ટતા નજરે તરવરશે. હિંદુઓમાં રમ્ય ભાવનાને બદલે ભવ્ય ભાવના વધારે તરતી રહે છે, અને તેમાં પણ શૈવ ધર્મિઓમાં ભવ્ય ભાવની ખીલવણી વધારે હોય છે દક્ષિણમાં શૈવ મંદિરો—નટરાજની મૂર્તિ—તેના અંગ ઉપાંગના ભાગો—પાર્વતીની લાસ્યવાળી મૂર્તિ વગરે વિભવો મહત્તાનું દિવ્ય દર્શન કરાવે છે પરંતુ અણુતાનું દિવ્ય દર્શન તો જૈનો કરાવી શકે છે અને લાગે છે કે તેમના પોતપોતાના મૌલિક સિદ્ધાંતની ઊંડી અસર અને સમાજ ઉપર વ્યવહારમાં પડી જણાય છે જૈનોના સૂક્ષ્મ જીવવાદ અને બ્રાહ્મણોના પરમ મહત્ બ્રહ્મવાદને લીધે અણુભાવની ચમત્કૃતિ જૈનોની લલિતકલામાં છે અને બ્રહ્મભાવની ચમત્કૃતિ હિંદુઓમાં અને મુખ્યત્વે કરી શૈવોની શિલ્પકળામાં અનુભવાય છે ટૂંકામાં ઝીણવટનું જ્ઞાન જૈનોએ સારુ આપ્યુ છે સ્થિરતાનું ચિત્ર જૈન તીર્થંકર ઊભું કરે છે, અખંડ નૃત્યનું તરવરતું ચિત્ર શૈવમૂર્તિ ઊભુ કરે છે

**(૬) જૈનોનું દાન વીરત્વ**

જૈનોમા જે દાનવીરત્વ છે તે સામાન્ય રીતે હિંદુઓમાં નથી તેમાં સામાન્ય રીતે સંપત્તિનું મર્યાદિતપણું હિંદુઓમાં હોવાના સંબંધથી કદાચ દાનવીરત્વ હિંદુઓમાં પ્રમાણમાં ઓછુ ઝબકર્યું હશે, પરંતુ એટલાથી[૧] સંપૂર્ણ ખુલાસો થતો નથી જૈનોના પરોપકારની કામો ખરેખર રોમાંચ ઉભાં કરે તેવા છે હિંદુધર્મિ રાજાઓએ ઘણા લોકોપકારક કામ કર્યા છે, પરંતુ પ્રજાના ધનવાન અગ્રેસરોએ દાનધર્મ ઘણે ભાગે બ્રાહ્મણ જાતિમાંજ

---

(૧) જુઓ વસંત વિલાસ વગેરે ગ્રંથો જેમાં વસ્તુપાલ વિગેરેની દાનગણના ચકિત કરે તેવી આપી છે

મર્યાદિત કર્યો હોય એવુ જણાય છે આ દાનવીરત્વમાં જેવી હાલની પારસી કોમ ઉદાર છે તેવી જૈન કોમ ઉદાર છે, માત્ર નવાં મદિરો બધાવવામા નાણાં ખરચવાને બદલે કઇક વિશાળ કલ્યાણની ભાવ નામાં દ્રવ્યનો વ્યય જૈનો કરે એવી વિશેષ આશા હાલના જમાનામાં રાખવી ઘટે.

(૭) જૈનોના જીવવાદ

જૈનો અને બ્રાહ્મણો બંને ચૈતન્યમય આત્મવાદી છે પરતુ જીવને કર્મજન્ય પુદ્ગલો વળગેલા છે તે હઠાવી સતત ઊર્ધ્વગમન કરી તેણે સિદ્ધપદે-લોકાકાશને મસ્તકે-પહોંચવાનું છે-એવુ જૈનોનું મતવ્ય છે, અને તેથી તેઓ સ્વભાવથીજ પ્રયત્નશીલ અથવા ક્રિયાવાદી છે બ્રાહ્મણોના સિદ્ધાતમાં આત્મા સ્વયભૂ, નિત્ય સિદ્ધ, સ્વતત્ર અને નિર્લેપ છે, અને વ્યાવહારિક જીવ અવિદ્યા વડે પરતત્ર અને ગુણદોષમાં લપટાયેલો છે એવુ મતવ્ય છે એટલે સ્વભાવથીજ આ સિદ્ધાંત નૈષ્કર્મ્યવાદી અથવા અક્રિયા વાદી છે તેથી શીલ અને ચારિત્ર્ય ઉપર જેવો ભાર જોઇએ તેવો મૂકાતો નથી આ સબધમા જણાવવાનું કે હિદુઓના શૈવ સપ્રદાયનો જીવને અણુમળ, માયામળ, અને કર્મમળ સ્વભાવથી લાગેલા છે તે પ્રયત્ન વડે એટલે યોગ અને તપવડે ટાળવાના છે-એવો સિદ્ધાંત જૈનોના પુદ્ગલવાદની સમાન છે, આ શૈવ સિદ્ધાત દ્રાવિડોનો પોતાનો છે કે દિગબરી જૈનોના સબધથી આગમાતશૈવમતમા પેઠો છે તેનો નિર્ણય હજુ થઇ શકતો નથી તોપણ આ સામ્ય આકર્ષક છે એ વાત નિર્વિવાદ છે, વેદાતના આત્મવાદ કરતા શૈવોનો જીવવાદ જૈનોના જીવવાદ સાથે વધારે મળતો છે એજ મારે કહેવનું ... છે

છેવટે જૈનોના દર્શનના અનેકાંતવાદે અથવા
૮ જૈનોનો નયવાદ નયવાદે જૈનોને અસાધારણ રીતે પરમત-
સહિષ્ણુ બનાવ્યા છે બ્રાહ્મણોમાં એકાંત-
બ્રહ્મવાદ અથવા એકાંતસત્કાર્યવાદ અથવા એકાંતપરિણામવાદ
વિગેરે એકાંતિક નિશ્ચયો વડે બીજી દૃષ્ટિ હોયજ નહિ એવી ભાવના
ઊભી કરી છે વસ્તુની જે બાજુ આપણને ગોચર તેજ બાજુનું દર્શન
સત્ય અને અન્ય દર્શન મિથ્યા એવા દુરાગ્રહનું બીજ એકાંતવાદમાં
છે જૈનોના સિદ્ધાંતમાં એક વસ્તુની અનેક બાજુઓ છે અને તેથી
દૃષ્ટિભેદ સંભવિત છે એવું ઠરાવેલું ; હોવાથી મતાંધતા પ્રમાણમાં
ઓછી રહેવા સંભવ છે આ કારણથી જૈનો ઉપર શૈવાદિ સંપ્ર-
દાયોના મનુષ્યોએ જેવાકે લિંગાયત વીરશૈવો વગેરે તરફથી જેટના
અત્યાચાર થયા છે તેટલા જૈનો તરફથી પરધર્મીઓ ઉપર થયા
ઇતિહાસથી જણાતા નથી પછી મનુષ્યસ્વભાવ સર્વત્ર અપૂર્ણ
હોવાથી મતાંધતાની આંધી પ્રસંગે સર્વ દેશકાળમાં આવે છે તેવી
જૈનોને પણ જીવરક્ષાના આવેશમાં આવી જાય છે એ કંઈ ના
કહેવાય તેમ નથી થોડા વર્ષ ઉપર અમદાવાદમાં ભદ્રકાળી આગળ
બકરાનું રક્ષણ કરવાના આવેશમાં જૈનો માતાના પૂજારીને મારવા
તત્પર થઈ ગયા, અને બકરાનો વરઘોડો ચઢાવી ધામધૂમ કરી હતી,
પછી તે બકરાનું શું થયું તે તો ભગવાનને ખબર ગમે તેમ હોય
તો પણ જૈનોનો આવેશ ઘણે ભાગે સાત્વિક હોય છે, મધ્યમ ભાગે
રાજસ હોય છે, અને તામસ તો નહિ જેવો હોય છે આ સહિ-
ષ્ણુતા શૈવો અને શાક્તોએ જૈનો પાસે શીખવાની છે

જૈનોની સંસ્કૃતિના ઉપર ગણાવેલા કેટલાક સારા ગુણોને લીધે
બ્રાહ્મણોએ આદ્યતીર્થંકર ઋષભદેવજીને વિષ્ણુના અવતાર માન્યા છે,
અને તેમની યાત્રા કરવા હિંદુઓ અને જૈનો બંને જાય છે જ્યાં
જ્યાં જૈન તીર્થો છે ત્યાં ત્યાં બ્રાહ્મણોના દેવો છે જૈનોની અહિંસાનો

અને શારીરતપના પ્રભાવની અસર હિંદુઓના પુરાણોમાં પેસી ગઇ છે ઋષભદેવજીના જીવનનું વર્ણન ( ભાગવત પંચમસ્કંધ-૩-૬ અધ્યાય ) વાંચતાં સહજ સમજાય એમ છે કે **વાતરશના** એટને નગ્ન સાધુઓના અને ઉર્ધ્વરેતસ્ એટલે અખંડ બ્રહ્મચર્ય પાળનારાના ધર્મનું સ્વરૂપ સમજાવવા સારૂ વિષ્ણુએ નાભિરાજાનું પ્રિય કરવા મરુદેવીમાં ઋષભદેવજીરૂપે અવતાર લીધો એ કથન ભાગવતમા છે પરંતુ તે સાથે વિચિત્ર બ્રહ્મજાળ એવી પણ ગુંથી છે કે " આ આદ્ય ઋષભદેવજીનું ચરિત્ર સાંભળી કોકવેંકકુટકના રાજા અર્હત નામ ધારણ કરી કલિયુગમાં અધર્મના વેગ વડે પોતાના ધર્મનો ત્યાગ કરી કુપથ પાખંડમત પ્રવર્તાવશે ? ' આ સિદ્ધ વસ્તુ એટલે મહાવીર સ્વામીનો સિધ્ધ ધર્મોપદેશ પૃથ્વીમાં વ્યાપી ગયેલો તેને ભાગવતકારે ભવિષ્યમા થવાની વસ્તુ રૂપે ગણાવી વિષ્ણુભક્તિને લોકવાસનાને વશ થઇ ટેકો આપ્યો છે ! ખરી રીતે ઋષભાદિ નિગ્રંથોનું અસ્તિત્વ શ્રૌતસાહિત્યમા ઘણુ પુરાણું છે જાબાલ ઉપનિષદ્મા **યથાજાત રૂપ ધરો નિર્ગ્રંથો નિષ્પરિગ્રહ** વિગેરે વાક્યમા નગ્ન નિગ્રંથ જૈન સાધુનો રૂઢાર્થ સ્પષ્ટ છે અને **શુક્લધ્યાનપરાયણસન્યાસેન દેહત્યાગ કરોતિ**—એ વાક્ય જૈન આચારનું ભાન કરાવે છે અર્હતપદને પ્રાપ્ત જૈન અને જીવ મુક્ત પદને પ્રાપ્ત કરેના બ્રહ્મવિદ્ બ્રાહ્મણ—એ બેનુ છેવટનું સિધ્ધપદ અથવા બ્રહ્મપદ એવું તો સમાન છે કે તેવા પદને પ્રાપ્ત કરેરો તે જૈન યતિ છે કે બ્રાહ્મણ પરિવ્રાજક છે એ તારવવુ કઠિન થઇ પડે તેમ છે

આ વ્યાખ્યાનમાં જૈનોના ગુણોની અસર હિંદુઓ ઉપર કેવી રીતે થઇ છે તેનુ જ માત્ર વર્ણન છે તેવી રીતે બ્રાહ્મણોએ પણ જૈનોને સંસ્કૃતિમાં ઘણું આપ્યુ છે અને તેમાં પણ રાજધર્મ અને વ્યવહાર ધર્મ તો બ્રાહ્મણોનો જેવો ને તેવો જૈનોએ સ્વીકાર્યો છે. આ પણ જૈનોએ સ્ત્રીઓના વારસાના હકમા અને સ્વાતંત્ર્યમાં

દાય ભાગમાં વધારે ઉદાર ભાવ દર્શાવ્યો છે, એટલે જૈન વિધવા સ્ત્રીનું જેટલું મિલકત ઉપર સ્વાતંત્ર્ય છે તેટલું બ્રાહ્મણ વિધવાનું નથી અને પુત્રવિનાની જૈન વિધવા જે રીતે સ્વતંત્ર મિલકત ભોગવી શકે તેમ અપુત્ર હિંદુ વિધવા ભોગવી શકતી નથી હિંદુઓ હવે તેનું સ્વાતંત્ર્ય સ્ત્રીઓને કાયદાની સુધારણા કરાવી આપવા માગે છે પણ જૈનોએ તો તે સ્વતંત્ર વ્યવહારમાં દાખલ કરેલું છે, અને હાઇકોર્ટે તે મંજુર કર્યું છે,

જૈન ભાઇઓએ મારા જેવા જૈનેતરને પોતાના પર્યુષણના દિવસોમાં બોલાવી વિચારોનો વિનિમય કરવાની તક આપી અને ધર્મ વૃદ્ધિનો લાભ આપ્યો તે બદલ તેમનો આભાર માનું છું

નર્મદાશંકર દેવશંકર મહેતા.

## સાચો શ્રમજીવી

પૂજ્ય ગાંધીજીએ લખેલી આ વાર્તા દરેક
હિન્દવાસીએ વાંચવા અને વિચારવા જેવી છે.

કિંમત ૦—૨—૦

## સરઘસ

હિંદી વાર્તા લેખક, પ્રેમચંદજીની
રાષ્ટ્રીય વાતાવરણનો આબેહુબ ચિતાર આપતી
આ વાર્તા વાંચો અને વંચાવો કિંમત ૦-૧-૦

લખો

**સરસ્વતી છાત્રાલય**
લાલશંકરનો બંગલો, એલીસબ્રીજ
અમદાવાદ.

વસંત મુદ્રણાલય : અમદાવાદ

## સાચી દયા

જે ખાદી પહેરતો નથી તે જૈન નથી
જે મેસનુ દૂધ ખાય છે તે જૈન નથી
કતલ કરેલા ઢોરના ચામડાના
જોડા કે બીજુ કાંઇ વાપરે તે જૈન નથી
ખાટકીવાડથી જીવ છોડાવે તે જૈન નથી
પરિગ્રહનુ પરિમાણ ન બાંધે તે જૈન નથી
તીર્થંકરને પરિગ્રહ કરાવે તે જૈન નથી


ઉપર લખેલાં કાર્યો કરનાર શા માટે જૈન નથી એનો ખુલાસો મેળવવો હોય તો શ્રી વ લજી દેસાઇની વેધક ભાષામાં લખાયેલા વ્યાખ્યાનને એક વખત વાંચી જાઓ.

એ અને એવાં જ બીજા મર્મસ્પર્શી વ્યાખ્યાનો વાચવા માટે પર્યુષણ પર્વ વ્યાખ્યાનમાળાના બન્ને ભાગ તુરત જ મગાવો.

ઘણું નવુ જાણશો, નવુ મેળવશો.

લખો— વ્યવસ્થાપક,

સરસ્વતી છાત્રાલય.

એલીસબ્રીજ અમદાવાદ

# નિવેદન.

અમદાવાદમા ચાલતી પર્યુષણ વ્યાખ્યાનમાળાએ જૈનસમાજના વિચારકવર્ગનુ ધ્યાન ખેચ્યુ છે એ બીના તે તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકોના પ્રચાર ઉપરથી જ જાણીતી છે વળી ત્યા ત્યા એવી વ્યાખ્યાનમાળા શરૂ કરવા અને તે દ્વારા વિચાર જાગૃત કરવાની ભાવના પણ જોવામા આવે છે અમને મુબઇમા પણ એવી વ્યાખ્યાનમાળા શરૂ કરવાની ભાવના થઇ પં દરબારીલાલજી અને પં નાથુરામ પ્રેમીજી મુબઈમા હતા જ પં સુખલાલજીએ મુબઈ આવવાનુ સ્વીકાર્યું એટલે અમે એ વ્યાખ્યાનમાળા આ વર્ષે શરૂ કરવાનો ચોક્કસ વિચાર બાધ્યો વખત બહુ જ થોડો બાકી હતો, લેખક વક્તાઓ નક્કી કરવા અને જોઈતા પ્રમાણમા મેળવવાની મુશ્કેલી હતી, છતા અમે એ દિશે અમારાથી બનતુ કર્યું, મુબઇવાસી તરુણ અને વૃદ્ધ જિજ્ઞાસુ વર્ગે અમારા એ પ્રયત્નને ખૂબ આવકાર આપ્યો અમને પણ ખાત્રી થઈ કે જમાનાની માગણી વિશેની અમારી ધારણામા અમે સાચા છીએ

અમે જૈન અને જૈનેતર તેમાય ભાઇ અને બહેનો બન્નેને વ્યાખ્યાનમાળામા બોલવા આમંત્ર્યા હતા આમંત્રેલ વ્યક્તિઓમાથી ઘણાઓએ આવી પોતાના વિષય ઉપર વિચાર દર્શાવી અમને આભારી કર્યા છે જેઓએ વ્યાખ્યાનમાળામા ભાષણ કર્યા અથવા લખેલ નિબંધ વાચ્યા તેમાથી મોટા ભાગના લેખો આ પુસ્તિકામા આપવામા આવ્યા છે જે લેખો હિન્દીમા વચાએલા તે હિન્દીમા જ છાપવામા આવ્યા છે જેથી ગુજરાતી ભાઇઓ પોતાનું સાધારણ

# નિવેદન.

અમદાવાદમા ચાલતી પર્યુષણ વ્યાખ્યાનમાળાએ જૈનસમાજના વિચારકવર્ગનુ ધ્યાન ખેચ્યુ છે એ બીના તે તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકના પ્રચાર ઉપરથી જ જાણીતી છે વળી જ્યા ત્યા એવી વ્યાખ્યાનમાળા શરૂ કરવા અને તે દ્વારા વિચાર જાગ્રત કરવાની ભાવના પણ જોવામા આવે છે અમને મુબઇમા પણ એવી વ્યાખ્યાનમાળા શરૂ કરવાની ભાવના થઇ પ દરબારીલાલજી અને પ નાથુરામ પ્રેમીજી મુબઇમા હતા જ પ સુખલાલજીએ મુબઇ આવવાનુ સ્વીકાર્યું એટલે અમે એ વ્યાખ્યાનમાળા આ વર્ષે શરૂ કરવાનો ચોક્કસ વિચાર બાધ્યો. વખત બહુ જ થોડો બાકી હતો, લેખક વક્તાઓ જોઇએ તેવા અને જોઇતા પ્રમાણમા મેળવવાની મુશ્કેલી હતી, છતા અમે એ દિશે અમારાથી બનતુ કર્યું મુબઇવાસી તરુણ અને વૃદ્ધ જિજ્ઞાસુ વર્ગે અમારા એ પ્રયત્નને ખૂબ આવકાર આપ્યો અમને પણ ખાત્રી થઇ કે જમાનાની માગણી વિષેની અમારી ધારણામા અમે સાચા છીએ

અમે જૈન અને જૈનેતર તેમજ ભાઇ અને બહેનો બન્નેને વ્યાખ્યાનમાળામા બોલવા આમત્ર્યા હતા આમત્રિત વ્યક્તિઓમાથી ઘણાઓએ આવી પોતાના વિષય ઉપર વિચાર દર્શાવી અમને આભારી કર્યા છે જેઓએ વ્યાખ્યાનમાળામા ભાષણ કરી અથવા લખેલ નિબધ વાચ્યા તેમાથી મોટા ભાગના લેખો આ પુસ્તિકામા આપવામા આવ્યા છે જે લેખો હિન્દીમા વચાએલા તે હિન્દીમા જ છાપવામા આવ્યા છે જેથી ગુજરાતી ભાઇઓ પોતાનુ માધ્યસ્

હિન્દી જ્ઞાન વધારે પાકું કરી શકે અને રાષ્ટ્રીય હિન્દી ભાષામાં ગુંથાતા સામાન્ય વિચારો સમજી લેવાની શક્તિ કેળવે એ જ રીતે આ પુસ્તકમાંના હિન્દી લેખો વાચનાર હિન્દી ભાઈઓ પણ ગુજરાતી ભાષામાં લખાએલા લેખો વાંચવા લલચાશે અને તેમનો ગુજરાતી તરફ આદર વધશે એ દૃષ્ટિથી ગુજરાતી અને હિન્દી લેખો એક જ પુસ્તકમાં સાથે સાથે પ્રસિદ્ધ કર્યા છે આ પુસ્તકમાં છપાતા લેખોના લેખકોના નામોની અમે અહીં પુનરુક્તિ નથી કરતા કારણ કે તે તે લેખ નીચે એમના નામ આપેલા છે અહીં તો તે બધાનો એ સાથે આભાર માનવાનું જ કામ બાકી રહે છે જેઓએ ભાષણ આપ્યા હતા અને જેમના લખાણો હજી સુધી મળી નથી શક્યા તેમનો પણ અમે આભાર માનીએ છીએ

વિચારમાં ગંભીરતા આવે તે દિવસે દિવસે વધે વ્યાપક થાય તેમજ લેખમાં જવાબદારીનું તત્ત્વ વધારે સચવાય એ ધ્યેય વ્યાખ્યાનમાળાનું પ્રથમથી જ રાખવામાં આવ્યું છે અમે અને અમારા આમંત્રિત વક્તાઓએ એ તત્ત્વ ધ્યાનમાં રાખી પ્રયત્ન સેવ્યો છે છતાં હજી એ દિશામાં કર્યું છે તે કરતાં કરવાનું એટલું બધું બાકી છે અને એટલું કર્તવ્ય ક્ષેત્ર વિશાળ છે કે એ જવાબદારીના ભાનથી અમે એક રીતે દબાઈ જઈએ છીએ અને અમને પોતાની અશક્તિ તેમજ ત્રુટિઓનું વધારે ભાન થાય છે પણ એની સાથે જ અમે પુરુષાર્થ તરફ વળીએ છીએ અને દિવસે દિવસે કાંઈક વધારે સારો ફાળો અપાય એ ભાવના સેવતા થયા છીએ આ ભાવનામાં **અધિકારી ભાઈઓ અને બહેનો** સાથ આપે તો તેમની વિદ્યા અને વિચારઉપાસના પુષ્ટ થશે અને સમાજનું હિત વધશે

કોઈ પણ નવી પ્રવૃત્તિ વખતે હમેશાં બીકણવર્ગ ડરે છે અને રૂઢિગામી વર્ગને પોતાનું સર્વસ્વ જવાનો ભય લાગે છે આ વસ્તુ સર્વ

અને સર્વદા બનતી આવી છે પણ વળી જ્યારે નવી પ્રવૃત્તિ ક્રમશઃ સિદ્ધ થઈ પગભર થાય છે ત્યારે પ્રથમ ડરનાર પોતે જ અથવા તેમના વંશજો એ નવી પ્રવૃત્તિને પૂરા બળથી પોષે છે વ્યાખ્યાનમાળાની નવી પ્રવૃત્તિની બાબતમાં પણ કેઈ રૂઢીચુસ્ત ભાઈઓને ધર્મનાશ દેખાય, બીક લાગે એ તદ્દન સ્વાભાવિક છે એવા પુરાણપ્રિય ભાઈઓનું અસ્તિત્વ જ એક રીતે નવીન પ્રથાની યોગ્યતા અને તેની સચેતનતાની કસોટી બને છે જો જૂની પ્રથાના પ્રેમીઓ નવી પ્રથાનો વિરોધ ન કરે તેમજ ખામીઓ ન બતાવે તો નવી પ્રથા શરૂ કરનાર બેપરવાઈથી પોતાનું વહાણ ગમે તે દિશામાં ચલાવે તે રીતે હંકારે જાય, જે તેમને માટે અને તેમની પાછળ આવનારાઓને માટે ભયરૂપ જ સિદ્ધ થાય તેથી નવી પ્રથા શરૂ કરનાર જો ધૈર્યવાન તેમજ વિચારવાન હોય તો તેણે પુરાણપ્રથા પ્રેમીઓના વિરોધને આવકારવો જોઈએ અને તેને આશીર્વાદસમ લેખવો જોઈએ તેણે માનવું જોઈએ કે જો મારી પ્રવૃત્તિમાં તત્ત્વ નહિ હોય તો તે જલદી નાશ થવાને યોગ્ય છે એટલે એ નાશમાં સામાનો વિરોધ મદદરૂપ હોવાથી તેણે એ વિરોધને સત્કારવો જોઈએ વળી જો પ્રવૃત્તિમાં તત્ત્વ હશે તો એ તત્ત્વ સામાના વિરોધદ્વારા વધારે કસાઈ લોકોની નજરે ચઢશે અને ત્યારે કિંમત અંકાશે એટલે એ દૃષ્ટિએ પણ સામાનો વિરોધ બહુ કિંમતી છે

જે થોડા ભાઈઓને એમ લાગતું હોય કે દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વોનો આ વ્યાખ્યાનમાળાથી લોપ થઈ રહ્યો છે તેને અમે અહીં ટુંકમાં એક જ દલીલ આપવા ઇચ્છીએ છીએ અને તે જૈન પ્રસિદ્ધ સૂત્ર “उत्पादव्ययध्रुवत्व”ની વીતરાગ દેવ, વીતરાગત્વનો સાધક ગુરુ અને વીતરાગત્વની સાધનારૂપ ધર્મ એ ત્રણ તત્ત્વ સત્યરૂપે ધ્રુવ છે એનો લોપ કે નાશ મહાપ્રલય પણ કરી ન શકે એનાં બાહ્યરૂપો જે ઉત્પાદ અને વ્યયરૂપ છે તેને કોઈ અમરત્વ ન

પણ શાશ્વત ન બનાવી શકે એ તો ઉત્પત્તિ અને નાશના ચક્રમા ફરવાના
જ ત્યારે ડરવાનું કઈ બાબતમા ? હા, એમ કહી શકાય કે જે
બાહ્યરૂપો ઈષ્ટ અને ઈષ્ટતર હોય તેના ત્યાગમા અનિષ્ટ બાહ્ય રૂપો
રખે દાખલ થઈ જાય એ જ ભય છે પણ આ કથન
વિચારના કસોટીમા ટકી નથી શકતુ કારણ કે પ્રચલિત પુરાતન
પ્રથામા જ બધુ ઇષ્ટ અને ઇષ્ટતર છે તેમજ નવીન પ્રથામા બધુ
અનિષ્ટ જ છે એ નિર્ણય કોઈ એક માણસ તો આપી ન શકે-
સૌની બુદ્ધિ અને વિચારણા શક્તિ જુદી જુદી હોય છે તેથી માએ
પ્રામાણિકપણે પોતાની જવાબદારીનુ ભાન રાખીને જ એ નિર્ણય
કરવા ધારે જો કોઈ નવીન પ્રથા શરૂ કરનાર પ્રામાણિક નથી જ
હોતો એમ કહેવામા આવે તો જૂની પ્રથા પોષનાર અને તેને
અનુસરનાર પ્રામાણિક જ છે એની ખાત્રી શી ? વળી એ લોકો
નવીન પ્રથા શરૂ કરનાર કરતા વધારે જવાબદાર અને વધારે સ્પષ્ટ
વિચારનાર છે એની ખાત્રી પણ તેમણે સામા પક્ષને કરી આપવાની
બાકી જ રહે છે તેથી ખરા ધીર અને વિચારક જૈનની તો આવી
બાબતોમા એક જ ફરજ રહે છે અને તે એ કે પોતાનાથી ભિન્ન
પ્રકૃતિ [illegible] ભાઈઓને પોતાની યથાર્થતા વિષે પ્રેમ અને
ઉદા[illegible] લીલાથી ખાતરી કરી આપવી અને સામાની

પોતાના ગ્રાહક તરીકે નામો લખાવ્યા ઘણાઓએ એથી વધારે
નકલ ખરીદી અને આ પ્રવૃત્તિને વધારી અમે અહીં ગ્રાહક-
ભાઈઓના નામ નથી આપતા કારણ કે એવી યાદી વધારી નકામી
નામની લાલચ ઊભી કરવી એ યોગ્ય નથી સૌએ પોતાનુ કર્તવ્ય
સમજીને જ ગ્રાહક તરીકે નામ લખાવેલ છે એ કર્તવ્ય પુસ્તક
વાંચવાથી અને તેનો પ્રચાર કરવાથી પૂર્ણ થાય માત્ર નામ છપાવવાથી નહિ

હીરાબાગના વ્યાખ્યાન હોલનો પૂરો ઉપયોગ કરવા તેના
વ્યવસ્થાપકોએ અમારા પ્રત્યે જે ઉદારતા દર્શાવી તે બદલ અમે
તેમના આભારી છીએ અને સાથે એટલુ નોંધવાની પણ રજા
લઈએ છીએ કે તેમણે તેમની મુકરર ફી ન લેવામા જૈનત્વને છાજે
એવો વિદ્યાપ્રેમ જ દર્શાવ્યો છે આ સિવાય બીજા જે જે ભાઈઓએ
અમને એક અથવા બીજી રીતે મદદ કરી છે તે તે બધાના
અમે આભારી છીએ

યુવક સંઘના મંત્રીઓ,
મુંબઈ

તા. ક. અસ્પૃશ્યોને લગતા બે લેખો જે પ. સુખલાલજીએ
લખેલા અને પર્યુષણ વ્યાખ્યાનમાળા પછી જ એ હીલચાલ વખતે
બીજા છાપાઓમા પ્રસિદ્ધ થયેલા તે ઉપયોગી જણાયાથી અમે આ
પુસ્તકમા ફરી છાપ્યા છે

# વિષયાનુક્રમ


| | | |
|---|---|---|
| ખુલાસો | (પં. સુખલાલજી) | ૧-૩ |
| ધર્મ અને સમાજ | ,, | ૪-૧૩ |
| શાસ્ત્ર અને શસ્ત્ર વચ્ચે શો ફેર? | ,, | ૧૪-૨૦ |
| આસ્તિક અને નાસ્તિક શબ્દની મીમાંસા | ,, | ૨૧-૩૩ |
| સર્વધર્મના મૂળ સિદ્ધાંતો | (સૌ. વેણીબ્હેન કાપડીયા) | ૩૪-૪૩ |
| અધ્યાત્મ | (મોહનલાલ ભગવાનદાસ સોલિસિટર) | ૪૪-૬૫ |
| ધર્મનો મર્મ | (ડૉ. પ્રાણજીવનદાસ) | ૬૬-૭૬ |
| જૈનધર્મની વિશાળતા | (ઉમેદચંદ બરોડીયા) | ૭૭-૮૬ |
| જૈનધર્મમાં પરિવર્તનો અને તેનાં પરિણામો | (મોહનલાલ દલીચંદ દેસાઈ વકીલ) | ૮૭-૧૦૪ |
| અસ્પૃશ્યો અને જૈન સંસ્કૃતિ | (પં. સુખલાલજી) | ૧૦૫-૧૦૮ |
| અસ્પૃશ્યો અને હારજીત | ,, | ૧૦૯-૧૧૦ |
| ધર્મોમેં ભિન્નતા | (પં. દરબારીલાલજી) | ૧-૧૮ |
| જૈન ધર્મપર અન્ય ધર્મોંકા પ્રભાવ | (પં. નાથુરામજી) | ૧૯-૪૪ |
| જૈન ધર્મકી કુછ કિંમત હિસાબમેં હૈ? | (બાબુ સૂરજભાનુ વકીલ) | ૪૫-૫૦ |

# ખુલાસો

પ્રસ્તુત વ્યાખ્યાનમાળાના ઉદ્દેશ વિષે કાંઈક ખુલાસા કરવા યોગ્ય છે આ વ્યાખ્યાનમાળાનો ઉદ્દેશ ગુરુપદ મેળવવાનો અગર તો કોઈનું વાસ્તવિક ગુરુપદ નષ્ટ કરવાનો નથી એ જ રીતે આનો ઉદ્દેશ પૂજા-પ્રતિષ્ઠા મેળવવાનો અગર અર્થપ્રાપ્તિનો પણ નથી જે લોકો શ્રદ્ધાળુ છે અને આદરભક્તિથી પજુસણની ચાલતી પરંપરામાં રસ લે છે તેમને ક્રિયાકાંડમાંથી અથવા તો વ્યાખ્યાનશ્રવણમાંથી છોડવવાનો પણ આ વ્યાખ્યાનમાળાનો ઉદ્દેશ નથી ત્યારે આનો ઉદ્દેશ શો છે એ પ્રશ્ન તો રહે જ છે

આજે વિશ્વ સાથેના સંબંધની દૃષ્ટિએ, રાષ્ટ્રીય દૃષ્ટિએ, અને સમાજ તેમજ કુટુંબની દૃષ્ટિએ અનેક ગુંચવાડા ભરેલા પ્રશ્નો ઊભા થયા છે અને ઊભા થતા જાય છે અને એ પ્રશ્નો છેક જ અસ્થાને નથી, તેમજ ધાર્મિક સંબંધ વિનાના પણ નથી, એટલે તેની વહેવારુ અને ધાર્મિક દૃષ્ટિએ ચર્ચા કરવી પ્રાપ્ત થાય છે ગમે તેટલા મોટા મૂડીદાર અને બીજાની પરવા વિના પોતાનું તંત્ર ચલાવ્યે રાખનાર એક એકલવાયા વ્યાપારી જૈનને કોઈ રાષ્ટ્ર-સેવક જઈને કહે કે તમે સ્વદેશી કપડાં પહેરો, અને તો ખાદી સ્વીકારો, કોંગ્રેસનું ફરમાન છે જૈન ધર્મ પણ પડેલા પાડોસી ધર્મનો અભ્યાસ કેળવી પછી જ વિશ્વધર્મી થવાની શક્યતા દર્શાવે છે તો આ સાંભળી પેલા પૈસાદાર જૈનને રાષ્ટ્રીય અને ધર્મદૃષ્ટિએ સ્વદેશી વસ્તુ વિષે વિચાર અગર નિર્ણય બાંધ્યા વિના નહિ ચાલે ધારો કે કોઈ એક ખૂબ શાન્ત અને વયોવૃદ્ધ ભાઈની વિધવા લઘુ પુત્રી, ભગિની, અગર પુત્રવધુએ કાંઈક ભૂલ કરી અને ભૂલને પરિણામે તે ધર્મસંકટમાં આવી અત્યાર સુધી વડિલ ગમે તેવો શાન્ત, અલિપ્ત અને જગતથી

એપગવા રહેવા પ્રયત્ન કરતો હતો, છતાં આવે વખતે તેને સામાજિક પ્રશ્નનો ધાર્મિક દષ્ટિએ ઉકેલ કરવો પડશે એ ગર્ભહત્યા થવા દેશે કે એ બાઈને પ્રસૂતિગૃહમા મોકલી બન્ને જીવને બચાવી લેશે કે એ જાહેર હિંમત દાખવી જો એ બાઈ ઇચ્છતી હોય તો એનુ પુનર્લગ્ન કરાવી આપશે એ એક કોયડો છે કોઈ વિધવાએ વડિલને પૂછ્યા વગર ગુપચૂપ લગ્ન કર્યું તો પછી સામાજિક નિંદાના ભયથી એના વડિલોએ એને ધૂતકારી કાઢવામાં ધર્મ માનવો કે એને પ્રેમથી અપનાવી લેવામા ધર્મ માનવો એ પ્રશ્ન પણ આવશે પિતા પરદેશગમન અને અંગ્રેજી ભણતરથી ગમે તેટલો વિરુદ્ધ હશે પણ છોકરાઓ અને છોકરીઓ જો એ રસ્તે જતાં હશે તો શુ એ પિતા તેઓને છોડશે કે તેઓને અપનાવી તેમનામાં કોઈ દોષ ન દાખલ થાય એ પૂરતી જ સંભાળ રાખશે એ પણ એક કેળવણી અને ધાર્મિક દષ્ટિએ પ્રશ્ન છે એક બાજુ કોઇપણ જાતનું સામુદાયિક અગર ધાર્મિક દ્રવ્ય કયાય અને કયાંય જમે પડયુ હશે અને કદાચ ધીરે ધીરે બરબાદ પણ થતું જતું હશે, તેજ વખતે કોઈ અસાધારણ રાષ્ટ્રીય જરૂરિયાત આવી પડી અગર આર્થિક મુશ્કેલીથી સામાજિક વિપ્લવ ઊભો થયો અગર ધાર્મિક ગુરુઓને મોટે ખર્ચે કેળવવાની તક આવી પડી અને પછી કોઈ પ્રશ્ન કરશે કે પેલા અનામત પડી રહેલ પૈસાનો આ બાબતોમાં ઉપયોગ કરી શકાય કે નહિ ? અને ન કરી શકાય તો શા કારણે ? તેમજ કરી શકાય તો કઈ શરતે ? આ બધા પ્રશ્નો પણ આજે ન હોય તો કાલે આવવાના એટલે એકંદર આખુ જ જીવન બધા પ્રશ્નોને લગતા સમયાનુકૂલ અને સતર્ક ખુલાસા માગે છે

આ માટે વિચારજાગૃતિ જોઈએ, વિવિધ જાતનું વાચન અને મનન જોઇએ, નિર્ણયશક્તિ જોઈએ આ પ્રશ્નો તરુણ અને વૃદ્ધ વર્ગમાં આજે ચર્ચાઈ રહ્યા છે હાઇસ્કૂલ અને કોલેજના તરુણ વિદ્યાર્થીઓ, વકીલો, ડૉક્ટરો, પ્રોફેસરો અને બીજા કેળવાયેલા

લોકોના માનસમા જ્યારે ત્યારે આવાજ પ્રશ્નો ઊભા થાય છે
ઘણાખરા તો આવા પ્રશ્નોનું નિરાકરણ ધાર્મિક અને પોતાની
પરંપરાની દૃષ્ટિએ કરવા માગે છે વળી આવા વિચારપ્રેમીમાં
કેટલોક વગ એવો છે કે તેને ચાલુ પજુસણુની પરપરામા રસ
નથી એટલે તે આવા પુણ્ય દિવસોમા મળેલ વખતનો ઉપયોગ
કાતો ગપગોળામા અને કાતો રખડપટ્ટીમા અને કાતો અવ્યવસ્થિત
તર્કજાળમાં કરે છે આને બદલે તેઓને વિચાર કરવાની, વિચાર
સાંભળવાની, અને નિર્ણયો બાધવાની તક આપવામા આવે તો
તેઓ કદાચ ક્રિયાકાડની દૃષ્ટિએ નહિ છતાં વિચાર અને સદાચારની
દૃષ્ટિએ તો જૈન બની રહેવાના

જમાનો જ્યારે વિચારજાગૃતિ અને જ્ઞાનનું ખેડાણ માગે
ત્યારે એને યોગ્ય રીતે એ વસ્તુ પૂરી પાડવામાં જ લભ છે એટલે
આ વ્યાખ્યાનમાળા ખરી રીતે પજુસણુની જે પ્રાચીન પરપરા
ચાને છે તેની સામયિક પૂરવણી માત્ર છ વધારે સારુ અને
યોગ્ય કાર્ય તો ત્યારે થશે કે જ્યારે ધર્મગુરુઓ પોતે જ ધર્મસ્થાનોમા
આ બધા પ્રશ્નો ઉપર વિચારપૂર્વક અને ઉદારતાપૂર્વક અસાધારણ
પ્રકાશ નાખશે એ સમય જલ્દી આવે તે માટે જ આ વ્યાખ્યાનમાળા છે
જ્યારે ચોમેર જિજ્ઞાસા, જ્ઞાન અને વિવિધ વિચારોનું વાતાવરણ ઊભુ થશે
ત્યારે આચાર્ય મહારાજાઓને એ ભૂમિકામાં આવવુ સહેલુ થઈ જશે
કારણકે તેઓશ્રી ધર્મસ્થાનોમા રહે છે અને તે સ્થાનોમા પ્રકાશ
બહુજ ધીરે ધીરે પ્રવેશ કરે છે તેથી આવી વ્યાખ્યાનમાળાઓ
માત્ર જિજ્ઞાસુઓને પગથીએ ચડાવવા પૂરતી જ છે

# ધર્મ અને સમાજ

કીડી તરફ બારીકીથી ધ્યાન આપીશુ તો જણાશે કે તે એકલી રહી શકતી નથી તે કોઈનો સહચાર શોધે છે તેને મકોડાનો તો શુ પણ પોતાથી જુદી જાતની કીડીનો પણ સહચાર નથી ફાવતો તે પોતાની જ જાતના સહચારમા મસ્ત રહે છે આવા ક્ષુદ્ર પ્રાણીઓથી આગળ વધી પખી તરફ નજર કરીએ કુકડાથી વિખુટી પડેલી કુકડી મોર સાથે રહેશે તોપણ તે સંતુષ્ટ રહી નહિ શકે તેને પણ પોતાની જ જાતિનુ સાહચર્ય જોઈએ એક વાદરો અને એક હરણુ એ બ ને પોતપોતાની જાતિમાં જેટલા પ્રસન્ન રહી શકે અને જીવન લબાવી શકે તેટલા વિજાતિમાં ગમે તેટલી સુખ સગવડ છતા પ્રસન્ન નહિ રહી શકે માણુસજાતે પોતાનો બનાવેલ, વફાદાર સેવક અને સહચારી શ્વાન પણ જો બીજા શ્વાન વિનાનો હશે તો તે અસતુષ્ટ હશે અને તેથી જ એ પાળેલો શ્વાન પણ બીજા શ્વાનની અદેખાઈ કરવા છતાં પાછો બીજા શ્વાનને જોઈ શરૂઆતમાં લડીને પણ છેવટે તેની સાથે એકરસ થઈ જશે અને મેલ કરશે પ્રાણી પક્ષી અને પશુ જાતિનો આ નિયમ આપણે મનુષ્યમાં પણ જોઈ એ છીએ

મનુષ્ય પખી કે પશુ પાળીને જગલમા એકલુ રહેવાનો ગમે તેટલો અભ્યાસ કરે પણ છેવટે તેની પ્રકૃતિ મનુષ્ય જાતિનું જ સાહચર્ય શોધે છે સમાન રહેણીકરણી, સમાન ટેવો, સમાન ભાષા, અને શરીરની સમાન રચનાને કારણે સજાતીય સાહચર્ય શોધવાની વૃત્તિ જીવમાત્રમાં આપણે જોઈએ છીએ તેમ છતા મનુષ્ય સિવાયના કોઈપણ જીવવર્ગને કે દેહધારીવર્ગને આપણે સમાજ નથી કહેતા એ વર્ગ ભલે સમુદાય કે ગણુ કહેવાય પણ

સમાજની પાત્રતા તો મનુષ્યજાતિમાં જ છે, અને તેનું કારણ તો એ છે કે મનુષ્યમા એટલી બુદ્ધિશક્તિ અને વિવેકશક્તિનું બીજ છે કે તે પોતાની રહેણીકરણી, પહેરવેશ, ભાષા, ખાનપાન, અને બીજા સંસ્કારો બદલી શકે છે, કેળવી શકે છે માણસ ચાહે ત્યારે પ્રયત્નથી પોતાની જન્મભાષા ઉપરાંત બીજી ભાષાઓ શીખી લે છે, અને તે ભાષાઓ બોલનાર સાથે સહેલાઈથી હળી મળી જાય છે, પહેરવેશ અને ખાનપાન બદલીને કે બદલ્યા સિવાય ઉદારતા કેળવીને જુદા પ્રકારના પહેરવેશ અને ખાનપાનવાળા મનુષ્ય સાથે સહેલાઈથી વસી અને જિંદગી ગાળી શકે છે બીજાનું સારુ હોય તે લેવામા અને પોતાનું સારુ બીજાને આપવામાં માત્ર મનુષ્ય જ ગૌરવ અનુભવે છે ભિન્ન દેશ, ભિન્ન રંગ, અને ભિન્ન સંસ્કારવાળી માનવપ્રજા સાથે માત્ર મનુષ્ય જ એકતા સાધી અને વિકસાવી શકે છે આજ શક્તિને લીધે મનુષ્યનો વર્ગ સમાજ નામને પાત્ર થયો છે

મનુષ્ય જ્યાં હશે ત્યાં કોઈને કોઈ સમાજનો અંશ થઈને રહેવાનો. તે જે સમાજનો અંશ થઈને રહેતો હશે તે સમાજ ઉપર તેના સારાનરસા સંસ્કારોની અસર થવાની એક મનુષ્ય બીડી પીતો હશે તો તે પોતાની આજુબાજુના લોકોમા બીડીની તલપ જગાડી એ વ્યસનનું વાતાવરણ ઊભુ કરશે અફીણ પીનાર ચીનો પોતાના સમાજમા તે જ રુચી કેળવશે એક માણસ ખરો કેળવાએલ હશે તો તે પોતાના સમાજમાં કેળવણીનું વાતાવરણ જાણે કે અજાણે ઊભુ કરશે જ એ જ રીતે આખા સમાજમાં કે સમાજના મોટા ભાગમાં જે રીતભાત અને સંસ્કારો રૂઢ થયા હશે (પછી તે ઇષ્ટ હોય કે અનિષ્ટ) તે રીતભાત અને સંસ્કારોથી તે સમાજના ઘટક માણસને મુક્ત રહેવુ એ અશક્ય નહિ તો દુ:શક્ય જેવુ થઈ પડશે તાર કે ટીકીટ ઓફીસમાં કામ કરનારા અગર સ્ટેશનના કર્મચારીઓ વચ્ચે એમદ જમ્યુ એવો જઈને રહે કે જે લાચને ધિક્કારતો

હોય એટલું જ નહિ પણ ગમે તેટલી લાંચની લાલચ છતાં તેનો ભોગ બનવા ઇચ્છતો ન હોય તો તેવા સાચુકલા માણસને બાકીના લાંચીયા વર્ગ તરફથી ભારે ત્રાસ પડવાનો. કારણકે તે લાંચ ન લે એટલે સ્વભાવિક રીતે જ બીજા લાંચીયાઓનો વિરોધ કરે અને તેમ થતાં બીજો આખો વર્ગ એક સંપ થઈ કાંતો તેને લાંચ લેતો કરે અને કાંતો તેને હેરાન કરવામાં મણા ન રાખે જો પેલો ભલો આદમી અસાધારણ હિમ્મત અને બુદ્ધિવાળો ન હોય તો તે બીજુ કાંઈ નહિ તો છેવટે બીજાઓ લાંચ લે ત્યારે માત્ર તટસ્થ રહી આંખમીંચામણા કરે અને તે જ રીતે તેવા વર્ગમાં નભી શકે એ જ ન્યાયે આપણાદેશી આઇ સી એસ. ને પરદેશીઓ સાથે તેવર્ગમાં ઘણી વાર ઘણું અનિષ્ટ સહન કરવું પડે છે આમ છતાં આવા અનિષ્ટોથી સમાજને બચાવવા સમાજના આગેવાનો કે રાજ્યકર્તાઓ કાયદા કાનુનો ઘડે છે અગર નીતિનિયમો બાંધે છે એક વખતે મોટી ઉમર સુધી કન્યાઓને કુમારી રાખવામાં અમુક અનિષ્ટ જણાવાથી સ્મૃતિશાસ્ત્રમા નિયમ દાખલ થયો કે આઠ અગર નવ વર્ષની કન્યા ગૌરી હોય તેજ ઉમરે પરણાવી દેવી એ ધર્મ છે આ નિયમનું ઉલ્લંઘન કરનાર કન્યાનો પિતા અને કન્યા સમાજમાં નિંદાતાં એ ભયથી એ નાની ઉમરના લગ્નની નીતિ ચાલી વળી એ નીતિમાં જ્યારે બહુ અનિષ્ટ વધી ગયું ત્યારે તેને સમાજના આગેવાનો અગર રાજ્યકર્તાઓને બીજો નિયમ ઘડવો પડયો અને હવે ચૌદ કે સોળ વર્ષથી નાની ઉમરમાં કન્યાનું લગ્ન કરનાર કાંતો શિક્ષિતો દ્વારા થતી નિંદાથી ડરે છે અને કાંતો રાજ્યના દંડભયથી ડરી નિયમનું પાલન કરે છે એક કરજદાર માણસ ગમે તેટલી સંકડામણમાં પણ પોતાનું કરજ ચૂકવવા મથે છે એટલા માટે કે જો તે કરજ ન ચૂકવે તો તેની શાખ જાય અને શાખ જાય તો બીજાઓ ન ધીરે, અને તેમ થાય તો તેનો ધંધો જોખમાય. આ રીતે આપણે જોઈશું તો જણાશે કે સમાજમાં જે જે નીતિનિયમો અચલિત હોય છે તેનું પાલન લોકો

કતો ભયથી અને કતો સ્વાર્થથી કરે છે જો અમુક કામ કરવાની
પાછળ અગર અમુક કામ ન કરવાની પાછળ ભય કે લાલચ ન હોય
તો તે કામ કરનાર અગર ન કરનાર કેટલા નીકળે એ મોટો સવાલ
છે કન્યા એ પણ એક પુત્રની પેઠે સંતતિ જ છે અને તેથી તેને પણ
છોકરા જેટલો જ હક હોવો જોઈએ એમ ધારીને તેને દાયજો આપ
નાર માબાપ મળે તે કરતા હજાર કે લાખગણા વધારે માબાપ
એવુ સમજીને દાયજો કરનાર મળવાના કે જો ઠીકઠીક દાયજો આપવામા
નહિ આવે તો લાયક ઘર કયા માટે નહિ મળે અને વળી આપણા
છોકરાઓ સારે ઘેર નહિ વરે એજ ભય કે સ્વાર્થ ઘણીવાર છોકરા
છોકરીઓના શિક્ષણ પાછળ હોય છે અને તેથીજ વ્યવહારુ હેતુ
સરતાં ઘણીવાર છોકરા છોકરીઓનું શિક્ષણ બધ પડે છે ( પછી ભલે
તે છોકરા કે છોકરીઓ શિક્ષણ લેવાને લાયક પણ હોય ), કારણ
કે એ શિક્ષણ કેવળ શિક્ષણ ખાતર અપાતુ ન હતુ આ રીતે
આપણે કેટલાક સમાજોમા પુનર્લગ્નના પ્રતિબધ વિષે પણ જોઇએ
છીએ જે સમાજમા પુનર્લગ્ન નથી થતા તેમા પણ આજે ઘણા
પુરુષો અને સ્ત્રીઓ એમ ચોકખુ માનનારા હોય છે કે બળાત્કારી
વૈધવ્ય એ ધર્મ નથી છતાં તેઓ પોતાની લઘુ પુત્રી કે બ્હેન જો
વિધવા થાય તો તેની ઇચ્છા છતાં તેનું લગ્ન કરવા તૈયાર થતા નથી અને
ઘણીવાર તો તેઓ પુનર્લગ્ના ઉપર પોતાની મરજી વિરુદ્ધ સખત જાપ્તો
રાખે છે બળાત્કારી બ્રહ્મચર્યની આ નીતિની પાછળ ભય અને સ્વાર્થ
સિવાય બીજો કશો જ હેતુ હોતો નથી ગૃહસ્થોની વાત બાજુએ મૂકીએ
અને ત્યાગી કે ગુરુ ગણાતા વર્ગની અદર જઈને જોઈએ તોપણ
આપણને જણાશે કે તેમના ઘણા ખરા નીતિનિયમો અને વ્યવહારોની
પાછળ માત્ર ભય અને સ્વાર્થ જ રહેલા હોય છે એકાદ ત્યાગીનો
શિષ્ય અનાચારી થાય અગર ગુરુ પોતેજ વઠે તો તે શિષ્યોનો ગુરુ
તે શિષ્યની વૃત્તિ સુધરી છે કે નહિ તે જોયા સિવાય પણ એને વેશધારી
બનાવી રાખવાનો પૂર્ણ પ્રયત્ન કરશે કારણકે તેને એ શિષ્યની ભ્રષ્ટતા

દ્વારા પોતાની પ્રતિષ્ઠા જવાનો ભય છે કોઈ ગુરુ વઠે ત્યારે તે સંપ્રદાયના અનુગામીઓ એ વઠેલ આચાર્યને પદભ્રષ્ટ કરતા ખચકાશે અને તેના ઉપર બળાત્કારી બ્રહ્મચર્ય લાદવાનો પ્રયત્ન કરશે કારણકે તેમને પોતાના સંપ્રદાયની પ્રતિષ્ઠા ઘટવાનો ભય છે પુષ્ટિમાર્ગના આચાર્યનું વાર વાર સ્નાન અને જૈન ધર્મના સાધુનું સર્વથા અસ્નાન એ કોઈ કોઈ વાર સામાજિક ભયને લીધે જ હોય છે મોલવીઓના ગીતાપાઠમાં અને પંડિતના કુરાન પાઠમાં પણ સામાજિક ભય અને સ્વાર્થ મોટે ભાગે નક્તર રૂપ હોય છે આ સામાજિક નીતિનિયમો અને રીતરિવાજોની પાછળ મોટે ભાગે ભય અને સ્વાર્થ જ રહેલા હોય છે ભય અને સ્વાર્થથી અનુસરાતા નીતિનિયમો છેક જ ફેંકી દેવા જોઈએ અગર છેક જ નકામા છે અગર તેના સિવાય પણ ચાલી શકે એમ કહેવાનો અહીં આશય નથી અહીં તો એટલુજ બતાવવુ છે કે નીતિ અને ધર્મ વચ્ચે શો તફાવત છે

જે બંધન કે જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક હોય છે તે નીતિ, અને જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક નહિ પણ શુદ્ધ કર્તવ્ય ખાતર જ હોય છે અને જે કર્તવ્ય માત્ર યોગ્યતા ઉપર જ અવલંબિત હોય છે તે ધર્મ નીતિ અને ધર્મ વચ્ચેનો આ તફાવત કાંઈ નાનોસૂનો નથી જો આપણે જરીક ઊંડા ઉતરીને તપાસીશુ તો સ્પષ્ટ દેખાશે કે નીતિ એ સમાજના ધારણ અને પોષણ માટે આવશ્યક છતાં પણ તેનાથી સમાજનું સંશોધન થતું નથી સંશોધન એટલે શુદ્ધિ અને શુદ્ધિ એટલે જ ખરો વિકાસ એ સમજ જો વાસ્તવિક હોય તો એમ કહેવુ જોઈએ કે એવો વિકાસ તો ધર્મને જ આભારી છે જે સમાજમાં ઉપર કહેલ ધર્મ જેટલે અંશે વધારે અનુસરાતો હોય તે સમાજ તેટલે અંશે ચડિયાતો આ વસ્તુ વધારે સ્પષ્ટતાથી સમજાય એટલા માટે કેટલાક દાખલાઓ લઈએ, બે જણ એવા કલ્પો કે જેમાં એક ટીકીટ માસ્તર પોતાના ખાતાનો હિસાબ બરાબર ચોકસાઇથી સાચવે છે અને રેલ્વેખાતાને એક પાઈ પણ

નુકસાન થાય તેટલી ભૂલ નથી કરતો એટલા સારૂ કે જો ભૂલ આવે તો દંડાવાનો અગર નોકરી જવાનો ભય છે પણ એટલી જ ચીવટવાળો તે માસ્તર જો બીજો ભય ન હોય તો મુસાફરો પાસેથી લાંચ લે છે જ્યારે આપણે કલ્પેનો બીજો સ્ટેશન માસ્તર હિસાબની ચોકસાઇ ઉપરાંત લાંચ મળવાનો અને પછી જવાનો ગમે તેટલો અનુકૂળ પ્રસંગ છતાં લાંચ નથી જ લેતો એટલું જ નહિ પણ તે લાચખોરીનું વાતાવરણ જ નથી પસંદ કરતો. એ જ રીતે એક ત્યાગી વ્યક્તિ ખુલ્લી રીતે પૈસા લેવામાં કે રાખવામાં અકિંચન મતનો ભંગ લેખી પૈસા હાથમાં નહિ લે કે પોતાની પાસે નહિ સંઘરે અને છતાં જો તેના મનમાં અકિંચનપણું આવ્યું નહિ હોય એટલે કે લોભનો સંસ્કાર ગયો નહિ હોય તો તે ધનિક શિષ્યોને મેળવી મનમાં ફુલાશે અને જાણે પોતે જ ધનવાન હોય એ રીતે બીજા કરતાં પોતાને ચડિયાતો માની ગર્વભરેલો ફુંપદનો વ્યવહાર કરશે જ્યારે બીજો ત્યાગી જો ખરો ત્યાગી હશે તો પૈસા પોતાની માલિકીના કરીને પાસે નહિ જ રાખે અને પાસે હશે તોપણ તેના મનમાં જરાય નહિ હોય અભિમાન કે જરાય નહિ હોય પોતાના અલગ સ્વામીપણાનું ગૌરવ તે ગમે તેટલા ધનિકોની વચ્ચે રહેવા છતાં અને ધનિકોની સેવાના પ્રસંગોમાં આવવા છતાં નહિ તેનાથી ફુલાય કે નહિ તેને લીધે બીજા કરતાં પોતાને ચડિયાતો માને આનું પરિણામ એ આવવાનું કે જો નીતિની દૃષ્ટિએ સમાજમાં ત્યાગીઓ હશે તો તે સમાજ ચડેનો કે શુદ્ધ નહિ હોય, કારણ કે તેમાં ત્યાગીના વેશમાં રહી એવી રીતે ભોગ સેવાતો હશે કે જેથી ત્યાગ પાળ્યો ગણાય અને ભોગ પણ પોષાય એવી સ્થિતિમાં ત્યાગીઓ વચ્ચે સીધી રીતે પૈસો મેળવવાની કે સંઘરવાની ગૃહસ્થોની પેઠે હરિફાઈ નહિ હોય પણ બીજા કરતા વધારે પૈસાદાર શિષ્યોને રીઝવી, સમજાવી, ભોળવી, પોતાના બનાવી રાખવાની ગૂઢ હરિફાઇ તો અવશ્ય હશે અને એવી હરિફાઈમાં તેઓ જાણે કે

અજાણે સમાજની સેવા કરવાને બદલે કુસેવા જ વધારે કરતા હશે તેથી ઊલટુ સમાજમાં જો ધર્મદૃષ્ટિએ ત્યાગી હોય તો તેઓને નહિ હોય પૈસા મેળવવાની કે સઘરવાની હરિફાઈ અગર નહિ હોય પૈસાદાર ચેલાઓને પોતાના જ બનાવી રાખવાની ફીકર એટલે તેઓ શિષ્યસગ્રહ કે શિષ્યપરિવાર વિષે તદ્દન નિશ્ચિત હશે અને માત્ર સમાજ પ્રત્યેના પોતાના કર્તવ્યમા જ પ્રસન્ન હશે એટલે એવા બે ત્યાગીઓ વચ્ચે નહિ આવવાનો અદેખાઈનો અગર કલેશનો પ્રસગ, અને એજ રીતે તેમને લીધે તેઓ જે સમાજમાં રહેતા હશે તે સમાજમાં પણ નહિ આવવાનો વિખવાદનો પ્રસગ આ રીતે આપણે જોઈ શકયા કે એક સમાજમાં ગમે તેટલા નીતિ ત્યાગી હોય છતા તેનાથી તે સમાજનું કલ્યાણ ન થતાં વધારે અકલ્યાણ જ થવાનું જ્યારે કોઈ બીજા સમાજમાં સાચો ધર્મ-ત્યાગી એક હોય તોપણ તે સમાજની શુદ્ધિ ખૂબ જ વધારવાનો એક બીજો દાખલો લઈએ કોઈ સન્યાસી ભોગવાસના પ્રગટ થતાં સમાજમાં અપજશ થવાના ભયથી દેખીતી રીતે ત્યાગી રહી અનાચાર સેવ્યા કરે, જ્યારે બીજો ત્યાગી તેવી વાસના પ્રગટ થતા જો વાસનાને શમાવી ન શકે તો ગમે તેટલો અપવાદ અને તિરસ્કારનો સભવ છતાં ખુલ્લેખુલ્લું ગૃહસ્થપણું સ્વીકારે તો પેલા નીતિત્યાગી કરતા આ ભોગી ત્યાગી જ સમાજની શુદ્ધિ વધારે સાચવવાનો કારણ કે પેલો ભયને નથી જીતતો જ્યારે બીજાએ ભયને જીતી અતર અને બહારની એકતા સાધી નીતિ અને ધર્મ બન્નેનું પાલન કર્યું છે આ લાબી ચર્ચા ઉપરથી જોઈ શકાશે કે સમાજની ખરી શુદ્ધિ અને ખરા વિકાસ માટે ધર્મની જ એટલે કે નિર્ભય નિ સ્વાર્થ અને જ્ઞાનપૂર્ણ કર્તવ્યની જ જરૂરિયાત છે હવે આપણે જોવુ જોઈએ કે દુનિયામા ઘ્યાતી ભોગવતા કયા પથો, કયા સપ્રદાયો અગર કયા ધર્મો એવા છે કે જે માત્ર એવો દાવો કરી શકે : અમે જ ધર્મ સેવીએ છીએ અને તે રીતે બીજા કરતાં અમે વધારે સશુદ્ધિ કરી છે

આનો ઉત્તર સ્પષ્ટ છે અને તે એ છે કે એવો એકેય પંથ
કે સંપ્રદાય દુનિયામાં નથી કે જેણે માત્ર ધર્મનું જ આચરણ કર્યું
હોય અને તે દ્વારા માત્ર સમાજની શુદ્ધિ જ સાધી હોય કોઈ પંથ
કે સંપ્રદાય પોતાનામાં અમુક સાચી ધાર્મિક વ્યક્તિઓ થઈ ગયાનો
નિર્દેશ કરી સમાજની શુદ્ધિ સાધ્યાનો દાવો કરે તો તેવો દાવો
બીજો વિરોધી પંથ પણ કરી શકે કારણ કે દરેક પંથમાં ઓછી
કે વધતી સાચી ત્યાગી વ્યક્તિઓ થયાનો ઇતિહાસ આપણી સામે
મોજુદ છે ધર્મના કહેવાતા બાહ્ય રૂપો ઉપરથી સમાજની શુદ્ધિનો આંક
કાઢી કોઈ પંથને ધાર્મિકપણાનું પ્રમાણપત્ર તો આપી શકાય જ નહિ
કારણ કે બાહ્ય રૂપો એટલા બધા વિરોધી હોય છે કે તેને લીધે ધાર્મિક-
પણાનું પ્રમાણપત્ર આપવા જઈએ તો કાતો બધા જ પંથોને ધાર્મિક
કહેવા પડે અને કાતો બધાને જ અધાર્મિક કહેવા પડે, દાખલા તરીકે કોઈ
પંથ, મંદિર અને મૂર્તિપૂજાના પોતાના પ્રચારનો નિર્દેશ કરી એમ
કહે કે તેણે એ પ્રચાર દ્વારા જનસમાજને ઈશ્વરની ઓળખાણમાં
અગર તેની ઉપાસનામાં બહુ મદદ કરી છે અને તે રીતે સમાજમાં
શુદ્ધિ આણી છે તો તેથી ઊલટું તેનો વિરોધી બીજો પંથ એમ પણ
કહેવા કમર કસે કે તેણે મંદિરો અને મૂર્તિઓના ધ્વંસનું કામ કરી
સમાજમાં શુદ્ધિ આણી છે કારણ કે મંદિરો અને મૂર્તિઓને બહાને
વધી ગએલા વહેમ, આલસ્ય અને દંભને અમુક પ્રમાણમાં તેણે
મંદિરો અને મૂર્તિઓના વિરોધ દ્વારા વધતા અટકાવ્યા છે એક
પંથ જો તીર્થસ્નાનનો મહિમા ગાતો અને વધારતો હોય તે શારીરિક
શુદ્ધિ દ્વારા માનસિક શુદ્ધિની દલીલ કરી પોતાની પ્રવૃત્તિને સમાજ-
કલ્યાણકારી બતાવી શકે, જ્યારે તેનો વિરોધી બીજો પંથ સ્નાન
નિયમનના પોતાના કાર્યને સમાજકલ્યાણકારી સાબીત કરવા એવી
દલીલ કરી શકે કે બાહ્ય સ્નાનના મહત્ત્વમાં તણાતા લોકોને તે
રસ્તેથી પાછા વાળી અંતર શુદ્ધિ તરફ લઈ જવા માટે સ્નાન ઉપર
નિયંત્રણ મૂકવું એ જ હિતાવહ છે એક પંથ કંઠી બંધાવીને અને

બીજો તેને તોડાવીને સમાજ-કલ્યાણ કર્યાનો દાવો કરી શકે આ રીતે દરેક પંથના બાહ્ય રૂપો જે ઘણીવાર એકબીજાથી તદ્દન વિરોધી હોય છે તેના ઉપરથી આપણે નક્કી ન કરી શકીએ કે અમુક પંથ ખરો ધાર્મિક છે અને અમુક પંથ જ સમાજમાં વધારે શુદ્ધિ આણી છે ત્યારે શું એવું કોઈ ધોરણ છે કે જે સર્વમાન્ય હોય અને જેના દ્વારા નિર્વિવાદપણે આપણે કહી શકીએ કે જો અમુક વસ્તુ હોય તો બાહ્ય રૂપ ગમે તે હોવા છતા પણ તેનાથી સમાજનું એકાંતિક કલ્યાણ જ થવાનું? અને તે વસ્તુ જે પંથમા, જે જાતિમાં, કે જે વ્યક્તિમા જેટલા પ્રમાણમા વધારે હોય તે જ પંથ, તે જ જાતિ, કે તે જ વ્યક્તિએ સમાજની શુદ્ધિમા અગર સમાજના વિકાસમાં વધારે ફાળો આપ્યો છે એમ કહી શકાય? અલબત એવી વસ્તુ છે, અને તે ઉપરની ચર્ચા દ્વારા સ્પષ્ટ થઈ ગઈ છે તે વસ્તુ એટલે નિર્ભયપણું, નિર્લેપપણું અને વિવેક વ્યક્તિના કે પંથના જીવનમાં એ વસ્તુ છે કે નહિ તે બહુ સહેલાઈથી જાણી શકાય જેવું માનવું તેવું જ બોલવું અને બોલવું તેથી ઊલટું ન ચાલવું અગર જેવું ચાલવું તેવું જ કહી દેવું આ તત્ત્વ હોય તો નિર્ભયપણું આવું નિર્ભયપણું ધારણ કરનાર કોઈ નોકર શેઠથી ડરી ખરી બીના નહિ છુપાવે અને ગમે તેવું જોખમ ખેડવા તૈયાર રહેશે કોઈ ભક્ત ગૃહસ્થ મોટપમાં ખામી આવવાના ભયથી ધર્મગુરુ પાસે અગર બીજે કર્યાં દોષ ઢાંકવા કે મોટા દેખાવા માટે ખોટો ડોળ ન કરતા સાચી બીના કહેવા તૈયાર રહેશે કોઈ ધર્મગુરુ, જો તે નિર્ભય હશે તો, પોતાનું પાપ જરાય છુપું નહિ રાખે એ જ રીતે જો નિર્લોભ હશે તે પોતાનું જીવન તદ્દન સાદું ગાળશે નિર્લોભ પંથ ઉપર કિંમતી કપડાં કે ઘરેણાંનો તો ભાર નહિ હોય. જો કોઈ પંથમાં નિર્લેપપણું હશે તો તે પોતાની બધી જ શક્તિઓ એકત્ર કરી બીજાઓની સેવા લેવામાં સંતુષ્ટ નહિ થાય જો વિવેક હશે તો તે વ્યક્તિ કે તે પંથને કોઈની સાથે કલેશમાં ઉતરવાનું કારણ જ નહિ હોય. તે

પોતાની શક્તિ અને સંપત્તિનો સદ્‌ઉપયોગ કરીને જ બીજાઓના હૃદય જીતશે વિવેક હોય ત્યાં ક્લેશ ન જ હોય અને જ્યાં ક્લેશ હોય ત્યાં સમજવુ કે વિવેક નથી જ આ રીતે આપણે કોઈ વ્યક્તિ કે કોઈ પંથમાં ધર્મ છે કે નહિ એ જાણવુ હોય તો સહેલાઈથી જાણી શકીએ અને ઉપરની કસોટીથી કસી આપણે નક્કી કરી શકીએ કે અમુક વ્યક્તિ અગર અમુક પંથ સમાજનું કલ્યાણ કરનાર છે અને અમુક નથી

નાતમાં મહાજનો, પંથમાં તેના આગેવાનો, અને સમસ્ત પ્રજામાં રાજ્યકર્તાઓ નીતિ ઘડે છે, અને દેશકાળ પ્રમાણે બદલે છે તેમજ તે પળાવે કે, છતાં સમાજની શુદ્ધિનું કામ તો પાછુ બાકી જ રહે છે આ કામ કોઈ મહાજન, કોઈ પંડિત, કે કોઈ રાજા માત્ર તેના પદથી સાધી ન શકે એ કામ જ મુખ્ય છે અને એ જ કાર્ય કરવુ તે ઈશ્વરીય સંદેશ જે વ્યક્તિને આ કાર્ય કરવાની તાલાવેલી હોય તેણે બીજાઓને પ્રથમ ન કહેતા પોતાના જ જીવનમાં ધર્મ દાખલ કરવો જોઈએ જો એના જીવનમા ધર્મ દાખલ થયો તો તેટલે અંશે તેનું જીવન સમાજની શુદ્ધિ કરનારું (પછી ભલે તે કોઈને શુદ્ધ થવાનો ઉપદેશ વાણી કે લેખનથી ન પણ આપતો હોય) સમાજની શુદ્ધિ એ જીવનશુદ્ધિમાં સમાએલી છે, અને જીવનશુદ્ધિ એ જ ધર્મનું સાધ્ય છે એટલે જો આપણે સમાજ અને પોતાના જીવનને નિરોગી રાખવા ઇચ્છતા હોઈએ તો આપણા પોતામાં ઉપર કહેલ ધર્મ છે કે નહિ, અને છે તો કેટલે અંશે છે એનું જ નિરીક્ષણ કરવુ જોઈએ આ ધાર્મિક મનાતા દિવસોમા જો પોતાનું નિરીક્ષણ કરવાની ટેવ કેળવીએ તો તે હંમેશા સ્થાયી બને અને તેમ થાય તો આપણી સામે પડેલા વિશાળ સમાજ અને રાષ્ટ્રના ઘટક તરીકે આપણે કાંઈક સામો ફાળો આપ્યો કહેવાય

---

# શાસ્ત્ર અને શસ્ત્ર વચ્ચે શો ફેર ?

હિન્દુસ્તાનમા શાસ્ત્રને ઉત્પન્ન કરનાર, તેને સાચવનાર, વિકસાવનાર, અને તે દ્વારા શક્ય હોય તેવી બધી પ્રવૃત્તિ કરનાર જે વર્ગ તે બ્રાહ્મણ તરીકે મુખ્યપણે જાણીતો છે એ જ રીતે શસ્ત્ર રાખનાર, વાપરનાર જે વર્ગ તે મુખ્યપણે ક્ષત્રિય તરીકે જાણીતો છે શરૂઆતમા બ્રાહ્મણવર્ગનું કાર્ય શાસ્ત્ર દ્વારા લોકરક્ષા એટલે સમાજરક્ષા કરવાનું હતું, તેમજ ક્ષત્રિયવર્ગનું કાર્ય શસ્ત્ર દ્વારા સમાજરક્ષણ કરવાનું હતું શાસ્ત્ર દ્વારા સમાજરક્ષણ અને શસ્ત્ર દ્વારા સમાજરક્ષણ એ બન્ને રક્ષણ છતાં તેનું સ્વરૂપ મૂળમા જુદુ હતું શાસ્ત્રમૂર્તિ બ્રાહ્મણ જ્યારે કોઈ ને બચાવવા માગે ત્યારે તેના ઉપર શાસ્ત્રનો પ્રયોગ કરે એટલે તેને હિતબુદ્ધિથી, ઉદારતાથી અને સાચા પ્રેમથી વસ્તુસ્થિતિ સમજાવે આમ કરી તે પેલા આડે રસ્તે જનારને કદાચ બચાવી જ લે અને તેમ કરવામા સફળ ન થાય તોપણ તે પોતાની જાતને તો ઉન્નત સ્થિતિમા સાચવી રાખે જ એટલે શાસ્ત્રનું કાર્ય મુખ્યપણે વક્તાને બચાવવાનું જ રહેતું સાથે સાથે શ્રોતાને પણ બચાવી લેવાનું બની આવતું અને જો કોઈ વાર તેમ ન બને તો શ્રોતાનું અનિષ્ટ થાય તેવો ઉદ્દેશ તો ન જ રહે શસ્ત્રમૂર્તિ ક્ષત્રિય જો કોઈના આક્રમણથી પોતાની જાતને બચાવવાનો હોય તો તે શસ્ત્ર દ્વારા પેલા આક્રમણકારીને મારીને જ પોતાને બચાવી લે એ જ રીતે બીજા કોઈ નિર્બળને બચાવવા જાય ત્યારે પણ પેલા બળવાન આક્રમણકારીને મારીને જ અગર હરાવીને જ નિર્બળને બચાવી શકે એટલે શસ્ત્ર રક્ષણમા એકની રક્ષા કરવા જતાં મોટે ભાગે બીજાનો નાશ સંભવે છે એટલે કે સામાને ભોગે જ આત્મરક્ષા કે પરરક્ષા સંભવે છે આટલા તફાવતને લીધે જ શાસ્ત્રનો અર્થ એવો કે શાસન કરી એટલે

સમજાવીને કોઈને બચાવવાની શક્તિને જે ધરાવે તે શાસ્ત્ર અને બીજાને હણી, એકને બચાવવાની શક્તિ જેમાં હોય તે શસ્ત્ર આ તફાવત સાત્ત્વિક અને રાજસ પ્રકૃતિના તફાવતનું સૂચક છે એ તફાવત હોવા છતાં બ્રાહ્મણ અને ક્ષત્રિય પ્રકૃતિ જ્યાંસુધી પોતાના સમાજરક્ષાના ધ્યેયને યથાર્થપણે વફાદાર રહી ત્યાંસુધી તે બન્ને પ્રકૃતિએ પોતાની મર્યાદા પ્રમાણે નિઃસ્વાર્થપણે કામ બજાવ્યા કર્યું અને શસ્ત્ર ને શાસ્ત્રનો મોભો સચવાઈ રહ્યો

પણ વખત જતા એ શાસ્ત્ર દ્વારા પ્રાપ્ત થએલ પ્રતિષ્ઠાના ફળો ચાખવાની અને ભોગવવાની લાલચ પેઠી શાસ્ત્રમૂર્તિ વર્ગમાં દાખલ થઈ એ જ રીતે શસ્ત્રમૂર્તિ વર્ગમાં પણ શસ્ત્રસેવા દ્વારા જાગેલ પ્રતિષ્ઠાના ફળો આસ્વાદવાની ક્ષુદ્ર વૃત્તિ જ મી પરિણામે ધીરે ધીરે સાત્ત્વિક અને રાજસ પ્રકૃતિનું સ્થાન તામસ પ્રકૃતિએ લીધું અથવા તેમાં તામસપણું દાખલ થયું, અને એવી સ્થિતિ આવી કે શાસ્ત્ર મૂર્તિ વર્ગ શાસ્ત્રજીવી બની ગયો અને શસ્ત્રમૂર્તિ વર્ગ શસ્ત્રજીવી બની ગયો એટલે કે બન્નેનું મુખ્ય ધ્યેય રક્ષણ મટી આજીવિકા પૂરતું થઈ ગયું શાસ્ત્ર અને શસ્ત્ર દ્વારા મુખ્યપણે આજીવિકા સાધવી, પોતાની ભોગવાસના તૃપ્ત કરવી એવી વૃત્તિ જન્મતા જ શાસ્ત્રજીવી બ્રાહ્મણ વર્ગમા તડાં પડ્યાં, એક બીજાની અદેખાઈ કરવા લાગ્યા ભક્તો અનુયાયિઓ અને શિષ્યો કે જેમને અજ્ઞાન અને કુમાર્ગથી બચાવી લેવાનું પવિત્ર કામ બ્રાહ્મણવર્ગને સોંપાએલું હતું તેઓને તે રીતે બચાવવાને બદલે પેલો શાસ્ત્રજીવી વર્ગ પોતાના હાથમાં પડેલા અભણ અને ભોળા વર્ગની સેવાશક્તિનો બને તેટલો પોતાના લાભમા વધારેમાં વધારે ઉપયોગ કરવાની હરિફાઈમાં પડ્યો એટલે શિકારીની પેઠે એક શાસ્ત્રજીવી પોતાની શાસ્ત્રજાળમાં બને તેટલા વધારેમાં વધારે અનુયાયિઓને બાંધી રાખવા બીજા શાસ્ત્રજીવી સાથે વિવિધ રીતે કુસ્તીમાં ઉતરવા લાગ્યો, અને આચાર્ય સિદ્ધસેન કહે છે તેમ એક માસના ટુકડા માટે લડનાર બે શ્વાનોમાં ક્યારેક

મૈત્રી બધાય પણ બે સગા ભાઈ શાસ્ત્રજીવી એટલે વાદી હોય તો તેમા મૈત્રીનો કદી જ સંભવ નથી હોતો એ સ્થિતિ સમાજમા આવી ને ઊભી રહી બીજી બાજુ શસ્ત્રમૂર્તિવર્ગ પણ શસ્ત્રજીવી થઈ ગયો હતો એટલે તેમા પણ ભોગ વૈભવની હરિફાઈ અને કર્તવ્ય-ચ્યુતિ દાખલ થઈ હતી તેથી અનાથ અગર આશ્રિત પ્રજાવર્ગનું પાલન કરવામા પોતાની શકિત રોકવાને બદલે એ વર્ગ સત્તા અને મહત્તા વધારવાની પાછળ ગાંડોતુર થયો પરિણામે એક શસ્ત્રજીવી અને બીજા શસ્ત્રજીવી વચ્ચે કોઈ અનાથ અગર નિર્બળની રક્ષાને કારણે નહિ પણ અંગત દ્વેષ અને વેરને કારણે યુદ્ધ શરૂ થયા અને એ યુદ્ધાગ્નિમા જે લાખો અને કરોડોની રક્ષા વાસ્તે તે વર્ગો સર્જાયા હતા અગર જેઓની રક્ષાને નિમિત્તે તે વર્ગને આટલું ગૌરવ પ્રાપ્ત થયું હતું તે જ લાખો અને કરોડો લોકો હોમાયા આ રીતે આપણા આર્યાવર્તનો ઇતિહાસ, શાસ્ત્ર અને શસ્ત્ર બંને દ્વારા વિશેષ કલુષિત થયો અને પોતાની પવિત્રતા અખંડિત રાખી ન શકયો એ જ સબબ છે કે આ દેશમાં લાખો નહિ પણ કરોડો શાસ્ત્રજીવી વર્ગની વ્યકિતઓ હોવા છતા અજ્ઞાન અને વિખવાદનો પાર નથી, એટલું જ નહિ પણ ઊલટું એ વર્ગે અજ્ઞાન અને વિખવાદ વધારવામા કે પોષવામાં પણ નાનો-સુનો ભાગ નથી ભજવ્યો શૂદ્ર અને સ્ત્રીવર્ગને તો જ્ઞાનના અનધિકારી ગણી તે વર્ગે તેમની પાસેથી માત્ર સેવા જ લીધી છે પણ ક્ષત્રિય અને વૈશ્યવર્ગ કે જેમને જ્ઞાનના અધિકારી ગણ્યા હતા તેમનામાથી પણ અજ્ઞાન દૂર કરવાનો પેલા શાસ્ત્રજીવી વર્ગે પોતાનાથી શક્ય હોય તેવો કોઈ વ્યવસ્થિત પ્રયત્ન વ્યાપકરીતે કરેલો નથી શસ્ત્રજીવી વર્ગ પણ અંદરોઅંદરની અદેખાઈ, ભોગવિલાસ અને કલેશને પરિણામે પરરાષ્ટ્રના આક્રમણથી પોતાના દેશને બચાવી ન શકયો અને છેવટે પોતે પણ ગુલામ થયો વરનાઓએ હાથમાં શાસ્ત્ર કે શસ્ત્ર લેતી વખતે જે ધ્યેય રાખેલું તે ધ્યેયથી તેમની સંતતિ ચ્યુત થતાં જ તેનું

અનિષ્ટ પરિણામ એ સંતતિ અને એ સમાજ ઉપર આવ્યું. શાસ્ત્રજીવી વર્ગ એટલો બધો નબળો અને પેટભરુ થઈ ગયો કે તે પૈસા અને સત્તા માટે સત્ય વેચવા લાગ્યો. તે શસ્ત્રજીવી રાજા મહારાજાઓની ખુશામત કરે અને મોટપ માને. શસ્ત્રજીવી વર્ગ પણ કર્તવ્યપાલનને બદલે દાન દક્ષિણા આપીને જ એના ખુશામતી વર્ગ દ્વારા પોતાની ખ્યાતિ સાચવી રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો. આમ બન્ને વર્ગની બુદ્ધિ અને સત્તાના તેજમાં બીજા આશ્રિત લોકો ચગદાઈ ગયા અને છેવટે આખો સમાજ નિર્માલ્ય થઈ ગયો.

આપણે આજે પણ મોટે ભાગે જોઈએ છીએ કે કોઈ ઉપનિષદ્ અને ગીતાપાઠી તે શાસ્ત્રો વાંચી પાછળથી હિસાબ મૂકે છે કે દક્ષિણામાં કેટલું ઉત્પન્ન થયું. સપ્તાહમાં ભાગવત વાંચનાર બ્રાહ્મણની દૃષ્ટિ માત્ર દક્ષિણા તરફ હોય છે. અભ્યાસને બળે શ્લોકો ઉચ્ચારે જાય છે અને આંખ કોણે દક્ષિણા મૂકી અને કોણે ન મૂકી એ જોવા તરફ ફર્યા કરે છે. દુર્ગાસપ્તશતીનો પાઠ કરનાર મોટે ભાગે દક્ષિણા આપનાર માટે કરે છે. ગાયત્રીના જપો પણ દક્ષિણા દેનાર માટે થાય છે. એક યજમાન પાસેથી દક્ષિણા મેળવવા શાસ્ત્રજીવી વર્ગની અને એક યજમાનને ત્યાંથી સીધું મેળવવા તે વર્ગની અંદરોઅંદર જે મારામારી થાય છે તેને એક રોટીના ટુકડા માટે લડતા બે શ્વાનો સાથે સરખાવી શકાય. જમીનના એક નજીવા ટુકડા માટે પણ બે શાસ્ત્રજીવીઓ હવે કોર્ટે એ જ રીતે લડે છે. વિશેષ શું? શાસ્ત્રજીવી વર્ગમાં જે સ્વાર્થ અને સંકુચિતપણાનો દોષ દાખલ થયો તેની અસર બૌદ્ધ અને જૈનના ત્યાગી ગણાતા ભિક્ષુકવર્ગ ઉપર પણ થઈ. આ બે વર્ગમાં અંદરોઅંદર ક્લેશ અને વિગ્રહ દાખલ થઈ ન અટકતાં તે તેના પેટા ભેદોમાં પણ દાખલ થયો. દિગંબર જૈન ભિક્ષુ શ્વેતાંબર ભિક્ષુને અને શ્વેતાંબર ભિક્ષુ દિગંબરને હલકી દૃષ્ટિથી જોવા લાગ્યો. ઉદારતાને બદલે બન્નેમાં સંકુચિતતા વધવા અને પોષાવા લાગી. અંતે એક શ્વેતાંબર ભિક્ષુ વર્ગમાં પણ શાસ્ત્રને નામે ખૂબ વિરોધ અને તડ જન્મ્યાં અને

આધ્યાત્મિક ગણાતા તેમજ આધ્યાત્મિક તરીકે પૂજાતા દેવોનો ઉપયોગ એક યા બીજી રીતે દ્વેષ ઉત્પન્ન કરવામાં, વિરોધ સાધી કલહ વધારવામાં, અને પોતપોતાની અંગત દુકાનો ચલાવવામાં થવા લાગેલ. આ રીતે રાગે શસ્ત્રનું સ્થાન લીધું, અને તે પણ ખરી રીતે તો શુદ્ધ શસ્ત્રનું નહિ પરંતુ ઝેરી શસ્ત્રનું સ્થાન લીધું તેથી જ આજે જો કોઈ કોમના બીજા વધારે દેખાતાં હોય અગર વધારે વ્યાપક રીતે કોઈ કોમ દેવોની શસ્ત્રના દેખાતી હોય તો તે ત્યાગી કહેવાતા છતાં શાબ્દિક ધર્મમાં જ છે અને એની અસર જ્યાં ત્યાં આખા સમાજ ઉપર વ્યાપેલી છે

આ તો બધી અત્યાર સુધીની ભૂતકાળની વાત થઈ પણ હવે વર્તમાનમાં અને ભવિષ્યમાં શું કરવું એ એક પ્રશ્ન ઊભો થાય છે શું શસ્ત્ર નિમિત્તે પ્રસરેલું વિષ કે શાસ્ત્ર દ્વારા ફેલાયેલું વિષ શાસ્ત્ર અને શસ્ત્ર બન્નેના નાશથી-દૂર સાથી દૂર થઈ શકે ? તે માટે બીજો રસ્તો છે ? એ બન્નેના નાશથી કદિ કલેશ-વિષનો નાશ થઈ ન શકે યુરોપમાં શસ્ત્ર ઘટાડવાની અને નષ્ટ કરવાની વાતો ચાલે છે પણ વૃત્તિ સુધર્યા સિવાય એ શસ્ત્રોના નાશથી કદિ શાન્તિ આવવાની નથી આવી શકે નહિ કોઈ કહે કે એક વેદનો ઝઘડો દૂર કરો તો કલેશ કંકાસ અને ઝઘડા જે પંથ નિમિત્તે થાય છે તે ન થાય, કોઈ કુરાન-ભક્ત એ જ વાત કહે પણ આપણે ભ્રમમાં ન રહેવું જોઈએ કે એક વેદના અનુયાયિઓ અને એક કુરાનને માનનારાઓ વચ્ચે પણ એટલી જ મારામારી છે જ્યારે એક ઝંડાની નીચે બીજા વધારે આવશે ત્યારે પણ અત્યારે છે તે કરતાં મારામારી વધશે ત્યારે એવો કયો ઉપાય છે કે જેથી વેરનું ઝેર ભાગે ઉપાય એક જ છે અને તે ઉદારતા તેમજ જ્ઞાનશક્તિ વધારવી તે બન્ને આપણામાં ઉતારવા અને જ્ઞાનશક્તિ વધે તો આપણે ગમે તે શાસ્ત્રને માનતા હોઈશું છતાં બીજા સાથે કે અંદરોઅંદર અથડામણીનું કારણ આપોઆપ દૂર થશે આજે પંથ કે સમાજ જે માગી રહ્યો છે તે તો શાન્તિ અને

એકરૂપી છે આ તત્ત્વ ઉદારતા અને જ્ઞાનવૃદ્ધિ સિવાય કદિ સંભવી શકતું નથી ભિન્ન ભિન્ન શાસ્ત્રને અનુસરનાર જુદા જુદા પંથો અને વર્ગો માત્ર ઉદારતા અને જ્ઞાનવૃદ્ધિને બળે જ હળીમળી એકસંપથી કરવાના કામો કરી શકે આપણે ઘણાય એવા પુરુષો જોઈએ છીએ કે જેઓ એક પંથ કે એક શાસ્ત્રના અનુયાયી નથી છતાં એકદીલ થઈ સમાજ અને દેશનું કામ કરે છે અને આપણે એવા પણ ઘણા માણસો જોઈએ છીએ કે જેઓ એક જ સંપ્રદાયના શાસ્ત્રોને સરખી રીતે માનવા છતા એક બીજા સાથે હળીમળીને કામ કરવાની વાત તો બાજુએ રહી પણ એક બીજાનું નામ પણ સહન કરી શકતા નથી આ વસ્તુસ્થિતિ આપણને શું સૂચવે છે તે હવે કહેવાની ભાગ્યે જ જરૂર છે જ્યાંસુધી મનમા મેલ હશે, એકબીજા પ્રત્યે આદર અગર તટસ્થતા નહિ હોય અને લેશ પણ અદેખાઈ હશે, ત્યાંસુધી ભગવાનની સાક્ષીએ એક શાસ્ત્રને માનવાના અને અનુસરવાના વ્રતો લેવા છતાં કદિ એકતા નહિ સધાવાની, શાન્તિ નહિજ સ્થાપવાની એ વસ્તુ જો ધ્યાનમાં ન ઉતરે તો કહેવુ જોઈએ કે તે માણસ ઇતિહાસ અને માનસશાસ્ત્રને સમજી નથી શકતો

આપણો સમાજ અને દેશ કલેશના વમળમા સંડોવાયો છે તે આપણી પાસે વધારે નહિ તો એટલી આશા રાખે જ છે કે હવે કલેશ ન પોષીએ જો આપણે ઉદારતા અને જ્ઞાનવૃત્તિ કેળવીએ તો જ સમાજ અને દેશની માગણીને આપણે વફાદાર રહી શકીએ જૈન તત્ત્વજ્ઞાનમાં અનેકાંત અને આચારમાં અહિંસા મૂકવામાં આવેલ છે તેનો ઉદ્દેશ માત્ર એ જ છે કે તમે જૈન તરીકે અંદરોઅંદર અને બીજા સમાજો સાથે ઉદારતાથી અને પ્રેમથી વર્તો જ્યાં ભેદ અને વિરોધ હોય ત્યાં જ ઉદારતા અને પ્રેમનું કામ પડે છે અને ત્યા જ તે અંતઃકરણમા છે કે નહિ અને છે તો કેટના પ્રમાણમા છે એવી પરીક્ષા થાય છે એટલે આપણે જૈનપણાને જો સમજતા હોઈએ તો સીધી રીતે સમજી શકીએ કે ઉદારતા અને

# આસ્તિક અને નાસ્તિક શબ્દની મીમાંસા

ખહુ જૂના વખતમાં જ્યારે આર્ય ઋષિઓએ પુનર્જન્મની શોધ કરી ત્યારે પુનર્જન્મના વિચાર સાથે જ તેમને કર્મના નિયમો અને આ લોક તેમજ પરલોકની કલ્પના પણ આવી કર્મતત્ત્વ, ઇહલોક, અને પરલોક એટલું તો પુનર્જન્મ સાથે સંકળાએલું છે જ આ વસ્તુ એકદમ સીધે સીધે અને સૌને સહેલાઈથી ગળે ઉતરે તેવી તો નથી જ એટલે હમેશા એને વિષે ઓછોવત્તો મતભેદ રહે છે તે જૂના જમાનામાં પણ એક નાનો કે મોટો એવો વર્ગ હતો કે જે પુનર્જન્મ અને કર્મચક્ર વગેરે માનવા તદ્દન તૈયાર ન હતો. અને પુનર્જન્મવાદીઓ સાથે વખતે ચર્ચા પણ કરતો. તે વખતે પુનર્જન્મશોધક અને પુનર્જન્મવાદી ઋષિઓએ પોતાના મતવ્યને ન માનનાર પુનર્જન્મવિરોધી સામા પક્ષને નાસ્તિક કહી ઓળખાવ્યો, અને પોતાના પક્ષને આસ્તિક તરીકે જણાવ્યો આ શાન્ત અને વિદ્વાન ઋષિઓએ જ્યારે પોતાના પક્ષને આસ્તિક કહ્યો ત્યારે એનો અર્થ એટલો જ હતો કે અમે પુનર્જન્મ, કર્મતત્ત્વ માનનાર પક્ષના છીએ અને તેથી જ જે પક્ષ એ તત્ત્વ નથી માનતો તેને માત્ર અમારા પક્ષથી ભિન્ન પક્ષ તરીકે ઓળખાવવા 'ન' શબ્દ ઉમેરી નાસ્તિક કહીએ છીએ એ સમજાવી ઋષિઓ તે વખતે આસ્તિક અને નાસ્તિક એ બે શબ્દ માત્ર અમુક પ્રકારના બે ભિન્ન પક્ષોને સૂચવવા માટે જ વાપરતા તે સિવાય એથી વધારે એ શબ્દના વાપરની પાછળ કાંઈ અર્થ ન હતો આ શબ્દો ખૂબ ગમ્યા અને સૌને અનુકૂળ થઈ પડ્યા. વખત જતાં વળી ઈશ્વરની માન્યતાનો

પ્રશ્ન આ પો ઈશ્વર છે અને તે જગતનો કર્તા પણ છે એમ માનનાર એક પક્ષ હતો બીજો પક્ષ કહેતો કે સ્વતંત્ર અલગ ઈશ્વર જેવું તત્ત્વ નથી અને હોય તોપણ તેને જગતના સર્જન સાથે કઈ સંબંધ નથી આ બે ભિન્ન પક્ષો અને તેની અનેક શાખાઓ અસ્તિત્વમાં આવી ત્યારે પેલા આસ્તિક અને નાસ્તિક શબ્દ જે એક વખતે માત્ર પુનર્જન્મ-વાદી અને પુનર્જન્મ-વિરોધી પક્ષ પૂરતા જ હતા તે બન્ને શબ્દો ઈશ્વરવાદી અને ઈશ્વર-વિરોધી એ બે પક્ષ માટે પણ વપરાવા લાગ્યા. આ રીતે આસ્તિક અને નાસ્તિક શબ્દના અર્થનું ક્ષેત્ર પુનર્જન્મના અસ્તિત્વ નાસ્તિત્વથી વધારે વિસ્તૃત ઈશ્વરના અસ્તિત્વ નાસ્તિત્વ સુધી ગયુ હવે પુનર્જન્મ માનનાર વર્ગમાં પણ ઈશ્વરને માનનાર અને ન માનનાર બે પક્ષો પડી ગયા હતા એટલે પોતાને આસ્તિક તરીકે ઓળખાવનાર આચાર્યોની સામે પણ પોતાની પરંપરામાં બે ભિન્ન પાર્ટીઓ હતી અને તે વખતે પણ તેઓને ઈશ્વર ન માનનાર પક્ષ જો કે તે પક્ષ પુનર્જન્મવાદી હોઈ પોતાની આસ્તિક શ્રેણીનો હતો છતાં તેને નાસ્તિક કહેવાની એટલે કે તેને નાસ્તિક તરીકે ઓળખાવવાની ફરજ પડી પરંતુ હજી સુધી એ શબ્દોની પાછળ અમુક માનવુ અને અમુક ન માનવુ એટલા ભાવ સિવાય બીજો વધારે ખાસ ભાવ ન હતો તેથી આ દિશાએ પુનર્જન્મવાદી આર્ય પુરુષોએ પોતાના જ પક્ષના પણ ઈશ્વરને ન માનનાર પોતાના ભાઈઓને ફક્ત પોતાનાથી અમુક મતામા જુદા પડે છે એટલું જણાવવા નાસ્તિક કહ્યા તે રીતે સાંખ્ય, મીમાંસક, જૈન, અને બૌદ્ધ એ બધા પુનર્જન્મવાદીઓ પણ એક રીતે આસ્તિક છતાં બીજી રીતે નાસ્તિક કહેવાયા

વળી એક બીજો પ્રશ્ન ઊભો થયો હતો અને તે શાસ્ત્રના પ્રામાણ્યનો વેદશાસ્ત્રની પ્રતિષ્ઠા રૂઢ થઈ ગઈ હતી પુનર્જન્મ અને ઈશ્વરતત્ત્વને પણ માનનાર એક એવો મોટો પક્ષ

હતો કે જે વેદનું પ્રામાણ્ય પૂરેપૂરું સ્વીકારતો તેની સાથે જ એક એવો પણ મોટો અને પ્રાચીન પક્ષ હતો કે જે પુનર્જન્મમાં માનતો, વેદનું પ્રામાણ્ય સંપૂર્ણતયા સ્વીકારતો છતાં ઈશ્વરતત્ત્વમાં ન માનતો હવે અહીં આસ્તિક નાસ્તિક શબ્દનો ભારે ગોટાળો થયો ઈશ્વરને ન માનવાથી જો નાસ્તિક કહેવામાં આવે તો પુનર્જન્મ અને વેદનું પ્રામાણ્ય સ્વીકારનાર પોતાના સગા ભાઈ મીમાંસકને પણ નાસ્તિક કહેવા પડે એટલે મનુ મહારાજે આ ગૂંચમાંથી મુક્તિ મેળવવા નાસ્તિક શબ્દની ટૂંકી વ્યાખ્યા કરી દીધી અને તે એ કે વેદનિંદક હોય તે નાસ્તિક આ હિસાબે સાંખ્ય લોકો જે નિરીશ્વરવાદી હોઈ એકવાર નાસ્તિક ગણાતા તે પણ વેદનું અમુક અંશે પ્રામાણ્ય સ્વીકારતા હોવાથી ધીરે ધીરે નાસ્તિક કહેવાતા મટી આસ્તિક ગણાવા લાગ્યા, અને જૈન, બૌદ્ધ જેવા જે વેદનું પ્રામાણ્ય તદ્દન જ ન સ્વીકારતા તેઓ નાસ્તિક પક્ષમાં રહ્યા અહીં સુધી તો આસ્તિક નાસ્તિક શબ્દના પ્રયોગ વિષે થયું

હવે બીજી બાજુએ, જેમ પુનર્જન્મવાદી અને વેદવાદી લોકો પોતાથી વિભિન્ન એવા પક્ષને માટે ઓળખાણ ખાતર નાસ્તિક શબ્દ વાપરતા અને વ્યવહારમાં કોઈક શબ્દ વાપરવાની જરૂર તો પડે જ, તેમ પેલા વિભિન્ન પક્ષવાળાઓ પણ પોતાના પક્ષને અને સામા પક્ષને ઓળખાવવા અમુક શબ્દો વાપરતા તે શબ્દો બીજા કોઈ નહિ પણ સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ પુનર્જન્મને માનવા છતાં પણ કેટલાક વિચારકો પોતાના ઊંડા વિચાર અને મનનને પરિણામે એમ જોઈ શક્યા હતા કે સ્વતંત્ર ઈશ્વર જેવી વસ્તુ નથી, અને તેથી તેઓએ ભારેમાં ભારે વિરોધ અને જોખમ વહોરીને પણ પોતાનો વિચાર લોક સમક્ષ મૂક્યો હતો એ વિચાર મૂકવા જતાં છેવટે વેદોનું પ્રામાણ્ય સ્વીકારવાની ના પાડી હતી એ લોકો એમ ધારતા અને સાચે જ પ્રામાણિકપણે ધારતા કે તેઓની દૃષ્ટિ એટલે માન્યતા સમ્યક્ એટલે સાચી છે અને સામા પક્ષવાળા પક્ષની માન્યતા મિથ્યા એટલે ભ્રાન્ત છે તેથી માત્ર

સમભાવે તેમણે પોતાના પક્ષને સમ્યગ્દૃષ્ટિ અને સામાને મિથ્યાદૃષ્ટિ તરીકે ઓળખાવ્યો આ રીતે જેમ સંસ્કૃતજીવી વિદ્વાનોએ પોતાના પક્ષ માટે આસ્તિક અને પોતાથી ભિન્ન પક્ષ માટે નાસ્તિક એ શબ્દો વ્યવહારખાતર યોજ્યા હતા તેમ પ્રાકૃતજીવી જૈન અને બૌદ્ધ તપસ્વીઓએ પણ પોતાના પક્ષ માટે સમ્યગ્દૃષ્ટિ (સમ્માદિટ્ઠિ) અને પોતાથી ભિન્ન પક્ષ માટે મિથ્યાદૃષ્ટિ (મિચ્છદિટ્ઠિ) શબ્દ યોજ્યા પણ એટલાથી કાંઈ અંત આવે તેમ થોડું હતું? મત અને મતભેદનું વાતાવરણ તો જમાના સાથે જ ફેલાતું જાય છે એટલે જૈન અને બૌદ્ધ બન્ને વેદવિરોધી હોવા છતાં તે બન્ને વચ્ચે પણ પ્રબળ મતભેદ હતો.

તેથી જૈનોએ માત્ર પોતાના જ પક્ષને સમ્યગ્દૃષ્ટિ કહી વેદનું પ્રામાણ્ય ન સ્વીકારવામાં સગા ભાઈ જેવા પોતાના બૌદ્ધ મિત્રને પણ મિથ્યાદૃષ્ટિ કહ્યા એ જ રીતે બૌદ્ધોએ માત્ર પોતાને સમ્યગ્દૃષ્ટિ અને પોતાના મોટા ભાઈ જેવા જૈન પક્ષને મિથ્યાદૃષ્ટિ કહ્યો. ખરી રીતે જેમ આસ્તિક અને નાસ્તિક તેમ સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એ બે શબ્દો પણ ફક્ત અમુક અંશે ભિન્ન માન્યતા ધરાવનાર બે પક્ષો પૂરતા જ હતા, જેમાં એક સ્વપક્ષ અને એક પરપક્ષ દરેક પોતાના પક્ષને આસ્તિક કે સમ્યગ્દૃષ્ટિ કહે અને પર પક્ષને નાસ્તિક કે મિથ્યાદૃષ્ટિ તરીકે ગણાવે અહીં સુધી તો સામાન્યભાવ કહેવાય.

પણ મનુષ્ય પ્રકૃતિમાં જેમ મીઠાશ તેમ કડવાશનું પણ તત્ત્વ છે આ તત્ત્વ દરેક જમાનામાં ઓછુંવત્તું દેખાય છે શબ્દો કાંઈ જાતે સારા કે નરસા નથી હોતા તેના મધુરપણા અને કડવાપણાનો અથવા તો તેની પ્રિયતા અને અપ્રિયતાનો આધાર તેની પાછળના મનોભાવ ઉપર અવલંબિત હોય છે આ વસ્તુ આપણે થોડાક દાખલાઓથી વધારે સ્પષ્ટ કરીને સમજી શકીશું નાગો, લુચ્ચો અને બાવો એ શબ્દો લ્યો અને વિચારો નાગો સંસ્કૃતમાં નગ્ન અને પ્રાકૃતમાં

સમભાવે તેમણે પોતાના પક્ષને સમ્યગ્દષ્ટિ અને સામાને મિથ્યા દષ્ટિ તરીકે ઓળખાવ્યો આ રીતે જેમ સંસ્કૃતજીવી વિદ્વાનોએ પોતાના પક્ષ માટે આસ્તિક અને પોતાથી ભિન્ન પક્ષ માટે નાસ્તિક એ શબ્દો વ્યવહારખાતર યોજ્યા હતા તેમ પ્રાકૃતજીવી જૈન અને બૌદ્ધ તપસ્વીઓએ પણ પોતાના પક્ષ માટે સમ્યગ્દષ્ટિ (સમ્માદિટ્ઠિ) અને પોતાથી ભિન્ન પક્ષ માટે મિથ્યાદષ્ટિ (મિચ્છદિટ્ઠિ) શબ્દ યોજ્યા પણ એટલાથી કંઈ અંત આવે તેમ થોડું હતું? મત અને મતભેદનું વડવૃક્ષ તો જમાના સાથે જ ફેલાતું જાય છે એટલે જૈન અને બૌદ્ધ બન્ને વેદવિરોધી હોવા છતાં તે બન્ને વચ્ચે પણ પ્રબળ મતભેદ હતો

તેથી જૈનોએ માત્ર પોતાના જ પક્ષને સમ્યગ્દષ્ટિ કહી વેદનું પ્રામાણ્ય ન સ્વીકારવામાં સગા ભાઈ જેવા પોતાના બૌદ્ધ મિત્રને પણ મિથ્યાદષ્ટિ કહ્યા. એ જ રીતે બૌદ્ધોએ માત્ર પોતાને સમ્યગ્દષ્ટિ અને પોતાના મોટા ભાઈ જેવા જૈન પક્ષને મિથ્યાદષ્ટિ કહ્યો ખરી રીતે જેમ આસ્તિક અને નાસ્તિક તેમ સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદષ્ટિ એ બે શબ્દો પણ ફક્ત અમુક અંશે ભિન્ન માન્યતા ધરાવનાર બે પક્ષો પૂરતા જ હતા, જેમાં એક સ્વપક્ષ અને એક પરપક્ષ દરેક પોતાના પક્ષને આસ્તિક કે સમ્યગ્દષ્ટિ કહે અને પર પક્ષને નાસ્તિક કે મિથ્યા દષ્ટિ તરીકે ગણાવે અહીં સુધી તો સામાન્યભાવ કહેવાય.

પણ મનુષ્ય પ્રકૃતિમાં જેમ મીઠાશ તેમ કડવાશનું પણ તત્ત્વ છે આ તત્ત્વ દરેક જમાનામાં ઓછુંવત્તું દેખાય છે શબ્દો કાંઈ જાતે સારા કે નરસા નથી હોતા તેના મધુરપણાનો અને કડવાપણાનો અથવા તો તેની પ્રિયતા અને અપ્રિયતાનો આધાર તેની પાછળના મનોભાવ ઉપર અવલંબિત હોય છે આ વસ્તુ આપણે થોડાક દાખલાઓથી વધારે સ્પષ્ટ કરીને સમજી શકીશું નાગો, લુચ્ચો અને બાવો એ શબ્દો લ્યો અને વિચારો. નાગો સંસ્કૃતમાં નગ્ન અને પ્રાકૃતમાં

છોડે, આપેલું વચન ન પાળે માથેનું કરજ અદા ન કરે, તેને દાન ન આપે ત્યારે પણ તે તિરસ્કાર અને અણગમાના વિષય તરીકે નગ્ન કહેવાયો બસ! ધીરે ધીરે પેલો મૂળ નગ્ન શબ્દ પોતાના મહાન તપ, ત્યાગ અને પૂજ્યતાના અર્થમાંથી સરી ધીરે ધીરે માત્ર બીનજવાબદાર એ અર્થમાં આવીને અટક્યો અને આજે તો એમ બની ગયું છે કે કોઇ ત્યાગી સુદ્ધાં પોતાને માટે નાગો શબ્દ પસંદ નથી કરતો. દિગંબર ભિક્ષુકો જેઓ તદ્દન નગ્ન હોય તેઓને પણ જો નાગો કહેવામાં આવે તો તેઓ પોતાનો તિરસ્કાર અને અપમાન માને લુચ્ચક શબ્દે પણ પોતાનું પવિત્ર સ્થાન ગુમાવ્યું છે, અને કહેલું ન પાળે બીજાને ઠગે તેટલા જ અર્થમાં સ્થાન લીધું છે બાવો શબ્દ તો ઘણીવાર બાળકોને ભડકાવવાના અર્થમાં જ વપરાય છે, અને કેટલીકવાર તો કશી જ જવાબદારી ન ધરાવતો હોય તેવા આળસી અને પેટભરૂ માટે પણ વપરાય છે આ રીતે ઉપયોગની પાછળના સારા કે નરસા, આદર કે તિરસ્કાર, સંકુચિત કે વિસ્તૃત ભાવને લીધે શબ્દો પણ એક જ છતાં ક્યારેક સારા, ક્યારેક નરસા, ક્યારેક આદરસૂચક, ક્યારેક તિરસ્કારસૂચક અને ક્યારેક સંકુચિત અર્થવાળા તેમજ વિસ્તૃત અર્થવાળા જોવામાં આવે છે આ દાખલાઓ આપણુને પ્રસ્તુત ચર્ચામાં બહુ કામના છે

ઉપર કહેલ નાસ્તિક અને મિથ્યાદૃષ્ટિ શબ્દની શ્રેણીમાં વળી બીજા બે શબ્દો ઉમેરવા જેવા છે તેમાનો એક નિહ્નવ શબ્દ છે જે શ્વેતાંબર શાસ્ત્રમા વપરાએલો છે અને બીજો જૈનાભાસ શબ્દ છે જે દિગંબર ગ્રંથોમાં વપરાએલો છે આ બન્ને શબ્દો પણ અમુક અંશે જૈન છતાં બીજા કેટલાક અંશોમાં વિરોધી મત ધરાવનાર માટે વપરાએલા છે નિહ્નવ શબ્દ તો જરા જૂનો પણ છે પરંતુ જૈનાભાસ એટલે કૃત્રિમ જૈન એ શબ્દ એટલો જૂનો નથી અને તે રીતે વિલક્ષણ રીતે વપરાએલો છે દિગંબર શાખાની મૂળ સંઘ, [illegible] સંઘ, કાષ્ઠા સંઘ એવી કેટલીક પેટા શાખાઓ છે તેમાં જે

મૂળ સંઘનો ન હોય તે હરકોઈને જૈનાભાસ તરીકે ઓળખાવવામા આવ્યો છે જેમાં શ્વેતાંબરો પણ આવી જાય છે શ્વેતાંબર શાસ્ત્રકારોએ જૂના વખતમાં તો અમુક જ મતભેદ ધરાવનાર અમુક જ પક્ષોને નિહ્નવ કહેલા પણ પાછળથી જ્યારે દિગંબર શાખા તદ્દન જુદી પડી ત્યારે તેને પણ નિહ્નવ કહી આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે બે મુખ્ય શાખાઓ શ્વેતાંબર અને દિગંબર એક બીજાને પોતાનાથી ભિન્ન શાખા તરીકે ઓળખાવવા અમુક શબ્દો યોજે છે અને પછી ધીરે ધીરે એક જ શાખામાં જ્યારે પેટા ભેદો થવા લાગે છે ત્યારે પણ કોઈ એક પેટા ભેદ બીજા પેટા ભેદો માટે તે શબ્દો વાપરે છે

અહી આપણે એક બાબત ઉપર લક્ષ આપ્યા સિવાય રહી શકતા નથી અને તે એ છે કે આસ્તિક અને નાસ્તિક શબ્દોની પાછળ માત્ર હકાર અને નકારનો જ ભાવ છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ શબ્દની પાછળ તેથી કાંઈક વધારે ભાવ છે તેમાં પોતાનું યથાર્થપણું અને બીજા પક્ષનું ભ્રાંતપણું ખાત્રીથી સૂચવાય છે એ ભાવ જરા આકરો અને કાંઈક અંશે કડવો પણ છે એટલે પ્રથમના શબ્દો કરતા પાછળના શબ્દોમાં જરા ઉગ્રતા સૂચવાય છે વળી જેમ જેમ સાંપ્રદાયિકતા અને મતાંધતા વધતી ચાલી તેમ તેમ કટુકતા વધારે ઉગ્ર બની તેને પરિણામે નિહ્નવ અને જૈનાભાસ જેવા ઉગ્ર શબ્દો સામા પક્ષ માટે અસ્તિત્વમાં આવ્યા અહી સુધી તો માત્ર આ શબ્દોનો કાંઈક ઇતિહાસ જ આવ્યો હવે આપણે વર્તમાન સ્થિતિ ઉપર નજર કરીએ

અત્યારે આ શબ્દોમાં ભારે ગોટાળો થઈ ગયો છે એ શબ્દો હવે તેના મૂળ અર્થમા નથી રહ્યા, તેમ જ નવા અર્થમા પણ ચોક્કસ અને મર્યાદિત રીતે નથી યોજાતા ખરુ કહીએ તો અત્યારે એ શબ્દો નાગો, લુચ્ચો, અને બાવો શબ્દની પેઠે માત્ર ગાળ રૂપે

અથવા તિરસ્કાર સૂચક રીતે હરકોઈ વાપરે છે સાચી બાબત રજુ કરનાર અને આગળ જતાં જે વિચાર પોતાને અગર પોતાની સંતતિને અવશ્યમેવ સ્વીકારવા લાયક હોય છે તે વિચાર મૂકનારને પણ શરૂઆતમાં રૂઢિગામી, સ્વાર્થી અને અવિચારી લોકો નાસ્તિક કહી ઉતારી પાડવા પ્રયત્ન કરે છે મથુરા વૃંદાવનમાં મંદિરોના ઢગલા ખડકી તે દ્વારા માત્ર પેટ ભરનાર અને ઘણીવાર તો ભયંકર અનાચાર પોષનાર પડયા કે ગોસાઈઓના પાખંડનો મહર્ષિ દયાનંદે વિરોધ કર્યો અને કહ્યું કે આતો મૂર્તિપૂજા નહિ પણ ઉદરપૂજા અને ભોગપૂજા છે વળી કાશી અને ગયાના શ્રાદ્ધ સરાવી તાગડધીન્ના કર નાર અને વધારામાં અનાચાર પોષનાર પંડયાઓને સ્વામીજીએ કહ્યું કે આ શ્રાદ્ધપિંડ પિતરોને નથી પહોંચતો પણ તમારા પેટમાં જરૂર પહોંચે છે એમ કહી તેમણે સમાજમાં સદાચાર વિદ્યા અને બળનું વાતાવરણ સરજવાનો જ્યારે પ્રયત્ન કર્યો ત્યારે તુરત જ પેલા વેદપુરાણમાની પંડયા-પક્ષે સ્વામીજીને નાસ્તિક કહ્યા એ લોકોએ સ્વામીજીને માત્ર પોતાથી ભિન્ન મત-તર્ક છે એટલા અર્થમાં નાસ્તિક કહ્યા હોત તો તો કાંઈ ખોટુ ન હતું પણ જૂના લોકો જે મૂર્તિ અને શ્રાદ્ધમાં જ મહત્ત્વ માનતા તેમને ભડકાવવા અને તેમની વચ્ચે સ્વામીજીની પ્રતિષ્ઠા ઘટાડવા એ નાસ્તિક શબ્દ વાપર્યો એ જ રીતે મિથ્યાદૃષ્ટિ શબ્દની પણ કદર્થના થઈ જૈન વર્ગમાં કોઈ વિચારક નિકળ્યો અને કોઇ વસ્તુની ઉચિતતા અનુચિતતાનો વિચાર તેણે મૂકયો કે તરત જ રૂઢિપ્રિય વર્ગે તેને મિથ્યાદૃષ્ટિ કહ્યો એક જતિ જે કલ્પસૂત્ર જેવાં પવિત્ર પુસ્તકો વાંચે અને લોકો પાસે તેની પૂજા કરાવી જે દાન દક્ષિણા આવે તે પોતે પચાવી લે વળી બીજો જતિ મંદિરની આવકનો માલિક થાય અને એ પૈસાથી અનાચાર વધારે આમ બનતું જોઈ તેની અયોગ્યતા જ્યારે કોઇએ બતાવવા માંડી ત્યારે શરૂઆતમાં તો પેલા સ્વાર્થી જતિઓએ એ વિચારકને પોતાના વર્ગમાં ઉતારી પાડવા મિથ્યાદૃષ્ટિ સુદ્ધા કહ્યો. આ રીતે

શરૂઆતમા નાસ્તિક અને મિથ્યાદૃષ્ટિ શબ્દો સુધારક અને વિચારક માટે વપરાવા લાગ્યા, અને હવે તો તે એવા સ્થિર થઈ ગયા છે કે જે મોટે ભાગે વિચારશીલ, સુધારક અને કોઈ વસ્તુની યોગ્યાયોગ્યતાની પરીક્ષા કરનાર માટે જ વપરાય છે જૂનાં બધનો, જૂના નિયમો, જૂની મર્યાદાઓ અને જૂના રીતરિવાજો દેશકાળ અને પરિસ્થિતિને લીધે અમુક અંશે બધ બેસતાં નથી તેના સ્થાનમા અમુક પ્રકારનું બધન અને અમુક પ્રકારની મર્યાદા રાખીએ તો સમાજને વધારે લાભ થાય અજ્ઞાન અને સકુચિતતાની જગાએ જ્ઞાન અને ઉદારતા સ્થાપીએ તો જ સમાજ સુખી રહી શકે ધર્મ એ જો વિખવાદ વધારતો હોય તો તે ધર્મ હોઈ ન શકે, એવી સીધી સાદી અને સર્વમાન્ય બાબતો કહેનાર કોઈ નીકળ્યો કે તુરત જ અત્યારે તેને નાસ્તિક, મિથ્યાદૃષ્ટિ અગર જૈનાભાસ કહેવામાં આવે છે આ રીતે શબ્દોના ઉપયોગની અધાધુધીનું પરિણામ એ આવ્યુ છે કે હવે નાસ્તિક શબ્દની જ પ્રતિષ્ઠા વધી ગઈ છે એક વખતે રાજમાન્ય શબ્દની અને લોકમાન્ય શબ્દની પ્રતિષ્ઠા હતી પણ જ્યારે સમાજ ઉચો ઊઠ્યો ત્યારે તેને રાજમાન્ય શબ્દ ખટક્યો અને રાજમા ય થવામા ઘણીવાર સમાજદ્રોહ તેમ જ દેશદ્રોહ પણ જણાયો અને રાજદ્રોહ શબ્દ જે એકવાર ભારે ગુનાહિત માટે જ વપરાતો અને અપમાનસૂચક દેખાતો તેની પ્રતિષ્ઠા વધી પડી આજે તો દેશ અને સમાજમા એવુ વાતાવરણ પેદા થયું છે કે તે રાજદ્રોહ શબ્દને પૂજે છે અને પોતાને રાજદ્રોહી જાહેર રીતે કહેવરાવવા હજારો જ નહિ પણ લાખો સ્ત્રી અને પુરુષો બહાર આવે છે અને લોકો તેમને સત્કારે છે માત્ર હિંદુસ્તાનનો જ નહિ પણ આખી દુનિયાનો મહાન સત એ મહાન રાજદ્રોહના અર્થમાં જ રાજદ્રોહી છે આ રીતે નાસ્તિક અને મિથ્યાદૃષ્ટિ જે એક વખતે ફક્ત પોતાથી ભિન્ન પક્ષ ધરાવનાર માટે વપરાતા અને પછી દાર્શનિક કલ્પના ભાવમા વપરાતા તે અત્યારે પ્રતિષ્ઠિત જેવા થતા જાય છે અત્યજો એ પણ

માણસ છે એની સેવા લઈ એનો તિરસ્કાર કરવો એમાં એવડો ગુનો છે વૈધ મ મરજી માત હોઈ નાંકે, ફરજીઆત નહિ એવો વિચાર ગાધીજીએ મૂક્યો કે તેમને પણ મનુના વારસદાર કાશીના પડિતોએ પ્રથમ નાસ્તિક કહ્યા, મીઠા શબ્દમા આર્યસમાજિક કહ્યા અને કોઈએ ક્રિશ્ચિયન કહ્યા વાંદરા અને વાછડાની ચર્ચા આવી કે વળી કોઈએ તેમને હિસક કહ્યા અને ખરેખર ગાંધીજી જો રાજપ્રકરણમાં પડયા ન હોત અને આવડી મોટી સત્તનત સામે ઝઝુમ્યા ન હોત તેમજ તેમનામાં પોતાના વિચારો જગદ્વ્યાપી કરવાની શક્તિ ન હોત તો તેઓ અત્યારે જે કહે છે તેજ અંત્યજ અને વિધવા વિષે કહેતા હોત, છતા ત્યારે નાસ્તિક અને મૂર્ખ મનાત અને મનુના વારસદાર તેમનું ચાલત તો શૂળીએ પણ ચડાવત

આ રીતે જ્યારે આવેશી પુરાતનપ્રેમીઓએ આવેશમા આવી વગર વિચારે ગમે તેવા વિચારી અને ગમે તેવા લાયક માણસને પણ ઉતારી પાડવા અને તેની વિરુદ્ધ લોકોને ઉશ્કેરવા નાસ્તિક જેવા શબ્દો વાપર્યા ત્યારે તે શબ્દોમા પણ ક્રાન્તિ દાખલ થઈ અને એનું અથચક બદલાતા મહત્તાચક બદલાવા લાગ્યુ અને સ્થિતિ લગભગ એવી આવી લાગી છે કે રાજદ્રોહની પેઠે નાસ્તિક, મિથ્યાદૃષ્ટિ આદિ શબ્દો માન્ય થતા ચા ય છે કદાચ જોઈતા પ્રમાણમાં માન્ય ન થયા હોય તોપણ હવે એનાથી કોઈ ભાગ્યે જ ડરે છે ઊલટું પોતાને રાજદ્રોહી કહેવડાવવા જેમ ઘણા આગળ આવે છે તેમ ઘણા તો નિર્ભયતા કેળવવા પોતાને નાસ્તિક કહેવડાવતાં જરાય ખચકાતા નથી અને જ્યારે સારામા સારા વિચારકો, લાયક કાર્યકર્તાઓ અને ઉદાર મનના પુરુષોને પણ કોઈ નાસ્તિક કહે છે ત્યારે આસ્તિક અને સમ્યગ્દૃષ્ટિ જેવા શબ્દોનો અર્થ બદલાઈ જાય છે અને હવે તો આસ્તિક તેમજ સમ્યગ્દૃષ્ટિ શબ્દનો લગભગ વ્યવહારમાં લોકો એ જ અર્થ કહે છે કે જે સાચી કે ખોટી ગમે તેવી જૂની રૂઢીને વળગી રહે, તેમાં

ઉચિતપણા અનુચિતપણાનો વિચાર ન કરે, કોઈ પણ વસ્તુની પરીક્ષા અગર તર્ક–કસોટી સહન ન કરે, સાચુ કે ખોટુ કાંઈ પણ તપાસ્યા સિવાય નવા વિચાર, નવી શોધ અને નવી પદ્ધતિ માત્રથી ભડકે અને છતાંય કાળક્રમે એને પગલે વશ થતો જાય તે આસ્તિક, તે સમ્યગ્દૃષ્ટિ આ રીતે વિચારક અને પરીક્ષક અગર તર્કપ્રધાન અર્થમા નાસ્તિક આદિ શબ્દોની પ્રતિષ્ઠા જામતી જાય છે અને કદાગ્રહી, ઝનુની એવા અર્થમાં આસ્તિક આદિ શબ્દોની દુર્દશા થતી દેખાય છે આ જમાનામાં જ્યારે શસ્ત્રથી લડવાનું ન હતું ત્યારે દરેકને માટે લડવાની વૃત્તિ તૃપ્ત કરવાનો આવો શાબ્દિક માર્ગ રહ્યો હતો અને નાસ્તિક કે મિથ્યાદૃષ્ટિ શબ્દોના ગોળા ફેકાતા પણ આ અહિંસક યુગે જેમ શસ્ત્રને નિષ્ક્રિય કર્યાં તેમ પેલા નાસ્તિક આદિ શબ્દો જે વિષમય અસ્ત્રની પેઠે ફેકાતા તેને પણ નિર્વિષ અને ઘણીવાર તો જીવનપ્રદ અમૃત જેવા બનાવ્યા. આ ક્રાન્તિયુગનો પ્રભાવ છે પણ આથી કોઈ વિચારકે કે સુધારકે હરખાઇ પોતાનું કર્તવ્ય ભૂલી જવાનું નથી ઘણીવાર ક્ષુલ્લક વિચારકો અને બીજુ સ્વાર્થી સુધારકો પોતાને નાસ્તિક કહેવડાવીને પણ સામા પક્ષને અન્યાય કરવા તૈયાર થાય છે તેઓએ પણ ચેતવાનું છે ખરી રીતે કોઈ પક્ષકારે આવેશ કે ઝનુનમાં આવી જઈ બીજા પક્ષને માત્ર વગોવવા ખાતર કોઈ પણ જાતના શબ્દનો પ્રયોગ કરવો એ તાત્ત્વિક દૃષ્ટિએ હિંસા જ છે પોતાનાથી ભિન્ન વિચાર ધરાવનાર માટે સમભાવે અને પ્રેમથી યોગ્ય શબ્દ વાપરવો એ એક વાત છે અને ઝનુનમાં આવી બીજાને ઉતારી પાડવા હદ ઓળગી અમુક શબ્દો વાપરવા એ બીજી વાત છે, છતાં દરેક બોલનારને મોઢે કાંઈ તાળુ દેવાતું નથી અગર દરેક લખનારના હાથ કાંઈ બધાતા નથી, એટલે દોષ ઉતાવળિયાઓ જ્યારે ભિન્ન મત ધરાવનાર માટે અમુક શબ્દ વાપરે ત્યારે ભિન્ન મત ધરાવનારની અહિંસક ફરજ શી છે તે ઉપરે આપણે વિચારી જવી જોઈએ

પહેલું તો એ કે પોતાને માટે જ્યારે કોઈએ નાસ્તિક કે એવો બીજો શબ્દ વાપર્યો હોય ત્યારે એટલું જ વિચારવુ કે તે સામા ભાઈએ મારે માટે ફક્ત જુદો મત ધરાવનાર અથવા એના મતને ન માનનાર એટલા જ અર્થમાં સમભાવે અને વસ્તુસ્થિતિ-સૂચક શબ્દ વાપર્યો છે એ ભાઈની એ શબ્દ વાપરવાની પાછળ કોઈ દુર્વૃત્તિ નથી એમ વિચારી તો પ્રત્યે પણ પ્રેમવૃત્તિ અને ઉદારતા કેળવવી

બીજુ એ કે જો એમજ લાગે કે અમુક પક્ષકારે મારે માટે આવેશમાં આવી નિંદાની દૃષ્ટિથી અમુક શબ્દ વાપર્યો છે ત્યારે એમ વિચારવુ કે એ ભાઈની ભૂમિકામાં આવેશ અને સંકુચિત પણાના તત્ત્વો છે, એ તત્ત્વોનો એ માલિક છે અને જે વસ્તુનો જે માલિક હોય તે માણસ તે વસ્તુનો મરજી પ્રમાણે ઉપયોગ કરવા સર્જાએલ છે તેનામા જો આવેશનું તત્ત્વ હોય તો ધીરજ કયાથી આવવાની ? અને જો સંકુચિતપણું હોય તો ઉદારતા કયાથી પ્રગટવાની ? અને જો આવેશ અને સંકુચિતતાના સ્થાનમાં ધૈર્ય અને ઉદારતા તેનામાં લાવવા હોય તો તે એ જ રીતે આવી શકે કે તેણે ગમે તેવા કડવા શબ્દો વચ્ચે પણ પોતાનામા ધીરજ અને ઉદારતા કેળવવી, કારણ કે કાદવ કાંઈ બીજા કાદવથી ન ધોવાય પણ પાણીથી જ ધોવાય

ત્રીજુ એ કે જ્યારે કોઈ પોતાના મત અને વિચારની વિરુદ્ધ આવેશ કે શાન્તિથી કાંઈ પણ કહેતો હોય ત્યારે તેના કથન ઉપર સહાનુભૂતિથી વિચાર કરવો. જો સામાના આવેશી કથનમા પણ સત્ય લાગે તો તેને પચાવવાની ઉદારતા રાખવી અને પોતાના વિચારમા સત્ય દેખાય તો ગમે તેટલો પ્રચંડ વિરોધ છતા પણ અને ગમે તેટલું જોખમ આવી પડે છતા પણ નમ્ર ભાવે એ જ સત્યને વળગી રહેવુ

જો આ રીતે વિચારવામાં અને વર્તવામાં આવે તો શબ્દની મારામારીનું ઝેર ઓછું થઈ જાય ભાષાસમિતિની અને વચનગુપ્તિની જે પ્રતિષ્ઠા લગભગ લોપ પામતી જાય છે તે પાછી જામે અને શાન્તિનું વાતાવરણ ઊભું થાય આ પુણ્ય-દિવસોમાં આપણે એટલું જ ઇચ્છીએ

—સુખલાલ

# સર્વ ધર્મના મૂળ સિદ્ધાંતો

ભાઈઓ અને બહેનો,

આજે હું બોલવા ઊભી થઈ છુ, તેનો અર્થ એમ નથી કે મારામા કોઈ જ્ઞાન છે અને હું તમને સમજાવી શકુ મને લાગે છે કે આપણી જૈનકોમમાં ઘણી સ્ત્રીઓ જાણતી હશે છતાં બોલવાની હિમ્મત ન કરે અથવા શરમને અંગે તેઓ ન બોલે તેથી મને લાગ્યું કે મારામાં વાંચનને લીધે થોડા ઘણા વિચારો છે તે તમારી સમક્ષ રજુ કરુ અને મારી માફક આપણી કોમની બીજી બહેનો બોલવાની શરૂઆત કરે તેમ ઇચ્છુ છુ અને વિનતિ કરુ છુ

જે પ્રમાણે ઝાડનું થડ એક જ છે અને ડાળીઓ જુદી જુદી છે, તે પ્રમાણે દરેક ધર્મના મૂળ સિદ્ધાંતો તો ઝાડના થડરૂપી એક જ છે પણ ધર્મની શાખાઓ ડાળીઓ રૂપી જુદી જુદી છે તેથી કોઈ પણ ધર્મને આપણે નીચો કહી શકીએ નહિ. લોકોએ પોતાની ઇચ્છા અનુસાર ધર્મ પાળવામાં અસ્તવ્યસ્તતા કરી નાખી તે કારણથી કોઈ પણ ધર્મની નિંદા કેમ કરી શકાય? અને જો નિંદા કરીએ તો ખરેખર આપણી ભૂલ જ ગણાય

આપણે જો જૈનધર્મ, ખ્રિસ્તિધર્મ, જરથોસ્તી ધર્મ, ઇસ્લામી ધર્મ કે વેદધર્મના શાસ્ત્રોના મૂળ સિદ્ધાંતો તરફ દૃષ્ટિ કરશુ તો આપણા જૈનધર્મના મૂળ સિદ્ધાંતો અને બીજાધર્મના મૂળ સિદ્ધાંતો બ ને સરખા જ લાગશે જૈનધર્મના તત્ત્વદર્શનનું પરમશિખર નિર્વાણ છે, તેમ હિંદુધર્મના તત્ત્વજ્ઞાનનું પરમ શિખર મુક્તિ છે

વસ્તુત નોખા નથી નૈષ્કર્મ વિના મુક્તિ નથી કર્મબંધનમાંથી મોક્ષ પામ્યા સિવાય નિર્વાણ નથી

જૈનધર્મના મુખ્ય સિદ્ધાંતો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ છે, તે જ પ્રમાણે વેદમાં, બાઇબલમા, જન્દ અવસ્તામાં ને કુરાનમાં પણ જુદી જુદી રીતે સંક્ષેપમાં અથવા તો ખુલ્લી રીતે તેને જ વિશેષતા આપી છે નીતિ અને ચારિત્રને પણ દરેક ધર્મોમાં મુખ્ય ગણવાના આવે છે

વર્તમાનકાળમા આપણે મોટે ભાગે ધર્મોના મૂળ સિદ્ધાંતથી અજ્ઞાત છીએ તેથી સમજ્યા વગરનો ધર્મ મોટે ભાગે પાળીએ છીએ "અહિંસા પરમો ધર્મ "–આ જૈનોનો મહામંત્ર છે પણ આપણા માટે બીજી કોમોમા એક કહેવત પ્રચલિત થઈ ગઈ છે કે –"નાનાને પાળે અને મોટાને મારે" આ ઘણાને ટીકારૂપ લાગે પણ જ્યારે એ સિદ્ધાંતો ઉપર વિચાર કરીએ ત્યારે ખબર પડે કે આપણે તેમાંનું કેટલે અંશે પાળીએ છીએ ?

## નીતિ

ધર્મ નીતિદ્વારા અને સદાચારદ્વારા જીવનમાં મૂર્તિમંત થઈ શકે નીતિ એ કલ્પી કાઢેલી વસ્તુ નથી પણ વ્યવહારમા સૂક્ષ્મપણે ઓતપ્રોત થયેલી વસ્તુ છે નીતિ જીવનના વ્હેણને બાંધી મૂકનાર બાંધ નથી પણ જીવનના પ્રવાહને સુંદર રીતે સફળતાથી વ્હેવડાવનાર સૂક્ષ્મ શક્તિ છે નીતિ વ્યવહારીઓનું બંધન નથી પણ સાચા વ્યવહારકુશળ લોકોના જીવનનું સત્ય છે મનુષ્યના જીવનનો સનાતન નિયમ નીતિ છે તે જડતા નથી પણ સતત ગતિ છે હૃદયમા તેની ઉત્પત્તિ છે, બુદ્ધિમાં એનું પોષણ છે અને જીવનમા તેની સફળતા છે નાના મોટા સદ્ગુણોનો સમુદાય કે જે મનુષ્યના જીવનને અંતિમ ધ્યેય તરફ દોરી જાય છે તેને નીતિ કહી શકાય. દરેક મનુષ્યે નીતિવાન થવાને મથવુ જોઇએ

## ચારિત્ર

મનુષ્યનું પોતાના જીવનનું મુખ્ય ધ્યેય પોતાનું ઉત્તમ પ્રકારનું ચારિત્ર હોવું જોઈએ ધર્મ એ જીવનનો વિષય છે તેનો અર્થ એમ નથી કે તે ચિંતનનો વિષય નથી હૃદય ધર્મને સ્વીકારે, બુદ્ધિ તેને વિષે વિચાર કરે અને તે પછી મનુષ્ય તેને આચરે હૃદય, બુદ્ધિ અને આચરણ વચ્ચે જ્યારે ધર્મની એકસૂત્રતા સધાય ત્યારે જ જીવનનો ખરો મેળ જામે એ મેળ જામવાની સ્થિતિને આપણે ચારિત્ર કહી શકીએ

## સત્ય

સત્ય જેમ દેખાય છે તેવો સહેલો નથી અને એનો અર્થ સમજાય છે તેવો સહેલો નથી સત્યનું સંપૂર્ણ આચરણ કરવાનું કામ અત્યંત કઠિન છે સત્યનાં સંપૂર્ણ દર્શન તો આ દેહે અસંભવિત છે દરેક સદ્‌ગુણોનું ઉપરીપણું સત્યનું છે, ન્યાય, દયા ઉદારતા, ધૈર્ય, ક્ષમા, વીરતા વગેરે સદ્‌ગુણો સત્યને માથે વસે ત્યાં સુધી જ સદ્‌ગુણ રહી શકે છે

ન્યાય—જ્યારે ન્યાય સત્યને ન સ્વીકારે ત્યારે તે અન્યાય બને,

દયા—જ્યારે દયા સત્યને તરછોડે ત્યારે તેમાંથી ક્રૂરતા પરિણમે

ઉદારતા—ઉદારતામાંથી જ્યારે સત્ય ચાલ્યું જાય ત્યારે અનર્થોની પરંપરા જન્મે

ધૈર્ય—ધૈર્ય જ્યારે સત્યની ઉપેક્ષા કરે ત્યારે ભયંકર જડતાનો દોર ચાલે

ક્ષમા—ક્ષમા જો સત્યથી વિમુખ બને તો અકલ્પ્ય દુષ્ટતા પરિણમે

વીરતા—વીરતા જો સત્યને ઉવેખે તો જગતમાં કાળો કેર વર્તે

માટે આપણે જો સત્યશીલતા કેળવીએ તો અન્ય સદ્‌ગુણો આપોઆપ કેળવાય સત્યની અંદર સ્વાર્થ સાધવાની વૃત્તિ હોવા

જોઈએ નહિ તેમાં પોતાનો અને પારકાનો સમાનદૃષ્ટિથી વિચાર કરેલો હોવો જોઈએ સત્ય એ દુષ્કર વસ્તુ છે એ ખરું પણ કયું પરાક્રમ દુષ્કર નથી હોતું? એની દુષ્કરતામાં ખરી શાંતિ રહેલી છે જીવનમાં સઘળું સહેલાઈથી થઈ જતું હોય તો જીવનમાં રસ જ ન રહે, જેને ખરું વીરત્વ ખીલવવું છે તેને તો સત્યભક્તિની દુષ્કરતા આનંદ આપનારી છે તેથી પૂજ્ય ગાંધીજી પણ કહે છે કે પરમેશ્વર સત્ય છે, એમ કહેવા કરતા સત્ય એ જ પરમેશ્વર છે, એમ કહેવું વધારે યોગ્ય છે

અહિંસા

જૈન ધર્મ અહિંસા ઉપર ભાર મૂકે છે ત્યારે વેદધર્મ સત્ય ઉપર ભાર મૂકે છે, અહિંસા વિના સત્યની શોધ અસંભવિત છે, તેથી આપણે એટલે જૈનો અહિંસાને વધારે વળગી રહે છે અહિંસા અને સત્ય એવાં ઓતપ્રોત છે કે તે બંનેમાંથી પ્રથમ કયું અને પછી કયું તે ગોઠવવું મુશ્કેલ છે, તે માટે પૂજ્ય ગાંધીજી એમ કહે છે કે આપણે અહિંસાને સાધન ગણીએ અને સત્યને સાધ્ય ગણીએ. સાધન આપણા હાથની વાત છે તેથી અહિંસા એ પરમધર્મ થઈ ગયો સત્ય પરમેશ્વર થયું

કોઈને મારવું કે ખૂન કરવું એ જ માત્ર હિંસા નથી, પણ કોઈનું દિલ દુભાવવું, કોઈને વિષે કે પોતાને માટે કુવિચાર કરવા, મિથ્યા ભાષણ કરવું, દ્વેષ કરવો, કોઈનું બૂરું ઇચ્છવું, તે સર્વે પણ હિંસા જ છે, કે જે આપણે ડગલે ને પગલે કરીએ જ છીએ માટે કોઈ જીવની હિંસા પણ કરવી જોઈએ નહિ

અસ્તેય

કોઈને ચોરી ન કરવી એ અર્થ આપણે બધા સમજીએ છીએ પણ કોઈની વસ્તુ છાની માની લઈ લેવી એ જ માત્ર ચોરી નથી, પણ જરૂર કરતાં કોઈ પણ વધારાની વસ્તુનો સંગ્રહ કરવો તે પણ બીજા

એની ચોરી જ છે દાખના તરીકે—આપણે કપડા, અનાજ કે કોઈ પણ વસ્તુ જરર હોય તેના કરતા વધારે ખરીદી સગ્રહ કરી રાખીએ તે પણ ગરીબોની ચોરી કર્યા બરાબર છે આપણે જરૂર વગર સગ્રહ કર્યો અને બજારમા તગીને લઈને ભાવ વધારે રહે તેટલા પૈસા ગરીબોને વધારે ખર્ચવા પડે એ ચોરી નહિ તો બીજુ શુ ? એ રીતે ઘણા દાખલાઓ લઈ શકાય

બ્રહ્મચર્ય—

પૂજ્ય મહાત્માજી એનો અર્થ આ પ્રમાણે કરે છે—

બ્રહ્મ—એટલે સત્ય અને ચય—એટલે નીકળવુ સત્યની શોધમાં નીકળવાને લગતો આચાર જે મનુષ્યને પોતાના મટી દુનિયાના થવુ હોય તેને બ્રહ્મચર્ય પાળવાની જરૂર છે જ્યારે પેતાના કુટુબ પ્રત્યેનો સ્વાર્થી પ્રેમ પોતે છોડે ત્યારે જ તે વસુધાને કુટુબ બનાવી શકે બ્રહ્મચર્ય મન વચન અને કાયાથી પાળવુ જોઈએ

અપરિગ્રહ

એટલે પરિગ્રહ ઓછો કરવો અસ્તેયને માટે કહ્યુ તે જ પ્રમાણે આમાં પણ છે જેટલી બને તેટલી જીવનમા જરૂરીઆતો ઓછી કરવી તેમ કહી શકાય

આ મુજબ જ દરેક ધર્મનુ રહસ્ય છે માટે બીજા ધર્મો ઉપર થોડો ખુલાસો જોઈ જઇએ

જરથોસ્તી ધર્મ

આ ધર્મમા તેજ સત્ય, પવિત્રતા અને જ્ઞાનને અહુરમઝ્દ કે જેને તેઓ પરમેશ્વર કહે છે તેના સ્વરૂપો માને છે તેથી તેઓ પ્રભુ ભક્તિ વગેરે ધર્મ નથી માનતા પણ ઉદ્યોગ કરવો ખેતી કરવી, સ્વચ્છ રહેવુ વગેરે જનહિતનાં તથા સામાન્ય તદુરસ્તીનાં કાર્યોમા પણ તેમના પરમેશ્વરનો ભાગ છે એમ માનીને એ રીતે ધર્મ પાળે છે આ ધર્મ પણ કહે છે કે મનુષ્ય, જીવનમા જેવાં કામ કરે છે તેવો એને પરલોકમાં બદલો મળે છે

ઈસ્લામી ધર્મ

મુસ્લિમ ધર્મશાસ્ત્ર કુરાનમાં પણ એ જ પ્રમાણે કહેવામાં આવ્યુ છે કે સત્ય બોલો, મનુષ્યહત્યા અને વ્યભિચાર છોડો, સ્ત્રીઓ ઉપર જુલમ ન કરો માંસ મદિરાનો ત્યાગ કરો

વેદધર્મ

વેદમા આપણા સિદ્ધાંતો જ વર્ણવ્યા છે તે સારી રીતે પાળી શકાય તેને માટે ચાર વર્ણ અને ચાર આશ્રમ એ પ્રમાણે ભાગ પાડયા છે

ખ્રિસ્તિ ધર્મ

આ ધર્મમાં ખુલ્લી રીતે અને સમજી શકાય તેવી રીતે તેના સિદ્ધાંતો વર્ણવનામા આવ્યા છે તે ઘણી સરસ રીતે વ્યક્ત કરાએલા છે ઈશુખ્રિસ્ત વિષે વાંચશુ તો તેણે પર્વત ઉપર પોતાના શિષ્યોને જે ઉપદેશ આપ્યો છે તે સિદ્ધાંતો અને આપણા સિદ્ધાંતોને આબેહુબ મળતાપણું છે તે સમજવા જેવા હોવાથી તેના થોડા ઉતારા અહીં લીધા છે

તેમણે કહ્યુ છે કે જેઓ માત્ર માટીના દેહને મારી શકે છે તે આત્માને કંઈ નથી કરી શકતા તેમનાથી કદી ડરતા નહિ જે દેહ તેમજ આત્મા બન્ને પર આણ ચલાવી રહ્યો છે તે જગતપિતા એકલાથી જ ડરજો યાદ રાખજો કે જે જિંદગીના જતન પાછળ રોકાશે તે જિંદગી ખોશે જે ઈશ્વર ખાતર જીવતર સોંઘાં કરશે ને પ્રાણ પાથરશે તે અનન્ત જીવન પામશે

૧ મોક્ષના અધિકારી

આ સંસારમાં જે દીન, દુખી, નમ્ર, સ્વધર્મના ભૂખ્યા, દયાવંત, પવિત્ર મનના અને શાંતિ તથા સંપને વધારવાવાળા છે તે જ ખરેખર ધન્ય છે એ જ મોક્ષના અધિકારી છે એ જ શાંતિ પ્રાપ્ત કરી શકવાના છે

૨ સુદૈવ શું ?

જ્યારે લોકો તમારી નિંદા કરે તમારા ઉપર જુલમ ગુજારે અને આરોપ ચડાવે ત્યારે તમે પોતાને નશીબદાર સમજજો કારણકે તેથી તમારુ શ્રેય જ થવાનું છે જે જે સંતો થઈ ગયા છે તેમણે તિરસ્કાર અને ત્રાસ વેઠીને જ સંતતા પ્રાપ્ત કરી છે

૩ આભાસરૂપ સુખો

તમને તમારો પૈસો શાંતિ નહિ આપી શકે એવું તમે બળ ન માનશો એ જશે ત્યારે તમારુ સમાધાન નહિ રહે તમારા આજના સુખથી તમે પોતાને નશીબદાર ન સમજશો કારણકે એ રડવાનો દિવસ પણ લાવશે તે સમયે તમારો આજનો સુખાનુભવ તમારુ દુખ ઓછુ નહિ કરી શકે તમે તમારી વાહ વાહથી રખે ફુલાતા, કારણ કે તેથી તમને સાધુતા પ્રાપ્ત નહિ થાય

૪ જગતના પ્રાણ કોણ ?

તમે પોતાને દીન અને દયાપાત્ર ન માનશો તમે આ જગતનું નીમક છો–પ્રાણ છો નીમક સ્વાદનો સાર છે પણ જો એ સ્વાદ રહિત થઈ જાય તો માટીમાં ફેકી દેવા અને પગે ચાંપવા લાયક ગણાય. તેમ તમે તમારુ નીમક સાવ ખોઈ પગે ચાંપી નાખવા જેવા થશો નહિ તમે આ જગતનું નૂર છો જેમ ટેકરીપર વસેલા શહેરને છુપાવી શકાય નહિ ને મીણબત્તીને ઢાકણુ તળે મૂકી શકાય નહિ પણ ગોખલામા જ મેલવી ઘટે તેમ તમે તમારા નરને જગતમાં નાખી જગતને પ્રકાશો

૫ અહિંસા

કદી કોઈનો ઘાત કરવો નહિ એ આદેશ તમે જાણો છો કેવળ હત્યા એટલી જ હિંસા નથી પણ ભાઈ સામે ગુસ્સો કરો, મૂર્ખ કહો કે ગાળ દેશો તો પણ તમે અધોગતિને જ પામશો યજ્ઞવેદી ઉપર બલિદાન ચડાવવાને બદલે તમે જેની પ્રત્યે ઉપર મુજબ હિંસા

કરી હોય તેનું સાંત્વન કરી તમારો ભોગ ચઢાવજો તમારા વિરોધી સાથે લડાઈ પતાવવામાં તમે કદી પણ વિલંબ કરશો નહિ

૬ અવ્યભિચાર

વ્યભિચાર શાસ્ત્રાજ્ઞા વિરુદ્ધ છે પણ હું કહું છું કે જે કોઈ કુદૃષ્ટિથી પરસ્ત્રી સામે જુએ છે તેણે પણ મનવડે વ્યભિચાર કર્યો જ છે જો તમારો જમણો હાથ કદી અયોગ્ય વર્તન કરાવે તો તે કાપી નાંખજો, કારણ કે તમારા સત્ત્વની હાનિ કરતાં તમારા શરીરનું એક અંગ ઓછું થાય તો તેમાં ઓછું નુકસાન છે

૭ વેરની સામે પ્રેમ

જેવાની સાથે તેવા થવું તે લૌકિક ન્યાય છે પણ હું કહું છું કે દુષ્ટની સામે પણ દુષ્ટતા ન કરશો જે તમારા જમણા ગાલ પર તમાચો મારે એને તમે ડાબો પણ અર્પણ કરજો

૮ સમદૃષ્ટિ

મિત્ર પર પ્રેમ કરવો અને શત્રુનો દ્વેષ કરવો એ પણ લૌકિક નીતિ છે પણ મારી સલાહ છે કે તમે તમારા શત્રુપર પણ પ્રેમ કરજો અને કદી કોઈનો દ્વેષ તો કરશો જ નહિ. જે તમને શાપ દે તેનું હિત ઇચ્છજો જે તમને હેરાન કરે તેના ઉપર ઉપકાર કરજો. એ જ પ્રભુને પામવાનો માર્ગ છે જેમ સૂર્ય સજ્જન અને દુર્જનને સરખો પ્રકાશ આપે છે અને વરસાદ ન્યાયી અને અન્યાયી પર [illegible] રીતે વરસે છે તેમ તમારી સદ્વૃત્તિ સર્વે પર સમપણે રહેજો [illegible]જે તમને ચાહે તેને તમે ચાહો તેમાં વિશેષ શું ? સ્વાર્થી મનુષ્યો [illegible]ણ એમ કરે છે ઉપકારનો જ બદલો વાળવામાં વિશેષ શું ? [illegible]ગલી લોકો પણ એટલું કરે છે પાછું દેનારને દેવું એ દાન નથી [illegible]ની પાસેથી કશું મેળવવાની આશા ન હોય એને જ આપો

[illegible]સંતાપનો ત્યાગ

તમારી આંખમાં કાંકરો પડ્યો હોય ત્યાં સુધી બીજાની

આંખમાં પડેલી રજને જોવા ન બેસો. તેને કાઢવા પ્રયત્ન ન કરો. તમારા દોષને જ પહેલા કાઢો

## ૧૦ મન અને કર્મનો સબંધ.

સુવૃક્ષનું ફળ ખરાબ ન હોવું જોઈએ અને ખરાબ ઝાડ પર સારુ ફળ ન પાકી શકે કારણ કે વૃક્ષની જાત તેના ફળ પરથી જ જણાય છે તેમ તમારાં કર્મ અને વાણી તમારા હૃદયને દેખાડનારા છે

## ૧૧ અદંભિત્વ

તમારાં સત્કર્મોને છુપાવી રાખજો તમારા જમણે હાથે કરેલા દાનની ડાબા હાથને પણ જાણ થવા ન દેશો. તમારી પૂજા અને પ્રાર્થનાનો આડંબર ન કરશો રસ્તા ઉપર અને મંદિરમાં જઈ તેનો વેશ સર્વને બતાવશો નહિ પણ તમારા હૃદયના એકાંત ખુણામાં બારણું વાસી તમારા પ્રભુને યાદ કરજો

## ૧૨ પ્રાર્થના

પ્રાર્થના એટલે નમાઓ લવારો નહિ ઘણા શબ્દો વાપરવાથી જ પ્રભુને રાજી કરી શકાતો નથી તમે આ પ્રમાણે પ્રાર્થના કરજો – હે દિવ્યધામવાસી પિતા ! તારો જય જયકાર થાઓ તારુ ધર્મરાજ્ય સર્વત્ર પ્રસરો તારી આજ્ઞાઓનું સ્વર્ગ અને પૃથ્વિપર બરાબર પાલન થાઓ તું અમને અમારો રોજનો જ રોટલો આપજે અમને વિકારોમા લલચાવીશ નહિ પણ જેમ અમે પણ અમારા ગુન્હગારોને માફ કરીએ છીએ તેમ તું અમારા ગુન્હા માફ કરજે કારણકે તારુ જ ધર્મરાજ્ય પ્રભુતા અને યશ સર્વત્ર પ્રસરાવે.

## ૧૩ ઈશ્વર અને શેતાન

તમે એકી સાથે પ્રભુ અને શેતાનની સેવા નહિ કરી શકો માટે તમે ધન અને કીર્તિની તૃષ્ણા રાખી, અન્ન અને પ્રાણની ચિંતા કરી પ્રભુમાર્ગે નહિ જઈ શકો જે સર્વનું રક્ષણ કરે છે તે પોષણ કરશેજ એવી દૃઢ શ્રદ્ધા રાખજો

૧૪ શ્રદ્ધાનો મહિમા.

તમે શ્રદ્ધાનો મહિમા સમજતા નથી તેથી જ બીજી ચિંતા કરો છો. શુદ્ધ બનો તો સર્વ મળી આવશે શ્રદ્ધાથી માગો એટલી જ વાર છે શોધો એટલી જ ખોટી છે પ્રભુનું બારણું ઠોકો એટલો જ તમારે અંદર જવાનો વિલંબ છે તમારામાંથી કોઈ એવો છે કે જે પોતાના પુત્રને એ રોટલો માગે ત્યારે પત્થરો આપે ? તો પછી તમારો પ્રભુ તમને, તમે કલ્યાણકારી વસ્તુઓ માગો તો અનિષ્ટ કરનારી વસ્તુઓ કેમ આપશે ?

૧૫ પ્રભુના ધામનો માર્ગ.

પણ પ્રભુના ધામમા પેસવાનો રસ્તો સાંકડી કેડી–વાટે છે નર્કના માર્ગો પહોળા અને સર્વત્ર પ્રસિદ્ધ છે પણ ઇશ્વરના ઘરનો માર્ગ સાંકડો અને શ્રમપ્રાપ્ય છે

આ ઉપદેશ ઉપરથી એમ નથી લાગતુ કે તે એક પંડિતનું શાસ્ત્રીય પ્રવચન નથી, પણ જેના રોમરોમમાં પવિત્ર વૃત્તિઓ જ હોય તેવા ભાવનાન હૃદયનો હિતાયુક્ત ઉપદેશ છે ?

આવી રીતે દરેક ધર્મશાસ્ત્રો તરફ નજર કરીએ છીએ ત્યારે એમ નથી લાગતું કે દરેક ધર્મ એ એક જ ધ્યેય ઉપર રચાયેલો છે ? ને ધ્યેય એક છે તો પછી કોઈ પણ જાતનો મતભેદ શા માટે ? અને અમારો ધર્મ જ ઊંચો અને બીજાનો નીચો એમ પણ શા માટે ?

અ સૌ શ્રી વેણીબ્હેન કાપડીઆ

# અધ્યાત્મ

## અધ્યાત્મ એટલે શું ?

આતમજ્ઞાની શ્રમણ કહાવે,
　　　　બીજા તો દ્રવ્યલિંગીરે,
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે,
　　　　આનંદઘન મતિ સંગીરે
　　　　　　—વાસુપૂજ્ય સ્તવન

नाणेणय मुणी होई–ઉત્તરાધ્યનસૂત્ર

आत्मनि अधिकृत्य अध्यात्मम्—એટલે આત્મા જે જ્ઞાનનો વિષય છે, જે જ્ઞાનનો અધિકાર આત્મામાં છે–તે અધ્યાત્મ

ઉપચારથી આત્મવિષયક શાસ્ત્ર તે પણ અધ્યાત્મ કહેવાય છે જૂદાં જૂદાં શાસ્ત્રોના જૂદા જૂદા વિષય હોય છે પ્રસિદ્ધ चरणकरणानुयोग, गणितानुयोग कथानुयोग અને द्रव्यानुयोग માંથી આ શાસ્ત્રને મુખ્ય સંબંધ દ્રવ્યાનુયોગ સાથે છે જો કે ક્વચિત્ ક્વચિત્ આચાર સંબંધી પણ તેમાં ઉલ્લેખ મળે છે આ શાસ્ત્ર આત્મવિષયક હોવાથી આત્મા છે એમ માનીને જ તે પ્રવર્તે છે આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવાનું તે બીજા શાસ્ત્રો પર છોડે છે તે જ પ્રમાણે આત્માનો મોક્ષ મળવે છે તે પણ એ માની લે છે અને મોક્ષ છે કે નહિ એ વિષયની ચર્ચા આ શાસ્ત્રમાં અપ્રસ્તુત છે એ જ પ્રમાણે પરલોક પણ છે અને સંસારમાં દુઃખનું બાહુલ્ય છે

અથવા સાચું સુખ નથી, એમ પણ અહીંયા માની લેવામાં આવ્યું છે. આ શાસ્ત્રનો ઉદ્દેશ તો અનંત અને અવ્યાબાધ સુખની પ્રાપ્તિ શુદ્ધાત્માના સંવેદનથી થાય છે એ જ બતાવવાનો છે તથા શુદ્ધાત્માનું સંવેદન અથવા પરમાત્મદશાની પ્રાપ્તિના ઉપાય આ શાસ્ત્ર દેખાડે છે આ કારણથી આત્મા છે કે નહિ, પરલોક છે કે નહિ, મોક્ષ છે કે નહિ—એ ચર્ચા અપ્રસ્તુત હોવાથી તેમાં આપણે અત્રે નહિ ઉતરીએ

કોઈ પૂછશે કે અધ્યાત્મશાસ્ત્રરૂપે જુદું શાસ્ત્ર રચવાની શી જરૂર પડી, પહેલાં ક્યારે રચાયું, પ્રાચીનકાળમાં અધ્યાત્મ જેવું કંઈ હતું કે નહિ, તો તેનો ઉત્તર છે એ છે કે વેદકાળમાં પણ અધ્યાત્મચિંતકો થયા છે અને એવો કોઈ યુગ નથી, એવો કોઈ જમાનો નથી કે જેમાં ભારતવર્ષના કોઈ ને કોઈ પ્રદેશમાં—કોઈ કોઈને સંપ્રદાયમાં અધ્યાત્મચિંતકો ન થયા હોય જૈન સંપ્રદાયમાં તીર્થંકરો, ગણધરો ઉપરાંત પ્રત્યેક-બુદ્ધો પણ અધ્યાત્મચિંતન વડે સિદ્ધિને પામ્યા છે તેમના ચરિત્રો તે અધ્યાત્મી પુરુષોનાં ચરિત્રો છે આજના સમયમાં પણ કોઈ આચાર્યે મુખ્યભાવે અને કોઈ આચાર્યે ગૌણભાવે અધ્યાત્મને પોતાની કૃતિઓમાં ચર્ચ્યું છે વેદકાળના પ્રધાન અધ્યાત્મચિંતક યાજ્ઞવલ્ક્ય છે તેમની પ્રથરચનામાં શુક્લ યજુર્વેદની ૪૦ અધ્યાયવાળી મંત્રસંહિતા છે, તેમજ શતપથ નામનું બ્રાહ્મણ જે તે બ્રાહ્મણના આરણ્યક વિભાગમાં ઉંડો બૃહદ્ આરણ્યક નામનું વિસ્તૃત અને ગંભીર ઉપનિષદ્ છે વેદાંગમાં યાજ્ઞવલ્ક્ય શિક્ષા અને પ્રતિજ્ઞાસૂત્ર તેમણે રચ્યા છે તેમણે સ્વતંત્ર યોગશાસ્ત્ર પણ રચ્યું છે, તેમજ સ્મૃતિ પણ રચી છે હિંદના ઇતિહાસ-કર્તાના મત પ્રમાણે યાજ્ઞવલ્ક્ય યુધિષ્ઠિરના સમકાલીન હતા આરણ્યકો એ શ્રૌત સાહિત્યમાં જ્ઞાનની ચર્ચા માટે પ્રસિદ્ધ છે

મુખ્યત્વે ઉપનિષદોમા આત્મતત્ત્વ અને તેનો મોક્ષ સ્પષ્ટરૂપ ચર્ચામાં માલમ પડે છે આ વાત છાંદોગ્ય, બ્રહદ્ આરણ્યક તથા કૌષીનિષદ્ અને કૌશીતકિપરથી સ્પષ્ટ થાય છે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં તો યોગ અર્થાત્ સમાધિ તથા યોગોચિત સ્થાન, પ્રત્યાહાર ધારણા વગેરેનું વર્ણન પણ છે ઉપનિષદોમાં આત્માનો મોક્ષ મેળવવામાં સાધનભૂત જ્ઞાનને આત્મવિદ્યા, અધ્યાત્મવિદ્યા અથવા બ્રહ્મવિદ્યા પણ કહ્યું છે મનુના સમયમા આત્મવિદ્યા આન્વીક્ષિકીના નામથી પણ ઓળખાવા લાગી કૌટિલ્ય અર્થશાસ્ત્રમા આન્વીક્ષિકીનો અર્થ આત્માના અસ્તિત્વ નાસ્તિત્વ સંબધી યુક્તિયુક્ત ચર્ચા થવા લાગ્યો અને કૌટિલ્ય અર્થશાસ્ત્રમા આવી ચર્ચા કરનાર દર્શનોનો પણ તેમાં સમાવેશ થયો 'सांख्य योगो लोकायत चेत्यान्वीक्षकी" આન્વીક્ષિકાના દર્શન અને ન્યાયશાસ્ત્ર એ બે વિભાગ થયા અને છેવટે ન્યાયશાસ્ત્ર એ જ આન્વીક્ષિકી તરીકે ઓળખાવા લાગ્યું

યોગવિષયક ઉપનિષદોમા મુખ્યત્વે એકાત્મવાદનું વિવરણ 'બ્રહ્મવિદ્યા', 'ક્ષુરિકા' 'ચૂલિકા' 'નાદબિન્દુ' 'બ્રહ્મબિંદુ' 'અમૃતબિંદુ' 'ધ્યાનબિંદુ' 'તેજોબિંદુ' 'શિખા' યોગતત્ત્વ' અને 'હંસ'–ઉપનિષદોમાં માલમ પડે છે જ્યારે મહાભારતમાંના યોગપ્રકરણમા તથા યોગસૂત્રમાં નાનાત્મવાદનું વિવરણ માલમ પડે છે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કર્મકાંડ, ભક્તિકાંડ અને જ્ઞાનકાંડ હોવા છતાં તેના ૬ ઠ્ઠા અને ૧૩ મા અધ્યાયમાં યોગની બધી પ્રક્રિયા તથા સિદ્ધાંતો વર્ણવ્યા છે મહાભારતમાં શાંતિપર્વ તથા અનુશાસનપર્વમાં અનેક સર્ગોમાં યોગની સંપૂર્ણ પ્રક્રિયાનું વર્ણન કરવામાં આવ્યુ છે તેમજ શ્રીમદ્ ભાગવત પુરાણમા ૧૧ મા સ્કંધમાં (અધ્યાય ૧૯, ૧૯, ૨૦, વગેરે) યોગનું સુંદર વર્ણન કરવામાં આવ્યુ છે છેવટમા યોગવાશિષ્ઠ તો યોગનો એક જબ્બરો સંગ્રહ ગ્રંથ Encyclopeadia જ થઈ પડ્યો છે એના વૈરાગ્ય, મુમુક્ષુ વ્યવહાર, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ તથા

નિર્વાણ એ ૭ પ્રકરણોમા યોગના સર્વ વિષયનું સુંદર વર્ણન છે હઠયોગના ગ્રંથોમાં હઠયોગપ્રદીપિકા એ મૌલિક ગ્રંથ છે બીજા ગ્રંથો શિવસંહિતા, ઘેરંડસંહિતા, ગોરક્ષપદ્ધતિ, ગોરક્ષશતક વગેરે છે યોગના બીજા ગ્રંથો યોગતારાવલી, બિન્દુયોગ, યોગબીજ તથા યોગકલ્પદ્રુમ છે

જૈન આગમમાં પણ આત્માના મોક્ષના ઉપાય સંબધી ચર્ચા આત્મા–પરલોક વગેરેના અસ્તિત્વ નાસ્તિત્વ સબધી ચર્ચા સાથે સમિશ્રિત છે છતાં ધ્યાન અર્થાત્ યોગનું વિવરણ ઉત્તરાધ્યન ( અ ૩૦ શ્લોક ૩૫ ), સ્થાનાગ (સ્થા ૪ ઉદ્દેશ ૧ સૂ ૨૪૭ પૃ ૧૮૭) સમવાયાગ (સ ૪) તેમજ ભગવતીમાં ( શતક ૨૫ ઉદ્દેશ ૭ સૂ ૮૮ ) તથા પ્રજ્ઞાપના ( ધ્યાનપદ )મા છે, તેમજ આવશ્યક નિર્યુક્તિ (કાયોત્સર્ગ અધ્યયન ગાથા. ૧૪૬૨–૧૪૮૬)માં છે તેમજ સમવાયાંગ ( સ ૧૪)માં ૧૪ ગુણસ્થાનોનુ પણ વિવરણ છે. મુમુક્ષુઓની સરળતા માટે શ્રી તત્ત્વાર્થાધિગનસૂત્રકાર શ્રી ઉમાસ્વાતિ મહારાજે પ્રશમરતિ પ્રકરણ રચ્યુ, સભવિત છે કે તેમણે પ્રશમરતિ પ્રકરણ કેવળ અધ્યાત્મની ચર્ચા માટે એક જુદા પદ્ધતિબધ ગ્રથ તરીકે રચ્યું હોય કારણ કે તેમણે બધાંય તત્ત્વોનુ યુક્તિપૂર્વક પ્રતિપાદન શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રમા કરેલું હતું અને ધ્યાનનુ વર્ણન પણ ( અ ૯ સૂ ૨૭ વગેરે ) કર્યું હતું તેમની પછી થી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે ધ્યાનશતક નામના ગ્રથની રચના કરી, જેમા આગમવર્ણિત ધ્યાનનુ સ્પષ્ટીકરણ માત્ર છે શ્રીમદ્ હરિભદ્રસૂરિએ પણ ત્યાર પછી ષોડશક, યોગવિંશિકા, યોગબિન્દુ, યોગદૃષ્ટિસમુચ્ચય વગેરેમા અધ્યાત્મચર્ચા કરી અને યોગબિન્દુ વગેરેમાં જૈન પરિભાષાની યોગદર્શનની પરિભાષા સાથ સરખામણી તેમજ સમન્વય કર્યાં છે ( જુઓ યોગબિન્દુ શ્લોક ૪૧૮ તથા ૪૨૦ ) શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્ર રચ્યુ શ્રી મુનિસુંદર-

સૂરિએ અધ્યાત્મકલ્પદ્રુમની રચના કરી શ્રીમદ્ આનંદઘનજીએ અનેક પદો તથા સ્તવનો રચ્યા અને નવી ભાત પાડી ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજીએ અધ્યાત્મસાર, અધ્યાત્મોપનિષદ્, દ્વાત્રિંશિકા, જ્ઞાનસાર વગેરે ગ્રંથમાં તેમની અપ્રતિમ બુદ્ધિથી સમન્વય પૂર્વક અધ્યાત્મની-યોગની બહુ ગંભીર ચર્ચા કરી ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ ભાવનાપર શાંતસુધારસ ભાવના નામક ગ્રંથ રચ્યો ત્યાર બાદ શ્રીમદ્ ચિદાનંદજીએ પણ પદોમાં અધ્યાત્મનો રસ રેડયો છેવટ છેવટમાં શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ પણ એ જ રસ્તે ચાલ્યા. દિગંબર સાહિત્યમાં શ્રી કુંદકુંદાચાર્ય રચિત પ્રવચનસાર તથા સમયસાર એ આગમિક શૈલીના અધ્યાત્મ ગ્રંથો છે તથા શ્રી પૂજ્યપાદવિરચિત સમાધિશતક, શ્રી ગુણભદ્રાચાર્યવિરચિત આત્માનુશાસન તથા ત્યાર બાદ રચાયેલ યોગસાર જ્ઞાનાર્ણવ વગેરે અધ્યાત્મના મુખ્ય ગ્રંથો " આ બધાનો નામોલ્લેખ શ્રોતાજનો સ્વયં તેમના ગ્રંથો વાંચે અને વિચારે તે માટે છે આપ જોઈ શકશો કે અધ્યાત્મની અવિચ્છિન્ન ધારા સૈકાઓથી ચાલી આવે છે એ મુમુક્ષુઓનો ઇતિહાસ છે

ફરી કહીએ તો અધ્યાત્મ શાસ્ત્ર એ જ મોક્ષશાસ્ત્ર છે તેમાં જ મોક્ષના સાધનનો નિર્દેશ હોય તેમાં ક્રમે કરી મુમુક્ષુ ઉચ્ચ અને ઉચ્ચતર કક્ષાએ કેમ પહોંચી શકે તે બતાવવામાં આવે છે અમુક કક્ષાએ પહોચે ફરી ન પડે તેની રક્ષા માટેના પણ ઉપાયો તેમાં બતાવ્યા હોય છે માર્ગની મુશ્કેલીઓ વર્ણવી હોય છે

શ્રી તત્ત્વાર્થાધિગમસૂત્રમાં કહ્યું છે કે 'सम्यग्दर्शनज्ञान चारित्राणि मोक्षमार्गः' અધ્યાત્મજ્ઞાનમાં એ ત્રણેનો સમાવેશ કરવામાં આવે છે ज्ञानशुद्धा क्रिया अध्यात्मम् એટલે જ્ઞાન શુદ્ધ ક્રિયા તે અધ્યાત્મ વળી શુદ્ધજ્ઞાન હોય ત્યાં દર્શન હોય જ તેમજ શુદ્ધ આત્મજ્ઞાનનું ફળ વિરતિ-ज्ञानस्य फलं विरतिः એટલે શુદ્ધ આત્મજ્ઞાન હોય તો તેનું ફળરૂપ ચારિત્ર પણ અવશ્ય હોય એમ શ્રીમજી જ્ઞાનપર ભાર મૂકવામાં આવ્યો છે અહીંયા જ્ઞાન એ લૌકિક

જ્ઞાન નહિ પરંતુ મોહના ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમથી ઉપજતું આત્મ સંબંધી શુદ્ધ સંવેદન છે એટલે ચારિત્રપ્રધાન જ્ઞાન છે એ રીતે અધ્યાત્મ એ કંઈ નવો મોક્ષમાર્ગ નથી

અધ્યાત્મસારમા અધ્યાત્મની વ્યાખ્યા આવી કરી છે —

गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिनाः ॥

અર્થાત્—જેનો મોહ છૂટયો છે એવા મનુષ્યોની આત્માને આશ્રી જે શુદ્ધ ક્રિયા તેને તીર્થંકરો અધ્યાત્મ કહે છે

જેની રાગદ્વેષ રૂપ કષાયની નિબિડ ગાંઠ તૂટી છે અર્થાત્ પારિભાષિક શબ્દોમા જેના અનંતાનુબંધી કષાયો નાશ પામ્યા છે, જેણે અપૂર્વ કરણવડે અનાદિ મિથ્યાત્વની ગ્રંથિ ભેદી છે તેનામા જ અધ્યાત્મિકપણું સંભવે છે મિથ્યાત્વ અને અનંતાનુબંધી કષાયના ઉદયના અભાવને લીધે તીવ્ર પાપકર્મના પરિણામ ન હોવાથી ચોથુ ગુણઠાણું અપુનર્બંધક કહેવાય છે પરંતુ નિશ્ચયનયથી તો શુદ્ધ પ્રત્યાખ્યાનાદિક ક્રિયા પાચમા ગુણઠાણે જ સંભવતી હોવાથી અને એ રીતે શુદ્ધ જ્ઞાન, શુદ્ધ ક્રિયાથી ત્યાં જ યુક્ત થતુ હોવાથી અધ્યાત્મ પાચમા ગુણઠાણાથી જ હોઈ શકે, પરંતુ વ્યવહાર નય ઉપચારથી ચૈત્યવંદનાદિક ક્રિયાને પણ ઉપયોગી માનતો હોવાથી ૪ થે ગુણઠાણે પણ અધ્યાત્મ માને છે ખરી વાત તો એ છે કે આશંસાદિ દોષરહિત પ્રત્યાખ્યાનરૂપ અથવા અપ્રત્યાખ્યાનરૂપ ક્રિયાથી યુક્ત શુદ્ધ જ્ઞાન જ અધ્યાત્મ છે વળી અશુદ્ધક્રિયા પણ મુમુક્ષા વગેરે સારા અધ્યવસાયથી તથા દંભરહિત પણે સમભાવથી કરવામાં આવે તો શુદ્ધ ક્રિયાનો હેતુ થતી હોવાથી કદાગ્રહ રહિત મનુષ્યને અભ્યાસે અધ્યાત્મ પ્રાપ્ત કરાવે છે પરંતુ જેના અહભાવ, મમતા, દંભ, કદાગ્રહ, ક્રોધ, ઈર્ષા, દ્વેષ વગેરે ગયા નથી તે કોઈ પણ વ્યવસાયમા એકાગ્રતા સાધે તો તે વ્યવહાર યોગ છે પરંતુ પરમાર્થ યોગ નથી

જૈન પરિભાષામાં જે આત્માનુ સંસારભ્રમણ ચરમ પુદ્ગલ પરાવર્ત જેટલા પરિમાણુનુ બાકી હોય એટલે છેલ્લુ એક પુદ્ગલ પરાવર્ત જેટલુ બાકી હોય તે જ આ ગુણઠાણાને સ્પર્શે છે સાંખ્ય પરિભાષામા એને निवृत्ताधिकार प्रकृति કહે છે, ( જુઓ યોગ બિંદુ ૫ ૮૬ શ્લોક ૨૦૧ ) આ સ્થિતિ જેણે પ્રાપ્ત કરી છે તે આત્મા ઉપર મોહનુ આક્રમણ ઓછુ થતુ જાય છે અને આત્મા શક્તિશાળી થઈ મોહ ઉપર વિજય મેળવવાના પ્રયત્ન શરૂ કરે છે આધ્યાત્મિક વિકાસનુ અહીંયાં જ બી રોપાય છે આવા મનુષ્યના સ્વભાવમા આ સ્થિતિ પ્રાપ્ત થતાં ગભીર પરિવર્તન થાય છે તેનામા સ્વાભાવિક સરળતા નમ્રતા, ઉદારતા, પરોપકારવૃત્તિ, સુશીલતા, સમતા, શાંતિ વગેરે ગુણોનો આવિર્ભાવ થાય છે અર્થાત્ કષાયાદિજન્ય નૈતિક ગુણો સહજ રૂપે પરિણમે છે સમ્યક્ત્વના ઉપશમ, સંવેગ, નિર્વેદ, અનુકપા અને આસ્તિકય એ લક્ષણો તેમા માલમ પડે છે તેમા ઉત્પત્તિક્રમ આસ્તિકયથી માંડી ઉપશમ સુધીનો છે અર્થાત્ પહેલાં આસ્તિકય થાય, પછી અનુકપા પછી નિર્વેદ–અર્થાત્ સંસાર માંથી વિરક્તતા સવેગ–એટલે મોક્ષાભિલાષ અને છેવટે ઉપશમ એટલે કષાયની શાંતિ એ છે તેનુ ચિત્ત સાસારિક વસ્તુમાં પરોવવાતુ નથી તેને તેમાં રસ પડતો નથી આનો અર્થ એ નથી કે તે વ્યવહારચ્યુત થઈ જાય છે પરતુ વ્યવહારમાં તલ્લીનતા તેને થતી નથી અહભાવ રહેતો નથી, મમતા રહેતી નથી જેવી રીતે એક કવિ દુનિયાદારીનુ દરેક કામ કરતા છતાં પણ કાવ્યસૃષ્ટિમાં હમેશ રમતો માલમ પડે છે જેવી રીતે કોઈ તત્ત્વજ્ઞાની તત્ત્વવિચારણામા સતત નિમગ્ન રહે છે જેવી રીતે ગણિતજ્ઞ ગણિતના કોયડા ઉકેલવામાં મચ્યો રહે છે તેવી રીતે આ મનુષ્યની લગની–આ મનુષ્યનુ ચિત્ત-સુરતા આત્મામાં લાગી રહે છે યોગશાસ્ત્રોમાં આ અધ્યાત્મજીવનના આવાં દ્રષ્ટાંતો આપવામા આવે છે જેવી રીતે ગાય વનમા ચારો ચરે છે છતાં તેનુ ચિત્ત વાછરડામાં રહે છે જેવી રીતે એક નટ

નૃત્ય કરે છે પરંતુ તેનું ચિત્ત દોરડાપર પોતાની સ્થિરતા–સમતોલપણું ( Balance ) જાળવવામાં હોય છે જેવી રીતે પણીઆરી પાણીના બેડાં માથે મૂકી જતી હોય અને હસે, બોલે, વાતચીત કરે, તાળી દે છતાં તેનું ચિત્ત પાણીની ગાગરમા હોય છે તેવી રીતે આ પુરુષનું ચિત્ત આત્મ તરફ હમેશ વળેલું હોય છે. આપને બહુ સ્હેલાઇથી સમજાય એવો દાખલો આપું તો કોઈ રસિક નવલકથા આપ વાંચતા હો, કોઈ Romance અથવા છૂપી પોલીસની વાર્તા વાંચવામા તલ્લીન હો તે વખતે તમને થોડા સમય માટે કદાચ, નિંદ, ભૂખ, તરસ પણ જતી રહે છે અને કોઈ વ્યવસાયને અંગે કથા અધુરી મૂકી ઊઠવું પડે તો પણ તે વ્યવસાયમા ચિત્ત પરોવાતું નથી, પરંતુ એમ થયા કરેકે ક્યારે કથા વાંચવી ફરી શરૂ કરૂ, કથા ભામ વ્યવસાયમાં પણ તમારા મનમા રમ્યા કરે છે કથાચિત્રો તમારા માનસમાંથી ભૂસાતાં નથી કથાની વસ્તુ કોઈ ભૂતની માફક તમારા મનમાં વારવાર ભમ્યા કરે છે તે જ પ્રમાણે અધ્યાત્મીપુરુષનું મન ગમે તે વ્યવસાયમા પણ આત્મામાં લાગી રહે છે ટૂકમાં કહીએ તો જૂદા જૂદા કારણે જૂદા જૂદા પ્રકારની વિવશતા થાય છે તેને મળતી પણ કંઈક રીતે ભિન્ન આવા પુરુષમા સ્વરૂપરમણતા થાય છે

કોઈ પ્રેમીનો દાખલો લ્યો કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલી જૂદી જૂદી દશાઓમા થઈ છેવટ તે મૂર્છા અને મૃત્યુ પામે છે જો તે તેનું ધ્યેય પ્રાપ્ત કરી શકતો નથી તે જ પ્રમાણે અધ્યાત્મી પુરુષ પણ જો પોતાનું ધ્યેય વિક્ષેપરહિત નિશ્ચિતરૂપે પ્રાપ્ત કરી શકતો નથી તો તેને પણ તેનો ઉન્મની ભાવ સંસારમાથી એકદમ બહાર નિકળી જવા પ્રેરે છે આપણે જેને એક પ્રકારનો ઉન્માદ કહીયે છીએ તેવો તેને ઉન્માદ થાય છે પરંતુ આ તો અધ્યાત્મીની મસ્ત દશા છે, એ મસ્તદશામા તે ખાતું, પીતું, સુખ દુ ખ, નિંદ, ઉજાગરો કઈ સમજતો નથી શહેર કે જંગલ વચ્ચે તેને ભેદ રહેતો નથી સ્વજન કે

દુશ્મન વચ્ચે તેને અંતર રહેતું નથી દુનિયામાં તે આત્મા અથવા તો કહીયે તો પરમાત્મા સિવાય બીજુ કંઈ જોતો જ નથી આ સ્થિતિમા તેનું વર્તન સંસારી મનુષ્યોને વિચિત્ર લાગે છે પરંતુ આવા અધ્યાત્મી પુરુષોનો માર્ગ અનેરો જ હોય છે લાખો પુરુષોમાં પરમાધ્યાત્મિક કોઈ એક વિરલ જ નિપજે છે અને સંસારી મનુષ્યોનું એક મિથ્યાભિમાન છે કે તેવા પુરુષને પણ તેઓ પોતાને કાટલે તોળવા માગે છે એવુ કોઈ તોલ નથી, એવુ કોઈ માપ નથી એવી કોઈ શક્તિ નથી કે જે વડે આધ્યાત્મિક પુરુષના અધ્યાત્મની કક્ષા (Degree) માપી શકાય.

અધ્યાત્મજીવનના ત્રણ વિભાગ કરીએ તો —

(૧) ૪-૫ ગુણઠાણાની એટલે ગૃહસ્થોની પહેલી કક્ષા

(૨) ૬-૭ ગુણઠાણાની એટલે ત્યાગી સાધુની બીજી કક્ષા અને

(૩) ૮ થી માંડી ઉપરના ગુણઠાણા સુધાની એટલે શ્રેણીરૂઢ કેવળી તથા અયોગી કેવળીની ત્રીજી કક્ષા કરી શકાય

અથવા મુખ્યત્વે ૧૩ મા ૧૪ મા ગુણઠાણાની એટલે સયોગી કે અયોગી કેવળીની ત્રીજી કક્ષા કરી શકાય

સદાચાર પૂર્વક નિર્લેપ રહી વ્યવહાર સાચવવો એ પહેલી દશા છે અધ્યાત્મના ઘેરા રંગ નિરખવા-અપ્રમત્ત દશા અનુભવવી એ બીજી કક્ષા છે અને કેવળજ્ઞાનની ત્રીજી કક્ષા છે કેવળજ્ઞાન પૂર્વે સાધક દશા છે કેવળજ્ઞાન એ સિદ્ધ યોગીની દશા છે વળી ૭ મા ગુણઠાણા સુધી યુજનયોગીનું અધ્યાત્મજીવન છે અને કેવળજ્ઞાન થયા પછી યુક્ત યોગીનુ-જીવનમુક્તિનું અધ્યાત્મજીવન હોય છે શ્રી હરિભ સૂરિએ યોગબિન્દુ ગ્રથમા તેમજ શ્રીયશોવિજયજીએ યોગ ભેદદ્વાત્રિંશિકામા અધ્યાત્મમાર્ગને પાચ ભૂમિકાઓમા વિભક્ત કરેલુ છે તેના નામ (૧) અધ્યાત્મ (૨) ભાવના (૩) ધ્યાન (૪) સમતા અને (૫) વૃત્તિસંક્ષય-એમ આપ્યા છે યોગદર્શનકાર

પતંજલિ-આ પહેલી ચાર ભૂમિકાને સંપ્રજ્ઞાત સમાધિ કહે છે અને છેવટની ભૂમિકાને અસંપ્રજ્ઞાત સમાધ કહે છે

વળી યોગદૃષ્ટિ સમુચ્ચયમા શ્રીહરિભદ્રસરિએ આધ્યાત્મિક વિકાસના પ્રારભ પૂર્વેની સ્થિતિને ઓઘદૃષ્ટિ કહે છે અને તેમણે આધ્યાત્મિક વિકાસ મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાતા, પ્રભા અને પરા એ આઠ દૃષ્ટિમા વિભક્ત કરી દેખાડયો છે આ આઠ દૃષ્ટિઓ ઉત્તરોત્તર ઉચ્ચ-ઉચ્ચતરને ઉચ્ચતમ સ્થિતિ દેખાડે છે વળી એક એક દૃષ્ટિમાં पातञ्जल योगदर्शनमा વર્ણવેલા યમ-નિયમ-આસન-પ્રાણાયામ-ધારણા-ધ્યાન-સમાધિ એમ એક એક યોગના અંગનો સબધ મુખ્યપણે દેખાડયો છે પહેલી ચાર દૃષ્ટિઓ અધ્યાત્મની પ્રારભિક અવસ્થારૂપ હોઈ એમાં મોહ-અવિદ્યાનો અલ્પાશ રહે છે અને તેને અવેદ્ય-સવેદ્ય પદ કહે છે અને ત્યાર પછીની ચાર દૃષ્ટિઓમાં અવિદ્યાનો અશ રહેતો ન હોવાથી તેને વેદ્ય-સવેદ્ય પદથી વર્ણવે છે વળી પાછળની ચાર દૃષ્ટિઓના આધ્યાત્મિક વિકાસને ઈચ્છા યોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્ય યોગ-એવી ત્રણ યોગભૂમિકામાં તેઓથી વિભક્ત કરે છે જે જ્ઞાનવાન છે છતા પ્રમાદને વશ થઈ શુદ્ધ ક્રિયામાં પ્રવૃત્તિ કરી શકતો નથી એવા મનુષ્યનો શુદ્ધ ક્રિયા કરવાનો ઉત્કટ અભિલાષ તે ઇચ્છાયોગ, ઉત્કૃષ્ટ શ્રદ્ધા અને બોધવાળા તથા અપ્રમાદી એવા ત્યાગીનું યથાશક્તિ આગમાનુસાર શુદ્ધ ધર્મ ક્રિયામા આચરણ તે શાસ્ત્રયોગ અને સાધ્યમાર્ગના સાધનોને શાસ્ત્રોથી સૂક્ષ્મરીતે જાણી ઉત્કૃષ્ટ સામર્થ્યનો વિકાસ થતા શાસ્ત્રોથી ન પ્રાપ્ત કરી શકાય એવા અનુભવ માર્ગ ઉપર પહોચવુ તે સામર્થ્ય યોગ આ સામર્થ્ય યોગ "પ્રાતિભજ્ઞાન"નો વિષય છે પ્રાતિભજ્ઞાન કેવળજ્ઞાનરૂપ સૂર્યના પૂર્વભાવી અરુણોદય સમાન છે અન્યદર્શનીઓ તેને ઋતભરા, તારક વગેરે નામોથી ઓળખે છે (જુઓ યોગદૃષ્ટિ સમુચ્ચય અને શ્રી યશો વિ॰ કૃત ૧૯ મી બત્રીશીનો ૮ મો શ્લોક) તે જ

પ્રથમા તેઓશ્રીએ ચાર પ્રકારના યોગીઓનુ વર્ણન કરી યોગશાસ્ત્રના અધિકારી કોણ થઈ શકે તે પણ બતાવ્યુ છે એ આઠ દષ્ટિના વિષય પર ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ ૨૧ થી ૨૪ એ ચાર દ્વાત્રિંશિકા લખી છે અને ગુજરાતીમા આઠ દૃષ્ટિની સજ્ઝાય રચી છે શ્રીહરિભદ્રસૂરિએ યોગવિંશિકા માં અધ્યાત્મની પરિપકવદશાનુ વર્ણન કર્યુ છે યોગના અધિકારી ત્યાગી જ માન્યા છે ત્યાગી ગૃહસ્થ તેમજ સાધુની આવશ્યક ક્રિયાને યોગરૂપ બતાવી તે દ્વારા આધ્યાત્મિક વિકાસની ક્રમિક વૃદ્ધિ વર્ણવી છે તેમણે વળી સ્થાન, શબ્દ, અર્થ, સાલબન અને નિરાલબન એમ યોગની પાચ ભૂમિકા બતાવી પહેલી બે ભૂમિકાને કર્મયોગ અને પાછલી ત્રણને જ્ઞાનયોગ તરીકે વર્ણવી છે વળી દરેક ભૂમિકામા ઇચ્છા, પ્રવૃત્તિ સ્થૈર્ય અને સિદ્ધિદ્વારા આધ્યાત્મિક વિકાસની તરતમતા દેખાડી છે, અને છેવટ એ પ્રકારે આધ્યાત્મિક માર્ગના-અધ્યાત્મ સોપાનના ૮૦ પગથિયાં વર્ણવ્યા છે જેથી પ્રત્યેક યોગાભ્યાસી પોતાની મેળે વિચારી શકે કે તે કયા પગથિયા પર છે

શ્રીમદ્ હરિભદ્રસૂરિ પછી શ્રીમદ્ હેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રની રચના કરી અને તેમાં અષ્ટાગ યોગના યમ-નિયમ વગેરે અગોને સ્થાને તેમણે તેમના પ્રથમા જૈન આચારનુ વર્ણન કર્યુ ને પછી સમાધિ પર્યતના અગોનું વિવરણ તેમણે કર્યુ છે ધ્યાનના-ધર્મધ્યાન, શુક્લ ધ્યાન વગેરે પ્રાચીન ભેદો ઉપરાત પિડસ્થ, પદસ્થ રૂપસ્થ અને રૂપાતીત એવા ચાર પ્રકાર પાડી ચારેનું વર્ણન કર્યુ છે, જે શુભચદ્રાચાર્યકૃત જ્ઞાનાર્ણવમાંના વર્ણનને મળતું છે વળી હઠયોગ, રાજયોગ, મત્રયોગ અને લય યોગ-એવા યોગના ચાર પ્રકાર બતાવી લયયોગ તથા રાજયોગ પર તેમણે ભાર મૂકયો છે તથા તેમણે સ્વાનુભવથી મનના (૧) વિક્ષિપ્ત (૨) યાતાયાત (૩) શ્લિષ્ટ અને (૪) સુલીન-એવા ચાર પ્રકારનું વર્ણન કરી પોતાની શક્તિનો પરિચય આપ્યો છે આની

સાથે યોગસૂત્રના ભાષ્યકારે વર્ણવેલી ચિત્તની પાંચ ભૂમિકાઓ (૧) ક્ષિપ્ત (૨) મૂઢ (૩) વિક્ષિપ્ત (૪) એકાગ્ર અને (૫) નિરુદ્ધ સરખાવવા જેવી છે, હવે અધ્યાત્મ કલ્પદ્રુમ, અધ્યાત્મસાર વગેરેના વિષયનું વર્ણન કરી આપનો સમય નહિ લઉં એક જ વાત કહી દઉં કે અધ્યાત્મસારના યોગાધિકાર તથા ધ્યાનાધિકારમા મુખ્યત ભગવદ્ગીતા તથા પાતંજલ સૂત્રનો ઉપયોગ કરી જૈન પ્રક્રિયા સાથ સમન્વય કરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે એ કાળ જૂની વાતો નવા નવા રૂપમા ગ્રંથ કર્તાઓએ પોતાના અનુભવ ઉમેરી વર્ણવી છે ખરુ કહીયે તો અધ્યાત્મજ્ઞાન એ ઉપદેશનો ભાગ્યે જ વિષય હોઈ શકે એ અનુભવથી જ મેળવી શકાય છે આધ્યાત્મિક જીવનમા ઊંચી કક્ષાએ પહોંચેલા મહાત્માઓ અધિકારીને દિશાસૂચન જ કરી શકે જે જે એ માર્ગે ચાલે છે તે તે જ સાનંદ અવનવા અનુભવો અનુભવે એમા જોઈએ નિડરતા, એકતાપ્રયતા, ઉદ્યમ, ખંત, સહિષ્ણુતા એકાગ્રતા, સાધ્યની સતત ભાવના ' સ્વાનુભવ એ સ્વયં પ્રકાશ દીપક છે અને જેમ જેમ મનુષ્ય તેને આધારે આગળ વધે છે તેમ તેમ તે માર્ગને આગળ અને આગળ પ્રકાશે છે અને જો એકાગ્રતાથી સતત પ્રવૃત્તિ કરવામા આવે તો તે મનુષ્યને લક્ષવેધી બનાવે છે તેના સાધ્યની સિદ્ધિ કરાવે છે હવે હું એક બીજા પ્રશ્ન પર આવીશ અને તે એ કે—

## આધ્યાત્મિક માણસની પ્રવૃત્તિ કેવી હોય ?

' હું પૂછીશ કે પ્રવૃત્તિ એટલે શું ? પ્રવૃત્તિનો અર્થ કોઈ પણ દિશા તરફ જવુ એ જ હોય તો આધ્યાત્મિક માણસનું લક્ષ આત્મા હોઈ તે તેના તરફ જ હમેશ જાય છે બાકી સાંસારિક વસ્તુઓ તરફની અભિરુચિ જે મનુષ્યને હોય અને તે મેળવવાને પ્રયત્ન કરે તેને જ પ્રવૃત્તિ કહેતા હો અથવા વિષયસુખની પ્રાપ્તિ એને પ્રવૃત્તિ કહેતા હો તો મે પ્રથમ વર્ણવેલી ત્રણ કક્ષામાથી બીજી અને ત્રીજી કક્ષાના આધ્યાત્મિક પુરુષની તેવી સાંસારિક પ્રવૃત્તિ હોઈ શકે જ નહિ. છતાં

અનિવાર્યરૂપે તેને પ્રવૃત્તિ કરવી પડે તો નિવૃત્તિમય પ્રવૃત્તિ કેવી હોય એનો ઉલ્લેખ શ્રી ઉત્તરાધ્યયનમાં (અધ્યયન ૨૪ માં) અષ્ટ પ્રવચન માતાનું વિવરણ કરવામાં આવ્યું છે તે આ છે વળી યશોવિજયજી મહારાજે સમાધિશતકના અનુવાદમાં કહ્યું છે કે —

अभिनिवेश पुद्गल विषय ज्ञानीकू कहे होत ।
गुणकोभी मद मिट गयो, प्रगट सहज उद्योत ॥
धर्म क्षमादिकभी मिटै प्रगटत धर्म संन्यास ।
तौ कल्पित भव भावमें क्यूं नहि होत उदास ॥

અર્થાત્—આત્મજ્ઞાનીને પુદ્ગલ વિષયક અભિનિવેશ-આગ્રહ કેવી રીતે હોય ? તેને તો ગુણોનું અભિમાન પણ જતું રહે છે જેને આત્માનો સ્વભાવિક પ્રકાશ થયો છે તેને હું વિદ્વાન છું, હું જ્ઞાની છું એ પ્રકારનું સંવેદન જ થતું નથી, કારણ કે બાહ્ય વિદ્યાવડે વિદ્વાન અથવા જ્ઞાનવડે જ્ઞાની થયાનું સંવેદન ત્યારે જ સંભવે કે જો તેને પોતાના આત્મા સાથે ગુણગુણીરૂપ ભેદનું ભાન થાય.

ક્ષમા વગેરે ગુણો પણ તે જ કારણે સંભવતા ન હોવાથી તેને તે તે પ્રકારના ગુણોનો સંન્યાસ-ત્યાગ હોય છે આ પ્રકારનો જ્ઞાની સંસારરૂપ બાહ્યભાવમાં ઉદાસ હોય તેમાં નવાઈ શી ? તેને તો ક્ષાયિક ભાવે આત્મધર્મ પ્રકટ થાય છે ઔદયિક ભાવે જે જે ક્રિયાઓ ઉદયમાં આવે તે તે જ્ઞાની બાહ્યવૃત્તિથી કરે છે પણ અંતરથી તે ન્યારો વર્તે છે એમ દરેક કાર્ય પ્રસંગમાં પણ અંતરના ઉપયોગની ધારા જુદી જ હોય છે તેનો શુદ્ધ આત્મા ભાવ દયામય હોય છે તેથી બાહ્યભાવમાં સંસારની કોઈ પણ વસ્તુમાં તેને રાગ દ્વેષ પરિણમતો નથી સર્વ બાહ્યપદાર્થોમાં તે ઉદાસીનતા ધારણ કરે છે એવી સહજ સ્વભાવે તેની પ્રવૃત્તિ હોય છે

હવે રહ્યો પહેલી કક્ષાના આધ્યાત્મિક પુરુષોનો પ્રશ્ન કોઈ એક મનુષ્યે મહાશ્રમે કોઈ અમૂલ્ય રત્ન મેળવ્યું હોય તો તે સાચવી રાખવા તે હમેશ કેવો પ્રયત્ન કરે ? પહેલી કક્ષાના પુરુષની પ્રવૃત્તિ તેવી જ હોય છે તે મેળવેલી આધ્યાત્મિક જ્યોતિને જરી પણ ઝાંખી થવા દેતો નથી અને ઉલટું તેને હમેશ વિશેષ સતેજ કરવાના પ્રયત્નો સેવે છે અલ કાંગિક બાધા મૂકી દઈએ તો તેવા આધ્યાત્મિક પુરુષની પ્રવૃત્તિઓ એવી હોય છે કે તેના અધ્યાત્મજીવનને વિઘાતક ન નિવડે તે એવા મહારભના અને મહાપરિગ્રહના કાર્યોમા પોતાને ગુચાવા દેતો નથી કે જેથી સમયભર પણ આત્મરમરણ શકય ન થાય અગર સસારમાં રહી તે સ્વકુટુમ્બ અને સ્વજનના પરિપાલનાર્થે કોઈ પણ વૃત્તિ અથવા ધધો કરે છે તો હમેશ તે એટલી સભાળ રાખે છે કે એ વૃત્તિ એવી ન હોય કે જેથી તેનુ આત્મજીવન ઝાંખુ પડે આ દિશા સૂચન પરથી આપ પોતે પોતાની મેળે નિર્ણય કરી શકશો કે એક આધ્યાત્મિક વ્યાપારી પોતાનો વ્યાપાર કેવી રીતે કરે—એક આધ્યાત્મિક ડૉકટર અથવા વકીલ પોતાનો ધધો કેવી રીતે કરે એક આધ્યાત્મિક રાજા અથવા મત્રી પ્રજા પરિપાલન કેવી રીતે કરે તેમનામાં સ્વાર્થ એવા પ્રબલ નથી થતો કે જેને લઈને તે બીજાના સ્વાર્થનો ઘાત કરે તેમની વૃત્તિ એવી નથી થતી કે જે અન્યને પીડાકારી હોય. તેમનામાં કારુણ્યભાવ હોય છે ઔદાર્ય હોય છે સમદર્શિતા હોય છે તથા ન્યાયનિષ્ઠતા જાણે અજાણે પણ કોઈને દુખ અથવા પરિતાપ થવામાં પોતે નિમિત્તભૂત થતો હોય તો તેનુ હૃદય તેને ડખે છે તેને પોતાને પરિતાપ થાય છે જાણીને તો તેવુ અકાર્ય તે કદી કરતો જ નથી તે પોતે હમેશ સહન કરી લેવાને તૈયાર હોય છે અને બીજાને સહન કરવુ પડે તેમાં રાજી હોતો નથી તેની ભાવના હમેશ સર્વે સુખી રહે—" सर्वेऽपि सुखिन भवतु लोका " એ જ હોય છે. કદાચ સયોગને વશ આવુ જીવન જો તે જીવી શકતો નથી તો જો તેનો અધ્યાત્મરગ પાકો જ હોય છે તો તે ઘર–બાર, ગ્રામ, શહેર

અને છેવટે સંસાર પણ છોડી દે છે તેને પરંતુ પૌદ્ગલિક વસ્તુમાં રાચી અન્યને દુ:ખ અથવા પરિતાપના કારણભૂત થઈ મહાજ્ઞાનથી મેળવેલુ અધ્યાત્મજીવન પોતાના હાથમાંથી તે સરી જવા દેતો નથી. અલબત આ પ્રથમાવસ્થાના દરેક અધ્યાત્મી પુરુષ આવા જ હોય છે અથવા તેમનુ માનસ અનાદિકાળના પૂર્વ સંસ્કારના બળ-વાસનાના બળે થતી સહજ પ્રેરણાઓ અને વર્તનમાં સાપેક્ષ આત્મજીવનની પ્રેરણાઓ વચ્ચે તુમુલ યુદ્ધ અનુભવતું નથી-એમ નથી કેટલાક વિરલા પુરુષો તેમાં વિજય મેળવી ઉપર વર્ણવ્યુ છે તેમ આગળ વધે છે અને કેટલાક પરાસ્ત થઈ પામર જીવન આદરે છે, પરંતુ એ સનાતન સત્ય છે કે જેને એક વખત પણ આત્માની જ્યોતિની ઝાંખી થઈ છે તે ભવિષ્યમાં અનુકૂળ સંયોગ મળતા અવશ્ય અધ્યાત્મ માર્ગે જ પ્રવર્તે છે તે ક્યારે પ્રવર્તશે તે ન કહી શકાય. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહ્યુ છે કે "योगिना श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते" જૈનશાસ્ત્રોમાં પણ કહ્યુ છે કે જેને સંસાર ચરમપુદ્ગલ પરાવર્તન પરિમાણ જેટલા જ બાકી રહ્યો હોય તે જ સમ્યક્ત્વને સ્પર્શે છે અર્થાત્ આત્માની જ્યોતિ જોઈ શકે છે આ ઉપરથી આધ્યાત્મિક પુરુષોએ ગાફેલ બનવાનું નથી કે ભવિષ્યમાં કોઈ એક સમય તેઓ અધ્યાત્મ માર્ગ પુન ગ્રહણ કરી મોક્ષ પ્રાપ્ત કરશે જ ઘણી વેળા મનુષ્યને અધ્યાત્મજીવન સ્પર્શ્યાનો ભ્રમ થાય છે ઘણા માની લે છે કે તેમણે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યુ છે

સમ્યક્ત્વ એવી કોઈ મામૂલી ચીજ નથી કે ગમે તે મનુષ્ય તે મેળવી લે સમ્યક્ત્વ છે કે નહિ એનો નિશ્ચય દિવ્યજ્ઞાનથી જ થઈ શકે છે અધ્યાત્મસારમાં ( પ્રબંધ ૧ લો શ્લોક ૪૨ ) કહ્યુ છે કે 'भावभेदस्तु दुर्लक्ष्यो नोपयुज्यते -અર્થાત્ પરિણામ થયો છે કે નહિ તે જાણવુ મુશ્કેલ હોવાથી તે વ્યવહારમાં અનુપયોગી છે માટે અધ્યાત્મીની ફરજ છે કે ગાફેલપણામાં પોતાનું ધ્યેય ચૂકી ન

જાય. તેમજ કદાચ સમ્યક્ત્વ પ્રાપ્ત થયુ ન હોય અને તે પુરુષ માર્ગાનુસારી જ હોય તો પણ જો તે ઉપશમ, નિર્દંભતા, ધર્મપ્રિયતા વગેરે ગુણોથી યુક્ત હોય અને અશુદ્ધ ક્રિયા કરતો હોય તોય તે અશુદ્ધક્રિયા વૈરાગ્ય તથા અભ્યાસના બળે શુદ્ધક્રિયાના કારણરૂપ બનતી હોવાથી તેની અને દરેક અધ્યાત્મીની ફરજ છે કે તેણે શુદ્ધજ્ઞાન અને શુદ્ધ ક્રિયા રૂપ અધ્યાત્મમાં સાવધાનપણે સતત પ્રવૃત્તિ રાખવી જેથી કામાદિ કષાયોને આત્મા પર આક્રમણ કરવાનો અવકાશ ન મળે કહ્યુ છે કે—

> यावज्जीव सदा काल नयेदध्यात्मचिन्तया ।
> किञ्चिन्नावसरं दद्यात् कामादीनां मनागपि ॥

શ્રી ભગવદ્ગીતામાં પણ કહ્યુ છે કે—

> आरुरुक्षुर्मुनिर्योग, श्रयेद् बाह्यक्रियामपि ।
> योगारूढ शमादेव शुद्धयत्यन्तर्गतक्रियः ॥

અર્થાત્—યોગપ્રાપ્તિની ઇચ્છાવાળો અથવા અધ્યાત્મનો પ્રારભ કરનાર બાહ્ય ક્રિયાનો પણ આશ્રય લે, પરતુ યોગારૂઢ તો શમ-ઉપશમના બળે જ અંતર્મુખ દૃષ્ટિવાળો થઈ શુદ્ધ થાય છે

હવે અધ્યાત્મજીવનમા ભાવનાઓ કેવી રીતે ઉપયોગી છે તેનું સંક્ષેપમાં વિવરણ કરીશુ ભાવના ઉપર જોઈ ગયા તેમ અધ્યાત્મ પછીની ભૂમિકા તથા ધ્યાન તથા સમતા પૂર્વેની ભૂમિકા છે ભાવના એટલે ધ્યેયની રટના—ધ્યેયના વિચારની શ્રેણિ—ધ્યેયમા તલ્લીનતા, જ્યારે એક મનુષ્યને કોઈ પ્રકારનો ના૦ લાગે છે ત્યારે સ્વાપણે તેને, તેને માટે ભાવના ભાવતો—રટના કરતો કહી શકીએ કોઈ મનુષ્યને ધનપ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા સતત રહે છે ત્યારે મનુષ્ય પોતાના ધ્યેયનો દરેક સ્થળે સાક્ષાત્કાર કરે છે આ ધ્યાનસિદ્ધિ છે

ભક્ત પોતાના ઇષ્ટ દેવતાના દર્શન દરેક સ્થળે કરે છે દરેક મનુષ્યમાં, દરેક પ્રાણીમાં તેને પોતાના ઇષ્ટ દેવતાનાં જ દર્શન થાય છે ખરેખર આવી આવી ભાવનાઓથી મનુષ્યની દશા સામાન્ય મનુષ્યને બુદ્ધિગમ્ય રહેતી નથી સામાન્ય મનુષ્યો આવા ભાવના ભાવિત ધ્યાની આત્માને ઘેલો કહે છે પરંતુ એવી ધૂનવાળા મનુષ્યનું જીવન તો એ ધૂન પર જ અવલંબે છે એ દિવાના મનુષ્યને પોતાની દિવાનીમાં જ આનંદ મળે છે આ ભાવનાઓ ધ્યેયની પ્રાપ્તિ તેમજ રક્ષા માટે અતિ ઉપયોગી છે ધ્યાનધારાની પણ આનાથી જ રક્ષા થાય છે કહ્યું છે કે—

आत्मानं भावयन्नाभिः भावनाभिर्महामतिः ।
त्रुटितानपि सघत्ते विशुद्धध्यानसन्ततिम् ॥

આવી ભાવનાઓથી આત્માને ભાવતા તૂટેલી ધ્યાનધારાને પણ મનુષ્ય સાધી શકે છે આત્મધ્યાનની ભાવનાથી રક્ષા થાય છે

આત્મધ્યાનની શુદ્ધિ માટે અધ્યાત્મકલ્પદ્રુમ તથા શ્રીહરિભદ્રસૂરિકૃત ષોડશક પ્રકરણમાં મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય એ ચાર ભાવના દેખાડી છે એના અર્થ આ શ્લોક પરથી સમજાશે.

परहितचिन्ता मैत्री,
परदु खविनाशिनी करूणा ।
परसुखतुष्टिर्मुदिता,
परदोषोपेक्षणमुपेक्षा ॥

—અધ્યાત્મ કલ્પદ્રુમ ૧-૧૨

તેમજ—

> सत्त्वेषु मैत्री गुणिषु प्रमोदं,
> क्लिष्टेषु जीवेषु कृपापरत्वम् ।
> माध्यस्थभावं विपरीतवृत्तौ,
> सदा ममात्मा विदधातु देव ! ॥
> अमितगतिकृतद्वात्रिंशिका.

વળી મનોનિગ્રહ માટે, નિર્વેદ તથા સંવેગ માટે તેમજ આત્મધ્યાનની શુદ્ધિ માટે અર્થાત્ શુદ્ધાત્માના સંવેદન માટે ઉપયોગી બાર ભાવનાઓ જૈનશાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે તેનો નામોલ્લેખ માત્ર અત્રે કરું છું

| | | |
|---|---|---|
| (१) अनित्य | (२) अशरण. | (३) एकत्व |
| (४) अन्यत्व. | (५) अशुचित्व | (६) संसार |
| (७) आश्रव | (८) संवर. | (९) निर्जरा. |
| (१०) लोकस्वरूप | (११) सद्गुस्वरूप. | (१२) दुर्लभबोधित्व |

(બોધિદુર્લભ ભાવના)

આનું સંક્ષિપ્ત વિવરણ શ્રી ઉમાસ્વાતિજી કૃત પ્રશમરતિપ્રકરણમાં છે (શ્લોક ૧૫૧ થી ૧૬૨)

અધ્યાત્મભાવ અથવા આધ્યાત્મિકતાની ઓળખ બહિર્ભાવ કેવો હોય તે વિચારવાથી પણ થઈ શકે ભવાભિનન્દી અને તેની ક્રિયા અત્ર વર્ણવીશુ

> आहारोपाधिपूजर्द्धिगौरवप्रतिबन्धत ।
> भवाभिनन्दी यां कुर्यात् क्रियां साऽध्यात्मवैरिणी ॥

અર્થાત્—આહાર, ઉપાધિ પૂજા, ઋદ્ધિ અને ગૌરવતાના પ્રતિબંધથી (પામવાના નિશ્ચયથી) ભવાભિનન્દી પ્રાણી જે ક્રિયા કરે છે તે ક્રિયા અધ્યાત્મની વૈરિણી–શત્રુરૂપ છે

**क्षुद्रो लोभरतिर्दीनो मत्सरी भयवान् शठ' ।**
**अज्ञो भवाभिनन्दी स्यात् निष्फलारम्भसङ्गतः ॥**

અર્થાત્—ક્ષુદ્ર (તુચ્છ) લોભને વિષે પ્રીતિવાળો, ધન, મત્સરવાન, ભયવાન્, શઠ (માયાવી) અજ્ઞાની અને નિષ્ફળ આરંભમાં પ્રવૃત્ત થયેલો એવો પ્રાણી ભવાભિનંદી જાણવો

તરુણ પુરુષ અને તરુણ સ્ત્રીના હાસ્ય કેલિ આદિના આનંદનો અનુભવ જેમ બાળકને હોતો નથી તેવી જ રીતે બહારની દુનિયામા રચ્યા પચ્યા રહેનારને અધ્યાત્મજ્ઞાનના સુખનો અનુભવ થતો નથી

બહિરાત્માઓને સુખ, કૌતુક, ચમત્કાર અવનવા દેખાવો—નાટક, સિનેમા ઇત્યાદિમા થાય છે તેમને એક નાટક જોયા પછી બીજું અને બીજું જોયા પછી ત્રીજું જોવાનું મન થાય છે સિનેમાની અવનવી ફિલમો જોવાની તેમને સતત ઉત્કંઠા રહે છે આ બધુ સામાન્ય દૃષ્ટિએ વિવરણ સમજવુ આનો ભાવાર્થ એ નથી કે નાટક કે સિનેમા જોનાર આત્મજ્ઞાની હોઈ શકે જ નહિ કે થઈ શકે જ નહિ નાટક સિનેમા તો ઉદાહરણો છે

ષડ્રસભોજનની સતત ચિંતા ભોજનના આમંત્રણો માટે સતત ઉત્કંઠા, પ્રેરણા વગેરે જેને જેને થાય છે તે તેટલા કાળસુધી તો આત્મજ્ઞાની નથી થયા એ ચોક્કસ વાત છે હા! એ અવશ્ય છે કે મનુષ્ય જીવનમાં તેના માનસમા પણ દ્વૈધી ભાવ હોય છે

આત્મજ્ઞાન અને બહિર્ભાવ વચ્ચે સતત ખેંચતાણ (Tug of War) જોવામાં આવે છે એવા મનુષ્યો માટે કહી નહિ શકાય કે એ

કઈ તરફ ઝુકશે પરતુ એવી એ ચતાણ પણ ભાગ્યશાળી પુરુષોના જીવનમા જોવામાં આવે છે એ દેખાડે છે કે એમની—જો એક નવા શબ્દના પ્રયોગ કરવાની છૂટ લઈ શકુ તો—'આત્મસંજ્ઞા' જાગી છે દરેક અગી પ્રાણીઓ આહાર, નિદ્રા, ભય, મૈથુન (અથવા જૈનો પ્રમાણે નિદ્રાને સ્થાને પરિગ્રહ) એવી ચાર સંજ્ઞા અવશ્ય હોય છે કહ્યુ છે કે—

आहारनिद्राभयमैथुनं च सामान्यमेतत् पशुभिर्नराणां।
धर्मो हि तेषामधिको विशेषो धर्मेण हीनाः पशुभिः समानाः॥

આ કવિએ મનુષ્યને જ કાર્યાકાર્યનો વિવેક કરનાર કહી એની વિશેષતા બતાવી છે હું મનુષ્યમા પણ આત્મજ્ઞાનીની વિશેષતા આત્માના ભાનથી કહું છુ જેને સાચી રીતે આત્માનું ભાન થયું છે તેને ધીમે આત્માનું ધ્યાન થવા માંડે છે અને છેવટે આત્મામાં તલ્લીનતા પ્રાપ્ત થાય છે

બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા

મનુષ્યમા આત્મજ્ઞાનની અપેક્ષાએ ત્રણ વિભાગ થઈ શકે બહિરાત્મા, અતરાત્મા અને પરમાત્મા વળી એક જ આત્મામા અવસ્થા વિશેષે પણ ત્રણે પ્રકાર સંભવે છે એક મનુષ્ય આજે અત્યત વિલાસમાં નિમગ્ન હોય—એક મનુષ્ય ચક્રવર્તીનાં સુખ ભોગવતો હોય. સાધારણમા સાધારણ કારણ નિમિત્ત મળતા તેની દૃષ્ટિ અતર્મુખ થાય ભરત ચક્રવર્તીને દર્પણમાં જોતા મુદ્રિકાહીન અંગુલિ નિસ્તેજ લાગી એ જોતાં તેમણે કને સર્વ આભૂષણો ઉતાર્યા શરીરપરથી મોહ છૂટ્યો દૃષ્ટિ અંતર્મુખ થઈ અને અંતર્મુહૂર્તમાં આત્મધ્યાનમા લીન થતાં સર્વે આવરણોને છેદી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું સાધારણમાં સાધારણ નિમિત્ત, મનુષ્યને કેમ અંતર્મુખ કરે છે તેના અનેક દાખલા છે મરુદેવા માતા હાથીની અબાડી પરથી શ્રીઋષભદેવ ભગવાનના સમવસરણની ઋદ્ધિ

સાંભળી અત્યંત આનંદિત થયાં. પુત્રના પ્રેમથી આનંદાશ્રુની ધારા વહેતાં આંખનાં પડળ ટળી ગયાં વળી વિચાર થયો કે જેને માટે સતત શોક કરતી હતી તે તો આ રા સુખમાં છે એ એના ઉત્તમ ભાવના ભાવતાં કેવળ જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષે ગયાં. अंतगडदशांगमां આમ અલ્પ સમયમાં અંતકૃત્ કેવળી થઈ સિદ્ધ થનારા અનેકનાં દૃષ્ટાંતો છે સાચી ભાવના થઈ અને સિદ્ધિ પ્રાપ્ત કરી— यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी' એટલે—સાચી ભાવના થતાં ધ્યાન થાય છે તેમાંથી સમતા અને તેમાંથી વૃત્તિસંક્ષેપ થતાં કૈવલ્ય તથા મોક્ષ થાય છે

પરંતુ આજકાલ ઉત્કટ વૈરાગ્ય, ઉત્કટ ભાવના યોગમજીઠના રંગ જેવો અધ્યાત્મનો રંગ બહુ થોડાને જ લાગે છે અને અધ્યાત્મ નિંદ્ય છે 'कलौ अध्यात्मिनो भान्ति फाल्गुने बालका यथा' હોળીમાં બાળકો ગમે તે બોલી આનંદ મેળવે છે તેમ જ આજ કાલ શુષ્ક વેદાન્તીઓની જેમ શુષ્ક અધ્યાત્મજ્ઞાનીઓ તેમના ઉપદેશ અને ચારિત્ર વચ્ચેના વિરોધને લઈને નિંદ્ય છે અધ્યાત્મ જ્ઞાનના ઉમેદવારો કહેશે કે એ તો ઠીક, પરંતુ આત્મા—ચેતન તો નજરે પડતું નથી તો અમારે કેવું વર્તન રાખવું કેવી રીતે અદૃશ્ય આત્માને શોધવો, તેનો જવાબ છે કે —

अचेतनमिद दृश्यमदृश्य चेतन तत ।
क्व रुष्यामि क्व तुष्यामि मध्यस्थोऽहं भवाम्यत ॥

देखे सो चेतन नहि, चेतन नहि देखाय,
रोष तोष किनसु कर, आपही आप बुझाय।

છેવટમાં એટલું જ જણાવીશ કે દરેક કાળના અધ્યાત્મીઓને "સમતા" અત્યંત ઉપયોગી છે સમતાનો આશ્રય લઈ સ્કંધક-સૂરિના પાંચસો શિષ્યો ઘાણીમાં પીલાતાં પણ સિદ્ધિ પામ્યા

નમિરાજર્ષિએ પણ અસલ પોતાની મિથિલાનગરી બળતી જોતાં, પોતાનું કંઈ બળતું નથી એવી સમતા ઇન્દ્રની પરીક્ષામાં દર્શાવી મેતાર્યમુનિ અને ગજસુકુમાર મુનિએ પ્રાણાંત કષ્ટમાં પણ સમતા વડે જ સિદ્ધિ મેળવી દઢપ્રહારિએ ઉપસર્ગોમાં પણ સમતા રાખી મુક્તિ મેળવી અર્નિકાપુત્રે ગંગા નદીમાં શૂળથી વિંધાતા પણ સમતા રાખી સિદ્ધિ પ્રાપ્ત કરી

ज्ञानी क्रियावान् विरतस्तपस्वी ध्यानी च मौनी स्थिरदर्शनश्च।
साधुर्गुणं तं लभते न जातु प्राप्नोति यः साम्य-
समाधिनिष्ठः॥

—अध्यात्मोपनिषद् ४–१४

अन्यलिंगादिसिद्धानामाधारः समतैव हि।
रत्नत्रयफलप्राप्तेर्यया स्याद्भावजैनता॥

—अध्यात्मसार ३–५०

ભગવદગીતામાં પણ કહ્યું છે :—

योगस्थः कुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनञ्जय।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥२–४८॥

सेयंबरो य आसंबरो य,
बुद्धो य अहव अन्नो वा।
समभावभाविअप्पा,
लहइ मुक्खं न संदेहो॥

—संबोधसत्तरि २

મોહનલાલ ભગવાનદાસ ઝવેરી,
બી. એ. (ઓનર્સ) એલ એલ બી
સોલિસિટર

---

ૐ

# ધર્મનો ભ્રમ

આજનો આપણો વિષય એવો છે કે એના ઉપર બોલતાં પહેલાં કેટલોક ખુલાસો આવશ્યક છે "ધર્મનો ભ્રમ" એટલે ભ્રમ-એ ભ્રમણા છે એવુ કહેવાનો આશય નથી, પરંતુ સત્ય ધર્મને બદલે અમુક ક્રિયા, પંથ આચાર, પુસ્તક કે ચિહ્નને ધર્મ માની લેવાની જે ભ્રમણા જનતામાં પ્રચલિત છે તે ભ્રમ એટલે ખોટો ખ્યાલ, એટલે એક વસ્તુને જે સ્વરૂપે ઓળખવી જોઈએ તેને બદલે ખોટા જ ખ્યાલ ધરાવવા એ ભ્રમ યાને ભ્રાન્તિ. આજના વિષયનો ઉદ્દેશ સમજાવવા મને એક દૃષ્ટાંત યાદ આવે છે —

વિશ્વકર્માને બે પુત્રીઓ હતી એકનું નામ માયા અને બીજીનું નામ મુક્તિ બન્ને બહેનોના સ્વભાવ અને માર્ગ એક બીજાથી તદ્દન વિરોધી માયા અને મુક્તિને એક બીજા સાથે બને જ નહિ આથી કંટાળી વિશ્વકર્માએ પોતાનું રાજ્ય બન્ને બહેનોને વ્હેંચી આપ્યું માયાને આપ્યુ સંસારનુ રાજ્ય અને મુક્તિને આપ્યુ મોક્ષનગરીનું રાજ્ય પછી પ્રજાજનોને જ્યાં ગમે ત્યાં જઈ વસવા માટે કહ્યું પ્રજા તો મુક્તિને ચાહે અને માયાથી ડરે એટલે માયાને ડર લાગ્યો કે મારા રાજ્યમાં કોઈ ખુશીથી વસવાટ કરવા નહિ આવે એટલે તે તેના બાપ પાસે દોડી અને વરદાન માગી લીધુ કે તેની વસ્તિના દરેક જીવે સંસારમા વસવુ વિશ્વકર્માએ એક શરતે તેને વરદાન આપ્યુ કે સર્વ જીવો ત્હારે ત્યાં આવીને વસશે પરંતુ જેને ત્હારા રાજ્યમાં કંટાળો આવે તેને મુક્તિના રાજ્યમાં જવાની ત્હારાથી મના કરી શકાશે નહિ આ પ્રકારની સંસારના

સર્વ જીવોને ખબર આપવા હું સંસાર અને મોક્ષનગરી વચ્ચે એક દોરડુ રાખીશ જે જીવો સંસારથી કંટાળી મુક્તિના ધામમાં જવા ઇચ્છે તેઓ એ દોરડુ પકડી મોક્ષનગરીમાં ચાલ્યા જાય માયાએ એ વાત કબુલ રાખી કે ભલે દોરડુ લટકતુ રાખો પરંતુ જે જીવો મારામાં લુબ્ધ બની દોરડું બરાબર પકડે નહિ કે પકડીને બહાર જાય નહિ તો તેમાં મારો દોષ નહિ

આ પછી અમુક સમયે વિશ્વકર્મા બંને બહેનોનો કારભાર તપાસવા ગયા મુક્તિને ત્યાં રડયા ખડયા જીવો જ વસેલા જોયા ત્યારે માયાનગરી-સંસારમાં તો જીવો ભરચક પડયા છે વિશ્વકર્માના દર્શન થતાં બધા જીવો બુમો પાડી ઊઠયા, "અમને બચાવો, અમને બચાવો!" વિશ્વકર્માએ તેમને કહ્યુ, "અરે, ભલા જીવો, તમને અહીં ન ગમે તો મુક્તિને ત્યાં જવાનુ દોરડુ વચ્ચે મૂકયુ છે અને માયા કાંઈ તમને મના કરતી નથી ત્યારે તમે આમ શાને મુંઝાવ છો?" બધાએ કહ્યુ, "અમે દોરડુ તો પકડયુ છે" વિશ્વકર્માએ વળી સૌ જીવોનું ધ્યાન ખેચ્યુ કે "આ દોરડાને છિન્નભિન્ન કરી સામસામા ચારે બાજુ શું ખેચી રહ્યા છો? દોરડાના વિભાગ કરાય? દોરડુ છૂટુ થતા કોઈને નહિ તારી શકે

"આ દોરડુ મુક્તિમાર્ગ દર્શક સાધન-ધર્મ-તેની આટલી ખેચતાણ શી? તેના પર વજન શું? ઝીણીઝુટી, શાની? વાડ શી? ચોકી કેવી? જ્ઞાન, ભક્તિ મંદિર, દેવ, ગુરુ આદિ મજબુતી એ દોરડા પર કરી છે પરંતુ દોરડાના-ધર્મના વિભાગ કરવાથી તે દોરી બની તમને નથી જ દિશામાં દોરી જાય છે, એનું તમને ભાન છે?"

બધા જીવો બોલી ઊઠ્યા, "નહિ, નહિ અમે દોરડુ જ પકડયુ છે અને મુક્તિને માર્ગે જ જઈએ છીએ"

વિશ્વકર્માએ તેમની ભ્રમણા ભાંગી અને બોધ આપ્યો કે

"તમે દોરી એ ચતા બધ થાવ દોરીને સાથે ગુથી દોરડું પાણું કરું તેનુ કરો અને પછી માયાને તેજ દોરડા વડે—ધર્મ વડે મોક્ષનગરીમાં સહેજવારમાં પહોંચી જશો"

આ પછી જીવોએ શુ કર્યું તે સૌ જાણીએ છીએ

જીવો હજુ ભ્રમમાથી છુટયા નથી કેમકે તેઓ સંસારની માયામાં લિપ્ત-અરે લદુપદુ બની ગયા છે માયાની આ જાળમાં માનવી માત્ર સદામળ સર્વ સ્થળે જકડાયેનો છે માયાના આ બધનનો સૌ કોઈને અનુભવ છે મનુષ્ય બીજા પ્રાણીઓથી ઉત્તમ છે તેનું કારણ એટલું જ છે કે પોતે માયાની જાળમા ફસાએનો છે એનું મનુષ્યને ભાન હોય છે અને ન હોય તો અનુભવે થાય છે અન્ય પ્રાણીઓ આ આત્મભાનની શક્તિથી વચિત છે માયાની જાળનું આત્મભાન મનુષ્યને એ જાળમાંથી છુટવાનો પ્રયત્ન કરવા પ્રેરે છે અને કોઈક શક્તિવાન આત્મા એ પ્રયત્નમાં સફળ થાય છે આવો આત્મા 'મુક્ત આત્મા' તરીકે પકાય છે-પૂજાય છે મુક્ત આત્માને શરીર હોવા છતા અશરીરી-વિદેહીની માફક સંસારમાં રહેવા છતા માયાના બધનો તેને અસર કરી શકતાં નથી સંસારના સુખથી તે હર્ષ પામતો કે દુ ખથી તે પીડાતો નથી પરતુ ખરો મુક્ત આત્મા કેવળ પોતાની મુક્તિથી સંતોષ પામતો નથી તે સ્વાર્થથી પર હોય છે તેથી તે જગતના અન્ય આત્માઓ પણ પોતાના જેવા મુક્ત શા માટે ન બની શકે ? એવી કલ્પનાથી પ્રાણીમાત્ર માટે શુભ ભાવનાથી તેમને મુક્તિનો માર્ગ નિર્દેશ પણ કરે છે વળી મુક્ત આત્માને મન જાતિ, જ્ઞાતિ, દેશ વિગેરેને કશો ભેદ હોતો નથી એના હૃદયમાં વિશ્વ આખા માટે એક સરખો પ્રેમ હોઈ તે તો મુક્તિનો માર્ગ સૌને માટે એક સરખો નિર્દેશ કરે છે મુક્ત આત્મા મુક્ત કઠે જગતને સંદેશ આપે છે કે 'માનવી તું સસારનો સ્પર્શ મન છોડ, સસાર માત્રનો મોહ છોડ, સસારથી વિમુક્ત થા. તો જ તું આ દુ ખભરી માયાજાળમાથી છૂટી શકીશ "

મુક્ત આત્માની આ વાણી—આ નિર્દેશ, આ ઉપદેશ, આ માર્ગ-સૂચન તે માનવ શબ્દમાં કહીએ તો ધર્મ

પરંતુ સંસારમાં માયાનું બળ એટલું છે અને માનવી તેની જાળમાં એવો જકડાઈ ગયેલો છે કે તે આ ધર્મ-વાણી સાંભળવા છતાં, સમજવા છતાં, તેને અનુસરવાની તેનામાં ભાવના થતી નથી માયા પોતાની જાળ એટલી સફાઈથી બિછાવે છે કે અસંખ્ય જીવો તેના બંધનને બંધન ન માનતાં પોતાનો શણગાર માને છે સંસારને લાગની નહિ પણ ઉપભોગની વસ્તુ માને છે જેમ એ જાળ મોટી તેમ તેની મોહકતા પણ વિશેષ. આ જાળમાં ફસાયેલા અનેક જીવોને આત્મભાન પણ હોતું નથી કે હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? મારું ખરું સ્વરૂપ શું? કોના સંબંધે વળગણો છે? શું રાખું અને શું પરહરું? તેનો વિવેકપૂર્વક વિચાર કર્યા વિના, સમજણ વિના, ધ્યેય વિના, ઉદ્દેશ વિના વ્યર્થ ચોરાશી લાખ જીવયોનિમાં અનંતકાળથી જીવો ભ્રમણ કરી રહ્યા છે

બીજા પ્રકારના જીવો કે જેમનું આત્મબળ કમી હોય છે તેવાઓને આ જાળનું ભાન થવા છતાં તેમાંથી છૂટવાની તેમનામાં શક્તિ હોતી નથી

પરંતુ કોઈ વિરલ બળવાન આત્માઓ એ માયાના બંધનો સામે બળવો ઉઠાવી માયાને માયા સ્વરૂપે યથાર્થ સમજી, જાણી, ત્યાગી માયાથી અલિપ્ત એવી મુક્તિની દુનિયામાં વિહાર કરી જાય છે. જતાં જતાં કોઈ કોઈ "માયાથી બચી મુક્તિ મેળવો" એવો પડકાર આપતા જાય છે

આવા સચોટ પડકારથી માયાને ક્ષણભર ડર લાગે છે કે કદાચ માનવી માત્ર ચેતી જઈ ધર્મ ધારણ કરી લેશે તો પોતાનું શું થશે? આવા વિચારથી માયા પોતાની જાળ વધુ ચાલાકીથી બિછાવે છે અને માનવીને એવી તો જાદુઈ અસરથી માયાના ભૂકડામાં ગુંચવી

દે છે કે મુક્તિનો તાગ માનવી પામી શકતો નથી સચોટ પડકાર સમર્થ માયા માનવીને રોકવા જાય અને ધર્મને કે મુક્તિમાર્ગને ન પકડવા દહે તો માનવી તેનું માને જ નહિ. કારણ કે માનવીને એક તો સંસારમાં ક્ષણભર પણ સુખ કે શાંતિ નથી અને સુખ અને શાન્તિ વિહોણો માણસ અકળાઈને કાંઈક રસ્તો કરવા તો જરૂર તનતોડ મહેનત કરે છે ભયંકર દુખ અને અશાન્તિના આ સંસારમાં સડવાનું તેને ગમતું નથી પ્રત્યેક સ્થિતિની મર્યાદા હોય છે તેમ મનુષ્યની સહનશક્તિની પણ હદ હોય છે એટલે જ્યારે સંસારથી બહુ અકળાય છે, મુંઝાય છે ત્યારે તેમાંથી છૂટવાનો માર્ગ શોધે છે–પોતાની ચાલુ સ્થિતિમાંથી ઉગરવા મથે છે આ મંથન તે મુક્તિપિપાસા આ સમયે ધર્મ નામનો મુક્તિ માર્ગ નજરે પડે છે અને માનવી છુટકારાનો દમ ખેંચે છે આવી આવેશની અતિવેગભરી પળમાં માયા સમજી જઈ જરા બાજુ ખસી જઈ માનવીને ધર્મ–મુક્તિ માર્ગે ધસવા દે છે તે સમજે છે કે આ વેગ બહુ વાર ટકવાનો નથી માનવી, મુક્તિનો માર્ગ સૂઝયો, ધર્મનો માર્ગ–ધર્મનો આધાર હાથ આવ્યો કે તરત જાણે હવે પોતે દુખમાંથી છૂટયો એવું માની લઈ વધુ જોરદાર પ્રયત્ન કરતો બંધ પડે છે આવેગ શમી જાય છે

ધર્મ સૂઝયો છે એટલે હવે માયાનું બંધન તેને ભાગ્યે જ ભરી શકનાર નથી એવું તેને ભાન થાય છે આ ભાનને માયા ધીમે ધીમે અભિમાનમાં પલટી નાખે છે બહુ મુંઝાયેલો માણસ રખે પોતાના બંધનમાંથી છટકી જશે એ ધ્યાનથી માયાએ તેને થોડીવાર પોતાનો માર્ગ લેવા દીધો, પણ તુરત જ આત્મશક્તિના અને સિદ્ધિના અભિમાનના ફાંસામાં તેને જકડી પોતાનો વિસ્તાર એટલી ચાલાકીથી પ્રસાર્યો કે માનવબુદ્ધિ પાર પામી જ ન શકે માનવીને મુક્તિ માર્ગ કે ધર્મનું કોરડું પકડયું એટલો આત્મ

સંતોષ લેવા દેતા સ્વ-શક્તિનો નશો એટલો તો ચડાવી દીધો કે સંસાર કે મુક્તિ એ બેમાંથી એકેનો તેને ખ્યાલ રહેતો નથી અને જેમ બહુ નિરો કરેલો માણસ કોઈ બહુ ઢંઢોળે તો 'જાગુ છું; જાગુ છું' એમ કહી પુન ઘોરણમાં પડી જાય છે, પણ જાગૃત અવસ્થામાં આવતો નથી, તેમ માયાના ઘોરણમા પડેલ માનવી કોઈ વિરલ ક્ષણે ધર્મના પડકારે, "મુક્તિ માર્ગે આવુ છુ, મુક્તિમાર્ગે આવુ છુ" એમ બોલી માયામા પાછો ગરકાવ થઈ જાય છે–મુક્તિ માર્ગનું દોરડુ પકડવા ધસતા માનવીમા માયા સમય મગતાં વ્યક્તિત્વ ભાન કે પોતાપણું ઉત્પન્ન કરે છે, વ્યક્તિગત-સ્વભાન માયાના માદક વાતાવરણમાં વિશેષ પોષાતાં અહંપણામાં ને સ્વ-અર્થ-સ્વાર્થ-પણામાં પરિવર્તન પામે છે અને આમ પરિવર્તન થતા માનવદૃષ્ટિ વિકૃત થાય છે અને વિકૃતિ બનતા દોરડુ અહીં સંસાર ને માયાથી મુક્ત થવાને બદલે દોરડાને પકડવાને બદલે દોરડાને થોડો હાથ લગાડી સંતોષ પામે છે–અહંતાથી–સ્વાર્થ વિકૃત થએલ દૃષ્ટિ માત્ર હાથ લગાડી સંતોષ માને છે, એટલું જ નહિ પણ પોતે હાથ લગાડયો તે જ દોરડાનો ભાગ સાચો, પોતે એકલો જ મુક્તિને માર્ગે પ્રવર્તે છે એમ પોતે માને છે અને અન્યને મનાવવા પ્રેરાય છે આ વિકૃતિ થઈ એટલે માયા રાની અને ધર્મના ભ્રમના ગણેશ મંડાણા–દોરડુ એટલે મુક્તિ માર્ગે દોરનાર, એક જ વસ્તુ–એના ભાગલા ક્યાંથી પડાય? ભાગલા ન પડાય ત્યાં મારુ દોરડુ–મારો ધર્મ, ફલાણું દોરડુ–ફલાણો–ધર્મ એમ શબ્દસમાસ ક્યાંથી રચાય? માયાથી ઉદ્‌ભવેલી વિકૃતિને વશ થએલો ધર્મના વિભાગ પાડે, નામ આપે આટલું જે ભ્રમમાં અધોગતિએ સર્યો તે સ્હેજ જ વધુ નીચે સરી કહેશે કે મારો ધર્મનો વિભાગ ઉત્કૃષ્ટ–બીજા બધા ઉતરતા–આ ભ્રમની બીજી દશા ધર્મ–દોરડુ–મુક્તિ માર્ગ એટલે સીધી સરળ જેવી ટુંકી ને ટચ વાત

સંસારની માયાને છોડ ને મુક્ત થા–ઘેનમાં સુતા માણસને કહેવાનું કે જાગ ને ઘેનમાંથી મુક્ત થા' મોહ નિદ્રામાં પડેલો માનવી મોહના

ઘોરણમાંથી જાગી શકતો નથી 'જાગુ છુ' એમ જવાબ આપી જલ્દી પાછો ઊંઘી જાય છે 'ધર્મનુ અવલમ્બન ધાર્યુ' છે એમ કહી પાછો માયામાં તરબોળ થઈ જાય છે વધુ પ્રયાસે જાગ્રત અવસ્થાનાં કંઈ કંઈ ચિન્હો બતાવી શકે કેઈ વેળા મગજ કે માથુ ચલાવે ( જ્ઞાની થાય-વિચારવાદી ) કોઈ વેળા બીજા અંગ અવયવ કે હાથ પગ ચલાવે ( તપ કે આચારવાદી થાય ) કોઈ વેળા રડ રડ થઈ જાય ( નિરાશાવા ભક્તિ ) પણ તે ક્ષણભર જાગ્રત અવસ્થાનાં ચિ હો જરાતરા બતાવી પુન માયાની નિદ્રામાં પડી જવાના ક્ષણભરનો આ એકાગ અવ્યક્તના જાગ્રત અવસ્થા એ ધર્મ-માર્ગનો વિકૃત પ્રયાસ, એમ માનવીની વિકૃત દષ્ટિ મ નીને મોજ માને છે, ગર્વ કરે છે આ ભ્રમની નીચી દશા-આ ભ્રમમાં માનવીની માયાકૃત સ્વાર્થ અને અહભાવના ભળતા આવી જાગ્રત અવસ્થા સારા યે સંસારમાં ફેલાવવાની પાણિ પેદા કરવાની ભ્રમણા માનવીમાં ઉપસ્થિત થાય છે અને સીધા અર્થની સરળ વાતમાથી અનેક અન-અર્થો (અનર્થો) ઉત્પન્ન થય છે સંસારમાથી અલિપ્ત થવાના સરળ કાર્યને સ્થાને અનેક અટપટાં અને અવનવા કાર્યો ઉદ્દભવે છે મૂળ વાત વિસારે પડે છ માનવી માયામા ઘેરે છે માયાની જાળ વિસ્તૃત અને સજડ બનતી જાય છે અને વિશેષ વિશેષ લપસતો માનવી, 'ધર્મ કરુ છુ ધર્મ કરુ છુ, ધર્મ કરાવુ છુ ધર્મ કરાવુ છુ' ના લવારો કરતા કરતાં આચાર વિચાર, જ્ઞાન, ક્રિયા, ભક્તિ, ગુરુ, શિષ્ય, સંસાર છોડવો, એ સંધો-સરળ-સાદો-સત્ય માર્ગ ધર્મ ભૂલી જઈ, આ મારો ધર્મ-આ મારુ મદિર-આ મારો દેવ-આ મારા દેવની મૂર્તિ-આ મારા ધર્મની ક્રિયા-અને મારુ તે સારુ, તે જ સાચુ એવા ધર્મના ભ્રમમા પડે છે એમ છતાં માને છે કે પોતે એકલો જ મુક્તિને માર્ગે જઈ રહ્યો છે પરતુ વસ્તુત તો માયાની જાળમાં ને ઊંડો ઉત તો જાય છે

આપણે જોઈ શકયા કે આ ધર્મના ભાગલાઓ અને તેની

જુદા જુદા જનસમૂહે કરી લીધેલી વહેંચણી વસ્તુત ભ્રમનું જ પરિણામ છે, કેમકે મુક્તિમાર્ગ, ધર્મ એક જ છે–વિશ્વરૂપી છે

ધર્મ, આવી જાળ બીછાવવાનું સૂચવે જ નહિ–જાળ બીછાવનારને જ સંસાર છોડવાનું જ કહે–સંસારમાં વિશેષ જાળ, ધુંચની જરૂર નથી હિન્દુ ધર્મ બીજાને પન્થમાં લાવવા અને પ્રયત્નશીલ ન હોય, છતા ધર્મીપણાના ધમકમા તો કોઈ અન્ય ધર્મથી ઉતરે તેમ નથી પોતા સિવાય બીજા માટે મોક્ષ ન હોય આટલા આચાર, આટલા વિચાર, આટલી શુદ્ધિ, આટલી અશુદ્ધિ, આવા વ્યવહાર આવુ તીર્થ, આવા દેવ, આવી ભક્તિ, આવી સેવા–આમ બધુ સ્થાપન કરવા જતાં કેટલી માયાની ગૂંચની વધુ ગાંઠ મારી દીધા છે તેની કલ્પના જ થઈ શકતી નથી ૭ કરોડ અસ્પૃશ્ય એ હિન્દુ ધર્મની ગૂંચની એક ગાંઠ, વિધવાનું અનાથપણું એ બીજી ગૂંચ, સ્ત્રીઓનું ઉતરતું સ્થાન એ ત્રીજી ગૂંચ, વર્ણાશ્રમ એ ચોથી ગૂંચ, ગુરુ મંદિર એ વળી જુદી જ ગૂંચ.

ભક્તિ, વેશ, ટીલાં, ટપકાં આ બધી તો ગૂંચની ગૂંચ–આ કોકડામાંથી તેને માટે હિંદુ–મુસલમાન–જૈન–બુદ્ધ–ખ્રીસ્તી એવા કશા ભેદ સંભવતા જ નથી ધર્મ તો એક જ હોય અને તે વિશ્વ ધર્મ

ધર્મના મનુષ્યે એક વખત વિભાગ પાડવા શરૂ કર્યા એટલે સમજો કે માયામા પહેલું પગથિયું સર્યા પહેલું પગથિયું સરતાં માયામાં વધુ લપસવા માંડવાનું તેને વળી ઓર માયા લાગવાની ને મનુષ્ય તર્ક બુદ્ધિથી અનેક ઘાટ, રૂપ, આકાર તેની ફરતા રચવાનો અને વહેંચણીમાં પોતે લીધેલો ભાગ–બીજાના કરતાં વધારે સારો એમ બનાવવા એ જરૂર અહંભાવે પ્રયત્ન કરવાનો, કારણ કે પોતે સર્વોત્કૃષ્ટ છે એવું માનવાનો–બીજા પાસે મનાવવાનો મનુષ્યનો સ્વભાવ છે

એક ભ્રમમા ફસાયેલો મનુષ્ય ધીમે ધીમે બીજા ભ્રમોમાં ફસાય છે અમુક માર્ગને 'પોતાનો ધર્મ' માન્યા પછી તેને પોતાના ધર્મમાં સંખ્યા વધારવાનો મોહ જાગે છે એટલે બીજાઓને ઇચ્છાએ-અનિચ્છાએ—સમજાવીને—છેતરીને-લલચાવીને-ધમકાવીને પોતાના ધર્મમાં લેવાના પ્રયત્નો થાય છે પછી એ સંખ્યાને એક ટોળામાં રાખવા-તેમાથી કોઈ ખસી ન જાય તેની સંભાળ રાખવા ચોકીદારોની જરૂર પડી, એટલે ધર્મગુરુઓનો વર્ગ ઊભો થયો તેમાથી પછી મંદિરો-મૂર્તિઓ-મંત્રો-પૂજા ઉત્સવ-એમ ક્રિયાકાંડો વિગેરે ઉદ્‌ભવ્યા આમ માયામાથી છૂટવાના પ્રયત્નમાથી તો મનુષ્યે નવી માયાની સૃષ્ટિ એવી તો ઊભી કરી કે જેથી તે ખરા ધ્યેયને-ધર્મના માર્ગને-મૂક્તિના પંથને ભુલ્યો અને ઉકેલ તો નીકળી જ ન શક્યો, ઉકેલ જોતો હોય તો ભ્રમના કોરડાનો સદંતર નાશ કરવો જ પડે અને સીધુ 'અલિપ્ત દશામાં' જવાનું રહે હવે તો દશ બાર લાખ ધર્મ વિનાના મિથ્યાધર્મી બિચારા મોક્ષમાર્ગવિહોણા રહ્યા ! દશ બાર લાખમાંયે ધર્મ સાચવવા સાધુ ને મન્દિર ન રાખ્યા હોત તો સો બસો વર્ષમાં તો આ માર્ગ જ માનવીને યાદ ન રહેત ' તે પંથમાં પણ વસ્ત્રી કે અવસ્ત્રી સ્થિતિ માટે ભ્રમ વસ્ત્રના રંગ માટે ભ્રમ, મૂર્તિ કે અમૂર્તિ માટે ભ્રમ ઉપાશ્રયમાં મંદિરમાં વાર તહેવારે જઈ ઘડીભર ઉપદેશ સાંભળ્યે કે ભક્તિના પદો ગાઈ ભગવાનને રીઝવી 'ધર્મ કર્યાનો' ગર્વ માનતા માનવી ભ્રમિત દશામાં નહિ તો શામા ભમે છે ? માયાની ભ્રમજાળમા ભટકવા જ લા યો આટલી વિકૃતિ થવા છતાં માયાની મોહનિદ્રામાં પડેલો માનવી પોતે મુક્તિને માર્ગે જઈ રહ્યો છે, દોરડું પકડયું છે, ધર્મ ધાર્યો છે એવુ કેવા કરે એ ભ્રમ-ભ્રાંતિ નહિ તો બીજુ શું ?

દૃષ્ટાંત તરીકે લક્ષ્મી જેવી ચંચળ વસ્તુ માટે જે મનુષ્ય સગા સંબંધીઓને છોડીને, દેશ છોડીને, વેષ છોડીને, એકલો પરદેશમાં,

અનેક કષ્ટો વચ્ચે તનતોડ પ્રયત્નો કરે તે મનુષ્ય જો ભ્રમમાં પડેલો ન હોય-માયાનિદ્રામાં ન હોય-ખરેખર જાગૃત હોય તો ક્ષણભરમાં સંસારથી મુક્ત ન થઈ શકે ? જે અખૂટ માનવ શક્તિઓ લક્ષ્મી-સત્તા-કીર્તિ મેળવવા પાછળ ખર્ચાઈ રહી છે તે શક્તિ શું મુક્તિનો પથ શોધવા-તે માર્ગે જવા અસમર્થ છે ? પરંતુ મુક્તિના પથ-ધર્મ-વિષેની ભ્રમણા મનુષ્યને ખરા માર્ગથી દૂર રાખે છે

આવો વ્યક્તિગત ભ્રમ સમૂહમાં ફેલાતાં તેમાંથી ભયંકર અનર્થો થયા છે-યાદવાસ્થળીઓ રચાઈ છે-મનુષ્ય સંહારો પણ થયા છે ભ્રમનું કેટલું ઘોર-ભયંકર પરિણામ ! ધર્મ માર્ગે વિચરવાનો દાવો કરનાર માનવીની કેવી કરુણાજનક અધોગતિ ? જો મનુષ્ય ભ્રમણામાં પડયો ન હોય-જો તે અધોગતિમાં સરી પડયો ન હોય તો એક મનુષ્ય બીજા મનુષ્યને પોતાના પક્ષમાં-પોતાના વાડામાં પુરવા પાછળ શા માટે પોતાની જીવનભરની શક્તિ ખર્ચી નાંખે ? અમુક વ્યક્તિને કે જનસમૂહને પોતાના પક્ષમાં લેવા પુરતી જ તેમની સેવા કરવાનો ડોળ, તેમનું ભલું કરવાની લાલચ એ શું સત્ય ધર્મ છે ? " મારા પક્ષમાં આવ તો જ તારી મુક્તિ છે-નહિ તો નહિ " એ હડહડતું જૂઠાણું શું સત્ય ધર્મ છે ? ધર્મને નામે માનવ ખૂનનું રક્ત રેડવું એ શું સત્ય ધર્મ છે ! ધર્મને નામે ધર્મની હળાહળ વિરુદ્ધ કાર્યો કરવાં એ ધર્મનો ભ્રમ નહિ તો બીજું શું ? સત્ય ધર્મના આચરનારને ધર્મનો ઘમંડ હોય જ નહિ એવો ઘમંડ એ પણ ભ્રમ છે

અમુક પ્રકારના જ આચાર, અમુક પ્રકારના જ વિચાર, અમુક પ્રકારની શુદ્ધિ-અશુદ્ધિ-અમુક પ્રકારના જ વ્યવહાર-અમુક પ્રકારનાં જ સ્થાન-અમુક પ્રકારના જ ક્રિયાકાંડ એ બધી ભ્રમણાઓ છે કમનસીબે કોઈ પણ ધર્મના અનુયાયીઓ-યાદ રાખજો ધર્મ નહિ પણ ધર્મને માર્ગે જવાનો દાવો કરનારાઓ-આવી આવી ભ્રમણાઓમાંથી મુક્ત નથી

ધર્મનો માર્ગ સીધો છે તેમાં કશી ખટપટની જરૂર નથી તેમા કશા આડબરની જરૂર નથી તેમાં નાના મોટાનો ભેદ નથી તેમા જાતિનો ભે નથી તેમાં સાદી વાત છે —

સંસારમા રહ્યો છતો
સંસારની માયાથી અલગ રહે
કર્મ કરતો છતાં
કર્મના ફળોના વિચારથી દૂર રહે

બાકી અર્ધુ કરશો તો અર્ધ–દગ્ધ થશો–ધીમે ધીમે કરવા જશો તો રહી જશો અને કાર્ય અધુરુ રહેશે

ધનાની માફક જો ધર્મ કરવો હોય તો ક્ષણભરમાં સંસારથી મુક્ત થા સીધી સરળ વાત છે તે સિવાયની કોઈ કલ્પના, વાત, વિચાર કે કામમાં ધર્મ છે એમ માની જો ફરવુ હોય તો નક્કી માનજે કે ભ્રમરૂપી માયાથી તું મુક્ત નથી ખરુ કહ્યુ છે કે—

એક મૂરખને એવી ટેવ
પથ્થર એટલા પૂજે દેવ
પાણી દેખી કરે સ્નાન
તુળસી દેખી તોડે પાન
એ તો અખા બહુ ઉત્પાત
ઘણા પરમેશ્વર એ કયાની વાત ?

ડૉ. પ્રાણજીવનદાસ

# જૈનધર્મની વિશાળતા

ભાઈઓ અને બહેનો!

તમારામાંથી કદાચ કોઈક મને પૂછે કે—"જૈન ધર્મની વિશાળતા" એવો વિષય શા માટે પસંદ કર્યો? તમે તમારા ધર્મના વખાણ તમારા જ સહધર્મીઓ સમક્ષ કરી ફુલાઓ અને સાંપ્રદાયિક મોહને વશ થઈ દેશમાં વાડાઓ વધારો અને રાષ્ટ્રીયતાને વિઘ્નરૂપ થાઓ એ શું અત્યારે વ્યાજબી છે? તેને માટે નમ્રભાવે મારો એટલો જ જવાબ છે કે પાન ખાવાથી થયેલો હોઠનો લાલ રંગ જેમ છુપાવ્યો છુપાવી શકાતો નથી, તેમ ધર્મરંગ ધર્મના ગુણગાન કરાવે એ તદ્દન સ્વાભાવિક છે વાંધો માત્ર ખોટી પ્રશંસાનો હોઈ શકે અને ખોટી પ્રશંસા ન થાય તેની હું ખાસ સંભાળ લઈશ અને કદાચ અજાણતાં થઈ જાય, તો તમે મારી ભૂલ મને બતાવી શકો છો. અને મારી ભૂલ બતાવનારનો હું જરૂર અંતઃકરણથી આભાર માનીશ બાકી સાચું નિવેદન તો રાષ્ટ્રીયતાને હંમેશ ટેકો જ આપે છે અને આપશે

આ વિષય પસંદ કરવાનું બીજું પણ કારણ છે સ્વભાવથી જ નિર્મળ એવા જૈનધર્મના આધુનિક પાળનારાઓમાં—એટલે કે આપણામાં આજકાલ જે સાંકડાપણું ઠેકઠેકાણે ઘુસી ગયેલું નજરે પડે છે અને જૈન સમાજને છિન્નવિછિન્ન કર્યે જાય છે અને જેને લીધે જૈન ધર્મ જૈનેતરોમાં હલકો પડે છે તે સાંકડાપણું જલદીથી દૂર થાય તે હેતુથી, જૈનધર્મની વિશાળતા વિષે યથાશક્તિ વિવેચન કરવું

એ ફરજ બની રહે છે અને એ ફરજ અદા કરવા માટે, આ પર્યુષણપર્વની વ્યાખ્યાનમાળાના શુભ નિમિત્તનો જે લાભ લીધો છે

મારા જેવો અલ્પ અભ્યાસી આવા ગભીર વિષયને સપૂર્ણ ન્યાય ન આપી શકે એ તદ્દન બનવા જોગ છે પરતુ 'શુભે યત્નીયમ્' એ સૂત્રાનુસારે હું પ્રસ્તુત વિષય અંગે કંઈક પ્રયત્નશીલ થઈશ

જગતના સર્વ પ્રાણી સુખ ઇચ્છે છે અને અમુક અમુક વસ્તુઓ સુખ આપે છે એમ માની લે છે અથવા માનતો જાય છે આપણી માન્યતા મુજબ સુખ આપનારી વસ્તુઓ મેળવવા આપણે બધા મથીએ છીએ તે વસ્તુઓ અને તે સુખ પ્રાપ્ત થતાની સાથે જ કે તેની પાછળ દુખ આવવાથી તે સુખ ટળી જાય છે તેથી જે સુખની પછવાડે દુખ હોય તે સુખ નથી ખરુ સુખ—દુખથી અમિશ્રિત સુખ કે આત્યતિક-સપૂર્ણ સુખ ઇચ્છારોધમા છે અને ઇચ્છાનો રોધ થતા ક્રમે ક્રમે જીવ બધનમાંથી મુક્ત થાય છે યાને મોક્ષ પામે છે

મોક્ષની તદ્દન નજીક આ યા પછી અને મોક્ષ પામવા અગાઉની સ્થિતિની દૃષ્ટિએ, મોક્ષ પામેલા જીવોના નાચે જણાવ્યા મુજબ પદર પ્રકાર જૈનશાસ્ત્રમા વર્ણવેલા છે —

૧ જે માર્ગ તેઓએ કેવળજ્ઞાન યાને સપૂર્ણ શુદ્ધ આત્મજ્ઞાન સપાદન કરી મોક્ષ પ્રાપ્ત કર્યું તે માર્ગનો જગતને લાભ મળે તે માટે તે માર્ગનો ઉપદેશ આપવા તેઓ કેવળી થયા પછી તીર્થ કે સઘ પ્રવર્તાવે છે અને તેથી તેઓ તીર્થંકર કહેવાય છે—જેવા કે શ્રીઋષભદેવાદિ

૨ કેવળજ્ઞાન પામીને તીર્થ પ્રવર્તાવ્યા વગર મોક્ષે જાય તે, દાખલા તરીકે શ્રી પુંડરીક ગણધરાદિ સામાન્ય કેવળી

તીર્થંકરને કેવળજ્ઞાન થયા પછી મોક્ષે જાય તે, જેમકે તીર્થંકરોના મુખ્ય શિષ્યો—ગણધરો

૪ તીર્થંકરને કેવળજ્ઞાન ઉપજ્યા પહેલા મોક્ષે જાય તે, જેમકે મરૂદેવી માતા પ્રમુખ.
૫ ગૃહસ્થના વેષે મોક્ષે જાય તે, જેમકે શ્રી ભરતાદિ
૬ યોગી, સન્યાસી કે તાપસના વેષે સિદ્ધ થાય તે, જેમકે વલ્કલચીરિયાદિ.
૭ સાધુના વેષે સિદ્ધ થાય તે
૮-૧૦ સ્ત્રી-પુરુષાદિ લિંગે સિદ્ધ થાય તે
૧૧ કોઈ પદાર્થ દેખી પ્રતિબોધ પામી મોક્ષે જાય તે, જેમકે કરકંડુ રાજાદિ
૧૨-૧૩ ગુરુનો ઉપદેશ પામીને અથવા ગુરુના ઉપદેશ વિના પોતાની મેળે જાતિ સ્મરણાદિવડે પ્રતિબોધ પામી મોક્ષે જાય તે
૧૪-૧૫ એક સમયમાં એક જ કે એકથી વધારે મોક્ષે જાય તે

સિદ્ધના પદર પ્રકારો અહીં એટલા માટે કહ્યા છે કે જેથી જૈન સમાજમાં આજકાલ પેસી ગયેલું સાંકડાપણું સમજાય અને તે દૂર કરવા પ્રયત્નો થાય અને ધર્મની વિશાળતાનું દર્શન થાય સાંકડાપણું એટલે મતાગ્રહ અમુક માની લીધેલા મતના આગ્રહને લીધે આજે જૈન સમાજમાં અનેક કલેશ અને ઝઘડાઓ ચાલે છે પરમતસહિષ્ણુતા અને આગળ વધીને કહીએ તો, સર્વધર્મ-સમભાવ ઉપર જ સાચા ધર્મનો પાયો છે અને પાયા વગરના મહેલને પડતાં વાર લાગતી નથી ગૃહસ્થના વેષે પણ સિદ્ધ થવાય છે, એ બતાવી આપે છે કે માત્ર સાધુવેશનો જ આગ્રહ કે કદાગ્રહ એ યોગ્ય નથી. યોગી, સન્યાસી કે તાપસના વેષે પણ સિદ્ધ થવાય છે એ જૈનધર્મની વિશાળતાનો એક પ્રકાર છે જૈનેતરોના વેષો અને વિચારો મિથ્યાત્વી છે અને તેથી તેઓની સોબત જ ન કરવી, એ જાતનો ઉપદેશ કે આગ્રહ નિરર્થક છે-કલેશોત્પાદક છે જૈનોને જૈનેતરોથી એવી દીવાલવડે જુદા પાડવાની રીતિ અણુઘટતી જ કહી

શકાય ગમે તે પ્રકારે જીવ સિદ્ધ થાય પણ સર્વે સિદ્ધો સમાન હોઈ આપણને સરખી રીતે પૂજ્ય છે માત્ર તેમાના તીર્થ કરદેવો જૈન દષ્ટિએ પ્રથમ પૂજ્ય છે, કારણકે તેઓ શાસનના પ્રવર્ત્તકો હોઈ આપણા પરમ ઉપકારી છે અને તેથી જ શ્રીનમુત્થુણુ યાને શક્રસ્તવના અતે કહ્યુ છે કે જેઓ ભૂતકાળમાં સિદ્ધ થયા છે, જેઓ ભવિષ્યમાં સિદ્ધ થશે અને જેઓ હાલ વિચરે છે, તે સર્વે અરિહંતોને, તીર્થ કરોને મન, વચન, કાયાથી વદન થાઓ, અને એ રીતે શ્રી ઋષભાદિ હાલની ચોવિશી અને અતીતકાળની એવી અનત ચોવિશીઓ, વિરહમાન તીર્થ કરો અને ભવિષ્યમા થનારા તીર્થ કરોને આપણે સૌથી પ્રથમ નમસ્કાર કરીએ છીએ હવે પછી આવનારી ચોવિશીમાં કયા કયા મહાપુરુષો બિરાજવાના છે તે નક્કી થઈ ગયું છે જેમકે શ્રીમહાવીરના અનન્યભક્ત નમો અરિહતાણંનો સતત જાપ કરનાર, પણ જેને વ્રત નથી, પચ્ચખ્ખાણુ નથી, કેઈ વસ્તુનો ત્યાગ નથી, એવા મગધદેશના રાજા શ્રેણિક આવતી ચોવિશીમા પ્રથમ તીર્થંકર થશે શ્રીકૃષ્ણ અને તેમની માતા દેવકી તેમજ દ્વારિકાનો બાળનાર દ્વિપાયનઋષિ પણ આવતી ચોવિશીમા તીર્થ કર પદ પ્રાપ્ત કરશે

શ્રેણિકરાજા સબધમા અહીં ઈસારો કરવાનો આશય એ છે કે શ્રી મહાવીર જેવા પ્રત્યક્ષ ગુરુનો યોગ તેમને થવાથી અને તે સર્વજ્ઞ અને નિર્ગ્રંથ પરમગુરુનો ઉપદેશ સાંભળવાથી શ્રેણિકરાજાને સમકિત પ્રાપ્ત થયેલું છ યાને તેઓ મોક્ષ માર્ગે ચઢી ગયેલ છે છતાં વ્રત કે વિરતિ પ્રાપ્ત થઈ શકેલ નથી. વ્રતનો કે પચ્ચખ્ખાણનો લાભ ગમે તેવાને—પાત્ર અપાત્ર જોયા વગર આપવાથી જ લાભ છે એમ કહેવુ એ મતાગ્રહ છે સમજને લીધેલું વ્રત જ ટકી રહે છે, જ્યારે દેખા દેખીથી લીધેલુ વ્રત ટકી શકતું નથી

જૈનોમાં હમણાજ ઊભો થયેલો દેશવિરતિ સમાજ શ્રી શ્રેણિકને સ્થાન આપે છે તે હજી આપણે જોવાનું છે શ્રી શ્રેણિક

દેશવિરતિ નહિ હોવાથી તેઓ કદાચ કહી પણ નાખે કે તેનું સ્થાન અમારી વચ્ચે નથી તે અમારાથી નીચા છે આ સત્ય હકીકત નથી આટલુ નક્કી સમજવાનું છે કે સમ્યગ્દર્શન વગરનુ વ્રત અને સમ્યગ્દર્શન સાથેનું વ્રત એ બંને વચ્ચે આભના પાતાળ જેટલુ અંતર છે સમ્યગ્દર્શન પામેલા પણ અવતી શ્રીશ્રેણિક આજના આ દેશ વિરતિઓ કરતા અતિ ઉચ્ચસ્થાન ભોગવે છે કારણકે શ્રીમહાવીરનુ સમ્યક્ત્વ તેઓને પ્રાપ્ત થયુ છે પ્રત્યક્ષ મોટા ગુરુનુ અહી જ મહત્ત્વ સમજાય તેમ છે શ્રી સદ્‌ગુરુ જિનદશા પ્રાપ્તિનુ નિમિત્ત બને છે, તેનો આ ઉજળો દાખલો છે

શ્રીકૃષ્ણ અને દ્વિપાયનઋષિ તીર્થંકર થવાને યોગ્ય થયેલ છે અને તે વદન કરવા યોગ્ય છે, એ જૈન ધર્મની વિશાળતા સૂચવે છે પરમત અને પરમતવેષનો અયોગ્ય સામનો કરનારાઓનું સકુચિત પણું દર્શાવવા અર્થે જ આ ઇસારો કરેલો છે, શ્રી કૃષ્ણ આદિ પણ અમારે વદ્ય છે, ગુણ અને ગુણીની પૂજા કરવી એ જ જૈન ધર્મનો ઉપદેશ છે

વળી શ્રી અજિતનાથના સમયમાં આ પૃથ્વીતળના ભિન્નભિન્ન દેશોમા એકી વખતે એકસો સિત્તેર તીર્થંકરદેવો વિચરતા હતા તેમાં એવી ગણ્તરી આપેલી છે કે–સોળ કાળા, આડત્રીશ લીલા, પચાસ ઉજ્વળ, ત્રીશ રાતા અને છત્રીશ પીળા વર્ણના હતા આ ચોવિશી સબધમાં પણ વર્ણવેલુ છે કે–બે રાતા, બે ઉજ્વળ, બે લીલા બે કાળા અને સોળ પીળા વર્ણના હતા આ જુદા જુદા વર્ણો જુદી જુદી જાતો અને જુદા જુદા દેશ સૂચવે છે વળી આ અવસર્પિણી કાળમા થએલા ભરતાદિ બાર ચક્રવર્તિ, લક્ષ્મણાદિ નવ વાસુદેવ, રાવણાદિ નવ પ્રતિવાસુદેવ અને બળરામાદિ નવ બળદેવ એ સર્વે મોક્ષ ગામી છે એટલે કે તેમાંથી કેટલાક મુક્ત થયેલ છે અને બીજા મુક્ત થવાના છે અને એ સર્વેએ જગતને અભય આપેલુ હોવાથી આપણને વદ્ય

છે વળી હવે પછી આવનારા ઉત્સર્પિણી કાળના ચક્રવર્તી, વાસુદેવ પ્રતિવાસુદેવ અને બળદેવોનાં નામો પણ મળી આવે છે

હવે એક બીજી હકીકત લઈએ જૈન ગ્રથોમા આ ચોવિશીના સર્વ તીર્થંકરોના પૂર્વભવનું વર્ણન આપેલુ છે તેમાંથી ચરમતીર્થંકર શ્રી મહાવીરના પૂર્વભવનો એક જ દાખલો અહીં લઈશુ –

એક વખતનો નયસાર પટેલ સદ્‌ગુરુના યોગે સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યા પછી શ્રી ઋષભદેવનો પૌત્ર અને ભરત રાજાનો પુત્ર મરીચિ થય છે અને દ્રવ્ય તીર્થ કર તરીકે તેમને ભરતેશ્વર વદન કરે છે આ મરીચિ ઋષભદેવના સમયમાં નવો વેષ ધારણ કરે છે અને આચારમાં શિથિલ બને છે પછી દેવગતિમા અને બ્રાહ્મણ વર્ણમા છ એકાંતર જન્મ લઈ વિશ્વભૂતિ રાજા થય, ત્રિપૃષ્ઠવાસુદેવ થઈ, સાતમી નરકે પણ જઈ આવી, સિંહાદિ તિર્યચગતિમાં ભવભ્રમણ કરી, પ્રિયમિત્ર ચક્રી થઈ, નદરાજા થઈ, દેવગતિમા વારવાર જઈ આવી, ત્યાથી (૮૩) રાત્રિ બ્રાહ્મણી કુક્ષિમાં રહી પછી બાકીનો સમય ક્ષત્રિયાણી કુક્ષિમાં ગર્ભપણે ગાળી છેલ્લા તીર્થંકર શ્રીમહાવીર થય છે આ આખુ આલેખન કર્મવાદના રહસ્યથી ભરપૂર છે કેવી રીતે નિગીડ કર્મ બધાયા? કેવી રીતે તે ભોગવ્યા? અને કેવી રીતે તેની તેઓશ્રીએ નિર્જરા કરી, કૈવલ્ય પામી, જગદ્ગુરુ થયા?–તે સર્વ રસમય વર્ણન વાચનારના જીવનને લગતી અનેક ગૂંચો ઉકેલી નાખે છે, અને માર્ગનુ દર્શન કરાવે છે કર્મ રાક્ષસ નાના મોટા સર્વજીવોને ઊંચે ઉછાળે છે અને નીચે પટકે છે તે સમજાવનારા આ પૂર્વભવો જૈનકથા શાસ્ત્રોની ખાસ વિશિષ્ટતા છે, શ્રી મહાવીરના પૂર્વભવો જેટલાં જ બીજા તીર્થંકરોના અને મહાપુરુષોનાં પૂર્વભવોનાં વર્ણનો અતિબોધક અને હૃદયસ્પર્શી છે પૂર્વોક્ત દાખલો દેખાડી આપે છે કે શ્રી મહાવીરના આગલા ભવને–શ્રી મરીચિને શ્રી ભરતેશ્વરે વદન કર્યુ આ સૂચવે

છે કે દ્રવ્યતીર્થંકર, તીર્થંકર પદ માટેની યોગ્યતા મેળવતા–મેળવવાની કોશિષ કરતા જીવોને પણ નમસ્કાર કરવો એ મહ આચાર છે

વળી આ પૂર્વભવોનું વર્ણન એમ પણ સૂચવે છે કે અત્યારની જીવરાશિમાં કેટકેટલાયે જીવો તીર્થંકરપદ માટેની યોગ્યતા મેળવી રહ્યા હશે તે આપણે જાણી શકતા નથી, તેથી તે સર્વ દ્રવ્યતીર્થંકરોને સમસ્ત ભાવે નમસ્કાર હો સિદ્ધ જીવોના પદર પ્રકાર, ભાવિ તીર્થંકરો અને શલાકા પુરુષો તથા શ્રીમહાવીરજીના પૂર્વભવોને લગતા આટલા જુદા જુદા જાતના વિચારો દર્શાવવાનો હેતુ એ જ છે કે આપણો ધર્મ અત્યારે તો મુખ્યપણે જૈન નામથી પ્રસિદ્ધ છે, પરંતુ શ્રીમહાવીરના સમયમાં તે નિર્ગ્રંથ નામથી ઓળખાતો અને તે પહેલાં તેનું કદાચ બીજુ પણ નામ હશે ગમે તે હો શ્રી તીર્થંકરદેવોએ ઉપદેશેલો આ ધર્મ શાશ્વત છે, સનાતન છે, પ્રવાહરૂપે અનાદિ અનંત છે થોડો થોડો સમય કદાચ તે ભૂલાતો હશે પરંતુ શ્રી તીર્થંકરદેવો તેને યુગે યુગે પ્રવર્તાવતા રહે છે આ ધર્મને એક કે અમુક વ્યક્તિઓ સાથે જ સબંધ નથી તેમાં અમુક વર્ણ, જાતિ, જ્ઞાતિ કે ગતિ, દેશ, વેશ કે લિંગનું મહત્ત્વ નથી, નથી તેમાં અસ્પર્શ્યતા કે ઉચ્ચ નીચભાવ, પણ તેને ગુણ અને આચાર સાથે જ સબંધ છે તેને આત્મવિકાસ અને આત્મ શુદ્ધિ સાથે જ લેવાદેવા છે અખિલ વિશ્વના સર્વ જીવાત્માઓ માટે તે ધર્મના દ્વાર ખુલ્લા છે સમગ્ર વિશ્વનું એકાન્તિક હિત તેનું ધ્યેય છે

ધર્મનો ઈજારો એક વ્યક્તિ કે અમુક વ્યક્તિ સમૂહને અહીં આપેલો નથી અમુકની પસંદગીને અહીં સ્થાન જ નથી જુદા જુદા જીવોને માટે અહીં જુદી જુદી શ્રેણિઓ છે, જે વડે તેઓ પોતાની ઉન્નતિ સાધી શકે છે વિજ્ઞાન અને આપણો ધર્મ હાથોહાથ મિલાવે છે, આપણો ધર્મ વિજ્ઞાનમય છે એમ કહેવું સત્ય જ છે, તેથી જ જગત્સ્રષ્ટા, જગન્નિયંતા, સર્વવ્યાપક પ્રભુની તેમાં માન્યતા નથી

સર્વ કોઈ ધારે ને ઉદ્યમશીલ થાય તે પ્રભુ થઈ શકે છે જડ-ચેતનના ધર્મો જાણી-સમજી જડથી બધાયેલ ચેતનને મુક્ત કરવાના વિજ્ઞાનનું સવિસ્તર જ્ઞાન આપનાર તે આપણો ધર્મ આ વૈજ્ઞાનિક ધર્મનો પાયો સત્ય જ હોઈ શકે તેમાં મિથ્યાત્વ, અજ્ઞાન, વ્હેમ કે શકાને ઊભા રહેવાનું સ્થાન જ નથી બંધન મુક્તિના ત્રિકાળ અબાધિત સિદ્ધાંતો શ્રી તીર્થંકર દેવોએ શોધેલા છે, અમલમાં મૂકેલા છે અને પછી જ તે પ્રરુપેલા છે આ સિદ્ધાંતોની એક વાનગી હું આ સ્થળે આપું છુ, અને તે મારા શબ્દોમાં નહિ, પરંતુ મહાત્મા ગાંધીજી ઉપર જેણે ઊંડી છાપ પાડી છે તે તત્ત્વજ્ઞાની અને કવિ શ્રીમદ્ રાજચંદ્રના એક બે પદ્યોમાંથી સારરૂપે ગદ્યમાં ઉતારી આપ વાનું ઉચિત ધારું છુ –

'સર્વ વૃત્તિઓને આત્મ સન્મુખ કરી, એકાગ્રચિત્તે શ્રી જિનદેવનો મૂળ માર્ગ સાંભળો, પૂજાવાની, સત્કાર કે સન્માન મેળવવાની લાલસા ન હોય અને જન્મ મરણના દુઃખો હૃદયથી ગમતાં ન હોય તો જ સાંભળવા તૈયાર થજો મારાં વચનોની તુલના કરજો અને જૈનશાસ્ત્રો શોધીને જોજો માત્ર પરમાર્થ હેતુથી જ હું કહું છું જૈન દૃષ્ટિએ જ્ઞાન એટલે શું ? જો કોઈ નવ પૂર્વ ભણ્યો હોય પણ જીવને જાણે નહિ તો તે સર્વ અજ્ઞાન જ કહેવાય. જ્ઞાન કોઈ ગ્રંથ, કવિ ચાતુરી મંત્ર, તંત્ર કે ભાષા નથી અને જ્ઞાન જ્ઞાનીમાં જ દેખી શકાય છે, જ્ઞાની અને તેમનું જ્ઞાન ભિન્ન થઈ શકે જ નહિ પણ દીવો દીવાને પ્રગટાવે તેમ જ્ઞાની બીજાને જ્ઞાની કરી શકે છે જ્ઞાની ગુરુના ઉપદેશથી કોઈ એમ જાણે કે આત્મા દેહ વગેરેથી જુદો છે જ્ઞાન અને દર્શન તેના ગુણ છે અને આત્મા ત્રણે કાળમાં નિત્ય-અવિનાશી છે" તો આ જાણપણાનું ખાસ નામ જ્ઞાન છે આ જ્ઞાને કરીને જે જાણ્યું તેની શુદ્ધ પ્રતીતિ હૃદયમાં ઠસી જાય, તેની સચ્ચાઈ ઉપર અડગ શ્રદ્ધા થાય

ત્યારે તેને દર્શન અથવા સમકિત કહે છે અને આત્માની જેમ પ્રતીતિ થઈ અને જેમ જાણ્યુ કે આત્મા સર્વેથી જુદો અને અસંગ છે તેવો જ સ્થિર સ્વભાવ આત્માનો ઉપજે ત્યારે તેને ચારિત્ર કહે છે જ્યારે જ્ઞાન-દર્શન અને ચારિત્ર એ ત્રણે આવી રીતે અભેદ એકરૂપ થાય ત્યારે આત્મરૂપ થવાય છે આ પ્રમાણે જ્ઞાન, દર્શન અને ચારિત્રની શુદ્ધતા, એકતા અને અવિરુદ્ધતા થાય તે જ પરમાર્થથી જિનમાર્ગ છે, અને એ માર્ગ ત્રણે કાળે એક જ છે બાકી વ્રત પચ્ચખ્ખાણ વગેરેના ભેદો અને ઉપભેદો તે જીવ વિશેષે દેશકાળ આદિની દષ્ટિએ જુદા જુદા હોય છે "

આ રત્નત્રયી તે જ ત્રિકાળ અબાધિત મૂળ મોક્ષમાર્ગ છે જાણવુ, માનવુ અને વર્તવુ-એ ત્રણેની શુદ્ધિ કરવી, એ ત્રણેની એકતા કરવી અને તેની પરસ્પર વિરુદ્ધતા દૂર કરી, સંગતપણુ સાધવુ તે જ નિશ્ચય માર્ગ છે બીજી રીતે કહીએ તો, શુદ્ધ-સાચુ જ્ઞાન મેળવી, તે જ પ્રમાણે માનવુ અને સદ્દહવુ અને તે જ મુજબ અથવા તેને અનુસરીને વર્તન રાખવુ, વ્યવહાર કરવો, એ જ જિન માર્ગની કુચી છે સર્વ પ્રકારના જીવનની ખરી કિમત આકવા માટે એ જ ખરી કસોટી છે અને એ જ માચુ ધોરણ છે જૈનધર્મીઓ પોતાની ક્રિયાઓમા, જીવન વ્યવહારમા પોતાની કલ્પનાનુસાર કે બીજાની દેખાદેખીથી ગમે તે પરિવર્તન કર્યા કરે કે વાડાઓ બાધે, પરતુ જ્યા સુધી આ રત્નત્રયી રૂપી ઉચ્ચ ધોરણની સાચી સમજ જૈનોમાં રહેશે ત્યાં સુધી તે ધોરણે જ સર્વ વ્યવહાર ચાલશે અને જો ત્રુટિઓ જણાશે, તો વ્યવહારશુદ્ધિ થતી જ રહેશે આ મૂળ સિદ્ધાતના પાયા ઉપર રચાયેલો વ્યવહાર જ સાચો કહેવાશે તેની બહાર ગયેલો વ્યવહાર જરૂર ખોટો જ કહેવાશે

આ સિદ્ધાત પૂજ્ય ગાંધીજી શ્રીમદ્ રાજચદ્ર પાસેથી સારી રીતે સમજ્યા છે અને તેમણે તેને અનુસરીને જ પોતાનો જીવન

પ્રવાહ ચલાવ્યો છે અને તેથી જ તેઓથી આખા જગતને આદર્શરૂપ બન્યા છે આ સિદ્ધાંત જ જૈનધર્મની વિશાળતા પુરવા છે કારણ કે તે સર્વમાન્ય અને સર્વદેશીય છે

આવા આવી અનેક વાનગીઓ જૈનધર્મમા છે સ્યાદ્વાદની અપૂર્વ સિદ્ધાંત અને 'ક્ષમો અને ક્ષમા દાન' અનેક ઉપદેશ એમાં છે પૃથ્વીની સપાટી ઉપરના કોઈ સદ્વિચારનો એમાં ઈન્કાર કરવામાં આવ્યો નથી એમા અયોગ્ય આચાર વિચારને અલ્પાંશે પણ આવકાર આપવામાં આવ્યો નથી એ બધી બાબતો ઉપર સવિસ્તર કહેવાનો અત્રે અવકાશ નથી તે માટે તો સમયની તેમજ અભ્યાસની વિશાળતા જોઈએ તે અત્રે નથી, તેથી આટલાથી જ સંતોષ માની અત્રે વિરમું છુ અંતમા શ્રીમદ્ રાજચંદ્રનાં બે અમૂલ્ય વાક્યો સ્મરણમા રાખી લેવાની વિનતિ કરતાં રહી શકતો નથી તે એ છે કે —

સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય.

અને

સર્વાત્મામા સમદ્રષ્ટિ દ્યો, એ વચનને હૃદય લખો

ઉમેદચંદ દોલતચંદ બરોડિયા બી. એ.

# જૈન ધર્મમાં પરિવર્તનો અને તેનાં પરિણામો

## ૬

## શ્રી મહાવીરે કરેલા પરિવર્તનો

જગદ્વંદ્ય સુધારક ને મહા
અમ સમાજ—ઉદ્ધારક તું અહા !
વીર પ્રભુ ! તુજ વાણી અને કૃતિ
બની રહો અમ જીવન-પ્રકૃતિ

મહાવીર પ્રભુ ! તું મહાન્ સુધારક અને સમાજ-ઉદ્ધારક થયો, તું અમોને જગદ્વંદ્ય છે તારી વાણી અને કૃતિ અમારા જીવનની પ્રકૃતિ રૂપ બની જાઓ એમ ઇચ્છીએ છીએ

કેટલાકને ભગવાન્ મહાવીરને સુધારક કહેવામાં આવે તો વાંધો આવે છે—ગોઠતું નથી એ એક વિચિત્રતા છે સુધારક એટલે દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવ-દેશ સ્થિતિ સંજોગોને અનુસરી જૂની રીતોમાં હિતાવહ ફેરફાર કે પરિવર્તન કરનાર હું તેવો વાંધો લેનારને પૂછી શકું કે જૈન તીર્થ-ધર્મની બાબતોમાં પણ મહાવીર પ્રભુએ સુધારો નથી કર્યો ?—ચાલતા ચીલાને નથી ફેરવ્યો ?—જો તેની ના પાડવામાં આવે તો તેને જે પ્રમાણમાં તેની અટલ માન્યતા છે તે આગમ પ્રમાણની શાખ આપીશ અને તેનો વિચાર પ્રજ્ઞાથી કરવાનું કહીશ.

શ્રી મહાવીર પ્રભુના નિર્વાણ પહેલાં ૨૫૦ વર્ષે પાર્શ્વનાથ પ્રભુ નિર્વાણ પામ્યા (વિ. સં. પૂર્વે ૭૨૦ માં) શ્રી પાર્શ્વનાથ ભગવાને

धर्मतत्त्वोनुं केवी रीते प्रतिपादन कर्युं हतुं, तेमनो उपदेश शुं हतो अने तेमनां प्ररूपित विधिविधानो केवा प्रकारनां हता ते आपणी पासे तेमना भाषित के तेमना गणधरोथी गुंफित एक पण आगम-अगम के शास्त्र नहि होवाथी कही शकीए तेम नथी, छता निर्ग्रंथ श्री महावीर प्रभुनी वाणीना त्रुटित—खंडित जे कंई स्वरूपे हालमा विद्यमान छे, तेमांथी नहि जेवु थोडु पण बंने वच्चेना प्रश्नो बे संबधी मळी आवे छे

उत्तराध्ययन सूत्रमा तेना २३ मा अध्ययन परथी जणाय छे के पार्श्वनाथ प्रभुना समयमां साधुओ माटे चार यमो-महाव्रतो हतां अने साधुओ वस्त्रधारी हता, ज्यारे महावीर प्रभुए तेने बदले पंच शिक्षा—पंच महाव्रत अने अचेलकत्वनुं प्रतिपादन कर्युं-एटले के ते आगमनोमा परिवर्तन—सुधारो कर्यो शा माटे एम कर्युं ए संबधमां हवे उतरीए

पार्श्वापत्योमां केशिन् नामना कुमार-श्रमण पोताना साधुओ अने महावीर प्रभुना साधुओनी आचार-नियमादिनी भिन्नता जोई शंकित थाय छे, अने तेना समाधान अर्थे ते प्रभुना गणधर गौतम इंद्रभूति साथे ज्ञानचर्चा करे छे —

केशी— महा मुनि पार्श्वे जे चातुर्याम धर्म कहेलो, ज्यारे वर्धमाने आ पंचशिक्षा धर्म उपदेश्यो वर्धमाने अचेलक धर्म अने (बीजाए) आ अंतर अने उत्तर सहित वस्त्रो (एटले संख्यामां अने वर्णे विशेषथी सांतर अने महधन मूल्यवाळां प्रधान वस्त्रो जेमा होय ते स-उत्तर) वाळो धर्म कह्यो एक कार्यमां बंने प्रवृत्त छे छतां आ बंने वच्चे विशेष—भेदनुं शु कारण? [१]

गौतम—' तत्त्वनो विनिश्चय-निर्णय जेमा छे एवा धर्म तत्त्वने प्रज्ञा समीक्षे छे-सम्यक् रीते जुए छे ' ( तो प्रज्ञाथी विचार

१ उत्तराध्ययन अध्ययन २३ गाथा १२-१३

કરે. એમા એમ છે કે) પૂર્વના–પ્રથમ તીર્થંકરના સાધુઓ ઋજુ ને જડ છે, પાછળના–છેવટના (મહાવીરના) સાધુઓ વક્ર ને જડ છે, જ્યારે મધ્યમ (બીજા થી ૨૩ મા તીર્થંકર)ના ઋજુ અને પ્રાજ્ઞ છે, આથી એ જાતનો ધર્મ ચર્યો[૨] (આથી ભિન્નતા થઈ છે)

જેવા આત્માઓ, તેવા તેમના માટે નિયમો—એટલે તેમના સ્વભાવને અનુલક્ષી–દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને અનુસરી ધર્મપ્રવર્તકો ધર્મના વ્રત–નિયમો અને વેષાદિ વ્યવહારો ઘડે છે–તેમને ઘડવા પડે છે તે વખતના જીવોની વક્ર અને જડ સ્થિતિ જોઈ એટલે કે વક્ર બોધવાળા અને અનેક નિજ કુવિકલ્પના કરનારા તે વખતના જીવોને જોઈને, મહાવ્રતો સાધુને માટે ચાર નહિ પણ પાચ રાખવા યોગ્ય ગણાય, કારણકે તેમની વક્રતાને લઈ કુવિકલ્પનાથી આકુલ ચિત્તથી તેમનો કલ્પ–આચાર દુઃખથી પાળી શકાય તેવો હોય છે તેથી મૈથુન વિરમણ વ્રત કે જેનો અપરિગ્રહ વ્રતમા સમાવેશ થઈ જતો તેને જુદુ પાડી પાચ મહાવ્રત રાખ્યાં કે જેથી કુવિકલ્પનાને સ્થાન ન રહે, વળી રક્તાદિ રંગીન વસ્ત્રવિધાનની અનુજ્ઞાને વક્રજડત્વ લીધે વસ્ત્ર રગવા આદિની પ્રવૃત્તિ અનિ દુર્નિવાર થઈ જાય તેથી તેની અનુજ્ઞા ન આપતા–કડક આચાર રાખવાની જરૂર હોઈ તેમને માટે વેષાદિમાં 'અચેલકત્વ'નું ધારણ રાખવામાં આવ્યુ છે વિશેષમા ઉત્તરાધ્યયનના તેજ અધ્યયનમાં કહ્યુ છેકે —

[૩]વિશિષ્ટ જ્ઞાનથી જે જે ઉચિત છે તે જાણીને ધર્મસાધન ઇષ્ટ છે–

---

૨ ઉત્તરાધ્યયન અધ્યયન ૨૩ ગાથા ૨૫ આ ઉત્તરાધ્યયન ઉપ[રા]ત સંયમ અને, મહાવીરના સિવાય અન્ય સર્વે તીર્થંકરોમા [ચ]તુર્યામ ધર્મ છે એમ સ્થાનાગમાં કહેલ છે (સૂત્ર ૨૬૬), [આ]વશ્યકમા પણ એજ વાત કહેલ છે પૃ ૨૫૮

૩ विन्नाणेण समागम्म धम्मसाहणमिच्छियं ।

તે અનુમત છે ૩૧

આમ જેવો સમય—જેવા દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ તે પ્રમાણે વ્યવહાર બદલવો જોઈએ, બાકી નિશ્ચય ધર્મ તો અટલ છે ત્યા જ કહ્યુ છે કે–

[૪] 'ધર્મનો મૂળ માર્ગ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ જ છે તે જ મોક્ષનાં તાત્વિક સાધનો છે' ૩૪

ખરી રીતે લિંગ-વેશ અકિંચિત્કર છે–તેમાં કંઈ મહત્ત્વ નથી તેમાં બે હોય-તે જૂદા જૂદા હોય તેથી કંઈ મોક્ષસાધનમાં બાધા આવતી નથી[૫]

દશ કલ્પમાં ફેરફાર—સાધુઓના સંબંધમાં દશ કલ્પો આચારો પંચવસ્તુમાં અને પંચાશકના ૧૭ મા પંચાશકમા કહ્યા છે—

"૧ અચેલકત્વ ૨ ઔદ્દેશિકપિંડ ૩ શય્યાતરપિંડ, ૪ રાજપિંડ, ૫ કૃતિકર્મ ૬ વ્રત ૭ જ્યેષ્ઠ ૮ પ્રતિક્રમણ ૯ માસકલ્પ ૧૦ પર્યુષણકલ્પ.[૬]

'[૭]આ દશ સ્થાનમાં પુર્વ (આદિનાથ) અને પશ્ચિમ જિન (મહાવીર)ના (સાધુઓનો) સ્થિત કલ્પ છે અને તે દશે સ્થાનમાં પ્રતિહિત કલ્પ-સ્વચ્છ કલ્પ છે

આ[૮] પૈકી ચાર કલ્પ નામે શય્યાતર પિંડ ચતુર્યામ-વ્રત,

---

૪ શાંત્યાચાર્ય ઉ૦ ટીકા અ૦ ૨૩,

૫ „ „ ૨૩, ૩૪

૬ પંચવસ્તુ ગાથા ૧૫૦૦ (ભગવતી આરાધના ગાથા ૪૨૭-૪૨૮, અનગાર ધર્મામૃત ટીકા પૃ ૬૭૫)

૭ સ્થાનાંગ સૂત્ર વૃત્તિ પૃ ૧૬૮

૮ પંચ વસ્તુ ગાથા ૧૪૯૯ જુઓ વિશેષમાં સ્થાનાંગવૃત્તિ ૧૬૭-૮ આવશ્યક સૂત્ર પરની હરિભદ્રીય વૃત્તિ પૃ ૭૯-૮૦ ને આવશ્યક સૂત્ર પરની મલયગિરીય વૃત્તિ પૃ ૧૨૧ (આગમોદય સમિતિ)

પુરુષ જ્યેષ્ઠ અને કૃતિકર્મ-એમા અન્ય બાવીશ તીર્થંકરોના સાધુઓનો સ્થિત કલ્પ છે, જ્યારે બાઈના છ કલ્પમા તેમનો અસ્થિત કલ્પ છે

સર્વ જિનોમા જે સામાન્ય ચાર કલ્પ કહ્યા છે, અર્થ એ છે કે

શય્યાતર પિંડ—જેની વસતિમાં ઉતાર્યા કર્યો હોય તે 'શય્યાતર' કહેવાય છે અને તેનો 'પિંડ'-ખોરાક ખપે નહિ ૯

ચાતુર્યામ—વ્રત-બધા જિનના સાધુઓને ચાર વ્રત હોય (શ્રી મહાવીરે જેનો અપરિગ્રહ વ્રતમાં સમાવેશ થતો હતો તે મૈથુન વિરમણ વ્રતને જુદુ પાડી કુલ પાંચ વ્રત કહ્યા.)

પુરુષ જ્યેષ્ઠ—બધાના સાધુઓમાં જ્યેષ્ઠપણુ સાચવવાનુ ખરુ શ્રી મહાવીરના સાધુઓમાં ઉપસ્થાપનાથી જ્યેષ્ઠપણાનો નિર્ધાર થાય જ્યારે તેમની અગાઉના જિનના સાધુઓમાં દીક્ષા વખતના સામાયિકના આરોપણથી માંડીને તેનો નિર્ધાર થાય.

કૃતિકર્મ—વંદન-બધાના સાધુઓમા જે વધુકાળની દીક્ષાવાળા હોય તેને ઓછા કાળની દીક્ષાવાળા વંદન કરે

હવે જે બાબતો પહેલા અને છેલ્લા જિનના વખતમાં હોય જ્યારે વચલા બાવીસ તીર્થંકરના સમયમા ન હોય એટલે ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથના સમયમાં જે ન હોય તે છેલ્લા મહાવીર પ્રભુના સમયમા હોય એ બાબતને પરિવર્તન ગણી શકાય, તેની વસ્તુ એટલે છ કલ્પનો અસ્થિત કલ્પ છે વિશેષમાં તે શ્રી મહાવીરે ઉપદેશ્યો છે તે નીચે પ્રમાણે —

૧ અચેલ ત્વ—વસ્ત્ર વગરનો-અલ્પેક ભાર રાખવો

૨ ઔદ્દેશિકપિંડ—ઉદ્દેશીને કરેલ અશનાદિ અકલ્પનીય છે

૩ રાજપિંડ—રાજાને ત્યાંનો અશનાદિ ન ખપે

૪ પ્રતિક્રમણ—ઉભયકાલ પ્રતિક્રમણ કરવુ જોઈએ, જ્યારે પાર્શ્વનાથાદિના સમયમાં તે બાબતનો નિયમ નહિ

૫ માસકલ્પ—નિયમથી વધુમાં વધુ એક માસ થયે કે એક સ્થળે ન રહેતાં ત્યાંથી વિહાર કરવો જોઈએ

૬ પર્યુષણા કલ્પ—પર્યુષણા-ચતુર્માસ એક સ્થળે રાખવો પડે

આ છએ કલ્પ શ્રી મહાવીર પહેલાના બાવીસ તીર્થંકરોના સમયમાં નહોતા વળી આ સિવાયના ચાર કલ્પ પૈકી વ્રતના કલ્પમાં પણ-ચાતુર્યામમા પણ મહાવીર સ્વામીએ એક વ્રત ઉમેરી પંચશિક્ષા ધર્મ કહેલો તે અગાઉ કહેવાઈ ગયું છે અને અચેલક કલ્પ સંબંધી પણ થોડુ કહેવાઈ ગયું ત્યાર પછી તે અચેલક કલ્પનો અર્થ પરિવર્તિત થયો કે—અચેલક એટલે તદ્દન વસ્ત્રનો ત્યાગ એ જિન કલ્પ તરીકે, પણ સ્થવિર કલ્પ માટે તેનો અર્થ ઉજ્જ્વલ, અલ્પ વસ્ત્રનું ધારણ કરવું થાય છે, અને તે દૃષ્ટિએ શ્વેતાંબરોનું પ્રામાણિકત્વ નિશ્ચિત કર્યું છે

સામાયિકાદિ પાંચ ચારિત્રમાં પણ શ્રી મહાવીર પહેલાના બાવીસ તીર્થંકરોના સમયમાં તેમના સાધુઓને સામાયિક સર્વથા આજીવન હોય છે અને તેથી તેમને ઉપસ્થાપના કરવાની રહેતી નથી જ્યારે શ્રી મહાવીરે સામાયિક ઉપરાંત છેદોપસ્થાપન ચારિત્ર ઉમેરી અશુદ્ધિ આદિથી-દોષથી સામાયિક વ્રતનો છેદ-ભંગ થાય તો પ્રાયશ્ચિત્તરૂપે પુન મહાવ્રતમાં આત્માનું ઉપસ્થાપન કરવું જોઈએ એવો નિયમ કર્યો ૮(જુઓ હરિભદ્રસૂરિની આવશ્યક સૂત્ર પર ટીકા ૬ ૭૯ ને મલયગિરિની તે સૂત્ર પરની ટીકા પૃ ૧૬૭–૮) આમ શ્રી મહાવીર પ્રભુએ પાર્શ્વનાથ પ્રભુના સમયના વિધિવિધાનોમાં સુધારા વધારા કર્યા અને આચારની કડકાઈ કરી જે નિશ્ચિત છે કે કોઈ કહે કે તે બધા ગણધરોના વચનમાં હતા તો તેમાં નવું કંઈ નથી, તો ઉત્તરમાં જણાવવાનું

૮ વિશેષમાં પદ્મ [illegible] (મહેલા અને છેલ્લામાં બે વિકલ્પ [illegible] વિકલ્પ છે ) આવશ્યક સૂત્રનું [illegible]

કે અજિતનાથથી તે ઠેઠ પાર્શ્વનાથ સુધીના ગણી ન શકાય તેટલા કાલમાં જે વાત નહોતી તે મહાવીરે પોતાના સમયમાં આણી, એ પણ સુધારો છે

જૈન સમાજ સિવાયની અન્ય સમાજ વિશેષ વિપુલ હતી અને તે મહા સમાજમાં પ્રચલિત નીતિ રીતિની અનિષ્ટતા ટાળી નિર્ગ્રંથ શ્રી મહાવીરે અને શ્રમણ શ્રી બુદ્ધે જે પરિવર્તનો કર્યા—જેવા કે યજ્ઞાદિનો નિષેધ, વર્ણભેદ જન્મથી નહિ પણ ગુણવડે-કર્મ વડે છે એમ જણાવી તેમાં આણેલો સામ્યભાવ, શૂદ્રો અને સ્ત્રીઓને શાસ્ત્રાધ્યયન અને દીક્ષા-સંન્યાસનો આપેલ અધિકાર વગેરે હાલ પ્રસ્તુત નથી કારણ કે વિષય જૈન ધર્મમાં પરિવર્તનનો છે તેથી તે જવા દઈશું

## ૨
## સાત નિહ્નવો

હવે મહાવીર પ્રભુના સિદ્ધાન્ત—દાર્શનિક અને વ્યવહાર ધર્મને લગતા સિદ્ધાંતમાં ફેરફાર કરનારા આચાર્યો પર આવીએ તેઓ મુખ્યપણે સાત છે, અને તે ભ્રાન્ત અગર ભ્રમણાવાળા હોઈ તેને 'નિહ્નવ' એટલે મિથ્યાદૃષ્ટિ કહ્યા છે 'નિહ્નવનો વ્યુત્પત્તિ અર્થ' એ કર્યો છે કે निह्नुते-अपलपति पदार्थतत्त्वम्—પદાર્થ તત્ત્વને ગોપવે કે અન્યથા પ્રરૂપે તે અથવા स्वप्रपञ्चेन तीर्थकरभाषितं निह्नुते—સ્વપ્રપંચવડે તીર્થંકરના વચનને જે અપલપે-છૂપાવે તે નિહ્નવ તે સાતનાં નામ અને ઇસારારૂપે ટુંકમાં તેમના મન્તવ્યો આ પ્રમાણે છે —

૧ બહુરત—એક સમયે ક્રિયાથી અધ્યવસિત રૂપમાં વસ્તુની ઉત્પત્તિ થતી નથી, ઘણા સમય વડે વસ્તુની ઉત્પત્તિ થાય છે, એટલે કે બહુ સમયમાં જે રત—આસક્ત છે તે બહુરત. દીર્ઘકાળે દ્રવ્યની પ્રસૂતિ એટલે જન્મ થય છે એવું પ્રરૂપનાર, જમાલી વીર પ્રભુના કેવલજ્ઞાન બાદ ૧૪ વર્ષ ( વીરને પહેલાં ૧૬ વર્ષે ) પણ વીર ભગવાને कडेमाणे कडे-क्रियमाणं कृत

માનેલ છે તે ઠીક નથી પણ 'કૃત કૃત' એમ કહેવું ઠીક છે એમ જમાલીનું કહેવુ થયુ હતું (જુઓ પ સુખલાલજીનો 'ભગવાન મહાવીર અને જમાલીના મતભેદનું રહસ્ય' એ લેખ જૈનયુગ પુ ૧ પૃ ૨૮૫)

૨ પ્રદેશ-જીવપ્રદેશ—પૂર્વ ભણતા એમ આવ્યું કે 'જીવનો એક પ્રદેશ હોય તેને જીવ ન કહેવાય, બે-ચાર-લક્ષ-સો-યાવત્ સંખ્યાતા અસંખ્યાતા સુધી પણ જીવ ન કહેવાય, તેવી જ રીતે એક પ્રદેશ ન્યૂન હોય તો પણ એમ ન કહેવાય ' એ પરથી એવી કલ્પના કરી કે એક પ્રદેશ ન્યૂન એવા સમસ્તપ્રદેશોમા જીવ નથી ત્યારે તો અંતિમ પ્રદેશમાં જીવ છે એવી ચરમપ્રદેશજીવ રૂપ પ્રરૂપણા કરનાર તિષ્યગુપ્ત વીર પ્રભુના કેવલજ્ઞાન થયા બાદ ૧૬ વર્ષે થયા જૈન સિદ્ધાંત પ્રમાણે આત્મા શરીરમા સર્વ જગ્યાએ છે એમ માનવુ સયુક્તિક છે

૩ અવ્યક્ત—એટલે અસ્ફુટ મનના મંથન એટલે સાધુમાં સંદિગ્ધ બુદ્ધિવાળા—મુનિદેવાભેદવાદી આષાઢાચાર્યના શિષ્યો વીરાત્ ૨૧૪ વર્ષે થયા

ઉમેરી ત્રણ રાશિના પ્રરૂપક—રાશિત્રયસ્થાપક રોહગુપ્ત વીરાત્ ૫૪૪ વર્ષે થયા

૭ અબદ્ધિક—જીવ સાથે કર્મ સ્પૃષ્ટ રહે છે, સ્કંધવત્ બદ્ધ રહેતું નથી એમ પ્રરૂપક—સ્પૃષ્ટકર્મવિપાકપ્રરૂપક ગોષ્ઠામહિલ વીરાત્ ૫૮૪ માં થયા

(આ સાત નિહ્નવો માટે વિશેષ જુઓ આવશ્યક નિર્યુક્તિ—તે પર હરિભદ્રીય ટીકા પૃ ૩૧૧-૩૨૬ વિશેષાવશ્યક ભાષ્ય, ઉત્તરાધ્યયન બૃહદ્ વૃત્તિ વગેરે) આ સાત નિહ્નવોનો વસ્તવેલો જૈનધર્મમાં બહુ ચાલ્યો જણાતો નથી. તેના નામ માત્ર સચવાયાં છે તે ઊગ્યા, થોડા કાલ સુધી ચાલ્યા, અને આથમ્યા

તે પછી એટલે વીરાત્ ૬૦૦ માં બોટિક—દિગંબરો થયા એમ આવશ્યક ભાષ્યમાં જણાવ્યું છે—એટલે કે તે વખતમાં શ્વેતાંબર અને દિગંબરો પ્રકટ રીતે અલગ થયા એમ ગણી શકાય આવશ્યક ભાષ્યમાં તે બોટિક—દિગંબરોને પણ નિહ્નવ તરીકે મૂકવામાં આવ્યા છે, જ્યારે દિગંબરોએ શ્વેતાંબરોને જૈનાભાસ કહ્યા છે સત્તરમા સૈકામાં થયેલ પ્રખર ઉપાધ્યાય ધર્મસાગરે શ્વેતાંબર તપાગચ્છથી અન્ય ગચ્છ-વાળાને કેટલાય અપનામથી નવાજ્યા છે સ્વ૦ વિજયધર્મસૂરિએ વીસેક વર્ષ પહેલાં—વીરાત્ ૨૪૦૭ ના 'જૈન' ના નિબંધ સંગ્રહમાં 'વીરશાસનમાં ઉદ્ભવેલા નિહ્નવોનું દિગ્દર્શન' એ નામના પ્રકટ થયેલા લેખમાં સ્થાનકવાસીઓને લુંપાકાદિ કહી 'ઉપનિહ્નવ' કહેવા હતા. વળી એક વિદ્યમાન આચાર્યે તાજેતરમાં ભણેલા—સુધરેલા જૈનો આદિને 'નાસ્તિકનો ઇલકાબ આપ્યો છે

હું કોઈને મિથ્યાદષ્ટિ કે નાસ્તિક કહેતો નથી, કહી શકું તેમ નથી એમ કહેવું એ તો સર્વજ્ઞનું પદ ધારણ કરી લેવા જેવું છે જેઓ એવું કહે તે સર્વજ્ઞ નથી એ પણ ચોક્કસ છે, અને છતાં એમ કહે તે પ્રજ્ઞાથી સમ્યગ્ રીતે પેખનારા નથી એમ સખેદ અને નમ્રતાપૂર્વક જણાવવું પડે છે

૩

## આચાર્યોમા મતભેદ અને તેમણે કરેલ પરિવર્ત્તનો

સિદ્ધસેન દિવાકર એક જબરા તેજસ્વી અને પ્રતિભામાં 'શ્રુતકેવલી જેવા હતા તેમની કૃતિઓમાં સ્વતંત્ર વિચારની મૌલિકતા હતી પરંપરાગત વિચારોની સામે પોતાનો વિચારભેદ પ્રામાણિકપણે તેમણે વ્યક્ત કર્યો છે અને તેમ કરવામા જૈન સૂત્રોનાં સાક્ષાત્ કથનોને પણ પોતાની તર્કબુદ્ધિ રૂપ કસોટી પર કસી તેનો તદનુકૂલ અર્થ કર્યો છે શ્વેતાંબર આગમ ગ્રંથોમા એમ છે કે કેવલી (સર્વજ્ઞ)ને કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બંને યુગપત્ એટલે એક સાથે, થતા નથી એક સમયે કેવલજ્ઞાન અને એક સમયે કેવલદર્શન રહે છે—એમ પ્રતિ સમયે—પ્રતિક્ષણે ક્રમશ કેવલજ્ઞાન અને કેવલદર્શન સ્વરૂપ કેવલીનો ઉપયોગ કર્યા કરે છે ઉક્ત સિદ્ધસેન આચાર્યે આ વિચાર યુક્તિપુરઃસર નથી એમ જણાવી તેને તર્ક અને યુક્તિથી અયુક્ત સિદ્ધ કરી જણાવ્યું કે કેવલીને કેવળજ્ઞાન અને કેવળ દર્શન બંને યુગપત્ એટલે એકી સાથે હોય છે, અને વાસ્તવિકપણે અંતમા તેઓએ બંનેમાં પરસ્પર કાંઈ ભેદ જ નથી એમ માન્યુ છે—બંનેને એક જ બતાવેલ છે

આવો તેમનો આગમપ્રમાણથી વિરોધ હોવાથી તેમને 'તર્કમન્ય' જેવા વિશેષણો તે સમયના સિદ્ધાંતગ્રંથપાઠી અને આગમભક્ત આચાર્યોએ આપ્યાં અને પછી જિનભદ્ર ક્ષમાશ્રમણ આદિ આગમપ્રધાન આચાર્યોએ આગમ પ્રમાણની દલીલથી જ તે વિચારનું ખંડન કર્યું છે (અત્ર કહેવું જોઈએ કે આમ છતાં કોઈએ સિદ્ધસેન સૂરિને નિહ્નવ', 'મિથ્યાદૃષ્ટિ કે 'નાસ્તિક' એવાં ઉગ્ર વિશેષણો આપ્યાં નથી તો તેવી સહિષ્ણુતા માટે તે આચાર્યોને આપણે ધન્યવાદ આપીશું )

નાખો અને કરોડો ગ્રથો જોવા કરતાં આટલી જ વસ્તુ સમજી જાય તે વધુ ઉપયોગી છે બાકી તો બધા શાસ્ત્રાર્થો અને ચર્ચાઓમા પડવુ એ વિતડાવાદનેજ પોષવાના સાધન છે આજે આપણે ધર્મના નામે નજીવી બાબતોમા ઘણા કલેશો કયા કરીએ છીએ અને આત્મોન્નતિ કરવાને બદલે આવા ઊનટા વર્તનથી અધોગતિની ઊડી ખાઈમાં ગબડી રહ્યા છીએ સડો કાઢી નાખી ભૂમિકા સાફ કર્યા વિના ગમે તેટના આગળ વધીએ પણ ત્યાંના ત્યા પડયા રહીએ છીએ અથવા તો પાછા હઠીએ છીએ

**એક ભાઈનો પ્રશ્ન**

થોડા વખત પહેના એક ભાઇએ પ્રશ્ન કરેલો કે ગૃહસ્થાશ્રમમા રહેલા શ્રેણિક મહારાજાએ કાઈ પણ જાતના વ્રત-પચ્ચખાણ ર્યા સિવાય તીર્થંકર નામકર્મ શી રીતે બાધ્યુ ?

આ પ્રશ્ન આજના વિષય સાથે સંકડાયેલો હોઈ હુ તેનો વિશેષ ખુલાસો કરીશ

શ્રેણિક મહારાજાએ વ્રત પચ્ચખાણ કે એવા બહારના નિયમો ભલે ર્યા ન હોય પરતુ જે કઈ તેની ભૂમિકામા કરવાનું હતું તે તો જરૂર કર્યું હતું તેના હૃદયના વિકારોને—આતરિક શત્રુઓને તેણે પ્રભુકૃપાએ પિછાણ્યા હતા અને તે ઉપર તેણે કાબૂ મેળવી સમભાવ કેળવ્યો હતો આથી તેનું પ્રત્યેક કાર્ય ન્યાયયુ ત હતું રાજ્ય ભોગવવા છતા રાજ્યનો મોહ તેને પજવતો નહિ પુરાણમા આવેલું જનકનું ઉદાહરણ શ્રેણિક મહારાજાના જીવનને ઘણે અંશે મળતું હોઈ તેમના જીવનની મહત્તા બતાવનારુ એ દૃશ્ય તમારી સામે મૂકું તો તમને તેનો બરાબર ખ્યાલ આવી શકશે

જનકવિદેહીનો આત્મા ઉચ્ચ કોટીનો અને પરમ શ્રદ્ધાળુ હતો એકદા હમેશના નિયમ મુજબ વ્યાસમુનિ કથા વાચવા માટે પોતાના આસનપર બેઠા હતા ઘણા સમર્થ ઋષિમુનિઓ હમેશના નિયમ

મુજબ કથા સાંભળવા આવી ગયા જનક મહારાજા આજે કાંઈ કામસર રોકાવાથી વેળાસર આવી શક્યા નહિ, અને વ્યાસમુનિ તેમની રાહ જોઈ શાંત બેસી રહ્યા

થોડી વાર પછી બેઠેલા ઋષિઓને આ વાતથી ખટું લાગી આવ્યું અને તેમણે વ્યાસમુનિને પ્રાર્થના કરી કે મહારાજ! કથા ચાલુ કરો વ્યાસે કહ્યું, જનક મહારાજાને આવવા દો એટલે તરત જ કથા શરૂ કરીએ.

ઋષિઓ વ્યાસમુનિને તે વખતે તો કાંઈ કહી શક્યા નહિ, પરંતુ તેના મનમાં તો એમ જ થયું કે વાહ રે વાહ! બસ જગત બધું આમ જ ચાલતું લાગે છે! વ્યાસમુનિ જેવા સમર્થ યોગીશ્વર પણ શ્રીમંતોને માટે આટલા બધા પરાધીન! શું અમે બધા શ્રોતાઓ નથી કે એક માત્ર જનકવિદેહીની વાટ જોઈ આખી કથા અટકી પડે!

વ્યાસજી ઋષિઓના આંતરિક ભાવને સમજી ગયા અને તેથી ઋષિઓને ઠેકાણે લાવવાની તેમને ભાવના થઈ પરંતુ થોડા વખત માટે તેણે મૌનજ સેવ્યું

એટલામાં જ જનકવિદેહી આવી પહોંચ્યા કથા શરૂ થઈ અને જ્યાં બરાબર રસ જામ્યો કે તરતજ બૂમ સંભળાઈ કે 'અંતઃપુર બળે છે, દોડો! દોડો!' સભામાં બેઠેલા ઋષિઓના મન ખળભળી ઊઠ્યાં કથામાંથી ચિત્ત ઊઠી ગયું કોઈ કહેવા લાગ્યા કે દરબારગઢમાં મારું તુંબડું પડ્યું છે કોઈ કહે કે લંગોટી પડી રહી છે એ બધું બળી જશે દોડો! દોડો! સહુ એક પછી એક નાઠા, શ્રોતાથી ચીચ ભરેલું સ્થાન થોડી વારમાં સાવ શૂન્ય બની ગયું ત્યાં છેવટે બેજ વ્યક્તિ રહેવા પામી તેમાં એક તો વ્યાસજી પોતે અને બીજા શ્રોતા જનક

વ્યાસજીએ કહ્યું "મહારાજા! ઉપરાઉપર માણસો બૂમ પાડે છે.

દરબારગઢ બળી રહ્યો હોય તેવા પોકારો  મ ભળાય છે, માટે આપ પણ પધારો "

જનકે કહ્યું "વ્યાસજી ! આપ જે કથામૃત ચખાડી રહ્યા છે તેનો સ્વાદ મને છોડવો જરાય ગમતો  નથી. આપ ખુશીથી ચલાવે ઇશ્વરેચ્છાથી સહુ સારુ થઈ જશે  જે કઈ બળી રહ્યુ છે તેમા મારુ કશુ નથી  જેનું હશે તેનેજ તેની ચિંતા છે, અને તેજ  તેનું રક્ષણ કરશે હું શુ કરવાનો હતો ! "

કેટલી અનાસક્તિ ! કેવો અપૂર્વ ત્યાગ !  શુ આવી અડગતા વિના આવી શકે ?

મહારના પચખાણ ભલે ન હોય, પરતુ તેનું  મન  મૂકાઈ ગયુ હતુ આવા સમર્થ આત્માઓ જ નદી પોતાની ઉન્નતિ સાધી શકે છે  આટલી શ્રદ્ધા નહેવી એ કઇ સામાન્ય વાત નથી

થોડી વાર થઈ ત્યા તો બધા ઋષિમુનિઓ પાછા આવ્યા અને સભાનો હૉલ ચિક્કાર ભરાઇ ગયો  વ્યાસજીએ મુનિઓને પૂછ્યુ " ઋષીશ્વરો ! તમારુ શુ શુ બળી ગયુ ? ઋષિઓએ ઉત્તર આપ્યુ કે કશુએ બળ્યુ નથી એ તો ખોટી ગપ ઊડી હતી ત્યારે વ્યાસજીએ કહ્યું  તો પછી તમો બધા ટપોટપ ઊઠી કેમ ગયા ?" કેઇ કહે મારુ લગોટી કોઇ કહે મારુ તુંબડુ ત્યા પડયા હતા

ત્યારે વ્યાસજીથી સાચી વાત કહ્યા સિવાય રહેવાયુ નહિ તેમણે કહ્યુ "ઋષિમુનિઓ ! તમે ઘરબાર-કુટુબકબીલા એ બધુ છોડી દીક્ષા લીધી આ બધો ત્યાગ કર્યા પછી  પણ હજી  તુંબડા અને લગોટીનો  મોહ  છૂટયો  નહિ ! વાહરે તમારો  ત્યાગ ! તમને લગોટીની  તમોને  આટલી  ચિંતા ! ધન્ય  છે  જનકને જેણે  આખુ  રાજપાટ  સળગી  જવાનું સાભળવા છતા પોતાનુ રુવાડુ ફરકાવ્યુ નહિ હવે કહો ત્યારે ખરો ત્યાગ કોનો ? સાભળવા માટે ખરા અધિકારી કોણ ? ઋષિઓને માનવુ જ પડ્યું કે જનક વિદેહીનો ત્યાગ એ સાચો ત્યાગ હતો

આવા મહાપુરુષો ગૃહસ્થાશ્રમમા રહેવા છતા પણ આત્મોન્નતિ સાધી શકે છે આ જન્મમા તેઓની ક્રિયા બહારથી દેખી શકાતી નથી, છતા તેમનો પૂર્ણ પ્રયત્ન ખૂબ પરિપક્વ ને ઊડો હોય છે તેઓ અનેક પ્રકારના પ્રલોભનોમા રહેવા છતા સાવધાન રહી શકે છે તેઓ સમજે છે કે આપણે વહીવટદાર છીએ, માલિક નથી, માટે આત્મવિકાસ અર્થે મળેલા સાધનોનો સદુપયોગ કરવો આવા પુરુષોને વ્રત કે પચખાણ ન હોવા છતા આત્મવિકાસના પથને પોતાના સદ્વર્તનથી તે સરલ કરતા હોય છે આ બધા ભોગ્ય સાધનો માત્ર મારા વિકાસ અર્થે જ છે એમ સમજી આસક્તિ તજવી એજ આત્મોન્નતિનુ પરમ રહસ્ય છે

પરતુ આવા દૃષ્ટાત પરથી જો કોઇ તેનુ અનુકરણ કરવા લાગી જાય તો તેનુ પરિણામ વિપરીત આવે મૂળાક્ષર જાણ્યા ન હોય ને તે સાતમા વર્ગમા જાય તો કશુ શીખી શકે નહી પણ ઊલટો પાછળ જ રહે સારાશ કે યોગ્યતા પ્રમાણે સૌ કોઇએ પ્રયત્ન કરવો જોઇએ

આત્મોન્નતિનુ સાધન

એક મહાપુરુષ કહે છે કે "વરંભિક્ષાશિત્વ ન ચ પરધન સ્વાદ [illegible] સુખ " ભીખ માગવી સારી પણ હરામની વસ્તુ લેવી એ મહા[illegible]પાપ છે અર્થાત્ કે પ્રમાણિકતા અથવા નીતિ એજ ધર્મનો પાયો [illegible] જો તે પાયો મજબૂત ન હોય તો ઇમારત ટકી જ શી રીતે [illegible] ! એટલે આત્મોન્નતિના ઇચ્છુકે તો પહેલા પોતાની પ્રમાણિકતા [illegible] અને ને પગને ધ્યાન આપવુ જોઇએ જો મનુષ્ય આટલો [illegible]શ્ચય કરે તો તે ત્યાગ કરવા સમર્થ ન હોય તો પણ ગૃહસ્થાશ્ર[illegible]મા રહીને પણ પોતાની ઉન્નતિ કરી શકે છે આત્માની ઉન્નતિ [illegible] બહુ જ શાસ્ત્રો ભણવાની કઇ ખાસ આવશ્યકતા નથી [illegible] બે વસ્તુ યાદ રાખો એક તો તમારામા વિવેક-વિચાર અને

બીજું શુદ્ધ ચારિત્ર-પવિત્ર જીવન એ બેની જરૂર છે આચરવા યોગ્ય શુ ? અને તજવા યોગ્ય શુ ? એનો વિવેક કરવાથીજ જીવન ન્યાયયુક્ત-પ્રમાણિક બનાવી શકાય છે પણ તે સર્વમાં વિચાર મુખ્ય છે મનુષ્ય પોતાની મુખાકૃતિ જોવા માટે અરીસાનો ઉપયોગ કરે છે પણ પોતાનું અત કરણ તપાસવા વિચારરૂપ અરીસાનો ઉપયોગ ભાગ્યે જ કરે છે એ ઉપયોગ કરે તો માલુમ પડે કે હું પશુ તુલ્ય છુ કે પિશાચ તુલ્ય છુ ? અથવા મનુષ્ય તુલ્ય કે દેવ તુલ્ય છુ ? વિન ખરચે એ અરીસાનો ઉપયોગ કરજો, એથી મારગ મળશે, વસ્તુ સમજાશે, તમારી તમને પિછાણુ થશે તમારી ભૂલો દેખાશે તો કાઢવાનું મન પણ થશે થોડા ખર્ચે થોડા પ્રયત્ને ઘણો લાભ મેળ વવાનો આ ઉત્તમ અને સરળ માર્ગ છે

આજે તમો આ વસ્તુને માનો કે ન માનો પરતુ એક સમય એવો જરૂર આવશે કે તમારે તે માર્ગે ગયા વિના છૂટકો જ નથી આ વિશ્વમાં એવા વિરલ પુરુષો પણ હોય છે કે જે બીજાના અનુભવ પરથી ધડો લઇ પોતાના જીવનને ઘડે છે બાકી ઘણા ખરા તો પોતાને ઠોકર લાગે ત્યારેજ ઊંઘમાથી જાગ્રત થાય છે ઠોકર લાગ્યા પછી જાગ્રત થવામા ભય અને જોખમ બન્ને રહેલા છે તેથીજ મહાપુરુષોએ કહ્યુ છે કે સતપુરુષો જે કઈ માર્ગ બનાવે તે માર્ગે ચાલવુ અથવા એવો યોગ ન થાય તો અનુભવી પુરુષોએ કહેલા માર્ગ પર શ્રદ્ધા રાખવી

## સંતોની પિછાણ

રાગ અને દ્વેષ જેનામા બહુ અશે નીકળી ગયા હોય, જે નિસ્પૃહી અને નિર્મળ હોય, જેની આખમા અમી હોય, જે વિશ્વના પ્રાણીમાત્ર પર સમભાવી અને પાપભીરુ હોય, આવા પુરુષોજ સતપુરુષો કહેવાય અને તેવા પુરુષોનીજ વાણી ઉપર શ્રદ્ધા જામી શકે

શ્રદ્ધા-વિશ્વાસમા બુદ્ધિ કરતા હૃદયની સરળતાની વધારે આવશ્યકતા

હોય છે અત્યત સરળ અને વાસના રહિત ચિત્ત હોય તેવા પુરુષોજ અણીને વખતે- કસોટીના સમયે સાચી શ્રદ્ધા રાખી શકે છે શ્રદ્ધા જેવુ અપૂર્વ અને દિવ્ય આત્મોન્નતિનુ બીજુ કોઈ સાધન નથી. પરન્તુ ત્યા આગળ બુદ્ધિને નમ્ર થવુ પડે છે બુદ્ધિની ચાલાકી આવી કે સેંકડો તર્ક વિતર્ક થવાના ત્યા આગળ શ્રદ્ધા-વિશ્વાસ ટકી શકેજ નહિ સાચી શ્રદ્ધા જીવનમા શુ શુ કાર્ય કરે છે તેનુ એક નાનકડુ દૃષ્ટાત ટૂકમા સભળાવુ

ઝાલાવાડમા સાયલા કરીને એક ગામ છે તે 'ભગતનુ ગામ' એ નામે ઓળખાય છે તે ભગતનુ નામ લાલોભગત. લગભગ સો વરસ પહેલા જ મહા ભગત થઈ ગયા

લાલા ભગત નાની ઉમરના હતા ત્યારે એક દિવસ તેના પિતા તેને દુકાનપર બેસાડી કઈક કામે બહાર ગયેલા કામળાની તેને દુકાન હતી તેવામાં કેટલાક ગરીબ માણસોને ટાઢે ઠરતા તેણે જોયા લાલા ભગત પૂર્વના સસ્કારી હતા. આ ભિક્ષુકોને જોતાજ તેના હૃદયમાં દયા આવી તેણે એ બધાને બોલાવીને સૌને એકેક કામળો આપી દીધો

થોડી વાર થઈ અને તેના બાપ દુકાન પર આવ્યા બીજા વેપારીઓએ તેની પાસે આવીને કહ્યુ કે તમારા લાલાએ આજે વેપાર બહુ સારો કર્યો છે જરા કામળા તો તપાસો ! તેના બાપને આ વાતથી બહુ માઠુ લાગ્યુ અને લાલા પર ગુસ્સે થયા, પરન્તુ જ્યારે તેણે કામળા તપાસી જોયા તો તેટલાને તેટલાજ નીકળ્યા, એક પણ ઘટયો નહી ત્યારે લાલાને માન પૂર્વક બોલાવીને મનાવ્યા અને પેલા વેપારીઓને ઠપકો આપ્યો

આ ઉપરથી લાલા ભગતને બહુજ આશ્ચર્ય થયુ અને તેણે જાણ્યુ કે આ બધુ કામ મારા ઠાકરનુંજ છે ઠાકરમા તેને શ્રદ્ધા તો હતીજ પણ આથી ઉત્તરોત્તર તેની શ્રદ્ધા વધવા લાગી અને પોતાનુ સર્વસ્વ ખરચી એક એવ સ્થાન બનાવ્યુ કે જ્યા આજ સુધી અનેક યાત્રાળુઓ

આવા આરામ, અન્ન અને પાણી પામે છે જ્યા સુધી તે જીવ્યા ત્યા સુધી વધતી જતી પ્રભુ પ્રત્યેની શ્રદ્ધા, તેનો માનવજાત પ્રત્યેનો અપાર પ્રેમ તેવોને તેવો હતો તેમના મનમા કોઈ ઉચ્ચ કે નીચ ન હતું સૌ કોઈ પ્રાણીમા તે પ્રભુને નીહાળી શકતા હતા કેટલી અનન્ય ભકિત ! કેવી અપૂર્વ શ્રદ્ધા !

આવી જ્યારે શ્રદ્ધા હોય ત્યારેજ આત્મવિકાસ થઇ શકે આજે તો ભજન રોજ કર્યા કરે પરતુ એકાગ્રતા કે શ્રદ્ધાનો પત્તોય ન હોય એવી પ્રેમ વિનાની માલા ફેરવે શુ દહાડો વળે ? ભજન તો કર્યા કરે પરતુ ઉપાધિઓ બોજો સાથેને સાથે પછી ભજનમા શાતિ કયાથી મળે ? કોઇ તૃષાતુર માણસને ખરા ઉનાળાના તાપમા થાકી ગયા પછી શીતળ છાયો મળે અને પછી જેટલી શાતિ તે અનુભવે, તેટલી શાતિ ભજન કરતી વખતે ઉદ્ભવે, ત્યારે જાણવુ કે હવે ભકિતનો નાદ લાગ્યો ઇશ્વર ભકિત આગળ સસારના સઘળા પદાર્થની કિમત નજીવી અને તુચ્છ છે

આ બધી વસ્તુઓ કહ્યા પછી તેના સાગરૂપે ફરીથી તમને કહું છુ (૧) તમારુ મન તમારા ધ્યેય પર લગાડો અને (૨) તમારી પ્રત્યેક ક્રિયામા સત્ય અને નીતિને પરોવી દો બસ, પછી તમે ગમે તે મ ડળમા હો, ગમે તે મ પ્રદાયને માનતા હો, ગમે તે આશ્રમમા હો, પણ તેમાજ તમારુ કલ્યાણ છે તમારા જીવન સુધારનો આજ એક માર્ગ છે અને તે તમારે પોતાનેજ કરવાનો છે બીજાં બધા સાધનો તમને માર્ગદર્શક થશે, પણ ચાલવાનુ તમારેજ છે જો આજથીજ તમારી જાડયતા અને મમત્વને તિલાજલિ આપી ઉપરના ઉપાયોને અજમાવશો તો આજે વિષમ જણાતો માર્ગ તમને સાવ સરળ થઇ જશે અને તમે તમારી ઉન્નતિ સહજ રીતે સાધી શકશો

3

# સંપ્રદાય કે ધર્મ

વ્યાખ્યાતા—શ્રી રામનારાયણ પાઠક

આજે મારે જે કઇ કહેવાનું છે તે ટૂકામા કહેવુ હોય તો એક બે વાકયમા કહી શકાય તેવુ છે—પણ તેને બરાબર સ્ફુટ કરવા માટે હું પ્રથમ થોડા દૃષ્ટાન્તો આપવા માગુ છુ તેમા પહેલું દૃષ્ટાન્ત હું ચોપાટની રમતનું આપવા માગુ છુ ધારો કે કોઈ માણસને ચોપાટના સારા ખેલાડી થવુ છે તો તે તેમ થવા માટે જુદા જુદા રગના હીરા માણેકના સોગઠા બનાવે, મખમલની મોતી ભરેલ ચોપાટ બનાવે હીરા જડેલ પાસા બનાવે તેથી તે હોશિયાર રમનારો થઈ શકશે ? તેવીજ રીતે તે સવારમા હમેશા વહેલો ઊઠી ચોપાટની પ્રાર્થના કરે, કે તેના મત્રનો જાપ કરે તો તેથી સારો ખેલાડી થઈ શકશે ? નહિજ ચોપાટના સારા ખેલાડી થવા માટે તો તેણે વારવાર જુદા જુદા ભેરુઓ સાથે રમવુ જોઈશે અને તેમ કરતા કરતા તેનામા બુદ્ધિ હશે તેટલું તે શીખી શકશે બીજું દૃષ્ટાન્ત હું વેપારનું આપું છુ ધારો કે એક માણસને સારા વેપારી થવુ છે તો તે વેપારી થવા માટે ભારે કિમતના કાગળો લઇ સોનારૂપાની લેખણો કરાવે કે હીરાજડિત ખડિયો કરાવે તેથી વેપારી બની શકવાનો નથી તેમજ કઈ મત્રોનો જાપ કરાવવાથી કે હમેશા લક્ષ્મીદેવીના દર્શન કરવાથી તે સારો વેપારી થવાનો નથી પણ તે વેપાર કરવાથી ક્ષણે ક્ષણે ભાવ તાવની ખબર રાખવાથી, દરેક બાબતમા પોતાનું હિત જાળવવાથી દૂર ભવિષ્યમા શુ બનવાનું છે તે વિશે સભાળ રાખવાથી વેપારી થઈ શકશે અમુક રકમ એક સાથે મળી જવાથી કે એકજ પ્રકારે એક કામ કર્યા કરવાથી કઇ વેપારમા નફો મળતો નથી કે સારા વેપારી થવાતું નથી તેને માટે

દર ક્ષણે સાવધાની અને બુદ્ધિની જરૂર છે ત્રીજો દાખલો સ્ત્રી પુરુષના પ્રેમનો લઇએ અત્યારે આ વિષય ઉપર ઘણી ચર્ચા ચાલે છે તેમા એક વાત જે તરફ બધાનું ખાસ ધ્યાન દોરવામા આવે છે તે એ છે કે પ્રેમ એ કઈ એકવાર પૈસાની માફક મેળવી લેવાતી વસ્તુ નથી અમુકને પરણવાથી કે એવા કોઈ કાર્યથી પ્રેમ સિદ્ધ થઈ જતો નથી પ્રેમ એ તો દરેક ક્ષણે સિદ્ધ કરવાની વસ્તુ છે, સ્ત્રીએ પુરુષનું અને પુરુષે સ્ત્રીનું દર ક્ષણે મન સંપાદન કરવુ જોઇએ ત્યારે પ્રેમ સબંધ થાય છે અને નભે છે તેને માટે કોઈ નિયમો કે પૂજાઓ કે નિયત કરેલી વિધિઓ હોતી નથી તે પછી આપણે સ્વતંત્રતાનો દાખલો લઇએ આપણને બધાને સ્વરાજ જોઈ એ છીએ આપણે જાણવુ જોઈએ કે સ્વતંત્રતા કોઈ સરકાર આપણને અમુક રાજ્યબંધારણ એકવાર આપી દે તેટલાથી મળી જવાની નથી. અમુક બંધારણ પ્રમાણે રહો એટલે પછી સ્વતંત્રતા ચાલ્યાજ કરે એવો કોઇ નિયમ નથી એને માટે આખા દેશનું એક સરખુ સ્વતંત્રતા પિછાનનારુ અને તેને માટે તત્પર એવુ માનસ જોઇએ સ્વતંત્રતા એ પણ પ્રેમની પેઠે દર ક્ષણે સિદ્ધ કરવાની વસ્તુ છે હાલના સ્વતંત્ર દેશો પણ જુઓ કે તેમને દર ક્ષણે કેટલી સંભાળ રાખવી પડે છે બીજા દેશોમા શુ શુ બને છે અમુક દેશ આમ કરે છે તે કયા ઉદ્દેશથી કરે છે, એમ કરવાથી આપણા દેશને શી અસર થશે અને એને માટે આપણે શુ કરવુ, તેની સતત્ જાગૃતિ રાખવાથી જ સ્વતંત્રતા મળે છે અને ટકે છે એ અનેક અટપટા દાખલા આપ્યા હવે છેલ્લો એક સૌથી પરિચિત દાખલો આપું આપણું જીવનજ જુઓ આપણે દરેકને તંદુરસ્તી દીર્ઘજીવી, સશક્ત થવુ છે પણ તેને માટે મેળ નથી કે આટલું એકવાર કરી લો એટલે પછી હમેશને માટે નિશ્ચિંત આટલું ખાઇ લો, કે અમુક ખાઈ લો, કે હમેશ આટલુ કરો તો હમેશને માટે તંદુરસ્ત રહેશો એવા કોઇ નિયમો નથી તેને માટે માણસે પોતે હમેશા સતત જાગૃત રહેવુ જોઈએ

તેવી રીતે ધર્મમા પણ અમુક કરી લો, એકવાર અમુક યજ્ઞ કે અમુક અહાઈ કે અમુક ક્રિયાઓ કરી લો એટલે ધર્મ થઇ ગયો, કે હમેશા દર્શન કરવા જાઓ કે હીરામાણેકની મૂર્તિઓ કરાવો એ કશામા ધર્મ નથી વ્યવહારમા ધર્મબુદ્ધિથી વિચારવામાં ખરો ધર્મ છે વ્યવહારનું સ્વરૂપ સદા બદલાતુ રહે છે અને તે પ્રમાણે ધર્મનું બાહ્યસ્વરૂપ પણ બદલાતું રહેવાનું એક જમાનો એવો હશે કે જ્યારે ધર્મને માટે મોટા ઉત્સવો વગેરે કરવાની આચાર્યોને જરૂર જણાઇ હશે, પણ હવે એ બધો બહારનો આડબર છે

આપણામા સૌથી ખરાબ એ છે કે આપણે વ્યવહારને અને ધર્મને ભિન્ન માનીએ છીએ એમ કદી હોઈ ન શકે માટે ધર્મ વ્યવહારથી ભિન્ન હોય તો વ્યવહારમા ધર્મ આપણું રક્ષણ શી રીતે કરે ? વ્યવહાર અને ધર્મ એ ભિન્ન નથી આ વાત આપણા શાસ્ત્રોએ બહુ સરસ રીતે સ્વીકારી છે બધા હિંદુ ધર્મશાસ્ત્રો કહે છે કે મોક્ષનો અધિકાર દેવોને કે પશુઓને નથી માત્ર માણુસને છે એ, શા માટે ? કારણ કે માત્ર માણુસને વ્યવહાર છે પશુને વ્યવહાર નથી તેને માત્ર કર્મફળ ભોગવવાનુંજ છે દેવોને પણ વ્યવહાર નથી, તેમની તો માત્ર ભોગ યોનિ છે માત્ર માણુસજ એવો છે જેને વ્યવહાર છે વ્યવહારમાં જ માણુસ જેમ ઊચે ચઢી શકે છે તેમ નીચે ઊતરી શકે છે દેવને અને પશુને ઊચે ચઢવાનું કે નીચે પડવાનું નથી. એટલે ધર્મથી વ્યવહારને ભિન્ન માનવો, બે વચ્ચે અસબધ કલ્પવો અને આચરવો એના જેવી બીજી નાસ્તિકતા નથી

કદાચ કોઇને શકા થાય, કે આજ સુધી જૈનધર્મ કે વૈષ્ણવ ધર્મ કે બૌદ્ધ ધર્મના સત્યો સપ્રદાયોથી સચવાઈ રહ્યા છે, તેનું પછી શુ થશે ? એ ભય ખોટો છે એક બીજો દાખલો આપું આજ સુધી આપણી નાતોથી અમુક રિવાજો કે સસ્કારો સચવાઈ રહ્યા છે, પણ હવે નાતોની વચ્ચે રોટી બેટી વ્યવહાર શરૂ થયા છે તેથી શુ એ

સસ્કારો નાશ પામે છે? નહિજ ઊલટુ બધી નાતો એક બીજીમાથી જે જે સારુ હતું તે લે છે અને એમ થઈને નવા સસ્કારો વિસ્તાર પામે છે અને એવા નવા સસ્કારવાળા યુવાનો પછી પરણે છે, તેમજ એક સપ્રદાયના સત્યો નિયમોમા જેટલું સારુ હશે એ આખા જગતના અધિકારીઓ જિજ્ઞાસુઓ ધર્માર્થીઓ સ્વીકારશે, અને એમ થવા માડયુ છે મહાત્માજી કોઈ પણ એક સપ્રદાયના નથી તેઓ વૈષ્ણુવ છે, જૈન છે, ક્રિશ્ચન છે, બૌદ્ધ છે, અને કશુ નથી છતા જૈનોનો અહિસા સિદ્ધાન્ત તેમણે જેવો વિસ્તાર્યો એવો આ જમાનામા હજી કોઈ અહિસા પ્રધાન ધર્મોએ વિસ્તાર્યો નથી હવે જગતની પ્રગતિ કોઈ પણ એક ધર્મવાળા માણસથી થાય એવી આશા નથી અત્યારે જેમ હિદનો વેપાર આખી દુનિયાની પરિ-સ્થિતિથી નક્કી થાય છે તેમજ આપણે ધર્મદષ્ટિએ પણ આખી દુનિયાની પરિસ્થિતિ જોવી જોઈએ હવે ટૂકા વાડા કે વડામા વિચરવાનો સમય નથી જગતના પ્રશ્નો વિચારવા જોઈએ અને તેને ધર્મદષ્ટિથી ઉકેલવા જોઈએ સપ્રદાયોનો જમાનો હવે રહ્યો નથી

૪

# જીવન અને ધર્મ

પ્રવચનકાર લઘુશતા શ્રી સૌભાગ્યચંદ્રજી મહારાજ

**મહનીય મહારાજશ્રી, આયાળુ માતાઓ અને મહાનુભાવો!**

આજે પર્યુષણ પર્વનો મધ્યમ દિવસ છે આદિ અને અંતિમ એ બન્નેની વચ્ચે મધ્યમનું સ્થાન છે વળી છેડાની વચ્ચેનું મધ્ય બિંદુ હોય તેને સમ પણ કહી શકાય

માટે આજે આપણે સમસપાટી પર ઉભા રહી આપણી અંતિમ બાજુ એટલે જીવનનું લક્ષ્યબિંદુ અને પ્રથમ એટલે જીવનનો ઉત્પત્તિ હેતુ તે બન્નેની વિચારણા કરીએ એ વધુ યોગ્ય છે અને તેથીજ આજનો વિષય "જીવન અને ધર્મ" પસંદ કરવામા આવ્યો છે

સમાજવાદ અને સામ્યવાદના સંઘર્ષણથી ધર્મતત્ત્વ પણ આજે વિવિધ વિચારણા માગે છે એટલે સાથે સાથે ધર્મની વ્યાખ્યા કહેવી પણ અહીં અસ્થાને નહિજ ગણાય. સૌથી પહેલા તો આપણે તે બન્નેની વાસ્તવિકતા જોઇ લઈએ!!!

**જીવન એટલે શું ?**

જીવન શબ્દના ઘણા અર્થો હોઈ શકે પરંતુ સંક્ષિપ્ત અર્થ એ છે કે "चैतन्य विशिष्ट व्यवहारो जीवन" ચૈતન્યપૂર્વક શરીરમા જે કઈ વ્યવહાર થાય છે તેનુંજ નામ જીવન. અને ધર્મ એટલે— वस्तु स्वभाव धर्म પદાર્થોનો સ્વભાવ તેજ તેનો ધર્મ

આવી રીતે જીવન અને ધર્મની વ્યાખ્યા યથાર્થ સમજી લીધા પછી તે બન્નેના સંબંધનો સ્પષ્ટ ખ્યાલ આવીજ જાય છે

વાસ્તવિક રહસ્ય સમજાયુ નથી અને વાણી તથા વર્તનના સો સો અંતરો થઇ પડયા છે

ભગવાન મહાવીર પુન પુન કહે છે કે ઉપયોગ એજ ધર્મ દરેક ક્રિયામા વિવેક, વિચાર અને વ્યવસ્થા જાળવવી તેજ ધર્મ

જ્યારે આવો સાચો ધર્મ રગેરગમા વ્યાપી જશે ત્યારે વૈયક્તિક જીવન ઉચ્ચ બની જશે અને શાતિ તો વ્યાપશેજ પરતુ સાથે સાથે સામાજિક, રાષ્ટ્રીય અને આધ્યાત્મિક વગેરે દરેક ક્ષેત્રમાં ઉન્નતિ અને પ્રગતિ થશે આવા પર્યુષણ પર્વમા વિવેકપૂર્વક આવી નવ-વિચા ણા કરવી એ અતિ અતિ આવશ્યક છે

ૐ શાતિ

૪

# જૈન સમાજને આજે શેની જરૂર છે?

વ્યાખ્યાતા —શ્રી ધીરજલાલ ટોકરશી શાહ.

**પૂજ્ય મુનિ મહારાજો ! આત્મબધુઓ અને આત્મભગિનીઓ !**

પ્રભુ મહાવીરના અવિભકત જૈન સમાજ પછી લગભગ સત્તરસો વર્ષે હવે એવો સમય આવ્યો છે કે જ્યારે આપણે ત્રણે ફિરકાના જૈનો સાથે મળીને પર્યુષણા પર્વની આરાધના કરી શકીએ છીએ

પર્યુષણા પર્વ એ પર્વાધિરાજ ગણાય છે એમા જે જે કર્તવ્યોનું અનુષ્ઠાન છે તેમા જીવનની આલોચના મુખ્ય છે આ આલોચના ત્યારે જ યથાર્થ સ્વરૂપમા થઈ શકે જ્યારે જીવનના ભિન્નભિન્ન પ્રશ્નો ઉડાણથી વિચારવામા આવે એટલે પર્યુષણાપર્વમા આવા વિષયો ચર્ચતી વ્યાખ્યાનમાળા ગોઠવવામા આવે તે સર્વથા ઉચિત છે એમ હું માનુ છુ પરતુ આપણા ઘણા મુનિરાજો હજી એમ માને છે કે શ્રાવકોએ આ પર્વના દિવસોમા ઉપાશ્રયમાં જ આવવુ જોઇએ, કલ્પસૂત્ર જ સાભળવુ જોઇએ અને તે પણ સાધુઓના મુખેથી જેઓ આ પ્રમાણે નથી કરતા તેઓ અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત વીતરાગશાસનની પૂરાપૂર્વેથી ચાલી આવતી પ્રણાલિકાનો ભગ કરે છે, શાસનની નૌકાને કાણુ પાડે છે, શાસનનો દ્રોહ કરે છે માટે જેઓ જાહેર હોલમા થતા વ્યાખ્યાનો સાભળવા જતા હોય તેમને તેમ કરતા અટકાવવા જોઇએ, જરૂર લાગતા પીકેટીંગ પણ કરવુ જોઇએ

તો મહુથી પ્રથમ પ્રશ્ન એ થાય છે કે શુ ખરેખર આપણે અવિચ્છિન્ન પ્રભાવશાળી ત્રિકાલાબાધિત વીતરાગ શાસનનો દ્રોહ કરી રહ્યા છીએ કે તે મહાનુભાવોનું કહેવુ ભૂલભરેલું છે? મને નથી લાગતું કે આપણા પૈકીનો કોઇ પણ આપણા ઇષ્ટદેવ પ્રભુશ્રી મહાવીરની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા ચાહતો હોય અને તે પણ સામુદાયિક રીતે અને પર્યુષણા જેવા પવિત્ર પર્વમા એટલે આહી ઉભા રહીને વ્યાખ્યાન કરવામા જો શાસનનો દ્રોહ ન થતો હોય તોજ વ્યાખ્યાન કરવુ હું ઉચિત ધારૂં છુ અને તેથી અહીં ઉભા રહીને વ્યાખ્યાન કરવામા શાસનનો દ્રોહ થાય છે કે કેમ તેનો જ પ્રથમ નિર્ણય કરીશ

જે મહાનુભાવો કહે છે કે શ્રાવકોએ ઉપાશ્રયમા જ જવું જોઇએ, કારણ કે એ પૂરાપૂર્વની રીતિ છે તેઓ ઇતિહાસથી અનભિજ્ઞ હોવા જોઇએ અથવા ઇરાદાપૂર્વક ખોટુ બોલતા હોવા જોઇએ

ઉપાશ્રયો કયારે થયા? પ્રથમ સાધુઓ અપ્રતિબદ્ધ વિહાર કરતા અને મુખ્યત્વે નગર બહાર ઉદ્યાનોમા જ વિચરતા એ આત્માર્થી મહાપુરુષોનું વ્યાખ્યાન સાભળવા લોકો ઉત્સાહથી ઉલટી પડતાં અને જ્યા ચારિત્રની સુવાસ પ્રગટતી હોય, જ્ઞાનની ગગા વહેતી હોય ત્યા એ ન કેમ બને? પરતુ એ નિસ્સંગી અને સંસારીઓથી લગભગ અલિપ્ત રહેતા મુનિઓ ધીમે ધીમે સંસારના નિકટ સબધમા આવ્યા તેમની વચ્ચે જ ઉપાશ્રયો નિર્માણ થયા અને આજે તો પરિગ્રહ વિરમણ વ્રત ભૂલી જઇને એ ઉપાશ્રયોની ઠેકેદારી સાધુઓ રાખી રહ્યા છે એટલે ઉપાશ્રયો તો સમયના પ્રભાવથી અસ્તિત્વમાં આવેના છે ઉપાશ્રયમા રહેવુ એ પણ જમાનાવાદ છે નહિકે પૂરાપૂર્વથી ચાલી આવેલી રીતિનું અનુકરણ, એટલે જ્યા ઉપાશ્રયો જ નવી વસ્તુ છે ત્યા એમા નહિ જવામાં દોષનો સભવ કયા રહે? કયા શાસ્ત્રમાં એમ કહ્યું છે કે શ્રાવકે 'ઉપાશ્રય'મા જ જઇને વ્યાખ્યાન સાભળવુ જોઇએ? આથી ઉપાશ્રયમા જ જવુ જોઇએ એ દલીલ વજૂદ વિનાની છે

બીજી વાત કલ્પસૂત્ર સાંભળવા સબધીની છે કલ્પસૂત્ર એટલે આચાર સબધીનું—સાધુઓના આચાર સબધીનું સૂત્ર સાધુ સમાચારી એનો મુખ્ય વિષય પ્રથમ સવત્સરીના દિવસે સાધુઓ કાઉસગ કરી આ સમાચારીનુ શ્રવણ કરતા શ્રાવકોને સાભળવાનું કાંઈ પ્રયોજન ન હતું અને તેથી એ સાભળવાની પ્રથા જ ન હતી એ સમય ધર્મપ્રચારની હરિફાઇનો હતો એક બાજુ બુદ્ધચરિત્ર પ્રિય થતુ જતું હતું ને બીજી બાજુ ભાગવત પણ લોકપ્રિય થવા માડયુ હતું તેના વાચનો લોક સમક્ષ તથા રાજદરબારમા થવા લાગ્યા હતાં આ સ્થિતિ જોઇ સમયને ઓળખનારા દીર્ઘ દૃષ્ટિવાળા મહાપુરુષે કલ્પ-સૂત્રને જૈન મહાત્માઓના જીવનચરિત્રથી વિભૂષિત કર્યું અને એક આચાર્યે આનદપુર નગરમા ધ્રુવસેન રાજાના દરબારમા પ્રથમ જ તેનું જાહેર વ્યાખ્યાન કર્યું ત્યાર બાદ તે શ્રાવકો સમક્ષ વચાવા લાગ્યુ એટલે શ્રાવકો સમક્ષ કલ્પસૂત્ર વાચવુ એ સમયધર્મનો પ્રભાવ છે જેઓ એમ કહે છે કે શ્રાવકોએ કલ્પસૂત્ર સાભળવુ જ જોઇએ તેઓ અજાણપણે પણ સમયધર્મનું પાલન કરવાનું કહે છે તેનો તેમને ખ્યાલ હશે ખરો ?

એટલે કલ્પસૂત્ર સાભળવુ જોઇએ એ અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત વીતરાગ શાસ્ત્રની પુરાપૂર્વની રીતિ નથી. એથી એ રિવાજમા સમયોચિત ફેરફાર કરવામા આવે તો કાંઈ જ અનુ-ચિત નથી

ત્રીજું સાધુઓના મુખેથી જ વ્યાખ્યાન સાભળવુ જોઇએ એ તો હાસ્યાસ્પદ દલીલ છે વ્યાખ્યાન કરવાનો ઇજારો કોઈ પણ એક વ્યક્તિનો હોઇ શકે નહિ, જેણે કાંઈપણ જીવનના પ્રશ્નો સબધમા વિચાર કર્યો હોય, જેને કાંઇ પણ સમાજની ઉન્નતિ અર્થે કહેવાનું હોય તે કહી શકે છે કેવળ વેશ પરિવર્તનથી જ વ્યાખ્યાન કરવાની લાયકાત ઉત્પન્ન થાય છે એવુ કાંઈ જ નથી

ટૂંકમાં આ વસ્તુને સમેટી લેતા એટલું જણાવવુ જોઇએ કે અહીં ઉભા રહીને વ્યાખ્યાન કરવામા ઉપર જણાવ્યા મુજબ અવિછિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત વીતરાગ શાસનનો કાઈ પણુ દ્રોહ નથી પરંતુ જીવનની સાચી આલોચના રૂપ હોઈ સાચી જૈન દષ્ટિનું જ અનુકરણુ છે એથી આપ સમક્ષ આજનો વિષય શરૂ કરીશ

" જૈન સમાજને આજે શેની જરૂર છે?" એ આજના ભાષણનો વિષય છે બીજી રીતે કહીએ તો જૈન સમાજની આધુનિક પરિસ્થિતિ કેવી છે અને તેમાંથી આગળ વધવાના ઉપાયો કેવા છે? એ આજનો વિષય છે જો આજની પરિસ્થિતિ બધી રીતે સંતોષકારક હોય તો તો આપણે કાઈ કરવાપણું રહેતું નથી કારણુ કે નિરોગીને ઔષધ અપાતું નથી પરંતુ જો આપણી સ્થિતિ ખરે ખર એક ગભીર હાલત ભોગવતા દર્દીની હોય, દરેક જાતના ઉપચારની જરૂર હોય તો આપણે વહેલામા વહેલી તકે તેના ઉપાયો યોજવા જોઇએ પરંતુ જેમ દરેક વિષયમા જૈન સમાજમા બે મતો જોવાય છે તેમ આમા પણ બે મત જોવામા આવે છે કેટલાક સાધુ તથા આચાર્યો અને આગળ પડતા ગૃહસ્થો એમ જણાવે છે કે 'આપણી સ્થિતિ પહેલા કરતા ઘણી સુધરી છે કારણ કે પહેલા આટલા ઉત્સવો ન હતા, આટલી પૂજાઓ ન હતી, આટલી રથે ચિયડો ન દોડતી કે આટલી બોર્ડીંગો તથા પાઠશાળાઓ પણ કયા હતી? વળી આજે જૈનોમા મીલમાલેકો છે, ધર્મને માટે પૈસા ખર્ચનારા પણ ઘણા જોવાય છે આ તો જમાનાવાદીઓને બુમો પાડવાની ટેવ પડી ગઇ છે કે આપણી સ્થિતિ સારી નથી, ખરાબ થઈ ગઈ છે એમ કહી લોકોને ભડકાવવા અને પછી પોતાના મન ગમતા સુધારા આગળ કરવા વાસ્તવિક સ્થિતિ એવી છે કે તેથી ઉલટી જ છે તે આપણે તપાસીએ

હું આજની આપણી પરિસ્થિતિને ચાર ભાગમા વહેંચી નાખીશ

(૧) આર્થિક જીવન (૨) સામાજિક જીવન (૩) રાજકીય જીવન (૪) ધાર્મિક જીવન

જો કે જીવન અખડ છે, એના વાસ્તવિક વિભાગો હોઈ શકે નહિ, પણ જુદી જુદી પરિસ્થિતિમા જીવન ઉપર શુ અસર થાય છે તે દર્શાવવા જ આ વિભાગો પાડયા છે

## આર્થિક જીવન

જૈનોનું આર્થિક જીવન આજે કયા પ્રકારનું છે ? કદબગિરિની પ્રતિષ્ઠા મહોત્સવમા ઉપરા ઉપરી જમણો થાય કે અમદાવાદમા હમેશા પૂજા-ઉત્સવ નજરે પડે એથી જૈન સમાજ પૈસાદાર છે એમ કલ્પી શકાય ખરૂં ? આજે જૈનોના હાથમાથી ઘણો ખરો વેપાર સરકી ગયો છે, એક પણ ધંધા પર ખાસ પોતાની પ્રભુતા રહી નથી જ્યારે લોર્ડ કર્ઝનના સમય સુધી હિંદુસ્થાનના વેપારનો લગભગ ત્રીજો ભાગ એકલા જૈનોના હાથમાથી જ પસાર થતો આજે તો જગતની બદલાતી પરિસ્થિતિમા જૈનોએ પોતાનું એક માત્ર જાળવી રાખેલું ક્ષેત્ર પણ ગુમાવ્યુ છે અને ગામડામા રહેતા જૈનો જે મોટા ભાગે ધીરધારનું કામ કરતા તેઓની પણ ત્રણ વર્ષે દેવુ ડુબાડનારા કાયદાથી તેમજ બીજા કારણોથી પાયમાલી થઈ ગઈ છે આજે તો મદા ને આકરૂં જૈન સમાજનો પીછો પકડયો છે ખાસ કવાકૌશલ્ય પણ રહ્યા નથી બેચાર મીલમાલેકોને જોઈ કે પાચપચીસ વેપારી પેઢીઓને સારી ચાલતી જોઈ આખો જૈન સમાજ આર્થિક સ્થિતિમા સારો છે એમ પ્રતિપાદન કરવુ એ શુ સરાસર મૂર્ખતા નથી ?

મુઠીભર માણસો બાદ કરીએ તો જૈનોની હાલત કગાલ છે મધ્યમ વર્ગ કરતા પણ કફોડી છે મધ્યમ વર્ગ અને મજુરો તો ગમે તે ધંધો ગ્રહણ કરી પોતાની આજીવિકા બરાબર પ્રાપ્ત કરે છે પણ જૈન સમાજને તો હજુ પ્રતિષ્ઠાનું ભૂત વળગેલુ છે અમુક ધધો ન થાય, અમુક જ થાય, અમુકમા અમુક કર્માદાન લાગે વગેરે

વિચારોથી તે બીજા ધંધાઓ ગ્રહણ કરી શકતો નથી. આમ હાથમાં રહેની વસ્તુ ગુમાવી છે અને નવી લેવાતી નથી એવી દિનપ્રતિદિન તેની સ્થિતિ બહુ જ કફોડી થઈ રહી છે મોટો ભાગ મ્હો પર તમાચો મારી મ્હો લાલ રાખવા જેવુ જીવન ગુજારી રહ્યો છે અને કેટલીક ભાગ તો આર્થિક કંગાલિયતને અંગે બહુ જ કનિષ્ઠ પ્રકારનું જીવન ગુજારે છે

થોડા વર્ષો પહેલા જામનગર રાજ્યમા એક જૈન કુટુંબે આજીવિકાના અભાવે કુવામાં પડી આપઘાત કર્યો હતો, બીજા પણ એવા અનેક જાતના બનાવો છેલ્લા વર્ષોમાં બન્યા છે કે જે સાભળીને પણ આપણા રૂંવાડા ઉભા થઇ જાય પણ ચોથા આરાના સ્વપ્નમાં માણના આપણા ધર્મગુરૂઓને કે શ્રીમંતોને એનો ક્યા ખ્યાલ છે? અને એ વાત નિશ્ચય છે કે જ્યા સુધી જીવનની જરૂરિયાતો પ્રાપ્ત કરવામા જ મઘળી શક્તિઓ ખરચવી પડે છે ત્યા સુધી ધાર્મિક જીવન પ્રત્યે લોકોનો આદર ન કેળવી શકાય

આપણા શ્રાવકના આચારમા શુ જણાવ્યુ છે? પ્રભાતમાં ઉઠીને નવકાર મંત્ર ગણવા, પછી પ્રતિક્રમણ કરવુ, પછી દેવવંદન તથા સેવાપૂજા કરવી, પછી વ્યાખ્યાન સાભળવા જવુ ત્યારબાદ ભોજન લઈ, મધ્યાહ્નનું ચૈત્યવંદન કરવુ અને એ પ્રહર ધંધામા વ્યતીત કરવા, ત્યારબાદ સાયભોજન, દેવદર્શન પ્રતિક્રમણાદિ કરવા પરંતુ આજે આ આચારનું કેટલું પાલન થાય છે? આજની બદલાયેલી આર્થિક સ્થિતિમા ઉપર પ્રમાણે સામાન્ય જૈનજનતા વર્તી શકે તેમ છે કે? અને આમ છતા અમે અર્થ કામની વાતો ન કરીએ એમ કરીને આ મહત્વના પ્રશ્ન પર આપણા ધર્મગુરૂઓ આખમીંચામણા કરી રહ્યા છે પરંતુ તેઓને ખબર નથી કે જો આવી ઉપેક્ષા લાંબો વખત ચાલુ રહેશે તો લોકોની ધર્મ પ્રત્યેથી બીનકુન શ્રદ્ધા ઉડી જશે અને તેનું પાપ પણ ઉપેક્ષા કરનારાઓને

શીરેજ ચોટયે જો તેમણે આજના જૈન સમાજનો ઉદ્ધાર કરવો હોય તો આજના આર્થિક પ્રશ્નોનો બરાબર અભ્યાસ કરવો જોઇએ, આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિનો અભ્યાસ કરવો જોઇએ અને ત્યારબાદ આ સ્થિતિમાં જૈનોએ કેવી રીતે વર્તવુ ને પોતાના આર્થિક સ્થિતિ કેવી રીતે સુધારવી તેનો ઉપદેશ કરવો જોઈએ આજે આંતરરાષ્ટ્રીય જ્ઞાન ન હોય તો એ વિષય પર સલાહ આપી શકાય તેમ નથી

કદાચ જો એમ કહેવામા આવે કે સાધુઓથી અર્થનો ઉપદેશ થઈ શકે નહીં તો હું એટલુ કહીશ કે જીવનનો એ અગત્યનો પ્રશ્ન છે અને એના સફળ ઉકેલ ઉપરજ ધાર્મિક જીવનનો આધાર છે એટલે ધર્મની દૃષ્ટિએ જ એ પ્રશ્ન હાથમા લેવો જોઈએ બાકી શ્રાવકો પાસેથી અર્થનો લખનુટ વ્યય કરાવતી વખતે ધર્મબાધ ન આવે અને તેમની આર્થિક સ્થિતિ સુધારવાના પ્રશ્ન વખતે જ આ પ્રશ્ન આડો આવે એ તો બહુજ નવાઇની વાત ગણાય

આપણા સમાજમા આજે થોડા શ્રીમતો છે પરતુ તેમનાથી આપણને શુ લાભ થાય છે ? ઉલટુ તેઓ મોટરમા બેસી ફરવા નીકળે છે અને આપણા કપડા કાદવથી છટાય છે, તેથી ફરજીઆત કપડા ધોવરાવવાનો આપણા ઉપર ટેકસ ચડે છે એટલે આવા થોડા શ્રીમતોથી સમાજને મગરૂર થવા જેવુ કઈજ નથી આપણે મગરૂર તો ત્યારે જ થઈ શકીએ કે જ્યારે આપણા બધા ભાઇઓને કોઈની પણ નીચ ખુશામત કર્યા સિવાય પેટ પૂરતું ખાવાનું મળી રહેતું હોય જૈન સમાજને માનભર રોટી મળી રહે એવુ કરવાની આજે ખાસ જરૂર છે

## સમાજની સ્થિતિ.

લગ્ન એ સામાજિક જીવનનો પાયો છે તેના સુયોગ્ય બંધારણ ઉપર સમાજના સ્વાસ્થ્યનો આધાર છે પરતુ હજુ આપણામા કેવળ ખાનદાનીના ખ્યાલથીજ બાળલગ્નો, સાટા, વૃદ્ધલગ્ન, કજોડાં

વગેરે લગ્ન સબંધના અનિષ્ટ તત્ત્વો દષ્ટિગોચર થાય છે માબાપોએ યોગ્ય ઉંમરના પુત્રપુત્રીઓને લગ્ન સબંધમા જે યોગ્ય છૂટ આપવી જોઇએ તે હજુ અપાતી નથી અને એથી અસંતુષ્ટ લગ્ન જીવનના ઘણા કિસ્સાઓ નજરે પડે છે આ બધી બાબતોથી સમાજની પવિત્રતા એટલી બધી દુષિત થાય છે, સમાજનુ સ્વાસ્થ્ય એટલું બધુ હણાય છે કે જ્યારે તેના પ્રત્યક્ષ પરિણામો જણાવા માડે છે ત્યારે આપણે ખળભળી ઉઠીએ છીએ પરંતુ સાચી વાત એ છે કે આપણા સામાજિક જીવનની પવિત્રતા જળવાઈ રહે એ માટે બધી પરિસ્થિતિનો વિચાર કરી આપણેજ એવો રસ્તો કાઢવો જોઇએ કે જેથી બીજાઓને આડા રસ્તા લેવા ન પડે કે દભનુ સેવન કરવુ ન પડે

વિધવાઓનો સળગતો પ્રશ્ન—

આપણા સમાજમા બીજો સળગતો પ્રશ્ન વિધવાઓનો છે તે આજે ઘણીજ ગભીર વિચારણા માગે છે વિધવાઓને મદદ કરવા ગગારામ ટ્રસ્ટ સોસાયટી નામની એક મહાન સસ્થા હિંદુસ્થાનમા ચાલી રહી છે તેણે બહાર પાડેલી હકીકતો આપ કોઈએ વાચી છે? આજે એકલા કલકત્તામા ૩૫૦૦૦ હિંદુ વિધવાઓ વેશ્યાવૃત્તિ કરી નિવાહ ચલાવે છે એવી રીતે બનારસ, મથુરા અને બીજા મોટા શહેરોમા વિધવાઓ અત્યત પતિત જીવન ગુજારી રહી છે આ વસ્તુસ્થિતિ શુ બતાવે છે? ફક્ત આપણા હિંદુસમાજમા બેકરોડ જેટલી વિધવાઓ છે પચીસ કરોડની વસ્તીમા સો વર્ષથી પચાસ વર્ષની ઉમ્મર સુધીની કેટલી સ્ત્રીઓ હોય અને તેમા આ બે કરોડ જેટલી વિધવાઓની સખ્યાનું કયુ પ્રમાણ થયુ તેનો વિચાર કરો શુ સમાજના આવડા મોટા અને ઉપયોગી ભાગ તરફ હવે આખ મીચામણા કરીએ તે ચાલે તેમ છે? વિધવા લગ્નની વાત બાજુએ રાખીને હું આપને એકજ સીધો પ્રશ્ન પુછુ છું કે આપણી આ

એનોને માટે આપણે શુ કર્યું છે ? અને શુ કરીએ છીએ ? શુ તેમનામા આપણા જેવો આત્મા નથી ? શુ તેમનામા આપણા જેવી લાગણીઓ નથી ? આપણે પચાસ વર્ષના બુઢ્ઢા થઇને પણ ચોથી કે પાચમી વાર પરણવાના કોડ સેવીએ છીએ ઘરમા કુમળી કળી જેવી પુત્રવધુ વિધવા હોય છતા આપણે આપણા રગરાગ છોડી શકતા નથી અને તેમને ફરજ પાડીએ કે તમારે કઇપણ બોલ્યા સિવાય અમે કહીએ તે પ્રમાણે જીવન ગુજારવુ

આપણું આ વર્તન શુ બતાવે છે ? આપણે માણસ નહિ પણ પશુ બન્યા છીએ. અહિંસાધર્મીનો દાવો કરવા છતા ઘોર હિંસક બન્યા છીએ ! આહ ! આ પાપનું ભયકર પ્રાયશ્ચિત આપણે જરૂર ભોગવવુ પડશે આપણા સમાજમા સ્ત્રી વિધવા થાય ત્યારે તેને માસીક ગુજરાણ શુ મળે છે ? ત્રણ ચાર અને પાચ રૂપીયાની માસીક રકમ પર જીવન કેમ ગુજરાતું હશે તેનો ખ્યાલ શુ જ્ઞાતિના પટેલીઆઓને આવતો હશે ખરો ?

આજીવિકાના અભાવે સબડતી અને દુરાચાર કરવાથી ડરતી જો કોઇ વિધવા બ્હેન પુનર્લગ્ન કરે તો જ્ઞાતિ તેને તરત દડ દેવા તૈયાર થાય છે પરતુ તેમની સાર સભાળ—સમાજ કા નથી રાખતી ? વિધવાઓને માસિક રકમ શુ મળે છે અને તેઓ કેવુ જીવન ગુજારે છે તેને ચોપડા રાખવા માટે કોઇ પણ જ્ઞાતિએ પ્રયત્ન કર્યો છે ખરો ? આજે આપણી જ્ઞાતિઓને, પુનર્લગ્ન કરે તેને દડ કરવાની અક્કલ છે પરતુ વિધવાઓની સ્થિતિ સુધરે તે માટે યોગ્ય પ્રબધ કરવાની કાળજી નથી વિધવા બ્હેનોની સ્થિતિ સુધારવા અને લગ્નની છૂટ આપવાના પ્રશ્નોની જ્યારે જ્યારે ચર્ચા થાય છે ત્યારે ત્યારે આપણો રૂઢીચુસ્ત વર્ગ કહે છે કે વિધવાઓની સ્થિતિ સુધારવા માટે વિધવાશ્રમ કાઢો, તેમને ધાર્મિક શિક્ષણ આપવા માટે યોગ્ય શિક્ષણ સસ્થા કાઢો એ કાર્યમા અમે મદદ આપવા તૈયાર

છીએ, પણ મહેરબાની કરીને વિધવા લગ્નની વાત ન ઉચ્ચારો બંધુઓ અને ભગિનિઓ? હું આપને પુછુ છુ કે છેલ્લા ત્રીસ વર્ષથી વિધવા બ્હેનોની દુખદ સ્થિતિ દૂર કરવાના પ્રશ્નની ચર્ચા થાય છે છતા આજે જૈન સમાજમા કેટલાક વિધવાશ્રમો સ્થપાયા? કેટલી ધાર્મિક શિક્ષણ અને હુન્નરઉદ્યોગ શીખવવાની શાળાઓ સ્થાપન થઇ? આજે એક પણ આગળી ચીંધી શકાય તેવી વિધવાઓ માટેની સસ્થા આપણા સમાજમા નજરે પડતી નથી આ ઘણીજ દીલગીરી અને શરમ ભરેલું ગણાય મારે અહીં સ્પષ્ટ જણાવવુ જોઇએ કે વિધવા બ્હેનોને માટે આપણે આપણાથી બનતી મદદ કરવી જોઇએ ધાર્મિક શિક્ષણ આપવુ જોઇએ ઘરઉદ્યોગ શીખવવા જોઇએ અને જો તેમ છતા સયમના પવિત્ર પંથે ચાલવામા તે અસમર્થ નીવડતી હોય, સમાજના ડગના માર્યા તેને ખુણા ખાચરા શોધવા પડતા હોય, અને પોતાના પાપ છુપાવવા માટે ભ્રૂણ હત્યા કરવી પડતી હોય તો એ બ્હેનોને લગ્ન કરવાની છૂટ આપવી જોઇએ તેમા જરાપણ સંકોચ પામવાનું કારણ નથી

કેળવણી--

આપણા સમાજમા ત્રીજો સળગતો પ્રશ્ન કેળવણીનો છે આપણે હજી સુધી છોકરા છોકરીને પરણાવી લેવા એજ જીવનનો મોટો લ્હાવો ગણીએ છીએ, પરંતુ આપણા બાળકો સસ્કારી બનાવી તેમનાં જીવન ઉચ્ચ થાય તેવો પ્રયાસ કરતા નથી કેટલાક શીલાપ્રેમી સજ્જનોએ છાત્રાલયો અને વિદ્યાલયો સ્થાપ્યા છે પરંતુ ત્યા પણ એવોજ અનુભવ થાય છે કે માબાપો લગ્નની પાછળ ઘેલા બની પોતાના પુત્રને શિક્ષણના વિશેષ લાભથી વંચિત રાખે છે બાળપણમાથીજ વહુની વાતો સાંભળનારા અને વહુના વાતાવરણમા ઉછરનારા પુત્રોમા અન્ય કઈ મહત્વાકાક્ષા પ્રગટાવી શકીએ? ખરે ખર આપણેજ શિક્ષાનું સાચુ રહસ્ય સમજ્યાજ નથી પુત્રપુત્રીઓના

લગ્ન વખતે હજાર પદરસો રૂપીયા આપણે વાત વાતમા ખર્ચી નાખીએ છીએ અને શિક્ષણ માટે જ્યારે પૈસા ખર્ચવાનો પ્રશ્ન આવે છે ત્યારે આપણે ગરીબો બની સ્કોલરશીપો લેવા નીકળીએ છીએ જે સમાજ વિદ્યાનું સાચુ મૂલ્ય સમજતો હોય તેની આવી દશા હોઈ શકે ખરી !

બધુઓ અને બ્હેનો ! આવી સડેલી ભાવનાઓ ખખેરી નાખી હવે વિશાળ ભાવનાઓ સેવવાનો વખત આવી પહોચ્યો છે હવે આપણે એ આદર્શ ગ્રહણ કરવો જોઈએ કે મારા પુત્ર અથવા પુત્રીને હું ધામધૂમથી પરણાવી ન શકુ તો ફિકર નહિ અથવા પરણાવી જ ન શકુ તો પણ ફીકર નહિ પરતુ મારે તેમને યોગ્ય શિક્ષણ આપી. સુસસ્કારી બનાવવાજ જોઇએ, કારણ કે એજ એમના જીવનની સાચી મુડી છે, સાચી સપત્તિ છે આપણા સામાજિક ક્ષેત્રોમા બીજી પણ વિચારવા જેવી ઘણી બાબતો છે પરતુ વિસ્તારના ભયથી. તે બધી બાબતો હું ચર્ચતો નથી

રાજકીય જીવન

જૈન સમાજના આર્થિક તથા સામાજિક જીવન તરફ આપણે દૃષ્ટિપાત કરી ગયા હવે રાજકીય અને ધાર્મિક જીવન તપાસીએ આજે આપણામા રાજકીય જીવન રહ્યુ છે ખરૂ ? દેશની અગત્યની રાજકીય હીલચાલોમા આપણા અવાજને કાઇ પણ સ્થાન નથી. અરે ! આપણી ઓસરી ગયેલી રાજકીય લાગવગને લીધે મહાવીર જયતી જેવો પરમ પવિત્ર દિવસ પણ જાહેર તહેવાર તરીકે પળાતો નથી ! ગુજરાત અને હીંદનો ઈતિહાસ તપાસનાર જાણી શકશે કે પૂર્વ કાળમા રાજકીય બાબતોમા આપણે કેટલો રસ લેતા ? આપણા સમાજમા નામાકિત રાજાઓ અને સખ્યાબધ મુસદ્દી મત્રીઓ થઇ ગયા છે પણ આજે તો જૈન પોલીટીકલ કોન્ફરન્સ જેવી સસ્થા પણ નથી ? સદ્ગત વાડીલાલ મોતીલાલ શાહે એ દિશામા

પ્રયત્ન કરેલા પણ આજે એમાનું શુ છે ? પારસી જેવી નાની કોમને પણ જ્યારે પોતાની પોલીટીકલ કોન્ફરન્સ છે ત્યારે આપણી પાસે તેમાનું કાઈ નથી એ બહુ વિચારવા જેવી વાત છે આ વિષયને સવિસ્તર ચર્ચવાનો અત્યારે સમય નથી પણ ટૂકમા એટલુંજ જણાવીશ કે જૈન સમાજને જો આગળ વધવુ હોય તો તેણે દેશના દરેક પ્રશ્નમા રસ લેવો જોઇએ અને પોતાનું સ્થાન જાળવી રાખવુ જોઈએ

## ધાર્મિક જીવન

આજે આપણા સમાજમાં ધાર્મિક દૃષ્ટિએ પડેલા કેટલા સંપ્રદાયો, ગચ્છો અને પક્ષ છે ? નાનકડા જૈન સમાજમા નાના મોટા સેકડો પક્ષ અસ્તિત્વ ધરાવે છે અને તેમ કરવાનું મુખ્ય માન આપણા સાધુ મહાત્માઓને ઘટે છે છેલ્લા એક હજાર વર્ષમા કેટલાક અપવાદિત પ્રસંગો બાદ કરીએ તો તેમણે મુખ્યત્વે આપણામા ભેદો પડાવવાનુંજ કાર્ય કરેલું છે સાધુ નગ્ન રહે કે વસ્ત્ર પહેરે એ માટે સાધુઓએ વાદવિવાદ કર્યા અને આપણા પક્ષ પાડયા સાધુ વ્યાખ્યાન વાચતી વખતે મુહપતિ બાધે કે નહિ તેનો તેમણે વિતંડાવાદ ચલાવ્યો અને આપણા પક્ષ પાડયા સાધુઓ અમુક ક્રિયા કરે કે નહિ તે માટે ચર્ચા થઈ અને આપણને પક્ષકારો બનાવ્યા. હું કહું છુ કે સાધુઓએ મોક્ષે જવા માટે દીક્ષા ગ્રહણ કરી છે તો તે પોતાને અનુકૂળ ક્રિયાથી મોક્ષે જવા માટે પ્રયત્ન કરે, પણ એમાં આપણને શા માટે લડાવે ? આપણે એમા શા માટે તરફદારી કરીએ ? સાધુઓ નગ્ન રહે કે વસ્ત્ર પહેરે, મુહપતિ બાધે કે ન બાધે તે એમને જોવાનું છે આપણે શ્રાવકોએ તો એટલુંજ જોઈએ કે આપણને તે આત્માની ઓળખાણ કરાવે છે કે નહિ ? જે કોઇ આપણને જિનેશ્વરનો સાચો ધર્મ સમજાવે તે આપણા ગુરુ પછી ભલે તે વેશને ધારણ કરનાર હોય

આજે નવીન યુગની એજ હાકલ છે કે સેકડો વર્ષો સુધી તમે પક્ષો પડાવવાનુંજ કાર્ય કર્યું છે તો હવે ભેગા કરવાનું કાર્ય કરો. અમારે તમારી નિર્માલ્ય તકરારો સાભળવી નથી. એમ છતા તમે જો અમારામા ઝેરનાજ બી વાવશો અને અમે એક બીજા ભાઇઓ છીએ એમ સમજાવવાને બદલે પ્રતિપક્ષીઓ છીએ એમ સમજાવશો તો તમારા એ ઉપદેશ સામે અમારો પડકાર છે સમય આવતા તમારા એવા વ્યાખ્યાનો સામે પીકેટીંગ થશે અથવા તમારા ઉપાશ્રયમા કોઈ આવશેજ નહિ તે યાદ રાખો!

ઓ મહાત્માઓ! તમારી વિદ્વતા અરસપરસ લડવામા શા માટે ખર્ચો છો? આપણે સહુ પ્રભુ મહાવીરના સતાન છીએ એ મહાસત્રનેજ શા માટે પ્રચાર કરતા નથી? કે તમને વર્ષોથી લડવાનો રસ રહી ગયો છે? આજે યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશોમા જૈનધર્મનો પ્રચાર કરવાની જરૂર છે ત્યા જવાનું કેમ કોઇને સુઝતું નથી? ફક્ત સામૈયા કે વરઘોડા, પૂજા અને પ્રભાવનાઓ આપણા ધાર્મિક જીવનને નહિ સુધારી શકે તે યાદ રાખશો! અમે તો આજે નિર્ધાર કર્યો છે કે જે કોઈ મહાત્મા, પછી તે નગ્ન હોય, વસ્ત્ર પહેર્યા હોય મુહપત્તિ બાંધી હોય કે ન બાંધી હોય, પણ અમને પ્રકાશ આપે, અમને ધર્મનું સાચુ રહસ્ય સમજાવે તેજ અમારા ગુરૂ છે, એમનેજ અમારા વદન છે

ઉપાયો

જીવનની ચાર પ્રકારની સ્થિતિનું આ રીતે અવલોકન કર્યા પછી તેને સુધારવાના ઉપાયો ટુકમાજ કહીશ સસ્કાર અને સ્વાશ્રય એ બે વસ્તુની આપણને આજે જરૂર છે સંસ્કાર શબ્દથી હું માણસના જીવનને ઘડનાર તમામ પ્રકારના શિક્ષણનો સમાવેશ કરૂ છુ સમાજને આજે સંસ્કારી બનાવવાની જરૂર છે પછી એ સસ્કાર, શાળા કે બોર્ડીંગો દ્વારા આપો, પાઠશાળા કે પ્રવચનોથી આપો કે

વિદ્વાનોના સમાગમથી આપો પણ તેને સત્કાર આપો હું માનુ છુ કે એમા તો કોઈનો પણ વિરોધ નહિજ હોય જેઓ આજે કેળવણી ફંડમા પૈસા ન આપવાની બાધાઓ લેવડાવે છે તેઓ પણ આમા જરૂર સમત થશે અને સમાજમા એક વખત ઉચ્ચા સસ્કારોનો પ્રચાર થશે એટલે અનેક જાતનુ અજ્ઞાન આપોઆપ ટળી જશે.

બીજી જરૂર સ્વાશ્રયની છે દરેક જૈન પોતાનું ગુજરાન માન ભર ચલાવી શકે તેવા હુન્નર, ધંધા કે વ્યાપારની સગવડ જોઈએ, જૈન સમાજ લક્ષમા લે તો તેને માટે આ કાર્ય મુશ્કેલ નથી

તેની પાસે હજી પણ અનેક પ્રકારનું દ્રવ્ય છે જૈન બેન્ક, હુન્નર ઉદ્યોગની શાળા, ધંધા માટેની લોનો અને છાત્રાલય તથા શાળાઓમા સ્વાશ્રયી બનવાનું શિક્ષણ તેના મુખ્ય ઉપાયો છે આટલુ બોલી જે કાઇ બોલતા અવિનય થયો હોય તેની માફી માગી મારૂ વક્તવ્ય પૂર્ણ કરીશ

૬

# દાન-પ્રણાલી અને અર્થશાસ્ત્ર

વ્યાખ્યાતા—શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

પ્રત્યેક પ્રાણી સુખને ભજે છે ઇષ્ટ વસ્તુના વિયોગથી દુખ અને સંયોગથી તેને સુખ સાંપડે છે એક વ્યક્તિને જે વસ્તુનો વિયોગ હોય અને તેથી દુખ થતું હોય, તે જ વસ્તુ જો બીજી વ્યક્તિ પાસે હોય અને તેને તે વસ્તુનુ દાન કરે તો પહેલી વ્યક્તિને તેથી સુખ સાંપડે એજ દાન. એ સુખ સાંપડવાથી તે આશીર્વાદ આપશે અને એવા અનેક આશીર્વાદોના બળથી દાન આપનારને દેવ ગતિ પ્રાપ્ત થશે એ ભ્રમ કે અભિલાષ સેવવાથી દાનની પુણ્યકારકતાનો નાશ થાય છે દાન આપનારે માત્ર એટલુ જ વિચારવુ ઘટે કે તે પ્રાણીને પોતાના દાનથી ઉપજેના સુખને લીધે તે સુખસમાધિથી પોતાનું જીવન વ્યતીત કરશે અને એ રીતે તે આત્મવિકાસની સાધનારૂપ સીડી પર વધુ નહિ તો એકાદ પગથિયુ પણ ચડશે જે દાનથી મનુષ્ય કે ઇતર પ્રાણીના જીવનકલહનો અણુ પણ ઓછો થઇ શકે નહિ તે દાન નિર્થક છે પ્રાણીઓના જીવનકલહને મિટાવવામા દ્રવ્ય અને શક્તિનો જે કાઈ વ્યય થાય તેટલા પુરતા દાન કરનારે પરિગ્રહત્યાગ કર્યો લેખાય અને એ પણ દાનની પુણ્યકારકતા જ લેખાય

પરન્તુ આ તો દાનનું આધ્યાત્મિક પાસુ થયુ દાનને અર્થ-શાસ્ત્રનું પાસુ પણ છે અને એ જ આ લેખનો આશય છે આજે દાનની પાછળ આધ્યાત્મિક આશય જ મુખ્યત્વે કરીને જોવામા અને ઉપદેશવામા આવે છે આધ્યાત્મિક આશયની ખાતર દાન કરવામાં જેટલી લાગણીવશતા હોય છે, તેટલી વિચારપ્રધાનતા હોતી નથી, અને તેથી એવા દાનોના મોટા ભાગનો દુરૂપયોગ થાય છે, અથવા તો

સળવાળે તે વિશેષાંશ નિરૂપયોગી નીવડે છે એમ કહેવામા અતિશયોક્તિ નથી

દાન અનેક પ્રકારનાં છે અન્નદાન, વસ્ત્રદાન, ગૌદાન વિદ્યાદાન, અભયદાન, અનુકપાદાન, ઇત્યાદિ આ બધા દાન આધ્યાત્મિક આશયથી ભલે કરવામા આવતા હોય, પરતુ તેની પાછળ ઉપયોગિતાવાદનું દષ્ટિબિંદુ રહેલુ છે અને એ દૃષ્ટિબિંદુપૂર્વક જ દાન કરતા સુપાત્ર અને કુપાત્ર જોવાની બધાં ધર્મશાસ્ત્રોએ આજ્ઞા કરી છે કુપાત્રને કરવામાં આવેલું દાન નિરર્થક છે, તે એકલી અધ્યાત્મદષ્ટિથી જ નહિ પણ ઉપયોગિતાવાદની દૃષ્ટિથી પણ લીના ખેતરમા ચરી રહેલી એક ગાયની પાસે ઘાસનો ભારો નીરવામા આવે તો કોણ કહેશે કે તે સુપાત્ર દાન છે? ગાય સુપાત્ર હોવા છતા તે દાન સુપાત્ર દાન નથી, અને તેથી ઉપયોગિતાવાદની દૃષ્ટિએ એ દાન દ્રવ્ય તથા શક્તિનો દુરુપયોગ લેખાય તેવી જ રીતે એક લૂટારાને વિદ્યાદાન દેવુ તે સુપાત્રદાન છે ભલે એની વર્ગણા સ્થૂળ દૃષ્ટિએ કુપાત્રમા આવે, પરન્તુ તેને કરવામા આવેલુ વિદ્યાદાન ઉપયોગિતાવાદની દૃષ્ટિએ તેને પોતાને અને સમસ્ત સમાજને ઉપકારક થઈ પડે તેમ હોય છે

આજે ગોપાલન બધા આર્ય ધર્મોમાં પુણ્યકારક મનાય છે, ગાય અને ઇતર પ્રાણીઓમા આત્મા સમાન હોવા છતાં ગોપાલન પુણ્યકારક મનાયુ અને વાઘપાલન નહિ તેનું કારણ શોધીશુ તો આપણને ગાયની ઉપયોગિતા અને વાઘની હિંસકતા જ માલૂમ પડી આવશે મનુષ્ય ગાયને પાળે અને બદલામા ગાય મનુષ્યને દૂધ કે ખેતીદ્વારા ખવાડે એવો વિનિમય ચાલ્યો આવે છે, ગાયોનો નિભાવ બચાવ અને વંશવૃદ્ધિ કરવાનુ આવશ્યક હતું અને જો ગાયોના પાલનમા ધર્મતત્ત્વને દાખલ કરી ઉપદેશવામા ન આવે તો માસાહારીઓ ગાયોની વૃદ્ધિમા અતરાય રૂપ બને એ પરિસ્થિતિમા દેશને ધારવાને અને મનુષ્યસમાજની ગાય વિષયક જરૂરીઆતને સમતોલ

રાખવાને ગોપાલનનો ધર્મ પ્રસર્યો ગાયને મારી શકાય જ નહિ તેને ઘાસ ખવાડવાથી પુણ્ય થાય, અમુક તિથિએ તેનું પૂજન કરીને તેને અન્ન ખવાડવું, સવત્સી ગાયનું સુપાત્રને દાન દેવાથી પાપનો નાશ થાય અને એ બધો દાનમહિમા જનસમાજની સદ્દહેતુપૂર્વકની આવશ્યકતાને આધારે જ ગવાયો છે

આ દાખના ઉપરથી સ્હમજી શકાશે કે ઉપયોગિતાની દૃષ્ટિ પ્રધાન હોય છે, પરન્તુ ઉપયોગિતા અને નિરૂપયોગિતા નક્કી કરવી એ બુદ્ધિનો વિષય છે, અને સૌની બુદ્ધિ કાંઈ સરખી હોતી નથી, એક માણસ જે દાનને ઉપયોગી માને તેને બીજો નિરૂપયોગી માને, આ કારણથી મહાપુરૂષોએ ઉપયોગિતાવાળા દાનોના પ્રસરો પાડ્યા છે તેની વ્યાખ્યાઓ બાંધી છે અને તેવા દાનોને ધર્મોની છાયામા સમેટી લીધા છે ઉપયોગિતાની દૃષ્ટિએ જ અર્થશાસ્ત્રના સિદ્ધાંતો હમેશા અચળ હોતા નથી તેમજ દેશ દેશ પરત્વે હિતકારક સિદ્ધાન્તો પણ જૂદા જૂદા હોય છે આ કારણથી એકવાર જે દાન આધ્યાત્મિક અને પુણ્યકારક મનાતું, તે દાન આજે તેવુ ન લાગે એ જેમ સ્વાભાવિક છે તેમ આજે જે દાનો કરવા આવશ્યક ઉપયોગી અને હિતકારક હોય, તે દાનો પૂર્વે કોઈએ ન સૂચવ્યા હોય પણ સ્વાભાવિક છે દાન પ્રણાલીનો વિકાસ અને હ્રાસ થતો ગયો તેમ દાને જૂદા જૂદા રૂપ લીધા છે એ પણ ધ્યાનમાં લેવા જોગ છે

બ્રાહ્મણો ઋષિઓ અને સાધુઓને દાન આપવાનો મહિમા ખૂબ ગવાય છે, કારણ કે તેઓ પણ સમાજ હિતને માટે આવશ્યક છે સંસ્કૃતિનું રક્ષણ કર્યા વિના સમાજમા એકલોહિયાપણું જળવાતું નથી, એટલે ખેતી કે વેપાર કરીને ઉદરનિર્વાહ કરવાની ભાંજગડમાં નહિ પડવા દેતા માત્ર સમાજની નીતિ સંસ્કૃતિના સંરક્ષણના કાર્ય માટે બ્રાહ્મણો, ઋષિઓ, સાધુઓને સમાજે દાન આપવુ અને બદલામા તેઓ જનતાને ઉપદેશ આપે, કેળવે, સ્વધર્મમા દૃઢ કરે નીતિમાર્ગે

ચનાવે અને તેમના જીવનને પવિત્ર રાહે દોરે એવી યોજના રચાઇ. આજે એ યોજના કેવી વિકૃત થઈ ગઈ છે, તે કહી બતાવવાની જરૂર નથી જનતાની નીતિ સંસ્કૃતિના રક્ષક લેખાતા બ્રાહ્મણો આજે તીર્થોમાં વસી દાનને બદલે કર અને દંડ ઉઘરાવે છે, શહેરોમાં વસી ભીખ માગે છે કે ભાગવતની પોથીઓના વરઘોડા કઢાવી કમાય છે અને ગામેગામ ભટકતા સાધુ બાવાના ઝુંડ અડ્ડાં લગાવીને કાચી રોટી અને દૂધપાકના ભોજન માગે છે! નીતિ સંસ્કૃતિના રક્ષકોનો એ પરિવાર આજે સમાજને કેટલો બોજારૂપ બન્યો છે, તે તો આપણી દૃષ્ટિનો વિષય છે દાનપ્રણાલીની એકજ દિશામાં તેનો વિકાસ કેટલો ઉત્કૃષ્ટ હતો અને હ્રાસ કેટલો નિકૃષ્ટ થઇ પડ્યો છે, તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે

સમાજના ધર્મ અને નીતિ સંરક્ષવા માટે ધર્મસંસ્થાઓને દાન આપવાનું પણ માહાત્મ્ય આપણા પૂર્વજોએ ગાયું છે અને ઉત્તરોત્તર આપણે પણ ગાયું છે આજે એ સંસ્થાઓ પણ વિકૃત થઈ છે તેઓ પણ સમાજના ધર્મ નીતિનું રક્ષણ કરે કે ન કરે છતાં દાન તો માગે છે, અને ઘણે સ્થાને એ દાને હવે કરનું કિંવા દંડનું સ્વરૂપ પણ ધારણ કર્યું છે પરંતુ એક વાત વિસરવાની નથી કે દાન કે ત્યાગના બહાનામાં પ્રાણી સૃષ્ટિના હિત માટે કે સમાજોપકારના રૂપમાં કાંઈપણ બદલો મેળવવો એ મનુષ્યને આવશ્યક લાગે છે દાન નિષ્કામ ભલે હોય પણ અહેતુક ન હોય ભલે આજે એ દાનો રૂઢિપરંપરાથી, વહેમથી કે અજ્ઞાનથી અહેતુક બની ગયા હોય, ફળરહિત થયા હોય કિંવા હાનિકારક પણ નીવડતા હોય, પણ એ દાનની યોજનાની પાછળ વિનિમયની દૃષ્ટિ છે એ નિર્વિવાદ છે, અને એ વિનિમયની દૃષ્ટિ એજ દાનનો અર્થશાસ્ત્ર સાથેનો સંબંધ

ગરીબો નિર્ધનો, અજ્ઞાનીઓ ઇત્યાદિને ધનનું અન્નનું, વસ્ત્રનું, કે વિદ્યાનું ઇત્યાદિ દાન આપવાનું માહાત્મ્ય ગવાય છે તેનું

કારણ શુ ? જો વિનિમય અથવા બદલો એજ દાન પાછળની દષ્ટિ હોય તો એવા ગરીબો અને અજ્ઞાનીઓ દાનનો બદલો શુ આપી શકે ? હા, આશીર્વાદ જેટના બદલાની અપેક્ષાએ પણ એવુ દાન કરનારા ઘણા છે, પરન્તુ હવે એકના આશીર્વાદથી ચાલી શકે તેમ નથી હવે તો આશીર્વાદ આપવાનો ધધો લઈ બેઠેલા ખૂબ વધી પડયા છે, અને આળસુ તથા પ્રમાદી થયા છે, એટલે આશીર્વાદના બદલામા દાન આપવાથી જનતાની અર્થશાસ્ત્રીય દષ્ટિ સતોષાતી નથી છતા ગરીબોને અને નિર્ધનોને દાન આપવાનો ધર્મ મહા પુરૂષોએ બતાવ્યો જ છે અને આશીર્વાદની પણ અપેક્ષા નહિ રાખવાનુ કહ્યુ છે

ગરીબો, નિર્ધનો, અજ્ઞાનીઓને દાન આપવાની યોજનાનો વિચાર કરતા એટલુ ભૂલવુ જોઇતુ નથી કે સમાજનુ એ એક મોટુ અગ છે ભૂખ અને દુ ખ ગરીબ મનુષ્યની વૃત્તિઓને પણ જ્યારે ઉશ્કેરે છે, ત્યારે ધનવાન મનુષ્યો સુખ ભોગવી શકતા નથી તેમનુ ધન, વૈભવ કુટુબ કે મહેલ બગીચા ભૂખદુઃખથી રોગાદિને અસતુષ્ટ તથા મરણીયા થએલા ગરીબ સમાજ આગળ સહીસલામત હોતા નથી એ ધનવાનો સારી પેઠે જાણે છે એટલે સમાજના એ અગને યત્કિચિત્ સતુષ્ટ રાખવા તેઓ દાન કરે એ તેમની પોતાની ફરજ અને જરૂરીઆત પણ છે મોટા ધાડપાડુઓ, બહારવટીયા અને અસતુષ્ટ મનુષ્યો જ હોય છે જ્યારે સમાજમા ધનની વહેચણી એટલી બધી અસમાન બની જાય છે કે તેથી એક વર્ગમા પ્રબળ અસતોષ જન્મે છે, ત્યારે ધનવાન વગ પણ સુખ ભોગવી શકતો નથી જો આખા સમાજને સુવ્યવસ્થિત રીતે ચલાવવો હોય તો ધનવાનોએ પોતાના ધનનો હિસ્સો ભૂખે મરતા, રોગિષ્ઠ, અપગ અને અજ્ઞાનીઓના સુખ-સગવડને માટે ખર્ચવો જ જોઇએ પછી તે હિસ્સો દાન કે ત્યાગદ્વારા અપાય કે લૂટ, ચોરી અને કર દ્વારા અપાય એ બધા વચ્ચે તત્ત્વદષ્ટિએ બહુ અતર નથી પોતાની સહી

સલામતીને માટે મનુષ્ય પોતાના બળવાન પાડોશીને કે નિર્બળ અનેક પડોશીઓના જૂથને અસંતુષ્ટ રાખતા ડરે છે અને ખુશીથી દાન આપે છે કે નાણા ધીરે છે મહાપુરૂષોએ ગરીબો પ્રત્યે દાન આપવાનો આદેશ ધનવાનની વ્યક્તિગત સલામતી ખાતર કરતા વિશેષ તો સમાજના દુર્બળ અગને પણ જાળવવા અને એ રીતે સમાજની સુવ્યવસ્થા સાચવવા માટે કરેલો છે માનસશાસ્ત્રીઓ મનુષ્યની વૃત્તિઓના ઉડા અભ્યાસ પછી એવા નિશ્ચય ઉપર આવ્યા છે કે સમાજનો કોઈ પણ મનુષ્ય ભૂખ્યો સૂઈ રહે નહિ એવી જ પ્રત્યેક દેશની શાસનપ્રણાલી હોવી જોઈએ અધ્યાત્મવાદીઓ અને શિક્ષણ શાસ્ત્રીઓ એવા નિશ્ચય પર આવ્યા છે કે મનુષ્યના આત્માની ઉન્નતિ માટે તેને શિક્ષણ અને જ્ઞાન આપવુ જોઈએ, અને એ માટેની વ્યવસ્થા પણ શાસન પ્રણાલીમા હોવી જોઈએ અન્ન, વસ્ત્ર અને શિક્ષણની વ્યવસ્થા યુરોપના દેશોની શાસન પ્રણાલીમા રાજ્યે ઉપાડી લીધી છે અને આપણા દેશમા તે વ્યવસ્થા ધનવાનો અને ઉદાર પુરૂષોના દાન કે સખાવત ઉપર અવલબી રહી છે પરન્તુ એ એક નક્કી થએલો સિદ્ધાન્ત છે કે, જે દેશમા સમાજનો એક નાનો ભાગ પણ ભૂખ્યો રહે તેવી શાસન પ્રણાલી હોય તો ઉત્તરોત્તર તે વિકૃત થતા જતા તેના એવા પરિણામો આવે છે કે થોડા ધનવાનો અને ઘણા ગરીબોમા જનસમાજ વહેચાય જાય છે અને ધનવાનોનું જીવન પણ મુશ્કેલ બની જાય છે તેવી જ રીતે જ્યા અજ્ઞાનીઓને અજ્ઞાનીઓ જ રહેવા દેવામા આવે છે અને તેમને માનસિક રીતે ગરીબ રહેવા દેવામાં આવે છે, ત્યા પણ અજ્ઞાનીઓ અને બુદ્ધિમાનોના વર્ગો પડી જઈ તેઓની વચ્ચેનું અંતર વધે છે અને ઘર્ષણ વધી પડતા સુવ્યવસ્થાનો નાશ થાય છે આજ કારણથી આપણા દેશમા ગરીબોને અન્નનું દાન કે અજ્ઞાનીઓને વિદ્યાદિનું દાન આપવાનું માહાત્મ્ય ગાયુ છે તે સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રની દૃષ્ટિએ પણ ભરેલુ છે

(૨)

આપણી દાન-પ્રણાલી આજે વિકૃત અને અશાસ્ત્રીય બની ગઇ છે હજારો અને લાખો સુસ્ત બાવાઓના અખાડાનું અસ્તિત્વ એ કા તો અર્થશાસ્ત્રની વિનિમયદષ્ટિનો અભાવ છે અને કા તો અધ આધ્યાત્મિક દૃષ્ટિનો અતિરેક છે હજારો મદિરોના પૂજારીઓ અને ધર્માચાર્યો વિનાસમા જીવન ગાળે તથા ગાયોને લાડવા ખાવા મળે અને બીજી બાજુએ ગામડાની નિશાળનો મહેતાજી ભૂખે મરતો હોય કિંવા છોકરાઓ અભણ રખડતા હોય, તે દાન-પ્રણાલીની વિકૃતિ જ છે દેવની પૂજા કરનારા સમારીઓને આશરા માટે ઓરડીમા રહે વાનું ભાડું પણ ન મળતું હોય અને દેવમૂર્તિઓને માટે હજારો આરસના મદિરો હોવા છતા નવા મદિરો બાધવા તે અપવ્યય માટે કરાતુ દાન કે ત્યાગ છે આપણા દેશમા દાનના નાણા, મીનકતો તથા આવકનો જેટલો અપમાર્ગે ઉપયોગ થાય છે, તેટલો યુરોપ-અમેરિકા જેવા દેશોમા થતો નથી કારણ કે દાન પાછળની આપણી આધ્યાત્મિક દૃષ્ટિ વિકૃત થઈ છે અને ભૌતિક-અર્થશાસ્ત્રીય દૃષ્ટિની આપણે પૂરી ગણના કરતા થયા નથી છતા કહેવાની જરૂર નથી કે આજે જે કાઇક અર્થશાસ્ત્રીય દૃષ્ટિ આપણા દાનોમા વિકાસ પામતી દેખાય છે તે માનવસ્વભાવના અભ્યાસ તથા નિરીક્ષણનું પરિણામ છે મુસલમાનોએ દાનની મીનકતો-વકફને માટે સરકારી કાયદો માગી લઇને તેની આવકના સદુપયોગ માટે નિયત્રણ માગી લીધુ, તે પણ દાનમા ઉપયોગિતાવાદની દૃષ્ટિથી જ

સમાજશરીરનું કોઇપણ અગ અત્યન્ત દુર્બળ થઈ જાય અને બીજુ અગ અત્યત પુષ્ટ થઇ જાય, ત્યારે તેની સમતોલતા જળવાની નથી દુર્બળ અગ બડ કરે અને પુષ્ટ અંગ ભયમા આવી પડે એવી સ્થિતિ ટાળવાને માટે પુષ્ટ અંગ દુર્બળ અંગને દાનથી મદદગાર થાય તો સમતોલતા આવ્યા કરે એવી સામાજિક દૃષ્ટિથી ગરીબો અને

નિર્ધનોને દાન આપવાની પ્રણાલી ઇષ્ટ અને ઉપયોગી બની આપણે ત્યા એ જ રીતે દુર્બળોને દાન આપવાની પ્રણાલી વિકાસ પામી છે અને તે ચાલ્યા કરી છે

પરન્તુ આપણી અવ્યવસ્થિત દાનપ્રણાલીને કારણે કરોડો રૂપિયાનો દુર્વ્યય થાય છે મહેનતુ ગરીબોને પેટપૂર અન્ન મળતું નથી અને સુસ્ત બાવાઓને લાડુ તથા દૂધપાક મળે છે। સરકાર કરવેરા ખૂબ લે છે, પણ તેમાનો નાનો ભાગ પ્રજાનુ અજ્ઞાન ટાળવા કે આરોગ્ય જાળવવા માટે ખર્ચે છે એટલે આપણી ઐચ્છિક દાનની પ્રણાલી સુવ્યવસ્થિત થયા વિના સમાજશરીરના દુબળા-સબળા અંગો વચ્ચેનું અતર વધતું જવાનો અને અશાન્તિ જન્મવાનો સભવ છે, કે જે અશાન્તિએ રશિયામા સામ્યવાદ અને યુરોપના બીજા દેશોમા સમાજવાદને જન્મ આપ્યો છે આજે રશિયામા પેટ પૂરતું ખાવા માટે કોઇને ભીખ માગવી પડતી નથી અને સૌને કાઈને કાઇ કામ કરવુ જ પડે છે આપણા દેશના બાવાઓના અખાડા જેવા સુસ્ત પાદરીઓને ફરજિયાત કામ કરીને રોટલો મેળવવો પડે છે સમાજના દાન-ધર્મ ઉપર જીવવાનો તેમનો અધિકાર ગયો છે પરન્તુ જેઓ અપગ હોય તેમને કામ નહિ કરવા છતા કોઈ ભૂખે મરવુ પડતું નથી તોપણ જે અગ કે ઇંદ્રિય દ્વારા એવા અપગો કામ આપી શકે તે દ્વારા કામ લઇને તેમને પેટ પુરતું ખાવાનું તથા રહેવાનું આપવામા આવે છે આજે રશિયામા ઉદરનિર્વાહ માટે અસંતોષનું નામ નિશાન નથી કે આપણા દેશના જેવો જીવનકલહ નથી ત્યા તો કાયદો એવો છે કે કોઈ પણ એક વ્યક્તિ અપરિમિત પરિગ્રહ-ધન સંગ્રહ રાખી શકે નહિ અને જો કોઈની પાસે ધનસગ્રહ હોય તો તે રાજ્યને ચરણે ધરવો પડે કે જે ધનનો ઉપયોગ દેશની માનવ જનતાના હિતાર્થે જ થયા કરે

પણ બધા દેશોમા રશિયાની પેઠે સામ્યવાદ પ્રસરી શકે તેવી

અત્યારે સ્થિતિ નથી છતાં તેવા દેશોએ પણ ગરીબ અને નિર્ધન વગેરેને ભૂખ્યા-ઉઘાડા ન રહેવા દેવાનો પ્રબંધ તો કરેલોજ છે મૂડીદારો અને નફાખાઉઓ બહુધા સાંકડા મનના હોય છે પોતાના મોજશોખને માટે લાખો ખર્ચનારાઓ આધ્યાત્મિક દૃષ્ટિથી પોતાના પડોશીને માટે પાઇ પણ ખર્ચવાની ના પાડતા હોય છે અને જેઓ દાન કરે તેઓનું દાન જરૂરીઆતને સ્થાને ન પહોંચતા બીનજરૂરી આતમા વેડફાઇ જાય તો સમાજમા સમતોલતા ક્યાથી જળવાય ? હિંદમા પુષ્કળ દાન થાય છે પણ અનિષ્ટ સ્થળે વપરાવાથી સામાજિક સમતોલના જળવાતી નથી ઈંગ્લાંડે આવા કંજુસ ધનવાનો પાસેથી ફરજીયાત દાન કરાવવાનો માર્ગ લીધો છે ! ફરજીયાત દાન એટલે કર ત્યા ધનવાનોની કમાણી ઉપર કર લેવાય છે અને તેનો એક ભાગ ગરીબોના નિભાવ માટે વપરાય છે હિંદમા આવક વેરાનો ઉપયોગ એ રીતે નથી થતો તે રાજતંત્રની ખામી કિંવા રાજ્યની તિજોરીની દૃષ્ટિની સંકુચિતતા છે પરન્તુ તેથી આગળ વધીને ઈંગ્લાંડે તો મૃત્યુવેરો પણ નાખ્યો છે મૃત્યુ પામેના ધનવાનની મીલકતમાથી ૨૫ થી ૪૦ ટકા જેટલી મીલકત ગજ્યમાં લેવાનો ત્યા કાયદો છે આ રીતે થતી આવક ગરીબોના નિર્વાહ તથા તેમની કેળવણી વગેરે પાછળ વપરાય છે આથી ધનની વહેચણીમાં પણ કાંઇક સમતોલતા આવે છે, અને એક માણસ હદ ઉપરાંત ધનસંગ્રહ કરી શકતો નથી એક સ્થળે વધુ ધન એકઠુ થાય તો બીજાઓ ગરીબ થાય અને ગરીબાઇથી અસંતોષ તથા અશાંતિ જન્મે, તે કારણથી સમાજવાદ અને સામ્યવાદના અનુકૂળ સિદ્ધાંતોનો ઉપયોગ કરીને નવા નવા કાયદાઓ કરવા તરફ યુરોપના દેશો દોરાયા છે આ રીતે દાનની જગ્યા ઉત્તરોત્તર કરવેરાએ લીધી છે એવી રીતે કરવેરા આપવાથી દાન થતું નથી કારણ કે તેથી મનુષ્ય સ્વેચ્છાથી ત્યાગ કરવાની પોતાની વૃત્તિને કેળવી શકતો નથી હા, એવા કરવેરાથી સામાજીક સમતોલતા જળવાય, પણ સ્વેચ્છાપૂર્વક દાન કરવાના સિદ્ધાંતમા જે

વ્યક્તિગત સ્વતંત્રતા અને ઉચ્ચ ભાર રહેલો છે તે ક઼્વેગ આપ-વામાં રહેતો નથી જે કાર્ય કરવેગ દ્વારા આજે યુરોપના દેશો બજાવે છે તેવું જ કાર્ય હિંદમાં ઐચ્છિક દાન દ્વારા બજાવાય એવો દાનપ્રણાલીના ઉપદેશકોનો હેતુ હતો પરંતુ આપણે જોઇએ છીએ કે આજે એ હેતુ પૂરો થતો નથી

દાન પાછળની આધ્યાત્મિક દૃષ્ટિના અતિરેકથી આપણો દેશ પીડાય છે, ત્યારે નરી સ્થૂળ દૃષ્ટિથી પાશ્ચાત્ય દેશો પીડાય છે, એ બેઉના એકીકરણનીજ આપણે યત્ન કરવો જોઇએ છે એટલે કે દાનપ્રણાલીને એવા ધોરણ પર મૂકવી જોઇએ કે જેથી ઉપયોગિતા વાદની દૃષ્ટિએજ પ્રત્યેક દાનનો ઉપયોગ થાય સ્વલ્પ હિત અને વિશેષ અહિત થાય તેવી રીતે દાનનો ઉપયોગ ન થવો જોઇએ પૂર્વે બ્રાહ્મણો જનતાને કેળવતા સંસ્કૃતિનું રક્ષણ કરતા, સમાજમાં નીતિનો પ્રચાર કરતા, માટે તેમને જીવનનિર્વાહની ચિંતામાંથી મુક્ત કરવા મહાપુરૂષોએ દાન આપવાનો પ્રબંધ કર્યો. આજે પણ કોઈ કોઇ બ્રાહ્મણ દાનને માટે સુપાત્ર હશે, પણ તેથી આખી બ્રાહ્મણ જાતિને દાન ઉપર નિભાવવાનો કે તેમને સુસ્ત બનાવવાનો બોજો સ્વલ્પ હિત અને વિશેષ અહિતકારક હોઇ દાનનો અપવ્યય લેખાય. સંક્ષેપમાં કહીએ તો દાનનો વધારેમાં વધારે બદલો પ્રાણીસૃષ્ટિને તથા જનસમાજને મળે અને અર્થશાસ્ત્રીય ધોરણે પરસ્પર અદલા-બદલાના નિયમ મુજબ સૃષ્ટિ તથા સમાજનો સમતોલપણે નિભાવ થાય તથા પ્રત્યેક આત્માને વિકાસની સીડી પર ચડવામાં અનુકૂળતા મળે એ પ્રકારે દાનની પ્રણાલીની નવેસરથી ઘટના કરવી જોઇએ એ સિવા થતું [illegible] નિરર્થક વ્યય કર્યા બરાબર છે

માપનારાઓએ એક વાત સમજી માનતા હોય કે ન માનતા હોય શકવાનો નથી અનેક ફૂલની

ફળીઓને ચૂસી ચૂસીને માખી મધ એકઠું કરે છે, માખીનો મધભ-
ંડાર એટલે અનેક ફૂલના જીવનસત્ત્વનું શોષણ, અને જીવવાનો તો
સૌ કોઈને અધિકાર છે, એટલે મધસંગ્રહ કરનારી માખીઓએ
જરૂરીયાત હોય તેવા જીવજંતુઓને પાછું વહેંચી દેવું જ જોઇએ
અને જો ન વહેંચે તો તેની પર હલ્લો થાય, લૂટ પડે કે તેને જાન
ગુમાવવો પડે પણ મધમાખી ડાહી છે એટલે તે કુદરતને આધીન
રહીને વર્તે છે અને મનુષ્ય જ બુદ્ધિમાન હોવાથી કુદરતની સામે
લડવા ઉભો થઈ જાય છે। તે અનેકને ચૂસીને પોતાનો પટારો અને
પેટ બેઉ ભરે છે અને બીજાને પેટ ભરવાનો પણ અધિકાર છે કે
નહિ તેની પરવા રાખતો નથી તેણે તેવી પરવા રાખવી જોઇએ તે
માટે મહાપુરુષોએ મધમાખીનો દાખલો આપીને તેને દાન કરવાનો
બોધ આપ્યો એ બોધ તેણે કાઇક પાળ્યો અને કાંઈક ન પાળ્યો
જ્યારે તે કેવળ કૃપણ બન્યો ત્યારે રાજ્યે અને મહાજનરૂપી સમાજે
તેની ઉપર વેરા નાખ્યા, લાગા નાખ્યા, કર ઉઘરાવ્યા, અને એ
રીતે ગરીબોનું અને લાચારોનુ જીવન રક્ષવાનો પ્રબંધ સમાજે તથા
રાજ્યે કર્યો. પરન્તુ એ પ્રબંધ કરનારા રાજ્ય અને સમાજમાએ
વિકાર પેસે છે સત્તાધારીઓ ગરીબો કરતા ધનવાનો સત્તાવાળાઓ
અને બુદ્ધિમાનોની સેહમા વધુ તણાય છે મોટા મોટા રાજ્યો પણ
કેટલીક વાર ગરીબોને ભોગે ધનવાનોને વધુ ધનવાન બનાવવાના જ
નિયમો અને કાયદાઓ કરે છે આમ થવાથી કરવેરા કે લાગાનો
લાભ પણ ગરીબોને બરાબર મળતો નથી, ત્યારે ફરી પાછો અસંતોષ
જાગે છે અને રશિયાના જેવો સામ્યવાદ ધનવાનોની સામે ડોળા
ઘુરકાવતો આવી પહોચે છે આ બળવો કેવળ કુદરતી છે એમા
કાંઈ ગડબડ અંડખોરો, કે તોફાનીઓનું તોફાન નથી કેવળ ભૂખ્યા
પેટોનું પટારા ભરનારાઓ સામે સ્વાભાવિક બંડ છે એ સામ્યવાદના
ઉભરા અનેક દેશોમા એક યા બીજી રીતે નાના યા મોટા સ્વરૂ-
પમા ઊભરાયા છે, સત્તાએ હથીયારને જોરે તેવા ઉભરાને શમાવી

દીધા છે, જ્યા એ ઉભરા વધુ ને વધુ બળવાન થાય છે ત્યારે તેને શમાવી શકાતા નથી આપણે ત્યાં ભૂખ્યા પેટના ગરીબો, ચોર, લુટારા કે ધાડપાડુ બને છે, તે નાના ઉભરા છે, રશિયામા સામ્યવાદીઓ બળવાન થઇ જવાથી રાજસત્તા પોતાના હાથમા લે છે એ મોટો ઉભરો છે નાના ઉભરાને આજે દાબી શકાશે, પરન્તુ જો તેને સંતોષી નહિ શકાય તો કાળક્રમે મોટો ઉભરો પણ જરૂર આવશે અને આપણા દેશની વિકૃત તથા વિસ્મૃત દાન-પ્રણાલી જ હિંદને રશિયા બનાવી મૂકવા માટે જવાબદાર લેખાશે

# દાનનો પ્રવાહ

વ્યાખ્યાતા—શ્રી ગટુલાલ ગો ધ્રુ

આ વ્યાખ્યાનમાળાની યોજનામા જૈનેતરવર્ગને લાભ લેવા દેવાની જે વ્યવસ્થા રાખવામા આવી છે તેથી ખાસ લાભ જૈનેતર વ્યાખ્યાતાઓને થાય છે એવુ મારૂ માનવુ છે જૈનજનતા સમક્ષ તેમના પોતાના મન્ત વો—જૈનધર્મ, સાહિત્ય અને સમાજ વ્યવસ્થા વિશેના, સ્પષ્ટપણે મૂકવાનો એ વ્યાખ્યાતાઓને પ્રસગ મળે છે આ વર્ષે તો આ વ્યાખ્યાનોનું પ્રમુખપદ જૈન આચાર્યને આપવાની વ્યવસ્થા કરી જૈનજનતા ઉપર ખાસ ઉપકાર કર્યો છે એમ મારૂં ચોક્કસ માનવુ છે આ સમાજકલ્યાણકારી જ્ઞાનસત્રની યોજનામા યથાશક્તિ ભાગ લેવાની મને તક આપવા માટે આ વ્યાખ્યાનમાળાના વ્યવસ્થા પકોનો હું બહુ આભારી છુ

આજનો વિષય 'દાનનો પ્રવાહ' એ રાખવામા આવ્યો છે દાન શબ્દનો ધાત્વર્થ તો 'આપવુ' એટલો જ થાય છે છતા જ્યારે જ્યારે કાઇ આપવામાં આવે છે ત્યારે તે દાન નથી ગણાતું સેવાના બદલામા, માલના બદલામા કે બીજી કોઇ રીતે કોઈ પ્રકારના બદલામા આપવાને દાન કહેવામા આવતું નથી આ ઉપરથી જણાય છે કે દાનનો વિશિષ્ટ અર્થ છે કાઇપણ બદલાની આશા વિના, કોઇને મદદ ખાતર આપવુ તેને દાન કહેવામા આવે છે આ દષ્ટિએ જોના પણ સગામબ્બન્ધીને, ટાણે પ્રસગે, જે આપવામા આવે છે તે બદલાની આશા વગર અને ઘણી વખતે મદદ રૂપ હોવા છતા દાન ાથી ગણાતું, એ તો વ્યાવહારિક ફરજ ગણાય છે, એટલે તેને પણ ાન ન કહી શકાય એટલે જેની સાધનસપત્તિ ઓછી હોય,

પ્રકારના સ્ત્રી પુરુષો જેમને હાલ દાનની જરૂર પડે છે તે સર્વની સંભાળ અને વ્યવસ્થા રાષ્ટ્ર અથવા સંઘ તરફથી થશે, સામાજિક સર્વ સંસ્થાઓના વહીવટનો બોજો રાષ્ટ્રનો રહેશે અને તે માટે જે પ્રમાણે હાલ કર લેવાય તેમ કર વસુલ થશે, અગર ખાનગી મીલકત જેવુ જ નહિ હોય તો સમસ્ત જનતાની સામાન્ય માલકીની મીલકતમાથી એની વ્યવસ્થા કરવામા આવશે એટલે વ્યક્તિગત દાનનો અવકાશ જ રહેવાનો નહિ આ સ્થિતિ અલબત દૂર ભલે હોય પણ છેક અસભવિત નથી બીજા દેશોમા જેના ભણકારા વાગી રહ્યા છે તે સ્થિતિ આપણા દેશમા પણ મોડી વહેલી જરૂર આવવાની જ પરન્તુ આ સ્થિતિમા દાનની ભાવનાની પાછળ રહેલી ઉદાત્ત અને સાત્વિક મનોવૃત્તિ-ત્યાગની વૃત્તિ-નો સમૂળગો અવકાશ રહેશે નહિ અને એટલે જ એ સ્થિતિમા દાન આધ્યાત્મિક ઉન્નતિનુ સાધન ગણાશે નહિ

દાનનો પ્રવાહ આપણા દેશમા પ્રાચીન કાળથી સતત વહેતો રહેલો છે એ સત્ય હકીકત હોવા છતા એ પ્રવાહની દીશા યોગ્ય માર્ગે વાળવાની અત્યારે ખાસ અગત્ય છે જે દાનથી દાતાનો અહભાવ ન પોષાય અને દાન પ્રાપ્ત કરનારનુ સ્વમાન ખડિત ન થાય એ દાન ખરેખર યોગ્ય દાન ગણાય એટલે દાનની એવી વ્યવસ્થા હોવી જોઇએ કે આપનારની જાણ લેનારને ન થાય અને લેનારની જાણ આપનારને ન થાય વળી એ દાનને પરિણામે દાન લેનાર સ્વાવલબી બની પોતાના ગુજરાનનો ભાર પોતે જાતે જ વહન કરવા શક્તિમાન થાય એવી વ્યવસ્થા હોવી જોઇએ

વિદ્યાદાન અને હુનર ઉદ્યોગ શીખવવાની સગવડ માટેનુ દાન એ આ પ્રકારનુ દાન છે આપણા પ્રાન્તમા દાન કરનારમા સૌથી આગેવાન પારસી કોમ છે લાખો અને કરોડોના તેમના દાન છે પને. તેનાથી. લાખો. અને. કરોડો. દીન.અનાથ, ગરીબ, અંધ, અશક્ત

ઓઉપુરૂષો અને બાળકોને લાભ મળે છે એ કોમની દાનની એક મોટી સંસ્થા મુંબાઈમા ટાટા ઇન્ડસ્ટ્રીયલ હોમ છે આ સંસ્થામા સેંકડો પારસી ગરીબ બ્હેનોને રાંધવાનો સીવવા ભરવાનો, કપડાં ધોવાનો રંગવાનો, છાપવાનો વગેરે કેટલાક હુન્નરો શીખવાય છે અને દરેકને આજીવિકાનુ સાધન પુરુ પાડવામાં આવે છે

પારસીથી બીજે જ નંબરે દાન આપવામા આગેવાન જૈન કોમ છે પણ તેમનાં દાન યોગ્ય માર્ગે વળેલા નથી દેરાં અને અપાસરા, સંઘ અને યાત્રાઓની આ જમાનામા વિશેષ જરૂર નથી અને જરૂર હોય તો પણ એ સંસ્થાઓ જૈન કોમને જોઈએ તે કરતાં વધારે છે એ અત્યારે બીન જરૂરી સંસ્થાના નિભાવ અને નવી એવી સંસ્થાઓના સ્થાપન પાછળ લાખો રૂપીઆ ખરચવાને બદલે જૈન કોમના બાળકો અને બાળકીઓને ઉંચી કેળવણી, છાત્રાલયો, હુન્નર ઉદ્યોગ શિક્ષણસંસ્થા, ધંધાના અખતરા, પરદેશમા ધંધા હુન્નર શીખવાની સગવડ, વિધવા સ્ત્રીઓને સ્વાવલંબી ઉદ્યોગો શીખવવાની વ્યવસ્થા વગેરે અતિ ઉપયોગી કાર્યમા એ પૈસાનો ઉપયોગ કરવામા આવે તો એ યોગ્ય પ્રકારનું દાન ગણાશે.

આવા કોઈ યોગ્ય પ્રવાહમા દાનને વાળવાનો આપ વિચાર કરશો તો મારો આજનો શ્રમ હુ સાર્થક થયો ગણીશ

૮.

# તપશ્ચર્યા

## પ્રવચનકાર—મહારાજશ્રી નાનચંદ્રજી સ્વામી

આત્મબંધુઓ અને માતાઓ !

આજે તમોને તપશ્ચર્યાની વાસ્તવિકતા સમજાવવાનો પ્રયાસ કરીશ વિશ્વના મહાન ઉપકારાર્થે ભગવાન મહાવીરે તપશ્ચર્યાને પોતાના અનુભવથી બહુ સુંદર રીતે વર્ણવી છે અને આત્મશુદ્ધિ માટે તે અતિ આવશ્યક છે એમ સમજાવ્યું છે જૈનશાસનમા પ્રવર્તી રહેલી તપશ્ચર્યા અનેક પ્રકારની છે તેના મુખ્ય બે ભેદ છે બાહ્ય અને આભ્યતર બાહ્યતપશ્ચર્યાના છ પ્રકાર છે અને આભ્યંતર-આતરિક તપશ્ચર્યાના પણ છ પ્રકાર છે આ બારે જાતની તપશ્ચર્યા એ શુદ્ધ કરેલી રસાયણ છે જેમ આજના વૈજ્ઞાનિક જમાનાએ બાયોકેમિસ્ટ્ર દવાઓની શોધ કરી, બાર જાતના ક્ષારથી તમામ દર્દો નાબૂદ કરવાની હિંમત કરી છે, તેનાથી અનંત ગુણુ ખાતરીવાળી-જ્ઞાનીપુરુષોએ અનુભવથી સિદ્ધ કરેલી આ પણ બાર જાતની રસાયણ છે આ બારે તપશ્ચર્યાના નામ નીચે મુજબ છે

બાહ્યતપ—અનશન, ઊણોદરી, રસપરિત્યાગ, વૃત્તિસંક્ષેપ, ઇંદ્રિય પ્રતિસંલીનતા અને કાયકલેશ

આતરિકતપ—પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય (વૈયાવચ્ચ) સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ

આજે આ બારે જાતની તપશ્ચર્યા ઉપર હું થોડું થોડું વિવેચન કરી જઇશ પરંતુ ખરું જોતા તો તે દરેક ભેદ ઉપર અલગ અલગ વ્યાખ્યાન આપ્યા હોય તોજ તેના મહત્ત્વનું ખરું રહસ્ય સમજાવી શકાય

બાહ્ય તપશ્ચર્યા ખાસ કરી બાહ્યશુદ્ધિ માટે યોજેલ છે અને આંતરિક તપશ્ચર્યા આતરિક શુદ્ધિના માટે છે, તથાપિ બન્નેને પારસ્પરિક ગાઢ સબધ છે આતરિક અને બાહ્ય બન્ને શુદ્ધિઓમાં પરસ્પર બન્નેનો ફાળો છે કોણે કઇ તપશ્ચર્યા કરવી ? કેવા પ્રકારે કરવી ? કયા અનુપાન સહિત કરવી ? તેમા ગુરુગમની અપેક્ષા રહે છે એટલાજ માટે પ્રભુએ " आणाए धम्मो " કહેલ છે મતલબ કે સદ્ગુરુની આજ્ઞા લઈને તેમની અનુમતિ મુજબ આચરવુ તેમાજ ધર્મ, તેમાજ કાર્યની સિદ્ધિ થાય છે

ઉપવાસ—બાહ્ય તપના ૭ પ્રકારોમા પ્રથમ અનશન આવે છે અનશન એટલે આહારનો ત્યાગ-ઉપવાસ ઘણા લોકો ઉપવાસ કરી માત્ર ભૂખ્યા રહે છે અને તેમ કરવાથીજ તે તેમની પૂર્ણતા માને છે અને ઉપવાસનો કાળ સસારની અનેક સારી નરસી પ્રવૃત્તિઓમા વિતાવી દે છે ભૂખ્યા રહેવાથીજ પાપનો ક્ષય થઇ જાય એ વસ્તુ તર્ક સિદ્ધ નથી તેમ શક્ય પણ નથી એ વિચારવાનને સહજ સમજાય તેવુ છે ઉપવાસ એક કે અધિક કરનારે આ તપશ્ચર્યા શાને અર્થે છે તેનો વિચાર કરવો ઘટે અને જે અર્થની સિદ્ધિ માટે તપ આદર્યો હોય તે અર્થ તરફ લક્ષ રાખી તે સાધવુ જોઇએ આ તપ શારીરિક શુદ્ધિ સાથે માનસિક શુદ્ધિમા પણ ઉપયોગી નીવડે છે અને તેથી તે તપના સમય દરમિયાન કોઇ પાપકાર્યમા જોડાવુ ન જોઈએ

આજે ઉપવાસની શક્યતા અસહ્ય થઈ પડી છે આખા વર્ષમા પણ એકાદ બે ઉપવાસ કરવા પડે તે નથી પરવડતું તેનું કારણ એ છે કે આજે પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવે કહો કે કુટેવને લીધે કહો, પણ મનુષ્ય માત્ર ચાહ, બીડી, અને એવી અનેકાનેક હાજતોથી પરવશ થઇ ગયો છે, તેનું મન એટલુ બધુ ઢીલું અને નિર્બળ થઇ ગયુ છે કે ઉપવાસની કલ્પનાથીજ તે મૂઝાઈ પડે છે શાસ્ત્રકારોએ કહ્યુ છે કે -शरीरमाद्य खलु धर्म साधनम

શરીર એ ધર્મનું પ્રથમ સાધન છે આરોગ્યની દૃષ્ટિએ પણ ઉપવાસની અતિ અતિ આવશ્યકતા છે ઉપવાસથી આતરડામા ભરાયેલો મળ સાફ થઇ જાય છે તે મળ જો તેમને તેમ પડયો રહે—સાફ કરવામા ન આવે તો—તે સડી જઇને તેમાથી ઝેરી ગૅસ ઉત્પન્ન થાય છે અને તે લોહીમા ભળવાથી અનેક રોગો ઉત્પન્ન કરે છે એક 'બૉયલર' જેવા યત્રને પણ જો અમુક અમુક વખતે બધરાખીને સાફ ન કરીએ તો આખી 'ફૅક્ટરી' કામ કરતી બધ પડી જાય શરીર પણ તેના જેવુજ એક યત્ર છે કે જે વગર ઈજિનેરે અહોરાત સતત ચાલ્યા કરે છે તેના આરોગ્ય માટે આતરડામા ભરાઇ રહેલો કચરો—મગાડ આપણે કાઢવો જ જોઇએ અને તે માટે સૌથી સારો અને કુદરતી ઉપાય એક માત્ર ઉપવાસ છે પરતુ લોકો આજે એ વસ્તુ છેકજ ભૂલી ગયા છે અને એવા સહેજ ઉપચારને છોડીને દરરોજ દવાના વિચિત્ર અને કૃત્રિમ 'ડોઝ' પીને શરીર સ્વાસ્થ્ય રાખવાના ખોટા પ્રયત્ન કર્યા કરે છે પરિણામ એ આવે છે કે એવી દવાથી એક રોગ કાઢવા જતા બીજા અનેક નવા રોગો ઘર કરી બેસે છે અને મનુષ્યનું વાસ્તવિક ચૈતન્ય હ્રાસ પામતુ જાય છે

ઉપવાસ કરવાથી હોજરીમા તથા આતરડામા પડી રહેલો કચરો સાફ થાય છે હોજરી મજબૂત થાય છે નવુ જોમ આવે છે સ્ફુર્તિ પ્રગટે છે અને કામ કરવાની નવીન શક્તિ જાગૃત થાય છે ઉપવાસ દરમિયાન ખાવાપીવાની ઉપાધિમાથી મુક્ત થવાય છે અને તેથી ધ્યાન ધરવામા કે પ્રભુભજનમા ચિત્ત લગાડવુ સુગમ થઇ પડે છે અને એ રીતે ચિત્તવિશુદ્ધિ અને ચિત્તની એકાગ્રતા માટે ક્ષેત્રવિશુદ્ધિ થવાથી કર્મ કે માયાના બધનો શિથિલ થાય છે ઈદ્રિયોનો નિગ્રહ થવાથી વિકારી ભાવનાઓ નષ્ટ થાય છે અને મન પર પણ કાબૂ ચાલી જાય છે મારાસ કે હૃદયશુદ્ધિનું એ સર્વોત્તમ સાધન બની જાય એ રીતે

તમે સહેજ ઓછુ ખાઇ પાણી પી લેશો તો તમે ભૂખ્યા છો એવુ સહેજ પણ નહિ જણાય આજે આપણને વધુ ખાવાની ટેવ પડી ગઇ હોવાથીજ એની ભ્રમણા થાય છે પણ ઓછુ ખાવાની ટેવ પાડવાથી તેવી કુટેવ સહેજે વિરમી જાય છે ઓછુ ખાવાથી શરીર તદ્દન નીરોગી રહે છે અને લેશમાત્ર પ્રમાદ થતો નથી આવી રીતે ક્રમપૂર્વક શરીરશુદ્ધિ, મનશુદ્ધિ અને આત્મશુદ્ધિ થાય છે

રસપરિત્યાગ—બાહ્ય તપશ્ચર્યામા ત્રીજુ સ્થાન રસપરિત્યાગનું છે રસોનો પરિત્યાગ કરવો એ ખૂબ કઠણ વસ્તુ છે જો કે રસો તો પદાર્થ માત્રમા હોય છે છતા પણ આપણે માટે જાણે તેટલા પૂરતા ન થતા હોય તેમ ખાટુ, ખારુ, મસાલાદાર, ગળ્યુ એવા એવા રસો તેજક પદાર્થો ખાવાની એટલી બધી ટેવ પડી ગઇ હોય છે કે એવા રસાળ ભોજનો સિવાય આપણને ચાલતું નથી, તીખા તમતમતા અથાણા, કચુમર વગેરે તો જોઈએ ને જોઈએ વાસ્તવિક રીતે તો આવા કૃત્રિમ રસો પેદા કરી આપણે પદાર્થના પ્રાકૃતિક સ્વાદથી બિલકુલ વચિત રહીએ છીએ જો આપણે ખાદ્ય પદાર્થને બરાબર ચાવીએ તો ગમે તેવો લૂખો પદાર્થ પણ સુધા સમી મીઠાશ આપશે કુદરતી રીતે મોઢામા એવો અમીરસ રહેલો છે કે જે પદાર્થની સાથે ભળી જઇ સર્વોત્તમ સ્વાદ આપે છે પરતુ આપણને ખોરાક ચાવીને ખાવાની લેશ માત્ર દરકાર હોતી નથી, એટલે પદાર્થનો કુદરતી રસ આપણે નથી મેળવી શકતા અને પરિણામે બહારની વિવિધ પ્રકારની વાનીઓ ખાવાના શોખે ચડી ગયા છીએ

કેટલાક માણસો રસત્યાગના નિયમો કે વ્રતો લે છે પણ તેમાના ઘણાખરા હૃદયથી કે મનથી પદાર્થપરની આસક્તિને છોડી શકતા નથી એટલે એ વસ્તુઓ જોતાજ તેના સ્વાદ પર મનની વૃત્તિ લોભાય છે અને પરિણામે કાતો તે પ્રતિજ્ઞાથી પતિત થાય છે અથવા એ વ્રત પૂર્ણ થયું કે લાગલાજ પ્રથમ કરતા પૂર્ણ રસથી

ઉપવાસથી કાયિક, માનસિક (મૌન રાખવાથી) અને વચિક એમ ત્રણે પ્રકારના લાભો મળે છે ઉપવાસ ટેવ પડી ગયા પછી આકરો પડતો નથી તેથી ગૌકોઇએ તેની ટેવ પાડવા પ્રયત્ન કરવો એ શારીરિક અને માનસિક એમ બન્ને દૃષ્ટિએ ઉપયોગી છે

ઊણોદરી—બાહ્યતપમા બીજું સ્થાન ઊણોદરીને અપાયું છે ઉદર રી એટલે ઓછુ ખાવુ—થોડુ ભૂખ્યા રહેવુ ઊણોદરી તપમર્વો ઉપરથી તો સહેલી દેખાય છે પરંતુ આપણી આગળ અનેક પદાર્થો પડેલ હોવા છતાં ઓછો ઉપયોગ કરવો એ કંઈ સહેલી વાત નથી ઘણુ લોકો ભૂખ્યા રહી શકે છે, પણ ઊણોદરી કરી શકતા નથી તમેને આ વાત નવાઈ ભરી લાગશે. પણ તે આચરવાથી તમો તે વાતને કબૂલ કરશો કે જે માણસને લક્ષપૂર્વક ઓછું જમવાની અદત નથી તે ઊણોદરી નથી કરી શકતો તેમા પણ જ્યારે મિષ્ટાન્ન જેવા પચવામા ભારે પદાર્થનો મોગ હોય કે જેમાં ઊણોદરીની જરૂર છે ત્યારે તો ઊણોદરીના બદલે અધિકોદરીજ કરે અર્થાત્ ઉદર ઠસોઠસ ભરે એટલે જ કહેવાનું કે આ જાતનો કાબૂ મેળવવો એ અનશન કરતાં પણ ઘણી વખત વધી જાય છે કારણ કે અહિં તો વૃત્તિનો પ્રશ્ન છે ન જમવવામાં તો મન ટેવાઇ જાય છે કે આજે નથીજ જમવુ, પણ જમવા બેઠા પછી થોડુંજ વાપરી ઊઠી જવુ એ પ્રથમ સામાન્ય માણસને તો દુઃશક્ય જ થઈ પડે છે

થોડુ ખાવાથી ખાધેના પદાર્થને હોજરી ખૂબ વલોવી તેમાંથી પરિપૂર્ણ સત્ત્વ ખેંચી લે છે અને ખોરાક સહેલાઈથી પાચન થઈ જાય છે વધુ ખોરાક જવાથી હોજરી પાચન ક્રિયા કરી શકતી નથી એટલે ખોરાકને એવાને એવા રૂપમા હડસેલી મૂકે છે પાચન થઈ શકતું નથી, એટલે અજીર્ણ થવાથી શરીર બગડે છે કેટલાક મનુષ્યો એમ માને છે કે થોડુ ખાવાથી ભૂખ રહે છે તે માન્યતામા જરા પણ વજુદ નથી માત્ર ટેવને લઈને આપણા મનમાં તેમ લાગે છે ખરું પણ તે વાસ્તવિક નથી પ્રયોગ તરીકે

તમે સહેજ ઓછુ ખાઇ પાણી પી લેશો તો તમે ભૂખ્યા છો એવુ સહેજ પણ નહિ જણાય આજે આપણને વધુ ખાવાની ટેવ પડી ગઇ હોવાથીજ એવી ભ્રમણા થાય છે પણ ઓછુ ખાવાની ટેવ પાડવાથી તેવી કુટેવ સહેજે વિરમી જાય છે ઓછુ ખાવાથી શરીર તદ્દન નીરોગી રહે છે અને લેશમાત્ર પ્રમાદ થતો નથી આવી રીતે ક્રમપૂર્વક શરીરશુદ્ધિ, મનશુદ્ધિ અને આત્મશુદ્ધિ થાય છે

રસપરિત્યાગ—બાહ્ય તપશ્ચર્યામા ત્રીજુ સ્થાન રસપરિત્યાગનું છે રસોનો પરિત્યાગ કરવો એ ખૂબ કઠણ વસ્તુ છે જો કે રસો તો પદાર્થ માત્રમા હોય છે છતા પણ આપણે માટે જાણે તેટલા પૂરતા ન થતા હોય તેમ ખાટુ, ખારુ, મસાલાદાર, ગળ્યુ એવા એવા રસો સેજક પદાર્થો ખાવાની એટલી બધી ટેવ પડી ગઇ હોય છે કે એવા રસાળ ભોજનો સિવાય આપણને ચાલતું નથી, તીખા તમતમતા અથાણા, કચુબર વગેરે તો જોઈએ ને જોઈએ વાસ્તવિક રીતે તો આવા કૃત્રિમ રસો પેદા કરી આપણે પદાર્થના પ્રાકૃતિક સ્વાદથી બિલકુલ વચિત રહીએ છીએ જો આપણે ખાદ્ય પદાર્થને બરાબર ચાવીએ તો ગમે તેવો લૂખો પદાર્થ પણ સુધા સમી મીઠાસ આપશે કુદરતી રીતે મોઢામા એવો અમીરસ રહેલો છે કે જે પદાર્થની સાથે ભળી જઇ સર્વોત્તમ સ્વાદ આપે છે પરતુ આપણને ખોરાક ચાવીને ખાવાની લેશ માત્ર દરકાર હોતી નથી, એટલે પદાર્થનો કુદરતી રસ આપણે નથી મેળવી શકતા અને પરિણામે બહારની વિવિધ પ્રકારની વાનીઓ ખાવાના શોખે ચડી ગયા છીએ

કેટલાક માણસો રસત્યાગના નિયમો કે વ્રતો લે છે પણ તેમાના ઘણાખરા હ્રદયથી કે મનથી પદાર્થપરની આસક્તિને છોડી શકતા નથી એટલે એ વસ્તુઓ જોતાજ તેના સ્વાદ પર મનની વૃત્તિ લોભાય છે અને પરિણામે કાંતો તે પ્રતિજ્ઞાથી પતિત થાય છે અથવા એ વ્રત પૂર્ણ થયું કે લાગલાજ પ્રથમ કરતાં પૂર્ણ રસથી

તે વસ્તુઓને ભોગવવા લાગે છે આ કંઈ સમજપૂર્વક રસનો પરિત્યાગ ન કહેવાય એથી ઊલટું રસના અપરિત્યાગથી ભોગ વધે છે અને ભોગના પરિણામે રોગ ઉત્પન્ન થાય છે આવી રીતે આપણે પોતેજ રોગોને નિમંત્રણ કર્યે જઈએ છીએ અને આપત્તિ આવે ત્યારે કર્મોનો વાંક કાઢીએ છીએ એ કેવી કરુણાભરી મૂર્ખતા!

ઘણી ગર્ભવતી સ્ત્રીઓ ખાટાં, ખારાં, તીખાં ખાણાંઓ લઈને શરીરને એવું તો રોગીષ્ટ બનાવી મૂકે છે કે તેનું માઠું પરિણામ પ્રસવકાળે પોતે ભોગવે છે અને તેની સંતતિને પણ એ વારસો આપી વ્યાધિગ્રસ્ત બનાવી મૂકે છે ગડગુમડ, ગરમી, ઉધરસ ઉટાંટીઆ જેવા દર્દોથી પીડાય છે મનુષ્યોને આવી અજ્ઞાનતાઓનું ભૂલ કરતી વખતે લેશમાત્ર ભાન હોતું નથી જીભને વશ થઈ લોકો રોગમાં મગ્ન રહે છે બીજી તરફથી તેવા ભોજનની પ છળ અને રોગ થયા પછી દવાની પાછળ અનેક પ્રકારનો ખર્ચ વધી જાય છે અને તે ખર્ચ પૂરુ કરવા માટે અનેક પ્રકારનાં કાવાદાવા કરવા પડે છે આ પ્રમાણે ભૂલને પહોંચી વળવા અનેક ભૂલોની પરંપરા વધારતો મનુષ્ય પતનના ખાડામાં પડી જાય છે એક અનુભવીએ કહ્યું છે કે —

"જો વિષયોથી છૂટે રસ તો પાંચે ઇંદ્રિયો થાયે વશ" રસપરિત્યાગ કરવાથી બધી ઇંદ્રિયો સહજરીતે કાબૂમાં આવે છે અને બ્રહ્મચર્ય જેવું કઠિન વ્રત પણ પાળી શકાય છે પરંતુ રસનો ત્યાગ—રસની આસક્તિનો ત્યાગ—હોવો જોઈએ એક વખત આસક્તિ છૂટી જાય તો ગમે તેવું સ્વાદિષ્ટ ભોજન હોવા છતાં લેશમાત્ર તે ચલિત થતો નથી

આ તપશ્ચર્યા જેટલી શારીરિક દૃષ્ટિએ ઉપયોગી છે તેટલીજ માનસિક દૃષ્ટિએ પણ છે, કારણ કે આ રસનો નાદ (ચસકો) કમી

થવાથી આપણે આત્મિક શ્રેય માટે વિચાર કે ચિંતન કરવાની શક્તિ કેળવી શકીએ છીએ કોઈપણ તપશ્ચર્યાથી દેહદમન સાથે સાથે આપણી ભાવનાઓને પણ ઉચ્ચ આપણે સ્થિતિએ પહોંચાડે તેવી રીતે વિકસાવવી જોઇએ

વૃત્તિસ ક્ષેપ—બાહ્ય તપમા વૃત્તિમ ક્ષેપનું ચોથુ સ્થાન છે વૃત્તિમ ક્ષેપ એટલે જેમ બને તેમ જીવનની જરૂરિયાતો ઘટાડવી વૃત્તિને કાબૂમા રાખી બિન જરૂરી વસ્તુનો ઉપયોગ બધ કરવો અથાત્ જરૂરી વસ્તુનો પોતા માટે ઉપયોગ કરી વધારાની વસ્તુનો પરહિત માટે ઉપયોગ કરવો જોઇએ આ કાળમા આ વ્રતની ખાસ આવશ્યકતા છે આપણા મોજશોખો અને પરચુરણ ખર્ચ એટલા તો વધી પડયા છે કે શક્તિ ન હોવા છતા આબરૂની ખાતર લોકો ગજા ઉપરાત બોજો રાખે છે પરિણામે વિપત્તિઓ આવી પડે છે અને કુટુબ સમાજ અને દેશ કંગાલ બનતો જાય છે

દેશમાં અત્યારે જાપાનની મોહક અને વિવિધપ્રકારની એટલી સસ્તી ચીજો આવે છે કે તે ખરીદવા મનુષ્યો લલચાય છે અને તેની પાછળ લાખો રૂપિયાનો ધુમાડો કરી નાખે છે જાપાન વગેરે વિદેશના લોકો આપણી હાજતોનો ખૂબ અભ્યાસ કરે છે અને હમેશા નવી નવી 'ફેન્સી ડીઝાઇનો' કાઢે છે, અને ભરમાવે છે અનેક સ્ત્રીઓ પુષ્કળ કપડા હોવા છતા આવુ નવુ નવુ જોઈ નવીન વસ્ત્રો ખરીદયેજ જાય છે ગરીબો પણ શ્રીમંતોના ચાળે ચડી ખોટા ખર્ચ વધારી મૂકે છે અને બેકારીના બોજાથી પાયમાલ થઇ જાય છે

ગાંધીજી આજ વસ્તુને સુંદર રીતે સમજાવી રહ્યા છે આ તપનુંજ ઉચ્ચ પ્રકારે સેવન કરી તેમણે આખી સસ્કૃતિ ફેરવી નાખી છે માત્ર સાદામા સાદા ખોરાક અને એક કે બે વસ્ત્રથી ચલાવી

આપ તેનું જીવન બનાવી બાળીને ઉપરોથી રહ્યા છે, જ્યાં આગનરશીઓ હજુ તેનું મહત્વ સમજી શક્યા નથી એ કમનશીબીની વાત છે

### વિલાસનુ દુષ્પરિણામ

એક વખત એક મહારાજા એ ભારે ખર્ચે તૈયાર કરાવેલ સુંદર શયનગૃહમાં નવીન જાતનો પલંગ બનાવ્યો હતો તે પર મુલાયમ બિછાનું પાથરેલું હતું પોતાના આરામ ખાતર તેણે ધારેલું કે હું આજે રાત્રે આ પલંગ પર સુખ આનંદ માણીશ. પરંતુ તેજ દિવસે બપોરના એક દાસી તે ઓરડાને સાફસુફ કરવા આવી અને આવો મખમલ બિછાનેલ નવીન પલંગ જોઈ તેને આશ્ચર્ય થયું આજસુધીમાં કોઈ નથી તેવી ખાતરી કરી તેના આરામ પર તેનું મન થઈ ગયું, એટલે તે બે ચાર મિનિટ તે ઉપર સેવા સુતી સુતા વારમાં તેને પલંગ પર ઊંઘ આવી ગઈ

તેટલામા રાજાજી ત્યા આરામ માટે આવી પહોંચ્યા અને આ દૃશ્ય જોતાંજ વિસ્મિત થઈ ગયા, તેને ખૂબ ગુસ્સો આવ્યો અને કહ્યું કેવી હિંમત ! મારા પલંગ પર ! કોપેલા મહારાજાએ તુરતજ ચાબુક હાથમાં લઈ લાગલગાટ બે ત્રણ ફટકા લગાવી દીધા પહેલાજ ફટકે દાસી ઝબકી ઊઠી અને જોયું તો મહારાજા પોતેજ હતા. ભડકી જાગી ગઈ તેમ જાણી તે વિચારમાં પડી ગઈ, પરંતુ તે ખૂબ ચાલાક–ચતુર હતી એટલે હસવા માંડી અને હજી પણ વધારે મારવા વીનવ્યું

આ જોઈ રાજાજીનો કોપ કંઈક નરમ પડ્યો ને વિચારમાં પડ્યા કે આનું શું કારણ ! આતુર રાજાએ દાસીને પૂછ્યું કે માર ખાતે તો હસવું કેમ આવે છે ? તેમ તેમ તે વધારે હસવા લાગી જેથી રાજાની ઈંતેજારી વધી પડી અને ફરી ફરી પૂછવા લાગ્યા. દાસીએ હાથ જોડી કહ્યું કે ગરીબ પરવર ! તેનું કારણ આપ

સાભળી નહિ શકો મને માફ કરો રાજાજીએ ગુનો માફ કરવા ખાતરી આપી ત્યારે ખૂબ આનાકાની પછી દાસી કહેવા લાગી "મહારાજ! મને એમ થયુ કે હું તો ફક્ત પાચજ મિનિટ સૂતી તેના બદલામા ચમચમાટ કરતા બે ફટકા પડ્યા તો આ પલગપર આખી જીદગી સુધી સુનારનું શુ થશે! દીનદયાળ! હું તો આટલેથીજ બચી ગઈ "

મહારાજા વિચક્ષણ હતા દાસીના આ શબ્દોએ તેને ખૂબ અસર કરી તેને લાગ્યુ કે વિનામ ભોગવનારની સ્થિતિ ભયકર થાય છે, એમ સમજીને ત્યારથી જ તેણે વિલાસનો ત્યાગ કર્યો

આ દૃષ્ટાતનો સાર એ છે કે મોજશોખ અને વિલાસના સાધનો મનુષ્યને પરવશ કરી મૂકે છે ગફલતમા—પ્રમાદમા—અમૂલ્ય સાધન શક્તિને વેડફી નાખી મનુષ્ય પાયમાલ થાય છે આજેજ ત્તે વૃત્તિસક્ષેપનું વ્રત અગીકાર કરો એટલે કે જરૂરિયાત ઘટાડો—બિનજરૂરી વસ્તુઓ ન લો, તો તમારા ખર્ચ અરધા થઇ જાય, પરતુ તમે ક્યા કરી શકો તેમ છો? તમારાં ઘરમા પણ તમારુ ક્યાં ચાલે છે? કેટલાક એમ માને છે કે એમાં તે શુ? એ બધી વસ્તુઓ સસ્તી મળે છે માટે વાપરીએ છીએ જરૂરિયાત વગરની વસ્તુઓ વાપરવી તે મહાપાપ છે દારૂ ન પીનારને કોઈ મફત આપે તો તે પીએ નહિ, કારણ કે તે ઉપયોગી વસ્તુ નથી આજથી નિયમ કરો કે બિનજરૂરી કે મોજશોખની એક પણ વસ્તુ નહિ ખરીદીએ અને આજથી જરૂરિયાતોને પણ ઓછી કરીશુ તો તે તમારા બચાવેલ ધનમાંથી ઘણો પરમાર્થ કરી શકશો તમને આજે જે અશકય લાગે છે તે શકય થઈ જશે અને તમો સાચા ધર્મિષ્ઠ થઇ જઈ સહજભાવે રાષ્ટ્રની સેવા કરી શકશો તમે જો સાદાઇ રાખશો તો ઘરના બધા માણસો સાદા થશે અને નકામી વેડફાઈ જતી શક્તિનો સચય થશે

કાયક્લેશ—બાહ્ય તપમાં પાંચમું સ્થાન કાયક્લેશનું છે કાયક્લેશ
એટલે કાયાને કષ્ટવેઠી કસરત-દેહદમન કરવું અને શરીરને કાબૂ મેળવે
કષ્ટવેઠીને પણ શરીરને સખમી બનાવવું તે બાબતનો શારીરિક સબંધ
પણ આજે આપણો તદ્દન વિસરી ગયા છે આજ ઉપરની ટાપટીપ
કરવાનો જ વાવો છે વ્યાયામ કે આસનો દ્વારા શરીરને સુદૃઢ અને
કામઠું કે વીર્યવાન બનાવવાને બદલે કૃત્રિમ ઉપાયોનું સેવન કરે છે
બહેનોના લગભગ બધા રોગો આ તપશ્ચર્યા વિના જ થાય છે તેમ
કહેવું અજુગતું નથી શરીર પરના મમત્વથી શરીર [illegible] અને
ઇન્દ્રિયો સારે કામ ન આપનાર આળસુ બની જાય છે, શરીર
બગડે છે રોગો ઘર કરે છે શરીરના તો ઠીક, પણ જતું વધારે
ગૃહક્રિયાઓ પણ માર ખાય છે કમજોર અને એવા બાળો તે
આળસેજ કરતી હોય છે પરિણામે અમર્યાદના રોગો થાય છે અને
દુર્બળ અને અશક્ત પ્રજા ઉત્પન્ન થાય છે વીર પ્રતાપ,
શિવાજી અને બાભાગા જેવા બહાદુરો જે ભારતની એની
કૂખે પાકેલા તેવી આજે વીર માતાઓ ક્યાં છે? આજની પ્રજા
નિર્બળ કમાલ અને તાકાતહીન છે તેનું મોટું કારણ પણ
તે જ છે નિર્બળ પ્રજા ઉત્પન્ન કરવી એ ઘોર પાપ છે

શરીરને વિવિધ પ્રકારે તાલીમ આપવાથી-કાયક્ષમ બનાવવાથી
પ્રભુ ભજનમાં દૃઢ આસને બેસી શકાય છે, શરીર ઘણું
કામ આપે છે, શારીરિક કસરતથી શરીર તંદુરસ્ત રહે છે
મોટી ઉંમરે પણ શક્તિ અને સામર્થ્ય જળવાઈ રહે છે અને તેવી પ્રજા
રાષ્ટ્રનું અને જગતનું હિત સાધી શકે છે યથાર્થ ધર્મ પણ
પાળી શકે છે અને સેવા પણ કરી શકે છે

ઇંદ્રિય પ્રતિ સંલીનતા—બાહ્ય તપમાં છઠ્ઠું સ્થાન
ઇંદ્રિય પ્રતિસંલીનતા ભોગવે છે આ તપશ્ચર્યામાં પાંચે ઇંદ્રિયોના
અને મનનો સંયમ કરવાનો છે ઇન્દ્રિય પ્રતિસંલીનતા એટલે

ઇન્દ્રિયોના વિષયોને કાબૂમા રાખવા આના સંબધમા ઘણું બોલી શકાય પણ વિષય બહુ લબાવાના ભયે ટૂકમા એટલુંજ કે ઇંદ્રિઓનો સંયમ એ આત્મશુદ્ધિનું મુખ્ય અગ છે અગાઉની પાચે તપશ્ચર્યાની આરાધના કરનારને આ તપ સુલભ બને છે અને સાગમાદ તે આંતરતપનો અધિકારી થાય છે એટલે પાચ ઇંદ્રિયોના વિષયો અને મનને સયમ વડે અસદ્‌માર્ગમા ન જવા દેના શુદ્ધ માર્ગમા તેની યોજના કરવી આમ કરવાથી દુષ્ટ પ્રવૃત્તિ, દુર્વિચારો અને પાપો થવા પામતા નથી, આવી રીતે એ છએ પ્રકારના બાહ્યતપ હૃદય વિશુદ્ધિની તૈયારીના છે હવે છ પ્રકારના આભ્યતરિક તપને વિચારીએ

પ્રાયશ્ચિત્ત—આતરિક તપમા પહેલુ જ સ્થાન પ્રાયશ્ચિત્તનું છે તેના શાસ્ત્રકારોએ અનેક પ્રકારો કહ્યા છે પરંતુ આપણે તેનો તાત્ત્વિક નિષ્કર્ષ કાઢીએ તો તેનો અર્થ એ થાય કે થયેલી ભૂલોનો પશ્ચાત્તાપ અને નવી ભૂલો ન થવા પામે તેવો દૃઢ સંકલ્પ, તેનુંજ નામ પ્રાશ્ચિત્ત સાચુ પ્રાયશ્ચિત્ત કર્યાં પછી થયેલા દોષો બળી જાય છે અને નવા થવા પામતા નથી

વિનય—આપણે વિનયને આજ સુધી બહુ સામાન્ય અર્થમાં સમજીએ છીએ પગે લાગવુ કે જરા વિવેક દર્શાવવો એટલામા વિવેકની ઇતિશ્રી માનીએ છીએ જો વિનયનો આટલોજ અર્થ હોત તો તેનું સ્થાન આત્મિક ઉન્નતિ સૂચવનાર આભ્યતરિક તપમાં ન હોઇ શકત પરંતુ વિનય એટલે તો વિશિષ્ટ ન્યાય બીજાના દોષો ભૂલી જઇ આપણું કર્તવ્ય નમ્ર ભાવે—ન્યાય પૂર્વક બજાવ્યે જવુ એજ વાસ્તવિક વિનય છે આવા વિનયથી પોતાનુ ચારિત્ર ઉજ્વલ બને છે અને બીજા પર તેની ઉત્તમ અસર થાય છે વિનયને વ્યાખ્યાથી સમજાવવા કરતા દૃષ્ટાતથીજ તમો વધારે સમજી શકશો એટલે એક દૃષ્ટાંત આપુ છુ

શૈનક નામના એક રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી રાજ-પાટનો ત્યાગ કરી દીક્ષિત થયા હતા. તેઓની સાથે ૫૦૦ શિષ્યનો

ગુરુ ઝબકી ઊઠયા અને ક્રોધ કરી કહ્યું —અરે ! એ કોણ છે ? શિષ્યે કહ્યું કે ગુરુદેવ ! હું પંથક મારો અપરાધ ક્ષમા કરો પૂર્ણિમાના ચૌમાસિક પ્રતિક્રમણની આજ્ઞા લઈ ચરણરજ લેવા જતા આપનો સ્પર્શ થયો મે અભાગીએ આપની નિદ્રામા ખલન પહોચાડી ! બસ, પંથકના નમ્રતા ભર્યાં શબ્દોથી ગુરુને વિચાર થયો કે ઓહો ! આજે કાર્તિકી પૂર્ણિમા છે છતા હજુ હું સૂઈ જ રહ્યો છુ અરે ! કેટલો પ્રમાદ ! ત્યાગનો આદર્શ શુ સાવ ભુલાઈ જ ગયો ! એવા ચિંતનથી તેને પારાવાર પશ્ચાત્તાપ થયો

આવી રીતે પંથકજીના ચારિત્રની ગુરુજી પર સચોટ અસર થઈ અને ગુરુને પોતાની ભૂલ સમજાણી ગુરુના દોષો સામે પંથકજીએ કદિ જોયું નહતું, માત્ર પોતાનું કર્તવ્ય શુ છે એજ તેમનું ધ્યેય હતું આજે તો આપણે ધર્મ કે કર્તવ્ય ન બજાવતા બીજાની ટીકા કરીએ છીએ તેથી બીજાના દોષો નિવારી શકતા નથી

આ સ્થળે મારા એક અંગત અનુભવની વાત તમને કહી સંભળાવુ — એક ઘરમા સાસુ અને વહુને બહુજ અણબનાવ હતો સાસુ સ્વભાવના કર્કશ તીખા હતા વહુ નમ્ર અને સસ્કારી હતા વહુ ઘણી વખત મારી પાસે સાસુના ત્રાસનું વર્ણન કરે એક દિન તેના ત્રાસની વાત કરતા તે દુઃખથી રડી પડી અને મને કહ્યુ કે હવે તો ક્યારેક અકાળ મૃત્યુ કરવુ પડશે ! મને લાગ્યુ કે તેનો ત્રાસ અસહ્ય છે મારી પાસે તે બાઈએ કોઈ મંત્રની માગણી કરી, મે કહ્યુ — મંત્ર તો આપુ, પરતુ તેની શરતો બહુ આકરી છે તે પાળવી પડશે તેણે હા કહી આવી પ્રતિકૂળતાઓ, કષ્ટો, પરાધીનતાઓ એ સર્વ પોતાના જ કર્મનો ઉદય છે એમ થોડો બોધ કરી, મે તેને પંચપરમેષ્ટિનો મંત્ર આપ્યો અને નીચેની શરતો પાળવાનું કહ્યુ (૧) તમારી સાસુ જ્યારે ગાળો દે ત્યારે મનમાં આ મંત્ર ભણવો, અને પછી શાન્ત થાય ત્યારે તેમને કહેવુ કે હું ભૂલી ગઈ,

માફ કરો હવે નહિ કરુ (૨) બીજાને મોઢે પણ સાસુજીનું વાકુ ન બોલતા ઊલટું તેમના વખાણ જ કરવા. (૩) હૃદયમા પણ તેમનું ભલુ ચિંતવવુ (૪) ઘરના દરેકોઈ કાર્યો સાસુને પસદ ન પડે તે ન કરવા. (૫) પ્રેમસહિત તેમની સેવા કરવી આ પાંચ શરતો સાથે હમેશા મત્ર ગણવાથી વધુમાં વધુ છ માસ સુધીમાં તમારી સાસુનો સ્વભાવ ફરી જશે અને તમારા પર સ્નેહ વરસાવશે આ સાભળી પ્રથમ તો તે બાઇ વિચારમા પડી ગઈ કે એ કેમ બનશે ' મનુષ્ય માત્ર એમજ ધારતા હોય છે કે આવી શરતો પળે ખરી ? સાસુ ગાળોની ત્રમઝટ બોલાવતી હોય ત્યાં આગળ શાંત રહેવાય ખરુ ? પોતાની સાથે હંમેશા કલેશ કરનારની સાથે પ્રેમ કે પ્રશંસા થઇ શકે ખરી ! આવી સહનશીલતા તો કોઇ વિરલ જ રાખી શકે તેથી જ કહેવુ પડે છે કે વિનયનો અર્થ ખૂબજ વિશાળ છે બધા માણસથી તે ન થઇ શકે તે બાઇએ મારી શરતો સ્વીકારી અને પાલન પણ બરાબર કર્યું છેવટે તે વિનયમત્રથી સાસુને જાદુઈ અસર થઇ અને તે સાસુ–વહુના ઝઘડાનો ત્યાજ અત આવ્યો પછી તો એવુ થઈ ગયુ કે સાસુ વહુ વિના કે વહુ સાસુ વિના ઘડી વાર રહી શકે જ નહિ એવો પ્રેમ પ્રગટયો કહ્યું છે કે–

> વિશ્વ બધું વશ થાય વિનયથી વિશ્વ બધુ—
>
> એક રસાયણ અતર કેરા, સઘળા દોષ સમાય –વિનયથી
>
> મોહની મત્ર અવર નહિ એથી, આ દુનિયાની માય–વિનયથી.

સેવા—આભ્યતરિક તપમા ત્રીજું સ્થાન વૈયાવચ્ચનું છે વૈયાવચ્ચ એટલે સેવા ઉપવાસ કરવો સહેલો પરતુ સેવા કરવી કઠિન છે કહ્યું છે કે — सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः

અપકાર પર ઉપકાર કરવો પોતાના કર્તવ્ય ખાતર અને ભાવે સેવા કરવી અને બ ાની ઇચ્છા ન રાખવી તેજ સાચી સેવા છે તીર્થંકર જેવી

પદવી સેવાથીજ પામી શકાય છે હૃદયની શુદ્ધિ માટે સેવા એ અમોઘ ઇલમ છે પોતાના પ્રાણની આહુતિ આપી એક સસલા પર અનુકંપા કરનાર મેઘકુમાર, શ્રેણિક મહારાજાને ત્યાં પૂર્વજન્મની અનુકૂલ સેવાના પ્રભાવે જ ઉત્પન્ન થયા હતા મનુષ્યને ગત જન્મનું ભાન નથી એટલેજ તેઓ વર્તમાન દશા તેજ માત્ર જોઈ શકે છે અને અનેક માયા ખોટા, ક્લેશ અને ઇર્ષ્યાઓ કરી રહ્યા છે કેવા પરમ પુણ્યના પ્રભાવે આ માનવદેહ પ્રાપ્ત થાય છે તેટલું જ જો મનુષ્ય વિચારે તો પ્રાણીમાત્ર પ્રત્યે તેનો પ્રેમ થાય અને સેવા કરવાનું સહેજે મન થઇ જાય

સેવા કરનારે બદલાની ઇચ્છા ન રાખવી જોઇએ મનુષ્યજાત માટે કે બીજા કોઈ જીવો માટે તમે તમારી ફરજ સમજી અર્પણ કરો આજે તો આપણને આપતા પણ આવડતું નથી કચવાતા મનથી કે કીર્તિના લોભથી થોડુંઘણું કંઇ અપાય, પણ આપ્યા પછી બીજા લોકો વખાણ કરે, છાપામા નામ આવે ત્યારે જ કંઇક પેટનો આફરો ઉતરે આવા કીર્તિદાનો કે ભાડુતી સેવા તેના પ્રમાણમાં ફળ આપે પણ આત્મશુદ્ધિ કે પવિત્ર પુન્ય ઉપાર્જન ન કરે દાનની પ્રણાલિકા સેવાભાવનાથી જ જન્મી છે પોતાની પાસે વધુ ઓછુ જે કંઈ હોય તેમાથી લાગણીપૂર્વક યોગ્યસ્થળે આપવુ તેજ પ્રશસ્તદાન કહેવાય આપવાનું ફળ વસ્તુ પર નહિ પણ આપવા પાછળની ભાવના પર તેનો આધાર છે

એક ભરવાડના છોકરાએ તપસ્વી ભિક્ષુને ખીર વહોરાવી અને તે તેગ્લાજ દાનથી મહાસમૃદ્ધિવાન શાલિભદ્ર બન્યો કે જેનું નામ આખી જૈન આલમમા "શાલિભદ્રની ઋદ્ધિ હજો" એ જાતની મનોવાછાથી સુપરિચિત છે શુ આ ફળ માત્ર ખીર વહોરાવવાનુ છે ? ના, ના તે તો તેની પાછળ રહેલી તેની અનુપમ સેવાવૃત્તિ અથવા રોમેરોમ વ્યાપેલી પ્રેમભક્તિના આંદોલનોનું જ સ્વાભાવિક પરિણામ છે.

સ્વાધ્યાય—આંતરિક તપનો ત્રીજો પ્રકાર સ્વાધ્યાય છે સ્વાધ્યાયને આપણે આગમ ભાષામાં મન્ઝાય કહીએ છીએ તેનો ટૂંકો અને સરલ અર્થ એટલોજ કે ભણેલા શાસ્ત્રોનું વારવાર રટણ કરવુ–પુનરાવર્તન કરવુ તેથી જરા ઉચ્ચ કોટિનો અર્થ વિચારીએ તો સ્વાધ્યાય એટલે પોતાને સમજવુ–આત્માનેજ સમજવું ચિંતન-મનન.

ધ્યાન—ધ્યાન એટલે અશુભભાવના–અશુભ અધ્યવસાયને છોડી શુભ પરિણામ ધારામા ઝીલવુ અથવા તેમાં વધારે એકાગ્ર થવુ તે. ધ્યાનના મુખ્ય ચાર ભેદ છે આર્તધ્યાન રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન પ્રથમના બે તે અશુભધ્યાન બાકીના બે તે શુભ ધ્યાન છે

ભાવનાનો પારો વધી જાય ત્યારે થોડા સમયમા જીવ સ્વર્ગ અને અપવર્ગ પ્રાપ્ત કરવા જેટલી શક્તિ મેળવી શકે છે અને એજ પારો નીચે ઉતરે છે ત્યારે મનુષ્ય નરકાગારનો અધિકારી બને છે આનું રહસ્ય સમજવા માટે જૈનશાસ્ત્રોમા એક સુંદર દૃષ્ટાંત છે—

પ્રસન્નચંદ્ર નામના રાજર્ષિનું આ દૃષ્ટાંત છે પ્રસન્નમુનિ ભગવાન મહાવીરના શિષ્ય હતા એકદા તે ઉગ્ર તપસ્વી ધ્યાનસ્થ ઊભા હતા કોઇએ કાનમા આવી કહ્યુ "અહીં તો તું તપ કરે છે પણ તારા રાજ્ય પર તો શત્રુએ હલ્લો કર્યો છે તારો છોકરો યુદ્ધમાં માર્યો જશે તારી પ્રજાનું રક્ષણ કરવાની પણ હવે તારી તાકાત ક્યા છે ?'

પ્રસન્નમુનિ સસારી જીવનમા એક રાજા અને સમર્થ લડવૈયા હતા આ સાભળી તેના કાન ચમક્યા તેના ધ્યાનમા ને ધ્યાનમા તેમણે હથિયારો હાથમા લીધા અને દુશ્મનના લશ્કરને મારવા લાગ્યા લશ્કરને મારુ છુ કાપુ છુ આને મારી નાખ્યો હવે આને મારી નાખુ છુ એવી અનેક કલ્પનાઓ તેના મનમા ઝડપથી ચાલી જતી જોવામા આવી.

તેજ સમયે ભગવાનના દર્શન કરવા આવેના શ્રેણિક મહારાજે ભગવાનને પૂછ્યુ કે હે ભગવન્! આ પ્રસન્નમુનિ ધ્યાનમા કેટના બધા લીન થયા છે! આજ વખતે એમનું મૃત્યુ થાય તો તે કયા સ્થળે ઉત્પન્ન થઈ શકે? ભગવાન કહેતા ગયા કે પહેલી, બીજી, ત્રીજી એમ વધતા વધતા અત્યારે જે મૃત્યુ થાય તો તે પ્રસન્ન મુનિનો જીવ સાતમી નરકમાં જાય

આ સાભળીને શ્રેણિક વિસ્મિત થયા "શુ આવા ધ્યાની મુનિને નરક મળે!"

થોડા જ વખત પછી કલ્પના ક્ષેત્રમા લડતા લડતા તેના શસ્ત્રો ખૂટયા તેથી છેવટે કાઇ ન સૂઝયુ એટલે મુકુટને હથિયાર તરીકે વાપરવા કલ્પના દોડી, તેથી જેવો મુકુટ લેવા માટે હાથ મસ્તકે મૂકે કે તુરત જ પ્રસન્ન મુનિને મુડન દેખાયું અને તેને ભાન આવ્યુ પૂર્વકલ્પનાઓ પર તેને તિરસ્કાર છૂટયો અને પારાવાર પશ્ચાત્તાપ કરવા લાગ્યા ભાવનાની ગતિ પલટાણી થોડી ક્ષણો પછી જ્યારે શ્રેણિકે ભગવાનને પૂછ્યું કે હે ભગવન્! હમણા પ્રસન્નમુનિ કાળધર્મ પામે તો શી ગતિ પામે? ભગવાને જવાબ આપ્યો કે હવે તો તે બારમા દેવલોકની ઉપર અપવર્ગનો અધિકારી બની રહ્યો છે

આવી રીતે એકજ પળમા સારી ભાવના (પરિણામ ધારા) ઉચ્ચ સ્થિતિમા અને મલિન ભાવના નીચ ગતિમા ધકેલે છે આ ઉપરથી એ રહસ્ય મળે છે કે આપણે કોઇપણ બીજા માણસનું ખૂરું ચિતવના હોઇએ ત્યારે વિચારવુ જોઇએ કે બીજાનું ખૂરુ થતુ જ નથી પણ પોતાની જ આસુરી વૃત્તિથી પોતાનું જ ખૂરુ કરીએ છીએ આવા અનેક પાપોનો પુજ દરરોજ વિના સ્વાર્થે એકઠો થતો હોય છે

કાયોત્સર્ગ—કાયોત્સર્ગ એટલે દેહભાવને તજવા અનેક કાળના અભ્યાસને લઇને શરીરનેજ આપણે આત્મા માનીને કાર્ય કરતા હોઇએ

છીએ પરંતુ વિચારવું જોઇએ કે "સોऽહં" હું તો આત્મા છું હું વાણિયો નહિ, બ્રાહ્મણ નહિ, ખાસ્તર નહિ, હિન્દુસ્તાનનો જ નહિ પણ પરમાત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્યનો પુંજ છું એ પ્રકારની દૃઢ મનન પૂર્વક બાહ્ય વ્યવહારોનો અને શરીરનો (જેટલીવાર કાયોત્સર્ગ કરે હોય તેટલો સમય) ત્યાગ કરી મનને ધ્યાનમાં જોડવું તે કાયોત્સર્ગ

આત્મભાવનામાં જ તલ્લીન થવાથી દેહ, કારણ કે જ તેના મે ભાવ સહેજે ભૂલી જવાય અને પોતે જ પોતાનો ભાગ્યવિધાતા છે એવું સમજવાથી દુનિયાના દુઃખો અને દર્દો બધા નષ્ટ થઇ જાય. આવી રીતે સંક્ષિપ્તમાં તપશ્ચર્યાના બાર પ્રકારો પૂરાં થાય છે

તપશ્ચર્યા એ યજ્ઞ છે કર્મની આહુતિઓ તે યજ્ઞમાં જ હોમાય છે તપશ્ચર્યા એ ભઠ્ઠી છે આન્તરિક અને બાહ્ય, બન્ને પ્રકારના કચરા તેથી જ બળીને ખાક થાય છે અને આત્માની તેજસ્વિતા પ્રકટી નીકળે છે

આ તપશ્ચર્યાના માર્ગને સાંગોપાંગ સમજી અને વિચારી વિવેક પૂર્વક તે માર્ગે પ્રયાણ કરવામાં આવે તો પોતાનું અને પરનું એમ ઉભયનું કલ્યાણ થાય. સમાજ અને દેશની ઉન્નતિ થાય અને પોતાનેજ આંગણે સ્વર્ગ ઊતરે મુક્તિના સોપાન સહેજે મળી રહે આવો અનુભવ કંઇક મહાપુરુષોએ આજ ભારત ભૂમિમાં કર્યો છે અને હજુ પણ તેનાજ દિવ્ય આંદોલનથી પાશ્ચાત્ય સંસ્કૃતિના સખત ફટકારો છતાં આપણી કે ઊંડી ભારતની પવિત્રતા જળવાઇ રહેલી પામી છે

૯

# જૈન સાહિત્યમાં પાશ્ચિમાત્ય વિદ્વાનોનો ફાળો

વ્યાખ્યાતા—શ્રી૦ ત્ર્યબકલાલ દવે. M A B T Phd

બ્હેનો અને ભાઇઓ !

મારો વિષય કાંઇક આપને નીરસ લાગે તો ક્ષમા કરશો કારણ આ વિષયમા નથી કાંઈ વાર્તા, શ્લોકો કે ગીતો હું તો યુરોપ અને દુનિયાના બીજા વિભાગોમા જૈન સાહિત્યના અભ્યાસનો જે વિકાસ થયો છે તેની માહિતિ આપવા માગુ છુ

જૈનસાહિત્ય આર્યાવર્તમા અનંતકાળથી ચાલ્યુ આવે છે એના અનેક પુરાવાઓ છે જૈનગ્રંથો પુરવાર કરે છે કે એ ધર્મ અનાદિ છે. જૈન સાહિત્યનો મોટો ભાગ આર્યાવર્તમા ઘણા વખતથી પ્રચલિત છે પશ્ચિમનું વાતાવરણ આપણા દેશમા શરૂ થયુ ત્યારથી સરસ્ વિદ્વાનો શોખ ત્યા શરૂ થયો સંસ્કૃત સાહિત્યની પેઠે જૈન સાહિત્ય પણ ત્યા ખેડાય છે શરૂઆતમા પશ્ચિમના વિદ્વાનોએ જૈન ધર્મ અને બૌદ્ધધર્મમા ગોટાળો કર્યો મી વેબરે જૈન સાહિત્ય ઉપર પહેલો નિબંધ લખ્યો એમા એવુ પ્રતિપાદન કર્યું કે જૈનધર્મ એ બૌદ્ધધર્મનો ફાંટો છે પરતુ બે ધર્મમા તફાવત છે આ બધા ગોટાળાનું કારણ એ હતું અને જૈનધર્મના જુના ગ્રંથો વાચીશુ તો તે માલમ પણ પડશે કે જૈન સાહિત્યમા તીર્થંકરો માટે બુદ્ધ અને જિન એ શબ્દો વપરાયા છે તેમજ બુદ્ધ સાહિત્યમા પણ બુદ્ધને માટે બુદ્ધ અને જિન શબ્દો વપરાયા છે

ડૉ બુહ્લર સરકારી નોકરી લઇ ગુજરાતમા ફર્યા મોટા મુનિરાજોને મળ્યા, અને જૈનધર્મનો ઘણો સુંદર અભ્યાસ કર્યો

પછી તેણે બહાર પાડયુ કે જૈનધર્મ એ સ્વતંત્ર ધર્મ છે અને ધર્મના પ્રચારકો મહાવીર અને બુદ્ધ સમકાલીન હતા પણ તેમના ધર્મોના સિદ્ધાંતો બારીકાઈથી તપાસતા માલુમ પડે છે કે બન્ને ધર્મો તદ્દન નિરાળા છે અને જૈનધર્મ અન્ય ધર્મનો ફાંટો નથી.

જૈનસાહિત્યનો મહાન અધ્યાપક જર્મનીમાં બોન શહેરમા ડૉ હર્મન જેકોબી છે એ માણસે જૈન સાહિત્યની જે અનન્ય સેવા કરી છે તે માટે આપણે તેના સદાના ઋણી છીએ તેણે ત્યાંની 'યુનીવર્સીટી' તરફથી હિંદમા માણસો મોકલ્યા અને જૈનધર્મના ભડારો ક્યા ક્યા છે! તેમા કયાં પુસ્તકો છે! શા વિષયપર છે! કોણ કર્તા છે? વિ શોધ લેવરાવી, હસ્તલિખિત ગ્રથો વેચાતા મળ્યા તેટલા ખરીદ્યા બીજા વાચી તેમાથી નકલો લેવરાવી અને તેનુ મોટુ લીસ્ટ બનાવી બે હજાર પાનાનું 'કૅટલોગ' બહાર પાડ્યુ આથી સમસ્ત વિશ્વને જાણ થઈ કે જૈન સાહિત્યમા પાયપચીસ પુસ્તકો નથી પરતુ જેટલું સસ્કૃત સાહિત્ય વિશાળ છે તેટલુંજ જૈન સાહિત્ય સમૃદ્ધ છે બીજા એક જર્મન પ્રો ગ્લાસેનેપ્પિએ ૭૦૦ પાનાનો એક ગ્રથ લખ્યો તેમાં જૈનધર્મનું મથણ રહસ્ય આવી જાય છે તે જૈનસાહિત્ય અને સિદ્ધાંતોના દોહનરૂપ છે તે આત્માનદ પ્રકાશ મડળ (ભાવનગર) તરફથી ગુજરાતીમા સરળ તરજુમો થયો છે

યૂરોપમા આપણા શાસ્ત્રોના અનેક ગ્રંથો બહાર પડયા છે, તે છાપવા માટે સ્પેશીયલ બીબાઓ અને સ્પેશીયલ છાપખાનાઓ હોય છે તેઓ જૈન સાહિત્યના પ્રકાશ માટે લાખો રૂપીયા ખર્ચી રહ્યા

ડૉ જેકોબીએ કલ્પસૂત્ર ઉપર તેટલાજ કદનું ઉપોદ્ઘાત આપ્યુ તેમા કલ્પસૂત્રની કેટલી નકલો ક્યા ભડારોમા પડવા છે કેટલા [illegible] કો ગ્યળે છે તે બધુ લખાણથી સ્પષ્ટ જણાવ્યુ છે તેનો [illegible] સુધી ગુજરાતીમા તરજુમો થયો નથી દરેક જૈ઼ [ દાન [illegible]

ઉપોદ્ઘાત અવશ્ય વાચવુ જોઇએ બીજા કેટલાક સૂત્રો અમેરીકામા રહેતા વિદ્વાને છપાવ્યા છે

આપણો એક પવિત્ર ગ્રથ ઉત્તરાધ્યયન પેરીસમા પ્રસિદ્ધ થયો છે ડૉ શુબ્રીનો "ડી જૈન" નામનો ગ્રથ એટલો બધો વિશ્વ વ્યાપી છે કે તેમાં વિશાળ દૃષ્ટિથી જૈન ધર્મનું વિહગાવલોકન કર્યું છે વિદ્વાનોને એક લીટી લખતા પહેલા અનેક આધાર મૂકવા પડે છે, અને આ પુસ્તકમા પણ આવા વિધાનો કરી તેનું સુદર રીતે પ્રતિપાદન કર્યું છે જેને જૈનધર્મ ઉપર નગદ સાચી ખબર મેળવવી હોય તેણે આ ગ્રથ અવશ્ય જોવો પડે

ડૉ શુબ્રીંગ સિવાયના બીજા વિદ્વાનો હજુ હયાત છે ડૉ જેકોબી જ્યારે આપણી જોડે જૈન સાહિત્યની વાતો કરતા હોય ત્યારે તે એટલા બધા તલ્લીન થઈ જાય કે ખાવાનું, ચા પીવાનુ વિ પણ ભૂલી જાય એવા એ સાહિત્યરસિક છે

આ ઉપરથી આપને સમજાશે કે જૈન સાહિત્યમાં એવા ઉપયોગી તત્ત્વો છે જેને આપણે આપણા કરવાનો પ્રયત્ન કરવો જોઇએ

હવે જૈન સાહિત્યનો અભ્યાસ કરવા માટે યુરોપમા ક્યા કેન્દ્રો છે તે જણાવુ છુ

પહેલું તો ઇગ્લાડમા લડન શહેરમા બ્રીટીશ મ્યુઝયમ આવેલું છે આ દુનિયાભરમાં સારામા સારૂ મ્યુઝયમ ગણાય છે, હિંદુસ્તાનમાં જે ગ્રથ છપાય તેની ત્રણ નકલો છાપખાનાવાળા લઈ લે છે તેમાંની બે વિલાયત મોકલાય છે એમાંથી એક ઇંડીયા ઓફીસમા રહે છે અને બીજી બ્રીટીશ મ્યુઝયમમાં મોકલાય છે નાનામાં નાની આંકની ચોપડી પણ ત્યાં મોકલાય છે ચોપડી અહીં બહાર પડી કે પદર વીસ દીવસના ગાળામા એ આપણને ત્યાં વાચવા મળે છે ત્યા પુસ્તકોનો જબ્બર ભડાર છે અને પુસ્તકોના માત્ર લીસ્ટનીજ એક લાયબ્રેરી છે દરેક હોલમા સુપ્રીન્ટેન્ડન્ટ હોય છે તમારે કોઇ

પણ પુસ્તક વાચવુ હોય તો ત્યાં વાચનરૂમમાં દાખલ થાવ—એક ટેબલ પાસે બેસો અને પાસેની સ્વીચ દબાવો એટલે તુરતજ એક માણસ આવશે તેને કાર્ડ ઉપર તમારે જે ચોપડી જોઈતી હોય તેનું નામ અને કર્તાનું નામ લખી આપો ફક્ત આઠ મીનીટમાજ તે માણસ ગ્રંથ લઈ હાજર થશે તમે આ બધી વ્યવસ્થા અને સગવડ જોઈ તાજુબ થઈ જશો

આપણે ત્યાં પરિસ્થિતિ તદ્દન જુદીજ છે લાયબ્રેરીમાં જશો તો લાયબ્રેરીઅન મળે કે ન મળે મળે તો જે પુસ્તક જોઈતું હોય તે ભાગ્યેજ હાથ આવે કદાચ હાથ લાગે તો તમારે જે અંદર વાંચવુ હોય તે કયા પાના ઉપર હશે તેનો પત્તો પણ ન લાગે અને આખો ગ્રંથ ઉથલાવીએ ત્યારે ઘણી મુશ્કેલીએ જડે કારણ એ છે કે આપણા ગ્રંથો પાછળ સાકળીયા નથી હોતા તેથી કોઈ બાબત કયા પાના પર છે તે જડતી નથી આપણે જો જૈનસાહિત્યની ઉપયોગિતા વધારવી હોય તો નવી ઢબથી છપાવુ જોઈએ અને તેમા સાકળીયા વિગતવાર આપવા જોઈએ પરંતુ એ કાર્ય કરવા હિંદમા કોઈ પણ જૈન સંસ્થા તૈયાર નથી. વિદ્વાનોનો કોઈ તોટો નથી છતા વિદેશના વિદ્વાનો માત્ર ૫૦ વર્ષના પ્રયાસથી જે કરી શકયા છે તે આપણે આટલા વર્ષો પછી પણ નથી કરી શકતા એ લોકોની કામ કરવાની શૈલી જુદીજ ઢબની છે તમે કહેશો કે યૂરોપીય વિદ્વાનો છપાવે છે એટલે આપણે શુ જરૂર છે ?

પરંતુ હું કહું છુ કે એ લોકો અંગ્રેજી લીપીમા છપાવે છે જે અહીંના વિદ્વાનોને વાચતા શ્રમ પડે છે તેથી આપણે આપણું કરી લેવાની જરૂર છે

બીજું એવુ મહાન સ્થળ બર્લીન છે ત્યા સ્ટેટ લાયબ્રેરી છે મા આર્યવિભાગ જુદો છે અને આપણા ગ્રંથો ઘણા છે અલબત્ત પશ્ચિમે રાજ્યસત્તાને બળે બધું સાહિત્ય એકઠુ કરી શકયા છે પરંતુ

બર્લીનની લાયબ્રેરી તે કરતા વધારે સમૃદ્ધ છે કારણ કે બ્રિટન કરતા જર્મનીમા જૈન સાહિત્યના ઘણા વિદ્વાનો છે આર્યમાહિસ વિભાગ માટે ખાસ અધ્યાપક ડૉ લ્યુડોઝ છે મે જ્યારે તેમની મુલાકાત લીધી ત્યારે તેમની પાસે કોઇ શિષ્ય ન્હોતો પણ ભણનાર હોય તોજ અધ્યાપક રાખવો એવુ તેઓ નથી માનતા અધ્યાપક પોતાની શોધખોળ ચાલુ રાખે છે અને યુનીવર્સીટી તરફથી તેમને પગાર મળ્યા કરે છે આ પ્રબંધો પ્રશસનીય છે આમ હોય તોજ સાહિત્યનો વધુ પ્રચાર થાય.

ત્રીજુ સ્થાન પેરીસમાનુ જાહેર પુસ્તકાલય છે ત્યાં હુ એક વીસ દિવસ રોકાયેલો ત્યાના બન્ને વિદ્વાનો માગધીમાં ડાહ્મેન છે વ્યાકરણમા તેઓ ખૂબ કાબેલ છે હેમચંદ્રાચાર્યના સૂત્રોના વિવિધ અર્થો મે સાભળ્યા ત્યારે હું તાજુબ થઇ ગયો અને હું ખાત્રીથી કહું છુ કે આવુ જાણવાનું મને હિંદમાં નહિ મળેલુ ખરેખર આખી જીદગી એકજ કામ કરે તો ઘણું સુદર થઈ શકે

જૈન સાહિત્ય સગ્રહનુ બીજુ સ્થળ ફ્લોરેન્સ છે તે ઈટાલીમા આવ્યુ છે ત્યા કોઈ પ્રોફેસર નથી પરતુ ત્યા હસ્તલિખિત ગ્રથો છે ડૉ ટેસીટોરી અહીં આવી મારવાડમા રહેલા અને તેમણે જૈનનો અભ્યાસ કરેલો ત્યાની મ્યુનીસીપલ લાયબ્રેરીમા ચૌદ તથા પદરમા સૈકાના જુના ગ્રથો છે એ જોતાજ મને લાગ્યુ કે ખરૂ જવાહીર તો હિંદમા નહિ પણ અહીંજ છે આપણે માનીએ છીએ કે આપણા ગ્રથો આપણુનેજ આવડે તે ખોટુ છે ચૌદમા સૈકામા જ્યારે જૈનધર્મ ગુજરાતમાં સર્વોપરી હતો તે વખતના સારા જૈન ગ્રથો ફ્લોરેન્સમા મોજુદ છે તેમની સાચવણ હેરત પમાડે તેવી છે જુના કાળના તાડ પત્રોને અડતાજ તેઓ ભૂકો થઇ જાય એવા હોય છે તેથી ઉપર નીચે કાચ ગોઠવી તેઓ તાડપત્રો સાચવી રાખે છે દવાઓ મૂકી રાખે છે જેથી જીવડાઓ બગાડી ન નાખે, અને તેને

: ૧૮ :

# જીવનની સફળતા

(પ્રવચનકાર-મહારાજશ્રી નાનચંદજી સ્વામી)

પ્રિય આત્મબંધુઓ અને બહેનો !

જીવનની સફળતા એજ આજનો વિષય છે પ્રત્યેક કાર્ય ત્યારેજ સફળ થઈ શકે કે જ્યારે તે કાર્ય ધ્યેય અથવા લક્ષ્યપૂર્વક કરાયું હોય ધારોકે કોઈ વિદ્યાર્થી સેંકડો માઈલ દૂરથી અહીં વિદ્યાભ્યાસ કરવા આવ્યો હોય છતાં નાટક સિનેમા કે બીજા વિલાસમાં વખત ગુમાવી નાખતો હોય તો કહેવુંજ પડે કે તે ધ્યેય ભૂલી ગયો છે ધ્યેયશૂન્ય ક્રિયા ફળરહિત બને તે સ્વાભાવિક છે તેજ રીતે આપણા પોતાનું જીવન પણ ધ્યેય અથવા લક્ષ્યપૂર્વક હોય તોજ જીવન સફળ બને છે

સંસારમાં જે કંઈ કાર્ય થાય છે તે ધ્યેય કે લક્ષ્યને મોખરે રાખી થતું હોય છે કોઈ પથ્થરપર ઘાટ ઘડનાર સલાટને તમે પૂછો કે આ પથ્થરમાંથી તમે શું બનાવવા ધારો છો ? ત્યારે તેણે જે નિશ્ચય કર્યો હશે તેજ કહીને કાંઈ કહેશે, પણ એવો જવાબ નહિ આપે કે કાંઈ નિશ્ચય કર્યો નથી બનાવતાં બનાવતાં જે કાંઈ બની જાય તે ખરું કારણ કે એણે તે ઘાટ અને પોતાનું ધ્યેય પોતાના માનસમાં પ્રથમથીજ નક્કી કરેલું હોય છે તેમજ તમે પણ તમારાં પ્રત્યેક વ્યવહારિક કાર્યો કંઈને કંઈ હેતુને આગળ કરીને કરતા હો છો તમે જતા હો અને કોઈ પૂછે કે આપ ક્યાં જાઓ છો ? તો તમે પણ ચોક્કસ જવાબ આપશો પણ તમે એમ નહિ કહો કે ચાલવા માંડયું છે, પણ ક્યાં જવું તે નક્કી નથી-

આજ રીતે જ્યારે બાહ્ય ક્રિયાઓમા આવુ ઝીણવટ ભર્યું ધ્યાન રખાય છે તો જીવન જેવા મહત્ત્વના પ્રશ્નપર ન વિચારીએ તેના જેવી બીજી મૂર્ખતા કઇ હોઇ શકે ?

આટલા પ્રશ્નો હુ તમોને પૂછી લઉ

૧ અહીં તમે શા માટે આવ્યા છો ?

૨ તમોને આટઆટલા અમૂલા સાધનો અને શક્તિ અર્પવામા કુદરતનો શો સકેત છે ?

૩ તમારા જીવનનો ઉદ્દેશ શુ ?

આ બધા પ્રશ્નોના ઉત્તરમા તમારુ આજનુ વર્તમાન જીવન એજ જવાબ આપે છે કે લક્ષ્મી માટે આ બધો પ્રયત્ન છે માયિક સુખ માટે આ બધી ધમાલ છે હવે તમારે વિચાર કરવો જોઈએ કે લક્ષ્મી માટે આટલી દોડધામ કરી જીવન વ્યતીત કરવુ તેજ તમોને પર્યાપ્ત લાગે છે ? શુ મનુષ્ય જીવનની સફળતા તેટલામાજ સમાપ્ત થાય છે ? જો તેમજ હોત તો લક્ષ્મી પ્રાપ્ત થયા પછી પણ દુ ખ શી રીતે હોઈ શકત ? માટે માનવુ પડશે કે મનુષ્ય જીવનનો ઉચ્ચતમ હેતુ લક્ષ્મી પ્રાપ્ત કરવાનો નથી પરતુ આત્મોન્નતિ સાધવાનો છે એટલે અશે આત્મવિકાસ થાય તેટલે જ અશે જીવનની સફળતા સમજી લેવી અફસોસની બીના એ છે કે મનુષ્ય જાતિનો મોટો વર્ગ આત્માને ભૂલી બહારની ભૌતિક વસ્તુની સભાળમા જ જીવન ગુજારતો હોય છે અને જીવનની સફલતા પણ એમા જ તે માનતો હોય છે

આત્મોન્નતિ માટેનું પહેલુ પગથિયું સદ્દવિચાર, સદાચાર, પરોપકારવૃત્તિ અને સેવાભાવ છે ઘણા મનુષ્યો સારા કામો કરતા હોય છે પરતુ તેમાંનો ઘણો ખરો વર્ગ અજ્ઞાનતાથી કે પરપરાથી કર્યે જાય છે, તેનું રહસ્ય કે આત્મવિકાસ માટે તેની ઉપયોગિતાનુ તેને ભાન પણ નથી હોતું લગભગ આજ સ્થિતિ ધાર્મિક ક્રિયામા પણ અનુભવાય છે જો થોડી પણ ક્રિયાઓ આત્મોન્નતિ માટે હોય

તે. તમારે વિચારવું જોઇએ કે મન વશ કરતાં જ જે કંઇ અશક્ય જણાય પરંતુ એકાએક ધ્યેયથી કામ ન થતું હોવાથી તેવું શક્ય નીકળી શકતું નથી અને તેમ ન હોય તો પ્રાપ્ત થયેલ શક્તિ અને શક્તિનો સત્ય સદુપયોગ કરી શકાય અને પોતાની જાતિ વાતોને ઓળંગી જઈ આપણો આત્મવિકાસ અર્થે જો હોય એ ત્યારે બની શકે કે જ્યારે ઘણાં કારણથી પર થઇ જોઈએ હૃદયના દર્દો જેવા કે અહંકાર, તૃષ્ણા, વિષય, વિકાર, ક્રોધ, કપટ દંભ અને ક્ષુદ્રતા વગેરે પ્રતિદિન મંદ મંદ થતા જાય.

મનુષ્યજીવનનું લક્ષ્ય પોતાના અવિકસિત આત્માને પરિપૂર્ણ તત્ત્વ રોગવો તે છે આ લક્ષ્ય રાખી આપણા વર્તાવો અને શક્તિઓ તે માર્ગે જોડી દેવી જોઇએ એજ સાચો માર્ગ છે અને તેજ જીવનનું ધ્યેય છે આ ધ્યેયને અર્થે કોઇ જ્ઞાન કરે, ભક્તિ કરે, કે ઇ કર્મ કે કે કોઈ નિર્જરા કરે શબ્દ સાથે આપણને લેશ માત્ર વાંધા કારણ નથી, પરંતુ આપણી ક્રિયાનું ફળ આત્મવિકાસ જ હોવું જોઇએ

જીવનનું ધ્યેય નક્કી થયા પછી જીવનના વિકાસને જે જે બાધક કારણો ઉપસ્થિત થાય તેનો પણ પ્રતિકાર કરવો જોઇએ આ સ્થળે કેટલાક મહાપુરુષો તરીકે ગણાતા સાધકો પણ એ વાત ભૂલી જાય છે વ્યક્તિ કે પદાર્થના સહવાસસેવનથી ઉદ્ભવેલ દોષો બદલ પોતાની નબળાઈ ન જોતાં વ્યક્તિ કે પદાર્થને જ દોષિત માને છે અથવા તો તેના તરફ તિરસ્કાર વરસાવે છે વસ્તુત પદાર્થ પોતે બાધક હોઇ શકતો નથી પરંતુ તેના પ્રત્યેની આસક્તિ કે મોહ એજ બંધનકર્તા છે તે ન ભૂલવું જોઇએ તિરસ્કાર કરવા જેવું જો કંઇ પણ હોય તો તે માત્ર પોતાના આંતરિક દોષો જ છે

વિશ્વના ઘણા અનુભવી પુરુષોએ કહ્યું છે કે માનવજીવન

સર્વોત્કૃષ્ટ જીવન છે. ઉત્ક્રાંતિના નિયમ પ્રમાણે આવી સ્થિતિ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે કહ્યુ છે કે —" ઘણા પુણ્ય સચયથી આ દેહ રૂપી નૌકા મળી છે આવી નૌકા મળ્યા પછી પણ જો સસાર સાગર તરવાનો પ્રયત્ન ન થાય તો મળેના સાધનો શા ખપના ?" આ મનુષ્ય જન્મ પામ્યા પછી ઘણી વખત ડાહ્યા ગણાતા મનુષ્યો પણ માયાના આવરણથી ખરી વસ્તુને છેક જ વીસરી જાય છે અર્થાત્ કે જીવન ધ્યેય ભૂલી જાય છે

## જીવન સાફલ્યનો રાજમાર્ગ

જીવનની સફળતા ઇચ્છનાર મનુષ્યે પહેલા તો પેટ સાફ કરવુ જોઇએ પેટ એટલે અત કરણ જ્યા સુધી અત કરણની શુદ્ધિ ન થાય ત્યા સુધી કરેલી ધાર્મિક ક્રિયાઓ પણ સફળ બની શકતી નથી ચિત્ત વિશુદ્ધિની ભૂમિકા માટે અન્યાય, દગા વિશ્વાસઘાત અને એવા હલકા, નીતિ વિરુદ્ધ કાર્યોને છોડી દેવા જોઇએ પોતાના ક્ષણિક સુખ માટે અન્યને દુઃખ આપવુ ન ઘટે પોતાના સ્વાર્થને જતો કરીને પણ અન્યને સુખ આપવુ જોઇએ આવી સ્થિતિને જૈન શાસ્ત્ર દષ્ટિ **માર્ગાનુસારી** માને છે માર્ગાનુસારી એટલે સત્યને માર્ગે જવાને લાયક પરતુ એ ભૂમિકા ઉપર જવા પહેલા અનેક પાશવ ભૂમિકાઓ ઉલ્લઘન કરવી પડે છે ત્યારપછી આજ ભૂમિકા ક્રમવાર પ્રાપ્ત કરે છે જેવી કે મિત્રા, તારા, બલા, દીપ્રા વગેરે આ બધી ભૂમિકાઓ ઉત્તરોત્તર ઉચ્ચ ગુણોવાળી હોય છે પરતુ સામાન્ય રીતે તો બીજા જીવોની માફક મનુષ્ય પોતે પણ ઓઘ દૃષ્ટિમા હોય છે

ઓઘદષ્ટિ એટલે અધ પરપરા અથવા રૂઢિ આવી દષ્ટિમા રહેલો મનુષ્ય કાર્ય તો કરતો હોય છે પરતુ તેને વિચારનુ કે આચારના વિવેકનું ભાન હોતું નથી પરતુ જ્યારે તે મિત્રાદષ્ટિમા આવે ત્યારે જ સત્ય અસત્ય, કર્તવ્ય અકર્તવ્ય, નીતિ-અનીતિ વગેરેનો

વિવેક કરતા શીખે છે અને સત્ય પર તેની રુચિ જાગે છે આવી
બધી ભૂમિકાઓ વટાવતા વટાવતા જ્યારે તેને આત્મજ્ઞાન થાય છે
ત્યારે તે સાચા માર્ગને સમજપૂર્વક અનુસરે છે અને ત્યારે તેને સ્થિર
દૃષ્ટિ પ્રગટેલી હોય છે આ પ્રકારે આત્મજ્ઞાન થયા પછી ક્રમે ક્રમે
તેને કાન્તાદૃષ્ટિ ઉદ્ભવે છે અને છેવટે ઉન્નતિ ક્રમના અંતિમપદે પહોંચી
તે જીવાત્મા પરમાત્મપદ પામે છે એ પરમાત્મપદની પ્રાપ્તિનો પ્રારંભ
ચિત્તની વિશુદ્ધિથી જ થાય છે કે જ્યારે ઓઘદૃષ્ટિનો જૂનો મા
મૂકી દીધો હોય છે અને વિવેક વિચાર વિનમ્રતા વગેરે સદ્ગુણે
ખૂબ ઉત્તમ કોટિના પ્રગટયા હોય છે આ વસ્તુને આપણે એક
દૃષ્ટાંતથી સમજીએ તે પરથી સાચા વિચારક અથવા તત્ત્વ
ચિંતકનો આત્મભોગ કેવો હોય છે તેનો કંઇક ખ્યાલ આવશે.

કોશલ દેશનો રાજવી એમ માનતો હતો કે મને
કંઈ વૈભવ સંપત્તિ અને સાધનો મળ્યા છે તે પ્રજાના ઉપયોગ માં
છે હું પ્રજાનો માલિક નથી પણ સેવક છુ આવી ભાવનાથી તે
કાર્ય પણ તેવુ જ થતું હતું મનુષ્ય જેવા પ્રકારના વિચારો સેવતો
હોય છે તેવો જ તે લગભગ બનતો હોય છે

કોશલરાજની પ્રજા તેને પ્રભુતુલ્ય માનતી હતી તેની ખ્યાતિ
દેશોદેશમાં વ્યાપી રહી હતી કોશલરાજની કીર્તિને તેના ઉપરી રાજા
કાશીરાજ સાંખી શકયા નહિ તેના હૃદયમાં ઈર્ષ્યાનો દાવાનળ સળગ્યો
તેને રંજાડવાની તેને ઇચ્છા થઈ આવી અને તેથી જ ખોટા સાચા
નિમિત્તો ઊભાં કરી યુદ્ધનું કહેણ તેને લખી મોકલ્યુ

કોશલરાજને આ કહેણ મળ્યા પછી તરત જ તેણે પ્રજાને
એકત્ર કરીને અભિપ્રાય પૂછયો પ્રજાએ નમતું નહિ મૂકતા કાશીરાજ
સાથે પ્રાણાંત લડી લેવાનો નિશ્ચય કર્યો

તત્ત્વચિંતક કોશલરાજે વિચાર્યું કે આવા નિરર્થક યુદ્ધમાં વિના
...કે સેંકડો શરીરો ઘવાઈ જશે આ મારી નિર્દોષ પ્રજાને કાશીરાજ

સાથે સ્વાભાવિક વૈર જ નથી તે તો પોતાની વફાદારીથી જ મારા નિમિત્તે મરવા તૈયાર છે આમ કરવુ તે પ્રજાને માટે ઉચિત ન ગણાય આમ ચિતવી વહેલી સવારે કોઇ ન જાણી શકે તેમ એકલો ભાઈ ગાઢ અરણ્યમા તે ચાલ્યો ગયો.

કોશલરાજના જવા પછી લડવાનું કારણ કાંઈ ન રહેવાથી કાશીરાજે કોશલદેશનો કબજો લઇ લીધો તેમ છતા તેને સતોષ ન થયો. કારણ કે તેને દેશ જીતવાની ભાવના ન હતી પરંતુ કોશલ-રાજની કીર્તિને હણવાની તેની ભાવના હતી કોશલ નરેશને શોધી કાઢવા માટે તેણે ફરમાન કાઢયુ કે કોશલરાજને પકડી લાવનારને સવામણ સુવર્ણનું પારિતોષિક મળશે આ ફરમાન સાભળ્યા પછી ધનના લોભિયાઓ તેને પકડી લાવવા માટે શોધખોળમા લાગી ગયા.

આ તરફ એક એકાત ગિરિની ગુફામા કોશલનરેશ ઇશ્વરભક્તિ કરી રહ્યા હતા કાશીનરેશને સદ્બુદ્ધિ મળો એજ તેની ભાવના હતી એકદા ગુફાની બહાર વૃક્ષની ડાળે દોરડુ બાંધી કોઇ માણસ ગળે ફાસો ખાતા તેણે નજરો નજર જોયો મૃત્યુના અતિમ સમયે તે દુખીના એ ઉદ્ગાર હતા કે 'હે પ્રભુ! મૃત્યુ સિવાય હવે એક પણ ઉપાય નથી હું જેને શોધી રહ્યો હતો તે કોશલનરેશ ન મળ્યા તેના સિવાય મારુ દુખ ભાગવાને કોઇપણ સમર્થ નથી" આ શબ્દો ગુફામા રહ્યા રહ્યા કોશલનરેશને કાને અથડાયા દયાળુ રાજા તરત જ બહાર ધસી આવ્યા, અને તેમ કરતા તે માણસને અટકાવ્યો

મરનાર માણસે કહ્યુ કે "ભાઈ! તું તારુ કામ કર. મારું દુખ દૂર કરવાને તું સમર્થ નથી મારે માથે એવુ ભયકર દેવુ થઇ ગયુ છે કે હું જીવી શકુ તેવી સ્થિતિમા નથી. માગ સાધનો હરાઈ ગયા છે બીજી તરફથી મારી કીર્તિ જવાના ભયથી હું કપી રહ્યો છુ કોશલરાજ મારુ કષ્ટ દૂર કરશે એમ ધારી તેના પાટનગરમા આ તો. પણ ત્યા જતા મને માલૂમ પડયું કે મહારાજા તો કોઇ

અવ્યક્ત સ્થાનમાં ચાલ્યા ગયા છે આવી રીતે મારો કોઈ ઉપાય ન રહેતાં હું આ કાર્ય કરવા પ્રેરાયો છુ મને મરવા દો શા માટે રોકી રહ્યા છો?"

કોશલનરેશે કહ્યું ભાઇ! તારે પૈસાની જ જરૂર છે ને! અને જો તેમજ હોય તો હું કહું તેમ કર મારા હાથપગ બાધી મને અહીંથી કૌશલદેશમા લઈ જઈ કાશીનરેશને સોપી દે આ પ્રમાણે કરવાથી તને દ્રવ્ય મળશે અને તારુ ઇચ્છિત પૂર્ણ થશે પેલા માણસે ઘણુ બહુ તેમ કરવા માટે આનાકાની કરી, પરતુ તેને કોશલરાજે સમ જાવીને કબૂલ કરા યુ કે તું તેમ કર તે બિચારાને ખબર પણ ન હતી કે આ પોતે કૌશલનરેશ છે

કૌશલનરેશને માત્ર એકજ ભાવના હતી કે મારા પ્રાણત્યાગથી પણ એક મનુષ્ય જીવન પામતો હોય તો હું ભોગ શા માટે ન આપી શકું? કેટલી બધી અસામાન્ય યોગ્યતા! આવા મુમુક્ષુ પુરુષોનો પરાર્થે આત્મભોગ કયા અને આજની પરિસ્થિતિ કયા!

આજે તો સદ્કાર્ય અર્થે લક્ષ્મી વાપરવાની હોય તો પણ હજાર ગળણે ગળવા માંડે અને તેવી વાત પણ દુ ખદ લાગે મરણ કે જીવનને સુંદર બનાવવાની લેશ માત્ર ઇચ્છા જ નથી બહારથી સુંદર બનાવવાનો ડોળ તો ખૂબ જ દેખાય, પણ જ્યાં પરોપકારની વાત આવે ત્યા તો એમજ કહીને ઊભા રહે કે "બાપજી! ફુરસદ નથી ગજુ નથી વખત ફરી ગયો છે! માફ કરો ' શુ શક્તિ નથી? શક્તિ તો છે ઘણી બધી છે પણ પરને પીડવા માટે છે સાધનો ઘણા છે ફુરસદ પણ છે, પણ તે બધુ આત્માને ડુબાડવા અને જગતને છેતરવા

મનુષ્ય માત્ર પ્રપચમા બીજાનું અનુકરણ કરતો હોય છે આખુ જગત તેમજ ચાલે છે કઈ કાવા દાવા કર્યા વગર ચાલી શકે કે? આ મનોભાવના હોય ત્યા ભોગ દેવાની વાત જ શી?

કોશલનરેશ તેવા નહતા તેનું અંત કરણ પરગજુ હતું જીવનાની લેશ માત્ર તેને તમન્ના ન હતી દુખીના દુખ ભાગવાને તેણે આ માર્ગ સહર્ષ સ્વીકાર્યો પેલો માણુસ કોશલનરેશને પકડી કાશીરાજની કચેરીમા લાવ્યો કાશીનો ભૂપાલ તેને જોઈ ખૂબ ઉછળવા લાગ્યો ઈર્ષ્યાથી ભભૂકતી જ્વાળાઓને આહુતિ મળી ગઇ તેની આંખો નાચવા લાગી તેજ વખતે ભરી સભામા કોશલનરેશે ગરદન ઝુકાવી કહ્યુ કાશીરાજ! મારો શિરચ્છેદ કરો અને આ મનુષ્યને સવામણ સુવર્ણ તોળી આપો "

આ શબ્દો સાભળી આખી સભા વિસ્મિત થઇ ગઇ ત્યારે જ પેલા માણુસને ખબર પડી કે આ પોતે કોશલનરેશ છે પરદુખે પ્રાણુત્યાગ કરનાર આવી વિભૂતિઓ વિશ્વમા હોઇ શકે છે આ ચિત્ર પિશાચના અંતકરણુને પણ પીગળાવે તેવુ હતુ કાશીનરેશ આવો મહાન આત્મત્યાગ જોઇ નમી ગયો તેને પ્રતીતિ થઇ કે ખરેખર આવો આત્મત્યાગ સામાન્ય મનુષ્ય ન કરી શકે કોશલનરેશ ખરેખર પ્રભુ છે પોતાની ભૂલનું તેને ભાન થયુ અને ઝૂટવી લીધેલુ રાજ્ય કોશલનરેશને મુફત કરી હમેશના માટે તેની ખડણી માફ કરી

ચારિત્રની અસર અલૌકિક હોય છે હજારો ઉપદેશ અને સેકડો ગ્રથો જે અસર નથી ઉપજાવી શકતા તે અસર આવા એકજ દૃશ્યથી સહજ રીતે થઇ જાય છે આ દૃષ્ટાત પરથી આપણે જોઈ શકીએ છીએ કે આવુ બલિદાન ઉત્કૃષ્ટ અનુકપા થયા વિના હોઈ શકે નહિ।

અહીં એકલી માત્ર અર્પણુતા જ નથી બલ્કે તેની પાછળની અનાસક્તિ છે સાચી રીતે તપાસીએ તો આવી અર્પણુતા પદાર્થ પ્રત્યેની નિરાસક્તિ વિના હોઇ શકે નહિ જ્યારે તમો તમારા જીવનના ધ્યેયને ઓળખવા લાગો ત્યાર પહેલા જ તમારામા અલ્પ યા વધુ પ્રમાણુમા આ ગુણુ ખીલ્યો હોવો જોઈએ

અનાસક્ત માણસ પણ પદાર્થોનો ઉપભોગ કરતો જ હોય છે જ્યાં તે પ્રત્યે તેની આસક્તિ કે બંધન હોતું નથી પોતાની જરૂરિયાતો ઘટાડી પોતાની શક્તિને પારકાના હિત માટે ખરચતી તે પરોપકાર કહી શકાય પરંતુ આજે તો ભોગવવા માટે લાવે અને કરોડો પણ ઓછા પડે પરંતુ સગા ભાઈને પણ કંઈ મદદ કરી હોય તો હાથ ધ્રૂજવા મંડે અને ત્યાં આગળ બોલવાનો ત . કરવા લાગી જાય. આ બધી આસક્તિની જાતો છે અને ન ખરચવાની નિશાનીઓ છે નહિ તો પોતાના એક પાછળ કોઈ વાદ કરી શકે જ નહિ. જેમકે કોઈ દેવ આવીને કહે કે " ચાલો, દેવલોકમાં તેને આવવું છે ! " તો કોઈ કોઈનો વા. કરે ખરા ' ટપોટપ નામની નોંધ થઈ જાય ત્યાં તો રાહ પણ ન જોવાય અને વાદ પણ ન કરાય પરંતુ વાવવા હોય અને બીજાએ ભેગી વાવી હોય તો ત્યાં પણ સા ન થાય પરંતુ પરમાર્થમાં કંઈક કરવું પડે તો ફલાણું ભાઈએ શું કર્યું ? કેટલું આપ્યું ! કેમ આપ્યું ! એવા અનેક વાંધાઓ ઉત્પન્ન થાય કારણ કે જીવનનું ધ્યેય સમજાતું નથી. ત્યાં તો એમ માન્યું છે કે જે કંઈ આપવું પડે તે બધું વેડફી નાખવાનું છે પછી તો ખરચાય જ કેમ ?

## આસક્તિનું દુષ્પરિણામ

આસક્તિવાળો જીવ ભલેને ત્યાગ કરી નાખે પણ તોય એ બધું નિરર્થક છે કારણકે તેની પાછળ ખૂબ સ્વાર્થ રહ્યો હોય છે અને એ સ્વાર્થનાજ કારણે વસ્તુ ત્યાગવા છતાં વાસનાનો ત્યાગ થઈ શકતો નથી જ્યારે અનાસક્ત મનુષ્ય ભલે કશુંય ત્યાગે નહિ, છતાં તેની ભાવના બીજાઓ પ્રત્યે ખૂબ સુંદર હોય છે

એકદા એક અંધ ભિખારી ચૌટામાં બેસી સારંગી સાથે ભજન ગાતો હતો પરંતુ તે બિચારાનો અવાજ એટલો તો ખોખરો હતો કે તેનાપર રસ્તે ચાલનારનું બિલકુલ લક્ષ્ય જતું ન હતું એક

દયાળુ ગવૈયાએ આ દશ્ય જોયું અને તેના હૃદયમા અનુકંપાની લાગણી ઉભરાઇ આવી તેનું દુ ખ દૂર કરવા તે તરતજ તેની પાસેથી સાગ્ગી લઇને બેસી ગયો અને સુંદર સ્વરથી ગાવા માડયુ

મધુર સ ગીતથી આકર્ષાઇ ઘણા મનુષ્યો ભેગા થયા અને ધનની વૃષ્ટિ થવા લાગી અતે તે સંગીતશાસ્ત્રી ત્યા પડેલા બધા ધનને તે અધભિક્ષુકને આપી પોતાના માગે રવાના થયો

આ દષ્ટાત સાચી અર્પણતા અને ઉદારતાનો બોધ કરે છે હવે સરખાવો આજના જીવ ! સાથે આજે તો

ઉદર ભરવા નિમિત્તે સૌ, ભલુ જીવન વીતાવે છે

લક્ષ્મી મળી, પેટ ભરાયુ, કુટુબને પોષ્યુ એટલે ભાગ્યશાળી થયા અને જીવનનું ધ્યેય સફળ થયુ બસ એમજને ? હૃદયમાં ક્યાં છે પ્રેમ, સેવા ને ભક્તિનાં પૂર ! મહાપુરુષો જીવનની સફળતા તેમાજ મનાવે છે સાચુ જીવન જીવવા માટે સતત વિચાર કરવો જોઇએ કે આજે હું જે કરી રહ્યો છુ તેનું પરિણામ શુ ? અને જવાબ શૂન્ય આવે તો જીવનનું સુકાન ફેરવી નાખવુ જોઈએ જ્યારે અંત કરણમા આવુ ધડતર ઘડાશે ત્યારેજ જીવનની સફળતા સર્વાંશે.

ૐ શાતિ

૧૧

# ભજન કેમ કરવું?

પ્રવચનકાર—મહારાજ શ્રી નાનચંદજી સ્વામી

આત્મબંધુઓ અને માતાઓ!

આજે હું એવો વિષય કહેવા માગું છું કે જે તમને હંમેશા ઉપયોગી થઈ પડે અને જેનો સંબંધ તમારા જીવન સાથે હોય.

તમે સવારમાં કંઈને કંઈ સ્મરણ, સેવા, પૂજા, સામાયિક વગેરે કરતા હશો પરંતુ તમારામાંના ઘણા એમ હંમેશા ફરિયાદ કરતાજ હોય છે કે પ્રાર્થના, ભજન, સ્મરણ વગેરે કરતી વખતે જ અમને પ્રમાદ થાય છે, ચિત્ત સ્થિર રહેતું નથી, રસ પડતો નથી. તો શું કરવું? જવાબ એ છે કે– પ્રભુ ભજનમાં ચિત્તની એકાગ્રતા નથી થતી તેનું કારણ તમારા ઇષ્ટ પદાર્થોમાં જેવો તમોને પ્રેમ છે તેવો પ્રભુમાં પ્રેમ નથી અને પ્રેમ નથી તેનું કારણ એ કે તમને એ વસ્તુની પ્રતીતિ નથી. પ્રથમ તો તમારે વિશ્વાસજ રાખવો. એ શ્રદ્ધાપૂર્વકના પ્રયત્નથીજ તમને પ્રતીતિ થશે અને પ્રેમ પ્રગટશે એ મારી ખાતરી છે. તે પરત્વે એક સરલ માર્ગ સમજાવું.

દરેક માણસને જેમ સ્થૂળ શરીર છે તેજ પ્રમાણે સૂક્ષ્મ (માનસિક) શરીર પણ હોય છે, અને સ્થૂલ શરીરનો આધાર પણ સૂક્ષ્મ શરીર પર હોય છે (મન, ચિત્ત હૃદય, બુદ્ધિ, એ બધા મનોમંદિરનાંજ વિવિધ અંગોપાંગ છે) જેમ સ્થૂલ શરીરની તંદુરસ્તી માટે ખોરાક, પાણી, હવા, પ્રકાશની જરૂર છે તેમ સૂક્ષ્મ મનમયતની તંદુરસ્તી માટે ઉત્તમ વિચાર, ચિંતન, મનન ઇત્યાદિ સૂક્ષ્મ ખોરાક હોય છે. મનુષ્યનો જેવો અને જેટનો વિકાસ તેનાજ પ્રમાણમાં તે સૂક્ષ્મ સામગ્રીને ગ્રહી શકે છે. વિકાસના પંથે તેમ

વધારવામા પ્રભુપ્રાર્થના, સ્તુતિ, સ્તવન, ધૂન વગેરે વચન દ્વારા પીવાના પીણુ છે અને સદ્‌વિચારણા આત્મચિંતન, ધ્યાન એ માનસિક પીણા છે શુદ્ધ ચૈતન્યઘન પરમાત્મ સ્વરૂપ અંતરપટમા હોવા છતા ઉન્મુખ રહેલ આત્મા તેનો અનુભવ નથી કરી શકતો તેના સન્મુખ થવાનું સર્વોત્તમ સાધન ભક્તિ છે અને તેથી સત્પુરુષોએ ભક્તિનો મહિમા મુક્ત કંઠે ગાયો છે

ધ્વનિપ્રધાન પદોનું સતત ઉચ્ચારણ એ પણ ભક્તિનો એક પ્રકાર છે આજે એ જાતની ધૂનો હું તમારા પાસે બોલાવવા માગુ છુ પરતુ તે ધૂનની પાછળ રહેલા રહસ્યને વિચારી લેવુ જોઈએ કોઈપણ ભજન, સ્તવન, કે ધૂન બોલો તે માત્ર ગાવા ખાતરજ બોલાય તો તેનો કાંઈ અર્થ નથી પદે પદે વાચિક સાથે માનસિક તાન મેળ પણ મનવો જોઈએ એકજ પદ બોલતા હૃદયમા જ્યારે ઝણઝણાટી ન થાય ચિત ભેદાઈ ન જાય આતરિક પ્રસન્નતા ન અનુભવાય કૃતકૃત્યપણુ ન અનુભવાય, તો સમજવુ કે આ માત્ર વૈઠ કઢાય છે એતો માત્ર રાગડા તાણ્યા ગણાય પરતુ એવી દરેક પ્રાર્થના કે સ્તુતિઓ સાથે જ્યારે હૃદયનો તાન મળે છે ત્યારેજ કાંઈક દિવ્ય આનંદનો સંચાર થાય છે વ્યક્તિગત પ્રાર્થના કરતા પણ સમાન વિચારના મનુષ્યો સાથે મળી પ્રાર્થના કરવામા જે મહત્ત્વ છે તેનો પણ હેતુ હોય છે જ્યારે જ્યારે જે જે જાતની ભાવના પૂર્વક સતત ઉચ્ચારણ થતુ હોય છે ત્યારે ત્યારે તે તે જાતની ભાવનાઓ સૂક્ષ્મ આંદોલનોવડે મૂર્તિસ્વરૂપ થવા માટે ઘનીભૂત થતી હોય છે અને આસપાસમાં એવુ વાતાવરણ ફેલાવે છે કે આપણે તદ્રૂપ બની જઈએ છીએ એ વસ્તુનો આસ્વાદ હૃદયપૂર્વક એક વખત લેવામા સફળ થઈએ તો ફરીને તેજ પ્રકારે આચરવાની રુચિ જાગે છે એટલાજ માટે હું તમારી પાસે એ જાતની ધૂન હમણાજ બોલુ છુ, તેની સાથે તમારો ભાવ મિલાવી સુમધુર કંઠે તમે પણ તે ઝીલજો. સાંભળો —

ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુદેવ
જય ગુરુ જય ગુરુ જય ગુરુદેવ

[ આ પ્રમાણે મહારાજશ્રીએ એમની ભાવુકિક હંમેશા મુજબ અવાજે ' ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુદેવ"ની ધૂન શરૂ કરી અને સમાજને એ ધૂનમાં જોડાવ્યા મહાત્માજીની 'રામધૂન' જેમ પ્રસિદ્ધ છે તેમ 'ૐ ગુરુદેવ'ની ધૂનમાં પણ લોકો તલ્લીન થઈ ગય આ પ્રમાણે આખો હોલ એજ વાતાવરણથી ગૂંજી રહ્યો એ ધૂન પછી બીજી બબ્બે લીટીઓની ધૂનો શરૂ થઈ વચ્ચે વચ્ચે મહારાજશ્રી લીટીઓ પાછળ રહેલો માર્મિક ભાવ સુંદર વાણીમાં દૃષ્ટિનો મહિમા સમજાવતા જાય અને ધૂન આગળ વધે. સ્પષ્ટ છે ]

अमंत्रमक्षरं नास्ति
नास्ति मूलमनौषधम् ।
अयोग्य पुरुषो नास्ति
योजकस्तत्र दुर्लभ ॥

'ક' થી માંડીને ઉઁરટ સુધીના મૂળાક્ષરો બધા મંત્રાક્ષરોજ છે, સર્વ વનસ્પતિના મૂળમાં કાંઈને કાંઈ ઔષધિ રહેલ છે અને મનુષ્યમાત્રમાં કાંઈને કાંઈ યોગ્યતા હોય છે, પરંતુ તે કેવી રીતે અને ક્યાં તેની યોજના કરવી તેને મનુષ્યો જાણતા નથી. મંત્રાક્ષરો એ માંત્રિક શબ્દો છે પણ જેનો જે વિષય હોય તેજ તેની યોજના કરી જાણે એંજીનનું કામ કરતો હોય તેને ભૂમિતિ ન આવડે રમોયો નામું ન માંડી શકે તેમ આપણે અક્ષરોની ક્યાં કઈ યોજના કરવી અને મંત્રોદ્વારા સામર્થ્ય કેમ પ્રગટાવવુ તે નથી જાણતા એટલેજ આ બધી ગરબડ થઈ છે આ મંત્રો સારામાં સારી વસ્તુઓ હોવા છતાં આપણે તેની કિંમત નથી જાણતા ૐ ગુરુનું રટણ કરવાથી ચિત્તની એકાગ્રતા થાય છે પરંતુ આવી રીતે એ અનન્ય પ્રેમ અને પાકા વિશ્વાસપૂર્વક થવી જોઈએ

વિશ્વમાં એવો નિયમ છે કે જે પ્રકારના તમે વિચાર કરત

હો તે પ્રકારના પરમાણુઓ તમારી સમીપના આકર્ષાય છે તમે હસો તો હસવાના પુદ્‌ગલો તમારા તરફ આવે છે ને રડો તો રડવાના પરમાણુઓ તમારી પાસે આવે છે તેવીજ રીતે જ્યારે ભક્તિના આંદોલનો તમે ફેલાવતા હો ત્યારે (ભક્તોના મનમાથી ભક્તિ કરતા નીકળેલા) ભક્તિના પરમાણુઓ ગમે તેટલા દૂર હોય તોપણ ખેચાઇ તમારી પાસે આવે છે

કોઇ કોઈ પવિત્ર તીર્થના સ્થાનોમા જઇએ છીએ ત્યારે આપણે કોઇ અનુપમ શાતિ અનુભવીએ છીએ તેનું શુ કારણ? વસ્તુ એમ છે કે આવા એકાતના સ્થળોમા કોઇ મહાપુરુષોએ આત્મધ્યાન ધરતા તે પ્રકારના પુદ્‌ગલો પ્રસરાવ્યા હોય છે તે પુદ્‌ગલો ત્યા વાતાવરણમા ગૂજી રહ્યા હોય છે જેવા મક્કમ મનથી તે પુદ્‌ગલો પ્રસર્યા હોય છે તેવા મક્કમપણે તે ટકી રહે છે અને આપણે તે વાતાવરણમા જઈએ છીએ એટલે તે પવિત્ર મનોદ્રવ્યથી ચિત્તની શાતિ અનુભવીએ છીએ

**यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी**–જેવા ભાવથી તમે ધ્યાન ધરો–પ્રાર્થના કરો તેવી સિદ્ધિ થાય છે જ્યારે તમે બીજાનું ભૂરુ ઇચ્છતા હો ત્યારે ભુરાઈના પરમાણુઓજ તમારી તરફ આકર્ષાય છે માટે તમારા વિચારોના આંદોલનો ફેલાવતી વખતે બહુ જ સાવધ બનો

ઘણા જૈનો માને છે કે ભગવાન સિદ્ધશિલામા બિરાજે છે એટલે તે આપણું કઈપણ ભલુ ન કરી શકે આમ માનવા છતા પ લોકો તેનું ભજન તો કરે છે તેનું શુ કારણ? અલબત્ત, ભગવાન ભલુ કે ભૂરુ કરે નહિ, જે કઇ કરે તે આપણો આત્મા જ કરે છે પરતુ તમે જે આત્મિક ગુણ પ્રગટાવવા માગો છો તે ઇશ્વરમા છે, અને તે તમારામા પણ છે એનામા એ આવિર્ભાવે છે, તમારામા તે તિરોભાવે છુપાયેલા છે તમે તેને જોઇ શકતા નથી, પરતુ તમે જ્યારે પ્રભુ પાસે માગો છો, પ્રાર્થના કરો છો ત્યારે તમારામા

ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુદેવ
જય ગુરુ જય ગુરુ જય ગુરુદેવ

[ આ પ્રમાણે મહારાજશ્રીએ એમની લાક્ષણિક ઢબમાં જુદા અવાજે "ૐ ગુરુ ૐ ગુરુ ૐ ગુરુદેવ" ની ધૂન શરૂ કરી અને સભાજનો એ ધૂનમાં જોડાયા મહાત્માજીની 'રામધૂન' જેમ પ્રસિદ્ધ છે તેમ 'ૐ ગુરુદેવ'ની ધૂનમાં પણ લોકો તલ્લીન થઈ જાય આ પ્રમાણે આખો હોલ એવા વાતાવરણથી ગુંજી રહ્યો એ ધૂન પછી બીજી બબ્બે લીટીઓની ધૂનો શરૂ થઇ વચ્ચે વચ્ચે મહારાજશ્રી લીટીઓ પાછળ રહેલો માર્મિક ભાવ સુંદર વર્ણન દૃષ્ટાંતો સહિત સમજાવતા જાય અને ધૂન આગળ વધે. સંપાદક ]

अमन्त्रमक्षरं नास्ति
नास्ति मूलमनौषधम् ।
अयोग्य पुरुषो नास्ति
योजकस्तत्र दुर्लभ ॥

'ક' થી માંડીને છેવટ સુધીના મૂળાક્ષરો બધા મંત્રાક્ષરો જ છે, સર્વ વનસ્પતિના મૂળમાં કાંઈને કાંઈ ઔષધિ રહેલ છે અને મનુષ્યમાત્રમાં કાંઈને કાંઈ યોગ્યતા હોય છે, પરંતુ તે કેવી રીતે અને ક્યા તેની યોજના કરવી તેને મનુષ્યો જાણતા નથી. મંત્રાક્ષરો એ સાંકેતિક શબ્દો છે પણ જેનો જે વિષય હોય તેજ તેની યોજના કરી જાણે. સંગીતનું કામ કરતો હોય તેને ભૂમિતિ ન આવડે. રસોયો નામું ન માંડી શકે તેમ આપણે અક્ષરોની ક્યાં મ યોજના કરવી અને મંત્રાદ્વારા સામર્થ્ય કેમ પ્રગટાવવું તે નથી જાણતા એટલેજ આ બધી ગરબડ થઈ છે આ મંત્રો સારામાં સારી વસ્તુઓ હોવા છતાં આપણે તેની કિંમત નથી જાણતા ઉ ગુરુનું રટણ કરવાથી ચિત્તની એકાગ્રતા થાય છે પરંતુ આ અનન્ય પ્રેમ અને પાકા વિશ્વાસપૂર્વક થવી જોઈએ ...

વિશ્વમાં એવો નિયમ છે કે જે પ્રકારના તમે વિચ

તારા પાદપકજે પડી તારો શરણાગત ન થઇ શકયો અને હે માર્ગદર્શક મહા પ્રભો! વિષય, કષાય અને પ્રમાદ જેવા વિષમ સ્થળોથી પાછો વારવા છતા પણ કામઅગ્નની જ્વલત પ્રતિમા પ્રભો હું ન જ વર્ત્યો એ નરકાગારમા જ નિમગ્ન રહ્યો

પામ્યો અમૂલા સાધનો નહિ સદુપયોગ કરી શકયો
નહિ ભક્તિના સ્વાદિષ્ટ અને સતશિષ્ય ભરી શકયો

હે દીનદયાળ! સર્વોત્તમ માનવદેહ, ઉચ્ચ આર્યભૂમિ, સુંદર માનસશક્તિ, સમૃદ્ધિ, સત્તા, બળ તથા અદ્વિતીય સામગ્રીઓ પામવા છતા હું તેનો સદુપયોગ ન કરી શકયો સત્તાથી કંકને પજવ્યા બળથી કંક જીવોને સહાર્યા સમૃદ્ધિથી કેમ્ને કચડી નાખ્યા અને ઇંદ્રિયાદિ સામગ્રીઓથી વિષરસના ઘૂટડા પીધા કર્યા પણ હે સુધા સાગર! તારી સેવાના સ્વાદિષ્ટ રસના વહેતા સરોવરમાથી એક ઘૂટડાને લઇને પણ મારા ઘટડામા તે અમૃતને ન ભરી શકયો એ કેવો પ્રમાદ! સદ્ભાગ્યે આજે તને સમીપમા જોયા પછી હવે તો મારા ભવની ભાવટ ભાંગી ગઈ હે દેવ! આ ક્ષણો કેવી મધુર, મજુલ અને મનોરમ્ય છે!

પરમાત્માનું સ્મરણ કે ભજન રૂપ રસાયણનું પાન કરવાની સાથે આપણે કેવા પથ્યોનું પાલન કરવુ જોઈએ? તે પ્રશ્નના સમાધાનમા હું તમોને એક પદ્ય સભળાવુ

પ્રભુનું નામ રસાયણ સેવે, પણ જો પથ્ય પળાય નહિ,
તો તેનું ફળ લેશ ન પામે, ભવ રોગો કદિ જાય નહિ.

પરમાત્માનું નામ એક પ્રકારનું રસાયણ છે રસાયણનું સેવન કરનારાએ પથ્યનો પાળવુ જ જોઇએ તે સાવ સ્પષ્ટ વસ્તુ છે ઔષધ ગમે તેવુ ઉચ્ચ કોટિનું અને અસરકારક હોય પરતુ જો તેની પરેજ ન પળાય તો લેશ માત્ર ફાયદો ન થાય તે જ પ્રમાણે પરમાત્માનું નામ લીધા કરીએ પરતુ તેના પથ્યો ન પાળીએ તો આ સસારરૂપી રોગ કદિ નાબૂદ થઇ શકે નહિ.

૧૨

# ગામડાઓ ભણી

વ્યાખ્યાતા — શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

પરાપૂર્વથી માણસની દુનિયા ગામડાની જ બનેલી છે પ્રાચીન કાળમા વેપારના અમુક મથકો અને રાજાની રાજધાનીઓ એટલા જ શહેરો હતા અને તે પણ આજના શહેરો જેવા તો નહિ જ જ્યારથી યંત્રયુગની શરૂઆત થઈ ત્યારથી આજના મોટા મોટા રાક્ષસી શહેરોએ માથુ ઉચુ કર્યું છે માનવી સંસ્કૃતિમાં આ એક નવો જ પ્રકાર છે

શહેરોની ઉત્પત્તિ ખરુ જોતા ગામડાઓની કેટલીક હાજતોનાથી છે અનેક ગામડાઓ પોતાની ઉપજનો વિનિમય કરવા માટે અમુક જગ્યાએ ભેગા થવા લાગ્યા એ સ્થાનને બજારનું રૂપ મળ્યુ એવા મહત્વના સ્થાનનું રક્ષણ આવશ્યક જણાયુ ત્યાર પછી આવી સગવડ જોઈ ત્યા કાયમની વસ્તી વધી, અને મોટુ શહેર જામ્યું એવી રીતે ગામડાઓની સગવડ બરાબર સચવાય એવી કાયમની ગોઠવણ તે શહેર એવી સ્થિતિ હતી, આજે બરાબર એથી ઉલટી સ્થિતિ પ્રવર્તે છે જેમ માણસ પોતાને માટે પશુઓ રાખે છે તેમ શહેરો પોતાની હાજતો પૂરી પાડવા માટે ગામડાઓ રાખે છે મનુષ્ય સમાજનો પ્રધાન ભાગ તે શહેરો મનુષ્યજાતિનું વ્યક્તિત્વ શહેરોમા જ સોળે કળાએ પ્રગટ થાય છે એવી માન્યતા બધાઈ અને તે જ હજી પણ ચાલુ છે કેટલાક વિચારી લોકોએ અને કાવ્યમય જીવનના રસિકોએ ગામડાઓનું મહત્વ ગાયુ, તેથી લખાણોમાં અને ભાષણોમા ગામડાઓની પ્રતિષ્ઠા વધી. પણ સ્વેચ્છાએ શહેર

ગામડામા કાયમને માટે રહેનાર તો કોઈ નીકળ્યુ જ નહિ એક જણે તો એક કહેવત ટાકી કહ્યુ, "આવી પડે ફેર, તો ય છોડાય નહિ શહેર" (पेडन पडला फद्दर तरी, सोड्डू नये शहर) આ જ નિશ્ચાથી લોકો શહેર તરફ દોડતા આવ્યા છે શહેરોએ ગામડાની ચૂસણી શરૂ કરી ગામડાનુ ધન શહેરમા જવા લાગ્યુ ધન પાછળ પુરુષાર્થી, પરાક્રમી ધનલોલુપ સખ્યાબધ લોકો શહેર તરફ દોડ્યા અને આવી રીતે ગામડાઓની બેવડી ચૂસણી ચાલી ગામડાનું અનાજ, ગામડાના ફળફૂલ, પશુપક્ષી બધુ જ શહેરની સેવામા ચાલ્યુ કાર્યકુશળ બાહોશ લોકો પણ શહેરને રગે પડ્યા એને કરીયર કહેવા લાગ્યા

કદી ન જોયેલી એવી જાહોજલાલી શહેરોએ ખીલવી બતાવી જૂના વખતમા ઘણાખરા ઉદ્યોગ ધધાઓ અને કારીગરીના કામો ગામડામા જ ચાલતા તેને બદલે શહેરોએ મોટા મોટા કારખાનાઓ ઊભા કર્યા તેલ, વરાળ અને વિજળીની મદદથી એ કારખાનાઓએ આખી દુનિયાને માલ પૂરો પાડવાનું માથે લીધુ ગામડાઓ જે પહેલા કાચા માલમાંથી પાકો માલ તૈયાર કરતા તે શહેરમા બનેલા અથવા પરદેશથી આવેલા પાકા માલના કેવળ ઘરાક બનવા લાગ્યા ધન પેદા કરવાને બદલે ધન ખર્ચી નાખવાની કળા ગામડાઓએ ખીલવી અને માન્યું કે આ રીતે ગામડાઓ સસ્કારી થશે એક પછી એક બધા જ ઉદ્યોગહુનરો ગામડામાથી ખસી જવા લાગ્યા છે અને વિલાયત કે જાપાનથી આવતી સારીનરસી વસ્તુઓ ગામડાનુ ધન હરણ કરવા લાગી છે ઉદ્યોગ હુનરને અભાવે માણસ ગરીબ થાય છે એટલું જ નહિ પણ પશુ જેવો અસસ્કારી થઈ જાય છે માણસની માણસાઈમા બે જ વસ્તુ પ્રધાન છે ત્યાગશક્તિ અને સૃજશક્તિ જ્યા ઉદ્યોગ હુનર છે ત્યા જ એ સૃજશક્તિ ખીલી શકે અનહદ ગરીબાઈ સાથે ત્યાગશક્તિ પણ ઘટતી જાય છે આવી રીતે ગામડાઓ બન્ને રીતે માણસાઈ ખોવા લાગ્યા છે આમ જ જો

ચાલવા દઈશુ તો કરોડોની જનતામા માણુસાઇ ખૂટી જશે અને જોખમકારક સ્થિતિ પેદા થશે એ સ્થિતિ શાપરૂપ જ ગણાવી જોઇએ એમાંથી બચી જવુ હોય તો અત્યારથી જ આપણે પ્રાયશ્ચિત્તની શરૂઆત કરવી જોઈએ

ધારો કે કોઇ આપખુદ સુલતાને ફરમાન કાઢયુ કે ગામડાની વસ્તુઓ શહેરમાં આવે નહિ અને શહેરની વસ્તુઓ ગામડામા જાય નહિ, તો ગામડાઓને ઘણી મુશ્કેલીઓમા રહેવુ પડશે પણ શહેરોને તો એ સ્થિતિમા જીવવુ જ અશક્ય થઈ પડે આવી સ્થિતિ હોવાથી ગામડાઓનો હાથ ઉપર હોવો જોઇએ, શહેરનો નીચે પણ ગામડાના માલનો બજાર ભાવ નક્કી કરવામા શહેરો જબરદસ્ત હોય છે બિચારાં ગામડાઓ જેરદસ્ત થઈ ગયા છે આ સ્થિતિ મ ટાવી જોઈએ

આજના જમાનામા જે જગદ્ વ્યાપી મોટા દ્રોહો માણુસ જાતને પીડી રહ્યા છે તેમાનો આ સૌથી મોટો છે અન્યાયનું ભીષણસ્વરૂપ જોયા પછી ગભરાઇ કે દબાઈ ન રહેતા અથવા નિરાશ ન થતા ઉત્સાહથી એની સામે ઝૂઝવા તૈયાર થવુ જોઇએ યુવાન શુ અને વૃદ્ધ શુ પુરુષ શુ અને સ્ત્રી શુ, બ્રાહ્મણ શુ અને હરિજન શુ, દરેકને એમજ થવુ જોઇએ કે બાકી બધી ગફલત ભલે થાઓ, પણ આ યુગધર્મ ચૂકીએ નહિ કેમકે આપણા જમાનાની કસોટી આપણે સ્ત્રીઓ પ્રત્યે કેવી રીતે વર્ત્યા, હરિજનો પ્રત્યે કેવી રીતે વર્ત્યા અને ગામડાઓ પ્રત્યે કેવી રીતે વર્ત્યા એ ઉપર જ થવાની છે

પ્રકાશક –
જૈનયુવકસંઘના મંત્રીઓ –
મણીલાલ મોહોકમચંદ શાહ
અમીચંદ ખેમચંદ શાહ
ધનજી સ્ટ્રીટ, મુંબઈ નં ૩

સને ૧૯૩૭ ] [ સંવત ૧૯૯૩

— મુદ્રણસ્થાન —
શ્રી મહાવીર પ્રિન્ટિંગ વર્કસમાં
વીઠ્ઠલદાસ કાલીદાસે છાપ્યું
ધનજી સ્ટ્રીટ, મુંબઈ નં ૩

# નિવેદન

મુંબઈમાં ૧૯૮૮ ની સાલમાં શરૂ કરેલ પર્યુષણ વ્યાખ્યાનમાળા તરફ જૈન સમાજના જિજ્ઞાસુ વર્ગનું ધ્યાન ખેંચાવાથી ત્રણ વર્ષના ગાળા પછી સંવત ૧૯૮૨ ની સાલમાં વ્યાખ્યાનમાળા શરૂ કરવાની ભાવના થઇ, અને બનારસથી પંડિત શ્રી સુખલાલજી, વર્ધાથી પંડિત શ્રી દરબારીલાલજીએ ને ડાકા કાલેલકર જેવા સમર્થ વિદ્વાનોએ મુંબઈ આવવાનું સ્વીકાર્યું, તેમની માયાળુ લાગણી ને સહકારથી વ્યાખ્યાનમાળા શરૂ કરી અને મુંબઈવાસી યુવાન તેમજ વૃદ્ધ વર્ગે અમારા એ પ્રયાસને ખુબ આવકાર આપી લોકરૂચી ને બધે અમે બાંધેલ અભિપ્રાયમાં અમારી સફલતા અંગે સબળ ટેકો આપ્યો

જૈન તેમજ જૈનેતર વિદ્વાનોને વ્યાખ્યાનમાળામાં પ્રવચન કરવા આમંત્ર્યા હતા, તેમાં બનારસ ને વર્ધા જેવા દૂરના સ્થળેથી આવીને તેમ મુંબઈ જેવા રોકાણવાળા શહેરમાં પણ પોતાના સમયનો ભોગ આપી જે વિદ્વાન્ બંધુઓએ વ્યાખ્યાનમાળામાં ભાષણો કર્યા અથવા લખેલા નિબંધો વાંચી સહકાર આપ્યો છે તે સૌના આભારી છીએ

વ્યાખ્યાનમાળા ચાલતી હતી ત્યારે લેખો છપાવી પુસ્તક રૂપે બહાર પાડવાનું નક્કી થતાં, તેજ વખતે અનેક ઉદાર ભાઇ બ્હેનોએ ગ્રાહક તરીકે પોતાના નામે નોંધાવેલા તેમના તેજ વાચક વર્ગના હાથમાં પુસ્તક મૂકવામાં ઢીલ થવાના કારણમાં જે વિદ્વાનોએ વ્યાખ્યાનમાળામાં પ્રવચનો કરેલા તેમનો મહોટો ને મહત્વનો ભાગ આ પુસ્તકમાં આવી જાય છે, પરંતુ તે મહત્વના ભાષણો મેળવવાના લોભેજ ઢીલ થઇ છે

વ્યાખ્યાનમાળાના આઠે દિવસ હીરાબાગના ટ્રસ્ટીઓએ હીરાબાગનો વ્યાખ્યાન હોલ અને પર્યુષણના છેલ્લા દિવસે ભાઇશ્રી હરગોવિંદદાસે ભાંગવાડી થીએટર કંઇ પણ લીધા સિવાય તદ્દન ફ્રી આપીને અમારા પ્રત્યે જે ઉદારતા દર્શાવી છે તે બદલ અમે તેઓના આભારી છીએ.

આ સિવાય જે ભાઇઓએ તન મન ને ધનની મદદ કરી છે તે સૌનો આભાર માનીએ છીએ

લી૦ મંત્રીઓ,

**શ્રી મુંબઈ જૈન યુવક સંઘ**

# વિષયાનુક્રમ


| નં | વિષય | વક્તા | પાનું |
|---|---|---|---|
| | પ્રાસ્તાવિક | ( પં સુખલાલજી ) | |
| ૧ | આજના સાધુઓ નવીન માનસને દોરી શકે ! | ( „ ) | ૧ |
| ૨ | ક્રાન્તિકાર ભગવાન્ મહાવીર | ( શ્રી પરમાનંદ કુંવરજી કાપડીઆ ) | ૧૬ |
| ૩ | ધર્મની અને એના ધ્યેયની પરીક્ષા | ( પં સુખલાલજી ) | ૨૩ |
| ૪ | દેવદ્રવ્ય | ( પં દરબારીલાલજી ) | ૫૧ |
| ૫ | સમાજવાદ અને જૈનધર્મ | ( શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ ) | ૫૬ |
| ૬ | શ્રી મહાવીર અને ઉપસર્ગો | ( શ્રી મોતીચંદ ગી કાપડીઆ ) | ૬૧ |
| ૭ | સ્વામી શ્રી વિવેકાનંદના પ્રેરણાપ્રદ વિચારો | ( શ્રી મોહનલાલ દલીચં૰ દેસાઈ ) | ૮૦ |
| ૮ | જૈનધર્મ અને નિવૃત્તિમાર્ગ | ( પં દરબારીલાલજી ) | ૧૦૩ |
| ૯ | સુધારક ધર્મમાં સુધારા | ( કાકા કાલેલકર ) | ૧૧૩ |
| ૧૦ | જૈન ધર્મમાં વિશ્વધર્મ બને એવા તત્વો છે ખરાં ? | ( શ્રી હંસસુખભાઈ ડાહ્યાભાઈ ) | ૧૨૬ |
| ૧૧ | વ્હેમ અને ધર્મ | ( પં૰ નાથુરામજી પ્રેમી ) | ૧૪૫ |
| ૧૨ | મહાત્મા ગાંધીજી-કેટલાક ધાર્મિક વિચારો | ( શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ ) | ૧૫૭ |

# પ્રાસ્તાવિક

આ જાતની પર્યુષણ વ્યાખ્યાનમાળા ચર થયે માનથી વધારે વર્ષ થયા. એની ઉપયોગિતા હવે ભાગ્યે જ સિદ્ધ કરવાની રહે છે તેમ છતા એને કસવાની બે કસોટીઓ છે મુખ્ય કસોટી એ એનો ધ્યેય હેતુ છે અને બીજી કસોટી એનું પરિણામ છે વ્યાખ્યાનમાળાના યોજકો અને જેમા વ્યાખ્યાન આપવા ભાગ લેનારઓનો હેતુ કોઇ પણ જાતના સ્વાર્થને સિદ્ધ કરવાનો ન હોય તેમજ પર્યુષણમા સહજ મળતી નિવૃત્તિ અને લોકોમા જાગેલી જિજ્ઞાસાનો ઉપયોગ કરી લઇ વ્યાખ્યાનમાળા દ્વારા લોકોમા ગ્રાહ્ય- વિચાર શક્તિ કેળવવી, વહેમો અને સકુચિતતા દૂર કરી તેને સ્થાને સમભાવ જગાડવો, એ હોય તો સમજવુ જોઇએ કે વ્યાખ્યાનમાળા કદી નિરર્થક સિદ્ધ નહિં થવાની હજી લગી આ મુખ્ય હેતુ અચળ રહ્યો આવ્યો છે પરિણામની દૃષ્ટિએ જોતા પણ વ્યાખ્યાનમાળા દિવસે દિવસે આશાપ્રદ નિવડતી જાય છે વ્યાખ્યાનમાળા વખતે ઉપસ્થિત શ્રોતાઓની સખ્યા તેમજ છપાતી વ્યાખ્યાનમાળાના ગ્રાહકો અને વાચકોની સખ્યા પુરાવો પૂરો પાડે છે કે વ્યાખ્યાનમાળાની યોજના લોકોને રૂચી છે અને વધારે ને વધારે રૂચતી જાય છે આ બધુ છતા યોજનાએ દિવસે દિવસે વધારે ને વધારે આકર્ષક બનાવવાની કેળવવાની જરૂર છે વક્તા અને લેખકોની પસંદગી, વિષયોની વહેચણી અને સમયસર વખતસર કામ પતાવવાની પદ્ધતિ અને વખતસર વ્યાખ્યાનમાળા પ્રસિદ્ધ કરવાની ગોઠવણ એ મુદ્દાઓ તરફ વિશેષ ધ્યાન રહેવુ જ જોઇએ આમ ત્રિવ વક્તાઓ પાસેથી પ્રથમથી જ તેમના લખેલા વ્યાખ્યાનો મેળવી લેવાની તૈયારી જેટલે અંશે ચોકસાઇથી અનુસરાશે તેટલે અંશે વ્યાખ્યાનમાળા

વિષયક પુસ્તિકાની ગહ જોઇ બેસનાર જિજ્ઞાસુઓની વૃત્તિ યોગ્ય રીતે સતોષાવાથી જિજ્ઞાસાનુ વાતાવરણ તાજૂ રહેશે.

વ્યાખ્યાનમાળાનો પ્રારભ ગુજરાતમા, ખાસ કરી અમદાવાદમાં થયેલો મુબઈ સુધી એણે પગના ભર્યા છે આ બન્ને સ્થળે વ્યાખ્યાનમાળા કાઇક વધારે નિયમિત રીતે ને વિશેષ આકર્ષકરીતે ચાલે છે તેમ છતા મે પ્રવાસ દરમિયાન અને બીજી રીતે જોયુ છે કે અનેક શહેરે તેમજ કસ્બાઓમા અમુક વર્ગની જિજ્ઞાસા વિશેષ પ્રમાણમાં જાગી છે અલબત એ બધે સ્થળે કોઇ યોજકો નીકળી આવે તોય યોગ્ય વક્તાઓ મેળવવા એ કામ જરાય સહેલુ નથી અને યોગ્ય વક્તાઓ સિવા નિષ્પ્રાણ વ્યાખ્યાનમાળા ચલાવવાનો કાંઈ અર્થ પણ નથી. તેમ છતાં એટલુ તો શક્ય છે કે ઓછામા ઓછુ જ્યા જ્યા હાઈસ્કુલ હોય તે સ્થળે આવી ગોઠવણ બહુ અઘરી નથી કલકત્તા જેવા શહેરોમા કુ વ્યાખ્યાનમાળા શરૂ કરવા વિષે વિચાર કરે એ તો એક રીતે મેંડુ થયુ લેખાય.

વ્યાખ્યાનમાળાની પુસ્તિકાઓ પ્રથમ તો ગુજરાતીમા જ બહાર છે તેમ છતા શરૂઆતથી જ એ ગુજરાતી વ્યાખ્યાનો સાથે થોડાં હિન્દી વ્યાખ્યાનો અપાતા અને છપાતા આવ્યા છે આ સિવાય ગુજરાતીમા લખાયેલ ને છપાયેલ વ્યાખ્યાનોમાથી ઘણા હિન્દીમાં અનુવાદ થઈ અનેક સ્થળે પ્રસિદ્ધિ પામ્યા છે એને પરિણામે આ વ્યાખ્યા કોઇ એક ફિરકાની ન રહે તો ત્રણે જૈન ફિરકાની જાણે સાધારણ તેવીજ બની ગઈ છે વ્યાખ્યાનમાળાની શરૂઆતથી જ એ ઉદ્દેશ હતો જ કે ત્રણે ફિરકાના જૈન ભાઈ બહેનો અને વિદ્વાનો ભાગ એ ઉદ્દેશ અત્યારલગી બરાબર સચવાતો આવ્યો છે અને એનું પરિણામ પણ સ્પષ્ટ આવ્યુ છે

આ વ્યાખ્યાનમાળાની થોડી પણ ઇષ્ટ અસર દિગબર પર થઇ જણાય છે દશલક્ષણી વખતે દિગબર વિદ્વાનો પણ

વ્યાખ્યાનમાળા ચલાવવા તરફ ક્વચિત્ ક્વચિત્ ઢળ્યા હોય એમ દેખાય છે અને કેટલેક સ્થળે દિગંબર પંડિતો આ પ્રવૃત્તિ સ્વીકારી લેવાની ચર્ચા કરતા પણ સાંભળ્યા છે. આ સ્થળે એક સૂચના કરવી મને યોગ્ય લાગે છે. શ્વેતાંબરીય પર્યુષણ પૂરાં થતાં જ દિગંબરીય દશલક્ષણી શરૂ થાય છે. જ્યાં બન્ને ફિરકાના અનુયાયીઓ હોય ત્યાં જુદી જુદી વ્યાખ્યાનમાળા પ્રવર્તે એ અનિષ્ટ નથી, પણ એ બન્ને ફિરકાના સમજદાર સંચાલકો અને પંડિતોની ખાસ ફરજ છે કે એમણે એક સમ્મિલિત વ્યાખ્યાનમાળા ચલાવવી. સમય નક્કી કરવામાં ફિરકાગત ધાર્મિક શ્રવણ આડે આવવાની એ હું જાણું છું, પણ બીજા અનેક લાભો જોતાં આ બાબતમાં ઉદારતા કેળવવી એ આ જમાનામાં અઘરું હોવું ન જોઈએ. એ દૃષ્ટિએ વિચારતાં બીજો કોઈ વધારે સારો સમય ઉભયમાન્ય ન થાય ત્યાં લગી મને પોતાને એમ લાગ્યું છે કે શ્વેતાંબરીય પર્યુષણના છેલ્લા ચાર પાંચ દિવસોને દશલક્ષણીના શરૂઆતના તેટલા જ દિવસો, એમ મળી એક પખવાડિયા કે દશ દિવસની સંયુક્ત વ્યાખ્યાનમાળા ગોઠવવી. જેમાં જૈનેતર વક્તાઓ ઉપરાંત બન્ને ફિરકાના યોગ્ય અને સમભાવી વક્તાઓને આમંત્રવા. આમ થવાથી એ વક્તાઓ દ્વારા બન્ને ફિરકાના અમુક અનુયાયી વર્ગનું માનસ ઉદાર અને ઉન્નત થશે એટલું જ નહિ, પણ એક ફિરકાની સાહિત્ય તેમજ પરંપરાની ઘણી વિશેષતાઓ બીજા ફિરકાની જાણમાં આવતાં બન્ને વચ્ચે વધારે સૌહાર્દ કેળવાશે, જે અત્યારની રાષ્ટ્રીય અને માનુષિક એકતાની દૃષ્ટિએ સૌથી પહેલાં જરૂરી છે અને જેના વિના જૈનોનો અનેકાંતવાદ માત્ર ચર્ચાનો જ વિષય રહ્યો છે.

વ્યાખ્યાનમાળા મુખ્ય ભાગે સવારે ચાલે છે. એ વખત બ્હેનોને સ્તે બહુ અનુકૂળ નથી. બ્હેનો એ ધર્મ દિવસોમાં વ્યાખ્યાનમાળા છોડી શું નથી શકતાં અને હાજર થવામાં એમને બહુ તણાવું પડે છે. તે ઉપરાંત વ્યાખ્યાનના વિષયો પણ ઘણીવાર તેમને વાસ્તે ગાઢ ભારે પડી

વિષયક પુસ્તિકાની ગહ જોઇ એમનાર જિજ્ઞાસુઓની વૃત્તિ યોગ્ય રીતે સતોષાવાથી જિજ્ઞાસાનું વાતાવરણ તાજૂ રહેશે.

વ્યાખ્યાનમાળાનો પ્રારભ ગુજરાતમા, ખાસ કરી અમદાવાદમા થયેલો મુબઈ સુધી એણે પગના ભરા છે આ બન્ને સ્થળે વ્યાખ્યાનમાળા કાઇક વધારે નિયમિત રીતે ને વિશેષ આકર્ષકરીતે ચાલે છે તેમ છતા મે પ્રવાસ દરમિયાન અને બીજી રીતે જોયુ છે કે અનેક શહેરો તેમજ કસબાઓમા અમુક વર્ગની જિજ્ઞાસા વિશેષ પ્રમાણમાં જાગી છે અલબત એ બધે સ્થળે કોઇ યોજકો નીકળી આવે તોય યોગ્ય વક્તાઓ મેળવવા એ કામ જરાય સહેલુ નથી. અને યોગ્ય વક્તાઓ સિવાય નિષ્પ્રાણ વ્યાખ્યાનમાળા ચલાવવાનો કાંઈ અર્થ પણ નથી. તેમ છતાં એટલુ તો શક્ય છે કે ઓછામા ઓછુ જ્યાં જ્યા શક્યતા હોય તેવે સ્થળે આવી ગોઠવણ બહુ અઘરી નથી કલકત્તા જેવા શહેરોમાં યુવકો વ્યાખ્યાનમાળા શરૂ કરવા વિષે વિચાર કરે એ તો એક રીતે મોડુ જ થયુ લેખાય.

વ્યાખ્યાનમાળાની પુસ્તિકાઓ પ્રથમ તો ગુજરાતીમાં જ બહાર પડી છે તેમ છતા શરૂઆતથી જ એ ગુજરાતી વ્યાખ્યાનો સાથે થોડાં કે ઘણાં હિન્દી વ્યાખ્યાનો અપાતા અને છપાતાં આવ્યા છે આ સિવાય ગુજરાતીમા લખાયેલ ને છપાયેલ વ્યાખ્યાનોમાથી ઘણા હિન્દીમા અનુવાદિત થઈ અનેક સ્થળે પ્રસિદ્ધિ પામ્યા છે એને પરિણામે આ વ્યાખ્યાનમાળા કોઇ એક ફિરકાની ન રહે તો ત્રણે જૈન ફિરકાની જાણે સાધારણ હોય તેવીજ બની ગઈ છે વ્યાખ્યાનમાળાની શરૂઆતથી જ એ ઉદ્દેશ તો હતો જ કે ત્રણે ફિરકાના જૈન ભાઈ બ્હેનો અને વિદ્વાનો ભાગ લે જ એ ઉદ્દેશ અત્યારલગી બરાબર સચવાતો આવ્યો છે અને એનું ઇષ્ટ પરિણામ પણ સ્પષ્ટ આવ્યુ છે

આ વ્યાખ્યાનમાળાની થોડી પણ ઇષ્ટ અસર દિગબર પરપરા ઉપર થઇ જણાય છે દશલક્ષણી વખતે દિગબર વિદ્વાનો પણ આવી

વ્યાખ્યાનમાળા ચલાવવા તરફ ક્વચિત્ ક્વચિત્ ઢળ્યા હોય એમ દેખાય છે અને કેટલેક સ્થળે દિગબર પડિતો આ પ્રવૃત્તિ સ્વીકારી લેવાની ચર્ચા કરતા પણ સાભળ્યા છે આ સ્થળે એક સૂચના કરવી મને યોગ્ય લાગે છે શ્વેતામ્બરીય પર્યુષણ પૂરા થતા જ દિગમ્બરીય દશલક્ષણી શરૂ થાય છે જ્યા બન્ને ફિરકાના અનુયાયીઓ હોય ત્યા જુદી જુદી વ્યાખ્યાનમાળા પ્રવર્તે એ અનિષ્ટ નથી, પણ એ બન્ને ફિરકાના સમજદાર સચાલકો અને પંડિતોની ખાસ ફરજ છે કે એમણે એક સમ્મિલિત વ્યાખ્યાનમાળા ચલાવવી સમય નક્કી કરવામા ફિરકાગત ધાર્મિક શ્રધ્ધા આડે આવવાની એ હુ જાણુ છુ, પણ બીજા અનેક લાભો જોતા આ બાબતમા ઉદારતા કેળવવી એ આ જમાનામા અઘરૂ હોવુ ન જોઇએ એ દ્દષ્ટિએ વિચારતા બીજો કોઈ વધારે સારો સમય ઉભયમાન્ય ન થાય ત્યા લગી મને પોતાને એમ લાગ્યુ છે કે શ્વેતામ્બરીય પર્યુષણના છેલ્લા ચાર પાચ દિવસોને દશલક્ષણીના શરૂઆતના તેટલા જ દિવસો, એમ મળી એક અઠવાડિયા કે દશ દિવસની સયુક્ત વ્યાખ્યાનમાળા ગોઠવવી, જેમા જૈનેતર વક્તાઓ ઉપરાત બન્ને ફિરકાના યોગ્ય અને સમભાવી વક્તાઓને આમત્રવા. આમ થવાથી એ વક્તાઓ દ્વારા બન્ને ફિરકાના અમુક અનુયાયી વર્ગનુ માનસ ઉદાર અને ઉન્નત થશે એટલુજ નહિ પણ એક ફિરકાની સાહિત્ય તેમજ પરપરાની ઘણી વિશેષતાઓ બીજા ફિરકાની જાણમા આવતા બન્ને વચ્ચે વધારે સૌહાર્દ કેળવાશે, જે અત્યારની રાષ્ટ્રીય અને માનુષિક એકતાની દ્દષ્ટિએ સૌથી પહેલા જરૂરી છે અને જેના વિના જૈનોનો અનેકાતવાદ માત્ર ચર્ચાનોજ વિષય રહ્યો છે

વ્યાખ્યાનમાળા મુખ્ય ભાગે સવારે ચાલે છે એ વખત બ્હેનોને વાસ્તે બહુ અનુકૂળ નથી બ્હેનો એ ધર્મ દિવસોમા વ્યાખ્યાનમાળા છોડી પણ નથી શકતા અને હાજર થવામા એમને બહુ તણાવુ પડે છે તે સિવાય વ્યાખ્યાનના વિષયો પણ ઘણીવાર તેમને વાસ્તે મદ્દ ભારે પડી

જાય છે તેથી તેમને વારતે બપોરનો અનુકૂળ સમય ગોઠવવો અને કથા તેમજ ચરિત્ર પ્રવાન વિષયોની પસદગી કરવી આ મત એ તો સર્વથા સભવિત અને યોગ્ય પણ છે કે એવા સરલ વિષયો દ્વારા પણ બ્હેનોનુ માનસ યોગ્ય દિશામા કાઇક વધારે ઝીણવટ સાથે કેળવી શકાય તે વારતે તેજ જાતના ઉદાત્ત વક્તાઓમાથી ભાઈ અને બહેન બન્ને પ્રસગના વક્તાઓને પસદ કરવા ઘટે

આ વર્ષે અપાયેલ વ્યાખ્યાનો આ પુસ્તિકામા બધા જ નથી આવ્યા તેમ છતા મોટો ભાગ આવી જ ગયો છે એનુ મૂલ્યાકન આ સ્થળે જાણીને જ નથી કરતો વાચકો પોતે જ વાચી વિચારી શકશે કે અનેક જુદા જુદા વિષયો જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જુદા જુદા વક્તાઓએ કેવી કેવી રીતે ચર્ચ્યા છે અને એની પાછળ એમનુ વાચન, ચિંતન તથા લેખન બળ કેવુ છે હુ ધારુ છુ કે સમજદાર વાચક આ લેખો વાચી પોતાનો ગમે તેવો દૃષ્ટિભેદ કાયમ રાખવા છતા આ પ્રયત્ન તરફ આકર્ષાયા સિવાય ભાગ્યેજ નહિ રહે એ પણ ધ્યાનમા રાખવુ ઘટે કે આ વ્યાખ્યાનમાળા જૈનો તરફથી અને મુખ્યપણે જૈનો વાસ્તે જ ચાલતા છતા વસ્તુત એ સર્વસાધારણ જેવી જ છે જૈન કે જૈનેતર જે વાચે તે બધાને એમાથી બહુ મળી આવે તેમ છે એ તો આપણે જાણીયે જ છીએ કે જ્યાર જ્યારે યોગ્ય રીતે જાહેરાત થાય છે ત્યારે ત્યારે વ્યાખ્યાનમાળામા જૈનેતર શ્રોતાઓની હાજરી સતોષપ્રદ હોય છે વળી વ્યાખ્યાનમાળામા જ્યારે પ્રસિદ્ધ પ્રસિદ્ધ જૈનેતર વક્તાઓ બોલનાર હોય છે ત્યારે જૈન અને જૈનેતર બન્નેની જિજ્ઞાસા અને કુતૂહલવૃત્તિ એકમ સતેજ થઇ જાય છે કામ કાનેકર કે રામનારાયણ પાઠક કે મશરૂવાળા બોલનાર છે, એ જાણતા જ વ્યાખ્યાન સ્થાન શ્રોતાઓથી ઉભરાઇ જાય છે પ્રસ્તુત પુસ્તિકામા જૈનેતર વક્તાઓના બધા નહિ તો થોડાં પણ વ્યાખ્યાનો સગ્રહાયા છે, એ આ પુસ્તિકાની સાધારણ વિશેષતા નથી

કેટલા છપાવવા રહી ગયા એ" બાબતો વિષે મંત્રીઓ જુદો ખુલાસો
કરવાના જ છે આ વર્ષની એક વિશેષતા એ પણ છે કે હિન્દી વ્યા-
ખ્યાનો હિન્દીમાં ન છપાતા ગુજરાતીનો અનુવાદિત થઈ છપાય છે મૂળ
હિન્દી વ્યાખ્યાનો અન્ય સંદેશ પત્રમાં છપાયેલા હોઈ જિજ્ઞાસુઓ એમાંથી
મેળવી શકે પર્યુષણના દિવસોમાં મને ગમ્ય તો ન જ હતી પણ
સુરક્ષ સંઘના મંત્રીઓનો આગ્રહ હું ટાળી ન શક્યો થોડાક
દિવસો પગલે કાંઈ મુંબઈ આવ્યો ને આખી યોજના તેમજ
તાલાવેલી જોઈ હું ખૂબ રાજી થયો મને જણાયું કે હવે જિજ્ઞાસાનું
પૂર અમુક વર્ગમાં ખૂબ ઉભરાતું જાય છે તેનો સરસ ઉપયોગ કરી
લેવાની આ પર્યુષણ પર્વ જેવી સુંદર અને નિવૃત્તિ પ્રધાન તક બીજી
ભાગ્યે જ છે એ ભાન સાથે પર્યુષણ પર્વમાં વહેલી વિદ્યા વિનિમયની
અમર્તગંગામાં સ્નાન કરી મૂર્ત ગંગાના તટ તરફ પાછો એવી આશાથી
ચા યો ગયો કે સમજદાર અને જવાબદાર જૈન ભાઈઓ પર્યુષણ
પર્વની નિવૃત્તિ તેમજ કલ્યાણમયતાનો વધારે સારો કલ્યાણમાં ઉપયોગ
કરવા વાસ્તે ઉત્તરોત્તર વધારે ગંભીર અને વધારે સ્પષ્ટ વ્યાખ્યાનો
—પાવવાની તેમજ છપાવવાની ગોઠવણ કરે

વ્યાખ્યાનમાળાની શક્યતા હોય કે નહિં, તેમ છતા એનો વ્યાપક
યોગ સિદ્ધ કરવાનો એક સરલ માર્ગ એ પણ છે કે બધે ફિરકાના
તાર્થ જૈન પત્ર રો પર્યુષણ નિમિત્તે એક ખાસ અંક બહાર
ની પહેલેથી જ તૈયારી કરે જેમા ટૂંકા પણ મહત્ત્વના લેખો આવે
બાહ્ય આકર્ષણો સિવાય પણ એ અંકો વાચકોની વિચાર
વિશેષ ઉત્તેજન કરે, તેમજ નવા નવા વિષયો ઉપર મુકાતી.

કે સંયમ એ મોટામા મોટો સદ્ગુણ છે, પણ સાથેજ આપણે એ ધ્યાનમા રાખવુ ઘટે કે કોઈ પણ વસ્તુની પવિત્રતાની રક્ષા એ છેવટે તો આપણા પોતાના ઉપર જ અવલંબિત રહે છે નમાજની પવિત્રતા સાચવવા ઇચ્છનાર મુસલમાન ભાઈઓ વાજા વગેરેના ઘોંઘાટને તેના ભગનુ કારણ માની ઉશ્કેરાય છે, ને લડે પણ છે એ ઠીક છે કે હિન્દુઓ બુદ્ધિપૂર્વક ને આપમળેજ તે વખતે વાજા ન વગાડે તો કાંઈ ખોટુ નહિ, પણ એમનો ધર્મ જો એમને વાજા વગાડવા પ્રેરે તો મુસલમાનની નમાજ પવિત્રતા શુ વાધો લેવામા કે ઉશ્કેરાવામા જ છે? ખરી રીતે એવા પ્રતિકૂળ સંજોગોમા તેઓ જેટલી ક્ષમા અને ધીરતા દાખવે તેટલીજ તેમની નમાજ પવિત્રતાની ભાવના સાચી અને કસો ટીએ પાર ઉતરી કહેવાય એજ ન્યાયે કોઇ વક્તાએ તદ્દન પ્રામાણિક પણે તેમજ કોઇને જરા પણ ચીડવવાના કે વગોવવાના આશય સિવાય અમુક મુદ્દો અમુક શબ્દોમા ચર્ચ્યો અને તે બીજા વર્ગને અણઘટતો લાગ્યો તો તે બીજા વર્ગની કસોટી છે કે તે વખતે તેણે તદ્દન ઉદારતા કેળવી પર્યુષણની પવિત્રતા ખીલે કોઇ આપણી ઇચ્છા ને માન્યતા પ્રમાણેજ વર્તે બોલે કે લખે એટલામાજ નથી સમાતી પણ આપણી શ્રદ્ધા ને ઇચ્છા વિરુદ્ધ પ્રસગે પણ આપણી ઉદારતા કાયમ રાખ વામાજ સમાય છે આ દૃષ્ટિએ વિચારતા એવા નજીવા પ્રસગો ઉપર ટીકાટિપ્પણ કરી છાપાઓ રગવા એ મને યોગ્ય નથી લાગતુ ટીકાકાર ધારે તો એવા વ્યાખ્યાનોમાથી મહત્ત્વના વિચારસ્પદ મુદ્દાઓ લઇ એ ઉપર સ્વતંત્ર પોતાના દૃષ્ટિબિન્દુથી ચર્ચા કરી શકે

આખી વ્યાખ્યાનમાળામા કેટલા વ્યાખ્યાનો થયા, કયા કયા વિષયો ઉપર કોણ કોણ વક્તાઓ ક્રમે ક્રમે બોલ્યા અપાયેલ વ્યાખ્યાનોમાથી

કેટલા છપાવવા રહી ગયા વગેરે બાબતો વિષે મંત્રીઓ જુદાં ખુલાસો કરવાના જ છે આ વર્ષની એક વિશેષતા એ પણ છે કે હિન્દી વ્યાખ્યાનો હિન્દીમાં ન છપાતાં ગુજરાતીનો અનુવાદિત થઈ છપાય છે મૂળ હિન્દી વ્યાખ્યાનો સત્ય સંદેશ પત્રમાં છપાયેલા હોઈ જિજ્ઞાસુઓ એમાંથી મેળવી શકે પર્યુષણના દિવસોમાં મને ગમ્ય તો ન જ હતી પણ યુવક સંઘના મંત્રીઓનો આગ્રહ હું ટાળી ન શક્યો થોડાક દિવસો પગાણે કાંઈ મુંબઈ આવ્યો ને આખી યોજના તેમજ તાનાવેલી જોઈ હું ખૂબ રાજી થયો મને જણાયું કે હવે જિજ્ઞાસાનું પૂર અમુક વર્ગમાં ખૂબ ઉભરાતું જાય છે તેનો સરસ ઉપયોગ કરી લેવાની આ પર્યુષણ પર્વ જેવી સુંદર અને નિવૃત્તિ પ્રધાન તક બીજી ભાગ્યેજ છે એ ભાન સાથે પર્યુષણ પર્વમાં વહેલી વિદ્યા વિનિમયની અમૃતગંગામાં સ્નાન કરી મૂર્ત ગંગાના તટ તરફ પાછો એવી આશાથી આવ્યો ગયો કે સમજદાર અને જવાબદાર જૈન ભાઈઓ પર્યુષણ પર્વની નિવૃત્તિ તેમજ કલ્યાણમયતાનો વધારે સારા કલ્યાણમાં ઉપયોગ કરવા વાસ્તે ઉત્તરોત્તર વધારે ગંભીર અને વધારે સ્પષ્ટ વ્યાખ્યાનો અપાવવાની તેમજ છપાવવાની ગોઠવણ કરે

વ્યાખ્યાનમાળાની શક્યતા હોય કે નહિં, તેમ છતાં એનો વ્યાપક ઉપયોગ સિદ્ધ કરવાનો એક સરલ માર્ગ એ પણ છે કે બધે ઠેકાણાના નિસ્વાર્થ જૈન પત્રકારો પર્યુષણ નિમિત્તે એક ખાસ અંક બહાર પાડવાની પહેલેથી જ તૈયારી કરે, જેમાં ટૂંકા પણ મહત્ત્વના લેખો આવે ને બીજા બાલ આકર્ષણો સિવાય પણ એ અંકો વાચકોની વિચાર ભૂમિ-ને વિશેષ ઉન્નત કરે, તેમજ નવા નવા વિષયો ઉપર સુદાની

માહિતીવાળી ચર્ચા કરે. આ યોજનાથી બધા નાતોમાં વસતા જૈનોને એક સરખો લાભ થવાનો. પત્રકારોએ એ સ્મરણમાં રાખવું ઘટે કે અંક દળદાર કરવાના મોહમાં ન પડતાં તેની ગંભીરતા અને વિવિધવિષય વિષેની મર્મભરી ચર્ચા તરફ ખાસ લક્ષ અપાય.

આ વ્યાખ્યાનમાળાના યોજકોની કાર્યતત્પરતા અને નીખાલસતાની મારા ઉપર સારી છાપ પડી છે, એ મારે કહેવું જોઈએ.

— સુખલાલજી



# આજના સાધુઓ નવીન માનસને દોરી શકે?

( વક્તા-પંડિત સુખલાલજી )

યુરોપમા ગૅલિલિયો વગેરે વૈજ્ઞાનિકોએ જ્યારે વિચારની નવીન દિશા ખુલ્લી મૂકી અને બ્રૂનો જેવા ખૂ પાદરીના પુત્રોએ ધર્મચિંતનમા સ્વતંત્રતા દાખવી ત્યારે તેમની સામે કોણ હતા? એ પ્રશ્નના ઉત્તરમા સાના પોપ અને ધર્મગુરુઓજ આપણી સામે આવે છે બાયબલની જૂની ઘરેડ, વિચારની નવીનતા અને સ્વતંત્રતા જ્યારે સાંખી ન શકી ત્યારે જડતા ઓ વિચાર વચ્ચે દ્વંદ્વ શરૂ થયુ અને જડતાએ પોતાનુ અસ્તિત્વ સલામત રાખવા એકજ માર્ગ અવલંબ્યો અને તે એ કે ધર્મગુરુઓએ કે પોપોએ પોતાના ધર્મની મર્યાદા માત્ર બાયબલના શિક્ષણ પૂરતી અને બની શકે ત્યા સેવાક્ષેત્ર પૂરતી આંકી વિજ્ઞાન અને શિક્ષણના નવીન બળોને રોકવાનુ અસામર્થ્ય તેઓએ પોતામા જોયુ, અને તરતજ તેમણે પોતાનુ કાર્ય-ક્ષેત્ર સંકુચિત કરી નવા જમાનાને બાધક થવાની આત્મઘાતક પ્રવૃત્તિમાથી મુક્તિ મેળવી પોતાનુ અને નવીન વિકાસનુ અસ્તિત્વ બચાવી લીધુ

યુરોપમા જે જમાનાઓ પૂર્વે શરૂ થયુ અને છેવટે થાળે પડ્યુ તેની શરૂઆત આજે આપણે હિન્દમા જોઇએ છીએ અને એ શરૂઆત પણ ખાસ કરી જૈનસમાજમા જોઇએ છીએ હિન્દુસ્તાનમા બીજા સમાજોની વાત કોરે રાખી માત્ર વૈદિક કે બ્રાહ્મણસમાજની વાત લઇ જરા વિચારીએ વૈદિક સમાજ કરોડોની સંખ્યા ધરાવનાર એક વિશાળ હિન્દુ સમાજ છે એમા ગુરુપદે ગૃહસ્થ બ્રાહ્મણો ઉપરાંત ત્યાગી સંન્યાસીઓ પણ છે એ ગુરુઓની સંખ્યા લાખોમા જાય છે જ્યારે હિન્દુ

સમાજમા નવશિક્ષણ દાખલ થયુ ત્યારે એમા પણ ત્યાગી અને ગૃહસ્થ ગુરૂઓ ખળભળ્યા જો ખળભળાટ કરતાય વધારે વેગે નવશિક્ષણ પ્રસરવા લાગ્યુ એણે પોતાનો માર્ગ નવી રીતે શરૂ કર્યો જે ગૃહસ્થ બ્રાહ્મણ પંડિતો શાસ્ત્રજ્ઞાનને બળે અને પરંપરાના પ્રભાવે ચારે વર્ણના એક સરખા માન્ય ગુરુપદે હતા અને જેમની વાણી ન્યાયનુ કામ આપતી તેમજ વર્ણ અને આશ્રમોના કાળજૂના ચીલાઓની બહાર પગ મૂકવામા પાપનો ભય બતાવતી તેમજ પ્રાયશ્ચિત્તનુ રક્ષણ આપતી, તેજ ધુરંધર પંડિતોના સંતાનોએ નવીન શિક્ષણ લઇ પોતા વડિલો સામે થઇ જ્યા રસ્તો ન મળ્યો ત્યા બ્રહ્મસમાજ આર્યસમાજ આદિ નવનવ રૂપે પોતાના બંધમેમના નવા ધર્મોની સ્થાપના કરી એક તરફથી શિક્ષિત ગૃહસ્થવર્ગમાંથીજ પ્રજાના નવીન માનસને દોરે એવો સમર્થ વર્ગ તૈયાર થતો ગયો તો બીજી બાજુ ત્યાગી ગણાતા સન્યાસી વર્ગમાથી પણ એવો વર્ગ નીકળતો ગયો કે જે પશ્ચિમના નવશિક્ષણના બળોને સમજતો અને તેને પચાવવામાજ પોતાની પ્રજાનુ સુખ ભાળી જોતો સ્વામી વિવેકાનંદ અને રામતીર્થ નવ શિક્ષણ પામેલા અને પામતા હિન્દુઓના માનસને પારખ્યુ અને તેને યોગ્ય દિશામા સહાનુભૂતિપૂર્વક દોરવા પ્રમાણિક પણ બુદ્ધિસિદ્ધ પ્રયત્ન કર્યો પરિણામે આપણે જોઇએ છીએ કે આજે જૂની ઘરેડના કટ્ટરમા કટ્ટર લાખો ગમે સનાતન પંડિતો મોજુદ હોવા છતા એ વિશાળ વૈદિક સમાજની નવ પેઢીને શિક્ષણમા કે વિચારસ્વાતંત્ર્યમા કોઇ બંધન આડું આવતુ નથી તેથીજ જ્યા એક બાજુએ દશ હજાર જેટલા જૂના વૈદિક જમાનાની તરફેણ કરનાર સનાતન વ્રતધર પંડિતો અસ્તિત્વ ધરાવે છે ત્યાંજ વિદ્યાની દરેક શાખામાં તદ્દન નવીન ઢબે પારગામી થએલા અને ખુલ્લમખુલ્લા જૂના જમાનાઓના બંધનોનો વિરોધ કરનારા હજારો નહિ લાખો વિદ્વાનો નજરે પડે છે કોઇ સનાતન પંડિત કે કોઇ શંકરાચાર્ય જગદીશચંદ્ર બોઝ કે સી રામનને એટલા માટે નથી વગોવતા કે તેમનો તેમના પૂર્વજોએ

પ્રગટ કર્યું છે. કાલીદાસ અને ભાસના વખત જેવા મહાન સંસ્કૃત
કવિઓએ રામના ચરિત સામે જોતાં સંયમ રોષ નથી આણ્યો
; તેમણે વાલ્મિકી અને વ્યાસના ચીલાથી નવી રીતે પ્રસ્થાન કર્યું છે.
ગીતાના ભાષ્ય રચનાર આચાર્યોના પગલે ગાંધીજી—એમના જેવા
ય ચાલ્યા નથી. પણ જે તેમના પૂર્વાચાર્યોએ ગીતામાંથી ફલિત નહિ
કર્યું અહિંસા ગીતામાંથીજ રાજમાર્ગ તરીકે ફલિત કરી છે. સ્વપ્ન
વિના મહાન ભક્તોએ હરિનાક્ષ પુત્ર નાનાભાઈને તેમના પોતાના પિતા
કરતા નવા રસ્તે વિચરવાનો કારણ આપણા હોત કે ગૂંગળાવ્યા હોત
તો ગુજરાતને અગર હિન્દુસ્તાનને નાનાભાઈ ધનવાન જે આજે ગૌરવ
પ્રાપ્ત છે તે હોત ખરૂં ? ક્રોધ ભાર્ગવ પછી તે સમે તેટલો ધાર્મિક કે
ઝનૂની હોઇને મૂર્તિની પ્રતિમા સામે થાય છે ખરો ? આ ટૂંક અવલોકન
ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે વિશાળ હિન્દુ સમાજમાં અતિ
સંકુચિત અને વહેમી બીકણ માનસ ધરનાર વર્ગોની સંખ્યામાં હોવા
છતાં એજ સમાજમાંથી આખી દુનિયાનું ધ્યાન ખેંચે એવા અને માન પામે
એવા અસાધારણ પુરૂષો અને સ્ત્રીઓ પાકતા આવ્યા છે તેનું એક માત્ર
કારણ એજ છે કે એ સમાજમાં નવીન માનસને પારખનાર, તેને ઝીલનાર
અને તેની સાથે તન્મય થનાર કોઇ ને કોઇ સતત નીકળતાજ આવ્યા છે.

હવે આપણે જૈન સમાજ તરફ વળીએ. છેલ્લા પચાસેક વર્ષ થયા
જૈન સમાજમાં નવ શિક્ષણનો સંચાર ધીરેધીર શરૂ થયો. આ સંચાર
જેમ જેમ વધતો ગયો તેમતેમ પ્રત્યાઘાતનાં બળો આગળ આવવા લાગ્યા.
જૈન સમાજના નવા માનસ સાથે જૂના માનસની અથડામણી થવા
લાગી. એ ઘટના તો આખી દુનિયાના સાધારણ નિયમ પ્રમાણેજ હતી
તેથી તેમાં કાંઇ નવાઇ પામવા જેવું નજ હોય. પણ અહિં એક ખાસ
જૈન સમાજની પ્રકૃતિ વિચારવા જેવી છે, તે એ કે જ્યારે આપણે જૈન
સમાજનું જૂનું માનસ એમ કહીએ છીએ, ત્યારે સાધુઓનું માનસ
એટલુંજ ખરી રીતે સમજવું જોઇએ. મેરુ-કઠોર સ્વભાવના અને દુરાગ્રહી

## સાધુ સમાજમાં જણાતી જડતા

જૈન સમાજમાં પણ આવા કડાકા મુખ્યપણે શ્વેતામ્બર મૂર્તિપૂજક સમાજમાં સંભળાય છે. દિગંબર સમાજમાં તેમના સદ્ભાગ્યે સાધુઓ ઘણા જ નહતા. અલબત્ત તે સમાજમાં હમણા હમણા થોડા નગ્ન સાધુઓ નવા થયા છે જે જૂની ઘરેડનાજ છે. તેમજ એ સમાજમાં અતિ જાડા મનનો પંડિત બ્રહ્મચારી અને વર્ણીવર્ગ પણ છે. એ બધા દિગંબર નવયુગને નવશિક્ષણ, નવવિચાર અને વિચારસ્વતંત્રતામાં ભારે આડા આવે છે. એ રીતે તેઓ પણ પોતાના સમાજમાં મંદ ગતિએ પ્રવેશ પામતા પ્રકાશને રોધવા પોતાથી બનતું બધું કરે છે. તેને લઈને એ સમાજમાં પણ જડતા અને વિચાર વચ્ચે મહાભારત ચાલે છે. છતા શ્વેતામ્બર મૂર્તિપૂજકમાં સાધુઓનો જેટલો પ્રભાવ છે, સંસાર જેટલો અનધિકાર હસ્તક્ષેપ છે, તેમજ જેટલું ગૃહસ્થ સાધુઓ વચ્ચે તાદાત્મ્ય છે તેટલું દિગંબર સમાજમાં પંડિતવર્ગ અને સાધુઓ સાથે ન હોવાથી શ્વેતાંબર સમાજનો ક્ષોભ એ દિગંબરસમાજના ક્ષોભ કરતા ઘણી રીતે વધારે ધ્યાન ખેંચે તેવો છે. સ્થાનકવાસી સમાજમાં તો સામાન્ય રીતે આવા ક્ષોભના પ્રસંગોજ ઉભા નથી થતા. તેનું કારણ સ્પષ્ટ છે ને એ કે એ સમાજમાં શ્રાવકો ઉપર સાધુઓનો પ્રભાવ વ્યવહાર ક્ષેત્રમાં હાથ નાખવા પૂરતો છેજ નહિ. ગૃહસ્થો સાધુઓને માને વંદે પોષે એટલુંજ, પણ સાધુઓ ગૃહસ્થની પ્રવૃત્તિમાં સીધી કે આડકતરી રીતે ભાગ લેતા માલુમ પડે તો તેઓને સાધુ તરીકે જીવવુંજ ભારે પડી જાય. અલબત્ત શ્વેતાંબર સાધુઓએ ગૃહસ્થજીવનના વિકાસ વાસ્તે જે કાંઈ કર્યું છે તેનો શતાંશ પણ સ્થાનકવાસી સાધુઓએ નથી કર્યો છતા એ પણ ખરૂં કે તેઓએ શ્વેતાંબર સાધુઓની પેઠે ગૃહસ્થના જીવનવિકાસમાં અંતરાયના પહાડો નથી ઉભા કર્યા કે નથી એમાં રોડા નાખ્યા. ખરી રીતે સ્થાનકવાસી સમાજમાં પણ જૂના અને નવા માનસ વચ્ચે અથડામણી છે પણ તે અથડામણીના મૂળમાં સાધુઓના

હાથમા નથી તેથીજ એમ ની એ અથડામણી લાંબો વખત નથી ચાલતી
ક ઉગ્ર રૂપ ધારણ નથી કરતી એવી નિકાલ આપોઆપ બાપ બેટા વચ્ચે
મા દીકરી વચ્ચે અને ભાઈભાઈ વચ્ચે આવી જાય છે, જ્યારે જૈતાન
સમાજમા આવો નિકાલ સાધુઓ અશક્ય કરી મુકે છે

## સાધુઓ અને ધાર્મિક તકરારો

હવે આપણે સહેજ પાછળી શતાબ્દિઓ તરફ વળીએ અને જોઈએ
કે અત્યારે જે અથડામણી સાધુઓ અને નવીન પ્રજા વચ્ચે દેખાય છે
તેવી કોઈપણ જાતની અથડામણી અત્યાર અગાઉ સાધુઓ ગૃહસ્થો
વચ્ચે ખાસ કરી કેળવણી અને સસ્કાર બાબતમા ઉભી થયેલી ખરી ?
ઇતિહાસ કહે છે કે નહિ જૈનાગમ સમાજમા ભગવાન મહાવીર પછી
અત્યાર લગીના ઇતિહાસમા અનેક તકરારો કલહો અને અથડામણીઓ
થયાના પ્રમાણો મળે છે પણ એ અથડામણીઓ જ્યારે ધાર્મિક હતી
ત્યારે તેની બન્ને બાજુના વિરોધી સૂત્રધારો માત્ર સાધુઓજ રહેતા
સાધુઓ પૂર્ણ અહિંસક હોઈ હિંસાયુદ્ધ શી રીતે ખેલી ન શકે એટલે
ઉશ્કેરણીના સૂત્રો હાથમા રાખી પોતપોતાના ગચ્છની છાવણીઓમા
દાખલ થયેલ શ્રાવક સીપાઈઓ વાટેજ લડતા, અને એટલુ બધુ કૌશલ
પૂર્વક લડતા કે લડનાર ભૂખ પણ સૌની શમે અને અહિંસા પણ સચ
વાઈ કહેવાય એ રીતે જૂના ઇતિહાસમા શ્રાવકો શ્રાવકો વચ્ચેની ધાર્મિક
લડાઈ પણ ખરી રીતે સાધુઓ સાધુઓ વચ્ચેનીજ લડાઈ હતી પણ
આપણે જૂના ઇતિહાસમા આજના જેવો એક પણ દાખલો નહિ જોઈ
શકીએ કે જેમા સીધી રીતે સાધુઓ અને શ્રાવકો વચ્ચેજ લડાઈ
લડાયેલી હોય. આના કારણોમા ઉતરવુ એ બહુ રસપ્રદ છે તે ઉપરથી
વર્તમાન પરિસ્થિતિ સમજવામા ભારે મદદ પણ મળે તેમ છે

## સાધુઓનુ દૃષ્ટિબિંદુ

જૂના વખતમા કેળવણીનુ ધોરણ સાધુઓ અને શ્રાવકો વચ્ચે
આજના જેવુ ભિન્ન ન હતુ ગૃહસ્થો વ્યાપાર ધંધા કે વ્યવહારની

બાબતમા ગમે તેટલુ પાવરધાપણુ મેળવે તોય ધાર્મિક શિક્ષણની બાબતમા તેઓ સાધુઓનેજ અનુસરતા. સાધુઓનુજ દૃષ્ટિબિંદુ એજ ગૃહસ્થોનુ દૃષ્ટિબિંદુ, સાધુઓના શાસ્ત્રો એજ ગૃહસ્થોના અંતિમ પ્રમાણો અને સાધુઓ દ્વારા દર્શાતા શીખવાના વિષયો એજ ગૃહસ્થોના પણ અભ્યાસના વિષયો, તેમજ સાધુઓએ પૂરા પાડેલા પુસ્તકો એજ ગૃહસ્થોની વાચન માળા અને લાયબ્રેરીઓ. એટલે કેળવણી અને સંસ્કારની દરેક બાબતમા ગૃહસ્થોને સાધુઓનુજ અનુસરણ કરવાનુ હોવાથી તેમનો ધર્મ હિન્દુસ્તાનની પતિવ્રતા નારીની પેઠે સાધુઓના પગલે પગલે જવા આવવાનો રહ્યો. પતિનુ તેજ એજ પોતાનુ તેજ એવી પતિવ્રતા સ્ત્રીની વ્યાખ્યા છે તેથી એને સ્વતંત્ર પુરુષાર્થ કરવાપણુ ભાગ્યેજ રહે છે. જૈન ગૃહસ્થોની પણ શિક્ષણ અને સંસ્કારિતાની બાબતમા એજ સ્થિતિ રહી છે. સિદ્ધસેન અને સમંતભદ્ર તાર્કિક ખરા પણ તે સાધુપદે પહોંચ્યા પછીજ. હરિભદ્ર ને હેમચંદ્ર સંસ્કૃત સાહિત્યથી ભંડાર ભર્યા ખરા પણ સાધુઓની નિશાળમા દાખલ થયા પછી. યશોવિજયજીએ જૈન સાહિત્યને નવુ જીવન આપ્યુ ખરું પણ તે સાધુ અભ્યાસી તરીકે. આપણે એ જૂના જમાનામા કોઇ ગૃહસ્થને પ્રસિદ્ધ વિદ્વાન જૈન સાધુ જેટલો સમર્થ વિદ્વાન નથી જોતા તેનુ શુ કારણ? અસાધારણ પાંડિત્ય અને વિદ્વત્તા ધરાવનાર શંકરાચાર્ય અને બીજા સંન્યાસીઓના સમયમાજ અને તેમની જ સામે તેમનાથી પણ ચડે એવા ગૃહસ્થ બ્રાહ્મણ પંડિતો વૈદિક સમાજમા પાક્યાનો ઇતિહાસ જાણીતો છે. જ્યારે પ્રસિદ્ધ જૈન વિદ્વાન સાધુ કે આચાર્યની તોલે વિદ્વત્તાની દૃષ્ટિએ આવી શકે એવો એક પણ ગૃહસ્થ શ્રાવક જૈન ઇતિહાસે નથી પકવ્યો તેનુ શુ એ કારણ છે કે ગૃહસ્થ બ્રાહ્મણમા હોય તેવી બુદ્ધિ શ્રાવકમા નજ સંભવે? અથવા શુ એ કારણ છે કે જ્યા લગી શ્રાવક ગૃહસ્થ હોય ત્યા લગી એનામા એ જાતની બુદ્ધિ સંભવતીજ નથી પણ જ્યારે તે સાધુવેશ ધારણ કરે છે ત્યારેજ એનામા એકાએક એવી બુદ્ધિ ફાટી નીકળે છે? ના એવુ કાંઇ નથી.

૨ નાર શિક્ષણ તેના વિષયો અને તેની પ્રણાલિકા વિષે કંઈક વિચાર
તો આપણી ખાતરી થઈ જવાની કે જ્યારે જે માનસિક ભૂમિકા છે
તે તે સ્વાભાવિક અને અનિવાર્ય છે સાધુઓ શીખે છે અમારી
ભણનાર પણ સાધુઓ પડતા કે તેમના શિક્ષક હતો તેમના જેવું જ
માનસ ધરાવનાર સાધુઓ હોય છે અને મોટે ભાગે તો પંડિતો હોય
છે કે જે પંડિતો વીસમી સદીમાં જન્મ્યા અને જીવતા છતાં માનસથી
આગમી સદીથી ભાગ્યે જ આગળ વધેલા હોય છે

## શિક્ષણના વિષયો ને તેની પ્રણાલિકા

સાધુઓના શિક્ષણનો મુખ્ય વિષય જે સૌથી પહેલાં તેમને શીખવ
વામાં આવે છે તે ક્રિયાકાંડને લગતાં સૂત્રોનો છે આ સૂત્રો શીખતી અને
શીખવતી વખતે એક જ દૃષ્ટિ હોય છે કે તે ભગવાન મહાવીરનાં રચેલાં
છે અગર તો પાછળનાં છતાં એવાં જ છે જેમાં ઉત્સર્ગ અને નયનો
જૈન સિદ્ધાંત પણ ગૌણ થઈ જાય છે વળી એ ક્રિયાકાંડી શિક્ષણ ઉપર
એવી સર્વશ્રેષ્ઠતાની છાપ બેસાડવામાં હોય છે। સાંગોપાંગ પાડવામાં આવે
છે કે શીખનાર જૈન સિવાયના બીજા કોઈ પણ ક્રિયાકાંડો તુચ્છ
અને સામાન્ય માનતા થઈ જાય છે, એટલું જ નહિ પણ તે પોતાના
નાનકડા ગચ્છ સિવાયના બીજા સહોદર પડોશી અને સગા ગચ્છ
ગચ્છોના વિધિ-વિધાનોને પણ અશાસ્ત્રીય લેખતો થઈ જાય છે

સાધુઓના શિક્ષણનો બીજો વિષય ધર્મ અને તત્ત્વજ્ઞાન છે તેઓ
ધર્મના મથાળા નીચે જે જે શીખે છે તે બધામાં તેમની એક દૃષ્ટિ
આદિથી અંત સુધી સક્રમ રીતે એવી પોષાય છે કે તે શીખવાતો ધર્મ
પૂર્ણ છે, તેમાં કાંઈ વધારવા ઘટાડવા જેવું છે જ નહિ અને એ ધર્મની
શ્રેષ્ઠતા વિષે તેમના મનમાં એવા સંસ્કારો પાડવામાં આવે છે કે જ્યાં
લગી તેઓ બીજા ધર્મની ત્રુટિઓ ન જુવે અને ઇતર ધર્મોની ખામી
ઓ ન બતાવે ત્યાં લગી તેમને પોતાના ધર્મની શ્રદ્ધાની ખાત્રી

જ્ઞાન શીખે છે તેમાં ભારતીય વિકસિત તત્ત્વજ્ઞાનનો સંપૂર્ણ અંશ બાકી રહી જતો નથી ભારતીય નાગરિક સંસ્કૃતિના પ્રાણભૂત પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા—બન્ને દર્શનોના પ્રામાણિક થોડા પણ અભ્યાસ સિવાય જૈન સાધુ પોતાના તત્ત્વજ્ઞાનને પૂરેપૂરું માનતા હોય છે ભાષા, વ્યાકરણ, કાવ્ય, કોષ એ બધું એમના શીખવાના વિષયો છે પણ તેમાં કોઈ નવા યુગનું તત્ત્વ દાખલ જ નથી થયું ક્રમમાં જૈન સાધુઓની શિક્ષણપ્રણાલિમાં જો કે અનેકાન્તવાદનું વિષય તરીકે સ્થાન હોય છે, પણ એ પ્રણાલિમાં અનેકાન્તની દૃષ્ટિ જીવિત હોતી જ નથી તેથી તેઓ વિજ્ઞાનનો ટેકો ત્યારે જ લે છે જ્યારે તેમને પોતાના મતસમર્થનમાં કાંઈ અનુકૂળ વિજ્ઞાનમાંથી મળી આવે ખાસ ઇતિહાસનો તેઓ ત્યારે જ પ્રમાણ કે, જ્યારે તેમની માન્યતાને અનુકૂળ કાંઈ તેમાંથી મળી આવે તાર્કિકતાની વાત તેઓ ત્યારે જ કરે છે જ્યારે તે તર્કનો ઉપયોગ અન્ય મતોના ખંડનમાં કરવાનો હોય આ રીતે વિજ્ઞાન ઇતિહાસ તર્ક અને તુલના એ ચારે શિક્ષણવિષયક દૃષ્ટિઓનું તેમના શિક્ષણમાં નિષ્પક્ષ સ્થાન છે જ નહિ

## આધુનિક નવીન શિક્ષણ

આથી ઊલટું આ દેશમાં કૉલેજો અને યુનિવર્સિટિઓ સ્થપાતાં જ આદિથી અંત સુધી શિક્ષણના વિષયો, તેની પ્રણાલિ અને વિશુદ્ધિ એ બધામાં પરિવર્તન થઈ ગયું છે માત્ર કૉલેજમાં જ નહિ પણ વર્નાક્યુલર નિશાળથી માંડી હાઈસ્કૂલ સુધીમાં પણ શિક્ષણની પ્રત્યક્ષ પદ્ધતિ દાખલ થઈ છે વિજ્ઞાન કોઈ પણ જાતના પક્ષ કે ભેદભાવ સિવાય સત્યના પાયા ઉપર શિક્ષણમાં દાખલ થયું છે ઇતિહાસ અને ભૂગોળના વિષયો પૂરી ચોકસાઈથી એવી રીતે શીખવાય છે કે કાંઈ પણ ભૂલ કે અસત્ય માલૂમ થતાં એનું સંશોધન થઈ જાય છે ભાષા કાવ્ય આદિ પણ વિશાળ તુલનાત્મક દૃષ્ટિએ શીખવાય છે ટૂંકમાં કહીએ તો નવીન શિક્ષણમાં અત્યંત સિદ્ધ વૈજ્ઞાનિક ક્રમો જ દાખલ થયા છે નિષ્પક્ષ ઐતિહાસિક

દષ્ટિને સ્થાન મળ્યુ છે અને તેના તુલનાત્મક પદ્ધતિએ સારી મર્યાદા મો લાગી છે આ ઉપરાત નવીન શિક્ષણ આપનાર માસ્તરો કે પ્રોફે સરો કાંઈ શીખનાર વિદ્યાર્થીઓનો પક્ષ પોષવા કે તેમના પૈકિ ઘરેડી માનસને મતોળવા બધાયેલા નથી જેવી રીતે પેલા પશુની પેઠે નામ ધરેના પડિતો કમરઅગે પણ બધાયેલા હોય છે

## વાતાવરણ ને વાચનાલયો

મા આટલેજ નહ નથી પણ વાતાવરણ અને વાચ નાલયોનો પણ ભાર તફાવત છે સાધુ ગોનુ ઉન્નતમા ઉ નત વાતાવરણ એટલે એમદ અમ વાદ કેસુરત જેવા નહેરની મા ટી ગલીમા આવેલ વિશાળ ઉપાશ્રયમા પાચ પ ચ ગોપ્પણિઓ સાધુઓનુ ઉ ાસીન માદ્દશ્ય એમાં કોઇ વિશાળ અભ્યાસી ગે મરના ચિતન મનનો ગાભ ાથી કે મદવાસનુ મૌ ભ નથી એમના પુસ્ત ાલયોમા નાનાવિધ ધના એકજ તતનુ સાહિત્ય હોય છે નવીન શિક્ષણનો પ્રવેશ આમો ાગા ા છે એમા તરેહતરેહના વિષયો ઉપર ગભીર અ ા વ્યાપકપણ અભ્યાસ કરેલ પ્રોફેસરોની વિચારધારાનો પ્રવાહ ચાલતો હોય છે એમા ઘણા વિવિધ વિષયો છે નવી ઢબે ચર્ચતા પુસ્તકોથી ઉભરાતી લાયબ્રેરીઓ વિદ્યમાન હોય છે

આ ઉપરાત એ મુદ્દા એવા છે કે જે સાધુશિક્ષણ અને નવશિક્ષણ વચ્ચે ભારે અંતર હોવાની સાબિતી પૂરી પાડે છે એક તો એ કે પક્ષ ને વાડામા ઉછરેલુ તેમજ પોષાયેલુ સાધુ-માનસ સ્વાભાવિક રીતેજ એવુ બીકણ હોય છે કે તે બાહ્યનો કોઇ નાના બાકોરાથી પ્રકાશ મેળવે તોય એ ખુ ચલબલુ પોતાની પ રપરા વિરુધ્ધ હ્યુજ ઉચ્ચારતાં મરણ તુ દુ ખ અનુભવે છે જેવી રીતે જન્મથી ઘરમા પોષાયેલ શ્રીમાનસ પ્રથમ ખુ લામા પગ મૂકતા ત્યાર નવ શિક્ષણ પામતો વિદ્યાર્થી એ ભયથી તદ્દન મુક્ત હોય છે તે જ જાણે અગર માને છે તે બેધડક કહી શકે છે તેને સાધુની પેઠે નથી શરમાવુ પડતુ કે નથી દભ સેવવો પડતો બીજો મુદ્દો પણ ભાર અગત્યનો છે તે એ કે નવશિક્ષણ પામતી

આજની પ્રજાના તરુણ તરુણીઓને માત્ર આ દેશનાજ વિવિધ સ્થળો અને વિવિધ જાતિઓ વચ્ચે જવાની તક નથી પણ તેઓને પરદેશના વિશાળ પ્રદેશોને સ્પર્શવાની પણ તક સુલભ થઇ છે સેકડો યુવકોજ નહિ પણ યુવતીઓ અને કુમારીઓ સુધ્ધા યુરોપ અને અમેરીકા ખડમા જાય છે જેવા તેઓ જહાજ ઉપર ચડી અનતાકાશ અને અપાર સમુદ્ર તરફ નજર નાખે છે, તેવાજ તેમના જન્મસિદ્ધ બધનો છેક નાબૂદ ન થાય તો તદ્દન ઢીલા થઇ જાય છે પરદેશભ્રમણ અને પરજાતિઓના સહવાસથી તેમજ વિદેશી શિક્ષણસસ્થાઓ અને અદ્ભૂત પ્રયોગશાળાઓ તેમજ પુસ્તકાલયોના પરિચયથી તેમનુ માનસ હજારો વર્ષની તીવ્રતમ અડચણોને પણ ભેદતા શીખે છે અને એમને બહુજ નવી દ્રષ્ટિએ જોવા વિચારવાની વૃત્તિ પઇ આવે છે

આ રીતે આપણે જોયુ કે જેઓને જૈન પ્રજા પોતાના ગુરુ તરીકે, પોતાના નાયક તરીકે અને પોતાને દોરનાર તરીકે માનતી આવી છે, તેમનુ માનસ કઈ જાતનુ ગભરિત છે અને હવે છેલ્લા કેટલાક દશકાઓ થયા જે નવીન પેઢી નવશિક્ષણ ગ્રહણ કરી રહી છે અને જેને વાસ્તે એ શિક્ષણ મેળવવુ અનિવાર્ય છે, તેનુ માનસ કઇ રીતે ઘડાય છે ? જો આ બે પ્રકારના માનસના અતર પાડનારો ભૂમી કે માપી ન શકાય એટલો મોટો જ હોય તો અત્યારે જે વિરૂપ સમાજમા અનુભવાય છે તે અસાધારણ કે માત્ર આગતુક ક્યો બુદ્ધિમાન કહેશે ? ત્યારે હવે આપણી સામે પ્રશ્ન એ ઉભો થાય છે કે જૈન સમાજના વર્તમાન વિરૂપને શમાવવાનો કોઇ માર્ગ છે ? જવાબ હકાર અને નકાર બેય છે

## વર્તમાન વિરૂપ શમનાના માર્ગ

આજની અને હવે પછીની પેઢી નવીન શિક્ષણના જ્ઞાનને તાળા લગાડી પોતાનામા આવતા નવશિક્ષણના સસ્કારોને છેક ભૂસી નાખે તો એ વિરૂપ શમે ખરુ એજ રીતે કાં તો સાધુવર્ગ પોતાની સકીર્ણ મર્યાદાઓ તોડી નવા શિક્ષણના દ્વારોમા પ્રવેશ કરે તોય એ વિરૂપ

## (૨)

# ક્રાન્તિકાર ભગવાન મહાવીર

(વક્તા—શ્રીયુત પરમાનંદ કુંવરજી કાપડીઆ)

**વ**સ્તુ માત્રનો સ્વભાવ પરિવર્તનશીલ છે. બુદ્ધ ધર્મનો સિદ્ધાંત **यत्सत्तत् क्षणिकम्** એ અમુક અપેક્ષાએ જગતનો સર્વવ્યાપી નિયમ છે. બાળક યુવાન બને છે, યુવાન વૃદ્ધ થાય છે, વૃદ્ધ મૃત્યુ પામે છે, અને અન્યત્ર વળી કોઈ નવા બાળનો જન્મ થાય છે. નવું જુનું થાય છે, જુનું જર્જરિત થાય છે, જર્જરિત નાશ પામે છે, ત્યાં વળી કાંઈ નવું સર્જાય છે. બીજમાંથી પાંદડાં ફુટે છે, પાંદડામાંથી છોડ અને છોડમાંથી વૃક્ષ બને છે. પ્રાણીમાત્રમાં ક્ષણે ક્ષણે પરિવર્તન થયા જ કરે છે. ગઈ કાલનો માનવી આજે પલટાય છે અને આજ પલટાતો માનવી આવતી કાલે વિશેષ નવું સ્વરૂપ ધારણ કરે છે. સમાજનું સ્વરૂપ પણ એમ બદલાતું ચાલે છે. કશું સ્થાયી કે સ્થિર નથી. આમ ફેરફારો ચાલુ નીપજ્યા જ કરે છે. પણ આવા ચાલુ ફેરફારોને ક્રાન્તિ તરીકે ઓળખી શકાય નહિ. જગતમાં ક્રાન્તિ તો ત્યારેજ નીપજી કહેવાય કે જ્યારે કોઈ એવો બનાવ બને અથવા એવી કોઈ વ્યક્તિ પાકે કે જેના યોગે કોઈ મોટા સમાજના, દેશના કે દુનિયાના ચાલુ જીવનમાં તેમજ વિચાર વર્તણુંકોમાં અથવા તો રહેણીકરણીમાં અસાધારણ મહત્વના ફેરફારો ઉભા થાય, એક સંસ્કૃતિનો અસ્ત થાય અને કોઈ નવી સંસ્કૃતિનો ઉદય થાય. આવી ક્રાન્તિ નીપજાવવામાં જે કોઈ વ્યક્તિ બળવાન નિમિત્ત બનેલ હોય તેને આપણે ક્રાન્તિકાર તરીકે ઓળખી શકીએ. દાખલા તરીકે આપણા પ્રથમ તીર્થંકર ઋષભદેવનું ચરિત્ર વિચારીએ. તેમના આગમન પહેલાંના તેમની દુનિયા અને સમાજની સ્થિતિનો વિચાર કરો.

સમાજ કેવળ જંગલી દશામાં હતો. ને સમાજના લોકો જંગલમાં

ઉઘાડા ફરતા અને ફળફુલ ખાઈને રહેતા તેમને ખેતી આવડતી નહોતી, અક્ષરજ્ઞાનનો ખ્યાલ નહોતો, અગ્નિના ઉપયોગનુ ભાન નહોતુ લગ્નની મર્યાદા નહોતી ધર્મની કલ્પના નહોતી ભગવાન ઋષભદેવનો ઉગમ થયો તેમણે પ્રજાને અકવિદ્યા અને અક્ષરવિદ્યા શિખવી, ખેતી કેમ કરવી, અનાજ કેમ પકાવવુ, માટીના વાસણ કેમ બનાવવા તે બધુ શિખવ્યુ, લગ્નની પ્રથા તે વખતની સમાજમા દાખલ કરી ધર્મતત્વનો પ્રથમ બોધ કરાવ્યો આ રીતે તેઓ તેમના સમયના મહાન ક્રાન્તિકાર થયા

મનુષ્યસમાજમા ઉપસ્થિત થતી ક્રાન્તિ બાહ્ય જીવનને લગતી અને આન્તર જીવનને લગતી એમ બે પ્રકારની હોય છે વિજ્ઞાનને લગતી એક એક શોધ મનુષ્યના બાહ્ય જીવનમા અસાધારણ પરિવર્તન નિપજાવે છે અને તેની આડકતરી અસર આન્તર જીવનને પણ સ્પર્શે છે દાખલા તરીકે કૃષિકળા, વસ્ત્ર બનાવવાની કળા, પાક કળા સીવણ કળા, લેખન કળા મકાનો બાંધવાની કળા, આ પ્રત્યેક કળાનો શોધક કોણ હશે તે આજે આપણે જાણતા નથી, પણ આ દરેક કળાની શોધે મનુષ્ય જીવનની ચાલુ ઘટનામા ભારે મહત્વનો ફેરફાર કર્યો છે અને તે પ્રત્યેક કળાના શોધકને ક્રાન્તિકાર તરીકે લેખવામા જરા પણ અતિશયોક્તિ થાય છે એમ કહી શકાય નહિ આવી જ રીતે કાગળ બનાવવાની કળા છાપવાની કળા, વરાળયત્રની શોધ વિદ્યુત્ શક્તિની શોધ તાર, રેલ્વે, સ્ટીમર, મોટર વગેરેના પ્રયોજકો પણ જનતાના જીવનનુ સ્વરૂપ બદલવામા બળવાન નિમિત્ત બન્યા છે એમા જરા પણ શક જેવુ છે જ નહિ આજે એરોપ્લેન અને રેડીઓ આપણા જીવનનુ કેટલુ ગભીર પરિવર્તન કરી રહેલ છે અને પ્રજા પ્રજા વચ્ચેનુ અને દેશ દેશ વચ્ચેનુ ભૌગોલિક તેમજ માનસિક અન્તર કેટલી ત્વરાથી તોડી રહેલ છે તેની વાસ્તવિક કલ્પના આવવી પણ આજે મુશ્કેલ છે

આવીજ રીતે મનુષ્યના આન્તર જીવનને લગતી પરિસ્થિતિમા ક્રાન્તિ નિપજાવનાર વ્યક્તિઓ ઉપર વર્ણવ્યા તે કરતા વધારે ગભીર પરિણામો

ઉપજાવે છે અને જનતાના ઇતિહાસમાં નવા નવા પ્રકરણો સર્જે છે આવી વ્યક્તિઓની જીવનકથા એ જ જનતાનો સાચો ઇતિહાસ છે આજે જેને આપણે નીતિ અને ધર્મ શાસ્ત્ર તરીકે ઓળખીએ છીએ આજે જે વિચારસમુદાયના અવલંબન વડે માનવી પશુકોટિમાંથી દેવકોટિમાં પ્રવેશવાનો સનાતન પ્રયાસ સાધી રહેલ છે તે સર્વ આવી ક્રાન્તિકાર મહાન વ્યક્તિઓના અસાધારણ પુરુષાર્થનું પરિણામ છે પ્રત્યેક દેશમાં કોઈને કોઈ મહાપુરુષનો કાળે કાળે જન્મ થાય છે અને અંધકારમાં કુમેળી રૂઢિના માર્ગે જકડાયેલી હતાશ અને દિશાશૂન્ય બનેલી પ્રજા એ રીતે નવું ચૈતન્ય અનુભવે છે અને ઉત્કર્ષના માર્ગે સંચરે છે ગ્રીસમાં સોક્રેટીસ થયો પેલેસ્ટાઈનમાં ક્રાઈસ્ટ થયો ચીનમાં કોન્ફ્યુશીયસ થયા અરબસ્તાનમાં મહમદ થયો, જર્મનીમાં માર્ટીન લ્યુથર થયો આપણા ભારત વર્ષમાં બુદ્ધ અને મહાવીર થયા આ દરેક મહાપુરુષની જીવનરેખાએ તે તે કાળની પ્રજામાં અસાધારણ ઉત્થાનબળ જગાવ્યું હતું અને આજે પણ અનેક આત્માઓમાં તે પ્રત્યેક મહાપુરુષનું જીવનચરિત્ર અને ધર્મોપદેશ દિવ્ય ચૈતન્યની ચીણગારીઓ ચેતાવી રહેલ છે આવા મહાપુરુષો માત્ર ધાર્મિક ક્ષેત્રમાં જ પેદા થાય છે એમ નથી સમજવું. સામાજિક ક્ષેત્રમાં આવી જ અસાધારણ કોટિની વિભૂતિઓ પ્રગટે છે અને દેશના સામાજિક તેમજ રાજકીય ઉપરગમાં નવો જ પલટો લાવે છે અને પરિણામે દેશમાં અજબ ક્રાન્તિ આવીને ઊભી રહે છે રશીયાનો લેનીન તુર્કીનો કમાલપાશા, જર્મનીનો હીટલર, ઇટાલીનો મુસોલીની આપણા દેશના ગાંધીજી અને જવાહીરલાલ આ કોટિની શક્તિઓ છે અને જે જ્યાં છે ત્યાં તેનું જ અસાધારણ કાર્ય કરી રહેલ છે દેશ પ્રજા કે સમાજના ચોક્કસ સંયોગો ક્રાન્તિકારને નિપજાવવામાં બહુ મોટો ભાગ ભજવે છે અને આવો ક્રાન્તિકાર પ્રજાને ઉદ્ધાર માર્ગે જોસભેર આગળ લઈ જાય છે એના અદમ્ય નિનાદને કોઈ રોકી શકતું નથી અને સ્થાપિત સત્તાને પણ તેની અજેય

શક્તિ આગળ આખરે નમતું પડે છે ગીતામાં જ્યાં જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનું સામ્રાજ્ય થાય છે ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરું છું, અધર્મનું ઉન્મૂલન કરું છું અને ધર્મનું સ્થાપન કરું છું એમ કહીને જે આખી ધર્માવતારની કલ્પના આપી છે અથવા તો જે ચ્યાન તીર્થંકર, બુધ્ધ કે ક્રાઇસ્ટની કલ્પના પાછળ રહેલો છે તેમાં કાળે કાળે અને દેશે દેશે ઉદ્ભવતા આવા ક્રાન્તિકારોની કલ્પનાનું જ સૂચન રહેલું છે

આજે આપણે આવા જ એક ક્રાન્તિકાર ભગવાન મહાવીરનો વિચાર કરવા એકત્ર થયા છીએ ભગવાન મહાવીરનું ક્રાન્તિકારિત્વ સમજવા માટે તેમના સમયની ભૂમિકા સમજવી આવશ્યક છે તેમનો સમય ઘોર બૌધ્ધિક જડતા અને હૃદયશૂન્યતાથી ભરેલો હતો તે વખતે બ્રાહ્મણ વર્ગની સર્વોપરિ સત્તા હતી અને તેનો સ્વાર્થ અન્ય વર્ગોને દબાવવા અને પદદલિત રાખવામાં રહેલો હતો સર્વ તત્ત્વનો સાર વેદમાં રહેલો છે અને વેદ વિચારનો ઈજારો માત્ર બ્રાહ્મણોનો જ છે—આવી બૌદ્ધિક ગુલામી સર્વ કોઈના માનસને ઘેરી રહી હતી સ્વર્ગપ્રાપ્તિ માટે યજ્ઞ એક જ સાધન છે અને ક્રિયાકાંડમાં જ મોક્ષની પ્રાપ્તિ રહેલી છે આવી સમજણ તે સમયની પ્રજામાં ઊંડી જડ ઘાલી બેઠી હતી અને માત્ર કોઈ માત્ર ક્રિયાકાંડમાં નિમગ્ન હતા ઉચ્ચનીચની અભેદ્ય દિવાલો ઊભી કરવામાં આવી હતી સ્ત્રી જાતિને તો તે વખતના સમાજમાં કશું સ્થાન હતું જ નહિ, માંસાહાર પ્રચલિત હતો, સામાન્ય જીવન ખુબ શિથિલ બની ગયું હતું

આવી સામાજિક પરિસ્થિતિ સામે બળવો કરનાર આજની દુનિયા જેને જાણે છે તેવા બે મહાપુરુષ હતા એક ભગવાન બુદ્ધ અને બીજા ભગવાન મહાવીર. ભગવાન બુદ્ધ અને મહાવીરના તત્ત્વવિચાર અને નિરૂપણમાં કેટલોક તફાવત જરૂર છે પણ તેમનો બળવો બ્રાહ્મણ, વેદ

કોઇએ નિર્ધન દુખી બન્યા વિના નથી રહ્યા કેમ એટલેજ ક એ પોતાની નહિ પણ જગતની ચિંતાથી રોગાય છે સમાર માટે એ ભૂખ્યા રહે છે, દિવસ ને રાત આત્મ સિદ્ધિ સારૂ આથડે છે અને લોકોના કલ્યાણ સારૂ માનવી સહી શકે તે તમામ કષ્ટ સહીને પણ પો-તાની ભાવના પ્રસારે છે ને જગતને માર્ગદર્શન કરાવે છે દુખીયાને માટે એકાદ આંસુ પણ આપણે નારી શકીએ તો એ માંથી દેવપૂજા છે સમાજમાંથી ધન એકત્ર કરી દેવોના નામે તિજોરીઓમાં ભરી રાખવામાં કે દેવદ્રવ્ય એકત્રિત કરવા સારૂ પૂજાના નવા પ્રકારો યોજવામાં દેવપૂજા નથી જે દોષોને દૂર કરવાને ખાતર પ્રભુએ જીવન સમર્પ્યું એ અશુદ્ધિઓથી એમને મઢવામાં આપણે શું ભક્તિ સિદ્ધ કરી રહ્યા છીએ? 'દેવદ્રવ્ય' શબ્દનો અર્થ ઘટાવવોજ હોય તો આપણું કર્તવ્ય છે કે દેવના નામ પર સંચિત થએલી સંપત્તિ સમાજના ઉપયોગમાં લગાડીને સમાજને દેવ-પૂજા કરવા લાયક બનાવીએ.

હું તો જાણું છું કે આ ભાવ કરીને રોગીને મેં કડવું ઔષધ આપ્યું છે, આખરે કડવો લાભ તો આપશેજ

# સમાજવાદ અને જૈન ધર્મ.

વ્યાખ્યાનકાર—**શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ, સોલીસીટર**

હિન્દુસ્તાનની ભયંકર બેકારી ભૂખમરો અને ગરીબાઇના કાયમી ઉપાય તરીકે પંડીત જવાહરલાલે સમાજવાદી વિચારસરણી પ્રજા સમક્ષ મૂકી છે કેટલાક લોકો એમ માને છે કે જૈન ધર્મમા પણ નર્યો સમાજવાદજ ભર્યો છે તેવી રીતે ખ્રીસ્તીધર્મ પણ સમાજવાદી છે, તેમ કહેવાય છે ગાંધીજી પણ સાચા સમાજવાદી છે તેમ ઘણાઓ કહે છે જ્યારે આપણે જાણીએ છીએ કે સમાજવાદીઓ ખ્રીસ્તી ધર્મનો પ્રબળ વિરોધ કરે છે તેઓ નાસ્તિક કહેવાય છે તેવીજ રીતે ગાંધીજી અને પંડીત જવાહરલાલની વિચારસરણીમા ફેર છે આ લેખમા હું ટુંકામા સમાજવાદી વિચારસરણી અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતો તપાસીશ અને તે બે વચ્ચે સામ્ય અને વિરોધ શું છે તે સ્પષ્ટ કરીશ, જૈન ધર્મના મૂળ સિદ્ધાંતો તપાસવામા વાસ્તવિક રીતે જૈન ધર્મ શું છે તે હું તપાસવાનો દાવો કરતો નથી પણ સામાન્ય જનતા તેને કેવી રીતે સમજે છે આચરણમા કેવી રીતે ઉતારે છે અને ધર્મગુરૂઓ તેને કેવી રીતે ઉપદેશે છે, તેનોજ વિચાર કરીશ. તેમા હું માનું છું કે જૈન ધર્મનું પ્રધાન લક્ષણ તો જરૂર આવશેજ

સમાજવાદના વિરોધીઓ એમ કહે છે કે સમાજવાદથી ધર્મ અને નીતિનો નાશ થશે. વેરઝેર અને હિંસા વધશે, વ્યક્તિ સ્વાતંત્ર્ય જશે, અરાજકતા અને અંધાધુંધી થશે. એક હકીકત સત્ય છે કે સમાજવાદ એ થોડો ઘણો સુધારો ઇચ્છતો કોઇ પંથ નથી તેમા સામાજીક બંધારણનું આમૂલાગ્ર પરિવર્તન રહેલું છે ક્રાન્તિ રહેલી છે તે ક્રાન્તિ કેવી જાતની છે?

સમાજવાદનું ધ્યેય દરેક મનુષ્યને પોતાની સર્વ શક્તિઓ શારીરિક માનસિક અને આધ્યાત્મિક–પૂર્ણરૂપે ખીલવવાની સમાનતા આપવાનું છે

# સમાજવાદ અને જૈન ધર્મ.

વ્યાખ્યાનકાર—શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ, સોલીસીટર

હિન્દુસ્તાનની ભયંકર બેકારી ભૂખમરો અને ગરીબાઈના કાયમી ઉપાય તરીકે પંડીત જવાહરલાલે સમાજવાદી વિચાર સરણી પ્રજા સમક્ષ મૂકી છે કેટલાક લોકો એમ માને છે કે જૈન ધર્મમા પણ નવો સમાજવાદજ ભર્યો છે તેવી રીતે ખ્રીસ્તીધર્મ પણ સમાજવાદી છે, તેમ કહેવાય છે ગાધીજી પણ સાચા સમાજવાદી છે તેમ ઘણાઓ કહે છે છતા આપણે જાણીએ છીએ કે સમાજવાદીઓ ખ્રીસ્તી ધર્મનો પ્રબળ વિરોધ કરે છે તેઓ નાસ્તિક કહેવાય છે તેવીજ રીતે ગાધીજી અને પંડીત જવાહરલાલની વિચાર–સરણીમા ભેદ છે છે આ લેખમા હુ ટુકામા સમાજવાદી વિચારસરણી અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતો તપાસીશ અને તે બે વચ્ચે સામ્ય અને વિરોધ શુ છે તે સ્પષ્ટ કરીશ, જૈન ધર્મના મૂળ સિદ્ધાંતો તપાસવામા વાસ્તવિક રીતે જૈન ધર્મ શુ છે તે હુ તપાસવાનો દાવો કરતો નથી પણ સામાન્ય જનતા તેને કેવી રીતે સમજે છે આચરણમા કેવી રીતે ઉતારે છે અને ધર્મગુરૂઓ તેને કેવી રીતે ઉપદેશે છે તેનોજ વિચાર કરીશ તેમા હુ માનુ છુ કે જૈન ધર્મનુ પ્રધાન લક્ષણ તો જરૂર આવશેજ

સમાજવાદના વિરોધીઓ એમ કહે છે કે સમાજવાદથી ધર્મ અને નીતિનો નાશ થશે ઝેરવેર અને હિંસા વધશે વ્યક્તિ સ્વાતંત્ર્ય જશે, અરાજકતા અને અધાધુધી થશે. એક હકીકત સત્ય છે કે સમાજવાદ એ સાદો ઘણો સુધારો દરખાસ્તો કોઇ પંથ નથી તેમા સામાજીક બંધારણનુ આમૂલાગ્ર પરિવર્તન રહેલુ છે ક્રાંતિ રહેલી છે તે ક્રાન્તિ કેવી જાતની છે ?

સમાજવાદનુ ધ્યેય દરેક મનુષ્યને પોતાની સર્વ શકિતઓ શારીરિક માનસિક અને આધ્યાત્મિક–પૂર્ણપણે ખીલવવાની સમાનતા આપવાનુ છે

તે તક મળની એટલે દરેક મનુષ્યને પૂરતો ખોરાક, પહેરવાના કપડા, રહેવા ઘર, વિગેરે શારીરિક જરૂરીઆતો પ્રાથમિક હક્ક તરીકે મળવા જોઇએ. તેવીજ રીતે પોતાની માનસિક શક્તિઓ ખીલવવા માટે દરેકને પોતાને યોગ્ય કેળવણી અને તેના સાધનો મેળવવાનો સમાન હક છે શ્રમ કરવા તૈયાર હોય એવા કોઇ પણ મનુષ્યને પોતાની આજીવિકા માટ ચિન્તા રહેવી ન જોઇએ દરેકને પોતાની લાયકાત મુજબ કામ કરવાની તક મળવી જોઇએ કોઈ અપગ હોય વૃદ્ધ હોય તેને આજીવિકાની ચિન્તા રહેવી ન જોઇએ. આવી તક અત્યારે સમાજના મોટા ભાગને નથી મળતી તે દેખીતુ છે તેનું કારણ ગરીબાઈ છે, આર્થિક અસમાનતા છે તે ગરીબાઈ અને આર્થિક અસમાનતા આપણી સામાજીક અને આર્થિક વ્યવસ્થા અને બધારણનું પરિણામ છે તે કોઇના કર્મ અથવા નસીબનુ પરિણામ નથી આ સામાજિક વ્યવસ્થા અને બંધારણ જેને પરિણામ આર્થિક અસમાનતા છે તે સનાતન નથી, કુદરતી નથી મનુષ્યે ઉત્પન્ન કરેલી છે, મનુષ્ય તેને ફેરવી શકે છે સમાજવાદી જે અસમાનતાઓ દૂર કરવા માંગે છે તે મનુષ્યે ઉત્પન્ન કરેલી અસમાનતાઓ છે કેટલીક કુદરતી અસમાનતાઓ–શારીરિક અને માનસિક શક્તિની–મનુષ્ય મનુષ્ય વચ્ચે હોય છે, તે તો રહેવાની પણ તે અસમાનતાઓ મનુષ્યના દુખનુ કારણ નથી તેથી તો વૈવિધ્ય આવે છે મનુષ્યના દુખનુ કારણ જે અસમાનતાઓ છે તે તો સામાજીક છે મનુષ્યે ઉત્પન્ન કરેલી છે, અને મનુષ્ય તે દૂર કરી શકે છે

સમાજવાદીને માટે આ બધી સામાજીક અસમાનતાઓ અને વિષમતાઓનુ મૂળ આર્થિક અસમાનતા છે જ્યાંસુધી આર્થિક અસમાનતા દૂર ન થાય ત્યાંસુધી બીજી અસમાનતાઓ દૂર કરી શકાય નહિ.

આ આર્થિક અસમાનતાનુ મૂળ ઉત્પાદનના સાધનોની ખાનગી માલેકી છે જમીન, કારખાનાઓ, મોટા વ્યવહારના સાધનો, જેવા કે રેલ્વે, સ્ટીમરો વિગેરે બધા કેટલી વ્યક્તિઓની માલેકીના છે સમાજનો

મોટો ભાગ આ સાધન રહિત છે પરિણામે જે વર્ગના હાથમા આ ઉત્પાદનના સાધનો છે તે વર્ગ ઉત્પાદનો મોટો ભાગ પોતે કાંઈપણ શ્રમ કર્યા વિના માત્ર આ સાધનોની માલેકીના કારણેજ લઈ જાય છે રૂપી આનુ વ્યાજ, મકાનનુ ભાડુ, ગણોત વગેરે બધી આવક હરામની છે તેવીજ રીતે સઘળુ ઉત્પાદન જે મનુષ્યના ઉપભોગ માટેજ થવુ જોઈએ તે તેમ ન થતા માત્ર એક વર્ગના ખાનગી નફા માટેજ થાય છે વિજ્ઞાનના વિકાસથી ઉત્પાદન અદ્ભુત થયુ હોવા છતા સમાજનો મોટો ભાગ ભૂખે મરે છે તેનુ કારણ એ છે કે તે ઉત્પાદનના સાધનો જેના હાથમા છે તેઓ સમાજના કલ્યાણ અર્થે તેનો ઉપયોગ કરતા નથી પણ પોતાના સ્વાર્થ માટેજ તેનો ઉપયોગ કરે છે ઉત્પાદનનો બધો વ્યાપાર ખાનગી નફો મેળવવાના એકજ ધોરણે થાય છે પરિણામે એક નાનો વર્ગ જેના હાથમા આ ઉત્પાદનના સાધનો હોય છે, તે સમાજના મોટા ભાગનુ શોષણ કરે છે અને તેના ઉપર શાસન ભોગવે છે તેને પોતાનો ગુલામ બનાવે છે પોતાના ઉત્પાદનનુ વેચાણ પોતાના દેશમા ન થાય ત્યારે પોતાના દેશના લાખો માણસો ભૂખે મરતા હોય તો પણ પોતાના સ્વાર્થ માટે બીજા દેશોમા પોતાનું ઉત્પાદન વેચે છે, અને તે વેચાણની સગવડ માટે આ દેશો જીતે છે અને વિગ્રહ કરે છે આમ મૂડીવાદમાથી સામ્રાજ્યવાદ જન્મે છે અને વિગ્રહો થાય છે ઉત્પાદનના સાધનો આવી રીતે એક વર્ગના હાથમા ભેગા થયા પછી આ યંત્ર યુગમા અને વિજ્ઞાનની શોધખોળોને પરિણામે તે વર્ગના હાથમા સમાજનુ ધન વિશેષ અને વિશેષ એકઠુ થતુ જાય છે અને બીજી તરફ ગરીબાઈ અને ભૂખમરો વધતા જાય છે

આ મૂડીવાદી વર્ગ પોતાના આ હક્કો કાયમ જાળવી રાખવા માટે સમાજની બીજી બધી વ્યવસ્થા અને બંધારણ પોતાને અનુકૂળ બનાવે છે રાજ્યસત્તા આ વર્ગના હાથમાજ હોય છે કેળવણીના બધા સાધનો

આ વર્ગના લાભમા હોય છે કેળવાયેલાઓ જાણે અજાણે આ વર્ગના ગુલામ થઈ પોતાની બુદ્ધિનો ઉપયોગ તેમના હકોના રક્ષણ માટે જ કરે છે માણસને આજીવિકા આપવાના બધા સાધનો તેમની માલેકી-નાજ હોવાથી દરેકના ઉપર તે વર્ગનો કાબુ રહે છે ધર્મગુરૂઓ તેમનાજ ગુણગાન કરે છે અને કાયદાઓ કરવાની સત્તા તેમના હાથમાજ હોવાથી તેમને અનુકુળજ કાયદાઓ ઘડાય છે અને ન્યાયની અદાલતો એ કાયદાઓનોજ અમલ કરે છે જેની પાસે પૈસો હોય તેજ પ્રતિષ્ઠિત ગણાય છે અને મનુષ્ય જીવનના મૂલ્યાંકનનુ એ એકજ ધોરણ બને છે વળી સામાજીક નીતિના નિયમો તેને અનુસરીનેજ ઘડાય છે

આ બધી અસમાનતાઓ દૂર કરવાનો એકજ ઉપાય છે તે અનિષ્ટોનુ મૂળ-ઉત્પાદનના સાધનોની ખાનગી માલેકીનો નાશ કરી તેને સામાજીક માલેકીના બનાવવા અને ઉત્પાદનનુ ધોરણ અને તેનો સઘળો વ્યવહાર અને વ્યાપાર કોઈ વ્યક્તિઓના ખાનગી નફા માટે નહિ પણ સમાજના હિત માટેજ બનાવવો ઉત્પાદનના સાધનોની ખાનગી માલેકીનો નાશ થાય એટલે તેને અનુરૂપ આખી નવી સામાજીક રચના થાય, તે સામાજીક રચનામા દરેક મનુષ્યને પોતાની સર્વ શક્તિઓ ખીલવવાની સમાન તક મળશે મનુષ્ય મનુષ્યનુ જાતિ જાતિનુ, દેશ દેશનુ શોષણ અને પરતંત્રતા દૂર થશે. કોઈ મનુષ્યને વધારે પડતુ ધનસંચય કરવાની જરૂરજ નહિ રહે કારણકે સામાજીક વ્યવસ્થાજ એવી હશે કે જેમા દરેક મનુષ્યની જરૂરીઆતો સમાજ પૂરી પાડશે અને પોતા માટે અથવા પોતાની સ્ત્રી અથવા સંતાનો માટે ભવિષ્યની ચિન્તા નહિ હોય તેમજ આર્થિક બંધારણ એવુ હશે કે જેમા કોઈ મનુષ્ય લોભને વશ થઈ ઈચ્છે તોપણ ધનસંચય કરવાની તેને તકજ નહિ મળે દરેક મનુષ્ય પોતાની શક્તિ મુજબ સમાજને સેવા આપવાને બંધાએલો હશે તેવા સમાજમા મનુષ્યની કિંમત તેની પાસે કેટલો પૈસો છે, તે ઉપરથી અંકાશે નહિ પણ તે કેટલી અને કેવી સેવા સમાજને આપે છે, તે ઉપરજ અંકાશે સમાજ-

વાદ આરી સંપૂર્ણ સમાજ વ્યવસ્થા ઘડવા ઉમે ગણે છે અને નવી માનવના ગર્જવાના સ્વપ્ના સેવે છે

સમાજવાદીને કોઈ પરલોકમા મોક્ષ મેળવવો નથી, તેને સિદ્ધશિલાએ જવુ નથી. તેનું સ્વર્ગ આ દુનિયામાજ છે તે પોતે જન્મ્યો તે કોઈ પાપનુ પરિણામ માનતો નથી જીવન તેને મન પાપ નથી, પણ આનંદ કોઈ આત્માની મુક્તિ મેળવવા માટે તેને દેહ દમનની જરૂર નથી.
ર્મ એ જ છે અને તે સમાજ સેવા, તેનો ઈશ્વર એકજ છે અ
(Humanity) મનુષ્યની સેવા કરવા માટે તેને દરિદ્ર
બનાવવાની જરૂર નથી. અત્યજોને હરિજનો બનાવવાની જ
ની જરૂર નથી એને એ નગ્નતુ
ર માટે અનિષ્ટ માને છે

'માત્ર દેહ તે સયમ હેતુ હોય જો" દેહધ્યાસ ઓછો કરવો એ મુખ્ય લક્ષ્ય છે દેહની ક્રિયા માત્રમા હિંસા છે માટે નિવૃત્તિ એ ધર્મ છે દેહનો ગુણ હિંસા છે માટે આત્માનો ગુણ અહિંસા અહિંસા વ્રતમા અપરિગ્રહ, બ્રહ્મચર્ય, અસ્તેય, અનાસ્વાદ, સર્વ વ્રતોનો આપોઆપ સમાવેશ થાય છે પરિગ્રહમા હિંસા છે, દેહના ભોગ માત્રમા હિંસા છે જગતના સર્વ સબધો જીવને બધનુ કારણ છે એ "સર્વ સબધનુ બધન તિક્ષ્ણ છેદીને "સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી" "કોના સબધે વળગણા આ કઇ રીતે હું પરિહરૂ" એ એકજ જીવનુ લક્ષ્ય હોવુ જોઇએ

આવા ધર્મમા જાતિ ભેદ નથી, વર્ણ ભેદ નથી, ઉચ્ચ નીચના ભેદ નથી, દયા છે, પરોપકાર છે, સમાનતા છે, પ્રેમ છે માણસો આ ધર્મને આચરે તો સમાજવાદની જરૂર નથી કોઇ વાદની જરૂર નથી. પણ આવો ધર્મ આચરણમા વિરલ વ્યક્તિઓએજ ઉતાર્યો છે બીજી તરફ આ ધર્મનો અવળો અર્થ કરી તેને નામે હિંસા અને ઝેરવેર વધ્યા છે .

જૈન ધર્મ નિવૃત્તિ પ્રધાન છે સમાજ વ્યવસ્થા, સામાજિક સુધારણા તેનુ ધ્યેય નથી તે લોકોત્તર ધર્મ છે તેમા લૌકિક- વ્યવહાર અને વ્યવસ્થાને સ્થાન નથી પોતાનો ધર્મ વિચારી લઇ દરેક વ્યક્તિએ પોતાનો વ્યવહાર નક્કી કરવો રહ્યો.

આનુ પરિણામ એ આવ્યુ છે કે સામાજિક ફરજો પ્રત્યે ભયકર બેદરકારી કેળવાઇ છે એકાકી ભાવ સેવતા સામાજિક ઋણ પ્રત્યે અવગણના થઇ છે ધર્મ ગુરૂઓએ અનધિકારે નિવૃત્તિ ઉપદેશ આપ્યો છે અને દરેક વ્યક્તિ પોતાની પરિસ્થિતિને પોતાના કર્મ અથવા નસીબનુજ પરિણામ માની તેમા સતોષ માનવાનો ધર્મ સ્વીકારે છે ધનવાનોએ ધન સગ્રહ અને ગરીબોનુ શોષણ ચાલુ રાખ્યુ છે અને આ પરિગ્રહ પાપનો દડ આવતા ભવે ભોગવવાનો માન્યતા હોવાથી ધર્મના ઉપદેશની અસર થઇ નથી ધર્મગુરૂઓ કાયર છે અને મનો ઉદાર-સતોષ રાખ્યો

ગરીબાઈનો મહીમા—વગેરે ધનવાનોને ઘણો મગવડભર્યો છે તેથી તેમના હક્કો કાયમ રહે છે, તેમના પ્રત્યે ઇર્ષ્યા અને બળવા વૃત્તિ ઓછી થાય છે અને સંગઠીત કાર્ય કરવાની ભાવના જાગતી નથી વળી સામાજીક અસમાનતાઓ પોતાના કર્મનું પરિણામ છે એવી સમજણથી ગરીબો અને પીડીતો સંતોષી રહે છે અને આવો ધર્મ ગરીબોનું ઘેન બને છે

જૈન ધર્મનું આખુ દષ્ટિ બિન્દુ પારલૌકીક છે આ સંસાર દુખ ભર્યુ છે, તેમાં સુખની આશા રાખવી વ્યર્થ છે, અને મનુષ્ય ભવ પરભવની તૈયારી કરવા માટેજ છે, સાચુ સુખ સ્વર્ગમાં છે, એટલે અહીંનુ દુખ સહન કરવામાં તપ છે અને તપનુ ફળ પરભવમાં મળશે

તે સાથે ધર્મ દયા અને પરોપકારનો ઉપદેશ કરે છે શ્રીમંતોને તેમને મળેલ મીલ્કતના તેઓ ટ્રસ્ટી છે તેમ ગણી તેનો સદુપયોગ કરવા કહે છે શ્રીમંતો થોડો ધર્માદો કરી પ્રતિષ્ઠા મેળવે છે અને આત્મ સંતોષ કેળવે છે, ગરીબોએ શ્રીમંતોના ધર્માદા ઉપર જીવવાનું રહે છે

સમાજવાદ અને જૈન ધર્મ—દરેક ધર્મની પેઠે—સમાનતા ઇચ્છે છે ધ્યેય દેખીતી રીતે એક છે છતાં બન્નેમાં ઉંડો ભેદ છે સમાજવાદ ઇહલોકનું સુખ સાધે છે જૈન ધર્મ પરલોકના સુખ તરફજ દ્રષ્ટિ રાખે છે, સમાજવાદીને માટે દેહ અને આત્માનો વિરોધ નથી. જૈન ધર્મને માટે દેહાધ્યાસ ઓછો કરવો તેજ લક્ષ્ય છે બન્નેને માટે લોભ પાપ છે પરિગ્રહ પાપ છે પણ એક ઉપદેશ ઉપરજ આધાર રાખે છે બીજો ઉપદેશ આપતોજ નથી. પણ સામાજીક બંધારણજ એવું ઘડે છે કે જેમાં લોભની જરૂર પણ ન રહે, તેને અવકાશ પણ ન રહે સમાજવાદી પ્રથમ બાહ્ય પરિવર્તન કરવા માગે છે, અને પછી નવી માનવના સર્જનની ઉમેદ રાખે છે જૈન ધર્મ માત્ર હૃદય પલટા ઉપરજ આધાર રાખે છે

જૈન ધર્મમા પરિગ્રહ માત્ર પાપ છે, સમાજવાદીને પારકાને ભોગે મેળવેલ પરિગ્રહ પાપ છે જૈન ધર્મમા દેહના સુખોપભોગ માત્રમા પાપ છે, સમાજવાદીને પારકાના શોષણથી ભોગવેલુ સુખ પાપ છે બન્ને સયમ સ્વીકારે છે પણ જૈન ધર્મ આત્માની મુક્તિ માટે દેહનુ દમન (Mortification of flesh) ઉપદેશે છે સમાજવાદી આરોગ્ય રસિકતા (Aesthetic taste) અને સમાજ હીતની દ્રષ્ટિએ સયમ સ્વીકારે છે બન્ને નિસ્વાર્થતાને આવશ્યક માને છે જૈન ધર્મ નિસ્વાર્થતા એટલે દેહની જરૂરીઆતો ઓછી કરી પરિગ્રહ છોડવાનુ કહે છે, સમાજવાદ પોતાના સ્વાર્થને ખાતર મનુષ્યોનુ શોષણ કરી પરિગ્રહ વધારવામા પાપ માને છે બન્ને સમાનતાને અન્તિમ ધ્યેય તરીકે સ્વીકારે છે જૈન ધર્મ પરિગ્રહ ઓછો કરી ગરીબાઇથી સમાન થવાનુ ઉપદેશે છે, સમાજવાદ ઉત્પન્ન વધારી સર્વને સમાન અને ન્યાયી વ્હેચણી કરી સમાનતા આપે છે અને દરેકને પોતાનું વ્યક્તિત્વ કેળવવાની સમાન તક આપે છે જૈન ધર્મ વ્યક્તિના આધ્યાત્મિક વિકાસ ઉપરજ ભાર મૂકે છે, સમાજવાદ સામાજીક ક્રાન્તિ છે

સમાજવાદી સસ્કૃતિ જીવનને રસમય અને સમૃદ્ધ બનાવે છે, જૈન ધર્મ એકાત વૈરાગ્યમય છે બન્ને જીવનના મૂલ્ય પરિવર્તન કરે છે, અને બન્નેમા સાચા ધર્મના લક્ષણો છે

સમાજવાદ સર્વકાળને માટે સાચો ધર્મ છે કે નહિ તે હુ નથી જાણતો પણ આ યુગનો તો તે યુગધર્મ છે, માનવ ધર્મ છે

ભૂખ્યા પેટને આત્મા ને પરલોકની વાતો કરવી નિરર્થક છે, અને ધનવાનોમા માત્ર ઉપદેશથી હૃદય પલટાની આશા રાખવી તે પણ નિરર્થક છે મનુષ્યની શારીરિક અને માનસીક જરૂરીઆતો સમાન રીતે સતોષાય તેવી સામાજીક વ્યવસ્થા ઉત્પન્ન કરવાનો એકજ માર્ગ તે ઉત્પાદનના સાધનોની ખાનગી માલેકીનો અત આણવો તેજ છે આ યત્ર યુગમા તે એકજ

રમ્તો છે તેની વ્યવસ્થા Ct૫ ા કર્યા પછી માણમનુ સાચુ વ્યક્તિત્વ ખીલવવાની તેને તક મળશે ચ્યો તેમા ચ્યાધ્યાત્મિક વિચારા તેજ સાચા સુખનુ કા ણ હશે તો તે આપોઆપ મનુષ્ય મેળવશે મનુષ્ય કોઈ દિવસ ધર્મ રહીત બનવાનો નથી અને સમાજવાદ સાચા ધર્મના વિરાધી નથી ધર્મને નામે દભ સેવી મનુષ્યોને ગુલામ બનાવવા અને સામાજીક ક્ષેત્ર પ્રત્યે ભયકર બેદરકારી કેળવી પરલોક અને આત્માની વાતો કરવી તે ખરેખર અધર્મ છે, અને સમાજવાદ તેનો અત આણે છે અને સાચા ધર્મને માટે માર્ગ ખુલ્લો કરે છે

જૈન ધર્મને નામે જે જે માન્યતાઓ રૂઢ થઈ છે તેમા આમૂલાગ્ર પરિવર્તન થવાની જરૂર છે શ્રદ્ધાને નામે બુદ્ધિને નેવે ચડાવવામા આત્મદ્રોહ છે વિચાર કરવાથી ઘણી રૂઢ માન્યતાઓ ઓસરી જશે તે બધે વિચારહીન જીવન જીવવુ તે જીવતા મરણ સમાન છે



# શ્રી મહાવીર અને ઉપસર્ગો

(વક્તા—મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ)

### દ્રવ્યાનુયોગ અને ચરણકરણાનુયોગ

પર્યુષણ પર્વને એક દૃષ્ટિએ શ્રી વીરજયંતિ કહી શકાય. પર્યુષણના આઠ દિવસમાં એ આત્મઉપકારી અદ્ભુતત્યાગી અને મહાન યોગીના જીવનનો વિચાર કરવામાં આવે તો એવી સ્વપરને સારો આત્મલાભ થવા સંભવ છે.

જૈન ધર્મશાસ્ત્રના બે મોટા વિભાગ પડે છે. એકમાં તત્ત્વચર્ચા આવે છે (ફીલોસોફી) અને બીજામાં નીતિવિભાગ આવે છે (એથિક્સ). જૈન પરિભાષામાં બોલીએ તો એકને 'દ્રવ્યાનુયોગ' કહેવાય અને બીજાને 'ચરણકરણાનુયોગ' કહેવાય. દ્રવ્યાનુયોગમાં આત્મા અને અજીવની તત્ત્વદૃષ્ટિએ ચર્ચા થાય છે અને આત્માનો અને કર્મનો મેળ કેવો છે, જીવ અને જગતનો સંબંધ કયા પ્રકારનો છે, આત્મા અનેક પ્રકારની પરિસ્થિતિમાં વિકાસ કેવી રીતે પામે છે, તેના પાતના માર્ગો અને કારણો કયા કયા છે, કર્મને અને જીવને સંબંધ કેવી રીતે થાય છે તેની મુક્તિ કયે માર્ગે થાય છે વિગેરે વિચારો આવે છે, જ્યારે ચરણકરણાનુયોગમાં આત્મવિકાસના અનેક સાધનો બતાવેલા હોય છે.

### સંક્ષેપમાં ધર્મની વ્યાખ્યા.

આ ચરણકરણાનુયોગ અથવા નીતિ વિભાગમાં ઘણી હકીકતો આવે છે, પણ તે સર્વનો પાયો 'અહિંસા, સંયમ અને તપ' એ ત્રણ શબ્દો પર નિર્ભર રહે છે. હિંસાનું સ્વરૂપ સમજી એનો ત્યાગ કરવો, દેહ અને ખાસ કરીને ઇંદ્રિયો અને મન પર સંયમ રાખવો અને તપ ત્યાગ એના બાહ્ય અને અભ્યંતર આકારમાં આ રીતે આ ત્રણ પાયા ઉપર જૈનનો નીતિવિભાગ રચાયેલો છે. એની ટુંકી વ્યાખ્યા કરીએ તો અહિંસામય

રહી, સયમી જીવન ગાળી, બાહ્ય અને અભ્યતર ત્યાગ કરવો એ આખા નીતિ વર્તનનો લગતા જૈન ધર્મનો માર્ગ છે

આ દષ્ટિએ આપણે શ્રી મહાવીરના જીવનને તપાસી જોઈએ. અહીં ગમજણ ન થાય તેથી સ્પષ્ટ કરવાની જરૂર છે કે જૈન ધર્મ જ્ઞાનમા આ ઉપરાંત ગણિત વિભાગ તથા કથા વિભાગ પણ આવે છે અત્યારે આપણા વિષયને તેની સાથે સબધ નથી

## પર્યુષણ—શ્રી વીરજયતી

પર્યુષણને પ્રસગે આપણે શ્રી મહાવીર જીવનનો ખૂબ અભ્યાસ કરીએ એ પુરુષના જીવનમા એવા એવા પ્રસગો બનેલા છે કે એનો જેમ જેમ બારીકીથી અભ્યાસ કરીએ તેમ તેમ તેમાથી અદ્ભુત રહસ્ય મળી આવે તેમ છે વર્તમાન પદ્ધતિ પ્રમાણે શ્રી વીર પરમાત્માના જીવનના જૂદા જૂદા પ્રસગો પર વિચાર કરવાથી આપણા આ ગોઠવણી રીતે સ્પષ્ટ થાય કે અને આપણો જીવન પ્રવાહ કેવો સરલ થતો જાય છે તે આપણે આગળ જોશુ

## જનતાની કોટિઓ

કોઈ પણ વ્યક્તિનો જીવનપ્રવાહ એની આસપાસ એમ ઘણેક વાસના સસ્કાર વિગેરે અનેક સાધનો પર આધાર રાખે છે કેટલાક જીવો સુસાધ્ય કોટિના હોય છે તે નીચેની પક્તિમાથી બહાર પડે એટલે તેનો વિકાસ અકદમ સીધો અને સરલ થઈ જાય છે અને તે સમપાટ આખર સુધી પહોંચી જાય છે જ્યારે કેટલાક જીવો કષ્ટસાધ્ય દશામા હોય અનેક મુસીબતો વગરની આગળ વધવા પ્રયત્ન કરે છે વળી પાછા પડી પણ જાય છે અને પાછા ઉઠીને આગળ વધવા પ્રયાસો આદરે છે એમ ચઢતા પડતા અનેક પ્રકારના ચડતો કરી મોક્ષરૂપ આખર સુધી જાય છે વિકાસ ક્રમમાં અભ્યાસ અમુક નિયમોને અનુસરીને ચાલે છે પોતાની આસપાસ પ્રમાણનુ વાતાવરણ જમાવવુ અને તેમા કેવી રીતે કામ

લેવુ એ ન થે- વ્યક્તિગત આત્માએ નીપજાવવાનુ હોય છે તેને અંગે તેને આજુબાજુના સંયોગો પર આધાર રાખી તેની અસર રહી પોતાનુ સાધ્ય સાધવાનુ હોય છે

## શ્રી વીરનુ સંકીર્ણ જીવન

**શ્રી વીર** પરમાત્માના જીવના પૂર્વ ભવના અનેક પ્રસંગો વિચારતા એક વાત જરૂર તરી આવે છે અને તે એ છે કે એ આત્માએ **પોતાની આસપાસ ચિત્રવિચિત્ર વાતાવરણ** ઉત્પન્ન કર્યું હતુ અને તેને પરિણામે પોતાની આસપાસ જમેલો કચરો દૂર કરવાને તેમને બહુ સખ્ત પ્રયાસ કરવો પડયો હતો બીજા સર્વ તીર્થંકરોના પ્રમાણમા તેમનો જીવનવિકાસ અતિસંકીર્ણ હોવાને કારણે તેમને એવા જબરા અને આકરા અનેક ઉપસર્ગો થયા છે કે કેટલીક વાર તો તેનુ વર્ણન વાચતા આપણને પણ અસર લાગણી થયા વગર ન જ રહે અને આ કારણેજ એ સંકીર્ણ જીવનને વિવિધ દિશાએથી સમજવાની ચર્ચવાની અને જીવનમા ઉતારવાની જરૂર રહે છે

આપણુ ઘણાખરાનુ જીવન અતિ સંકીર્ણ જ હોય છે. આપણે દુનિયાના અનેક મનોવિકારોને તાબે થઈ રોજ બાહ્ય અને અંતર બાબતોમા ખૂબ ગરબોળાયલા હોઈએ છીએ આપણો વિકાસ સાધવા અથવા એ માર્ગે ચઢવા આપણને શ્રી વીર પ્રભુનુ ચરિત્ર બહુ ઉપયોગી દૃષ્ટાંત પૂરુ પાડે તેમ છે પ્રત્યેક જૈન એ જીવનને પોતાના જીવનપ્રસંગો સાથે વણી દે અને તેમાથી રહસ્ય નીપજાવે તેવુ હોઈ આપણે એના જુદા જુદા મુદ્દાઓ તારવીએ

## શ્રી વીરનો આત્મવિશ્વાસ

ગજ્યઋદ્ધિનો ત્યાગ કરી, સમાની અનેક લાલચોને લાત મારી વડિલ ભાઈનો આગ્રહ હોવા છતા માત્ર આત્મવિકાસ સાધવાની સાપેક્ષ દૃષ્ટિએ, ૩૦ વર્ષની યુવાન વયે, જ્યારે પરમાત્મા સંસાર છોડી જંગલમા

આ સાધના જ્યારે ચાલે છે ત્યારે એમના આત્મનિર્ણય અને સાધ્યપ્રાપ્તિના માર્ગમાં દૃઢ નિર્ણયની નીતિ ઉપર ઉપરથી એમનું ચરિત્ર વાચનાર કે સાંભળનારે પણ જરૂર ધ્યાન છે એમનામાં આત્મવિશ્વાસ કેટલો મજબૂત હશે એ એમના ઉપસર્ગના અનેક પ્રસંગોથી જણાય છે ગમે તેટલું કષ્ટ સહન કરી આત્મજ્યોત જગાવવાના નિર્ણયથી ઘરબહાર નીકળ્યા પછી એ ભવ્ય આત્માને પહેલે જ દિવસે એક એવો પ્રસંગ બને છે કે એથી એમનું ધૈર્ય કેવું હશે, એમનો આત્મવિશ્વાસ કેટલો પ્રબળ હશે એમને સાધ્ય પ્રાપ્ત કરવાની કેટલી લગની લાગી હશે તે જણાયા વગર રહે તેમ નથી.

## કુમાર ગામે શ્રી વીર

ક્ષત્રિયકુંડની બહારના ભાગમાં આવેલા જ્ઞાતખંડ ઉદ્યાનમાં શ્રી મહાવીરે સર્વ ગૃહારંભનો ત્યાગ કર્યો, સ્ત્રીને તજી, રાજ્યના વૈભવો છોડ્યા અને યાવજ્જીવ સામાયિકનો નિયમ લીધો ત્યારપછી બીજે જ દિવસે કુમાર ગામે આવ્યા રાજ્યની સગવડો ભોગવનાર ૩૦ વર્ષના યુવાન એ ગામની બહાર જંગલમાં નાસિકાના અગ્રભાગ પર બન્ને આંખોને સ્થિર કરી ઊભે પગે ધ્યાનસ્થ દશામાં રહે છે ત્યારે એક તદ્દન સાદો પણ વિચિત્ર પ્રસંગ બને છે અહીં લક્ષ્યમાં રાખી લેવા યોગ્ય છે કે બાહ્ય ત્યાગ કરતા પણ આંતર ત્યાગ વધારે ઉપયોગી છે અને જેમણે પોતાની શક્તિનો નકામો વ્યય અટકાવવો હોય તેમણે ધીમે ધીમે એકાગ્રતા સાધવાની જરૂર છે નકામી હીલચાલો નકામી વાતચીત અને નકામું ચિંતવન છોડી દઈ જે સાધ્ય પ્રાપ્ત કરવું હોય તે આત્મતત્ત્વ પર એકતાન એકાગ્રતા વગર એની પ્રાપ્તિ થઈ શકતી નથી દૃઢ ભાવના અને સબળ પુરુષાર્થ તો મેરુ જેવા અચળ અચલોને પણ સ્થાનમાંથી ડોલાવી શકે છે ધ્યાનમાં એકાગ્ર થઈ રહેલા ભગવાનની આજુબાજુમાં એક સાદો બનાવ બન્યો [illegible] નાની બાબતમાંથી મોટો બનાવ બની જાય છે તે કેમ થાય છે તે જોવા જેવું છે

## ગોવાળીઆનો ઉપસર્ગ

વાત એવી બની કે નવીન ત્યાગી વર્ધમાન ઉપયુક્ત કુમાર ગામની સીમમાં કાયોત્સર્ગ કરતા સ્થિર પગે ઉભા હતા ત્યાં એક ગોવાળીઓ પોતાના બળદોને આખો દિવસ હળમાં હાંકીને તે જ જગ્યા પર આવી પહોંચ્યો થાકેલા બળદ સીમમાં ચરશે અને પોતે ગામમાં જઈ પોતાની ગાયોને દોહી, પછી બળદોને ઘેર લઈ જશે એમ વિચારી, ત્યાં સીમમાં બળદને ચરતા મૂકી ગોવાળીઓ ગામમાં પોતાને ઘેર ગયો

## બળદનો પત્તો ન લાગ્યો

ગાયોને દોહવાનુ કાર્ય પૂરું કરી ગોવાળીઓ બળદને પાછો લેવા આવ્યો તે દરમ્યાન બળદો તો ચરતા ચરતા જંગલમાં ચાલ્યા ગયા ગોવાળીઓ જુએ તો બળદો દેખાય નહિ એ તો ચાલ્યો બળદની શોધમાં પહેલા તો પ્રભુને પૂછ્યું—'મારા બળદ ક્યાં ગયા?' પણ પ્રભુ તો ધ્યાનમાં હતા જવાબ ન મળ્યો, એટલે ગોવાળીઓ જંગલ તરફ બળદને શોધવા ચાલ્યો આખી રાત રખડ્યો, પણ એને પોતાના બળદનો પત્તો ન મળ્યો

## દૃષ્ટિ તેવી સૃષ્ટિ

આખી રાત રખડીને થાક્યો પાક્યો ગોવાળીઓ સવારે પાછો ફરે ત્યાં તેણે તે જ બળદોને પ્રભુની નજીકમાં વાગોળતા બેઠેલા જોયા ગોવાળીઓ ગમારી જેવો હતો એને આખા જીવનમાં બળદ અને ગાયના જ વિચાર અને સ્વપ્ના આવતા હતા એનુ મન ગાયોમાં અને બળદોમાં જ સમાઈ જતુ હતુ એને સ્વાભાવિક શંકા થઈ કે પોતાના બળદોને ઉપાડી જવાના ઇરાદાથી પેલા ઉભા રહેલા પુરુષે જ તેમને સંતાડી રાખેલા હોવા જોઈએ પોતે એકવાર જોઈ ગયો ત્યારે તો ત્યાં બળદો ન હોતા અને અત્યારે દેખાય છે એટલે પેલા પુરુષની દાનત ખરાબ હોવી જોઈએ 'જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ'—એ સહજ નિયમ છે ગોવાળીઓ પોતાની તુલનાએ અન્યને તોળે એ તદ્દન સ્વાભાવિક હોઈ એને પ્રભુ ઉપર

જાય છે, નિર્ણયને વિચારી મૂકે છે અને ભોગ બાળવા માંડે છે મ ા પુરુષ અને સામાન્ય વ્યક્તિમા આ જ મોટો તફાવત છે મહાત્મા પુરુષો ગમે તેટલી અગવડ અને અડચણ પડે કે જીવનભોગનો પ્રસગ આવે તો પણ કરેલ નિર્ણયમાથી પાછા હ'તા નથી શ્રી **વીરપરમાત્માના** જીવનનો વિકાસમાર્ગ એવા જ પ્રકારનો હતો એઓ **વિશ્વભૂતિ** તરીકેનો જીવન ભ્ર વિચારીએ કે એનુ **ત્રિપૃષ્ઠ** વાસુદેવનુ જીવન વિચારીએ તો એની સર્વ કામમા દઢતા અપૂર્વ હતી એમ જણાઇ આવશે. જે કેસરીના ઝાડને પ્રહાર કરી સર્વ કો ાને જમીન પર પાડે જે સિંહની સામે જઇ એને મુખથી પકડી એના જડબાને તોડી નાખે, એનો આત્મવિશ્વાસ કેવો પ્રખર હશે તે સમજવુ મુશ્કેલ નથી પ્રાણીના જીવનવિકાસની િશાનુ આ સુદર દૃષ્ટાન્ત છે દઢ **નિર્ણય** અને તેને વળગી રહેવાનો ચોક્કસ **આગ્રહ** જે પ્રાણીને હોય તે જ મનુષ્યજીવનમા અનુકરણીય કાર્યો કરી સુદર પરિણામ નીપજાવી શકે છે અને એવુ જીવન એ જ ખરૂ જીવન છે બાકી તો દુનિયામા દરરોજ અનેક પ્રાણીઓ આવે છે જાય છે ખાય છે પીએ છે અને મોત આવે ત્યારે ચા ્યા જાય છે

## વિશેષ વિચારણા.

**ચારિત્રના** ઘડતરમા આત્મવિશ્વાસ એ અપૂર્વ વસ્તુ છે જેને પોતાની જાત ઉપર વિશ્વાસ હોતો નથી તે વારવાર પગલવભન ગોતે છે નાનપણથી ઘણાને પારકા ઉપર આધાર રાખવાની ટેવ પડે છે ગૃહસ્થના છોકરાઓને નોકર પર એટલો બધો આધાર રાખવાની ટેવ પડી જાય છે કે એક દિવસ નોકર ન હોય તો એની સર્વ બાબતમા અવ્યવસ્થા થઇ જાય છે પોતાની જાત પર જેને વિશ્વાસ હોય તે જ સાહસ આદરી શકે છે અને આરંભેલ કાર્યને પાર પહોંચાડી શકે છે

કોઇ અર્હતોએ બહારનાની-પારકાની મદદથી મોક્ષ સાધ્યો નથી એ બાબતમા ભારે રહસ્ય સમાયેલુ છે લગભગ દરેક તીર્થંકરો રાજઋદ્ધિવાળા હતા તો ચક્રવર્તીઓ હતા, પણ જ્યારે કર્મોની સામે લડત લડવાની

હોય છે ત્યારે તો એકનાજ તે વખતે તેમો નોકરાને હુકમ આપતા નથી કે હજુરીઆને હાજર રહેવા કહેતા નથી કર્મનો સબંધ આત્મા સાથે હોઇ, એની સામે મોટ્યા માણસોમા કેટનોટો કામ આવતી નથી કે વિમાન માથી ગોળા નાખ્યે કામ સરતુ નથી, તે વખતે તે એકલો એકાકી કર્મોની સામે થાય છે અને તે વખતે પોતે સિદ્ધ છે, મહાશક્તિવાળો છે, અનત વીર્યનો ધણી છે એમ માનીને જ ચાલે છે પછી તો ડુગર, ટેકરા, નદી, નાળા કે સમુદ્રો એને નડતા નથી અને આતરના વિકારો એને અસર કરતા નથી આત્માનુ સ્વય ઉત્થાન થાય ત્યારે એ ઘણી મોટી મજલ કાપી નાખે છે અને સડસડાટ પગથિયા ચઢી જઇ સાધન દ્વારા સાધ્યની સન્મુખ આગળ ધપ્યે જાય છે

### આત્મવિશ્વાસ અને આત્મનિર્ણય

અતિ સકીર્ણ જીવનને લઇને શ્રી વીર પરમાત્માના આ માને બહુ મજ્ઞ પ્રયાસો કરવા પડ્યા છે તે એમના ઉપસર્ગોના અનેક પ્રસગોમાથી જોવા લાયક છે જે વખતે જેવી જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થતી ગઇ તે વખતે એને અનુરૂપ અમાપ્ય ણુ **આત્મતેજ** અને **સહનશીલતા** એ મહાનુભાવ બતાવી શક્યા છે પ્રત્યેક પ્રાણીના વિકાસમાર્ગો તો લગભગ ભિન્ન ભિન્ન જ હોય છે, પણ સાધ્ય એક હોઇ એને અનુલક્ષીને એ પોતાની ઘટના કરી લે છે જે સાધનદ્વારા પોતાની સાધ્યસન્મુખતા થાય તે સાધન તે આત્માને હિત કરનાર હોય છે તેને એણે બરાબર આદરવુ અને તે દ્વારા પોતાની પ્રગતિ કરવી. એણે કદિ પણ અન્યના સાધનોની ટીકા કરવી નહિ કે નિંદા કરવી નહિ. કયા પ્રાણીને કયુ સાધન કાર્યકર થઇ પડશે તે તેણે પોતાની યોગ્યતા સમજી વિચારીને ગોઠવવુ અને જરૂર લાગે ત્યા યોગ્ય સલાહ આપનાર સુવિહિતની સલાહ લેવી વાત એક જ છે કે દરેકનુ અતિમ **સાધ્ય એક જ** હોવુ જોઇએ અને તે પ્રાપ્ત કરવામા **આત્મનિર્ણય, આત્મવિકાસ** અને **દૃઢ ભાવના** હોવા જોઇએ શ્રી વીર પરમાત્માનુ ચરિત્ર આપણને અનેક સાધનમાર્ગો બતાવે છે, આપણે એજ માર્ગો આદરવા એમ કહેવાનો આશય નથી, પણ એક

મહાનુભાવ વ્યક્તિ પોતાના સાધનો કેવી વિશાળતાથી યોજે છે અને તેને કેવી દૃઢતાથી વળગી રહે છે એ નિશ્ચયી પાઠ એમાંથી પ્રાપ્ત થાય છે

શ્રી વીરપરમાત્માને થયેલા ઉપસર્ગોને અંગે એક પ્રસંગ આપણે જોયો ત્યાર પછીના અનેક પ્રસંગો ખૂબ વિચારવા યોગ્ય છે અને તેમાંથી અનેક જાતના બોધ લેવા લાયક છે ભગવાનના જીવનના સર્વ પ્રસંગોની ચર્ચા તો આટલા ટુંક સમયમાં થઇ શકે તેમ નથી, પણ આત્મબળનુ અને પરોપકારનું એક બીજું ધ્યાન મહાજીવનમાંથી સંક્ષેપમાં તપાસી લઇ આજનો વિષય સમેટી લઇએ

## ભગવાન શ્વેતાંબીને માર્ગે

ભગવાન શ્વેતાંબીને માર્ગે જતા હતા વચ્ચે કનકખલ તાપસના આશ્રમનો રસ્તો આવ્યો, ત્યારે કોઇ ગોપાળકોએ પ્રભુને જણાવ્યું કે એ રસ્તો શ્વેતાંબી નગરે સીધો જાય છે પણ વચ્ચે સઘળુ તાપસનો આશ્રમ આવે છે ત્યાં એક ભયંકર દૃષ્ટિવિષ સર્પ રહે છે, અને તે એવો ભયંકર છે કે એ જેના ઉપર નજર નાખે તે એના ઝેરથી મરણ પામે છે, માટે પ્રભુએ એ રસ્તે ન જતાં આડે રસ્તે શ્વેતાંબી જવું

## દૃષ્ટિવિષ સર્પ

શ્રી વીર પરમાત્માએ ઉપયોગથી જાણ્યું કે મહા ક્રોધને પરિણામે એ સાધુનો જીવ સર્પ થયો છે, એ જીવ જરૂર કષ્ટસાધ્ય છે પણ રસ્તે આવી શકે તેવો છે પોતાના સુખ સગવડની જરાપણ દરકાર ન કરનાર મહાત્મા સર્પ પર અને જનતા પર ઉપકાર કરવા કનકખલ તાપસના આશ્રમને માર્ગે સંચર્યા માર્ગ બતાવનાર ગોવાળીઆ એમની ધૃષ્ટતા પર વિચાર કરતા રહી ગયા અને પ્રભુ તો આગળ વધ્યા આશ્રમનો આખો રસ્તો ભયંકર બની ગયો હતો સર્પના ઝેરી વાતાવરણથી એ વિભાગમાં પશુ જનાવર કે પંખીનો સંચાર બંધ થઇ ગયો હતો નદીના ઝરણા સુકાઇ ગયા હતા આખો રસ્તો જીર્ણ પાંદડાથી ભરાઇ ગયો હતો અને અવાજ વગરનો, સંચાર વગરનો, લીલોતરી વગરનો ઘોર જંગલ જેવો થઇ ગયો હતો

સ્થીર મક્કમ પગલે પ્રભુ આગળ વધ્યા તદ્દન એકલા અને વસ્ત્ર વગરના એ નરપુંગવ યક્ષમંડળ પાસે આવી પોતાની નાસિકા પર બન્ને નેત્રોને સ્થાપી કાયોત્સર્ગ આદર્યું, ધ્યાનમાં એકાગ્રતા કરી અને શુદ્ધ આત્મતત્ત્વનું ચિંતવન શરૂ કર્યું

## સર્પના ફુંફાડા

થોડી વારમાં ચંડકૌશિક સર્પ ફુંફાડા મારતો ત્યાં આવી પહોંચ્યો એના અભિમાન પ્રમાણે પ્રભુને દૂરથી જોતાજ એ પરમાત્મા તરફ ધસ્યો અને ધસતા ધસતા તદ્દન નજીક ગયો. પ્રથમ દૂરથી દૃષ્ટિ ફેંકી, અસર ન થઇ સર્પ જરા ઝંખવાણો તો પડ્યો, પણ એના ક્રોધાગ્નિને એથી વધારે જોર મળ્યું એ નજીક ગયો, પગે ડંખ માર્યા—એક, બે, ત્રણ, ત્યાં દરેક સ્થાનકેથી સફેદ લોહી નીકળ્યું, પણ મનુષ્યના દેહ પર બીજી અસર ન થઈ સર્પ ડસતો જાય અને ખસતો જાય. મનુષ્યના પડવાથી પોતે દબાઈ જાય એવી ધારણા કરીને દૂર જાય વળી પાછો આવે અને ફટકાવે ચાર વાર ડસવાના પ્રયોગ કર્યા, પણ નિષ્ફળતા સાંપડી

## એક વચન અને શાંતિ

સર્પ ઝંખવાણો પડ્યો, એમ કેમ બન્યું હશે એના વિચારમાં પડી ગયો અને વિસ્મય પામી પ્રભુની સામે જોઇ રહ્યો શ્રીવીરે તે વખતે આંખો ઉઘાડી, તેના પર નજર કરી અને મુખેથી માત્ર એટલુંજ બોલ્યા, 'બુઝ! ચંડકોશીઆ' બુઝ! નામો મોહમાં મુઝાઈ ન પડ'

મહા પુરૂષોના શબ્દોમાં ચમત્કાર હોય છે પ્રેરણા હોય છે, આશા હોય છે સર્પનો તે વખતે ઉદય જાગ્યો, એણે રીસ કરવાને બદલે વિચાર કર્યો, એની અંતર ચેતના જાગૃત થઇ અને પોતે અગાઉના ભવમાં કોણ હતો સાધુ તરીકે આલોચના ન કરવાને પરિણામે અને શિષ્ય પર કોપ કરવાથી પોતાની આ દશા થઇ હતી એ પોતે જોઈ શક્યો અને તુરતજ જાગૃત થઇ ગયો એણે પ્રભુમાં પોતાનું મન મેળવી દીધું એણે હિંસા ભાવને છોડી દીધો, એણે અભિમાનભાવને વિસારી દીધો, એણે વિમાસનો

માર્ગ સ્વીકારી લીધો, એને અંતર આદેશ થયો, બાહ્ય પ્રેરણા એણે ઝીલી લીધી અને માન્યવર શ્રીવીરને ત્રણ પ્રદક્ષિણા દઈ પોતાના અપરાધ માટે અંતરથી ક્ષમા યાચી અને સાથે નિષ્ક્રિય થઈ અનશન કરવાનો નિર્ધાર કરી દીધો એ જાણતો હતો કે એની નજરમાં દૃષ્ટિમાં પણ ઝેર છે એટલે એણે તુરતજ ગફામાં મુખ દાખલ કરી દીધું અને પોતે તદ્દન સામ્યસન્મુખ થઈ ગયો વિશ્વપ્રેમનું આ પરિણામ હતું

## અહિંસાનું વાતાવરણ

અહિંસા જ્યારે એક પ્રાણીમાં સંપૂર્ણ જામે છે ત્યારે તે પોતે તો હિંસા કરતો નથી પણ એની આસપાસના વાતાવરણમાં પણ અહિંસાનું સામ્રાજ્ય જામે છે ભગવાનની વિશ્વબંધુત્વની ભાવના સર્પમાં જાગી ગઈ અને તે ગફામાં મુખ દાખલ કરી હાલવા ચાલવાનું બંધ કરી શાંતિથી અનશન વ્રત પાળવા લાગ્યો

## વિવેક વગરની પૂજા

જગતનો કુતૂહલ જોવું હતું પ્રથમ ભગવાનને ઉપવનના બહાર આવતા જોઈ ડરતા ડરતા કેટલાક આશ્રમ પાસે ગયા. કોઈએ સર્પ તરફ દૂરથી પથરા ફેંક્યા, પછી હિંમત કરી નજીક જઈ લાકડીથી એને હલાવ્યો પણ જ્યારે એણે મુખ બહાર ન કાઢ્યું ત્યારે લોકોને એના તરફ વધારે કુતૂહળ થયું લોકો અને થોડી વારે નમ્યા અને સર્પને પગે નમ્યા પછી ભગવાન તો ત્યાંથી વિહાર કરી અન્યત્ર ગયા પણ સર્પને લોકો પૂજવા લાગ્યા કોઈ તેના પર દૂધ નાખે કોઈ ઘી નાખે, કોઈ સાકર નાખે કોઈ ચોખા નાખે એમ અનેક રીતે એની પૂજા કરવા લાગ્યા સાકર અને ઘીથી આકર્ષાઈ જગતની કીડીઓ આવી એ સર્પને ડંખ દેવા લાગી. પણ સર્પે સર્વ પીડા સમતાથી સહન કરી પોતે શરીર હલાવે તો કોઈ કીડી ચગદાઈ જાય એ ધ્યાનથી સમભાવ શાંતિથી પ્રેમથી સર્વ પીડા પણ સર્પે સહન કરી, પણ પોતાનું મુખ ગફામાંથી બહાર કાઢ્યું નહિ. શુભ ધ્યાને એનું મરણ થયું અને એ સ્વર્ગગતિ સદ્ગતિ પામ્યો

## અનેક દૃષ્ટિએ વિચારણા
## વિવેક વગરની ચર્ચા
## ચરિત્ર વિચારણા.

આ આખા પ્રસ્તાવમાં ભગવાનનો આત્મવિશ્વાસ દેખાઈ આવે છે એમને પોતાની તો ચિંતાજ ન હોતી. એ ઘણી ખુશીથી આડે રસ્તે-જરા લંબાણ રસ્તે થઈને જઈ શકત. એમ કરવામાં કોઈ એમને માટે ખોટુ ધારત પણ નહિ પણ ભગવાનને તો પારકા ઉપર ઉપકાર કરવો હતો, એને જનતાની અગવડ દૂર કરવી હતી, એને આશ્રમનો વિભાગ નિઃસંચાર થઈ ગયો હતો એને વસતો કરવો હતો એને પોતાને માટે વિચારજ નહોતો એના એક વચનથી પડતો પ્રાણી રસ્તે આવી ગયો, એટલુંજ નહિ, પણ કલ્યાણને માર્ગે આવી સર્પ જેવા ભવમાં લગભગ અશક્ય સાધના સાધી પોતાનો આત્મવિકાસ એકદમ સુધારી શક્યો. મહાનુભાવ મહાપુરુષોના ચરિત્રોમા આવી અનુપમેયતા હોય છે સામાન્ય મનુષ્યોના રાહ કરતા એમના રસ્તા તદ્દન જુદા હોય છે અને જનતા તો બેધારી હોય છે જે જનતાએ ભગવાનને આશ્રમને માર્ગે જતા જોઈ એમની મશ્કરી પણ કરી હશે, તેજ જનતા એમની હાર રસ્તો સાફ થતા એમને નમવા લાગતી ગઈ હશે અસાધારણ પુરુષોના જીવન પ્રવાહના આવા અસાધારણ પ્રસંગો જરૂર આવે છે લોકોના ઉપરચોટિયા અભિપ્રાયમા હમેશા સત્યજ હોય છે એમ માનવાનુ કારણ નથી

ક્રોધ પ્રાણીને કેવા વિરૂપ બનાવી મૂકે છે, એ પણ આમા જોવા જેવુ છે આમ પણ મનોવિકાર ભયંકર તો છેજ, પણ ક્રોધ તો વિવેકને ભૂલવી દે છે અને માણસને જનાવરની કોટિમા મૂકી દે છે અને જનાવરને અધમાધમ બનાવી દે છે જાતિ ઝેર રાખનાર સર્પ આ રીતે જન્મની પ્રેરણા ભૂલી જઈ શાંત બની જાય, જગતમા મંગળ બની આવે અને એનાથી ડરનારા એની પૂજા કરે, એ તો અતિ વિચિત્ર વાત, છતા

સ્વભાવ અવલોકન અને માનસી વિદ્યાના અભ્યાસને પરિણામે તન બનવા જોગ હકીકત લાગે છે

વિવેક વગરની પૂજા કેટલું વિપરીત પરિણામ લાવે છે તેથી સારથી પૂજનાર જનતાના લાભનાથી વિચારવા જેવું છે દેખાદેખીથી આપણે પૂજામા વિવેક રાખી શક્યા નથી તે કોઈ પ્રસંગે વિચારવા-ચીતરવા યોગ્ય છે અત્યારે તે માટે સમય નથી

## ચરિત્ર વિચારણાનું રહસ્ય

આવી રીતે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી શ્રી વીર પરમાત્માનું જીવન ખૂબ વિચારવા યોગ્ય છે એમના નયસારના ભવથી માંડીને જે જે પ્રસંગો નોંધાયલા મળી આવે છે તેમાથી ખૂબ નવનીત તારવવા જેવું છે એ ખાલી વાર્તાનું મહાભારત નથી કે કથાઓના જોડાણ નથી એના પ્રત્યેક પ્રસંગ પર બાહ્ય અને અભ્યંતર નજરે વિચાર કરવા યોગ્ય છે અંતર્ દૃષ્ટિએ અને દુન્યવી નજરે એ અભ્યાસ કરવા યોગ્ય છે અને એના પર બરાબર વિચાર કરવામા આવે તો પોતાના આદર્શની સ્થાપના કરવામા એ અનેક લાક્ષણિક ભાવનાઓ પૂરી પાડે એવું એ વિશાળ જીવન છે પર્યુષણપર્વનો ઉપયોગ આપણે એ મહા ઉપકારી નાથ જીવન પર જુદી જુદી નજરે વિચાર કરવામા કરીએ અને આપણી શક્તિ પ્રમાણે એને આપણા જીવન સાથે વણીએ જીવન યાત્રાની મહત્ત્વના આદર્શ તરફ આપણું કેટલું પ્રયાણ થયું છે તેના ઉપર ખાસ કરીને આધાર રાખે છે ભગવાનના સર્વ જીવન પ્રસંગો ખાસ વિચારવા યોગ્ય છે એટલું સામાન્ય રીતે કહ્યા પછી સાથે એટલું વધારે જણાવવાની જરૂર છે કે શ્રી વીર પરમાત્માના ઉપસર્ગોના પ્રત્યેક પ્રસંગ એક એક વિશિષ્ટ વર્ગના અને આદર્શ પૂરા પાડે તેમ છે અને ખૂબ ચર્ચા પ્રેમપૂર્વક માગે છે આપણે આ પર્વને પ્રસંગે એ વિશિષ્ટ મહાનુભાવની એ રીતે બહલાવીએ અને તે દ્વારા આપણો વિકાસ સાધવા પ્રયાસ કરીએ

# સ્વામી શ્રી વિવેકાનંદના પ્રેરણાપ્રદ વિચારો

વ્યાખ્યાતા શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ
B A LL B, Advocate,

चित्रा तु देशनैतेषां स्याद् विनेयानुगुण्यतः ।
यस्मादेते महात्मानो भवव्याधिभिषग्वराः ॥
—योगदृष्टिसमुच्चय : १३४ श्लोक

સ્વામી વિવેકાનંદ ( ઇ સ ૧૮૬૨-૧૯૦૨ ) ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમા માત્ર ૪૦ વર્ષનુ આયુષ્ય ગાળી ભારત વર્ષની મતમાલિકામા પ્રેમી મત તરીકેનું પ્રથમ પદ નોંધાવી ગયા છે તેઓ એક પ્રતિભાશાલી વીર્યવાન્ મહાન્ વ્યક્તિ હતા તેમના ઉપદેશ, વચન અને વ્યાખ્યાન યુવાન પ્રજાને સ્વતંત્ર વિચાર પ્રવાહ પૂરો પાડે છે

તેઓ હિન્દુ ધર્મના પ્રતિનિધિ તરીકે અને આપણા સ્વ વીરચંદ રાઘવજી ગાંધી જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે અમેરીકાના ચિકાગો શહેરમા સન ૧૮૯૩ મા ભરાયેલી વિશ્વધર્મપરિષદમા ગયા હતા અને ત્યા બન્નેએ અમેરિકાની પ્રજાને આર્યતત્ત્વજ્ઞાનથી મુગ્ધ કરી હતી સ્વામી વિવેકાનંદે અમેરિકામા પોતાના પૂજ્ય ગુરૂશ્રી રામકૃષ્ણ પરમહંસના નામના અનેક ‘ મિશનો ’ ( પ્રચાર–આશ્રમો ) સ્થાપ્યા વીરચંદભાઈએ સ્વગુરુ આત્મારામજીની પ્રેરણાથી જૈન ધર્મના મૂલતત્ત્વો સમજાવવા ત્યા વ્યાખ્યાનમાળા આપી–એક સંસ્થા સ્થાપી સ્વામીજીએ અનેક ‘ આનન્દ ’ ના અંતવાળા નામના બ્રહ્મચારીઓ ઉપજાવ્યા, જેમણે સ્વામીના સ્થાપેલા ‘ મિશનો ’ને ત્યાં ના-પ્રફુલ્લ અને પ્રગતિમાન કર્યા, જ્યારે શ્રી વીરચંદને કોઈ બ્રહ્મચારી કે અનુયાયી નાપડ્યો નહિ, તેથી તેમનો પ્રવાહ સુકાઈ ગયો,

મારા મિત્રોને અર્પણ કરું ' ભારતના આત્માનો અર્થ તેના સંતાનોને અને સમસ્ત જગતને સમજાવનાર હિન્દુ ધર્મની સંસ્કૃતિના ખરા પ્રતિનિધિ હતા

તેમનું તત્ત્વજ્ઞાન સામાન્યત પશ્ચિમમાં છે તેમ માત્ર પુસ્તકીયું નહોતું તત્ત્વજ્ઞાન અને ધર્મ એ બે હિન્દુ ધર્મમાં એકાર્થક છે તેના નિચોડને અનુભવ કહેવામાં આવે છે તત્ત્વજ્ઞાનનો અંતિમ ઉદ્દેશ તે સાક્ષાત્કાર છે અને અનુભવનું અંતિમ લક્ષ્ય નિજપરમ આનંદ છે હિન્દુ જાતિની સામાજિક અને આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓના શિખરે પહોંચેલ તે હિંદુ સંન્યાસી સાધુ પરિવ્રાજક છે

વિવેકાનંદનું 'મિશન'-ધર્મપ્રચારકાર્ય બે શબ્દોમાં સમાયું છે શિવ અને સેવા ત્યાગમય-પ્રભુના ચિંતનવાળું જીવન અને માનવસેવા કરવાનું જીવન સર્વ મહાપુરુષોની પેઠે તેમનામાં આત્મશ્રદ્ધા પુષ્કળ હતી તેઓ કહેતા 'ખરેખર મારામાં એટલી બધી શક્તિ છે કે મને લાગે છે આખી દુનિયાને ઉથલપાથલ કરી શકું એક ખોરાક પડે ને ફાટે તેમ સમાજ પર હું પડીશ ને સમાજ મારી અનુયાયી એક શ્વાન માફક થશે સમજદાર એવા પાત્રો માનવી આખા હિન્દમાંથી મને મળે તો હિન્દને મૂળમાંથી હલાવી નાખું ' હું કહીશ તે હિન્દે સાંભળવું જ જોઈશે' આવી પ્રખર આત્મશ્રદ્ધાથી તેમણે ધાર્મિક જુસ્સો અને સેવાની ધગશ ઉત્પન્ન કરી રામકૃષ્ણમિશનનો તે તેનો બેલાનો અને બેલુરનો મઠ તેનો મિશનનો આદર્શ રજૂ કરે છે મઠનો પાયો નાખતી વખતે તેણે કહ્યું હતું કે ને ધર્મને આચારમાં મૂકવા માટે ને જ્ઞાનના સત્કાર અર્થે સંસ્થા છે તેમાંથી હિન્દની આધ્યાત્મિક શક્તિનો પ્રવાહ સમસ્ત જગત્ પર ફરી વળશે.' આપણે ઇચ્છીશું કે તેના ઉત્તરાધિકારીઓ આ ઉચ્ચાદર્શ સિદ્ધ કરવા શીઘ્ર થાય.

આખા વિશ્વને ભારતના અધ્યાત્મવાદથી ઉન્નત કરવાની તેમની મહદ્ અભિલાષા હતી જડવાદ જડવાદથી નહિ જીવાય મૈત્રી વધતા જાય છે

અને માનવોને પશુ બનાવે છે માટે અધ્યાત્મવાદથી જગત્ ઉપર જય મેળવવા જરૂરી છે ' આ અધ્યાત્મવાદમા વિશ્વબંધુત્વ, જૂની ખડખડી ગયેલી નિષ્પ્રાણ ક્રિયાઓ અને પ્રથાઓમા ચેતન ભરી નવુ જીવન્ત સ્વરૂપ આપવુ, નવા સમય અને બદલેલા સંજોગોને અનુરૂપ નવુ જીવન સર્જાવવુ એ તેમનો આગ્રહ હતો

વેદાન્ત અને ઉપનિષદમા, હુ આત્મા છુ, પરમાત્મા છુ અને ધારુ તે કરી શકુ, મારામા બધુ બળ છે એ હુ સ્ફુરાવી શકુ અને જય મેળવી શકુ, એ જાતની ફિલસુફી છે* અને તેવી ફિલસુફી દેશનો ઉદ્ધાર કરે તેમ છે એમ તેમની માન્યતા હતી બળ પ્રાપ્ત કરો એમ તેઓ કહેતા જુઓ તેમનુ કથન —

'એમ દીસે છે કે છે ના હજાર વર્ષોથી પ્રજાકીય જીવનનો મા ! એક ઉદ્દેશ જે રહ્યો હતો તે એ હતો કે આપણને કેમ વધુ ને વધુ નિર્બળ બનાવવા કે છેવટે આપણે ખરેખર પેટે ચાલતા કીડા જેવા થઈ જઈએ, કે જેને કોઈ પણ કચરી શકે માટે મિત્રો ! તમારા એક લોહીવાળા તરીકે તમારી સાથે જીવનાર ને મરનાર તરીકે મને કહેવા દો કે આપણને બળ, બળ અને દરેક વખતે બળની જરૂર છે સ્વતત્રતા–શારીરિક સ્વાતન્ત્ર્ય માનસિક સ્વાતન્ત્ર્ય અને આધ્યાત્મિક સ્વાતન્ત્ર્ય એ ઉપનિષદના મુદ્રાલેખો છે '

ભક્તિપ્રધાન દ્વૈતવાદી ધર્મો એ સામાન્યત પ્રાકૃત લોકસમૂહના ધર્મો છે તે આત્માની નિર્બળતા ઉત્પન્ન કરે છે, વહેમને પોષે છે તેથી તે ધર્મમા પુષ્કળ ઉત્તમ તત્ત્વ હોવા છતા આધુનિક ભારતના ધર્મ થવાને યોગ્ય નથી એમ પોતે માનતા –'હું જાણુ છુ કે કેવી ભવ્યતા

*જૈન દર્શનમા પણ આ પ્રકારની ફિલસુફી છે આત્મામા અનન્ત જ્ઞાન અનંત દર્શન, અનંત વીર્ય રહેલ છે તે જીવ મરી સર્વ કર્મની વર્ગણાને દૂર કરી શિવ મુક્તાત્મા પરમાત્મા બની શકે છે —લે મ૦

કેવા પ્રેમના સાગર કેવા અનંત આનંદમય આશીર્વાદ અને હર્ષ ભક્તિ પ્રધાન દ્વૈતધર્મોના સિદ્ધાન્તોમાં છે આપણા દેશને શેની જરૂર છે? લોઢાના સ્નાયુઓ અને પોલાદના જ્ઞાનતંતુઓની જેની સામે કોઈપણ અંતરાય આવી ન શકે જે વિશ્વના રહસ્યોમાં ઊંડો પ્રવેશ કરી શકે અને જે સમુદ્રના તળીએ જઈને મૃત્યુને ભેટવા જવાનું હોય છતાં પણ પોતાનો ઉદ્દેશ પાર પાડે તેવી જબરજસ્ત ઇચ્છાશક્તિની

ગીતાના શ્રીકૃષ્ણને બાદ કરીએ તો તેમણે શ્રીકૃષ્ણ માટે એક પત્રમાં જણાવ્યું છે કે કૃષ્ણનું વ્યક્તિત્વ એટલું બધું આછુ-ધુમ્મસથી અનિર્ણિત તત્ત્વથી આચ્છાદિત થયેલું છે કે તેના જીવનમાંથી કોઈ જીવનતારક, જીવનને રસાયન પ અંતર પ્રેરણા મેળવવી આજે અશક્ય છે, વળી તે ઉપરાંત હમણાંનો જમાનો નવીન વિચારરીતિઓ અને નવજીવન માગે છે (પૃ ૧૬૭) એટલે ભક્તિ ઉપાસના જપ આદિ કરતાં અદ્વૈતના મર્મની એકતા વિશ્વ બંધુભાવનો આ શું દેશને ઉપયોગી છે તેમાં કોઈને જ્ઞાતિ જાતિ વર્ણથી પોતાથી ઉતરતું કે ચડતું ગણવું હોઈ શકે નહિ વળી આત્મશ્રદ્ધા તે ધર્મ શીખવે છે

તારામાં તું શ્રદ્ધા રાખ અને તેને અવલંબી ઉભો થા અને બળવાન બન તેની જ અમને જરૂર છે આપણે ત્રીસ કરોડ ઉપર છે ના એક હજાર વર્ષથી ગમે તે થોડા પરદેશીઓ આપણને કચડવાની ઇચ્છા કરી આવ્યા તેનાથી શાસિત બન્યા છીએ તેનું શું કારણ? કારણકે તેઓમાં આત્મશ્રદ્ધા હતી, આપણામાં નહોતી મેં પશ્ચિમમાં શું જોયું? ત્યાંના પાદરીઓ ઉપદેશ આપે છે કે મનુષ્ય એક પાપી હતો એવો પાપી કે જે ઉદ્ધાર પામી જ ન શકે ત્યાં ત્યાંના-યુરોપ અને અમેરિકા બંનેના-રાજ્યબંધારણમાં મનુષ્યનો જન્મનો આત્મવિશ્વાસ વસેલો છે એક અંગ્રેજ છોકરો તમને એમ કહે છે હું અંગ્રેજ છું, હું ચાહું તે કરીશ અમેરિકાનો કે યુરોપનો બાળક પણ તેમજ કહેશે અહીંઆ આપણા

છોકરાઓ એમ કહી શકે છે કે ? તે તો નહિ, પણ તેના બાપાઓ પણ તેમ કહી શકતા નથી આપણે આપણા પોતામા વિશ્વાસ ખોઈ બેઠા છીએ "

'ઉભો થા, જાગ્રત થા નિર્બળતાનું હિપ્નોટિઝમ' આવ્યુ છે તેમાંથી જાગ્રત થા, ખરી રીતે કોઈપણ નિર્બળ નથી આત્મા અનંત છે, અનંત શક્તિમાન ને અનંતજ્ઞાની છે ઉભો થા, તારા વ્યક્તિત્વની ખાત્રી કરાવ તારામા રહેલ પરમાત્માની આણ ફેરવ, તેનો નિષેધ ન કર. અતિશય નિષ્ક્રિયતા, અત્યંત નિર્બળતા, અતિવિશેષ 'હિપ્નોટિઝમ' આપણી જાતિમા રહેલ હતા અને રહેલ છે અરે! આધુનિક હિન્દુઓ! 'હિપ્નોટિઝમ' ખંખેરી નાખો! તેમ કરવાનો માર્ગ તમારા શાસ્ત્રોમા છે તું તારો શિક્ષક થા, દરેકને તેનો મૂળ સ્વભાવ શિખવ, સુપ્ત આત્માને તે કેવી રીતે જાગ્રત થઈ શકે તે જાણાવ શક્તિ આવશે, યશકીર્તિ આવશે, સારૂં બની આવશે અને જે કંઈ શ્રેષ્ઠ છે તે સર્વ, સુપ્ત આત્મા ચૈતન્યવાળી ક્રિયા કરતો જાગ્રત થવા લાગી લાગશે "

બળવાન થા એટલે પહેલાં તો શરીર બળીઓ થા માનસિક નિર્બળતા દૂર કરી હિંમતવાન અને આત્મશ્રદ્ધાવાન્ થા, અને આત્મામા રહેલી અનંત શક્તિનો આવિર્ભાવ કરી પ્રચાર—આ સ્વામીજીનું ભારપૂર્વક કથન આપણા દેશબંધુઓ પ્રત્યે છે પહેલા મનુષ્ય—માનવ બન્યા પછી તે માનવોમાથી આપણી પ્રજા ખરી સ્વતંત્ર પ્રજા થશે

સ્વદેશ પ્રત્યે અથાગ પ્રીતિ હતી એટલે તેની સ્થિતિ નિરખી હૃદય બહુ બળતું હતું જાપાન જઈ ત્યાંથી પોતે પત્ર લખ્યો કે —

"હિંદી તરૂણો! તમે જન્મભર મિથ્યા બકનારા, બાહ્ય ડોળ કરનારા છો અને દુનિયામા શૂન્ય છો અહીં આવો ને જાપાનીને નિહાળો, અને પછી ખૂણામા જઈ શરમી! થઈ મો છુપાવો તમે મુગ્ધ લોકો છો તેથી અહીં આવો જ ક્યાંથી? આવો તો તમારી

કારણકે તમારા શાસ્ત્રોમા પરદેશમા પગના મૂકવાની મના કરેલી છે તે તમારી આડે આવે છે જ્યા આજ હજારો વર્ષ સુધી મોટી નિંદ્રા પ્રવર્તી રહી છે અને ન કરી રહેના વહેમોનો જથ્થો ભાર શિર પર હમેશા વધતો જાય છે જ્યા આ ખોરાક સ્પર્શ કરવા લાયક છે કે નહિ એવી એવી મિથ્યા ચર્ચામા હજારો વર્ષો વ્યતીત થયા છે અને જ્યા યુગાંતરો સુધી સાસારિક જુલમ નિરંતર ચાલવાથી સર્વ મનુષ્યજાત દયા નિ ક્ચડાઇ ગઇ છે ત્યા તમે કોણ છો ? અને હમણા તમારી પ્રવૃત્તિ શી છે ? (પૃ ૧૫)"

'પ્રિય બાંધવો ! તમે મનુષ્ય છો એ સુદ્ધા તમે વિસરી ગયા છો જાણો ! અને તમારા ઉપદેશક ભટભિક્ષુઓ બ્રાહ્મણો કે જે હમેશા સુધારણાના કટ્ટા શત્રુઓ છે તેમને લાત મારો, કારણકે તેઓ કદી પણ સુધરવાના કે સુધારવાના નથી, તેમના અંત:કરણો કદી પણ મહાન્ થવાના નથી તેઓ જમાનાઓના વહેમ અને જુલમની ઓલાદ છે આવા વર્ગને પ્રથમથીજ નિર્મૂળ કરો પછી તમે ખરા મનુષ્ય થઇ શકશો તમારા સાંકડા દરોમાથી બહાર નીકળી બીજા લોકો તરફ જરા ડોળા ઉઘાડી જૂઓ અન્ય પ્રજાઓ કેટલી ઝડપથી આગળ વધતી જાય છે ? મનુષ્ય જાતિ પર તમને પ્રેમ છે કે ? તમારી જન્મભૂમિ પર પ્રેમ છે ? જો તેમ હોય તો ચાલો આપણે બધા જે જે વધારે ઉચ્ચ અને સારુ છે તેને માટે જીવનોની મહેનત કરીએ પરંતુ પાછળ જોતા ના અરે ! વહાલામા વહાલા અને નજીકના નજીક એવા સ્વજનોની રડતી બૂમ સાભળો તોપણ પાછળ ન જોતા આગળ વધો !' (પૃ ૧૫-૧૬)

દેશના ગરીબોની સ્થિતિ જોઇ ચિત્તને અતિ દુઃખ થતુ-હૃદય કકળતુ તે માટે એક પત્રમા એ ઉદ્ગાર કાઢતા છે કે —

હિન્દના ગરીબ અને પતિત લોકોની દશા તે હિન્દમા મર્મ સ્પર્શી છે તેમને માટે આપણે શુ કર્યું છે એનો વિચાર

કરતાં ચિત્તમાં દારુણ દુઃખ થાય છે તે નિરાધારોને સંકટમાંથી બહાર નીકળવાની બારી, રસ્તો કે જરા સરખો સંજોગ નથી તેમનો કોઈ મિત્ર-સહાયક નથી તેઓ ગમે તેટલો પ્રયત્ન કરે તો પણ આગળ વધી શકે એવું રહ્યું જ નથી ઉત્તરોત્તર દરરોજ નીચી શ્રેણીમાં પડતા જાય છે આપણા ક્રૂર લોકો તેઓના પર કારી ઘા મારતા જાય છે ને તે એવી છૂપી રીતે કે કઈ દિશાએથી ઘા આવે છે તે સમજાતું નથી ** ધર્માચાર્યોની સત્તા અને વિદેશીઓની આપણા પર જીત એ બેથી તે વર્ગો મૈલાઓ થયા ચગદાઈ ગયા છે—એટલે સુધી કે પોતે મનુષ્ય છે એવું ભાન પણ એમને રહેવા દીધું નથી. આના પરિણામે જ્યાં ત્યાં ગુલામગીરી છે

“આમાં ધર્મનો દોષ મુદ્દલ નથી આ અનર્થના કારણ હિન્દુ ધર્મના તત્ત્વના વ્યાવહારિક સ્વરૂપનો અનુપયોગ, સહાનુભૂતિ-અનુકંપાની ઉણપ અને હૃદયગત ગુણોનો અભાવ છે પરમેશ્વરે એક વખત બુદ્ધ રૂપે આ ભૂમિમાં અવતાર લઈ પ્રેમનું સ્વરૂપ કેવું હોવું જોઈએ તે પોતાના આચારથી—ચરિત્રથી બતાવી આપ્યું પરંતુ આ શિક્ષણના પાઠ આપણે એટલા બધા બહેરા હતા કે સાંભળ્યા નહિ **”

“અસ્તુ! નિરાશ ન થતા ધનવાન પર બિલકુલ વિશ્વાસ ન રાખતા તેઓ જીવતા કરતા વધારે મરેલા છે પ્રભુમાં વિશ્વાસ રાખી ગરીબ પ્રત્યે હૃદયભાવથી ખુલ્લી રીતે આપણાથી બને તે સર્વ કરી છૂટો ** પશ્ચિમના ગરીબ લોક શેતાન છે જ્યારે આપણા દેવદૂત છે, તેથી તેમને ઉન્નત કરવાનું સહેલું છે તેમની એ સેવા કરવાની છે કે તેમને કેળવણી આપવી અને તેમણે ગુમાવેલું વ્યક્તિત્વ વિકસાવવું આપણી પ્રજા અને રાજાઓ—સૌનું આ મહાન કાર્ય છે તેમને વિચારો આપો, તેમની આસપાસ જગતમાં શું થાય છે તે પ્રત્યે તેમની આંખો ખોલો અને પછી તેઓ પોતાની મુક્તિ પોતાની મેળે સાધી શકશે **”

કાર્ય સામાજિક બાબત સાધવાનું નથી અને તેથી વ્યક્તિઓમા બે છે એવો આગ્રહ ધર્મે રાખવાનો નથી, કારણકે ધર્મનો હેતુ અને ઉદ્દેશ આ સર્વ કલ્પિત અને દુષ્ટ ભેદકારી રચનાઓને નિર્મૂળ કરવાનો છે’ (પૃ ૪૭-૪૮)

‘ધર્મની ભરકર ભૂલ સામાજિક બાબતોમા માથુ ઘાલવાથી થઇ છે કેળવણી એ મનુષ્યમા ક્યારના રહેલા સપૂર્ણત્વનો સાક્ષાત્કાર છે, ધર્મ એ મનુષ્યમા ક્યારના રહેલા દીવ્ય ઇશ્વરી તત્ત્વનો સાક્ષાત્કાર છે (પૃ ૪૯)

‘વિકાસને માટે સ્વતંત્રતા એ તો મૂળ પાયો છે તમારા પૂર્વજોએ આત્માને કેવળ સ્વતંત્રતા આપી હતી તેથીજ ધર્મ વિકાસ પામ્યો તેઓએ સમાજને એક બંધનમા નાખ્યો તેથી સમાજ વિકાસ પામ્યો નહિ પશ્ચિમમા આથી ઉલટુજ છે ત્યા સમાજને સર્વ જાતની સ્વતંત્રતા છે જ્યારે ધર્મની બાબતમા તેમ નથી હવે ત્યા પલટાઈ છે, પશ્ચિમમા ધર્મના બંધનો તુટતા જાય છે તેવીજ રીતે પૂર્વમા સમાજના બંધનો તુટતા જાય છે’ (પૃ ૭૦)

હિન્દને ઉન્નત કરવાનો છે તેના ગરીબોને ખોરાક પૂરો પાડવાનો છે કેળવણીનો પ્રચાર કરવાનો છે અને સાધુઓ ( priest craft) થી થતા દુખોનો નાશ કરવાનો છે સાધુઓના પ્રપંચ મટે તો સર્વ સામાજિક જુલમ મટે તેમ છે હિન્દના ધર્મનું મિશ્રણ કરી યુરોપીય સમાજના ધોરણપર તમે તમારી સમાજ બનાવી શકો તેમ છો ? (પૃ ૭૮)

જે ધર્મ કે ઇશ્વર વિધવાના આસુ લુછી ન શકે અથવા માબાપ વગરના નિરાધાર બાળકોના મુખમા એક રોટલીનો કટકો મૂકી ન શકે તેવા ધર્મ કે ઇશ્વરમા મને શ્રદ્ધા નથી ગમે તેટલા ધર્મતત્ત્વો હોય ગમે તેટલુ સુગધિત તત્ત્વજ્ઞાન હોય—છતા

જ્યાં સુધી તે પુસ્તકોમાંજ છે, મુખમાત્રથી ચર્ચાના વિષયરૂપ છે, -એને કાર્યમાં ઉતારેલ નથી, ત્યાં સુધી હુ તેને ધર્મ કહેતો નથી." (પૃ ૭૪) "હુ ગરીબ છુ અને ગરીબને ચાહુ છુ આ લોકોજ તમારો ઈશ્વર છે એમ માનો જેનુ હૃદય ગરીબો માટે દ્રવે છે, તેનેજ હુ મહાત્મા કહુ છુ, નહિ તો તે દુરાત્મા છે" (પૃ ૯૦) "જ્યાં સુધી કરોડો માણસો ભૂખ અને અજ્ઞાનમાં જીવન ગાળશે, ત્યાં સુધી જે માણસ તેઓના ખર્ચે ભણી કેળવાયેલો બન્યો હોવા છતાં, તેમના તરફ થોડામાં થોડું પણ લક્ષ આપતો નથી, તેવા દરેક માણસને હુ દ્રોહી (traitor) ગણુ છુ " (પૃ ૯૧)

સ્વામીજીને સામાન્ય લોકસમૂહમાં રહેલી મૂળગત શક્તિઓ માટે ઉચ્ચ અભિપ્રાય હતો એક પત્રમાં લખે છે કે 'હિંદની એકજ આશા સામાન્ય લોકસમૂહ તરફથી છે ઉચ્ચ વર્ગના લોકો શારીરિક અને નૈતિક રીતે મૃત થએલા છે'

મધ્યમ વર્ગને ઉદ્દેશીને 'પરિવ્રાજક'માં પોતે લખેલ કે -"નવભારત પ્રકટ થાય તે માટે દરેક સ્થળેથી હિંદના બાળકોએ-માનવીઓએ બહાર આવવુ જોઈએ તેમનામાં આશ્ચર્યમુગ્ધ કરે તેવી ચેતનતા છે-મૃત્યુ પણ તેમની સંખ્યા ઓછી કરી શકે તેમ નથી. ક્યાંય ન દેખાતા એવા અદ્ભુત સુસંસ્કારનો વારસો તેમને મળ્યો છે તેઓ શાંત, પ્રેમાળ, સ્નેહાર્દ્ર થઈ નમ્ર ઉદ્યમ અને મિલતી શક્તિથી કાર્ય કરે તો ભૂતકાળના હાડપિંજરામાથી ભવિષ્યનું ભારત ઊભું થાય "

આથી 'ગરીબ, અજ્ઞાન, અશિક્ષિત એ તમારાં પ્રભુ બને, આ બધાની સેવા જ તે ચ્યામાં ઉંચો ધર્મ છે' એમ સ્વામીજીએ જણાવ્યુ

'આપણા દેશમાં નીચ જાતિમાં જન્મનારને કોઈ આગળ વધવાનો ક્રમ નથી અહી (અમેરિકામાં) દરેકને આશાઓ, સંજોગો છે કે જે તો જીવત ગમે છે' અહી દરેક ગરીબને મદદ કરવા આતુર છે

એક પંડિતજી તેની પાસે વેદાન્ત પર ચર્ચા કરવા આવ્યા, ત્યારે તેણે જણાવ્યું "પંડિતજી! દેશ પર પડેલ દારુણ દુઃખને દૂર કરવા અન્નના એક ટુકડા માટે હૃદયભેદક ચીસ પાડનાર ભૂખ્યા દેશજનોને સહાય કરવા પહેલાં પ્રયત્ન કરો અને પછી વેદાન્ત પર ચર્ચા કરવા આવો. ભૂખમરાથી મરતા હજારોને બચાવવા પોતાની સમગ્ર જિંદગી–પ્રાણનું સમર્પણ કરવું–એજ વેદાંત ધર્મનો અર્થ છે"

બીજા એક ઉપદેશકે જણાવ્યું કે દુકાળથી પીડાતાને મદદ કરવી એ ધર્મ નથી કારણકે તેઓ તેમના કર્મને લઈને પીડાય છે આવી સાધુ સન્યાસીની હૃદયશૂન્ય ઉપેક્ષાથી સ્વામીજીએ આપણામાં અસ્તિત્વ ધરાવતી મોક્ષની કલ્પના સામે ખૂબ પ્રહાર કર્યા છે, અને ઉત્સાહ, સક્રિયતા અને સામાજિક સેવાથી ભરેલું જીવન ગાળવાનો સતત ઉપદેશ આપ્યો છે–

"મિથ્યાલાપ કરવાનો સમય નથી. કાર્ય કરો, કાર્ય કરો, બસ કાર્ય કરો!" "જ્યાં જુઓ ત્યાં અતિશય વાતો વાતો ને વાતો જ કરવામાં આવે છે કે આપણે મહાન્ છીએ, આપણે મહાન્ છીએ! આ સૌ મિથ્યાલાપ જ છે આપણે બાયલા છીએ. એજ ખરી વાત છે" "મારા બહાદુર વીરો! કાર્ય કરો, બસ કાર્યમાં જ પરિસમાપ્તિ છે તમારામાં હજુ મારા જુસ્સો–કાર્યોત્સાહ પ્રવેશવા પામ્યો નથી–તમે હજુ મને ઓળખતા નથી!" (પૃ. ૧૦૪, ૧૦૫)

"આત્મભાન કાર્ય કરો. હું તમારી સાથે છું મારા મરણ પછી મારો આત્મા તમારી સાથે કાર્ય કરશે" 'હું પાછું વાળી જોઉં છું તો જણાય છે કે ભાગ્યેજ મેં મારા પોતાના માટે કંઈ કાર્ય કર્યું છે—મારા ખરાબ કામો પણ મારા માટે હતા નથી એટલે મને સંતોષ છે"

"રામાનુજ, શંકર ઇત્યાદિની અતિ સંકુચિતતાવાળા માત્ર પંડિત હતા એમ લાગે છે બીજાના દુઃખ જોઈ આવતો પ્રેમ કે કરુણ હૃદય ક્યાં છે? પંડિતની શુષ્ક પંડિતાઈ—પોતે પોતાના મોક્ષ માટે જ પ્રયત્ન કર્યો

એ શું શક્ય છે? આપણામાં જ્યાં સુધી ... હોય ત્યાં સુધી તે મેળવી શકશો?'

શકરને બુદ્ધના જેવા અદ્ભુત હૃદયનો એક નાનામાં નાનો કકડો નહોતો ફક્ત શુષ્ક બુદ્ધિ હતી"

'આપણે એવા બુદ્ધિશાળી અને બહાદુર વીરોની જરૂર છે કે જે મૃત્યુના ડાચામાં પડવાની હિંમત કરે ને સમુદ્ર તરી જાય ×× મારો શિષ્ય પોતાના વ્યક્તિગત લાભ માટે કશું પણ ન કરે ×× એ મુદ્રાલેખ રાખો (૧) આપણે એવા સન્યાસીઓ છીએ કે જેણે સર્વસ્વ –ભક્તિ અને મુક્તિ અને ભોગવિલાસ–તજેલ છે (૨) નીચાથી તે ઉંચા સુધી–સર્વનું–વિશ્વનું શ્રેય ભલુ કરવુ તે આપણી પ્રતિજ્ઞા છે ×× જગતમાં એકજ માર્ગ છે–' परोपकाराय सता हि जीवित ' ' परार्थे प्राज्ञ उत्सृजेत् '–પરોપકાર માટેજ સજ્જનો જીવન વ્યતીત કરે છે, ડાહ્યાઓ બીજાને માટે સમર્પણ કરે' માનવજાત પરમાત્મા વ્યક્ત થાય છે, કે જે વિશ્વમાં મર્મ કાર્ય કરે છે, આવા પરમાત્માથી અન્ય કોઇ ઇશ્વર ઉંચે કસાઇ બેઠો છે? માટે કાર્ય કરો. "

સ્વામીની કરેલી અમેરિકાવાસી અને હિન્દવાસી મહિલાઓની તુલના બોધક છે —

'અહીં (અમેરિકામાં) મે એવી સ્ત્રીઓ હજારો જોઇ છે કે જેમના અંતઃકરણો બરફ જેવા પવિત્ર અને નિષ્કલંક–શુદ્ધ છે અને તેઓ કેટલી બધી સ્વતંત્ર છે! તેઓજ સામાજિક શહેરી ફરજોને નિયમમાં રાખે છે નિશાળો વિદ્યાલયો અને કૉલેજો સ્ત્રીઓથી ભરચક હોય જ્યારે આપણા દુર્ભાગી દેશમાં સ્ત્રીઓ તેમની આબરૂ સચવાય તેવી રીતે શેરીમાં ચાલી શકતી નથી ×× અને અહીં તેઓ કેટલી બધી ... થાય છે? પચીસ કે ત્રીસ વર્ષની વય પહેલાં કોઈ પરણતી નથી ... પક્ષીઓ જેવી તે સ્વતંત્ર છે તેઓ બજારમાં

ખરી વાત—દુકાન ચલાવવા, કમાવા, નિશાળોમાં અને કૉલેજોમાં જવા ને શિક્ષિકાનું કામ કરવા જાય છે, છતાં કેટલી પવિત્ર રહે છે! જેઓ પૈસે ટકે સુખી છે તેઓ ગરીબોનું ભલું કરવામાં ગુંથાયેલી હોય છે, ત્યારે આપણે શું કરીએ છીએ? કન્યાઓ રખેને મોટી થઈ અનીતિમાન્ બની જાય તે માટે તેને આપણે અગીયાર વર્ષની થાય તે પહેલાં પરણાવી દેવી જ જોઈએ! શું આપણે મનુષ્યો છીએ? બહાના! (પૃ ૩૯) આપણી કન્યાઓ તરુણી બને તે પહેલાં માતાઓ બને છે. આપણે ભયંકર પાપીઓ છીએ અને આપણું અધઃપતન ત્યાં સુધી થયું છે કે સ્ત્રીઓને તિરસ્કરણીય નર્કદ્વાર વગેરે કહી વગોવીએ છીએ × × શા માટે આપણો દેશ બધા દેશોમાં સૌથી નિર્બળ અને પાછળ છે?—કારણ કે આપણે શક્તિને અવહેલનામાં રાખીએ છીએ "

સ્વામીજી અમેરિકની સ્ત્રીને આટલા ઉંચા સ્થાને મૂકે છે, છતાં જ્યારે એક અમેરિકાની સ્ત્રીમિત્રે ખ્રીસ્તી પાદરીઓ અંગે વધુ સાવધાની રાખવા સલાહ આપી ત્યારે તેમણે જુસ્સાદાર વાક્ય લીધો કે —"તમે ભલા દયાળુ છો, બધુંએ ખરું, પણ તમે સંન્યાસીઓ પાસે બાળકો છો"

વિવેકાનંદને પોતાના ગુરુ પરમહંસ રામકૃષ્ણ પ્રત્યે અતિશય પૂજ્ય ભાવ હતો, છતાં તે જાણતા હતા કે શ્રદ્ધા અંધ ઝનૂનમાં, જ્ઞાન શુષ્ક વાદમાં અને ભક્તિ અર્થહીન આવેશમાં પરિણમે છે "શ્રદ્ધા, જ્ઞાન અને ભક્તિ એ સર્વેની એકતાનતા આવશ્યક છે રામકૃષ્ણમાં એ એકતાનતા હતી ×× હિન્દના સર્વ પ્રાચીન ધાર્મિક વિચારની તે પ્રતિમા હતા" જો કે પોતાના ગુરુ પ્રત્યે પૂજ્યભાવ હતો છતાં તેનો ઉપદેશ પોતાના ગુરુભાઈઓને રામકૃષ્ણ પંથ સબંધી સંપૂર્ણ રીતે સંગીન હતો અને તે બતાવે છે કે જે ભક્તો રામકૃષ્ણને સાક્ષાત્ ઈશ્વર તરીકે પૂજતા તે કરતાં વિવેકાનંદ ઉચ્ચ કક્ષામાં હતા તે જણાવતા કે "રામકૃષ્ણે એવો આદેશ મને કદી આપ્યો નથી કે તેની પૂજા કે એવું કંઈ પણ કરવામાં આવે. હું અગણ્ય મતોથી ભરેલા આ જગતમાં એક નવો

મત-પંથ કાઢવા જન્મ્યો નથી " × × હુ માગ ગુરૂના નામનો દાસનો પણ દાસ છુ પરતુ સાકડી ધર્માધતા તેમના સિદ્ધાંતોની આડે આવે છે અને તેથી હુ સામો થાઉ છુ હુ તો એમ ઇચ્છુ કે ભલે તે ગુરૂના વ્યક્તિત્વને અધકારમા ડુબાવી દો પણ તેમના ઉપદેશોને ફેલાવતા રહો."

' રામકૃષ્ણના જીવનવૃત્તાન્તની રૂપરેખા લખો પણ તેમા સર્વ ચમત્કારોને ખાસ કાળજી રાખી દાખલ કરતા નહિ ×× (પૃ ૫૦) તેવી ચમત્કાર-કથાઓથી અને તે લખનારા મૂર્ખાઓથી આપણે મ તર દૂર રહેવાની હું શીખામણ આપુ છુ ×× મહાન્ સતો જગત્ માટેના ખાસ સદેશ લઈ આવે છે પોતાના નામ માટે આવતા નથી પરતુ તેમના અનુયાયીઓ તેઓના ઉપદેશોને ફેંકી દઇ તેમના નામો ઉપર લડે છે-આ આખા જગતનો ખરો ઇતિહાસ છે ×× તે ગુરુનું ચારિત્ર તેના ઉપદેશો, તેના ધર્મનો પ્રચાર કરો આ એક માત્ર આધ્યાત્મિક પ્રવૃત્તિ એક માત્ર પૂજા છે ×× તે જે શીખવવા આવ્યા તેનો ફેલાવો કરો તેના નામની દરકાર ન કરો-તે તો એની મેળે ફેલાશે સીધી રીતે તેને ગુરૂ સ્વીકારવાનુ બીજાને કહેશો તો તે પથ જુદો બનશે ને તેથી બધુ જમીનદોસ્ત થશે ×× પરમહસ એક ઇશ્વરાવતાર હતા એવુ એવુ વ્યાખ્યાન કરવુ અનાવશ્યક છે જગતનું શ્રેય કરવા તે આવ્યા હતા, પોતાના નામની પ્રસિદ્ધિ માટે નહિ જ ×× લોકો વ્યક્તિને માગે છે, ઉચી કક્ષાના માનવી સિધ્ધાતો ચાહે છે આપણે બન્ને ઇચ્છીએ છીએ પણ સિધ્ધાંતો વિશ્વ વ્યાપક છે પણ વ્યક્તિઓ તેવી નથી માટે સિદ્ધાંતોને વળગી રહો.

સમુદ્ર-પર્યટન સ્મૃતિઓએ કલિયુગ માટે નિષિધ્ધ કરેલ છે, છતા તે પ્રશ્નનુ નિરાકરણ થઈ ગયુ છે છતા સ્વામીના વિચારો તે પર શા હતા તે જાણવુ ઠીક થશે એક ઉતારો જાપાનના પત્રમાથી અપાઇ ગયો ... એ છે કે — હુ પોડીચેરીમા હતો ત્યારે એક પડિત સાથે ...મન સબધી આપણે ચર્ચા કરતા હતા તે યાદ હશે હુ તો

તે 'પતિતના પશુતુ'ના હાવભાવ અને '**कदापि न**' એ શબ્દો કદી પણ ભૂલી શકીશ નહિ તેઓને ભાન નથી કે હિન્દ એ જગતનો ઘણો નાનો ભાગ છે, અને સર્વ જગત્ હિન્દની સુદૃઢ ભૂમિ પર પેટે ચાલતા એવા ત્રીશ કરોડ કીડાઓ ઉપર તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, અને તેના પર જુલમ કરે છે ( પૃ ૨૨-૨૩ ) × × હુ ઓછામા ઓછુ એટલુ તો ઇચ્છુ છુ કે ઓછામા ઓછા દશ લાખ હિન્દુઓએ આખી દુનિયાની મુસાફરી કરી હોય તો કેટલુ સારૂ !"

કલકત્તાના શહેરીઓએ આપેલ માનપત્ર-કરેલ ઠરાવોની નકલ મળતા ન્યુયોર્કથી પોતે જણાવ્યુ હતુ કે ( પૃ ૮૯ ) "મને સપૂર્ણ પ્રતીતિ થઇ છે કે—કોઇ પણ વ્યક્તિ કે પ્રજા, બીજી વ્યક્તિ કે પ્રજાનો સમાગમ રાખ્યા વગર, પોતાનુ અસ્તિત્વ જાળવી શકે નહિ, અને જ્યારે જ્યારે તેવો પ્રયત્ન મહત્તા, રાજ્યનીતિ કે પવિત્રતા એવા અસત્ય ભાવોના નામથી કરવામા આવ્યો છે, ત્યારે ત્યારે તેનુ પરિણામ એકલા પડી જવામા સર્વથા ભયકર નીવડયુ છે મારા વિચાર પ્રમાણે હિંદની પડતી, અને ઉત્તરોત્તર અધોગતિનુ પ્રબળ કારણ પ્રજાની આસપાસ રૂઢીરૂપી દીવાલ ઉભી કરી છે તેજ માત્ર છે તે રૂઢીનો પાયો બીજા પ્રજાનો તિરસ્કાર છે, અને પ્રાચીન સમયમાં આ રૂઢીનો ખરો ઉદ્દેશ હિંદુઓને આસપાસની બૌદ્ધ પ્રજાઓના સસર્ગમાં આવવા ન દેવા એજ હતો. આ વાતપર ઢાકનુ તેમજ પ્રાચીન 'અન્દપાન્ડિત્ય' ગમે તે પડદો નાખવા પ્રયત્ન કરે, પણ તેનુ ખરૂ પરિણામ, કોઇ પણ માણસ પોતાની જાતને હલકી પાડયા વગર બીજાને ધિક્કારી શકે નહી-એ નૈતિક કાયદાના ન્યાય અનુસાર, એજ આવનાર છે કે, પ્રાચીન જાતિઓમા જે સૌથી અગ્રપદ ધરાવતી તે હમણા કહેણીરૂપે થયેલ છે—અન્ય પ્રજાઓમા તિરસ્કરણીય થઇ પડી છે જે કાયદાને શોધી કાઢવામા, અને ઉંડી રીતે તપાસી જોવામા આપણા પૂર્વજો પ્રથમ હતા, તે કાયદાનુ ઉલ્લંઘન કરનાર તરીકે આપણે પોતેજ બીજાના પદાર્થપાઠ બન્યા છીએ

આપો અને લ્યો–આપ લે કરવી–એ કાયદો છે, અને જો હિંદ પોતાને ફરીવાર ઉન્નત કરવા ચાહતુ હોય તો તેણે પોતાના ખજાનાને બહાર લાવી પૃથ્વીની અન્ય પ્રજાઓમા વિશાળતાથી ફેલાવવાની ઘણીજ જરૂર છે અને તેના બદલામા બીજાઓ જે કાંઇ તેને આપે તે ગ્રહણ કરવા માટે તત્પર રહેવાની જરૂર છે વૃધ્ધિ એ જીવન છે, સંકોચ તે મૃત્યુ છે પ્રેમ તે જીવન છે, તિરસ્કાર તે મૃત્યુ છે જે દિનથી આપણે બીજી જાતોને ધિક્કારવા લાગ્યા તે દિનથી આપણે આપણુ મોત ઉભુ કીધુ છે, અને જ્યા સુધી વૃધ્ધિ કે જીવન છે, તે પ્રત્યે આપણે ફરીવાર ન જઇએ, ત્યાં સુધી આપણુ મૃત્યુ કોઇપણ અટકાવી શકે તેમ નથી તેથી દુનિયાની સર્વ જાતો સાથે આપણે અવશ્ય મેળાવુ જોઇએ અને જે દરેક હિંદુ પરદેશમાં મુસાફરી કરે છે તે, જે સેંકડો મનુષ્યો વહેમ અને સ્વાર્થના પૂતળા થઇ "બીડના કુતરા"ની પેઠે ન ખાય ન ખાવા દે–એવી પધ્ધતિ પર પોતાના જીવનનુ નિશાન રાખે છે તેના કરતા ઘણુ વધારે હિત પોતાના દેશ પ્રત્યે બજાવે છે ' (પૃ ૮૨–૩)

આપણા અતડાપણાનુ પરિણામ કૂપમંડૂકની સ્થિતિ છે, કે જે સાથે સ્વામીજી કહે છે કે આપણે જેવા કૂપમંડૂક છીએ તેવા જગતમાં ક્યાય મને સાપડ્યા નથી કોઇ પરદેશમાથી ગમે તે નવુ આવે તે ગ્રહણ કરવાને અમેરિકા પહેલુ આવશે પણ આપણે? અરે આર્યલોહીના માનવીઓ તે આપણે–એના જેના જગતમા ક્યાય નથી."

અમેરીકાવાસીની આધ્યાત્મિક બાબતો પરની વલણ સબંધી સ્વામીજીના કથન લક્ષમાં લેવા જેવા છે – 'આ મહાન્ પ્રજા જે આધ્યાત્મિક્તા હિંદુઓની એક સ્થાપિત બડાઇ છે તે પ્રત્યે ઝડપથી પ્રગતિ કરી રહી છે બધા ઉન્નત વિચારોનો પ્રચાર કરવા માટે આખા જગતમા અહીં

પશ્ચિમમા કાર્ય કરવા પ્રગે વધુ થાય છે" (પૃ ૧૨૪) "અહી હજારો લોકો આગ ભાવગો ચિત્ત દઈને સાંભળે છે અને સમજે છે અને આ હજારો લાભ પામે છે પણ હિં૰ માટે તમે તેમ કહી શકશો?" "અહી વિદ્વાનોના સમાજમા રહેવાનુ બને છે અને ત્યા મૂર્ખાઓની સોબતમા રહેવુ પડે–આમ બન્ને વચ્ચે ઉત્તર ક્ષિણ ધ્રુવ જેટલુ અતર છે આ દેશના લોક વ્યવસ્થાપૂર્વક માર્ગ કરે છે, જ્યારે આપણા હાથ ધરેલા કાર્યો આળમ કે જેને ખોટી રીતે ત્યાગવૈરાગ્યનુ નામ અપાયુ છે તેની અને અદેખાઇની સામે અથડાઈ ધૂળમા મળે છે"

હિંદના લાક્ષણિક ગુણોમા રહેલ ખામીઓનો સ્વામીને સ્પષ્ટ ખ્યાલ હતો તેમા સૌથી વધુ સ્થાન તેમણે અદેખાઇને આપ્યુ છે–"અદેખાઇ–એ તો આપણા પ્રજાકીય વર્તનમા શાપ સમાન છે, અને તે ગુલામોમા સ્વાભાવિક રીતે દૃષ્ટિગત થાય છે (પૃ ૫૦) 'પશ્ચિમવાસીઓના વિજયની મુખ્ય ચાવી એકત્ર થવાની શક્તિ છે" (પૃ ૮૮)

એ બતાવે છે કે તેઓ એક બીજા પ્રત્યે સપૂર્ણ વિશ્વાસ રાખી આજ્ઞાધારકના સેવે છે જે નેતા થવા ચાહે તેણે આજ્ઞાન્તિ થવાનુ શીખવુ જ જોઇએ. તેઓ જણાવે છે કે–' આપણી પ્રજાનું સમસ્ત લક્ષણ છે, સ્વાહી પરાધીનતા છે તમે તમારી જાતને સહાય ન કરી શકો તો તમે ઉગરવાને માટે લાયક નથી." "આ મૃત દલનરમા–ક જે લગભગ સર્વ નૈતિક મહત્ત્વાકાક્ષા પ્રત્યે જડ–બની ભવિષ્યની શક્યતા બગુી નિશ્ચેતન–મૃત પિંડમા તમે પ્રાણ મૂકી શકશો?" (પૃ ૮૮)

'હુ જાણુ છુ, મારા પુત્રો કે મારે આવીને તમારા ટોળામાથી અગ્ર મનુષ્યોને ઉપજાવવા પડશે હુ જાણુ છુ કે હિંદમા ફક્ત સ્ત્રીઓ અને ગાયવાઓ વસે છે યાદ રાખો કે મહાન પરિણામો મહાન ધૈર્ય, મહાન સહનશીલતા અને મહાન પ્રયત્નોથીજ પ્રાપ્ત થાય છે" 'મહાન કાર્યો માત્ર શૂરવીરો જ કરી શકે છે, નહિ કે બાયલાઓ' (પૃ ૧૧૧–૧૨૭)

વિશ્વમા એવી કોઈપણ શકિત–સત્તા નથી કે જે કોઇપણ મનુષ્ય જે કઈ મેળવવા લાયક હોય તેને તેનાથી દૂર રાખી શકે' ( પૃ ૮૪ )

"જે સ્વતંત્રતા આપના તત્પર નથી તે સ્વતંત્રતા મેળવવાને પાત્ર નથી ધારો કે અંગ્રેજો તમને બધી સત્તા આપી દે અરે! તે સત્તાઓ તો બીજા લોકોને નીચા રાખવામાટે–દાબવામાટે વપરાશે માટે તે સત્તા તેમને મળવી ન જોઇએ. ગુલામો બીજાને ગુલામો તરીકે રાખવામાટે સત્તા ચાહે છે" ( પૃ ૭૯ )

જોકે આ ઘણે અંશે સત્ય છે, છતા આપણે એ ભૂલવુ ન જોઇએ કે 'જે આપણીપાસે છે' અને 'જે આપણેપાસે નથી' એ બે વચ્ચે સત્તાનુ યુદ્ધ હિંદમા ચાલુ છે એમજ નથી અને જેના અભાવે વિવેકાનન્દ દુઃખથી જણાવે છે કે વિજય નથી મળતો તે વિજયની આવશ્યક સ્થિતિઓ ઉત્પન્ન કરવાના સ્વતંત્રતા તે ખાસ જરૂરની છે

ભૌતિક સંસ્કૃતિની જરૂર છે સ્વામીજી જણાવે છે કે 'ભૌતિક સંસ્કૃતિથી વિરૂદ્ધ આપણે મૂર્ખ બની બોલીએ છીએ, કારણ કે દ્રાક્ષ ખાટી છે–મળી શકે તેમ નથી માટે એક વખત આ બધી મૂર્ખ વાતને પણ કબૂલ રાખીએ, તો આખા હિંદમા ધારોકે એક લાખ ખરા ધાર્મિક–આધ્યાત્મિક સ્ત્રીપુરૂષો છે હવે તેટલાની આધ્યાત્મિક સ્થિતિમાટે શુ ત્રીસ કરોડ માણસોની પ્રજાએ જગલી દશામા અને ભૂખે મરતા પડી રહેવુ? શામાટે કોઇએ ભૂખે મરવુ? હિંદુઓ મુસલમાનોથી જીતાયા તેનું શુ કારણ? તેનુ કારણ હિંદુઓનું ભૌતિક–જડવાદી સસ્કૃતિનુ અજ્ઞાન છે તેઓને દરજીએ બનાવેલા કપડા પહેરવાનુ પણ મુસલમાનોએ શીખવ્યુ ગટરની ધૂળ ખોરાકમા ભેળ ના વગર–શુદ્ધ સ્વચ્છરીતે ખાવાનુ હિંદુઓ મુસલમાન પાસેથી શીખ્યા ભૌતિક સસ્કૃતિ, બલ્કે મોજશોખપણ ગરીબોની રોજી જાગે તે માટે જરૂરના છે રોજી! રોજી! જે પ્રભુ અહીં મને રોજ–રોટલી ન આપે પણ સ્વર્ગમા શાશ્વત સુખ આપે તે પ્રભુને હુ માનતો નથી" ( પૃ ૭૮ )

તો એમ દલીલ કરાય છે કે અમારો ધર્મ ઉઘો વળે છે " કેવા પ્રકારનો ધર્મ તેમનો છે કે જેઓ પોતાની પુત્રીઓ તારુણ્ય આવે તે પહેલા માતાઓ થાય તેમ જોવા ઇચ્છે છે અને તે માટે વૈજ્ઞાનિક ખુલાસાઓ આપે છે? ઘણા વગી મુસલમાનો પર દોષારોપણ કરે છે તેઓ ખરખર દોષિત છે! પણ ગૃહ્ય સૂત્રો પૂરા વાચી જુઓ અને તેમા કન્યાને પરણવાની વય જે કહી છે તે જુઓ આનો નિષેધ કેવી રીતે કરી શકશો'

સ્વામીજીએ હિંદુ જાતિની પ્રાચીન સંસ્કૃતિ અને મહાન્ સિદ્ધિઓનુ જેટલું પૂરું જ્ઞાન અને તે પ્રત્યે ઉંડો આદર હતો તેટલો હાલના જમાનાના કોઇપણ હિંદુને નહિ હોય અને છતા સ્વામી એવા મજબૂત મતના હતા કે ભવિષ્યનું હિંદ પ્રાચીન કરતા વધુ મહાન્ થશે "હિંદનો ભૂતકાળ નિર્વિવાદપણે મહાન્ હતો પરંતુ હુ અંત કરણપૂર્વક માનું છુ કે ભવિષ્યકાળ તેના કરતા પણ વધારે વિજયવતો થશે! (પૃ ૮૪) ' પ્રાચીનકાળમા ઘણી સારી વસ્તુઓ હતી, પણ સાથે ખરાબ વસ્તુઓ પણ હતી, સારી વસ્તુઓ રાખવાની છે પણ હવે પછીનુ ભવિષ્યનુ હિંદ પ્રાચીન હિંદ કરતા વધારે મહાન્ બનવુ જોઇએ જ "

ભૂતકાળના અર્થહીન કીર્તિગાન અને પશ્ચિમની સસ્કૃતિ સામે અંધ વિરોધ ગૃહસ્થ જીવનની આકરી ફરજોથી ભાગી છૂટવા માટે સસારની અસારતાનુ ખોટુ બહાનુ કાઢવુ, આપણી વર્તમાન સામાજિક અને નૈતિક સુસ્તી વગેરે માટે વિવેકાનન્દે પોતાનો સખત પ્રહાર કરી વિરોધ બતાવ્યો છે —

' જે માણસ ' મારે કઈ શિખવાનું રહેતુ નથી ' એમ કહે છે તે મૃત્યુના માર્ગે જાય છે જે પ્રજા એમ કહે છે કે અમે બધુ જાણીએ છીએ તે નાશના સીમાડા પર ઉભી છે ' જીવો અને શીખો—શીખવા માટે જીવો. ' ' શીખવાની વસ્તુને આપણી જરૂરીઆતોને અનુકૂળ કરી નાખવી જોઇએ અને જાતિની બુદ્ધિનો ખરો અર્થ જાળવી રાખવો

જોઇએ વળી આપણે બીજું બધું શીખવું જ જોઇએ આ રીતે જે કંઈ વિદેશી પ્રજાઓએ આપણને શીખવવાનું છે તે સર્વ આપણે શીખવું જ જોઇએ પણ તે આપણું પ્રજાકીય ચારિત્ર્ય કાયમ રાખીને અને તે જે શીખવે તેને આપણી જરૂરીઆતો સાથે અનુકૂળ કરીને ”

“ આપણો પ્રજાકીય વારસો સૌથી અગ્રસ્થાને દૃષ્ટિસમીપ રાખવો જોઇએ, અને આપણે આ ખજાનાઓ સામાન્ય જનતાથી લઇને બધાની જાણ માટે બધા પાસે લાવી મૂકવા જોઇએ તેજ સમયે આપણા સર્વ દ્વારો નિર્ભયતાથી ઉઘાડા રાખવા જોઇએ. બધી દિશાઓથી પ્રકાશ ભલે આવે પશ્ચિમ ભલે પોતાના આજી નાખે તેના કિરણોથી આપણો પૂરતી માફક ભરી દે જે નિર્બલ અને દૂષિત છે તે મૃત્યુને આધીન થાય છે— તો તેને વળગી રહીને શો લાભ છે? જે ઉત્સાહપ્રેરક અને બલદાયક છે તે અમર છે, તેનો કોણ નાશ કરી શકે તેમ છે?

‘તમારી ફરજ બજાવો, ખોટું કરો મા, બીજા પર જૂલમ કરો નહિ, તમારી જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમા બીજાનુ ભલુ કરો પરંતુ ગૃહસ્થને માટે તો અન્યાય સહન કરવો એ પાપ છે તેનો પ્રતિકાર તુર્ત જ કરો વિશેષ ઉત્સાહથી ધન કમાઓ તમારા કુટુંબ અને આશ્રિતોને નિભાવો, પરોપકારી કાર્યોમા મગ્ન રહો જ્યાસુધી તમે આ નહિ કરો ત્યાસુધી તમે માણસની ગણત્રીમા પણ નથી—તો પછી મોક્ષ કેવી રીતે મેળવી શકશો?’

અંતે વિવેકાનંદે જે ચેતવણી અને ઉપદેશ સહિત ઉત્તમ વાતો જણાવી છે અને હિંદને તેમણે જે સંદેશ આપ્યો છે તેની કુચી છે તે જણાવીશુ

“કપટકળાદ્વારા કોઇપણ મહાન્ મેળવી શકાશે નહિ પ્રેમ, સત્યાગ્રહ અને અનંત બળથી દરેક વસ્તુ મેળવી લેવાય. માટે તમારા પ્રયત્નોમા મર્દ બનો.”

"તું વીર! હિંમત ધર. તું એક હિન્દી છો તેનું અભિમાન રાખ-અભિમાનમાં કહે કે 'હું એક હિન્દી છું, દરેક હિન્દી મારો ભાઈ છે' ભાઈ! એમ કહે કે 'હિન્દની ભૂમિ મારું ઉચ્ચામાં ઉચ્ચ સ્વર્ગ છે હિન્દનું કલ્યાણ તે મારું કલ્યાણ છે' અને રાતદિન એવી પ્રાર્થના કર કે 'ઓ પ્રભુ! ઓ વિશ્વમાતા! મને મર્દાનગી માટે પાત્ર બનાવ- ઓ બળજનની! મારી નામર્દાઈ લઈ લે અને મને મર્દ બનાવ."

[આ વ્યાખ્યાન માટે સાધનો—મેં અનુવાદ કરેલા 'સ્વામી વિવેકાનન્દના પત્રો' (પ્ર૦ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય) કે જેની પ્રથમ આવૃત્તિના પૃષ્ઠો આમાં ટાંક્યા છે અને મૉડર્ન રીવ્યુના મે અને જુન ૧૯૧૯ ના અંકોમાં 'સ્વામી વિવેકાનન્દ' એ લેખ છે. વિશેષ પરિચય કરવા ઇચ્છનારે તેમના સદુપદેશો પત્રો અને જીવનવૃત્તાંત (Life of Swami Vivekanand by his Eastern and Western disciples) કે જે ચાર 'વાલ્યુમ'માં બહાર પડેલ છે તે વગેરે વાંચી જવા.]

—મોહનલાલ દલીચંદ દેશાઈ.



# જૈન ધર્મ અને નિવૃત્તિમાર્ગ.

[ વ્યાખ્યાતા —પંડિત શ્રી દરબારીલાલજી ]

એ ન એક માતાએ એના આળસુ પુત્રને કહ્યુ —'બેટા! આમ નાગમમા જીદગી કેમ જશે? આમ આપણો ગુજારો કે થશે? પૈસા પેદા કરવા બજારમા જતો જા દુકાને દુકાને ફર. ખૂબ મહેનત કર '

પુત્ર માતૃભક્ત ને આજ્ઞાકારી હતો આજ્ઞાનુસાર બજારમા જવા માંડ્યો દુકાને દુકાને ફરી બુટના તળીયા ઘસી નાખ્યા છતા એને કઇ મળ્યુ નહિ એટલે પરિશ્રમ અધુરો માનીને એક જગ્યાએ દ૦ પીસવા માંડ્યો અને બેડકા પણ લગાવી દીધી આ રીતે માતાની આજ્ઞાઓનુ એણે અક્ષરશ પાલન કર્યું, પણ આજ્ઞાંકિત છતા બુદ્ધિ હીન પુત્રને જોઇ માતાએ આસુ સાર્યા

મ હાવીર પ્રભુ પુરુષ હોવાથી લાગણે પિતા મનાય છે, પણ એમનો જન પ્રેમ એટલો હતો કે મેકડો માતાઓથી પણ વિશેષ એમને માનના જોઇએ એમણે એકવાર પોતાના આજ્ઞાંકિત અને ભક્ત અનુયાયીઓને કહ્યુ 'પુત્રો! નસારની સ્વાર્થ જાળમા ફસાઇને નથી તમે પોતાનુ કાઇ હિત કરી શકતા અને એથી જગતનુ હિત કરવામા અવરોધ રહે છે તો તમે કઇક ત્યાગ કરો અને નિવૃત્ત બનો.'

આજ્ઞા કરી કહેવડાવતા ભગવાનના અનુયાયીઓએ પ્રભુની આજ્ઞા માથે ચડાવી અને ખૂબ ત્યાગ કરી નાખ્યો—એટલો બધો કે પ્રેમ સેવા, કર્તવ્ય આદિ પણ છોડી દીધા ત્યાગ શા અર્થે છે એ એમણે વિચાર્યું નહિ. નિવૃત્તિ કઇ ધર્મ નથી પરંતુ એ કોઇ પ્રવૃત્તિની પૂરોગામી છે નિવૃત્તિ નો માત્ર વ્યાધિની દવાની અને એટલા માટે કે જગત હિતાર્થે પ્રચંડ પ્રવૃત્તિ આદરી શકાય. પ્રવૃત્તિહિન નિવૃત્તિ માનવીને પત્થર શો જડ બનાવે છે

પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને એકજ સિક્કાની બે બાજુ છે સિક્કાની બન્ને બાજુઓ જળવાઈ રહેવી જોઇએ એક બાજુથી ઘસાઇ ગએલો સિક્કો ચાલતો નથી આ રીતે દરેક ધર્મમા આ બન્ને બાજુઓ છેજ ધર્મના ઉદ્દેશને પરિપૂર્ણ કરવા બન્ને અંશો હોવા જરૂરી છે ધર્મ છે સુખાનંદ સારૂ 'મૌજ" શબ્દ મારો નથી લાગતો માટે 'કલ્યાણ" વાપરીએ છીએ પણ શબ્દ ગમે તે હો ધર્મ છે તો સુખને માટેજ, નહિ તો એ આટલી અગત્ય આપણે શા માટે આપત ?

સુખ મેળવવા આપણે બે કામ કરવા રહ્યા દુઃખ દે એવા સાધનો હટાવી સુખના સાધનો વધારવા એ પહેલું કાર્ય કેવળ ભૌતિકજ નહિ પણ દયા પ્રેમ, પરોપકાર પણ સુખના સાધન છે એને માટે આપણી પ્રવૃત્તિ કરવાની છતાં બધા દુઃખો દૂર થશે નહિ નાના મ્હોટા કંઇક તો રહીજ જશે એને સારૂ આપણે સહિષ્ણુતા કેળવવી રહેશે દુઃખોથી નિર્લેપ બનતા શિખવું પડે.

રસ્તા પર ચાલવા આપણે બે કાર્ય કરીએ છીએ પહેલું કાર્ય સડક બનાવવાનું જેથી એમા કાંટા કાંકરા ન રહે અને ચાલવું સુગમ પડે છતાં પૃથ્વી પર તમામ માર્ગો આપણે સડક બનાવી નથી શક્તા અને બનાવેલી સડકો પર પણ કાંટા કાંકરા તો રહેજ છે એટલે આપણે બુટ પહેરી લઇએ છીએ આ રીતે કેટલાક જગત સુધારે છે કેટલાક પોતાની જાતને સુધારે છે ત્યારે જ આપણે સુખમાર્ગ પર ચાલી શકીએ છીએ. પહેલામા પ્રવૃત્તિથી કંઇક વિશેષ રહ્યું છે બીજામા નિવૃત્તિથી કંઇક વિશેષ છે આમ ધાર્મિક પ્રવૃત્તિ નિવૃત્તિ ભળી છે એકલી નિવૃત્તિ નમાલી છે એકલી પ્રવૃત્તિ નિરર્થક છે એકલી નિવૃત્તિ જડતા છે એકલી પ્રવૃત્તિ શેતાનીયત છે

કેટલાક નિવૃત્તિને ધર્મની કસોટી માનીને ઘણા જૈનો આપણા ધર્મને નિવૃત્યાત્મક કહે છે આ કસોટી પ્રમાણે તો જે જેટલો કર્તવ્યહિન

એ એમની દષ્ટિએ એટલો મોટો સાધુ મનાય ! ઉપવાસ આદરીને ભાળસુ પડ્યો રહેનાર મોટો સાધુ ! દુનિયાથી જે દૂર નાસે તે પરમ સાધુ ! એ પ્રકારના આ સાધુઓના કાર્યથી જગતને શો લાભ થાય છે કે કોનુ કેટલુ સુખ વધે છે એ કોઇ વિચારતા નથી જૈનોની તો નહિજ પણ કોઇપણ ધર્મની સાધુતાની આ વ્યાખ્યા નથી સીધી, સરળ ને નિર્દોષ વ્યાખ્યા સાધુતાની એ છે કે જે ઓછામા ઓછુ લઇને વધારેમા વધારે આપે તેજ સાધુ છે પછી તે રાજા શેઠ કે ભિખારી પુરુષ - સ્ત્રી, ગૃહસ્થ કે ત્યાગી, આચારનો ચોક્કસ નિયમપાલક કે નહિ પાળનાર, નાગો હો કે ઓઘો રાખતો હો મુહપત્તી રાખતો હો કે ખમીસ કોટ પહેરતો હો—ગમે તે હો પણ જે દુનિયાને વધારેમા વધારે આપી દુનિયા પાસેથી ઓછામા ઓછુ લેતો હોય તે સાધુ છે

જૈન શાસ્ત્રમા મહારાજ ભરત, કૂર્માપુત્ર વિગેરેના જે દષ્ટાંતો છે તે ગૃહિલિંગ ભલે હોય, પણ એને અપવાદ માનીને એની ઉપેક્ષા કરવા માટે તો નથીજ કમ્પાસની સોય પર પ્રભાર પાડીને માર્ગ નિર્દેશક ધ્રુવ તારા જેવા એ આપણને માટે છે આપણી મઝારી મનુષ્યયાત્રાના માર્ગે એ દિવાદાંડી જેવા છે એની ઉપેક્ષા કરીશુ તો આપણે પોતાને ડૂબાડીશુ

જૈન ધર્મની નિવૃત્તિ ને સાધુતા એ આપણને સમજાવે છે જ્યારે ઘરમા રહીને, ગૃહસ્થ વેશમા પણ કોઇ કેવળી બની શકે અને કેવળી—થઇ ગયેલાને પણ પોતાના માબાપની સેવા કરી શકે તો સાધુઓએ ગરીબોની-ગૃહસ્થોની સેવા ન કરવી જોઇએ ? જે કાર્યોથી કૂર્માપુત્રનુ કેવળજ્ઞાન ન્હોતુ ગયુ તે કાર્યો કરવામાં આજ કાલના સાધુઓનુ મહાવ્રત શા રીતે ખંડિત થઇ જતું હશે ? અને દુનિયાની કશી સેવા કર્યા વિના દુનિયા પર પોતાનો અમલ ભાર નાખીને મહાવ્રત જળવાતું હશે ?

નિવૃત્ત માર્ગના નામે આજની સાધુ સંસ્થા સમાજના ઉપર ભાર રૂપ બની છે સમાજના ભારથી આનો ભાર વધારે છે સેવાના નામે આ લોકો કેવી વાતો પ્રચારી છે કે જે નવાની છે અને એમના પોતાનાજ

શરીર છે તો આન્તરતપ પ્રાણ છે ઉપવાસ, કાયદમન એ સર્વ બાહ્યતપ છે, ધર્મના શરીરના અવયવો છે પણ પ્રાણ નથી તપના પ્રાણ છે–પ્રાયશ્ચિત્ત વિનય, સેવા અને સ્વાધ્યાય પરંતુ આજે આપણામાં તો શું સાધુતાના ઇજારદારોમા પણ પ્રાયશ્ચિત્તાતુર દબાણવિના ભૂલ સ્વીકારનાર ને સુધારનાર કેટલા છે? અને એવા સાચા તપસ્વીઓનું આદર કરનારા આપણામાંથી કેટલા છે? કેવળ બાહ્યતપથી નહિ પણ આન્તર તપથી મહાવીર સ્વામીનું અનુકરણ કરવું જરૂરી છે નહિતો પ્રાણહિન શરીરની જેમ આન્તરતપવિહિન બાહ્ય તપ કેવળ બાળી નાખવાની જ વસ્તુ બની રહેશે

બાહ્યતપ તો કેવળ એક જાતની કસરત છે અને એથી બનિષ્ઠ બનીને તમે ખૂબ સેવા કરી શકો એ માટે છે દિવસ ભર નિષ્કર્મ રહી આળસમા પડી રહેવા માટે અને પારણાને દિવસે પાવખીમા સત્ર થવા સારુ ઉપવાસ નથી પણ જનસેવા કરતા તમારે ભૂખે રહેવુ પડે તે એ ભૂખે રહેવાની શક્તિ ઉપવાસથી વધે તે સારુ છે

લોકસેવકોને ઘણીવાર જનતાના કે શાસકોના ક્રોધના ભોગ બનવુ પડે છે એવા પ્રસગે ભૂખ્યા તરસ્યા રહેવુ પડે છે ઠંડી કે ગરમીના કષ્ટ સહેવા પડે છે, અને કઇ કઇ જાતના દુઃખોનો સામનો કરવો પડે છે આ દુઃખો છતા જે ટકી રહે છે તેજ સમાજની સેવા કરી શકે છે આ પ્રમાણે અણનમ ટકવા માટે શરીરમા સહિષ્ણુતા આવે તે માટે બાહ્યતપ છે પરંતુ ન્હાનકડી વાતમાય જે શેઠીઆઓ કે અધિકારીઓને યાચના કરતા હોય છે, રદીમા ફર્યા હોય છે અને સૌની હામા હા મિલાવતા હોય છે તે સમાજના ગુલામ છે એમનુ બાહ્યતપ કેવળ મુર્દા જેવુ હોઈ માત્ર બાળી નાખવાની ચીજ છે એવા તપનુ મુલ્ય નથી જે મુર્દા જેવુ તપ મુર્દાની માફક સડીને હવા બગાડે તે નકામુ છે

આ સમજીને તિર્થંકર મહાવીરની નિવૃત્તિનુ ખરુ રૂપ આપ જોઈ શકશો કે એમની નિવૃત્તિ મહાન પ્રવૃત્તિરૂપ હતી એમની સાધુ સસ્થામાં

નિયમો નિવૃત્તિરૂપ જણાય છે, પણ એ બનાવટ નથી સાધુ સંસ્થાના
સંરક્ષણ માટે એ નિયમો ઘડાયા હતા ઓછામાં ઓછું લઈને વધારેમાં
વધારે આપે એ સાધુ એ અનુસારજ સાધુના કર્તવ્ય નિયમબદ્ધ થયા
છે એ ત્યાગી ખરો છે, પરંતુ નિમંત્રણ સ્વીકારે નહિ ઘેર ઘેર ટુકડા
માગીને પેટ ભરી લે, જેથી એના ભોજનનો બોજો સમાજ પર ન પડે
ને સમાજને એનો ભાર ન લાગે, એ ત્યાગી રહે છે કે ફાટલ તુટલ
કપડાથી ચલાવી લે છે જેથી ભેટની સામગ્રી લુંટવાની એને રહે નહિ —
અને સમાજને એને સારૂ કશી તકલીફ ઉઠાવવી ના રહે એ પોતાની ચીજ
પોતેજ ધુએ છે ને કોઈને કષ્ટ દેવાની એની મરજી નથી આ નિયમનનો
અર્થ એ છે કે એ સમાજ પાસેથી ઓછામાં ઓછું લેવાનો પ્રયાસ કરે

આજે આ નિયમનની કેવળ નકલ થઈ રહી છે ત્યાગ એ રોગનો
વિષય બન્યો છે લીલોતરીનો ત્યાગ કરનાર છપ્પન ભોગ ભોગવે
નિમંત્રણ સ્વિકારીને જે તકલીફ અપાય તેથી કેટલીય વધારે તકલીફ,
આર્થિક નુકશાની, અને હાડમારી આજના ત્યાગીઓને ખાતર સમાજને
ભોગવવી પડે છે ઓછામાં ઓછું લેવાનું પણ આપે વધારેમાં વધારે
લેવાના નિયમનમાં પલટાઈ ગયું છે

સામજ આપવાની વાતમાં બધું ફેરવાઈ ગયું છે એ જમાનામાં
સાધુઓ જે આપતા તે સમયને અનુકૂળ હતુ એ વખતે સમાજ પાસે
ભૂખમરાનો પ્રશ્ન ન હતો અને કેવળ જ્ઞાનદાનની આવશ્યકતા હતી એ
વેળા આજના જેવા જ્ઞાન પ્રચારના સાધન ન્હોતા આજ તો એક
જગ્યાએ બોલાય તે પવનવેગે જગત આખુય સાંભળી–વાંચી શકે છે
છાપા ને પુસ્તકો જ્ઞાનને ઘેર ઘેર ફેલાવે છે. પહેલા આવા સાધન ન
હતા. એટલે સાધુ સર્વે એની શક્તિ જ્ઞાન પ્રચારમા ખરચવાની યોજના
ધારી હતી. એટલે સમાજની પરમ સેવાનું આ કાર્ય સાધુઓએ કર્યું
આજે સમાજની જરૂરીઆત બદલાઈ છે તો સાધુ સંસ્થાએ સેવાકાર્ય
એમ ન બદલવુ જોઈએ? તરસ્યાને પાણી પાવુ એ સેવા છે તો ભુખ્યાને

ભોજન દેવુ એ પણ સેવા છે જે કરવુ ઘટે તે ન કરે અને બીનજરૂરી કાર્ય કરનાર સેવાનો ધમડ ભલે કરે પણ એ સેવાથી વચિત છે

રોગીઓના સાચા ચીકિત્સકો, રોગીઓના આસુ લુછનારી ધાત્રિઓ કે નર્સોની આજ જરૂર છે, તો જૈન સાધુઓ રોગીઓની સેવામા એમનુ જીવન કેમ ન ખર્ચે? જૈન સાધ્વીઓ નર્સ બની સેવા કેમ ન કરે? આવા કાર્યોમા પડવાથી એમની સાધુતા વિનાશ નહિ પામે પણ વધારે ચમકશે. અને આમ સાધુઓ શિક્ષક પણ શા માટે ન બને? વળી જ્યા જરૂર હોય ત્યા સડક પણ સાફ કા ન કરે?

હા પૈસા લઇને નહિ પણ નિસ્વાર્થવૃત્તિથી દયાથી પ્રેમથી ને સહાનુભુતિથી આ કાર્યો એમણે કરવા ઘટે, એજ સાચા સાધુ હશે અને તોજ સાચા સાધુ બનશે

શરીર રક્ષણાર્થે ઓછામા ઓછુ લેવાની વાત તો મ્હે સ્વી જુના વખતમા ભિક્ષા એ સૌથી સરળ માર્ગ હતો પરતુ સાડે લાખ સાધુઓના બોજાથી આજે ગરીબ ભારતની કમ્મર તૂટે છે લશ્કરી બો/ જેટલોજ આ બોજો હવે અસહ્ય બન્યો છે એથી આળસુ અને બિન જવાબદારી સ્વેચ્છાચારીઓની સખ્યા વધતી જાય છે ભિક્ષાવૃત્તિ આજે સમાજ પર ભારરૂપ છે એથીય ઉપરવટ તો એનાથી જે માનસિ સ્વતત્રતા સાધુમા હોવી ઘટે તે નથી મળતી. આજનો સાધુ તો એક મજુરથીય અધિક પરતત્ર છે રોટી ટુકડા માટે એ શ્રાવકોના મ્હો તાકે છે શ્રાવકોની હામા હા કરે છે આવા ગુલામ સાધુઓ કરતા તો એ સાધુ અતિ ઉત્તમ છે જે જીવનનિર્વાહને માટે મજુરી કરી બે ચાર આના પેદા કરી બાકીનો સમય સેવામા ખર્ચે છે અને પોતાના વિચારોની-પોતાના આત્માની-હત્યા કરતો નથી

ભીક્ષા અને સાધુત્વને કોઇ અતુટ સબધ નથી સાધુ જો જીવન ગાળ સારૂ ખેતી કરે મજુરી કરે તો એના સાધુત્વને કે મહાનતાને કઇ

હાની થતી નથી. ઉલટુ સાધુતા ને મહાવ્રત એનાથી ઓપશે. માત્ર એનો ખ્યાલ ઓછામા ઓછુ લેવાનો અને શક્ય તેટલુ વધાર આપવાનો હોવો જોઇએ. બહુજ આસાનીથી પોતાનો બોજો બીજાને માથે નાખનાર કરતા પગ પર ઉભા રહેનાર ઉત્તમ છે, એથી એક પ્રકારે બીજાનુ ભલુ છે અને પરમાર્થી પ્રવૃત્તિ હોવાના કારણે એ ધર્મનુજ એક અગ છે

ફરીવાર હુ એ વાતનુ સમર્થન કરૂ છુ કે સાધુતાની કસોટી નિવૃત્તિ કે પ્રવૃત્તિ નથી, પણ નિઃસ્વાર્થ જનહિત છે આ કસોટી મુજબ આપ સાધુની-એમની સાધુતાની પૂજા કરો એમ હુ ઇચ્છુ છુ આ કસોટી આપ ઉપયોગમા લેશો પછી આપને સાધુતાને ઢુઢવા જવા, મુહપત્તિ કમડળો કે નગ્નવેષનો આશ્રય નહિ લેવો પડે પછી આપને નિષ્ક્રિય નહિ પણ પરમ કર્મયોગી ગુરૂ સાંપડશે. એ વેળા આપને સાચા જૈન સાધુની પ્રાપ્તિ થશે અને 'નમો લોએ સવ્વસાહુણમ્'નો અર્થ પણ આપને સમજાશે. એ વેળા સવ્વસાહુમા આપ દેશોધ્ધારને માટે કષ્ટ સ્હેતા ને ફાસીએ ચડતા દેશ ભક્તોનો પણ સમાવેશ થએલો જોઈ શકશો આપ જોઈ શકશો કે સાધુતા પ્રત્યેક દેશ, જાતિ અને ધર્મમા છે વસ્ત્રધારી પણ સાધુ હોઇ શકે છે ને નાગા રહેનાર પણ સાધુ હોઇ શકે છે વ્યાખ્યાન દેનારમા અને ખેતી કરનારમા પણ સાધુતા મળી શકશે. ન્યાય માટે ઝગડનારાઓમા અને પીડીતોની પરવ્યથી કરનારાઓમા પણ સાધુત્વ મળશે ઉપાશ્રયોમા, વ્યાખ્યાન દેનારજ માત્ર સાધુ નથી સાધુત્વ અતિ વ્યાપક છે 'નમો લોએ સવ્વ સાહુણમ્' કહેતી વખતે આવી વ્યાપક સાધુતાનો આપણે ખ્યાલ કરવો જોઇએ

નિવૃત્તિ-પ્રવૃત્તિહિન નિવૃત્તિએ સાધુતાની નિશાની ન બનવી જોઇએ પ્રવૃત્તિ-નિવૃત્તિ સમજવામા સ્યાદ્વાદ બહુ મદદ કરે છે એક ભાઈએ મ્હને પૂછ્યુ હતુ કે પ્રવૃત્તિ સત્ય છે કે નિવૃત્તિ? મ્હે તો એનેજ પૂછ્યુ કે ટોપી સત્ય છે કે બુટ? એ તો ચુપ રહ્યા પછી મ્હે સમજાવ્યુ કે

ટોપીને બુટ બન્ને સત્ય છે અને બન્ને અસત્ય પણ છે. માથા પર ટોપી સત્ય છે, પગમાં બુટ સત્ય છે, પરંતુ બુટ માથા પર અને ટોપી પગમાં એ અસત્ય છે. આમ પ્રવૃત્તિ-નિવૃત્તિ તેમના સ્થાને સત્ય છે, અન્યત્ર બન્ને અસત્ય છે.

આપણું જીવન પ્રવૃત્તિ-નિવૃત્યાત્મક છે. એમાંથી એક પણ જતું ન કરાય. એકને છોડશું તો તે વિકૃત બની પેસી જશે. જ્યાં સુધી લેવાનું હોય તો આપવું શા માટે નહિ? ભોળી કે ઉદાર સમાજ હોવાના કારણે કાંઈ લઈને જો અનાયાસે કંઈ મળી જાય તો એનો અર્થ એ નથી કે એ ચુપચાપ હજમ કરી જાય. જો તે સાચું હોય, ઈમાનદાર હોય તો એણે એનો ઘણો બદલો વાળવો રહ્યો. માટે જ પ્રવૃત્તિ અને નિવૃત્તિનો સમન્વય કરવો જોઈએ.

કેવળ નિવૃત્તિને પ્રાધાન્ય દેવામાં અને એના વિચાર ન કરવામાં જનતા પોષવા ઉપરાંત સત્યનો અને સર્વધર્મ સમભાવનો વિરોધ થાય છે. ચોક્કસ ધર્મના સાધુઓ આવા જ આમ કહે છે તેમ ખાય છે તે નિવૃત્ત નથી માટે સાધુ નથી. એમનો ધર્મ સાચો નથી. અમારો જ ધર્મ સાચો છે કારણ કે અમારા સાધુ કંઈ કરતા નથી-કંઈ રાખતા નથી. આવી અહંકારી ને અજ્ઞાનભરી વાતો કરીને સત્યની અવગણના ન કરવી જોઈએ. સ્વાર્થથી નિવૃત્ત બનો પરંતુ પરમાર્થમાં શક્ય તેટલા પ્રવૃત્ત બનો. આ માટે ક્રિયા કે વાતને એકાંગી ન બનાવો. સ્યાદ્વાદની સહાયથી ધર્મના બન્ને અંગો સમજીને વિચારીને આપણે જીવનમાં ઉતારીએ.



નહિ. છતા ન્યાતવાળા ધારે તો બહિષ્કાર કરી શકે છે મે હરિજનો જોડે ખાધાનો એકરાર કર્યો એટલે કેટલાક ભાઈઓ બોલી ઉઠયા, 'બેસો, બેસો અમે પુછવા આવીએ ત્યારે આવી વાતો અમને કહેજો ' એજ વખતે પેલા વૃદ્ધ પુરૂષે કહ્યુ કે ભારે પૈસાદાર માણસ હોય કે ત્યારે તો એનો બહિષ્કાર કરવાનુ આપણે નામ નથી લેતા ઢબી માણસો પાખંડ ચલાવે છે ત્યારે આપણે એમને સાણસામા પકડી શકતા નથી પછી એ દંભ વિનાના અને સજ્જન માણસનોજ બહિષ્કાર કરવા ની ઊઠીએ ત્યારે આપણને શોભે નહિ એથી સમાજનુ શ્રેય પણ નથી આના જેવા લોકો રૂઢાચારને તોડે છે પણ અનાચાર કરતા નથી એટલે ન્યાત સામે થાય તોયે એમની પ્રતિષ્ઠા તો કાયમ જ રહે છે અને બહિષ્કાર કરનાર લોકો જ વગોવાય છે જો નિર્બળ લોકોનો બહિષ્કાર કરી આપણે એમણે ખોઈ બેસીશુ તો ન્યાતમા રહેશે શુ ? એટલે મારો રસ્તો એ છે કે એમનુ નામ જ ન દેવુ કલીયુગ છે એટલે જે થશે તે આપણે જોવાનુ રહ્યુ " એ વૃદ્ધ પુરૂષની દષ્ટિ સાચી હતી કલિયુગવાળી એમની દલીલમા કશો માલ નથી એનો સહેજે ખ્યાલમા આવે એમ છે

સમાજનો આચાર જમાને જમાને તપાસાય એ જરૂરનુ છે એમા જરૂરી ફેરફાર થાય એ પણ આવશ્યક છે જેમ શરીરમા નવુ પોષણ રોજ ઉમેરતા જઈએ છીએ અને કચરો પણ રોજ કાઢી નાખીએ છીએ અને તેથી જ શરીર નીરોગી રહી અને સેવા આપે છે, તેજ પ્રમાણે સમાજ–શરીરનુ પણ છે, જેમ ખોરાકનુ કાળે કરીને લોહી થાય છે અને નકામો ભાગ મેલના રૂપમા નીકળી જાય છે, તેમ સારામા સારી જુની વ્યવસ્થા તે તે કાળને પોષણ આપી અન્તે મળરૂપ રહી જાય છે એને કાઢી ન નાખીએ ત્યારે સમાજશરીર ગંધાય છે અને રોગી થાય છે રોજનો વિકાસ અટકાવી દઈએ ત્યારે કોઈ વખતે સન્નિપાતની પેઠે એકાએક ક્રાન્તિ ફાટી નીકળે છે વિકાસ અટકાવવો એ ક્રાન્તિને નોતરવા સમાન છે ફરી એ ક્રાન્તિ પરદેશી હુમલાના રૂપમા થાઓ કે અંદરના બળવાના રૂપમાં થાઓ

સામયિક સુધાર વિના ધાર્મિક જીવન ટકાવી જ ન શકાય, એટલા માટે જ સામાજિક સુધારના—સામાજિક પ્રગતિના સાર્વભૌમ નિયમો જાણી લેવા જોઇએ હજારો વર્ષોનો અનુભવ અને ઇતિહાસ જેમની પાસે છે તેઓ જો ધર્મવિકાસનુ અને જીવન પરિવર્તનનુ શાસ્ત્ર ન રચે તો તેઓ ઋષિમુનિઓની પરપરાને લજવશે આપણા સ્મૃતિકારો વખતો વખત ધર્મ વ્યવસ્થામા ફેરફારો કરતા જ આવ્યા છે હવે આપણે આના ફેરફારોનુ આખુ શાસ્ત્ર તૈયાર કરવુ જોઇએ તોજ આપણે આપણા સમાજનું જહાજ જીવન સાગરમા સહીસલામત હકારી શકીશુ આવી રીતે જીવન વ્યવસ્થા ફરી ફરી તપાસીને જીવનનુ તત્ત્વજ્ઞાન નવેસર ગોઠવનારાઓમા ભગવાન મહાવીર એક અગ્રેસર હતા ! એમનો જમાનો કેવો હતો એ તપાસીએ

×                    ×                    ×

ભારતીય યુદ્ધની ઘટના આર્યોના જીવનમા ભારેમા ભારે ક્રાન્તિકારી નીવડી અગ્રેજ અને જર્મન વચ્ચેનો ભાઇવેરનો વિશ્વ વ્યાપી વિગ્રહ જેમ આજની દુનિયાને હજી નડે છે, તેમજ કૌરવ પાડવ વચ્ચેનુ એ સર્વનાશી મહાયુદ્ધ ભારતીય પ્રાચીન સસ્કૃતિને જીવલેણ નીવડયુ ભારતીય યુદ્ધ પહેલા, જેમા રાજ રોજ પચીસ પચીસ હજાર ગાયોનુ આલભન થતુ એવા મહાયજ્ઞો કરવામા રન્તિદેવ જેવા સમ્રાટો ભારતીય યુદ્ધ પહેલા સાર્થકના માનના રાજાઓ, સમ્રાટો થવા માટે હુંસાતુસી ચલાવી એક બીજાનો નિ પાત કરતા અને એક દિગ્વિજય કરવા માટે કરેલા રાજ સહાર નુ પાપ ધોઇ કાઢવા અશ્વમેધ જેવા હિંસક યજ્ઞો કરતા જેથી ભીષ્માચાર્ય અને ધર્મરાજ જેવા પુણ્ય પુરુષોને ક્ષાત્રધર્મ પાપી છે એવો એકરાર કરી એનો ધિક્કાર કરવાનુ મન થયુ સેવાથી પોતાના કુટુબી બનેલા અસખ્ય જાનવરોનો—ગાય, બળદ અને ઘોડાઓનો—યજ્ઞને નામે સહાર કરવા સૂચવનાર વેદોથી ત્રાસી જઇ એક ઋષિ બળવાનુ વચન બોલી ગયો, **विगह्‌ वेदा।** વૈદિક સસ્કૃતિની રાહોજનાલીમા આવુ વચન કાઢવુ

એ તો વરરુચિની સલાહ લઈ તિન્ડેન્બુર્ગ આગળ બુદ્ધનો નિષેધ કરવા જેવું હિંમત ભર્યું હતું. વૈદિક ધર્મના અભિમાની આપણા પૂર્વજોએ આ વચન પણ નોંધી રાખ્યું છે. એ તેમની ઐતિહાસિક પ્રામાણિકતા જેમ સૂચવે છે તેમ એ જમાનાની અકળાયેલી ધર્મબુદ્ધિનું પણ દ્યોતક છે.

ભારતીય યુદ્ધ, યાદવોની કાદવવાળી યાદવાસ્થળી અને આસ્તિક ઋષિએ બંધ પાડેલો જન્મેજયનો સર્પસત્ર એ બધા વાનાં જેનું જેમને સ્મરણ હતું એવા લોકોએ આખી જીવનદૃષ્ટિમાં પરિવર્તન કરવાનું નક્કી કર્યું.

એ વિચાર ધીમે ધીમે પાકતો ગયો. છેવટે વરસ પુખ્ત પામ્યો અને એમાંથી આપણા પરમ પવિત્ર બે પંથો જન્મ્યા. આપણે એમને બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ તરીકે ઓળખીએ છીએ. **नहि वेरेन वेरानि सम्मन्तीध कुदाचनं। अवेरेण च सम्मन्ति एस धम्मो सनन्तनो॥** એમ કહી બુદ્ધ ભગવાને અવૈરનો સંદેશો આપ્યો. **दुक्खं सेति पराजितो।** એ અનુભવ હોવાથી પ્રજાએ એ સંદેશો ઝીલ્યો. બુદ્ધ ભગવાને માંસાહારનો ભલે નિષેધ ન કર્યો હોય પણ એમણે સ્પષ્ટ કહ્યું કે જ્યારે માણસ જાત યજ્ઞને નામે પશુહત્યા કરતી ન હતી, ત્યારે માણસોમાં રોગો નહિ જેવા જ હતા. પશુહત્યાને પરિણામે જ ૭૦ રોગો માણસ જાતને વળગ્યા.

અને જ્ઞાતપુત્ર વર્ધમાન મહાવીરે તો અહિંસાને જ પરમધર્મ બતાવી મનુષ્યજીવનનો આખો પાયો ફેરવી નાખ્યો. અવૈર, અહિંસા અને ગૌરવની કલ્પના વૈદિક કાળમાં નહોતી એમ નહિ, પણ અનુભવે જ ધર્મનો પૂર્ણ સાક્ષાત્કાર થાય છે. બુદ્ધ અને મહાવીરના વખતમાં જ ઋષિદૃષ્ટ અહિંસાનો પ્રેમધર્મ લોકદૃષ્ટ થયો. એમના કાળ પછી ભારતમાં યજ્ઞો થયા જ નથી એમ ન કહેવાય, પણ રાષ્ટ્ર-ધર્મના હૃદયમાં એ અપ્રતિષ્ઠિત થઈ ચૂક્યા હતા. એ જૂની સંસ્કૃતિના ભગ્નાવશેષની પેઠે સંભળાયા અને અનાદરના મૌનમાં વિલીન થતા ગયા. ત્યાં જનતા ય પૂછવા લાગી કે યજ્ઞોના સંહાર વડે પશુઓની કતલ કરી લોહીમાંસનો કાદવ ફેલાવાથી જો સ્વર્ગે જવાતું હશે તો નરકે જવાનો ઇલાજ કયો વારુ?

અનુકૂલ અને પ્રતિકૂલ વસ્નના ખેડૂત નાગો વચ્ચે વહતી નદીના પાણી માટે જ્યારે યુદ્ધ થવાનો પ્રસગ આવ્યો, ત્યારે બુદ્ધ ભગવાને બન્ને પક્ષના આગેવાનોને બોલાવીને પૂછ્યુ કે પાણી કિમતી છે કે ભાઇનુ લોહી કિંમતી છે? પાણી માટે લોહી રેડવુ એ ડહાપણ કયાનુ?

યયાતિ રાજાએ પોતાનુ અને પોતાના દીકરાનુ યૌવન અનુભવી સ્ત્રાગ-સુલભ બધા ભોગો ભોગવ્યા પછી અનુભવવાણી ઉચ્ચારી કે દુનિયામા જેટલા ચોખા અને તન છે જેટલા એશઆરામના સાધનો છે તે બધા એક માણસ પોતાના કરે તોયે એના સુખોપભોગને માટે તે પૂરતા નથી, એને તૃપ્તિ ન ઉપજાવી શકે માટે વાસનાનો જ ત્યાગ કરી સતોષ કેળવવો એમા જીવનની મ ળતાની કુચી છે ભગવાન મહાવીર આ લોકોને એજ કહ્યુ હિંસાદ્વારા બીજાને દબાવવા કરતા તપદ્વારા પોતાની વાસનાઓ દબાવવી એજ વિશ્વજિત યજ્ઞ છે એમાજ જીવન સાર્થક છે માણસનુ જીવન એની આસપાસનાને શાપ અને ત્રાસરૂપ થવાને બદલે આશીર્વાદરૂપ થાય એમાજ ધર્મ રહ્યો છે તપના મૂળમા આ વસ્તુ છે તપ વિના જીવન નિષ્પાપ થાય નહિ

જેમ યજ્ઞનો અસલી ભવ્ય જીવન-સિદ્ધાન્ત તે વખતના લોકોએ પશુહત્યા કરીને બગાડયો, તેમ ત્યાગ પછીના લોકોએ તપનુ મર્મ સમજ્યા વિના સમજી જઇ એનો અર્થ વગરનુ દેહદડન કરી મૂક્યુ આપણા દેશમા અજ્ઞાનમા મહાન ધર્મસિધ્ધાન્તોને અર્થ વગરની યાત્રિક ક્રિયાનુ રૂપ આપનારા લોકોએ બુધ્ધિદ્રોહ અને સમાજદ્રોહ ઓછો નથી કર્યો

આ રોગ શાસ્ત્ર, જીવન શાસ્ત્ર પ્રાણી શાસ્ત્ર, સમાજ શાસ્ત્ર અર્થ શાસ્ત્ર માનસ શાસ્ત્ર, તર્ક શાસ્ત્ર, વગેરે મનુષ્યોપયોગી શાસ્ત્રોનો જેમણે ઉત્તમ અને અદ્યાવધિ ( up-tod-ate ) અભ્યાસ કર્યો છે તેવા સમાજ હિતૈષી લોકોએ ધર્મશાસ્ત્રનો ફરી ફરી વિચાર કરવો જોઇએ, અને પોતાના જમાનાના સ્વકીયોને દોરવાનુ કામ કરવુ જોઇએ

એવી સનાતન આવશ્યકતા ન હોત તો ભગવાન બુદ્ધ અને મહાવીર જેવાને પુરુષાર્થ કરી લોકોને સનાતન ધર્મની નવેસર દીક્ષા આપવાનુ આ

પ્રગતિ એટલે શું ? એ સવાલ હમેશ ઉઠે છે જ્યાં જીવનના આદર્શો વારંવાર બદલાય છે ત્યાં પ્રગતિની દિશા નક્કી કરી શકેલી નથી. તે તે વખતના લોકોને નારાજિન જે ઇષ્ટ લાગે તે તરફ જવા માટે જોરના પ્રકાર કરવા એનું નામ પ્રગતિ, એમ સામાન્યપણે કહી શકાય. લોકોને રુચે એ દિશામાંજ લોકો જાય. એક વખતે સંગીત અને નૃત્યને આપણા વડીલોએ વખોડી કાઢ્યું અને એને સામાજિક સડારૂપ સમજી જમાનાના અમુક લોકોએ એમની સામે ઝુંબેશ ચલાવી આજે એજ સંગીત અને નૃત્ય આપણી સંસ્કૃતિની ખાસિયત તરીકે આપણે રજુ કરીએ છીએ અને દુનિયાને રીઝવવા નોતરીએ છીએ રમતો પાછળ વખત બગાડવા માટે આપણે આપણા છોકરાઓને સજા કરતા હતા. આજે રમતોમાં જે વિદ્યાર્થી ભાગ ન લે તેને વઢીએ છીએ આપણા પોશાકનું પણ તેમજ છે સોમ મદિરાના સેવનમાંજ પ્રગતિ રહેલી છે એમ માનનારાય એ જમાનો આપણે ત્યાં થઇ ગયો. આજે ઘડીયાળની પેઠે એક છેડેથી બીજે છેડે પહોંચીએ જ છે ત્યારે પ્રગતિ જેવી કોઈ સ્થાયી વસ્તુ છે અને બધા જમાનાને ઇષ્ટ ગણાય એવા કેટલાંક તત્ત્વો કેળવવા જેવા છે જ એનો વિચાર આગળ જતા કરીશું. સામાન્યપણે એમ જોવાય છે કે સમાજને સ્થૈર્ય અને પ્રગતિ બન્ને તત્ત્વો સાચવવા પડે છે જો સ્થિરતા ન હોય તો સામાજિક સદ્‌ગુણોની જડી બંધાયજ નહિ, ચારિત્ર કેળવાયજ નહિ અને માણસને સામાજિક જીવનનો વિશ્વાસ પણ ન બેસે ઉલટું, જો આપણે અપરિવર્તનવાદી બન્યા તો જીવન બંધાઇ જઇ કોહવાઇ જશે, અને તમામ જીવનરસ સુકાઇ જશે. સ્થૈર્ય અને પ્રગતિ આ જોડિયા તત્ત્વો શ્રમ અને વિશ્રામની પેઠે કાંઈ કાંઈ વાર એ-કબીજે આવે છે એ પણ પ્રગતિનો મોટો સિદ્ધાન્ત છે એ બન્નેની અપરિહાર્યતા ધ્યાનમાં રાખીનેજ સામાજિક જીવનના નિયમો ઘડી કાઢવા જોઈએ ધર્મશાસ્ત્રોએ સામાજિક નિયમો વખતો વખત ઘડ્યા છે આ નિયમો ઇશ્વરે આપ્યા છે અથવા સામાન્ય બુદ્ધિથી પર એવા અલૌકિક દૃષ્ટિવાળા

છે અને આગેવાન કોમો નૈતિક અધઃપાત થતાં આખો સમાજ ભાંગી પડે છે

* * * *

ધર્મસુધારણા કરનાર લોકો પરમ ધાર્મિક અને ત્રિકાલજ્ઞ હોવા જોઈએ ધર્મના વિધિવિધાનમાં અને માન્ય રિવાજોમાં જે ક્રાન્તિ કરી શકે તેની પાસે ધર્મનો આત્મા અખૂટ હોવો જોઈએ એમણે ધર્મતત્ત્વનું રહસ્ય પોતાનું કરેલું હોવું જોઈએ આવા લોકો દરેક જમાનામાં અને દરેક દેશમાં કે સમાજમાં પેદા થાય જ છે એમ ધર્મગ્રંથમાં લખ્યું છે અને ઇતિહાસમાં દેખાઈ આવ્યું છે

ત્રિકાલજ્ઞનો અર્થ આપણે બરાબર સમજવો જોઈએ લાખો વર્ષ પૂર્વે અને લાખો વરસ પછી કઈ કઈ ઘટનાઓ બની છે અથવા બનવાની છે દરેક વ્યક્તિ શું કરી ચુકી છે અને શું કરવાની છે એ બધું વિગતવાર જે જાણે તે ત્રિકાલજ્ઞ એવી માન્યતા સમાજમાં ફેલાઈ છે પોતાને ઈશ્વર તરફથી સંદેશાઓ મળે છે એવો જેમનો દાવો તે મહંમદ પેગંબર કહે છે કે બીજે ક્ષણે શું થવાનું છે એ ખુદાએ ન તો પોતાના નબીઓને કહી રાખ્યું છે ન ફિરસ્તાઓને ભવિષ્ય વિષેનું જ્ઞાન ખુદાએ પોતાની પાસે જ રાખ્યું છે એટલે કે સર્વોચ્ચ માણસને પણ ભવિષ્યની વિગતોનું જ્ઞાન મળે એમ નથી ત્યારે ત્રિકાલજ્ઞનો અર્થ શો?

દીર્ઘકાલના ઇતિહાસના અધ્યયનથી જે માણસ ભૂતકાળનું સ્વરૂપ બરાબર જાણે છે અને લોકસ્થિતિનું નિરીક્ષણ કરવાથી વર્તમાન કાળની વસ્તુસ્થિતિ સાથે પૂરેપૂરો પરિચય ધરાવે છે તેને, એણે શાસ્ત્રીય વૃત્તિ કેળવી હોય તો સમાજશાસ્ત્ર રચના આવડે છે અને એ શાસ્ત્રને જોરે ભવિષ્યનો પ્રવાહ—વિચાર પ્રવાહ તેમજ ઘટના પ્રવાહ—કઈ દિશામાં વહેશે એ સહેજે કળી શકે છે પછી આવા શાસ્ત્રીય દૃષ્ટિવાળાને આપણે ત્રિકાલજ્ઞ કહીએ છીએ દરેક દેશના અને જમાનાના સર્વોચ્ચ આગેવાનો આવી રીતે ઓછા વધતા પ્રમાણમાં ત્રિકાલજ્ઞ હોય જ છે અને જે આ અર્થમાં ત્રિકાલજ્ઞ છે તે જ સમાજનું વહાણ હંકારી શક્યા છે

ધર્મ બરાબર સમજતો હોય, ગરીબોનો વૃત્તિચ્છેદ કર્યા વગર કોઈ ધનવાન થઈ શકે જ નહીં અને વૃત્તિચ્છેદમાં શિરચ્છેદ કરતાં ઓછી હિંસા છે? નથી. જો ધર્માચાર્યો ધર્મનો વિજય જોવા માગતા હોય તો તેમણે સમાજની અન્યાયમૂલક રચના ફેરવી જ નાખવી જોઈએ અને દરેકને એના મહેનતનું ફળ પૂરેપૂરું મળી શકે એવી સ્થિતિ લાવવા પ્રયત્ન કરવો જ જોઈએ.

આહારશાસ્ત્રના સૂક્ષ્મ નિયમો જૂના વખતમાં ઘડાયા એ બરાબર થયું. પણ આજે એ નિયમો બદલવા જ જોઈએ. નવું આહારશાસ્ત્ર ઠરાવ કરે ત્યારે એનો લાભ ધર્મની દૃષ્ટિએ લઈ પોતાના સમાજને નવો રસ્તો દેખાડવો જોઈએ. ડુંગળી, લસણ, રીંગણાં, ટમાટાં ન ખાવામાં ધર્મ સમજનાર લોકો જીવડાં ઉકાળીને તૈયાર કરેલો રેશમ તો માનથી [illegible] તેમજ અપાસરાઓમાં કેમ વાપરતા હશે એ મારા સમજમાં નથી આવતું. પણ આ તો પ્રમાણમાં ગૌણ વસ્તુ થઈ. સ્ત્રીજાતિપ્રત્યે, હરિજનોપ્રત્યે, ગરીબોપ્રત્યે, ખેડુત અને મજૂરોપ્રત્યે જે જીવનવ્યાપી અન્યાય ચાલી રહ્યો છે તે અટકાવવા ધર્મવીરોએ કેડ કસવી જોઈએ.

જૈન એટલે વીર. એણે તો હમેશાં લડવાની તૈયારી રાખવી જ જોઈએ. એનું શસ્ત્ર અહિંસા છે પણ તેટલા માટે ઓછા ઊતર્યાથી એનું ચાલવાનું નથી. જે ધર્મ એક મહાન સુધારકે સ્થાપ્યો તેના અનુયાયીઓ પોતે જ સુધારાને સામે થાય એ એક આશ્ચર્યની ઘટના છે. બુદ્ધ અને મહાવીરે જાતિભેદનો વિરોધ કર્યો, અસ્પૃશ્યતા અવગણી અને છતાં એમના અનુયાયીઓ જાતિના અભિમાનથી ભરેલા છે અને અસ્પૃશ્યતા પાળવામાં ધર્મ સમજે છે.

આવી સ્થિતિ જોઈને જ એક જણે આકળાઈને કહ્યું છે: સન્તો ધર્મ સ્થાપે છે અને આચાર્યોએ ધર્મનું ખૂન કરી પછી એની મમીની પૂજા કરે છે. આમ થવું જ જોઈએ એમ હું માનતો નથી. એટલે જ આશા રાખું છું કે ધર્માચાર્યો પોતાની જાતિઓને નહીં પણ ધર્મને જીવતો રાખવા પોતાનું સર્વસ્વ હોમી દેશે.

—કાકા કાલેલકર

# જૈન ધર્મમાં વિશ્વધર્મ બને એવાં તત્ત્વો છે ખરાં?

(વક્તા—દલસુખભાઈ ડાહ્યાભાઈ માલવણિયા)

જ્યારે વિજ્ઞાન એની પ્રાથમિક દશામાં હતું ત્યારે ધર્મના કહેવાતા ઠેકેદારોએ તેને ધર્મ વિરોધી માની વિજ્ઞાન અને વૈજ્ઞાનિકોને આ પૃથ્વીમાંથી જડમૂળથી ઉખેડી નાખવા માટે જે અત્યાચારો કર્યા છે તે વાંચી-સાંભળી એ ઠેકેદારોની તે વખતની સર્વ ક્ષેત્રમાં પહોંચ અને શક્તિનો ખ્યાલ આવે છે અને તેમની ધાર્મિકતાના પ્રત્યે તિરસ્કાર છૂટે છે પરંતુ બીજી જ પળે એ ઠેકેદારોને આજે મને કે કમને જ્યારે વિજ્ઞાનના બારણે ભીખ માગતા જોઈએ છીએ ત્યારે આ વીસમી સદીમાં વિજ્ઞાનનો વિજય સ્પષ્ટ આંખ સામે તરી આવે છે અને એ ઠેકેદારો પર દયા આવે છે

એ જમાનામાં—એ જમાનો કાંઈ બહુ જૂનો નથી થઈ ગયો, પૂરી બે સદી જૂનો પણ નહિ—જીવનનું એક પણ ક્ષેત્ર એવું ન હતું કે જ્યાં ધર્મ દખલ કરતો ન હોય, આજે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે જીવનનું એવું એક પણ ક્ષેત્ર નથી જ્યાં વિજ્ઞાનની પહોંચ ન હોય એ જમાનામાં શાસ્ત્ર અને બાબા વાક્યના બળે પ્રત્યક્ષ સિદ્ધ વસ્તુને પણ ઉડાવી દેવા પોતાની આંખને આંધળી માનવા સૌ કોઈ નિઃસંકોચ તૈયાર થઈ જતા આજે એ જ શાસ્ત્રો અને બાબાવાક્યો, યદિ કોઈ વૈજ્ઞાનિક આધાર ન હોય તો માનવા સૌ કોઈ સંકોચ અનુભવે છે, અને માત્ર વિજ્ઞાન સિદ્ધ વસ્તુની ચર્ચા રહી ગઈ છે આમાં અપવાદ છે પણ તે ન ગણાય.

ધર્મનું મૂળ વિવેક છે એમ તો બધા ધર્મ શાસ્ત્રો કહે છે પણ ધર્મે જ્યારે સાંપ્રદાયિક, કટ્ટર સાંપ્રદાયિક રૂપ ધારણ કર્યું ત્યારે એ વિવેક વિસારે પડ્યો, અને તેનું સ્થાન અવિવેકે લીધું અને જ્યાં એક

વખત અવિવેકે પગપેસારો કર્યો ત્યાર પછી અનર્થોની પરંપરા આવ્યા વગર કેમ રહે ? તેથી પરિણામે માનવ જાતનો ઉદ્ધારક ધર્મ આખરે વિનાશક થયો અને આશ્ચર્ય તો એ જ છે કે પરસ્પર સંહાર કરનારા પોતાને પરમ ધાર્મિક માની એ સંહાર ધર્મમાં જોયા અને એ સંહારને પણ ધર્મના નામે અપરિહાર્ય માન્યો ધર્મનું આ અધઃપતન ધર્મને નામે અધાર્મિકોનું આ તાંડવ જે વખતે પરાકાષ્ઠાએ પહોંચ્યું ત્યારે ધર્મોદ્ધાર આવશ્યક થઈ પડ્યો અને ઠીક તેજ વખતે અનેક ધર્મો વચ્ચે વિજ્ઞાન રૂપી શ્રીકૃષ્ણને આવવું પડ્યું તેનો પણ સંહાર કરવાના અનેક પ્રયત્નો થયા પણ આખરે વિજ્ઞાન વિજયી નિવડ્યું છે

વિજ્ઞાન એ વિવેકનું શાસ્ત્ર છે જ્યારે ધર્મના તો મૂળમાં જ એ વિવેક રહેલો છે એટલે ખરી રીતે જોઈએ તો આ પરાજય ધર્મનો થઈ શકે એમ નથી જેમ કોઈ સ્ત્રી પોતાના ગળામાં જ હાર હોય છતાં તે ભૂલી જઈ તેની શોધમાં હો હા મચાવે છે અને અચાનક દર્પણ સામે ઉભતાં જ તેના હારનું પ્રત્યક્ષ દર્શન થતાં જ તેની ખુશીનો પાર નથી રહેતો ધર્મની બાબતમાં પણ ઠીક તેમ જ થયું છે વિજ્ઞાને આવીને એ દર્પણનું જ કામ કર્યું છે ધર્મે જે વિવેક ગુમાવ્યો હતો તે તેણે ફરી પ્રાપ્ત કર્યો છે તેથી સાચા ધાર્મિકોએ તો વિજ્ઞાનના વિજયથી ખુશ જ થવું જોઈએ ધર્મમાં ઘૂસી ગયેલી જડતા, શિથિલતા અધઃપતન એ બધાં અનિષ્ટ તત્ત્વોનો વિજ્ઞાન રૂપી સૂર્ય પ્રકાશિત થતાં જ એક સપાટે નાશ થવા લાગ્યો છે ધર્મ તેના શુદ્ધ સ્વરૂપે પ્રગટે એવો વખત નજીક આવી લાગ્યો છે આ પરિસ્થિતિ પેદા કરવાનું માન વિજ્ઞાનને જ છે જો આમ છે તો વિજ્ઞાનના વિજયથી પરાજયનો આનંદ જ સાચા ધાર્મિકોને મળવા જોઈએ

એક બ્રાહ્મણ પોતે ગમે તેવો કુકર્મી હોય પણ ધર્મ શાસ્ત્રે તેને શીખવ્યું કે બ્રાહ્મણ તો બ્રહ્મા જગત્ સ્રષ્ટાના મુખમાંથી નીકળ્યા છે તેના સ્વાર્થે તેને શીખવ્યું કે મુખમાંથી નીકળ્યા માટે બ્રાહ્મણ સૌથી

છે પછી તે સ્વાર્થ અને ધર્મનું એવું મિશ્રણ થયું કે હલકા ગણાતા લોકોને સ્પર્શ ન કરવો એ પણ એક ધર્મકૃત્ય મનાયું. સ્પૃશ્યાસ્પૃશ્ય અને ધર્માધર્મનો શો સંબંધ છે એ કોઈ વિચારવાની જરૂર રહી જ નહિ. માનવ માનવ વચ્ચેનો સંબંધ કેવો મીઠો હોવો જોઈએ એ શીખવવાનું કામ જાણે ધર્મનું હોય જ નહિ, ઉલટું માનવ માનવમાં પણ ભેદવૃત્તિ અને તેના ભેદભાવનું પોષણ કરવું, પરસ્પરના કલહનું અધમ પોષણ કરવું એના માનવ જાતિના નાશક ભાવોનો પ્રચાર કરવો એ એક જ ધર્મનો મુખ્ય ઉદ્દેશ થઈ પડયો.

જૈન ધર્મે શીખવ્યું કે આન્તરિક અને બાહ્ય ત્યાગ અને તપસ્યા દ્વારા જીવન વિતાવવું એ ધર્મ છે. પરિણામે આવું જીવનની તેના ત્યાગ અને તપસ્યા દ્વારા પ્રતિષ્ઠા જામી. એક વખત એ વસ્તુની પ્રતિષ્ઠા જામી પછી તો એ ત્યાગ અને તપસ્યાને નામે એ ત્યાગી અને તપસ્વીઓમાં પ્રતિષ્ઠિત એવો માત્ર વેશ પહેર્યો એટલે ત્યાગી અને તપસ્વી ગણાઈ ગયા. એ વેશધારી ત્યાગી અને તપસ્વી આજે જૈન સમાજમાં જે અનર્થો કરી રહ્યા છે એને નથી શાસ્ત્રનો આધાર કે નથી ધર્મનો આધાર છતાં એ બધું ધાર્મિક કૃત્યોમાં ગણાયું અને એની સામે કોઈને કાંઈ બોલવાનો ધર્મ પ્રાપ્ત કોઈ પણ અધિકાર માનવામાં આવ્યો જ નથી. ઉલટું એ નામધારી ત્યાગીઓ વિરુદ્ધ સાચો એક પણ શબ્દ કહેવો એ ધર્મ દ્રોહ મનાવા લાગ્યો અને એ રીતે જૈન સમાજમાં ધર્મને નામે અધર્મનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું.

ભગવાન બુદ્ધે તો સંસારને દુઃખ મુક્ત ક્લેશ મુક્ત કરવા તૃષ્ણા છોડવાનો ઉપદેશ આપ્યો અને આદેશ કર્યો કે પર દુઃખ ભંજનમાં જીવનને ખપાવી નાખો ક્યાં આ પોતાનું જીવન આપીને પણ બીજાના દુઃખને દૂર કરવાનો સર્વોત્તમ આદર્શ અને ક્યાં એ પર દુઃખ ભંજનને નામે સ્વાર્થ સિદ્ધિ માટે પ્રજામાં ભૂત પિશાચના વહેમો અને મંત્ર તંત્રની એ પર દુઃખ ભંજક ભિક્ખુઓએ બિછાવેલી જાળ.

ભગવાન ઇશુએ તો જગજ્જનોના પાપના પ્રાયશ્ચિત ખાતર પોતાના પ્રાણની આહુતિ આપી ખ્રિસ્તી ધર્મને એક મહાન આદર્શ અર્પ્યો. પણ એ ઇશુના જ અનુયાયીઓ એટલા બધા કટ્ટર કે તેમને સમસ્ત વિશ્વમા માત્ર ઇશુ સિવાય બીજુ કોઈ મહાન લાગે જ નહિ, તેથી સમગ્ર વિશ્વને એ ઇશુના ઝંડા નીચે લાવવા ભયંકર અત્યાચારો કરી એમણે એ મહાન આદર્શને અપવિત્ર કર્યો એટલુ જ નહિ પણ ભય કર આ ભયંકર અત્યાચાર જનમહાર, લાંચ કત્લ એ બધા પાપો કરી પણ જો રવિવારે દેવળમા જઇ ઘૂંટણીએ પડી માત્ર મોઢેથી એ પાપનુ પ્રાયશ્ચિત કર્યુ એટલે તે પાપો ભૂસાયા અને બીજા નવા એથી પણ વધારે ભયંકર પાપો કરવાની છૂટ મળી ગઈ, આમ એ પ્રાયશ્ચિતના પવિત્ર સિદ્ધાન્તની ક્રૂર હાસી પાત્ર બન્યો

પયગબર મહમ્મદે ભ્રાતૃભાવ ઉપદેશ્યો તેમના અનુયાયીઓએ મહમ્મદના ઝંડા નીચે આવે તે તો શત્રુ પણ મિત્ર બની જાય અને એ ઝંડાથી દૂર તે તો કાફર અને મહાર્દ—એમ માન્યુ અને પરિણામે એ પવિત્ર મહમ્મદ અને ભ્રાતૃભાવને નામે લાખો કાફરોની કતલ કરતા તેમનુ કલેજુ કાપ્યુ નહિ અને એમ ખરી મૈત્રી અને મહમ્મદને અપવિત્ર બનાવી દીધા

માનવ જાતના ઉદ્ધાર અર્થે જુદા જુદા સમયે ઉદ્ભવેલ આ ધર્મોએ જગતને સ્વર્ગ બનાવવાને બદલે નરકાગાર બનાવી દીધુ ધાર્મિક અત્યાચારોથી લોકો ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠ્યા પરિણામે એક વર્ગ એવો પેદા થયો જેણે ધર્મ નામની કોઇ ચીજ આ પૃથ્વી ઉપર જોઇએ જ નહિ એમ પ્રબળ વિરોધ ઉઠાવ્યો અને પોતાના જાનના જોખમે ધર્મ અને ધાર્મિક સામે બળવો પોકાર્યો આ બળવાખોરોને જીવતાને જીવતા બાળી નાખતા એ ધર્મરક્ષકોને દયા નથી આવી એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે કર્તા આજે ધર્મના નામની કોઇ ચીડીયા આ પૃથ્વી ઉપર

જરૂર જોઈતી નથી એમ કહેનાર એક મોટો વર્ગ એ ધાર્મિકોની ગાદી ઉપર ચઢી બેઠો છે અને જ પરિણામે આજે ધર્મશોધનના વિવિધ આંદોલનો અસ્તિત્વમાં આવ્યાં છે

એક વર્ગ કહે છે કે ધર્મમાં સંપ્રદાયો ભલે રહ્યા પણ સંપ્રદાયનું ઝેર દૂર કરવું જોઈએ, એટલે કે જે વિધિ વિધાનો અમુક કાળે યોગ્ય હતા, અમુક કાળે ધર્મ્ય મનાયા હતા તે આજે સમયાનુકૂલ ન હોવાથી બદલી નાખવા જોઈએ અને જે નિયમોના આચરણથી બીજાને હાનિ ન પહોંચે તેવા સાંપ્રદાયિક નિયમોના આચરણની સૌ કોઈને છૂટ હોવી જોઈએ અર્થાત્ સંપ્રદાયો ભલે રહે પણ ધર્મને નામે સાંપ્રદાયિક અત્યાચારને અવકાશ ન રહે

બીજો વર્ગ કહે છે કે એ ધાર્મિક સંપ્રદાયોનો તો સદંતર નાશ જ થવો જોઈએ ભૂતકાળનો અનુભવ બતાવે છે કે સંપ્રદાયના અસ્તિત્વે જ ધર્મને જોખમમાં નાખ્યો છે ગમે તેટલી સાવધાની રાખવામાં આવે પણ વાડામાં રહેનાર માનસ સંકુચિત જ રહેવાનું એ વધારે સંભવિત છે અને જ્યાં સંકુચિતતા છે ત્યાં ધર્મ કેવી રીતે સંભવે? માટે ધર્મશુદ્ધિ કરવી હોય તો સંપ્રદાયોનો તો સદંતર નાશ જ કરવો જોઈએ અને સર્વ ધર્મ સમભાવ કેળવવો જોઈએ

ત્રીજો વર્ગ કહે છે કે જો સંપ્રદાયો ન જોઈએ તો પછી જુદા જુદા ધર્મો પણ શા માટે જોઈએ? એક પછી એક ધર્મની ઉત્પત્તિ કરી એમ વિશ્વમાં એ વિવિધ ધાર્મિક લોકોએ શાંતિના પ્રચારને બદલે વર્ગવિગ્રહ સાંપ્રદાયિક કલેશો જ વધારી દીધા છે અને માનવ જાતિએ પરિણામે ઘણી સહી છે કે એ ધર્મનો જ સદંતર નાશ માગે, માટે સર્વ ધર્મ સમભાવ એ અજ્ઞાન છે એટલે બધાજ ધર્મોનો નાશ કરી એક વિશ્વધર્મ યોજના હાથ ધરવી એ જ ધર્મોદ્ધારનો ઉત્કૃષ્ટ માર્ગ છે

આ રીતે ધર્મ શોધન ધર્મોદ્ધારના આંદોલનોના ત્રણ પડઘા સંભળાય છે અને દિનપ્રતિદિન વધી રહ્યા છે એ પડઘાને અધિકાર પ્રાપ્ત ધાર્મિક ગુરુ,

પડયા પાદરી પૂજારી મૌલાના માથે અથડામણીમા આવવુ પડયુ છે પરન્તુ એ અથડામણીઓને પાર કરીને એ બ્હેનોએ પોતાનો માર્ગ કરી લીધો છે અને હવે ધીરે ધીરે વિજ્ઞાને-વિવેકે વચ્ચે આવીને તેમની ગતિને સુમવાદી બનાવવાનો પ્રયત્ન કર્યો છે આપણે અત્યારે બહુ જ ધ્યાન પૂર્વક બધા ધર્મની ગતિ-સ્થિતિ નિહાળીશુ, વિવિધ ધાર્મિક લોકોની આતરિક ગતિનુ ધ્યાન પૂર્વક નિરીક્ષણ કરીશુ તો જણાશે કે પ્રત્યેક ધર્મની માન્યતાવાળાઓમા એવો અમુક વર્ગ ઉભો થયો છે જેની વિવેક આખ ઉઘાડી છે અને આ વિવિધ ધર્મોની વિસવાદી ગતિથી કપી ઉઠ્યો છે અને સુસવાદી ગતિ ચાહે છે

તે વર્ગ જુએ છે કે બધા ધર્મવાળાઓ પરસ્પર ધર્મને નામે જેટલી લડાઇઓ કરે છે જેટલા ક્લહો જેટલા વિગ્રહો ઉભા કરે છે તેટલા બીજા કોઈ કારણે ભાગ્યેજ કરતા હશે એક મુસલમાનની દુકાન કે ઘર સામે તમે ગમે તેટલા વાજા વગાડો તેમા તેને વાધો નથી, મુસલમાનો ખુદ મસીદમા ઢોલ નગારા વગાડે તેમા તેને વાધો નથી પરતુ જો હિન્દુ લોકો વિવાહનો વરઘોડો હોય કે જળજાત્રા હોય તેમા મસીદ પાસેથી વાજા વગાડતા નીકળે તો એવો ભાગ્યેજ કોઈ મુસલમાન હશે જેનુ એ સાભળી ખૂન ઉકળી ન આવતુ હોય? મસીદ પાસેની કસારાની દુકાનનો ગત દિવસનો ઠણકણાટ તેમને ત્રાસ નથી આપતો પણ એ ત્રણ મિનિટના વરઘોડાના કે જળજાત્રાના વાજા તેમને ત્રાસ આપે છે

અશ્વ કે અજામેધ તો શુ પણ ગોમેધ કે નરમેધ કરવાની પણ આજ્ઞા આપે એવા હિન્દુ શાસ્ત્રો છે એ શાસ્ત્રોનુ જોર શોરથી સમર્થન કરનાર તેમજ એવા ક્રૂર યજ્ઞો કરાવતુ શીખવનાર બ્રાહ્મણો હજી હિંદુ સમાજમા પ્રતિષ્ઠિત સ્થાન ભોગવે છે ત્યા યદિ કોઈ મુસલમાન ગાયનો વધ કરે તો આખા હિન્દુ સમાજનુ લોહી ઉકળી ઉઠે છે અને જો સરકારી પોલીસ ખાતાની ઠીક ઠીક વ્યવસ્થા ન હોય તો એ મુસલમાનોને જીવતા બાળી નાખવાનુ ચૂકે નહિ

ગત દિવસના સામાજિક કે વ્યક્તિગત સંબંધો વ્યાપારિક લેવડદેવડમાં એવા હોય છે કે તેમાં વિરોધી ધર્મવાળાને પણ બાધ નથી નડતો પરંતુ જ્યાં ધર્મનું નામ આવ્યું ત્યાં બન્નેના મંદિર-મસજિદ જુદાં છે, ધર્મની વાત આવી ત્યાં એક મુસલમાનનો મંદિર તરફ પગ નહિ ઉપડે અને એક હિન્દુનો મસ્જીદ તરફ, એક હિન્દુનો જૈન મંદિર તરફ એટલો બધો તિરસ્કાર પોષવામાં આવે કે **હસ્તિના તાડ્યમાનોઽપિ ન ગચ્છેજ્જૈનમંદિરમ્**-તે મરવાનું કબુલ કરે પણ દર્શન માટે તો શું પણ એ મંદિરને સાધારણ મકાન માની પોતાનું રક્ષણ કરવાનું પણ એ પસંદ ન કરે જ્યારે બીજી તરફ જૈનને કહેવામાં આવે છે કે હિન્દુઓના મંદિરામાં તો દેવ પોતાની પત્નીના ગળામાં હાથ નાખી બેઠા છે, ક્રૂરતા સૂચક હથિયારો હાથમાં રાખી બેઠા છે, ત્યાં વીતરાગતા કે મૈત્રી ભાવની જાગૃતિ કેવી રીતે થઈ શકે? પરંતુ એ ઉપદેશક ભૂલી જાય છે કે પોતાના જ મંદિરમાં દેવો પર ઉપાડી પણ ન શકે એટલા શણગાર લાદવામાં આવે છે એથી વીતરાગતાનું પોષણ કેવી રીતે થવાનું હતું?

એક સ્થાનકવાસીને ધર્મ ગુરૂ શીખવશે કે જિન મંદિરમાં પ્રવેશથી મિથ્યાત્વ લાગી જશે પરંતુ એ ઉપદેશકનું ધ્યાન, એ સ્થાનકવાસીઓ પુત્રાદિ માટે ભેરૂ ભવાનીની ગદા માટે પૂજા કરતા ફરતા હોય છે તે તરફ તો જતું જ નથી અને જાય છે તો ઉપેક્ષાશીલ રહે છે વળી જિન મંદિરમાં પ્રવેશ કે દર્શનનો નિષેધ કરનાર એ જ ઉપદેશકો જ્યારે પોતાના મોટા પડાની શ્રાવકોના ઘરમાં રાખવાનો હુકમ છોડે છે ત્યારે તો તેમની સ્વાર્થલીલા પ્રગટ રૂપ ધારણ કરે છે

મુસલમાનો મૂર્તિનો વિરોધ કરે છે એટલે તેમને મન મૂર્તિ કે મંદિર જેવી દુનિયા પર બીજી કોઈ અપવિત્ર વસ્તુ છે જ નહિ પરંતુ એ ભૂલી જાય છે કે જાણ્યે અજાણ્યે આખી મસજીદનેજ સાક્ષાત્ મૂર્તિ કે મંદિરનું રૂપ આપી બેઠા હોય છે તેને મન મસીદનો એક એક પત્થરનો ટૂકડો પવિત્ર અને પૂજનીય બની ગયો હોય છે

ધર્મના નામે આ પ્રતિદિનની ન ાઇઓથી વિરક્ત વર્ગ ઉપી ઉઠે એમા નવાઈ શી ?

અને તેથી જ પ્રત્યેક ધર્મમા નવશિક્ષિતની પ્રગતિ સાથે સાથે આવો વર્ગ પ્રતિદિન વધતો જ જાય છે એ વર્ગ આ બધી ધાર્મિક લડાઈઓનો નાશ ઇચ્છે છે અને કોઇ એક એવો ધર્મ ઇચ્છે છે જે સર્વમાન્ય થઇ શકે જેનો વિરોધ આખા વિશ્વમા કોઇને હોય નહિ એ ધર્મનુ એવુ એક પણ તત્ત્વ ન હોય જેને લઇને ઝી માનવ જાતમા પરસ્પરની લડાઈ જાગે, પ્રત્યુત એના પ્રત્યેક તત્ત્વમા સર્વ સમન્વયનુ ઝરણુ વહેતુ હોય

એ વર્ગ કહે છે કે ધર્મ એ જો સત્ય હોય તો તે એક જ હોવો જોઇએ તેમા ભેદ કેવી રીતે સભવે ? એક જ વસ્તુ જુદી જુદી રીતે જોવામા આવે તો એ એક જ વસ્તુની જુદી જુદી બાજુઓજ જોવામા આવી છે એમ કહેવુ જોઇએ પણ એથી કાઇ પૂર્ણ વસ્તુમા ભેદ પડતો નથી, તેમજ એ દરેક બાજુઓ કાઈ પૂર્ણ થઈ જતી નથી. પૂર્ણ તો જે સત્ય છે એક છે અભિન્ન છે એજ કહેવાનુ તો પછી એ અપૂર્ણ બાજુઓને–એ અપૂર્ણ અગોને પૂર્ણ સત માની કલહ કરાવો તો ધર્મને નામે અવકાશ જ કેમ સભવે ?

જેમ જેમ આ વિવેકી વૈજ્ઞાનિક વર્ગ વધતો જાય છે તેમ તેમ હવે ન પેક ધર્માવલબીઓમા એક એવો પણ વર્ગ પેદા થતો જાય છે કે જે આ વસ્તુ સમાધાન કરવાનો યત્ન કરે છે પરિણામે આજે પ્રત્યેક ધર્મના અનુયાયીઓ પોતાના ધર્મમા વિશ્વ ધર્મ થવાની યોગ્યતા આરોપિત કરે છે અને તેનુ જોર શોરથી પ્રતિપાદન કરે છે એક તરફ આ પ્રતિપાદન ચાલતુ હોય છે અને બીજી જ તરફ ધાર્મિક કલહો ચાલતા હોય છે આ દશ્ય જોઇ કયો તટસ્થ પોતાનુ હસવુ ખાળી શકે? બધા ધર્મો વિશ્વ ધર્મ થઈ શકે છે કે કેમ એ વિષે

બાજુએ રાખી માત્ર જૈન ધર્મના અનુયાયીઓના એ દાવાની યોગ્યા-
યોગ્યતા વિષે થોડો ઘણો યથામતિ વિચાર કરવો અહિં પ્રસ્તુત છે

જૈનોના એ દાવાની પરીક્ષા કરતા પહેલા આપણે વિશ્વધર્મના
સ્વરૂપ અને તેના આવશ્યક તત્ત્વો પર થોડો વિચાર કરી લઇશુ તો
અપ્રસ્તુત નહિ થાય, પ્રત્યુત એ પરીક્ષાનો માર્ગ સીધો થઇ જશે.

જે ધર્મને વિશ્વમા સૌ કોઇ સ્વીકારવા તૈયાર થાય, પોતાના
આદર્શ તરીકે જેને સૌ કોઇ નજર સામે રાખી શકે, ભલે સપૂર્ણ
રીતે એ ધર્મને આચરણમા પ્રત્યેક વ્યક્તિ ન લાવી શકતી હોય, પણ
આદર્શ ધર્મ તો એજ હોઇ શકે એમ દૃઢપણે માની જેને આચરણમા
ઉતારવા પ્રત્યેક વ્યક્તિ પ્રગતિશીલ થઇ શકે, એ ધર્મ તે વિશ્વધર્મ અને
તેના સ્વરૂપને એક શબ્દમા "વિશ્વ બંધુત્વની ભાવના" એમ કહી
શકાય એ વિશ્વબંધુત્વથી જગતની અશાન્તિનો યુદ્ધનો નાશ થઇ માન
[illegible] વાચિક અને કાયિક શાન્તિ-વિશ્વશાંતિ જગતભરમા સ્થાપિત થાય
એ વિશ્વધર્મનો ઉદ્દેશ છે આવા ધર્મને ધર્મ તરીકે, ફરજ તરીકે
સ્વીકારવામા જે ધર્મવિરોધી વર્ગ ઉભો થયો છે એને પણ વાંધો
નથી જ એ ભાગ્યેજ કહેવાની જરૂર રહે છે

વિશ્વ ધર્મના આવશ્યક તત્ત્વોમા અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ
સંયમ ઇત્યાદિ સદ્‌ગુણોનો સમાવેશ થાય છે પરતુ તેમની જૂની
વ્યાખ્યાઓને વળગીને વ્યાપક રીતે વ્યાખ્યાઓ કરવામા આવી છે, એ
[illegible] જોઇએ નહિ

"અમો માનવ સમુદાય એક છે તેમા નથી કોઇ ઉચ્ચ કે નથી
કોઇ નીચ, બધને સુખ પૂર્વક જીવવાનો સરખો અધિકાર છે પ્રત્યેક
વ્યક્તિને વિચાર અને વાણીનુ સ્વાતંત્ર્ય છે તેમા કોઇ આડે આવી
[illegible] નહિ સૌ પોતાની રીતે સત્યની શોધ કરી શકે છે, પોતાના
વિચાર દર્શાવી શકે છે, તેને દબાવવાનો અધિકાર કોઇને છેજ નહિ
બુદ્ધિ અને તર્કનો ધર્મ સાથે વિરોધ નથીજ ઉલટું ધર્મની શુદ્ધિ તર્ક
અને બુદ્ધિથી થાય છે વિજ્ઞાન અને ધર્મ પરસ્પર વિરૂદ્ધ નથી પણ

ધર્મમા પ્રવેશ પામતી અશુદ્ધિઓ શોધવાનુ કામ વિજ્ઞાન કરે છે માનવ સમુદાયમા સ્ત્રી અને પુરુષના સમાન અધિકાર છે બન્ને માનવ શરીરના અવિભાજ્ય અંગો છે કોઈ પણ પૂર્વગ્રહને સ્થાન છે જ નહિ પરતુ સાચુ તે મારૂ એવી નીતિએ એક જ પૂર્વગ્રહને સ્થાન છે બધા જાતિ અનુભવે બધા મનુષ્ય એક થાય" The dawn of the New Day Cમાંથી સૂચિત આવી ઉદાત્ત ભાવનાઓને જ વિશ્વધર્મમા સ્થાન છે મનની વચનની કે આચરણની સકુચિતતાને વિશ્વધર્મમાં અવકાશ નથી જ

હવે તો બધા ધર્મવાળા મહાર આવીને ઉંચા હાથ કરી કરીને કહેવા લાગ્યા છે આ બધા તત્ત્વો અને એ બધી ઉદાર ભાવનાઓને અમારા ધર્મમા સ્થાન છે એટલે અમારા જ ધર્મ વિશ્વધર્મ થવા યોગ્ય છે જેઓ પણ પોતાના સૂર એક સરખી રીતે આમા પુરાવે છે ખરી રીતે જોઈએ તો આ તત્ત્વો પ્રત્યેક ધર્મના મૂળમા હતા જ અને છે એનો ઇન્કાર તો કરી શકાય નહિ પરતુ જ્યારે તેમને પૂછવામા આવે છે કે જો વસ્તુસ્થિતિ એવી છે તો પરસ્પર ધાર્મિક લડાઈની જાત્વા સ્થળી કેમ જામી? આ પ્રશ્નો જવાબ તેમની પાસે નથી

એ જવાબદારી ધર્મની નથી, ધર્મના સિદ્ધાન્તની પણ નથી પરતુ કોઈ એક ધર્મ પ્રવર્તક પ્રત્યે પોતાની ભક્તિ જામી છે, અથવા પોતાના માતાપિતા કોઈ એક ધર્મ પ્રવર્તકને માને છે તેને લઈને પોતે એ ધર્મપ્રવર્તકનો ભક્ત બન્યો છે અને તે માત્ર ભક્ત જ બન્યો નથી હોતો પણ અંધ ભક્ત થયો હોય છે તેથી તે પ્રવર્તક પર તેનો મોહ બંધાયેલો હોય છે જેનો પોતે પ્રશસ્ત મોહ તરીકે પ્રચાર કરે છે અને એ મોહવશ બીજા ધર્મ પ્રવર્તકમા તે ગુણ જોઈ શકતો નથી પરતુ પોતાની ટૂકી દૃષ્ટિને કારણે ગુણ જોવા તો દૂર ગયા પણ દોષ દર્શન કરે છે, અહિંથી જ આ પ્રવૃત્તિ અટકતી નથી પણ તે તે પોતાને માન્ય પ્રવર્તકના પ્રસગાનુસારી ઉપદેશો કે આચરણોને સપૂર્ણ સત્ય અને નિમનાસાધિન માની બીજા પ્રવર્તકના ઉપદેશ અને આચારમા જ્યાં

મેળ જુવે છે ત્યાં તેને મિથ્યા માનતો થઇ જાય છે, આનું પરિણામ ધાર્મિક અસહિષ્ણુતા અને પરસ્પરના ધાર્મિક કલહોમાં આવે છે એટલે આ લડાઇ અહંતાની છે, મારાપણાની છે એમાં ધર્મનું તો નામજ માત્ર છે.

આ ઉપરથી આપણે એટલું તો કહી શકીએ કે આ ધાર્મિક લડાઇઓ જો વિશ્વધર્મમાં ન જોઇતી હોય તો એ ધર્મમાં પ્રચલિત કોઇ પણ એક ધર્મનેજ માન્ય એવું વિશેષણ—જેના પર તે તે ધાર્મિક લોકોનો મોહ બંધાયો છે અને જે તેમને પરસ્પર કલહનું કારણ બને છે—ન આપવું જોઇએ એ હિન્દુ નહિ, જૈન નહિ, બૌદ્ધ નહિ, ખ્રિસ્તી નહિ, ઇસ્લામ પણ નહિ. વિશ્વધર્મ એ ધર્મ છે, માત્ર ધર્મ જ છે બીજું કાંઇ નહિ. એના પ્રવર્તક માત્ર કૃષ્ણ કે રામ નહિ, માત્ર મહાવીર કે બુદ્ધ નહિ, માત્ર ઇસા કે મહમ્મદ નહિ. પણ અત્યાર સુધીમાં જે જે મહાન પુરુષોએ આ જગતને દુઃખમુક્ત કરવા માટે પોતાના જીવનનું બલિદાન આપ્યું છે તે બધાજ એ વિશ્વ સંસ્કૃતિના ધાર્મિક મહેલના પ્રણેતા છે. તેમાં કૃષ્ણ-રામ પણ હોય, મહાવીર અને બુદ્ધ પણ હોય, ઇસુ અને મહમ્મદ પણ હોય. પછી એ પ્રવર્તકો માત્ર અમુકજ વર્ગના થી રહેતા, પણ આખી માનવ જાતના એ સહીયારા બની જાય છે, તેમને માન આપવાનો, તેમના આદર્શોને ઝીલવાનો સૌ કોઇ પ્રયત્ન આદરે છે, અને માનવ સમુદાયના એ બધા પ્રિય થઇ પડે છે.

જો આટલી વસ્તુ સ્વીકારીએ, એ સ્વીકારવી જ પડે છે, તો પછી કોઇ પણ ધર્મ માત્ર પોતાનો જ વિશ્વધર્મને યોગ્ય હોવાનો દાવો કરે તો એનો આપણે ઇન્કાર જ કરવો જોઇએ. તો પછી જૈન ધર્મનો એ દાવો શી રીતે સ્વીકારી શકાય?

ધારો કે વિશ્વધર્મને યોગ્ય ગુણો જૈન ધર્મ ધરાવે છે, પરંતુ બીજા ધર્મો એ ગુણો નથી ધરાવતા એમ તો આપણાથી કહી શકાય એમ છેજ નહિ, તો પછી વિશ્વધર્મ તો જૈન ધર્મ જ થઇ શકે એ કહેવાનો નો અર્થ છે તે સમજાય એવી વાત નથી. પોતાનો દાવો તો બધા

ધર્મને દુનિયાના ધર્મોમાં સંખ્યાની દૃષ્ટિએ પ્રથમ સ્થાન અપાવ્યું છે સેવા અને શ્રમણ એ બન્નેને નામે જૈનોમાં મોટું મીંડું છે જૈનોની સેવા હજુ સમસ્ત માનવ જાત સુધી પહોંચી જ નથી જૈનોની સેવાનું ક્ષેત્ર પાંજરાપોળ સુધી છે અને પાંજરાપોળમાં પણ થતી સેવાને સેવા કહેવી કે કુસેવા એ પણ ચર્ચાનો વિષય છે જૈનોની દૃષ્ટિ માનવ જાત સુધી પહોંચાડતાં હજુ કેટલી સદીઓ જોઈએ એ કહેવું મુશ્કેલ છે જો જૈન ધર્મનો ફેલાવો વિશ્વમાં કરવો હોય તો માનવ સેવાના પ્રબળ સાધન દ્વારા જ થઈ શકે અને એ તત્ત્વની જ ખામી ત્યાં જૈન ધર્મને વિશ્વ ધર્મ બનાવવાની આશા સેવવી એ અસ્થાને નથી શું? વળી દીન દુખીની સેવા કરવી એ જૈન સાધુઓ પોતાનો ધર્મ માનતાજ નથી અવ્રતીની સેવામાં તો તેમને ન જાણે કેટકેટલી ક્રિયા લાગી જાય છે? એક સાધુ હરિજનોમાં બહુ બહુ તો ઉપદેશ દેવા સિવાયનું કાંઈ શારીરિક કાર્ય કરવા માગે તો તે સર્વથા નિષિદ્ધ મનાયું છે અને જો કોઈ ભલા સાધુને હરિજન કે ઇતર જનની શારીરિક સેવા કરવાનું મન થાય તો તેને સાધુ સંસ્થામાંથી રાજીનામું આપવા સિવાય બીજો રસ્તો જ નથી જ્યાં સાધુઓની આ સ્થિતિ છે, ત્યાં ગૃહસ્થોમાં સેવાની ભાવના કેવી રીતે આવી શકે? અને સેવા વિના જગતને જીતવાની આશા રાખવી એ હવાઈ કિલ્લા નહિ તો બીજું શું છે? સાધુઓ પોતે ગંદકી કરી શકે, તેમ કરવામાં તેમને કાંઈ પાપ લાગતું હોય એમ જણાતું નથી. પરંતુ જો કોઈ સાધુ ભૂલે ચૂકે પણ એ ગંદકી દૂર કરે તો તેને એ સાધુ સંસ્થામાં રહેવું ભારે થઈ પડે એ ગંદકી સાફ કરવી એ એનો મોટામાં મોટો ગુનો ગણાય. અને તેને જો ફરી એવું કામ કરવું હોય તો સાધુવેશ ઉતારીને જ કરવાની સૂચના અપાય જે ધર્મના મુખ્ય નેતાઓમાં આવી ભ્રમણાઓ હોય એઓ પોતાનો ધર્મ જગતને આપીને જગતને ખાડામાં નાખવાનો વિચાર કરે છે કે જગતનો ઉદ્ધાર કરવાનો એ કહેવું કઠણ છે

બૌદ્ધોએ ભ્રમણ દ્વારા બૌદ્ધ ધર્મ ફેલાવ્યો જૈન સાધુઓમા ભ્રમણને નામે પણ મીંડુજ છે એમ કહી શકાય તેમનું ભ્રમણ કરવું ત્યારેજ ઇષ્ટ થઈ પડે છે જ્યારે સ્વક્ષેત્રમાંથી પ્રતિષ્ઠા ચાલી ગઈ હોય પોતાના ધર્મનો પ્રચાર કરવાના પવિત્ર ઉદ્દેશથી ભ્રમણ કરતા હોય એવા સાધુઓ જૈન સમાજમા શોધ્યા જડે એમ છેજ નહિ તેમને ભ્રમણનો આદેશ શાસ્ત્રોએ આપ્યો છે એ ખરૂ પણ એ આદેશ કરતી વખતે એ ભ્રમણના ઉદ્દેશમા જેટલો તેમના ચારિત્ર રક્ષણ પર ભાર આપવામા આવ્યો છે તેટલો લોકોના કલ્યાણ માટે નહિ તેમનું ભ્રમણ એટલા માટે આવશ્યક માન્યુ છે કે તેઓ એકજ ઠેકાણે રહે તો ચારિત્રનો ભગ થવાનો સભવ છે, ભ્રમણના ફળમા લોકકલ્યાણ કે જૈન ધર્મનો પ્રચાર એ તો માત્ર આનુષગિક ફળ મનાયુ છે, મુખ્યત્વે તો તેમની ચારિત્ર રક્ષા એ ચારિત્ર રક્ષા પણ અત્યારે તો સગવડમા પરિણમી છે એ અહિં યાદ રાખવું જોઈએ જૈન સાધુ સસ્થાની આ સ્થિતિ છે ત્યારે ખુદ ભગવાન બુદ્ધનો પોતાના પ્રથમ શિષ્યોને દીક્ષા લીધા પછી પહેલોજ આદેશ દૂર દૂર દેશ દેશાન્તર જઈ જગના જીવોને સદ્ધર્મનો ઉપદેશ આપી દુખમુક્ત કરો’ એવો છે આ ભેદમાથી જૈન ધર્મ કેમ સ્થિર છે, કેમ ફેલાતો નથી અને બૌદ્ધ ધર્મ કેમ આટલો બધો ફેલાઈ ગયો એનું રહસ્ય મળી રહેશે અને મને લાગે છે કે જૈનોનો પ્રસ્તુત દાવો ક્યા સુધી ટકી શકે એવો છે, એનો નિર્ણય સૌ કોઈ સહેલાઈથી કરી શકશે

કોઈ પણ ધર્મના પ્રચારમા વિચાર સ્વાતત્ર્ય છૂટ એ તત્ત્વ અત્યત ઉપયોગી નીવડે છે જૈન ધર્મના સિદ્ધાન્તો ગમે તેટલા ઉદાર હોય, જૈન દર્શનમા અનેકાન્તવાદને ભલે ગમે તેટલું મહત્ત્વ અપાયુ હોય પણ તેનો ઇતિહાસ તો એથી વિરુદ્ધ ત્વરાગ્રનીજ સાખી પૂરે છે જૈન ધર્મના મન્તવ્યો પર સર્વજ્ઞ પ્રણીતની છાપ મારવામાં આવી છે તેથી તેમા ઉપરથી કોઈ પણ સુધારો વધારો કરે એ જૈન સઘને તદ્દન અસહ્યજ થઈ પડે છે સિદ્ધસેન વગેરેએ પોતાના સ્વતન્ત્ર વિચારો

જીવ્યા ત્યા સુધી તેમને કાઇ ઓછુ સહન નથી કરવુ પડયુ. અત્યા-
રનો નવીન માનસ ધરાવતો જૈન સ્વતંત્ર વિચારક તરીકે સિદ્ધસેનને
ભલે ગમે તેટલુ મહત્ત્વ આપી ગૌરવ લે, પણ સિદ્ધસેન જ્યારે જીવતા
ત્યારે તેમનુ માન કેટલુ થયુ છે તે પરથી જ જૈન સમાજમા વિચાર
સ્વાતંત્ર્યને કેટલી હદે અવકાશ છે એ નક્કી કરવુ જોઇએ. વળી
આજની સંઘ સભાની પ્રવૃત્તિ જૈનો કેટલા વિચાર સહિષ્ણુ છે એનુ
માપ કરવા બસ નથી શુ? જૈનોની પ્રકૃતિ સદા શ્રદ્ધાળુ રહી છે
તેથી નવા વિચાર માટે તેનો કદી બહુ આદર થયો હોય એની સાક્ષી
ઇતિહાસમાથી તો શોધી જડે તેમ નથી. બૌદ્ધ આચાર્યોએ બુદ્ધના
ઉપદેશને સામે રાખીને જે પ્રસ્થાન ભેદ ઉપજાવી કાઢેલા છે તે એ ઘડી
આજના ઉદ્દામ વિચારકને પણ આશ્ચર્ય મુગ્ધ કરે તેવા છે. તે
બુદ્ધના જ 'મારા વચનની પૂરી પરીક્ષા કર્યા પછી જ તેને સ્વીકારજો"
એ આદેશને આભારી છે. જૈનાચાર્યો સામે તો સર્વજ્ઞ બેઠા હતા અને
પોતે પણ અપ્રમાણ થઇને સર્વજ્ઞની સામે ઉપસ્થિત હતા. જૈનોના
પ્રસ્થાનભેદ જો કહેવા હોય તો-સાધુ કપડા પહેરી શકે કે નહિ, સંવ-
ત્સરી ચોથની કે પાચમની, એવા બાલીશ લાગતા મતભેદો સિવાય,
બીજા મૌલિક ચિંતન વિષયક વસ્તુમા બહુ થોડા છે. જે કાઇ ગચ્છના
કે પરપરાના મતભેદો છે તેમા એવુ કોઇ તત્ત્વ નથી કે તેના
પ્રસ્થાપકે પોતાની બુદ્ધિનો ચમત્કાર એ મતભેદના મુદ્દામા બતાવ્યો
હોય. એટલે જૈન ધર્મને વિશ્વધર્મ બનાવવો હોય તો તેના અનુયાયી-
ઓએ પોતે ખૂબ ઉદાર થવુ જોઇશે, વિચાર સ્વાતંત્ર્યની છૂટ આપવી
પડશે. પરતુ જ્યારે તેઓ તેમ કરતા શીખ્યા હશે ત્યારે તેઓ રૂઢ
જૈન રહ્યા હશે કે કેમ તે સહજે કહી શકાય નહિ. વિશ્વધર્મમા એટલી
તાકાત હોવી જોઇએ કે ગમે તેવા ઉદ્દામ વિચારકને પણ એક વાર
પોતામા સમાવી તો લે જ અને પછી તેના વિચારનો સમન્વય કરે. જે
ધર્મમા એ જાતની સમન્વય શક્તિ ન હોય તે વિશ્વધર્મ શી રીતે થઇ
શકે? મને તો એ જ સમજાતુ નથી.

અહિં પ્રશ્ન થશે કે જૈનોનો અનેકાંતવાદ એ સમન્વયની મહાશક્તિ નથી તો બીજુ શુ છે? અનેકાંતવાદનો જન્મ સમન્વય માટે છે તો પછી જૈન ધર્મ વિશ્વધર્મ કેમ ન થઈ શકે?

અનેકાંતવાદ એ સમન્વયની અદ્ભુત શક્તિ છે એ કબુલ છે જૈનો કહે છે કે અનેકાંતવાદ તો અમારો જ છે, એ પણ થોડી વાર કબુલ કરીએ પણ એક સામો પ્રશ્ન પૂછી શકાય કે જીવન વ્યવહાર કે શાસ્ત્ર માથી એ સમન્વયના નમૂના જરા શોધી આપશો? જરા વદિક ધર્મના ઇતિહાસ સામુ તો જુઓ કેટકેટલા ધર્મ અને સપ્રદાયની મહા નદીઓ એ સમુદ્રના પેટમા સમાઇ ગઈ છે? એવી રીતે મળી ગઈ છે કે તેનુ સ્વતંત્ર અસ્તિત્વ પણ ભાગ્યેજ કળી શકાય કરોડો જૈનો જ ક્યા ગયા? અનેમત જૈનોની મૂડી ખરી પણ તેને તો તેઓ ન જાણે તે રીતે હિન્દુઓ હજમ કરી ગયા છે જૈનોમા તો એની ચર્ચા માત્ર શસ્ત્રના અમુક પાના પર જ રહી ગઈ છે જૈનોનો વ્યવહારનુ નિરૂપણ કરવાનો આ અવસર નથી સૂચન જ બસ થશે. જૈનોના ત્રણે ફિરકાનો જ ઇતિહાસ અને વ્યવહાર તપાસો તરત જ જીવનમા અંકિત છે કે એમાં એ સ્પષ્ટ જણાઇ આવશે. આ સાપ્રદાયિક નજીવા મતભેદોનો પણ કોઇએ સમન્વય કરવાનો પ્રયત્ન કર્યો હોય એવુ જાણવામા નથી આવ્યુ વિશ્વધર્મમા તો મતભેદોની અનંત પરંપરા જામશે એનો સમન્વય કરવાની તાકાત છે?

હજી જૈન ધર્મને વિશ્વધર્મ થતા રોકે એવા બીજા ઘણાય બાધકોની લાંબી હારમાળા આપી શકાય એમ છે પરંતુ અહિં તો મુખ્ય મુખ્ય બાધકો આપવાનો જ પ્રયત્ન કર્યો છે જૈન ધર્મમા વિશ્વધર્મ થવાને જે ગુણો આવશ્યક છે તેમાના કેટલા છે પણ તે અહિં બતાવવાની આવશ્યકતા નથી. આ ચર્ચાનો ઉદ્દેશ માત્ર જૈનો બહાની વાત છોડી દઇને પ્રથમ પોતાની જાતને સુધારે એ છે એ કહેવાની પણ ભાગ્યે જ જરૂર છે

# વ્હેમ અને ધર્મ.

(વ્યાખ્યાતા—પં. નાથુરામજી પ્રેમી)

મિથ્યા ધારણા, મિથ્યાત્વ, ખોટો વિશ્વાસ, વ્હેમ વગેરે ઘણે કરીને એકાર્થવાચી છે, ખોટી રીતે વિચાર વિનિમયનું પરિણામ જ વ્હેમ છે જ્યારે મનુષ્યને કાર્ય કારણ ભાવનું જ્ઞાન થઇ જાય છે, ત્યારે ત્હેની સોચવાવિચારવાની પદ્ધતિ ઠીક થઈ જાય છે, અને તે વ્હેમોથી છૂટકારો મેળવે છે

એક માણસ કોઇ કામે જઇ રહ્યો હતો ત્હેની આગળ બિલાડી આડી ઉતરી ચાલી ગઈ માણસ જે કામે ગયો હતો તે કામ સિદ્ધ ન થયુ, બસ, ત્હેણે નિશ્ચય કરી લીધો કે બિલાડી આડી ઉતરવાથી કામ સિદ્ધ ન થયુ પરન્તુ એ વિચાર-પદ્ધતિ જ ખોટી છે, કાર્યકારણના નિયમને તે સમજતો નથી, અને એટલે જ એ વિચારી શકતો નથી કે ત્હેનું કામ સફળ નહિ થવામાં "બિલાડીનુ આડું ઉતરવુ" કેમ કારણ બન્યુ? અગર બિલાડી આડી ન ઉતરતી તો ત્હેનુ કામ કેમ સફળ થાત, અને આડી ઉતરી તો કેમ ન થયુ? આપણી અયોગ્યતા આળસ વગેરે પણ તે નિષ્ફળતાના કારણો હોઇ શકે છે

બે મનુષ્યોને હૈજા કે પ્લેગનો રોગ થયો, ત્હેમાં એક મરી ગયો અને બીજો બચી ગયો, જે બચી ગયો ત્હેને માટે દેવીના પુજારીએ કહ્યુ કે મ્હેં ત્હેની રક્ષાને માટે દેવી પાસે પ્રાર્થના અને અનુષ્ઠાન કર્યું હતુ એ સાંભળી પહેલા માણસનો વિશ્વાસ બેસી ગયો કે હુ દેવીની કૃપાથી જ બચ્યો છુ તે એ વિચારી જ શકતો નથી કે મ્હારો શરીરનો બાંધો અને જીવન-શક્તિ એટલી પ્રબળ હોઈ શકે છે કે જેના ઉપર રોગોનો હુમલો અસર કરી શકતો નથી મરવાવાળાની શરીરની અપેક્ષાએ ઘણું વધારે સ્વસ્થ છે અથવા મારી સેવા સુશ્રુષા વિશેષ સાવધા

નીથી થઇ, તે એ પણ સ્હમજી શકતો નથી કે રોગ નષ્ટ થવામા અને પુજારીદ્વારા દેવીની પ્રાર્થના કરવામાં પરસ્પર કયા કાર્ય કારણનો સબધ છે

આ રીતે સમાજમા હજારો વ્હેમો ફેલાયા છે જે દેશ જેટલો અજ્ઞાન અધકારથી ઘેરાયેલો છે તેમા તેટલુ વધારે વ્હેમોનુ સામ્રાજ્ય જામ્યુ છે શાસ્ત્રકારો એ વ્હેમને 'મૂઢતા" શબ્દથી સબોધન કરેલ છે, અને ત્હેના ત્રણ ભેદ છે લોક મૂઢતા દેવ મૂઢતા અને ગુરૂ મૂઢતા, આ ત્રણ પ્રકારના ભેદોમા સમાજના બધા વ્હેમો અને મિથ્યા ધારણાનો સમાવેશ થાય છે

મનુષ્ય વ્હેમથી ત્યારે છુટકારો મેળવે છે કે જ્યારે ત્હેને જ્ઞાન થાય છે કે બધુ પ્રકૃતિના નિયમોને આધીન છે ત્હેમા અસભવ, અલૌકિક, અને અપ્રાકૃતિક કોઇને પણ સ્થાન નથી ચમત્કાર કોઇ ચીજ નથી પ્રત્યેક કાર્યનુ કોઇને કોઇ કારણ જરૂર હોય છે એવી કોઈ શક્તિ નથી કે જે પ્રકૃતિના નિયમોનુ ઉલ્લઘન કરી શકે આશ્ચર્યજનક અને અસાધારણ ઘટનાઓના મૂળમા પ્રકૃતિનો કોઈ ગૂઢ નિયમ કામ કરે છે

પૃથ્વી ઉપરના ત્હમામ ધર્મોએ પોતાના સમયના અનેક વ્હેમો અને મિથ્યા ધારણાને દૂર કરીને મનુષ્ય જીવનને સુખ શાંતિ પૂર્ણ બનાવવાને યથાશક્તિ પ્રયત્ન કરેલ છે ત્હેમા ત્હેને અમુક અંશે સફળતા મળી છે પરતુ એ સફળતા પણ ચિરસ્થાયી નિવડી નથી એક તો પોતાના સમયના બધા જડ ધાલી બેઠેલા વિચારોને દૂર કરવામાં કોઇ ધર્મ સફળતા મેળવી નથી એટલે ઘણા વ્હેમો ત્હેની સાથે લાગ્યા જ રહ્યા બીજુ ધર્મના જન્મ વખતે એટલા જ્ઞાનનો વિકાસ થયો નહોતો કે દરેક વ્હેમોને વ્હેમ તરીકે સ્વીકારી લેવાય ઘણા વ્હેમો ધાર્મિક વિચારો સાથે ચોટી ગયા અને ત્રીજુ સમયના પ્રવાહમાં તણાઇને ત્હેના અનુયાયીઓના અજ્ઞાન પ્રભાવથી નવા નવા વ્હેમો પણ ઉત્પન્ન થતા ગયા અને જુના વ્હેમો ત્હેમના ત્હેમ અથવા પરિવર્તિત

પ્રયત્ન કર્યો કમાલે જ્યારે ઇન્કાર કર્યો નવો પંથ ચલાવવામાં ગુરુદ્રોહ બતાવ્યો ત્યારે બધા ભક્તોએ શોર બકોર મચાવી મૂક્યો "ડૂબ્યો વંશ કબીરનો ઉપજ્યા પુત્ર કમાલ" કમાલ પોતાના પિતા અને ગુરુના સાચા અનુયાયી હતા તે માટે તે બરાબર વિરોધ કરતા રહ્યા પણ તે પછી કબીર પંથ સ્થાપન થયો અને પૂજા-પ્રતિષ્ઠા અને સુખચેનના લોભીઓએ મહંત બની બનીને સ્થળે સ્થળે અડ્ડા જમાવ્યા. પરિણામ એ આવ્યું કે કમાલના શબ્દોમાં કબીરની તેજસ્વી વાણીની જ્વાળા શાંત થઈ રાખમાં પરિણમી અને આજ કબીરના અનુયાયીઓ લગભગ તેજ જાતિ પંક્તિ અને છૂતાછૂતની ગંદકીમાં ફસી પડ્યા છે કે જેહનો ઉધ્ધાર કરવા માટે કબીરજીએ જીવનભર ઉદ્ઘોષ કર્યો હતો

મહાત્મા દાદુ પણ એક એવા સંત થયા છે કે જે ઘણા વિદ્વાનોના અભિપ્રાય મુજબ કમાલનાજ શિષ્ય હતા અને કબીર જેવા સાધક હતા. હમણાંજ એમના વિષયમાં શાંતિ-નિકેતનના અધ્યાપક મનીષિ ક્ષિતિ મોહનસેને એક ઘણીજ શોધ ખોળ પૂર્ણ વિશાળ ગ્રન્થ પ્રકાશિત કરેલ છે ત્હેમનો પણ એક પંથ બન્યો છે કે જે દાદુ પંથના નામે વિખ્યાત છે આગળ જતાં ત્હેમાં એટલી વિકૃતિ પેદા થઈ કે ત્હેના પંથના અપરિગ્રહી નાગા સાધુઓ સન ૧૮૫૭ ના સિપાઈ-વિદ્રોહમાં ઇસ્ટ ઇંડીયા કંપનીના ભાડાના સિપાહી બની લડ્યા અને ત્હેમણે સ્વદેશ-બંધુઓનો નિર્દયતાથી વધ કર્યો

કબીર અને દાદુની વાણીમાં વ્હેમો, ચમત્કારો અને અલૌકિક ઘટનાઓનો વિરોધ કરેલ છે પરંતુ શિષ્યોએ પોતાના ગુરુની જૂઠી પ્રતિષ્ઠા વધારવા ત્હેના જીવનમાં કેટલીયે ચમત્કારપૂર્ણ અસંભવ ઘટનાઓ ગુંથી નાખી છે કબીર જુલાહા ( વણકર ) જાતિના હતા અને દાદુ ધુનિયા અથવા પીંજારા હતા પરંતુ ત્હેના શિષ્યો કહે છે કે તે સાક્ષાત્ નારાયણ હતા નારાયણ કબીરના સ્વરૂપમાં લહરતળાવમાં પ્રગટ થયા અને નીમા નામની જુલાહિન સ્ત્રી ત્હેને ઉઠાવી ગઈ, એવીજ રીતે

ર્ભુષ્પલ બાજ- દાદુના સ્વરૂપમા ઉત્પન્ન થયા અને ત્હેનુ લોદીરામ મના એક નાગર બ્રાહ્મણે પાલન પોષણ કર્યું

આ દૃષ્ટાતો તો ત્રણસો ચારસો વરસ પહેલાના છે ઘણા પૂરાણા થી. તેથી આપ અનુમાન કરી શકશો કે જે ધર્મસ્થાપકો હજારો ર્ષ પહેલા થઈ ગયા છે ત્હેમના વિષયમા કેટલી અદ્ભૂત વાતો ગુથાણી શે! અને ત્હેમના સજીવ સિદ્ધાંતોને કેટલા વિકૃત બનાવી દીધા હશે.

ઈસા મરીઇ કુમારિકાના ગર્ભમા ઉત્પન્ન થયા બુદ્ધ ભગવાનનો જન્મ થતાજ સમસ્ત સસાર પ્રકાશિત થઇ ગયો, બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ સ્વય ઉપસ્થિત થયા ભગવાન મહાવીર બ્રાહ્મણીના ગર્ભમાથી અપહરણ થઈ ત્રિશલા ક્ષત્રિઆણીના ગર્ભમા મૂકવામા આવ્યા ત્હેમના જન્મ સમયે ઈન્દ્રાદિ દેવો આવ્યા, અગુઠાથી સુમેરૂ કપાયમાન થયો, હનુમાનજી સૂર્યના ગોળાને ગળી ગયા, કૃષ્ણચદ્રે ગોવર્ધન પર્વત ઉઠાવ્યો, રામચદ્રના જન્મમહોત્સવમા અને કૃષ્ણની રાસલીલાના વખતે સૂર્ય ચદ્ર મહિનાઓ સુધી સ્થિર થ યા રહ્યા આવા પ્રકારની ચમત્કારિક ઘટનાઓ ઘણુ કરીને દરેક ધર્મમા મળે છે અને દરેક ધર્મના અનુયાયીઓ ત્હેને યુક્તિ પ્રયુક્તિથી સિદ્ધ કરે છે

મ્હારો વિશ્વાસ છે કે જૈનધર્મ પોતાના સમયનો બહુ પરિષ્કૃત સશોધિત અને સદસદ્વિવેકપૂર્ણ ધર્મ હતો ત્હેણે વ્હેમો અને મિથ્યા ધારણાઓનો બધાથી અધિક વિરોધ કર્યો હતો અને પોતાનો પાયો સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, અને સમ્યક્ ચારિત્ર ઉપર નિર્ભર કર્યો હતો સ્વામી સમન્તભદ્ર કહે છે કે હુ પ્રાણીઓને દુ ખથી છોડાવીને ઉત્તમ સુખમા લઇ જનારાળા સમીચીન (સાચા) ધર્મનો ઉપદેશ કરીશ અને સાચી દૃષ્ટિ, સાચુ જ્ઞાન અને સાચુ આચરણ એજ સમીચીન ધર્મ છે હુ સમજુ છુ કે આ ત્રણે બાબતો ધર્મની ઉત્તમમા ઉત્તમ કસોટી છે આ વિજ્ઞાનયુગમા પણ સાચા ધર્મની આથી સારી વ્યાખ્યા થઇ શકે નહિ.

ઉપર્યુક્ત સાચી દૃષ્ટિની પ્રાપ્તિ માટે લોકમૂઢતા, ગુરૂમૂઢતા અને દેવમૂઢતા એ ત્રણે મૂઢતાઓ દૂર થવી જોઇએ અને જેવી રીતે પહેલાં કહેવાયું છે તેમ સંસારમાં જેટલા વ્હેમ અને મિથ્યા વિશ્વાસ છે તે બધા આ મૂઢતામાં આવી જાય છે, આવી સ્થિતિમાં એ વાત જોરથી કહી શકાય છે કે જ્હેને સાચી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે તે વ્હેમોથી પર થઇ જાય છે હવે સમ્યક્ જ્ઞાનનું સ્વરૂપ જુઓ

अन्यूनमनतिरिक्त याथातथ्य विना च विपरीतात् ।
निस्सदेह वेद यदाहु तज्ज्ञानमागमिनाम् ॥

અર્થ —ઓછું નહિ અને વધારે પણ નહિ, સીધી રીતે જેવું હોય તેવું વિપરીતતા વગર જે સદેહ વગર જાણવું તેજ સાચું અગર સમ્યક્જ્ઞાન છે

આથી સ્પષ્ટ થાય છે કે જૈનધર્મ કોઇ પણ પ્રકારના મિથ્યા જ્ઞાનને અને વ્હેમને આશ્રય આપતો નથી સમ્યક્ જ્ઞાન વિજ્ઞાનનું વિરોધી નથી અને તે માટે તે ઓ[illegible]મા ઓછો પોતાના મૂળ રૂપમા વિજ્ઞાનસમત ધર્મ કહી શકાય છે

હવે પ્રશ્ન એ ઉઠે છે કે જેના દર્શન અને જ્ઞાનનું સ્વરૂપ આટલું વિશાળ અને વિજ્ઞાનસમત છે તેમા પણ આટલા બધા વ્હેમોને સ્થાન કઇ રીતે મળ્યું ? અને ત્હેમા વિજ્ઞાનવિરૂધ્ધ વાતો ક્યાંથી આવી ?

ત્હેના અને[illegible] કારણો છે સૌથી પહેલું તો એ છે કે મહાપુરૂષની વાણીને ત્હેના અનુયાયીઓ યથાર્થ સ્વરૂપમા ધારણ કરી શકતા નથી. તેઓ ત્હેના મર્મને, રહસ્યને નહિ પણ શબ્દોને વળગે છે અને ત્હેમની શિષ્ય-પરંપરા દેશ કાળની પરિસ્થિતિને અનુકૂળ પોતાની સગવડ આદિક અર્થ કરવા મડી પડે છે એને પ્રત્યેક મહાપુરૂષના તિરોધાન પછી ત્હેના અનુયાયીઓમા મતભેદ ઉભા થાય છે અને પછી તે સપ્ર દાયનું રૂપ ધારણ કરે છે આ સપ્રદાયોમા પોતાના મતનો કદાગ્રહ

એટલા બધો પ્રબળ હોય છે કે ત્હેમનામા Compromise યા સમજુતીની શક્તિ નષ્ટ થઇ જાય છે અને તેઓ મૂળ વસ્તુની ખાના ખરાબી કરી નાખે છે તેઓ શતાબ્દિના એક ગ્રથકર્તાએ જૈનધર્મની દુર્દશાના સબધમા એક પુરાણો શ્લોક ઉધ્ધૃત કર્યો છે—

> पडितैर्भ्रष्टचारित्रैः बठरैश्च तपोधनैः ।
> शासन जिनचद्रस्य निर्मल मलिनीकृतम् ॥

અર્થ—ભ્રષ્ટ આચરણી પડિતો અને શેઠા સાધુઓએ નિર્મળ એવા જિનશાસનને મલિન બનાવી મૂક્યુ છે

પાડોસના પ્રત્યેક ધર્મો તથા જનસમાજની અભિરુચીનો પણ ધર્મ ઉપર પ્રભાવ પડે છે અને તેથીજ વર્ણભેદ અને જાતિભેદનુ બીજ જૈનસમાજના શરીરમા પ્રવેશ્યુ છે બુદ્ધ અને ઈસાઇ પણ ત્હેનાથી બચ્યા નથી

જે ધર્મના અનુયાયીઓની સખ્યા ઓછી હોય છે અથવા ઓછી થતી જાય છે ત્હેને પોતાના અસ્તિત્વની રક્ષાને માટે પોતાના પાડોશી ધર્મની ઘણી ખરી બાબતો લેવી પડે છે અને ત્હેની સાથે ઘણા વ્હેમોનું આગમન થાય છે સેકડો પ્રકારના દેવી દેવતાઓ તેથીજ જૈન વર્ગમા ઘુસી ગયા છે અને હવે તો તે એટલા બધા મજબૂત બની ગયા છે કે કોઈ ગીન હઠી શકે તેમ નથી મૂળ સિદ્ધાન્તો સાથે પણ ત્હેમનો અનિવાર્ય સબધ જોડી દેવાયો છે

વધુ કરીને પ્રત્યેક ધર્મના અત્યન્ત શ્રદ્ધાળુ ભક્તો દ્વારા એવુ કથા સાહિત્ય ઉત્પન્ન થાય છે કે જેનો ઉદ્દેશ ધર્મનો મહિમા વધારવાનો હોય છે, ત્હેમા અલૌકિક અનૌકિક ચમત્કારપૂર્ણ વાતો તેજસ્વી વાણીમા કહેવાય છે કે જે આ કાળ જતા સત્ય અને તથ્ય બની જાય છે અને ત્હેનુ મજબૂત રીતે પ્રતિપાદન થવા લાગે છે

હમણા ભૂગોળ અને ખગોળ સંબંધમાં આ યુગમાં જ્યારે જગ અને સ્થળમાંથી પૃથ્વી હાથમાં રહેલા આમળા જેવી (હસ્તામલકવત્) થઈ રહી છે અને ખગોળના સંબંધમાં વિજ્ઞાનની નવી નવી શોધો હજારો બાબત ઉપર પ્રકાશ ફેલાવી રહી છે ત્યારે જૈન સાહિત્યમાં પૃથ્વીનાં જે સ્વરૂપ બતાવ્યું છે તેના ઉપર આક્ષેપો થાય છે, પરંતુ એને અંગે કેવળ જૈન ધર્મજ જવાબદાર નથી પરંતુ બ્રાહ્મણધર્મના પુરાણમાં ભૂગોળની પણ એજ દશા છે અઢી હજાર વર્ષ પહેલા ભૂગોળ અને ખગોળના સંબંધમાં તે સમયના લોકોમાં જે ધારણા હતી, તેજ થોડા રૂપાન્તર સાથે લિપિબદ્ધ કરવામાં આવી અને જૈન સાહિત્યમાં એના ઉપર સર્વજ્ઞ ભિન્ન હોવાની છાપ લગાવી દીધી પરિણામે એમાં અત્યાર સુધી કશું પરિવર્તન કરવામાં આવ્યું નહિ અને એ ભૂલી જવામાં આવ્યું છે કે અન્યૂન અનતિરિક્ત યથાતથ, અવિપરીત—અધિક નહિ તેમ વધારે પણ નહિ સીધી રીતે જેવું હોય તેવું ધર્મનું મૂળભૂત સમ્યક્ જ્ઞાન છે

જૈન કથાસાહિત્યને આપ જરા બારીકાઈથી તેમજ તુલનાત્મક દૃષ્ટિથી વાંચશો તો જણાશે કે એમાં લોકપ્રસિદ્ધ અસંભવ અને અવૈજ્ઞાનિક કથાઓનું કઈ રીતે સંશોધન કરેલ છે પઉમચરિય (પદ્મપુરાણ) ની ભૂમિકામાં જ્યારે રાજા શ્રેણિક રામચરિત સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરે છે ત્યારે કહે છે કે લોકોમાં જે કથા પ્રસિદ્ધ છે તે યુક્તિ ઉપપત્તિ વિરુદ્ધ અને અવિશ્વસનીય છે એના ઉપર વિદ્વાનો શ્રદ્ધા રાખતા નથી.

अलियपि सव्वमेय उववत्तिविरुद्धं पच्चयगुणेहिं ।
नय सद्दहति पुरुसा हयति जे पंडिया लोए ॥

એટલા માટે આપ વાસ્તવિક રામચરિત્ર સંભળાવો। ત્યારે જૈન રામાયણ કહેવામાં આવ્યું એમાં સીતા ધરતીમાંથી નહિ પણ રાજા જનકની રાણીના ગર્ભથી ઉત્પન્ન થઈ હનુમાન પવનના પુત્ર નહિ પણ પવન યા પવનંજય રાજાના પુત્ર હતા. રાવણ રાક્ષસ અને હનુમાન

વા ૧ નહિ પણ તે તે તે નામના વંશોમા ઉત્પન્ન થયેલા મનુષ્યો કહેવામા આવ્યા એવી રીતે મહાભારતની કથાઓને પણ જૈન હરિવંશપુરાણમા સસ્કારિત રૂપ આપવામા આવ્યુ તેમા પણ ઘણી અલૌકિક અતિમાનવ અને નહિ માનવાલાયક અસભવ વાતોને કાઢી નાખવામા આવી

હરિભદ્રસૂરિનુ ધૂર્તાખ્યાન અને અમિતગતિસૂરિની ધર્મપરીક્ષા એ બે ગ્રથો એ બાબતની બાહેધરી આપે છે કે જૈન વિદ્વાનોને લોક પ્રચલિત સાહિત્યની અસભવ અને નકામી વાતો ઉપર કેટલી ચીઢ હતી ? તેમા ગણેશજીનુ મેલમાથી ઉત્પન્ન થવુ, હાથીનુ મોં લગાવી દેવાનુ, શેષનાગ ઉપર સૂતેલા વિષ્ણુના નાભિ-કમળમાથી બ્રહ્માનુ પ્રગટ થવુ, વગેરે સેંકડો અસભવ વાતોની ખૂબ હાંસી કરવામા આવી છે એટલે એ ચોક્કસ અનુમાન બાંધી શકાય કે તેઓ અલૌકિક અને ચમત્કારિક વાતોમા વિશ્વાસ કરવાના ખૂબ વિરોધી હતા આમ હોવા છતા પણ જૈન સાહિત્યમા આજે આપણે એવી બાબતો જોઈએ છીએ કે જેના ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી પાચસો ધનુષ્યના શરીર, એક લાખ યોજનનો ઐરાવત હાથી, હજાર હજાર યોજનના જળકળશોદ્વારા ભગવાનનો અભિષેક, દ્વારિકાના છપ્પન કરોડ જાદવો, ભગવાનના પાચે કલ્યાણકોમા દેવતાઓના આગમન, ચક્રવર્તીની છન્નુ હજાર રાણીઓ, ચોરાસી લાખ હાથી, અઢાર કરોડ ઘોડા, વગેરે, એવી બાબતો છે કે જે અતિશયોક્તિ અલકારમા તો ખપી શકે છે, પરંતુ સત્યથી વેગળી છે

આવા પ્રકારનું કથા-સાહિત્ય તો અપેક્ષાકૃત પુરાણુ છે ત્યારપછી જૈન ગ્રથકારોએ એવુ સાહિત્ય ઉત્પન્ન કર્યું કે જેથી જૈન ધર્મના અનુયાયીઓ વહેમો અને મિથ્યા ધારણાઓમા ઘણી ખરાબ રીતે ફસાયા છે. વર્તમાન જૈન સમાજ આ વિષયમા કોઇનાથી પછાત નથી. આવા પ્રકારના નમુનાઓ જોવા હોય તો ભક્તામર-સ્તોત્ર ઉપર શ્વેતાબર તથા દિગબર સપ્રદાયોના જે ટીકા ગ્રથો લખાયા છે તે વાંચો ! ભક્તામર-સ્તોત્ર શ્રીમાનતુગસૂરિનુ બનાવેલ એક પ્રસાદ ગુણવાળુ શુદ્ધ સ્તોત્ર છે પરંત

ત્હેના એક એક શ્લોકની સાથે એક એક મંત્ર જોડી દેવામાં આવ્યો છે જેને લાખ લાખ અને પચાસ પચાસ હજાર વાર વિધિ વિધાન સહિત ગણવાથી દુનિયામાં એવી કોઈ ચીજ નથી કે જે ન પ્રાપ્ત થઈ શકે. કોણે કોણે ક્યા ક્યા મંત્રથી શું શું લાભ ઉઠાવ્યો તેજ ઉપર્યુક્ત કથાઓમાં બતાવવામાં આવ્યું છે જ્યારે માનતુંગસૂરિને રાજા ભોજે (જો કે માનતુંગસૂરિ રાજા ભોજ કરતા ઘણા કાળ પહેલા થઈ ગયા છે) ચુમાળીશ અથવા અડતાલીશ બેડીઓ* પહેરાવી જેલમાં પૂર્યા, એટલે શ્રી માનતુંગસૂરિએ ભક્તામર સ્તોત્રની રચના કરી તેનું પઠન કર્યું, તેથી બેડીઓ તડાતડ તૂટી ગઈ અને જેલની બહાર આવ્યા માનતુંગ અને કાલિદાસને પણ એક સ્થળે લડાવી દીધા છે (જો કે એ બન્નેના સમયમાં સેંકડો વર્ષોનું અંતર છે) જેમાં માનતુંગ ચક્રેશ્વરી દેવીને બોલાવે છે જ્યારે કાલીદાસ કાળીને બોલાવે છે અને પછી બન્ને દેવીઓમાં ઘમસાણ મચે છે

જ્યારે દિગંબર અને શ્વેતાંબર સાધુ વનવાસને છોડીને મઠવાસી થયા ત્યારથીજ આવા પ્રકારના સાહિત્યની ઉત્પત્તિ થઈ છે અને ત્હેમનાથી આવી બાબતોનો પ્રચાર પણ ઘણો થયો છે ત્હેમના અનુયાયીઓમાં એ દૃઢ વિશ્વાસ હતો કે આ મંત્ર તંત્રના પ્રભાવથી જતિઓ અને ભટ્ટારકોની પાલખીઓ અધર ચાલતી હતી કુમુદચંદ્રની સ્તુતિના પ્રભાવથી અમાવાસ્યાની રાત્રિએ પૂર્ણિમાનો ચંદ્ર ઉગ્યો હતો ધનંજય શેઠના વિષાપહાર સ્તોત્રના પાઠથી ત્હેમના પુત્રને ચઢેલું સાપનું ઝેર ઉતરી ગયું હતું સ્વયંભૂસ્તોત્રના પાઠથી શીવલિંગ ફાટ્યું હતું અને ત્હેમાંથી ચંદ્રપ્રભુની મૂર્ત્તિ નીકળી હતી મક્ષી પાર્શ્વનાથનું મંદિર તોડવા માટે પ્રહાર કરવામાં

* શ્વેતાંબર સંપ્રદાય અનુસાર ભક્તામરના ચુમાલીશ પદ્યો છે અને દીગંબર-સંપ્રદાય અનુસાર અડતાલીશ છે એટલે બેડીઓ પણ ચુમાલીશ યા અડતાલીશ હોવી જોઈએ

જમીનમાંથી બહાર નિકળવાની ઇચ્છા પ્રગટ કરે છે અને ઘણી મૂર્તિ ઓને પૂજવા આવે છે

ઉપર્યુક્ત બધી બાબતોનું મૂળ અજ્ઞાન છે અજ્ઞાનના જોર બધ ઝેરમાં બરાય ધર્મતત્ત્વો વિકૃત રૂપ ધારણ કરી જ છે અને ત્હેમના સ્થાનમાં વિવિધ પ્રકારના વ્હેમો અને જમાવી લે છે તે માટે સૌથી પહેલા જનતાની અજ્ઞાનતા દૂર કરવાની આવશ્યકતા છે દેશના શિક્ષીત નવ જુવાનો કે જે અમારા ભવિષ્યના નિર્માતા છે ત્હેમનુ પહેલું કર્તવ્ય છે કે તેઓ સ્વામી સમતભદ્રના શબ્દોમાં અજ્ઞાન અંધકારને દૂર કરી સાચા ધર્મની પ્રભાવના કરે, જ્યાં સુધી જનતા અજ્ઞાનમાં પડી છે ત્યાં સુધી કદિ પણ તે વ્હેમોથી મુક્ત થશે નહિ અને જ્યાં સુધી વ્હેમોનો નાશ નહિ થાય ત્યાં સુધી પોતાના પગ ઉપર ઉભી રહી શકશે નહિ, અને સ્વરાજ્યની યોગ્યતા સંપાદન કરી શકશે નહિ

લોકોના અજ્ઞાન અને જડતાને દૂર કર્યા સિવાય ધર્મરક્ષાની બાંગો પૂકારે છે તે કાંતો મૂર્ખ છે અથવા ધૂર્ત છે કમમાં કમ આપણા યુવક વર્ગે એ સમજી લેવું જોઇએ અને બીજા બધા કામ છોડી આ કામમાં લાગી જવું જોઇએ



# મ. ગાંધીજી—કેટલાક ધાર્મિક વિચારો.

(આલેખનાર—શ્રી મોહનલાલ દલીચંદ દેશાઈ
બી એ એલએલ.બી એડવોકેટ)

ગાંધીજી "वसुधैव कुटुम्बकम्" એવી ભાવનાને પામેલા વિશ્વપ્રેમી મહાત્મા છે જગતના ભાગ્યવિધાતા—જગતના મહાન્ પુરુષ છે ભારતના અપૂર્વ અપ્રતીમ દિવ્ય પુત્ર છે કે જેણે હિન્દના અસંખ્ય જનો પર પોતાની પ્રભાભરી અજબ છાપ પાડી છે ભારતવર્ષના તેઓ મિત્ર માર્ગદર્શક અને દૃષ્ટા (Friend, Guide and Philosopher) છે તેમની ચૈતન્ય શક્તિ સુતેલામાં જાગૃતિ આણે છે, તેમનામાં પ્રેરણાનું પરમ સામર્થ્ય છે, તેમનો નિષ્કામ ત્યાગ કીર્તિને ઇચ્છતો નથી, કોઈ [illegible] નથી ઓછામાં ઓછું લઈ વધુમાં વધુ જનસમાજને આપનારા તે સાધુ—એવા તે છે મહાન્ સત્તા, શસ્ત્રાસ્ત્ર, [illegible], અપમાન કે ખુદ મૃત્યુ પણ તેમને પોતાના પરમાર્થ કાર્યથી કે સ્વીકારેલા સિદ્ધાંતથી ચટકાવી શકે નહિ એવી તેમની નિર્ભયતા છે. ભવિષ્યમાં જગતને નવીન વસ્તુ આપવાના કાર્યમાં તે અતિ મહત્ત્વની ભૂમિકા પ્રાપ્ત કરશે એ નિર્વિવાદ છે

તેમનો ઇંદ્રિયનિગ્રહ, સંયમ જબરો છે સૂત્રકૃતાંગમાં કહ્યું છે કે—

कोह च माण च तहेव माय। लोभ चउत्थ अज्झत्थदोसा।
एयाणि वंता अरहा महेसी। ण कुव्वइ पाव ण कारवेइ॥

"ક્રોધ માન, માયા તથા લોભ એમ ચાર પ્રકારના અધ્યાત્મ-દોષ કે તેઓનો ત્યાગ કરીને અર્હત્ અથવા મહર્ષિ થવાય છે કે જે પાપ (આત્મ [illegible]) કરતા નથી તેમ (અન્ય પાસે) કરાવતા નથી"

એટલે કે ક્રોધાદિ કષાયને જીતવામાં સદૈવ ઉપયોગવાળા રહેનાર એ મહર્ષિ થવાને યોગ્ય છે તે સત્યની નિશ્રાએ સદા ચાલનાર હોઇ સંસાર સાગરને વહેલા તરી જાય કારણ કે જિનાગમમાં કહ્યું છે કે-

## सच्चस्साणाए उवट्ठिए मेहावी मारं तरइ

— સત્યની આજ્ઞાથી ઉભો થયેલો બુદ્ધિમાન પુરૂષ સંસાર સમુદ્રને તરી જાય છે

મહાત્માજી એક વ્યક્તિ માત્ર છે એમ નહિ, પણ તે એક મોટી સંસ્થા ( Institution ) છે જગતને અનેક સંદેશા પાઠવે છે, ભારતને અનેક પાઠો શીખવી ટટાર કરે છે, નિર્ભય બનાવે છે, દેશ માટે-ધર્મ માટે પ્રાણ આપનાર એવા અનેક વીરોને ઉત્પન્ન કરે છે વિચારો સર્જે છે અને તે સ્પષ્ટાકારે સુમદીપણુ બનાવ્યા વગર-દ્વિઅર્થીપણાને સ્થાન આપ્યા વિના બોલે છે, લખે છે ભાષામાં વાક્છટા કે વાક્પટુતા નહિ પણ આંતરિક પ્રેરણામય ઉદ્ગારો નીખાલસતાથી નીકળે છે અને તેથી લોકો પર સચોટ છાપ પડે છે

**તેમની વિશિષ્ટતાઓ-**

૧ તેમણે લોકોને માથે સસ્તી સ્વચ્છ, અને શ્વેત ખાદીની ટોપી પહેરાવી કે જેને ' ગાંધી ટોપી " (Gandhi cap) કહેવામાં આવે છે

૨ અંગ્રેજી ભણેલાઓનો અંગ્રેજી પહેરવેશ પ્રત્યેનો મોહ દૂર કર્યો અને તેમને અસલી સાદા પહેરવેશ પ્રત્યે વાળ્યા

૩ યંત્રવાદના ભીષણ પરિણામોથી બચવાનો સાવચેતીનો સૂર કાઢી રેંટીઓ-ખાદીની ઘેર ઘેર આણ ફેરવી

૪ મહાન સત્તા સામે નિઃશસ્ત્ર સામનો કરવા માટે પ્રજાને અહિંસામય અને શાંતિમય શસ્ત્ર નામે અસહકાર-સત્યાગ્રહ આપીને પ્રજાને નિર્ભય અને સ્વમાનશીલ બનાવી

૫ રાષ્ટ્રભાષા તરીકે હિન્દીનો પ્રચાર કરી હિન્દના જુદા જુદા પ્રાંતો વચ્ચે રહેતો ભેદભાવ દૂર કર્યો

૬ પ્રજાજીવનમા શુદ્ધ ચારિત્ર, ત્યાગ–સયમને સ્થાન આપ્યુ, આત્મ-શુદ્ધિ પર ખૂબ ભાર મૂક્યો **શઠ પ્રતિ શાઠય** નહિ, પણ **શઠ પ્રતિ સત્યાગ્રહ** એ પાઠ ભણાવ્યો અને પ્રજા હિતાર્થે સ્વાર્પણનો ધર્મ નેતાઓને શીખવ્યો

૭ માત્ર ઠરાવો કરી અરજી અને વિનવણી કરતી રાષ્ટ્રસભાને સ્વાવલબી કાર્ય કરતી પ્રાણવાન જીવત સસ્થામા ફેરવી નાખી

૮ સામાજિક અસમાનતાઓ, જાતિ ભેદ, અસ્પૃશ્યતા અન્યાય છે તે બતાવી અસ્પૃશ્યતા–નિવારણના ચારે બાજુ આંદોલનો કર્યા

૯ કિસાનો–ખેડૂતો અને મજૂરોનુ સગઠન કરી કરાવી તેના દુખમા ભાગ લીધો અને ગરીબ અને શ્રીમતોનો, કીમાન અને જમીન દાર વર્ગોનો સમન્વય સાધ્યો

૧૦ ગ્રામ્ય ઉદ્યોગોનો ઉદ્ધાર કરવાની ચળવળ ઉપાડી

૧૧ નેતા થઇને રાજકારણમાજ નહિ, પણ ખોરાક, આરોગ્ય, વ્યાયામ, અર્થકારણ ધર્મ, સમાજ, ભાષા આદિ સર્વ વિષયોમા પોતાના પ્રેરણામય વિચારો એક ધર્મજિજ્ઞાસુ–મહર્ષિ કહેતા હોય તેમ વિના સકોચે સ્વતત્રતાથી જણાવ્યા આ સર્વમા ધર્મદષ્ટિ ઓત-પ્રોત રહેતી. એક વખતે પોતે કહ્યુ છે કે "બહારથી ધર્મજિજ્ઞાસુ તરીકે જણાતા અનેક પુરુષો અદરથી રાજપ્રકરણી હોય છે, ત્યારે બહારથી રાજપ્રકરણનો સ્વીકાર કરવા છતા પણ અતરમાથી હુ ધર્મજિજ્ઞાસુ છુ' વળી રાજ્યપ્રકરણી વિષયો સાથે ધર્મને કે ઈસાર સુધારાને સબધ નથી એ વિચાર અયોગ્ય છે' એમ સ્પષ્ટ જણાવ્યુ છે

૧૨ સર્વ વિષય–આસનમા તેમણે અહિંસા અને સત્યને પ્રાધાન્ય આપ્યુ છે અને પોતાના ત્યાગ સયમ અને આત્મબળથી લોકોની સેવા

કરવામા પોતાનું સર્વસ્વ આપી કોઈ નેતાએ હજુ સુધી મેળવી નથી એવી બધી કીર્તિ-લોકપ્રીતિ મેળવી છે વગેરે વગેરે

**ગાધી યુગ**—તેમણે છેલ્લા ૧૫-૨૦ વર્ષમા ભારતમા મહાન્ ક્રાતિ કરી પોતાનો યુગ પ્રવર્ત્તાવ્યો છે-તેઓ યુગપ્રવર્તક બન્યા છે એથી આ યુગ તેમના નામથી-ગાધી યુગ તરીકે વાસ્તવિક રીતે ઓળખાય છે

આ યુગમાં આપણે જન્મ્યા છીએ તેથી આપણે આપણી જાતને ધન્ય માનવી ઘટે છે મહાપુરુષો કેવા હશે, કેવી રીતે ખાતા પીતા-વિચરતા હશે, ઉપદેશતા હશે, ધર્મ પાળતા હશે, લોકો પર પ્રભાવ પાડતા હશે પ્રજાને ઉન્નત બનાવતા હશે તેનુ પ્રત્યક્ષ તાદૃશ દૃષ્ટાત-ઉદાહરણ વર્તમાનમા આપણને આ મહાત્માજી પૂરુ પાડે છે

અર્હતો, મહર્ષિઓ થઈ ગયા તેમણે વિશ્વપ્રેમ બતાવ્યો-પ્રેમો-ઉપદેશ્યો પણ તે ધર્મ દ્વારા ધર્મવીરો તરીકે, પોતાના ધાર્મિક સમૂહમા. પણ જેણે રાજકારણમા અહિંસાતત્ત્વને મૂકી રાજપ્રપચથી નેતા તરીકે પ્રભાવ બતાવ્યો હોય તે આ એકજ છે

એક કવિ કહે છે તેમ કહીએ કે –

> જગતથી દૂર નિજ ધર્મ જીવન મહીં
> 　　પ્રેમ-પથ બુદ્ધ મહાવીર બોલ્યો
> જગત સમુદાયમા રાજ્યના કાર્યમા
> 　　એહ સદેશ અધુરો રહ્યો તો
> કિન્તુ સર્વાગ જીવન વિષે તે કરી
> 　　પ્રેમના તત્ત્વની કાર્ય-ઘોષા
> (એ) તત્ત્વ ઝીલાવવા વર્ષ શત જીવ ઓ
> 　　પ્રેમ શાશ્વત ભર્યા દિવ્ય ડોસા!

તેઓ એકસો એકસો વીસ વર્ષ જીવો, પોતે તરી જાઓ અને આપણને તારી જાઓ

આધુનિક યુગકારોમાં—મહાન લેખકો-વક્તાઓમાં સૌથી વધારે મને અને ઘણાને ગાંધીજી પ્રિય લાગે છે તેમનુ કથન, વ્યાખ્યાન અને લખાણમાંથી ઘણી પ્રેરણા મળે છે, જીવનને સમ્યગ્ નિર્વાણ તરફ વાળવામાં, મનને વિકારહીન અને નિર્મળ બનાવવામાં બહુ નિમિત્તભૂત થાય છે એ એક દીવા દાંડીની ગરજ સારે છે તેમના ગ્રંથોનો—લખાણોનો સંગ્રહ કરી વાંચી મનન કરતા રહેવુ અને તેમના વિચારરત્નોને હૃદયમાં સ્થાન આપતા રહેવુ, એથી ઘણો લાભ થશે

તેમના પર જૈન ફિલસુફ શ્રીમદ્ રાજચંદ્રની જરૂર અસર પડી છે અહિંસા અને અનેકાંતવાદ એ બે જૈન ધર્મના મૂળગત અને સનાતન પાયા છે એ બન્નેએ ગાંધીજી પર ભારે પ્રભાવ પાડ્યો છે (આથી મે ૫-૮-૧૯૨૩ ને દિને 'જૈન દૃષ્ટિએ મહાત્મા ગાંધી" એ વિષય પર જાહેર ભાષણ શ્રી મુંબઈ માંગરોળ જૈન સભામાં આપ્યુ હતુ જુઓ માસિક જૈનયુગ પુ ૫ અંક ૧ થી ૩) સત્યશોધક તરીકે-તત્ત્વગવેષક તરીકે જુદા જુદા દૃષ્ટિબિન્દુથી વિચાર કરી નિર્ણય બાંધવામાં અનેકાન્તદૃષ્ટિએ પ્રધાન ભાગ ભજવ્યો છે તેમના ધાર્મિક વિચારો 'ધર્મમંથન' એ નામના પુસ્તકમાં બહાર પડ્યા છે તે આપ સૌ અને ખાસ કરી આપણો યુવકવર્ગ વાંચશે તો ઘણો અંતર પ્રકાશ પડશે

'અહિંસા પરમો ધર્મ' જેનુ સૂત્ર છે એવા જૈન ધર્મના કેટલા-અનુયાયીઓમાં આ અહિંસા ધર્મના પયગંબરને હૃદયમાં સ્થાન અપાયુ નથી એ અફસોસનો વિષય છે આ મહાન્ વિભૂતિને ગાળો દેવા—તેની નિંદા કરવાની હદ સુધી કેટલાક જતા જોવામાં આવે છે તે તો શોક ઉપરાંત શરમનો વિષય છે પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપો

બાકી **लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति** એટલે કે લોકોત્તર પુરુષના ચિત્તને સંપૂર્ણપણે જાણવાની આપણી તાકાત નથી

એને તો વિશેષ વિશેષ ઓળખવાનું કાર્ય ભવિષ્ય કરશે અત્રે એક પ્રસંગ જણાવું છું—

એક વખત ગાંધીજીને એમ સભાના પ્રમુખે કહ્યું કે 'આવી વ્યવસ્થા કરવાનું કારણ એ છે કે આપને હજી અમે ઓળખ્યા નથી' ત્યારે ગાંધીજીએ વિનોદમાં કહ્યું મને કોના ઓળખો? હું તો મરી ગયા પછીજ ઓળખાવાનો છું ના?'-આ જોકે વિનોદ હતો છતાં તેનો આશય લક્ષમાં લેવા યોગ્ય છે કારણ કે તેમના જ શબ્દોમાં કહીએ તો '× × સુધારકોનું જ્યારે મૃત્યુ થાય ત્યારે માત્ર તેમના દેહનો જ નાશ થાય છે એમનું કામ અને એમના વિચારો દેહની સાથે મરી જતા નથી એમની શક્તિમાં તો ઊલટો જાણે તેમ વધારો થાય છે આપણને એનો અનુભવ વધારે થાય છે કેમકે જેમ દાણો જાય તેમ માટીના ખોળિયાથી સ્વતંત્ર રીતે એનો પ્રભાવ પ્રગટ થતો જાય છે મનુષ્યમાં જે ક્ષણજીવી અંશ છે તે દેહની સાથે નાશ પામે છે મનુષ્યનો જે શાશ્વત અવિનાશી અંશ છે તે તો દેહની રાખ થઈ ગયા પછી પણ જીવે છે અને દેહનું બંધન દૂર થવાથી વધારે પ્રકાશે છે

કાલાન્તરે મહાપુરુષોના સબંધમાં બન્યું છે તેમ ગાંધીજીના પત્રો, વાર્તાલાપો વ્યાખ્યાનો, ગ્રંથો વગેરે સર્વ અતિ આદરપાત્ર થશે અને તેમની મૂર્તિ એક મહાપુરુષ-દેવમૂર્તિ સમ લેખાશે

ગાંધીજી એ પરમ સત્યશોધક છે સત્યને શોધનારે સત્યને ખુલ્લું મન રાખીને શોધવું જોઈએ એટલુંજ નહિ પરંતુ એના પ્રત્યે નિષ્ઠા રાખવી જોઈએ એની ભાવના કરવી જોઈએ અને તેમ કરતા જે સત્ય જણાય તેને તે પૂર્ણ છે શાશ્વત છે એમ માનીને તે પ્રમાણે આચરણ કરવું જોઈએ સત્યશોધક જીવનો ભોગ આપીને સત્યની રક્ષા કરવા બંધાયેલો છે આવા સત્યશોધક ગાંધીજીએ સામાજિક ધાર્મિક શિક્ષણ-વિષયક રાજકીય વગેરે અને વિધ વિષયોની પર્યેષણા શુદ્ધ પ્રામાણિક

પોતાના વિષે પ્રમાણિકપણે જણાવે છે કે 'મને દૃઢ વિશ્વાસ છે કે હું તેમથી ઉભરાઈ રહ્યો છું અને સ્વપ્ને પણ કોઈના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થતો નથી મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે, 'મારે જે કરવું છે, જેની હું વર્ષો થયા ઝંખના કરી રહ્યો છું તે તો આત્મદર્શન છે, તે ઈશ્વરનો સાક્ષાત્કાર છે મોક્ષ છે મારું ચલનવલન બધું એજ દૃષ્ટિએ છે અને મારું રાજપ્રકરણી ક્ષેત્રની અંદર ઝંપલાવવું પણ એજ વસ્તુને આધીન છે'

અત્યારે તેઓ ગામ ના લોકોની સેવા કરવા વર્ધા પાસે સેગવ નામના ગામ મા વસે છે તેમા તેમનુ ધ્યેય શુ છે એમ એક યુરોપિયન સજ્જને પૂછ્યુ ત્યારે ઉત્તરમા તેમણે કહ્યુ 'હુ અહીં બીજા કોઈની સેવા કરવા નથી આવ્યો પોતાની જ સેવા કરવા આવ્યો છુ આ ગામડાના લોકોની સેવા દ્વારા મારે આત્મ-સાક્ષાત્કાર કરવો છે માણસનુ અંતિમ ધ્યેય ઈશ્વરનો સાક્ષાત્કાર છે અને એની સામાજિક, રાજકીય ધાર્મિક બધી પ્રવૃત્તિઓ ઈશ્વરદર્શનના અંતિમ ધ્યેયને અનુલક્ષીને થવી જોઈએ મનુષ્ય માત્રની સેવા એ સાધનમા એક આવશ્યક અંગ બની જાય છે, કેમકે ઈશ્વરને પ્રાપ્ત કરવાનો એક માત્ર રસ્તો એ છે કે એની સૃષ્ટિમા (બધા જીવોમા) એને જોવો ને એની સાથે તાદાત્મ્ય સાધવુ એ તો સૌની સેવા દ્વારાજ બની શકે ને એ સેવા દેશસેવા વિના બની ન શકે હુ સમસ્ત વિશ્વનો એક અંશ છુ ને માનવ જાતિથી ભિન્ન એવી રીતે હું ઈશ્વરને જોઈ ન શકુ

આમ છે તો વિશ્વબંધુત્વ રાખી સર્વ દેશના લોકોની સેવા કરતા આ દેશની સેવા કેમ ગ્રહણ કરી તેનો પણ પોતે જવાબ આપી દે છે — મારા દેશબંધુઓ મારા નજીકમા નજીકના પડોશી છે, એ એવા અસહાય એવા નિર્ધન એવા નિષ્ક્રિય બની ગયા છે કે મારે મારી બધી શક્તિ એમની સેવામા વાપરવી જોઈએ'

હવે તેમના ધાર્મિક વિચારો પ્રત્યે આવીએ પહેલા ધર્મની વ્યાખ્યા ટૂંકમા જણાવે છે —

**ધર્મની સંક્ષિપ્ત વ્યાખ્યા**–'આત્માની દૃષ્ટિએ પાળેલી નીતિ તે ધર્મ, ધર્મ એટલે સંકુચિત સંપ્રદાય નહિ, કેવળ બાહ્યાચાર નહિ બહોળા વ્યાપક અર્થમાં ધર્મ એટલે ઇશ્વરતત્ત્વ વિષે અચલિત શ્રદ્ધા, પુનર્જન્મ વિષે અચલિત શ્રદ્ધા, સત્ય અને અહિંસા વિષે સંપૂર્ણ શ્રદ્ધા ધર્મ એટલે ધર્માચરણ ધર્મમાં કોઈ પણ અંશ અસત્ય ન હોય, કઠોરતા ન હોય, હિંસા ન હોય ધર્મનું માપ પ્રેમથી, દયાથી સત્યથી થાય છે તેના ત્યાગથી મળતું સ્વર્ગ પણ નિંદ્ય છે સત્યનો ત્યાગ કરવાથી હિન્દુસ્તાનને સ્વરાજ્ય મળતું હોય તો તે નકામું છે'

'ધર્મની રક્ષા ગુંડાશાહીથી અથવા પાખંડથી, વાક્ચાતુર્યથી અથવા સુંદર લેખોથી કદી નથી થઈ, નથી થવાની ધર્મરક્ષા ધર્માત્માઓની શુદ્ધિથી, તપશ્ચર્યાથીજ થઈ શકે છે

'મંદિર એ ધર્મ માત્રનું આવશ્યક અંગ છે–પછી ભલે તેને કોઈ ચર્ચ' કહે, 'મસ્જિદ' કહે, કોઈ 'ગુરુદ્વાર' કહે, કોઈ 'અપાસરો' કહે જ્યાં સુધી શરીર અને આત્માનો સંબંધ રહેશે ત્યાં સુધી મંદિર અને ભગવાનનો મેળ સધાયેલોજ રહેશે શરીર નરકની ખાણ છે, અને ઇશ્વરને (આત્માને) રહેવાનું સ્થાન પણ છે એજ રીતે મંદિર પણ નરકની ખાણ થઈ શકે છે અને ભગવાનનું સ્થાન તો છે જ 'જેવી જેની ભાવના તેવી તેની સિદ્ધિ.'

'શાસ્ત્ર—ધર્મનું આચરણ કરવામાં પ્રવચનની જરૂર કોઈવાર હોય એવું પ્રવચન કરનારનું જીવન ધર્મનિષ્ઠ હોવું જોઈએ તે પ્રવચન એટલે શાસ્ત્રની વ્યાખ્યા ટૂંકમાં એ છે કે 'જે આપણને મોક્ષ તરફ પ્રવર્તાવે તે શાસ્ત્ર' તે 'સત્યનું અહિંસાનું' બ્રહ્મચર્યનું વિરોધી ન હોય, તેને ધર્મદૃષ્ટિથી જાણવાં જોઈએ, તેનું રહસ્ય પામવું જોઈએ કેટલાક શાસ્ત્રના અક્ષરાર્થને વળગનારા છે તેના પ્રત્યેક વચનનો અક્ષરાર્થ કહે છે' નવાપાગ ગાઈ

વિવિધ ધર્મશાસ્ત્રોનો અભ્યાસ વધારતા ગયા તેમ તેમને જણાયું કે દરેક ધર્મ-શાસ્ત્રોના અર્થ કરવામાં તેના ભાવાર્થ-ગૂઢાર્થ સમજવા અને તેને સત્યાગ્રહની કસોટીએ ચડાવી તેની કિંમત આંકવી જોઈએ તેમણે એક સહેલો રસ્તો અનુભવ્યો છે તે બતાવતા કહે છે- 'દરેક ધર્મનો વિચાર કરીને મેં દઢભાજક કાઢ્યો છે કેટલાક સિદ્ધાંત અચલિત જેવા માલમ પડે છે અનુભવ તેનો અનાદર નથી કરી શકયો ભક્ત તુલસીદાસે અર્ધ દોહામાં કહી દીધું છે 'દયા ધર્મકા મૂલ હૈ' મતલબ સિવાય બીજો ધર્મ જ નથી એ સનાતન વાક્ય છે કોઈ પણ ધર્મે આ સૂત્રનો ઈનકાર નથી કર્યો દરેક સૂત્ર જેની વિષે શાસ્ત્રવાક્યનો દાવો કરવામાં આવે તેને સત્ય રૂપી એરણ ઉપર દયા રૂપી હથોડા વતી ટીપી જોવું જો તે નક્કર લાગે ને તૂટી ન જાય તો યોગ્ય માનવું બાપુની અનુભવ વાણીમાં શાસ્ત્રાર્થ-શાસ્ત્રવાદ એ 'અંધારો કૂવો' છે તેમાં પડે તે ગોથા ખાધા જ કરે જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય

શાસ્ત્રના અક્ષરને વળગ્યો તે વેદિયો છે એમ ઘણા કવિઓએ ગાયું છે શાસ્ત્રોનું દોહન બધા જગદ્ગુરુઓએ એક એક વાક્યમાં આપ્યું છે તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઈશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો

ગુરૂ— 'ગુરૂ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણવાક્ય છે પણ ગુરૂ મળવા જ દોહ્યલા છે અને સદ્ગુરૂને અભાવે ગમે તેને ગુરૂ કરી બેસીને આપણે સમાગમાગમની વચ્ચોવચ્ચ ડૂબવું યોગ્ય નહિ ગણાય ગુરૂ તે કે જે તારે પોતે તરી ન જાણે તે બીજાને શું તારે? એવા તારક (તારનાર) આજકાલ હોય તો પણ તે એકાએક જોવામાં આવતા નથી

જેણે અહિંસા સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલિકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો તેવો કોઈ પણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરા સમજી ન જ શકે એ ધર્મતત્ત્વમાં

મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરુની પ્રથાને માનું છું, પણ સાથે સાથે એ પણ જોઉં છું કે અત્યારે તો લાખો મનુષ્યોએ ગુરુ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે, કારણ સંપૂર્ણ જ્ઞાન સાથે તેટલા જ સંપૂર્ણ સદાચારનો સંગમ આ કાળમાં સાંપડવો દુર્લભ છે.

'જે આપણને રાગદ્વેષાદિ રહિત કરે, જે આપણને પ્રેમધર્મ શીખવે, જે આપણને ભગવન્મુખ કરે, સાદાઈ શીખવે, ગરીબમાં ગરીબની સાથે ઐક્ય સાધવાની બુદ્ધિ આપે એટલું જ નહિ પણ ઐક્ય અનુભવવાનું હૃદયબળ આપે તે ગુરુ.'

પણ 'જેનામાં દંભ છે, દર્પ છે, જે સેવાનો ભૂખ્યો છે, તેને ગુરુ માની બેસવું એ તો અનેક પ્રકારના ગંદા પાણીઓને સમુદ્ર તરફ ઘસડી જતી ગંગા નદીના ઝેરી પાણીના જેવું સમજવું જોઈએ.'

'અત્યારે તો ધર્મને નામે આપણે અધર્મ આચરીએ છીએ, સત્યને નામે પાખંડ પોષીએ છીએ, અને જ્ઞાની હોવાનો ડોળ કરીને અનેક પ્રકારની પૂજા ચોરી લઈ પોતે અધોગતિ પામીએ છીએ અને બીજાને સાથે ઘસડીએ છીએ. એવે સમયે કોઈને પણ ગુરુ કરવાની ચોખ્ખી ના પાડવાનો જ ધર્મ પ્રાપ્ત થાય છે. સાચો ગુરુ ન મળે તેથી સાંઠીનું પૂતળું બેસાડીને તેને ગુરુ બનાવવામાં એવડું પાપ છે. પણ સાચો ગુરુ ન મળે ત્યાં લગી દૃઢતાપૂર્વક 'નેતિ' 'નેતિ' કહેવામાં પુણ્ય છે, એટલું જ નહિ પણ તેથી કોઈ દહાડો સાચો ગુરુ મળવાનો પ્રસંગ પણ આવે.'

**સાધુઓને સંદેશ**—'સાધુઓને હું વિનવીને કહું છું કે જ્યાં સુધી પ્રજા ભોળી અને નિઃશસ્ત્ર છે અને મગરૂર અને લૂંટારુઓનો કેર વર્તે છે ત્યાં સુધી તમે તમારો અધિકાર ઉપયોગમાં લઈ દેશના કામે પડી જજો. લુચ્ચા, ચોર, લંપટના દેહોનું હરણ કરવું એ તમારો ધર્મ છે × × પડોશી પર અત્યાચાર થતો હોય ત્યારે રક્ષા કરવી એ તમારો ધર્મ છે. તમારી પાસે યમ-નિયમનાં દિવ્ય શસ્ત્રો છે એ શસ્ત્રોને

યત્કિંચિત્ તપશ્ચર્યાથી તમે મહેજમા માયા કરી શકો છો સધુઓની પાસેથી હું નિર્ભયતા અને દયાના પાલનની આશા રાખુ છુ'

**જીવનનો હેતુ**—આપણે દુનિયામા જન્મ લીધો તે ભોગ માટે નહિ પણ ત્યાગ માટે સયમ માટે × × ઇશ્વરી કડક નિયમ છે કે જેને ઈશ્વરની નજીક જવુ હોય તેણે દુનિયાનો ત્યાગ કરીને દુનિયામા રહેવુ જોઈએ એ વાત કઠણ છે છતા સહેલી પણ છે જીવવુ તે સેવાને માટે છે એમ માનીએ તો સહેલી વાત છે

**અહિંસા**—'અહિંસાનુ જાગ્રત લક્ષણ પ્રેમ છે—અવેર છે મનુષ્યનો ધર્મ અહિંસા છે અને જેટલે અશે તે અહિંસક છે તેટલેજ અશે તે પોતાની જાતિને શોભાવી શકે છે મનુષ્ય-સ્વભાવ હિંસા નહિ પણ અહિંસા છે, કેમકે તેજ પોતાના અનુભવથી નિશ્ચયપૂર્વક કહી શકે છે 'હુ દેહ નથી પણ આત્મા છુ અને આ દેહને આત્માના વિકાસને અર્થે આત્મદર્શનને અર્થે જ વાપરવાનો મને અધિકાર છે' અને તેમાથી તે દેહદમનની કામ ક્રોધ મ મોહ મત્સર ઇત્યાદિ શત્રુઓને જીતી લેવાની નીતિ ઘડાવે છે તેને જીતવાનો ભારે પ્રયત્ન આદરે છે અને તેમા એ સપૂર્ણ વિજય મેળવે છે અને જ્યારે એવો વિજય મેળવે ત્યારે જ તેણે મનુષ્યજાતિના સ્વભાવને અનુકૂળ કાર્ય કર્યું કહેવાય તેથી રાગદ્વેષાદિને જીતવા એ અતિ-માનુષી કાર્ય નથી, પણ માનુષી કાર્ય છે અહિંસાનુ પાલન એ ઉંચામા ઉંચા પ્રકારની વીરતાનુ લક્ષણ છે અહિંસામા બીકણતાને ક્યાંયે સ્થાન નથી.

'અહિંસાધર્મનો સપૂર્ણ પાળનારોજ સપૂર્ણ મરદાની બતાવી શકે એક માણસ પણ અહિંસા જીવન સપૂર્ણપણે ગાળવાને તૈયાર હશે તો દુનિયાને વશ કરી શકશે. હુ નમ્રતાથી કહીશ કે આજે મારા આ જર્જરીત દેહે પણ આટલી ભારે લડત ઉપાડવાની મારી કઈક શક્તિ છે, તેનુ કારણ મારૂ અહિંસાધર્મનુ પાલન જ છે

૧ 'અહિંસા એ મનુષ્ય જાતિનો સ્વધર્મ છે અને પશુબળ કરતા એની શક્તિ અનંતગણી મોટી ને ચડીઆતી છે

૨ અહિંસા માણસના સ્વમાન અને આબરૂનું પૂરેપૂરૂ રક્ષણ કરે છે, અહિંસાનો સ્વભાવ જ એવો છે કે અનીતિથી મેળવેલા ધનના કે અનાચારના બચાવમા એ કશી મદદ કરતી નથી

૩ અહિંસા એવી શક્તિ છે કે જેનો પ્રયોગ બાળક, જુવાન, સ્ત્રી, વૃદ્ધ, સૌ સરખી રીતે કરી શકે છે માત્ર તેમનામા પ્રેમસ્વરૂપ ઈશ્વર વિષે અવિચળ શ્રદ્ધા હોવી જોઈએ અને તેથી મનુષ્ય માત્રને માટે સમાન પ્રેમ હોવો જોઈએ અહિંસાનો જીવનધર્મ તરીકે સ્વીકાર કરવામા આવે તો તે છૂટાછવાયા કાર્યોને લાગુ ન પાડતા આખા જીવનમા વ્યાપવી જોઈએ ને જીવનના પ્રત્યેક કાર્યમા પ્રગટ થવી જોઈએ

૪ અહિંસાધર્મ વ્યક્તિઓને માટે સારો છે પણ જનસમૂહોને માટે સારો નથી એમ માનવુ એ ગભીર ભૂલ છે'

**સત્ય**—'ધર્મ એટલે સત્ય અને અહિંસા, અથવા કેવળ સત્ય કહો તોયે બસ થાય. અહિંસા સત્યના પેટમા જ સમાયેલી છે તે વિના સત્યની ઝાંખી સરખીયે ન થાય.

'અહિંસા વિના સત્યનો સાક્ષાત્કાર અસંભવિત છે, બ્રહ્મચર્ય, અસ્તેય અપરિગ્રહ પણ અહિંસાને અર્થે છે, અહિંસાને સિદ્ધ કરનારા છે અહિંસા સત્યનો પ્રાણ છે મનુષ્ય તેના વિના પશુ છે આ બધુ સત્યાર્થી પોતાની શોધના પ્રવાસમા વહેલોજ જોઈ લેશે.

'સત્ય સ્વયંસિદ્ધ છે, અહિંસા તેનું સંપૂર્ણ ફળ છે સત્યમા તે છુપાયેલી પડીજ છે, પણ તે સત્યની જેમ વ્યક્ત નથી તેથી ભલે તેને માન્ય કર્યા વિના મનુષ્ય શાસ્ત્ર શોધે તેમ છતા તેનું સત્ય તેને અહિંસાજ શીખવશે

સત્યનું તાદૃશ-જ્ઞાન-સાક્ષાત્કાર-એટલે અંતર્નાદ, એમ હું માનું છું અને આપણને સત્યનું સંપૂર્ણ દર્શન થતું નથી, આપણે જે સત્ય જોઈએ છીએ તે અપૂર્ણ હોય છે તેથી આપણે જગતના ઋષિઓને આપણા માર્ગદર્શક માનીએ છીએ ને તેમને અનુસરીએ છીએ સત્યનો સાક્ષાત્કાર કરી શકાય એ માટે ચોક્કસ નિયમો ઘડાયેલા છે એનું પાલન કરીને જ સત્યનું દર્શન કરી શકાય."

અહિંસાવાદીએ અહિંસાને જે અને જેટલી દૃષ્ટિઓથી ચર્ચી છે અને નિર્ણયો બાંધ્યા છે તેના કરતા વધુ અને વિધવિધ દૃષ્ટિઓથી મહાત્માજીએ ચર્ચી નિર્ણયો બાંધી જાહેર કરી એક અહિંસાશાસ્ત્ર પ્રવર્તાવ્યું છે તે સર્વેનો ઉલ્લેખ કરતા એક પુસ્તક બને તેમ છે તો તે માટે ગાંધીજીના લખાણો ઉપર અભ્યાસ કરવાનું કહી વિરમવું યોગ્ય છે બાકી એ કહેવું જરૂરી છે કે તે શાસ્ત્રના નિરૂપણમા જુદી જુદી દૃષ્ટિથી વસ્તુને જોઈ તપાસી તેનું મૂલ્ય આંકવાના જૈનોના અનેકાંતવાદને ગાંધીજીએ સારી રીતે ઉપયોગમા લીધો છે એક સ્થળે પોતે કહે છે કે –

'સાત આંધળાએ હાથીના સાત વર્ણન આપ્યા તે બધા પોતપોતાની દૃષ્ટિએ સાચા હતા, એકબીજાની દૃષ્ટિએ ખોટા હતા ને જ્ઞાનની દૃષ્ટિએ સાચા ખોટા હતા આ અનેકાંતવાદ મને બહુ પ્રિય છે ×× અનેકાંતવાદનું મૂળ અહિંસા અને સત્યનું યુગલ છે"

અનેકાંતવાદી ગણાતા જૈનોમા કલેશ વૈમનસ્ય ન હોવા જોઈએ તેઓ તો સર્વ વસ્તુ-સિદ્ધાંત અને તત્ત્વનો સમગ્ર દૃષ્ટિથી વિચાર કરી સમન્વય સાધે સમતા–સામ્ય ભાવમા રહે અને દયામય આચરણવાળા હોય આમ છતા દિગંબર તથા શ્વેતાંબર વચ્ચેના તીર્થના ઝગડાના કેસો જોઈ 'ધર્મને નામે ધાડ' એ લેખ ગાંધીજીએ લખ્યો તે ખાસ વિચારવા યોગ્ય છે તેમાથી થોડા અવતરણ લઈએ —

"આપણે ધર્મને જ ભૂ ગ છીએ સહુ પોતપોતાનો કક્કો ખરો રાખવા મથે છે ધર્મ શું છે, ક્યાં છે, તે કેમ ઓળખાય, તેની કેમ રક્ષા થઈ શકે એ જાણવાની ઇચ્છા સરખી નથી રહી

"જૈનોની પાસેથી તો આથી વધારે સારાની આશા રખાય તેઓ તો સ્યાદ્વાદના પૂજારી છે દયા ધર્મના ઇજારદાર છે તેમનામાં સહિષ્ણુતા હોવી જોઈએ જેટલે અંશે પોતાને પોતાનું સત્ય પ્રિય છે તેટલે જ અંશે બીજાને તેનું હોય જ એમ માનવું જોઈએ જ્યાં વિરોધીની ભૂલ લાગે ત્યાં મનમાં રોષ ન લાવતાં દયાભાવથી કામ લેવું ઘટે

"પણ સ્યાદ્વાદ અને દયાભાવ જૈન ધર્મમાં અને જૈન મંદિરોમાં પણ કેમ જાણે પોથીઓમાં જ શોભતા હોય એવો આભાસ મને આ લેખો વાંચતાં થયો, એવો અનુભવ તો થયા જ કરે છે જ્યાં દયાનો અમલ છે ત્યાં તે કીડિયારાં પૂરવામાં ને માછલાં બચાવવામાં જ પરિમિત થઈ જતો જોવામાં આવે છે અને આ દયાધર્મ પાળવાને ખાતર મનુષ્ય પ્રત્યે ક્રૂરતા વપરાય તો તેની ગણતરી ધર્મમાં થતી જાણી છે

'રાયચંદભાઈ તો કહેતા જ કે જૈન સિદ્ધાંત વાણિયાઓને ત્યાં વર્યો એટલે તેનો વાણિયાશાઈ હિસાબ થયો, જ્ઞાન અને વીરતા જે "દયાના" લક્ષણ હોવાં જોઈએ, તેમનો પ્રાય લોપ થયો ને દયા અવીરતા એ બે શબ્દો પર્યાયવાચક બની જઈ દયા વગોવાઈ

"વળી ધર્મને અને ધનને હાડવેર રહ્યાં પણ જૈન મંદિરોમાં લક્ષ્મીદેવીએ વાસ કર્યો એટલે ધર્મના સિદ્ધાંતોનો નિર્ણય તપશ્ચર્યાથી નહિ પણ વકીલોની દલીલોથી અદાલતોમાં થવા લાગ્યો એટલે જે વધારે પૈસા આપે, તે પોતાને ગમતો ધર્મનો નિર્ણય લાવી શકે એમ થયું

"આ ચિત્રમાં ક્યાંય અતિશયોક્તિ જણાશે, પણ નથી જૈનોને હું જાણું છું, જેટલો પરિચય મને વૈષ્ણવ સંપ્રદાયનો ને વૈષ્ણવોનો છે તેટલો જ લગભગ જૈન સિદ્ધાંતનો ને જૈનોનો છે કેટલાક મને દ્વેષ્યા

જૈન મા ો છે કેટલાક પ્રેમભાવે હુ જૈન હોઉં એમ ઇચ્છે છે કેટલાક જૈનો વિષેનો મારો પક્ષપાત જોઇ ગજી થાય છે તેમના પુસ્તકોમાથી હું ઘણુ શીખ્યો છુ ઘણા જૈન મિત્રોનો સહવાસ મને ઉપકારક નીવડયો છે તેથી ઉપરનુ લખવા અને તે વાટે જૈન ધર્મ પ્રિય છે એવા જૈનોને જાગૃત કરવા પ્રેરાયો છુ

'શ્વેતામ્બર દિગમ્બરમા વૈરભાવ શો? બન્નેના સિદ્ધાતો એક છે થોડા ભેદ છે તે સત્ય છે બન્નેના પક્ષનુ સમાધાન થાય તેવા તે ભેદ છે જેવા દ્વૈતી અદ્વૈતીના

'જૈનોમા સાધુઓ અને સાધ્વીઓ પુષ્કળ છે, તેમને સમય છે તેઓ કા ખરી તપશ્ચર્યા ન કરે? તેઓ કા શુદ્ધ જ્ઞાન ન મેળવે? તેઓ કા અનુભવજ્ઞાન ન આપે?

'જૈન યુવકો પોતાના વડીલોની જેમ ધન ઉપાર્જનમા ગૂથાયેના જોવામા આવે છે તેઓ કા ગૃહસ્થાશ્રમી રહેવા છતા તપસ્વી જેવા બની ઉદારચિત્ત સ્વચ્છ, ધર્મમૂર્તિ ન બને?

હું હિંદુ અને જૈન એવા બે વિભાગ નથી કરતો સ્યાદ્વાદની જ સહાયથી હું હિંદુ એટલે વૈદિક મત અને જૈન મતનુ ઐક્ય સાધી શકુ છુ મે તો તેની મ થી ધર્મો માત્રની એકતા મારા પૂરતી તો કયારની સાધી છે શ્વેતામ્બર દિગમ્બરના ઝઘડાનો ન્યાય છાપા દ્વારા ન મળે, અદાલતમા ન મળે બને તે અથવા જેમાથી એક બેઉને સારૂ પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થાય. આટલુએ ન કરી શકે તે ધર્મનુ નામ ભૂલી નમ્ર બની મૌન ધારણ કરે

જૈનોને માટે આમાથી ઘણુ સમજવાનુ ઘણો સાર લેવાનુ મળે છે સાધુ અને શ્રાવકો ઋષિઓ અને યુવાનો, ધનવાન અને ગરીબ વગેરે ધર્મદૃષ્ટિથી—સ્યાદ્વાદ થી વિચારે, શુદ્ધ તપશ્ચર્યા કરે ખરી દયાનુ જ્ઞાન

લઈ તેને આચારમા મૂકે, તો સર્વ ધર્મોની એકતા સમન્વય, વૈમનસ્ય ને ઝગડા દૂર થાય અને વિશ્વની શાંતિમા મોટો ફાળો આપી શકાય

મહાત્માજીના વચનો એ દિવ્યવાણી છે-તેમાથી અમૃત ઝરે છે અને હૃદયને શાંતિ અર્પે છે

મારા મિત્ર શ્રી રામનારાયણ પાઠકજીના શબ્દોમા કહીએ તો—ગાંધીજીની પ્રેરણા ધાર્મિક છે અને તેઓ જગતને અહિંસા પથે દોરે છે છતા તેઓ ધર્મપ્રવર્તક કે ધર્મસસ્થાપક નથી ધર્મપ્રવર્તક કે ધર્મ સસ્થાપક, ખરી કે ખોટી રીતે, પોતે જગતનુ અતિમ ઉન્નત દશાએ પહોચ્યો છે એવી શ્રદ્ધાના ગૂઢ બળથી તે લોકોને પોતા તરફ આકર્ષે છે ગાંધીજી બન્નેની ના પાડે છે તેઓ કહે છે કે પોતાને ઇશ્વરનુ દર્શન થયુ નથી, તેમ પોતાને ગુરૂ પણ મળ્યો નથી. દરેક ગૂઢતાને તેઓ વર્જ્ય ગણતા જણાય છે × છતા તેમના અનુભવમા કાઇ ગૂઢ નથી જ એમ કેમ કહી શકાય ? તેમની ઉપવાસની પદ્ધતિ તેઓ પ્રભુ પાસેથી બળ મેળવે છે તે, અતર્યામીના અવાજ પ્રમાણે ચાલે છે, કલાકોના કલાકો પ્રાર્થનામા ગાળે છે તે સર્વ ગૂઢ એટલે સામાન્ય માણસને નહિ થયેલો અનુભવ છે ×× તેમના જીવનમા બુદ્ધિ હૃદયને અનુસરે છે, હૃદયની દાસી છે, અને કેટલા બુદ્ધિને માટે તેમને અણગમો પણ હશે, તેમ છતા એક વાત ધ્યાનમા રાખવા જેવી છે જેટલી ભાવનાઓને કાર્યોને અને વસ્તુઓને તેઓ બુદ્ધિના પ્રકાશમા તપાસે છે તેટલી બહુ ઓછા તપાસતા હશે, × ધાર્મિક વૃત્તિના હોવા છતા પાજરાપોળ, સ્વચ્છતા, અહિંસા, સ્પર્શાસ્પર્શ અને સામાન્ય રહેણી કરણીના પ્રશ્નો ઉપર તેમણે બુદ્ધિથી જેટલી ચર્ચા કરી છે તેટલી કોઇએ નથી કરી એમ કહી શકાય × ગાંધીજીની અતપ્રેરણા ધાર્મિક છે, છતા તેઓ પોતાના કાર્યક્રમો બુદ્ધિની પરીક્ષા માટે રજુ કરે છે અહિંસાની પ્રેરણા ધાર્મિક છે, પણ તેઓ હિંદ આગળ તેને એક વ્યાવહારિક સાધન તરીકે રજુ કરે છે નિ શસ્ત્ર હિંદને માટેજ નહિ—આખા

દુનિયાને માટે એ અમોઘ શસ્ત્ર છે અને સૌથી ઓછી હાનિવાળુ છે એમ એ પૂરવાર કરે કે સ્પર્શાસ્પર્શનુ પાપ તેઓ પોતાની ધર્મબુદ્ધિથી સમજ્યા છે અને તેને પણ બુદ્ધિની કસોટીએ તેઓ કસી આપે છે

'જીવનનો એવો એક પણ પ્રદેશ નથી, એવો એક પણ પ્રશ્ન નથી જેમા ગાંધીજીએ કઈને કઈ ન કર્યું હોય જેમ સૂર્ય ઉગે અને ખુલ્લામા તો અજવાળુ થાય પણ બંધ બારણામા પણ પ્રકાશ પ્રવેશે, તડામા પણ અજવાળુ પહોચે તેમ તેમણે પ્રેરેલુ ચેતન સમાજના અંધારામા અંધારા ભાગમા પણ પહોચ્યુ છે તેમણે પ્રશ્નો નિપજાવ્યા નથી, ઉભા નહોતા થતા ત્યાથી ઉભા કર્યા છે તેમનામા અનેક વિરોધી બળોનો સમન્વય છે ક્રાંતિકાર છતા તે પ્રાચીનતાને માટે આદર ધરાવે છે મૃદુ છતા હઠીલા છે આગ્રહી છતા છૂટછાટ મૂકનાર છે પ્રેમાળ છતા ભીષણ છે × તેઓ મને મનુષ્યના કરતા ગૂઢ કુદરતી બળ જેવા લાગે છે × ખુલ્લામા ખુલ્લા અને નિખાલસ છતા તેમના આત્મદોહનમાથી સ્ફુરતા બળો કુદરત જેવા ગૂઢ છે, અકળ છે, અમેય છે, અપ્રતિરુદ્ધ છે કોઈ મહાન્ હેતુ સિદ્ધ કરવા કુદરત આવા બળો પેદા કરે છે એ મહાન્ હેતુ સિદ્ધ થવામા આપણે સર્વ જેટલે અંશે નિમિત્તભૂત થઈ શકીશુ તેટલે અંશે ધન્ય થઈશુ ”

એક લેખક મનોરમ શબ્દોમા મહાત્માજીને સંબોધી જે જણાવે છે તેમાથી થોડુ ટાંકીએ –

'તારો સ્પર્શ માટીમાથી માનવી ઘડે છે તારા શબ્દે જડ ચેતન રૂપ બને છે, તારા જીવન-અમૃતે કંઈ કંઈ શુષ્ક વેરાનોને લીલાછમ બનાવ્યા છે તે માનવીમા માનવતા રેડી છે, માનવીને આદર્શ આપ્યો છે જીવનમા કંઈ જીવવા જેવુ છે એમ સિદ્ધ કરી બતાવ્યુ છે સુકાન વિહોણા નાવની માફક આથડતા જીવોનો તુ સુકાની બન્યો છુ, માર્ગ ભૂલેલાનો તુ રાહબર બન્યો છુ અંધારે અથડાનારનો તુ પથપ્રદીપ

બન્યો છુ તે નિર્બળોની નિર્બળતા નિવારી છે ભીરુની ભીરુતા ટાળી છે કાચા હૈયાવાળાને તે કંઇણ બનાવ્યા છે

'અજ્ઞાનીઓને તે જ્ઞાન આપ્યુ છે મૂઢ માનવીઓની મૂઢતા તે નિવારી છે પ્રકાશહીનોને તે પ્રકાશ આપ્યો છે દર્દીનો તુ વૈદ્ય બન્યો 'રૂ વેદનાઓનો તુ શામક બન્યો છુ ભાગેલા હૈયાને તુ' જીવાડનાર બન્યો છુ

'પીડિતોની પી ા તારાથી જોવાતી નથી, કંગાલોની કંગાલીઅત તા ાથી ખમાતી નથી ગોપિતોના હાડપિંજરો પ્રતિ તુ દૃષ્ટિ નાખી શક્તો નથી

'× × × આથી તુ અમારો પૂજ્ય છે "

આ પૂજ્ય મહાત્માના સ દેશ ઝીલી આપણે કૃતાર્થ બનીએ અને આપણી પામરતા, સ્વાર્થલાલસાઓ નિવારી પવિત્ર બનીએ એ જ પ્રાર્થના

અંતે વર્તમાન કવિશ્રી ઉમાશંકરની '"વિશ્વશાંતિ"માની નીચેની કડીઓથી આ વક્તવ્ય અત્ર સમાપ્ત થાય છે –

યુદ્ધ દાવાનળે દાઝ્યા તપેલા પૃથિવીતને,
અમી વર્ષાવતી શાણી કોની આ પગલી પડે?

કોના સુણીને સુર આનુભીના,
નમી જતી વિશ્વની ઘોર હિંસા?
હૈ નેચવા, પાપ યુગો—યુગોના,
શુ જીવતી મૂર્તિમતી અહિંસા?



સવત ૧૯૮૮ ની સાલમા મુબઇમા શરૂ થયેલ

## પર્યુષણ વ્યાખ્યાનમાળાનુ પુસ્તક વાંચ્યુ છે ?

**ન વાંચ્યુ હોય તો આજેજ ખરીદ કરો.**

જ્યારે ધર્મ ને રૂઢીના બહાને અનેક પ્રણાલીકાઓ તમને મુઝવી રહી હોય તે વખતે ઉપયોગી થઇ પડે દોરવણી મળે એવા લેખોનો આ પુસ્તકમા સગ્રહ છે

પડિત સુખલાલજી, પડીત દરબારીલાલજી, પડીત નાથુરામ પ્રેમીજી, ડૉ પ્રાણજીવનદાસ મહેતા, બાબુ સુરજભાનુ વકીલ, શ્રી મોહનલાલ ભગવાનદાસ જવેરી સોલીસીટર, ને શ્રી મોહનલાલ દલીચદ દેસાઈ વકીલ જેવા વિદ્વાનો ને પડીતોના ભાષણોનો સગ્રહ છે

**દરેક યુવાન જરૂર વાંચે**

વધુ ફેલાવા માટે કીંમત રૂા૦ ૦–૬–૦

વીસ કોપી ખરીદનાર પાસેથી રૂા૦ ૦–૪–૦ લેખે

મળવાનુ ઠેકાણુ —

**શ્રી મુંબઈ જૈન યુવક સંઘ.**

૨૬–૩૦, ધનજી સ્ટ્રીટ, મુબઈ, ૩.

# પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો

[ સ્થળ-મુંબઇ. ] [ વર્ષ ત્રીજુ.

પ્રકાશક

શ્રી મુંબઈ જૈન યુવક સંઘ.

કિંમત આઠ આના

# વિષયાનુક્રમ


| નં | વિષય | વક્તા | પૃષ્ઠ |
|---|---|---|---|
| | નિવેદન | મંત્રીઓ મુંબઈ જૈન યુવક સંઘ | |
| ૧ | ભગવાન ઋષભદેવ અને તેમનો પરિવાર | (પંડિત સુખલાલજી) | ૧ |
| ૨ | ધર્મ અને સદ્ધર્મ | (શ્રી ધર્માનંદ કોસંબી) | ૨૫ |
| ૩ | જીવન અનેકાન્ત | (પંડિત શ્રી દરબારીલાલજી) | ૩૩ |
| ૪ | જૈનો અને અહિંસાતત્ત્વ | (શ્રી રમણીકલાલ મ. મોદી) | ૪૪ |
| ૫ | ભારતવર્ષના ધર્મો | (કાકાસાહેબ કાલેલકર) | ૬૦ |
| ૬ | આચાર ધર્મ અને ઉચ્ચનીચ ભાવ | (શ્રી મગનલાલ પ્રભુરામ દેસાઈ) | ૬૭ |
| ૭ | ભગવદ્ગીતાની વિશેષતા | (પંડિત શ્રી કેદારનાથ) | ૭૭ |
| ૮ | સંપ્રદાયો અને રાષ્ટ્રીય મહાસભા | (પંડિત સુખલાલજી) | ૧૦૧ |
| ૯ | નવયુગની ધર્મ ભાવના | (શ્રીમતી ઇન્દુમતી મહેતા) | ૧૧૬ |
| ૧૦ | અહિંસા | (શ્રી રામનારાયણ વિ. પાઠક) | ૧૨૩ |
| ૧૧ | સંત તુકારામ | (શ્રી કેદારનાથ) | |
| ૧૨ | ભગવાન શ્રી પાર્શ્વનાથ | (મોહનલાલ દ. દેસાઈ) | ૧૬૧ |




**પજુષણ વ્યાખ્યાન માળાના પુસ્તકોએ**
**જનતામાં નવોજ પ્રકાશ પાડ્યો છે**

રૂઢિ અને ધર્મને બ્હાને જ્યારે અનેક પ્રણાલિકાઓ
અને વ્હેમોનો ભોગ મનુષ્ય બને છે ત્યારે આ
લેખોનો સંગ્રહ તેમને નવોજ માર્ગ દેખાડે છે

ન વાંચ્યા હોય તો જરૂર વાંચો
ન સંગ્રહ્યા હોય તો જરૂર સંગ્રહો

| | |
|---|---|
| પજુષણ વ્યાખ્યાનમાળા વર્ષ ૧ લું સં ૧૯૮૮ | ૦-૬-૦ |
| પજુષણ વ્યાખ્યાનમાળા વર્ષ ૨ જું સં ૧૯૯૨ | ૦-૮-૦ |
| પજુષણ વ્યાખ્યાનમાળા વર્ષ ૩ જું સં ૧૯૯૩ | ૦-૮-૦ |
| ચીનગારીઓ | ૦-૩-૦ |

— ચારે પુસ્તકો સાથે ખરીદનારને —
**ફક્ત રૂપીયો એક.**

મળવાનું ઠેકાણું —
શ્રી મુંબઈ જૈન યુવક સંઘ
૨૬-૩૦ ધનજી સ્ટ્રીટ મુંબઈ ૩

## નિવેદન

ગાંધી સેવાસંઘના પ્રમુખ અને પ્રસિદ્ધ વિચારક શ્રીમાન કિશોરલાલભાઈ આ વર્ષે પ્રસ્તુત વ્યાખ્યાનમાળામાં એક વ્યાખ્યાન આપવા આવતાં તેમણે વ્યાખ્યાનમાળાની પદ્ધતિ અને વ્યાખ્યાનોના સ્વરૂપ વિષે માહિતી પ્રત્યક્ષ મેળવી ત્યારબાદ વ્યાખ્યાનમાળા વિષે તેમણે પોતાનો અભિપ્રાય એવી મતલબનો જણાવ્યો હતો કે આખા દેશમાં વિચાર અને કર્તવ્યની જાગૃતિ આણે એવી વ્યાખ્યાનમાળાઓ થાય એમ ઘણા દિવસ થયા તેઓ ઈચ્છતા હતા. [illegible] મુંબઈ જૈન યુવક સંઘ તરફથી ચાલતી પર્યુષણ વ્યાખ્યાનમાળા જોઈ તેમને એક પ્રકારનો સંતોષ થયો કારણ તેમણે જોયું કે પર્યુષણ જેવા સાંપ્રદાયિક પર્વમાં પણ તદ્દન અસાંપ્રદાયિક ભાવે અને અનેક યોગ્ય અધિકારી વક્તાઓ દ્વારા ભિન્ન ભિન્ન વિષયો ઉપર વ્યાખ્યાનો અપાય છે. શ્રીમાન કિશોરલાલભાઈના સંક્ષિપ્ત પણ ગંભીર ઉક્ત અભિપ્રાય પરથી કોઈ પણ વિચારશીલ વાચક પ્રસ્તુત વ્યાખ્યાનમાળાની અગત્ય પોતે સમજતો હશે તે કરતા હવે વધારે સમજી શકશે.

ઈ સ ૧૯૩૭ ની પ્રસ્તુત વ્યાખ્યાનમાળામા જેટલા વ્યાખ્યાનો અપાયેલા તે બધા આ પુસ્તિકામા આવ્યા નથી લગભગ ત્રણ ચાર વ્યાખ્યાનો આવતા રહી ગયા છે તેમ છતા એનો મોટો ભાગ તો વાચકો આ પુસ્તિકામા વાચી શકશે આ પુસ્તિકામા કુલ બાર વ્યાખ્યાનો છપાયા છે જેમા અધ્યાપક રામનારાયણ પાઠકના 'અહિંસા' વિષેના ૧૯૩૬ ની વ્યાખ્યાનમાળામા અપાયેલા વ્યાખ્યાનનો સમાવેશ થાય છે ૧૯૩૬ ની વ્યાખ્યાનમાળા છપાઈ તે દરમ્યાન એ ભાષણ લખાઈ આવ્યુ નહતુ પણ પાછળથી એ અમને મળ્યુ તે ભાષણ નાનુ છતા બહુજ મહત્વનું હોવાથી એને અમે આ વર્ષની વ્યાખ્યાનમાળામા છાપ્યુ છે એ બાદ કરતા બાકીના અગીઆર ભાષણો પ્રસ્તુત વર્ષના જ છે

અનેક વિષયો પર વિચારપૂર્ણ લેખો લખવાનું કામ કેટલું અઘરું છે એ વસ્તુ સાચા લેખકો જાણે છે કોઈ એકજ લેખક અનેક વિષયો પર લખે ત્યારે તેની વિચારતાજગી જોઈએ તેવી નથી રહી શકતી અને દૃષ્ટિબિન્દુ તો ભાગ્યેજ બદલાય છે ભાષામા વૈવિધ્ય પણ આવી નથી શકતુ જ્યારે આવા વ્યાખ્યાનસંગ્રહમા એ બધી વસ્તુઓ સહેજે જોવા મળે છે જ્યારે અનેક યોગ્ય અધિકારી વક્તાઓ હોય ત્યારે તેઓના જુદા જુદા વિષયો પરના વિચારમા નવીનતા અને પ્રૌઢતા એક સરખા સુલભ હોય છે દૃષ્ટિબિન્દુઓમા સહેજે જુદા હોઈ એક કે અનેક વિષયના વિવિધ પાસાઓ સ્પર્શવાની સગવડ પણ અનાયાસે મળી આવે છે અને ભાષાનુ વૈવિધ્ય તો સહજ જ હોય છે આ રીતે જોવા જઈએ તો કોઈ પણ એક વિચારકના પુસ્તક કરતા અનેક યોગ્ય અધિકારી વિચારકોના વિચારોના સંગ્રહરૂપ આવુ પુસ્તક વધારે કિંમતી અને વિશેષ આદરપાત્ર લેખાવુ જોઈએ એ સમજવાની ભાગ્યેજ જરૂર રહે છે

જે જે વિષય ઉપર જે જે વક્તાના ભાષણો આ સંગ્રહમા છપાયા તે કેટલા વિચારપૂર્ણ છે કઈ કઈ દૃષ્ટિથી અપાયેલા છે અને પાછળ વક્તાનો કેટલો અભ્યાસ અને કેવુ તટસ્થપણુ છે તે

વાચકો પોતેજ પુસ્તક વાચીને જાણી લે એ યોગ્ય ગણાય. તેથી તે વિષે આ સ્થળે કાંઈ પણ કહેવું અમે યોગ્ય ધારતા નથી

આ વર્ષે મુંબઈ બહારથીજ વક્તાઓ મોટે ભાગે આવેલા, જેમાથી ત્રણ નામ ખાસ ઉલ્લેખ યોગ્ય ગણાય પૂ કેદારનાથજી શ્રીમાન કિશોરલાલભાઇ અને શ્રીમાન કાકાસાહેબ તેમાય વિચાર અને કર્તવ્યની મૂર્તિ સમાન નાથજી જેવા પુરૂષની હાજરી એ વ્યાખ્યાનમાળાનુ જીવન્ત લક્ષણ ગણાવુ જોઇએ

જમનારની પેઠે વાચનારનો સ્વભાવ ફરીયાદી હોય છે ઘણીવાર એ ફરીયાદ સ્થાને હોય છે ગુણગ્રાહક દૃષ્ટિએ જોતા એવી ફરીયાદમાંથી અનેક વાર પુષ્કળ લાભ ઉઠાવી શકાય ચાલુ વર્ષની વ્યાખ્યાનમાળાનુ પ્રસ્તુત પુસ્તક મોડુ પ્રસિદ્ધ થવાની ફરીયાદ સૌ વાચક કરવાના પણ આટલુ બધુ મોડુ થવાના બીજા કારણોનો નિર્દેશ ન કરીએ તોયે એકજ કારણનો નિર્દેશ એ ફરીયાદના સમાધાન માટે બસ થશે. પુસ્તકમા છપાનાર વ્યાખ્યાનો અનેક વક્તાઓના હોઈ તે બધા મેળવવાનો લોભ રાખવોજ પડે છે અમે આજે મોકલીશુ, કાલે આપીશુ પાચ દિવસ પછી જરૂર લખીશુ એવા વાયદાઓમા કેટલાક વક્તાઓ મહિનાના મહિના પસાર કરી દે છે તેમના વ્યાખ્યાનો મહત્ત્વના હોઇ તેની ઉપેક્ષા કરવી પણ ઇષ્ટ નથી હોતી વળી તે વક્તાઓ ખરેખર બીજી અનેકવિધ પ્રવૃત્તિના ભારથી દબાયેલા હોઇ તેમને અત્રટિત રીતે દબાણ કરવુ એ પણ યોગ્ય નથી લાગતુ એવી સ્થિતિમા કેટલાક વ્યાખ્યાનો શરૂઆતથીજ તૈયાર લખેલા મળેલ હોવા છતા આખુ પુસ્તક પ્રસિદ્ધ કરવામા અણધાર્યું મોડુ થઇ જાય છે પણ આનો બદલો વાચકોને પૂરેપૂરો મળી રહે તેમ છે જલ્દી છપાવી કાઢવામા જે વ્યાખ્યાનો રહી ગયા હોત અને વાચકો વાચવા ન પામત તેવા મહત્વપૂર્ણ ઘણા વ્યાખ્યાનો મોડે મોડે પણ પુસ્તક દ્વારા વાચકો વાચી પૂરતો બદલો મેળવી શકશે.

પૂ૦ નાથજીનાં બંને વ્યાખ્યાનો મરાઠી ભાષામાં લખાયેલ અમને મળ્યાં તેનો ગુજરાતી અનુવાદ શ્રી રમણીકલાલ મોદીએ કર્યો છે અને પં૦ દરબારીલાલજીનું વ્યાખ્યાન હિંદીમાં મળેલ તેનો પણ ગુજરાતી અનુવાદ ભાઈ તારાચં૦ લક્ષ્મીચં૦ કોઠારી પાસે કરાવી છપાવ્યો છે

શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ પોતાના ઉપર અનેકવિધ પ્રવૃત્તિનો ભાર હોવા છતાં પ્રૂફો જોઈ આપ્યાં છે તે બદલ તેમનો આભાર માનીએ છીએ પ્રૂફ તપાસ કરાવવાની જેવી ગોઠવણ જરૂરી છે તેવી થઈ ન શકવાને લીધે અને કાંઈક પ્રેસની ભૂલને લીધે છપામણીમાં ખાસ ખટકે એવી અશુદ્ધિઓ રહી ગઈ છે જેનું અમને દુઃખ છે પણ વાચકો સુધારી વાંચે

પંડિત શ્રી સુખલાલજી કે જેઓ આ વ્યાખ્યાનમાળાના એક યોજક છે તેમના પૂરતા સાથ અને સહકાર વિના અમો વ્યાખ્યાનમાળાને ફતેહમંદ બનાવી શક્યા ન હોત વ્યાખ્યાનના બધા દિવસોમાં તેઓએ પોતાની આગેવાની નીચે કાર્યને ફતેહમંદ રીતે પાર પાડ્યું છે તેમના તો અમો ખાસ ઋણી છીએ છેવટ માંદગી વખતે પણ અમોને વ્યાખ્યાનમાળા અંગે અનેક સૂચનાઓ આપતા રહ્યા છે એ જ તેમનો અમારા સંઘ પ્રત્યેનો સદ્ભાવ સૂચવે છે

મણીલાલ મોકમચંદ શાહ
મણીલાલ જેમલ શેઠ
શ્રી મુંબઈ જૈન યુવક સંઘના મંત્રીઓ

# ભગવાન ઋષભદેવ અને તેમનો પરિવાર.

(વક્તા—પંડિત સુખલાલજી)

ભગવાન પાર્શ્વનાથ અને મહાવીરના વિષયમાં તો ઇતિહાસની ગતિ સ્પષ્ટ છે ભગવાન નેમિનાથ સુધી પણ ઇતિહાસના પ્રકાશનું આછું કિરણ પહોંચ્યું છે પરંતુ ભગવાન ઋષભદેવની બાબતમાં એથી તદ્દન ઊલટું છે ઋષભદેવનો સમય એટલે જૈન ગણતરી પ્રમાણે લાખો ને કરોડો વર્ષ પહેલાનો સમય એ સમયના ઇતિહાસની વાતો પણ સંભવિત નથી એટલા અતિ પ્રાચીન સમયના પુરુષ વિષે આપણે જે કાંઈ વાંચીએ કહીએ સાંભળીએ છીએ અને વિચારીએ છીએ તે બધું લોકવાર્તા અને કોઈક શાસ્ત્રપરંપરાને આધારે રચાયેલ ચરિત્રગ્રંથો માંથી જ એ ચરિત્રગ્રંથોમાં ઐતિહાસિક યુગ પહેલાના પુરુષો વિષે લખાયેલ બધું જ અપ્રામાણિક અને ત્યાજ્ય છે એમ કહી ન શકાય તેજ પ્રમાણે એ ચરિત્રગ્રંથોમાં એ પુરુષો વિષે લખાયેલ બધું અક્ષરશઃ તેમજ છે એમ પણ માની શકાય તેમ નથી આવી અનિશ્ચિત સ્થિતિ છતાં ભગવાન ઋષભદેવ જેવા અતિ પ્રાચીન પુરુષ અને તેમના પરિવાર વિષે આજે હું કાંઈક કહેવા ઇચ્છું છું, તે કેટલાક ખાસ દૃષ્ટિબિંદુઓથી

## દૃષ્ટિબિન્દુઓ

તેમાનું પહેલું દૃષ્ટિબિંદુ એ છે કે ઋષભદેવ અને અન્ય તીર્થંકરોની પૂજા પ્રતિષ્ઠા તેમજ ઉપાસનાના ક્ષેત્રમાં શું અંતર છે તે બતાવવું અને તે સાથે અન્ય તીર્થંકરો કરતાં ઋષભદેવનું સ્થાન કેટલું વ્યાપક છે

સ્ત્રી પુરુષો દ્વારા અનુકરણ કરાતું ઋષભદેવનું ચારિત્ર તપ—એ બધું જૈન પરંપરામાં ઋષભની ઉપાસ્ય દેવ તરીકેની શ્રદ્ધા અને ખ્યાતિના ઊંડા મૂળો તો સૂચવે જ છે, પણ ઋષભદેવની ઉપાસના અને ખ્યાતિ જૈનેતર પરંપરાના અતિ પ્રતિષ્ઠિત અને વિશિષ્ટ ગણાતા સાહિત્યમાં તેમજ કોઈ નાનકડા પણ નિરવ ફિરકામાં સુદ્ધાં છે

## ભાગવતમાં ઋષભદેવ

બ્રાહ્મણ પરંપરા અને તેમાંયે ખાસ કરી વૈષ્ણવ પરંપરાનો બહુમાન્ય અને સર્વત્ર અતિ પ્રસિદ્ધ ગ્રંથ ભાગવત છે જે ભાગવત પુરાણ કહેવાય છે એ આઠમી શતાબ્દિથી અર્વાચીન તો નથી જ દિગંબર અને શ્વેતાંબર બન્ને સંપ્રદાયોમાં જે ઋષભદેવના સંસ્કૃત ભાષામાં લખાએલ ચરિત્રો છે, તે ભાગવતથી પ્રાચીન નથી ભાગવત પછીના જ છે હા જૈન પરંપરામાં ખાસ કરી શ્વેતાંબર પરંપરામાં ઋષભદેવનું પ્રાકૃત ભાષામાં લખાએલ ચરિત્ર ભાગવતમાંના ઋષભચરિત્ર કરતાં પણ પ્રાચીન હોવા વિષે ભાગ્યે જ સંદેહ રહે છે ભાગવતમાં જે ઋષભ ચરિત્રનું વર્ણન છે અને તે જે રીતે જૈન ગ્રંથોમાં આવતા ઋષભ ચરિત્ર સાથે મળતું આવે છે, તે ઉપરથી પ્રથમ દૃષ્ટિએ જોનારને એમ લાગે કે જન સમાજમાં બહુમાનના ઊંડા મૂળ નખાયા પછી જ જૈન કથાનક-ગ્રંથોમાંથી ભાગવતના કર્તાએ ઋષભદેવને પોતાના ગ્રંથમાં આલેખ્યા કે અપનાવ્યા હશે, જેમ પ્રથમથી ત્યાજ્ય ગણાએલ બુદ્ધને પણ તેમની લોક પ્રતિષ્ઠા જામ્યા પછી પાછળથી કેટલાક પુરાણકારોએ અવતારી વર્ણવ્યા છે તેમ

## આખી આર્ય જાતિના ઉપાસ્ય ઋષભદેવ

પરંતુ મને તો લાગે છે કે ખરી હકીકત કાંઈક બીજી જ હોવી જોઈએ ભાગવતકારના સમયમાં ઋષભદેવ કરતાં પાર્શ્વનાથ કે મહાવીરની પ્રતિષ્ઠા ખ્યાતિ કે ઉપાસના જરાયે ઓછી ન હતી કદાચ જૈન પર

## ઋષિપંચમી એ ઋષભપંચમી હોવી જોઈએ

પહેલી બાબત ઋષિપંચમીના પર્વની અને બીજી બાબત શ્રમણ જૈનેતર વર્ગમાં ઋષભની ઉપાસનાને લગતી છે. ભાદરવા શુદિ પાંચમ ઋષિપંચમી તરીકે જૈનેતર વર્ગમાં સર્વત્ર જાણીતી છે, જે પંચમી જૈન પરંપરા પ્રમાણે સાંવત્સરિક પર્વ મનાય છે. જૈન પરંપરામાં સાંવત્સરિક પર્વ એ બીજા બધાએ પર્વો કરતાં ચઢીયાતું અને આધ્યાત્મિક દૃષ્ટિએ પર્વાધિરાજ મનાય છે. તેજ પર્વ વૈદિક અને બ્રાહ્મણ પરંપરામાં ઋષિપંચમીના પર્વ તરીકે ઉજવાય છે. આ પંચમી કોઈપણ એક અનેક વૈદિક પરંપરાના ઋષિઓના સ્મરણ તરીકે ઉજવાતી હોય એ જાણમાં નથી. બીજી બાજુ જૈનો તેજ પંચમીને સાંવત્સરિક પર્વ લેખી તેને મહાન પર્વનું નામ આપે છે અને તે દિવસે સર્વોત્તમ આધ્યાત્મિક જીવન અનુભવવા યત્નશીલ રહે છે. મને લાગે છે કે જૈન અને વૈદિક પરંપરાના જુદા જુદા નામથી જાણીતા બન્ને પર્વોની એકજ ભાદરવા શુદ પંચમીએ ઉજવવાની માન્યતા કોઈ સમાન તત્ત્વમાં છે અને તે તત્ત્વ મારી દૃષ્ટિએ ઋષભદેવના સ્મરણનું છે. એક અથવા બીજે કારણે આર્ય જાતિમાં ઋષભદેવનું સ્મરણ ચાલુ આવતું અને તે નિમિત્તે ભાદરવા શુદી પંચમી પર્વ તરીકે ઉજવાતી આવતી. જ્યારે જૈન પરંપરા નિવૃત્તિ માર્ગ ભણી મુખ્યપણે ઢળી, ત્યારે તેણે એ પંચમીને આધ્યાત્મિક શુદ્ધિનું રૂપ આપવા તેને સાંવત્સરિક પર્વ તરીકે ઉજવવા માંડયો, જ્યારે વૈદિક પરંપરાના અનુગામીઓએ પરાપૂર્વથી ચાલી આવતી સામાન્ય ભૂમિકાને અનુસરીનેજ એ પંચમીને ઋષિપંચમી તરીકે માનવાનો પ્રઘાત ચાલુ રાખ્યો. ખરી રીતે એ ઋષિપંચમી નામમાંજ ઋષભનો ધ્વનિ સમાયેલો છે. ઋષભપંચમી એજ શુદ્ધ નામ હોવું જોઈએ ને તેનુંજ ઋષિપંચમી એ લાઘવ અપભ્રષ્ટ રૂપ છે. જો આ કલ્પના ઠીક હોય તો તે જૈન જૈનેતર બન્ને વર્ગમાં પુરાણકાળથી ચાલી આવતી ઋષભદેવની માન્યતાની પુષ્ટિ કરે છે.

પ્રધાનજ છે નિવૃત્તિપ્રધાન નહિ તેમજ મને એમ પણ લાગે છે કે કોઈ પણ કાળે જૈન ધર્મના મૂળ ઉદ્‌ગમમાં નિવૃત્તિ પ્રધાન સ્વરૂપે સ્થાન ન હતું પણ તેમાં પ્રવૃત્તિપ્રધાન સ્વરૂપનેજ સ્થાન હતું. મારા આ મતવ્યની પુષ્ટિ વર્તમાન જૈન પરંપરાના આદિપ્રવર્તક તીર્થંકર ઋષભદેવના ભિન્નભિન્ન તેમજ પાછળથી બહુ મોડે મોડે પણ નિવૃત્તિ પ્રધાન ધર્મની પ્રતિષ્ઠા થયા પછી લખાએલ કે સંકલિત થએલ જીવન વૃત્તાંત ઉપરથી અસંદિગ્ધપણે થાય છે. આ જવાબ સાચો હોય તો પ્રવૃત્તિપ્રધાનસ્વરૂપ ધર્મની વિકૃતિ છે અગર તે સ્વરૂપ પાછળથી આવ્યું છે એમ માનવાને કાંઈજ કારણ રહેતું નથી.

## ત્યારે ભગવાન મહાવીરે નિવૃત્તિ પર ભાર કેમ આપ્યો?

હા, તેમ છતાં મારા આ વિચાર સામે અનેક પ્રશ્નવાણો છૂટવાના એ ખચીતું છે. કોઈ જરૂર પૂછી શકે કે જો સામાજિક જીવનની દૃષ્ટિએ ધર્મ પ્રવૃત્તિપ્રધાનજ સંગત અને સ્વાભાવિક હોય તો ભગવાન મહાવીર વગેરેએ એ પ્રવૃત્તિધર્મ ઉપર ભાર ન આપતાં નિવૃત્તિપ્રધાનતા ઉપર ભાર કેમ આપ્યો? તેમજ પાછળના ધુરંધર જૈન આચાર્યોએ જૈન ધર્મને નિવૃત્તિપ્રધાન સ્વરૂપની મર્યાદામાં જ શા માટે બાંધી રાખ્યો? આ અને આના જેવા બીજા ઘણા પ્રશ્નો ઉદ્‌ભવે છે પણ તે બધાનો ઉત્તર સંક્ષેપમાં એટલોજ છે કે ભગવાન મહાવીરના પુરુષાર્થની દિશા સામાજિક જીવનને પૂર્ણપણે ઉપરચવાની કે ઘડવાની ન હતી એ સામાજિક જીવન જે પ્રવૃત્તિધર્મ ઉપર બંધાએલું ને ગોઠવાએલું તે તો ચાલુજ હતું, પણ તે ધર્મના એક ભાગ તરીકે ત્યાગી જીવનના સ્વરૂપ, ને અધિકારી કે આચરણમાં જે વિકૃતિઓ, શિથિલતાઓ ને જે ગેરસમજુતીઓ દાખલ થઈ હતી તેનું પોતાના વૈયક્તિક આચરણથી સંશોધન કરવું એ તેમનો જીવનધર્મ હતો. અથવા એમ કહો કે જેમ કોઈ સુધારક માણસ માત્ર બ્રહ્મચર્યાશ્રમ પુરતોજ સુધારો હાથમાં લે કે કોઈ બીજો માત્ર ગૃહસ્થાશ્રમ પુરતો જ સુધારો

હાથમા લે તેમ ભગવાન મહાવીરે ત્યાગ-આશ્રમ પુરતોજ સુધારો કર વાનુ હાથમા લીધુ

## નિવૃત્તિધર્મ એ સર્વાંશી ધર્મ કેમ મનાયો?

જેમ જગતમા ઘણીવાર બનતુ બને છે કે કોઇ સુધારક કે મહાન પુરુષની હિલચાલ તે તે દેશકાળ અને ઐતિહાસિક પરિસ્થિતિ અનુસાર એક અંશ પુરતી હોય પણ પાછળથી એ મહાન પુરુષની હિલચાલ સપ્રદાયનુ રૂપ પામતા પૂર્ણ અને સર્વાંશી લેખાય છે તેમ ભગવાન મહાવીર આદિ તીર્થંકરોના અસાધારણ વ્યક્તિત્વનો પડઘો જુદા સપ્રદાયરૂપે પડતાજ તેમનો ત્યાગીજીવન પુરતો સુધારો આખા સમાજધર્મ તરીકે સમજાયો અને એ મહાન વિભૂતિ પ્રત્યેની અસાધારણ પરતુ એકદેશીય ભક્તિએ પાછળના અનુગામીઓને સામાજિક જીવનની બીજી બાજુઓ વિષે પૂર્ણપણે તેમજ છૂટથી વિચાર કરતા રોકયા ભગવાનનો જે જૈનધર્મ એકાતિક આધ્યાત્મિક હોવાથી સમગ્ર સમાજ સાથે મેળ ખાય તેમ ન હતો, ને જે બહુતો વૈયક્તિક ધર્મ હતો તે ધર્મને સાપ્રદાયિક રૂપ અપાતાજ તેનો સામાજિક જીવન સાથે પૂર્ણપણે મેળ બેસાડવાનો પ્રશ્ન પાછળના અનુયાયીઓ અને કુળાગત જૈનધર્મીઓ સામે ઉપસ્થિત થયો ધર્મના એક અંશને કે એક નયને પૂર્ણ ધર્મ કે પૂર્ણ અનેકાન્ત માનવાની ભૂલમાથી જે વ્યવસ્થા જન્મી તે પણ ભૂલ ભરેલી અને મેળવિનાનીજ રહી. તેથીજ આપણે છેલ્લા બે ત્રણ હજાર વરના જૈનધર્મના નિવૃત્તિપ્રધાન સ્વરૂપમા સામાજિક જીવનની દૃષ્ટિએ અધુરાપણ અને અનેક વિકૃતિઓ પણ જોઇએ છીએ

## ઋષભનુ જીવનજ સ્વાભાવિક ધર્મનુ પ્રવર્તક છે

આખો જૈનપરપરા ભગવાન ઋષભદેવને વર્તમાન યુગના ઘડનાર આદિપુરુષ તરીકે પિછાણે છે તેમને તે માર્ગદર્શક કર્મયોગી પૂર્ણપુરુષ તરીકે પૂજે છે ભગવાન ઋષભદેવનુ જે ચરિત દિગબર શ્વેતાબર

માહિત્યમા કે બ્રાહ્મણ સાહિત્યમા આલેખાએલુ મળે છે તે જૈન પરંપરાની ઉક્ત માન્યતાની વાસ્તવિકતાની પુષ્ટિજ પુરવાર કરે છે કારણ જો ભગવાન ઋષભદેવ કર્મયોગી અને પૂર્ણપુરુષ હોય તો તેમનુ જીવન સમગ્ર દૃષ્ટિએ અગર સામાજિક સુવ્યવસ્થાની દૃષ્ટિએ પૂર્ણજ હોવુ જોઇએ એ વિના તે પૂર્ણ સમાજરચનાના ઘડનાર કહેવાઇજ ન શકે આપણે ઋષભદેવના જીવનમા જે અનેક ઘટનાઓ નિહાળીએ છીએ અને જે અત્યારના નિવૃત્તિપ્રધાન જૈનધર્મના સ્વરૂપની દૃષ્ટિએ બહુ સગત નથી લાગતી અને તેથીજ જે ઘટનાઓનુ સમર્થન ખેચતાણ પૂર્વક આચાર્યોને કરવુ પડ્યુ છે તે બધી ઘટનાઓ જીવનક્રમમા સ્વાભાવિકજ હતી અને કોઇપણ વિચારવાન સમાજના જીવનમા સ્વાભાવિકજ હોવી ઘટે

## નિવૃત્તિધર્મની દૃષ્ટિએ ઋષભજીવનની અસગત દેખાતી ઘટનાઓ

અહીં કેટલીક ઘટનાઓનો ઉલ્લેખ કરી તે ઉપર થોડોક વિચાર કરવો પ્રાસગિક લેખાશે (૧) ભગવાન ઋષભદેવે વિવાહસબધ બાધ્યો તે વખતની ચાલુ પ્રથા પ્રમાણે સગી બ્હેન સુમગલા સાથે લગ્ન કરવા ઉપરાત બીજી એક સુનદા નામક કન્યા સાથે લગ્ન કર્યું, કે જે પોતાના જન્મસિદ્ધ સાથીના મૃત્યુથી વિધુરી અને એકલવાયી હોઇ વિધવા નહિ તો અનાથ હતીજ (૨) ભગવાને પ્રજાશાસનનુ કાર્ય હાથમા લઇ સામ દડ, આદિ નીતિ પ્રવર્તાવી અને લોકોને જીવનધર્મ તેમજ સમાજધર્મ શિખવ્યો (૩) જે કામ અને ધધાઓ વિના વૈયક્તિક તેમજ સામાજિક જીવન તે વખતે શક્ય ન હતુ અને આજે પણ શક્ય હોઇ ન શકે તેવા બધા કામો ભગવાને લોકોને શિખવ્યા તે વખતની સૂઝ ને પરિસ્થિતિ પ્રમાણે ભગવાને લોકોને ખેતી દ્વારા અનાજ પેદા કરતા અનાજ રાધતા, તે માટે જોઇતા વાસણો બનાવતા, રહેવા માટેના મકાનો બાધતા, કપડા તૈયાર કરતા તેમજ હજામત અને બીજા જીવનોપયોગી શિલ્પ કરતા શિખવ્યુ (૪) પુત્ર યોગ્ય ઉમરે પહોચતાજ તેને જવાબ

ધરની ને ધધાની તમામ તાલીમ આપવી એ માબાપનુ અનિવાર્ય કર્તવ્ય ખ કે નહિ? એ પ્રશ્નના જવાબમા કાતો તે આચાર્યોએ ચૂપકી સાધવી રહી અને કાતો તેમનો નિવૃત્તિધર્મ તેમની પાસે ભાષાસમિતિ દ્વારા એટલુજ કહેવડાવે કે એ બાબત વધારે કહેવુ એ મુનિધર્મ નથી, તમે પોતેજ યથાયોગ્ય સમજી લો, જેમ આત્મ લાભ થાય તેમ કરો ઇત્યાદિ

ઋષભના ચરિતલેખક આચાર્યોના એજ જાતના સસ્કારો હતા જે પ્રશ્નોનો જવાબ સ્વતત્રપણે તેઓ ન આપી શકે તે પ્રશ્નો ઋષભનુ જીવન લખતા તેમની સામે આવીને ઉભા રહ્યા ઋષભ એટલા બધા માન્ય અને પૂજ્ય હતા કે તેમના જીવનની એકે ઘટનાનુ સમર્થન કર્યા સિવાય તેમનાથી ચલાવી શકાય તેમ પણ ન હતુ અને બીજી બાજુ નિવૃત્તિધર્મ વિષેના એમના સસ્કારો એમને એ સમર્થન કરવા ના પાડતા હતા છેવટે તેમણે એ ઘટનાઓનુ સમર્થન તો કર્યું પણ તે સમર્થન કહેવા પુરતુ અને અસ્પષ્ટ હેમચદ્ર વિવાહ વિષે લખતા કહે છે કે, ઋષભદેવે લોકોમા વિવાહપ્રવૃત્તિ ચાલુ રાખવા લગ્ન કર્યું તે કહે છે કે સુનદાનો સ્વીકાર કરી તેનુ અનાથપણુ ટાળ્યુ તે કહે છે કે અનેક પત્નીઓ અને સેકડો સતાનવાળો ગૃહસ્થધર્મ ભગવાને અનાસક્તપણે આચર્યો તે કહે છે કે અનેક પ્રકારના ધધાને શિલ્પો શિખવી ભગવાને સમાજમા જીવનયાત્રા સુકર કરી ઉપકાર સાધ્યો તે કહે છે કે સતાનને યોગ્ય બનાવી તેને બધી રાજ્યવ્યવસ્થા સોપીનેજ દિક્ષા લઇ ભગવાને જીવનમાર્ગમા સામજસ્ય સ્થાપ્યુ હેમચદ્ર નિવૃત્તિધર્મથી વિરુદ્ધ દેખાતા પ્રવૃત્તિધર્મના એકેએક અગનુ સમર્થન ટુકમા એકજ વાક્યથી કરે છે કે ભગવાન વિશિષ્ટ જ્ઞાની હતા, માટે તેમણે ત્યાજ્ય ને સાવદ્ય કર્મોને પણ કર્તવ્ય ગણી અનાસક્તપણે આચર્યા

ઋષભદેવનો વિવાહ, તેમણે ઉત્પન્ન કરેલ સતતિ, તેમણે એ સતતિને આપેલ શિક્ષણ અને તેનુ કરેલ પોષણ તેમણે પ્રજાસામાન્યને જીવનોપયોગી એવા કહેવાતા આરભસમારભવાળા બધાજ ધધાઓનુ

આપેલું શિક્ષણ ને તે ધધાઓમાં જાતે કરેલ પ્રવૃત્તિ આ બધી ઘટનાઓનું સમર્થન આચાર્ય જિનસેન તેમજ હેમચંદ્ર કરે છે એટલુંજ નહિ પણ અત્યારના એકેએક નાના મોટા જૈન ફિરકાના ધર્મોપદેશક પંડિતો તેમજ ત્યાગીઓ કરે છે અહિં સવાલ એ છે કે જુના વખતમાં ગણેલું અને અત્યારે પણ કરાતું આ સમર્થન વાસ્તવિકતાની દૃષ્ટિએ થાય છે કે માત્ર મહાન પુરૂષના જીવનની ઘટનાઓ છે એટલાજ કારણથી એ સમર્થન થાય છે? જો મહાપુરૂષના જીવનનીજ ઘટનાઓ હોવાનેજ કારણે (તે વસ્તુતઃ સમર્થનયોગ્ય ન હોવા છતાં) તેનું સમર્થન થતું છે અને અત્યારે થયું થાય છે એ વિકલ્પ સ્વીકારીએ તો તેથી જૈનસમાજના ચાલુ કાયદાઓનો ઉકેલ તો થતોજ નથી પણ વધારામાં પંડિતો ને આચાર્યોના વિચાર તેમજ જીવનની અસમર્થતા રૂપ નબળી બાજુ પણ પ્રગટ થાય છે જો એ વિકલ્પ સ્વીકારીએ કે જુના વખતનું અને અત્યારનું એ સમર્થન માત્ર વાસ્તવિકતાની દૃષ્ટિએ છે તો એ ઉપરથી એટલુંજ સિદ્ધ થવાનું કે પ્રવૃત્તિધર્મને લગતી લગ્ન વગેરેની ઉપરની ઘટનાઓ ઋષભના જીવનમાં ઘટેલી હોય કે બીજા કોઇના જીવનમાં ઘટેલી હોય અગર અત્યારે કોઇ સાધારણ વ્યક્તિના જીવનમાં ઘટવાની હોય પણ વસ્તુતઃ તે બધી સમર્થનપાત્ર છે અને તેનું સમગ્રજીવનની દૃષ્ટિએ તેમજ સામાજિક પૂર્ણજીવનની દૃષ્ટિએ પુરેપુરૂં સ્થાન છે જો એકવાર એ વાત સિદ્ધ થઇ અને એ સ્વાભાવિક છે એમ લાગે તો પછી અત્યારના જૈનસમાજના માનસમાં જે એકાન્તિક નિવૃત્તિધર્મના સંસ્કારો જાણે અજાણે ઉતરી આવ્યા છે અને અવિવેકપૂર્વક પોષાયા છે તેનું સંશોધન કરવું એ સમજદારોની ફરજ છે આ સંશોધન આપણે ઋષભના પૂર્ણજીવનનો આદર્શ સામે રાખી કરીએ તો તેમાં ભગવાન મહાવીર દ્વારા પરિષ્કાર પામેલ નિવૃત્તિધર્મ તો આવીજ જાય છે પણ વધારામાં વૈયક્તિક તેમજ સામાજિક પૂર્ણ જીવનના અધિકાર પરત્વેના બધાજ અંતરો ને બધીજ પ્રવૃત્તિઓનો પણ વાસ્તવિક ઉકેલ આવી જાય છે આ ઉકેલ પ્રમાણે કુળની કોઇ

પણ આવશ્યક અને વિવેકવાળી પ્રવૃત્તિ એ સાચા ત્યાગ જેટલીજ કિંમતી લેખાશે અને તેમ થશે તો નિવૃત્તિધર્મની એકદેશી જાળમા ગુચવાએલુ જૈનસમાજનુ ચોકઠુ આપોઆપ ઉકેલાઇ જશે

## ગીતાનો આશ્રય લઇ હેમચદ્રે કરેલ નિવૃત્તિધર્મમા સશોધન

ઉપર એ કહેવામા આવ્યુ છે કે હેમચદ્ર પોતે વારસાગત ઐકાન્તિક નિવૃત્તિધર્મના સસ્કાર ધરાવતા અને છતાય તેમને ઋષભના જીવનની બધી સાવદ્ય લેખાતી પ્રવૃત્તિઓનો બચાવ કરવો હતો તેમને વાસ્તે આ એક ચકાવો હતો પણ તેમની સર્વ શાસ્ત્રને સ્પર્શનારી અને ગમે ત્યાથી સત્યને અપનાવનારી ગુણગ્રાહક દૃષ્ટિએ ઉક્ત ચકાવામાથી છૂટવાની બારી ગીતામા જોઇ પ્રવૃત્તિ અને નિવૃત્તિ વચ્ચેના લાબા કલહમય વિરોધનો નિકાલ ગીતાકારે અનાસક્ત દૃષ્ટિ મૂકી આણ્યો હતો તેજ દૃષ્ટિ હેમચદ્રે અપનાવી અને ભગવાન ઋષભે આચરેલી સમગ્ર જીવનવ્યાપિ કર્મમા લાગુ પાડી હેમચદ્રની મુઝવણનો અત આવ્યો તેમને બહુ ઉલ્લાસ અને નિર્ભયતાથી કહી દીધુ કે ભગવાને જ્ઞાની હોઇ જાણવા છતા પણ સાવદ્યકર્મો કર્તવ્ય લેખી આચર્યા હેમચદ્રનુ આ સમર્થન એક બાજુ જૂની જૈન ધરેડની દિશાભૂલ સૂચવે છે ને તે આપણને નવુ સ્વરૂપ ઘડવા પ્રકાશ આપે છે ખરી રીતે જ્ઞાની હોય તે તો દોષનુ સ્વરૂપ પૂરેપૂરુ સમજે અને તેથી જ તે સ્થૂલ ગમે તેવા લાભો છતા દોષમય પ્રવૃત્તિ ન આચરે એટલે જો દુન્યવી જીવનઉપયોગી પ્રવૃત્તિ પણ એકાન્ત દોષવાળી જ હોત તો જ્ઞાનીએ તો એનો ત્યાગ જ કરવો ઘટે છતા જો એ પ્રવૃત્તિનુ વિષ અનાસક્ત ભાવને લીધે દૂર થતુ હોય અને અનાસક્ત દૃષ્ટિથી એવી પ્રવૃત્તિ પણ કર્તવ્ય ઠરતી હોય તો અત્યારના જૈન સમાજે પોતાના સસ્કારમા આ દૃષ્ટિ દાખલ કરી સુધારો કરવો જ ઘટે એ વિના જૈન સમાજ વાસ્તે બીજો વ્યવહારુ અને શાસ્ત્રીય માર્ગ છેજ નહિ

આપણા દેશમા ભણેલ અને અભણ બન્ને વર્ગમા એક જાતની અપગતા છે ભણેલ વર્ગ ખૂબ ભણ્યા છતા અનર્થુવર્ગ કરતાએ પાંગળો છે કારણ તેણે કર્મેન્દ્રિયોને કેળવવામા લઘુતા માની પાપ સેવ્યુ છે અભણ વર્ગમા કર્મેન્દ્રિયોની તાલીમ છતા તે બુદ્ધિની યોગ્ય તાલીમને સાચી વિચારદિશા સિવાય અધ જેવા છે જૈન સમાજના ત્યાગી અને તેને અનુસરનાર બધા વર્ગની સ્થિતિ લગભગ એવીજ કફોડી છે તેઓ ત્યાગની મોટી મોટી વાતો કરે છે પણ તેમને બીજાઓના કર્મો ઉપર જીવવાનુ અનિવાર્ય હોઇ સાચી રીતે તેઓ ત્યાગ સાધી શકતા નથી ને કર્મપથ આચરી શકતા નથી જેઓ પ્રવૃત્તિમા પડેલા છે તેઓ મુસીબત આવતા અણીને ટાકણે તેમાથી માર્ગ કાઢવાનુ ભૂલી જઇ ભાગનોજ ત્યાગનો ચીલો પસદ કરે છે તેથી જૈનસમાજની પ્રવૃત્તિ કે નિવૃત્તિ એકે વાસ્તવિક રહીજ નથી ગૃહસ્થો પોતાની ભૂમિકા પ્રમાણે પ્રવૃત્તિધર્મ પૂર્ણપણે નથી બજાવતા અને ત્યાગીઓ પણ નિવૃત્તિધર્મ જગાવે સાચવી નથી શકતા આ મુશ્કેલીમાથી બચવાની ચાવી મારી સમજપ્રમાણે ભગવાન ઋષભના સ્વાભાવિક જીવનક્રમમાથી મળી આવે છે એ ઋષભનો જીવનક્રમ ઘણા લાબા વખતથી આર્ય જાતિનો આદર્શ મનાતો આવ્યો છે અને તે આખી માનવજાતિનો વિશુદ્ધ આદર્શ થવાની યોગ્યતા પણ ધરાવે છે

## ભરતના પ્રવૃત્તિધર્મમા વિકૃત નિવૃત્તિધર્મની છાપ

ઋષભ પછી તેમના જ્યેષ્ઠ પુત્ર ભરતના જીવનવૃત્ત આપણે વળીએ. એના આખા જીવનને ન સ્પર્શતા તેની અમુક બાજુ તરફજ દૃષ્ટિપાત કરીશુ એમ તો ભરત ઋષભના પુત્ર તરીકે જેમ જૈનપરપરામા વર્ણવાએલ છે તેમ તે બ્રાહ્મણપરપરામા પણ વર્ણવાએલ છે અલબત્ત ભરતના જીવનનુ ચિત્રણ બન્ને પરપરાઓએ પોતપોતાના દૃષ્ટિબિંદુ પ્રમાણે જુદીજુદી રીતે કરેલુ છે અહીં આ ... વર્ણવાએલ

ધરના ઉપર વિચારી

દિગંબર અને શ્વેતાંબર બંને પરંપરા પ્રમાણે ભરતનું આખું જીવન તેના પિતાના વારસા પ્રમાણે પ્રવૃત્તિધર્મથી ઘડાયેલું છે એ વિષે તો શંકા છે જ નહિ. ભરત ઉમરે પહોંચી રાજ્ય કરે છે ૬૪૦૦૦ સ્ત્રીઓ સાથે ગૃહજીવન ગાળે છે પ્રજાપાલનમાં ધર્મપરાયણતા દાખવે છે, અને છેવટે ગૃહસ્થ તરીકેની જ સ્થિતિમાં પૂર્ણ જ્ઞાન મેળવી અંતે આધ્યાત્મિક શાંતિ સંપાદન કરે છે આ દેખીતી રીતે જ સ્વાભાવિક પ્રવૃત્તિધર્મ છે, પણ એમાં ક્યાંક ક્યાંક ચરિત્રલેખકોના સમયના વિકૃત નિવૃત્તિધર્મના રંગો પુરાઈ ગયા છે

જિનસેન અને હેમચંદ્ર બંને ભરત પાસે આર્યવેદોની રચના કરાવે છે, બ્રાહ્મણ વગેરે ચાર વર્ણોની સ્થાપના કરાવે છે, અને બ્રાહ્મણના કુળકર્મો કરાવરાવે છે આ પછી જિનસેન અને હેમચંદ્ર આગળની રમાડે એવી રીતે જુદે જુદે માર્ગે વિચરે છે જિનસેનના કથન પ્રમાણે ભરતને બ્રાહ્મણ વર્ણની સ્થાપના કર્યા પછી તેના ગુણદોષ વિષે શંકા થાય છે ને તે શંકા નિવારવા પોતાના પિતા ઋષભ તીર્થંકરને પ્રશ્ન કરે છે ભગવાન ભરતને બ્રાહ્મણ વર્ણથી આવનાર ભાવિ દોષો વર્ણવી બતાવે છે ને છેવટે આશ્વાસન આપતા કહે છે કે જે થયું તે થયું એનાથી અમુક લાભ પણ થયો છે, ઇત્યાદિ જિનસેનનો ભરતના સ્વાભાવિક જીવનને સંકુચિત નિવૃત્તિધર્મમાં ઢાળવાનો પ્રયત્ન જરાયે છુપો રહે તેવો નથી પણ હેમચંદ્રનો પ્રયત્ન તો એથીયે ચડી જાય તેવો નિરાળો છે

હેમચંદ્ર જિનસેન પ્રમાણે જ ભરત પાસે બ્રાહ્મણ આદિ વર્ણની સ્થાપના, આર્ય વેદોની રચના વગેરે બધું કરાવે છે, પણ તેમણે પોતાના વર્ણનમાં જે કૌશળ દાખવ્યું છે તે બુદ્ધિ અને કલ્પનાપૂર્ણ હોવા છતાં પાઠના વિકૃત નિવૃત્તિધર્મની સાક્ષી પુરે છે હેમચંદ્રના કથન પ્રમાણે ભરતે એક શ્રાવક વર્ગ સ્થાપ્યો, ને તેણે એ વર્ગને કહ્યું કે તમારે કામકાજ અગર ધંધો ન કરવો ખેતીવાડી કે વ્યાપાર નોકરી અગર

જાતનું વતણુ ધરાવે છે, જે સરકાર પોષે છે, ને ભિક્ષાને નિમિત્તે જે ભવાડાઓ ઉભા કરે છે તેના મૂળો તો સેંકડો વર્ષ પહેલાં નખાઈ ગએલાં હતાં હેમચંદ્રના સમયમાં પણ એ વિકૃતિઓ હતી ફેર એટલોજ કે અમુક પરિસ્થિતિને કારણે તે વિકૃતિઓ ધ્યાનમાં આવી ન હતી અગર કોઈએ તે તરફ લક્ષ આપ્યું ન હતું જો એક વેગ છોકરાવાળો આખો વર્ગ કામધંધો છોડી પરાશ્રયી બની ધર્મ પાલન કરે એ સ્વાભાવિક હોય તો એમાં દોષ નજર આવવો જોઇએ ખરી વાત એ છે કે જૈન પરંપરામાં ત્યાગી વર્ગે નિવૃત્તિધર્મની એ જ બાજુને જીવનની પુરી બાજુ માની તે વિષેનાજ વિચારો મેળવ્યા અને પ્રચાર્યા પરિણામે તેઓ ગૃહસ્થ કે ત્યાગીના જીવનમાં અનિવાર્ય રીતે આવશ્યક એવા કર્મો અને પ્રવૃત્તિનું મહત્ત્વજ ભૂલી ગયા તેથીજ આપણે ભરતના સહજ પ્રવૃત્તિધર્મમાં વિકૃત નિવૃત્તિધર્મની છાપ વાંચીએ છીએ

ભરતે સ્વીકારેલ ઉપદેશમંત્રનો અર્થ એ છે કે, તમે જીતાયા છો, તમારામાં ભય વધ્યે જાય છે, માટે તમે કોઇને ન હણો કેવો સુંદર અને પારમાર્થિક સદા સ્મરણીય ઉપદેશ પણ આ ઉપદેશ સાંભળવામાં અસંગતિ કેટલી? ઉપદેશનું તત્ત્વ વિચારનાર વેદપ્રણેતા ભરત પોતે અને શબ્દમાં ઉતારનાર ભરત પોતે પણ ભરતને પોતાનાજ વિચારનું ભાન હેતું નહિ તેથી તે એક ભાડુતી અને અકર્મણ્ય પરાન્નભોજી વર્ગને મોઢે પોતાના ગયેલ વાક્યો સાંભળવાનું પસંદ કરતો. આ બેહુદું નથી લાગતું? પણ આ વર્ણનમાં હેમચંદ્રનો લેશ પણ દોષ નથી એ તો એક કલ્પનાસમૃદ્ધ અને પ્રતિભાસંપન્ન કવિ છે તે પોતે જે સંસ્કારથી ટેવાએલ ને જે સંસ્કારમાં પોષાયેલ છે તેનું કવિત્વમય ચિત્રણ કરે છે આપણે એ ઉપરથી જો એટલું સમજી લઇએ કે નિવૃત્તિધર્મની એકદેશીયતાએ પ્રવૃત્તિધર્મને કેવો વિકૃત કર્યો તો આપણે માટે બસ છે

આ ઉપરાંત બાહુબળીના જીવનમાંથી એક ભારે મહત્ત્વનો પદાર્થ-પાઠ આ પણ જૈનોને શિખવા મળે છે તે એ કે બાહુબળીએ ભરત ઉપર મૂઠી મારવા ઉપાડી, પણ તરતજ વિવેક જાગતાં એણે એ મૂઠી અધવચ્ચેથીજ પાછી વાળી પાછી વાળીને પણ ખાલી જવા ન દેતાં એ મુઠી પોતાના મસ્તક ઉપરજ ચલાવી તે એવી રીતે કે તે દ્વારા એણે આત્મઘાત ન કર્યો પણ અભિમાનઘાત કર્યો એણે અહંકારની પ્રતીક જેવી ચોટી ઉખાડી ફેંકી આ ઘટનામાં કેટલું રહસ્ય ને કેટલો બોધપાઠ! ખાસ કરી ધર્મને નામે લડતા આપણા ફિરકાઓ અને આપણા ગુરૂઓ માટે તો બાહુબલીનો આ પ્રસંગ પુરેપુરો માર્મિક છે

## બ્રાહ્મિ અને સુંદરી

છેવટે આપણે આ બેનો વિષે થોડુંક વિચારી લઈએ બ્રાહ્મિ અને સુંદરી બંને પાત્રો કાલ્પનિક હોય કે અર્ધકાલ્પનિક, પણ તે જીવનમાં મારે સ્ફુર્તિદાયક નીવડે તેવાં છે એ પ્રાતઃસ્મરણીય બેનોની બાબતમાં ત્રણ મુદ્દા તરફ સૌનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું (૧) આજીવન કુમારત્વ અને બ્રહ્મચર્ય (૨) ભાઈ ભરતની ઇચ્છાને વશ ન થતાં ઉગ્રતપપૂર્વક સુંદરીનો ગૃહત્યાગ (૩) બંને બેનો દ્વારા બાહુબળીને પ્રતિબોધ અને એ પ્રતિબોધની તત્ક્ષણ તેના ઉપર અસર

પિતા ઋષભ અને ભાઈ ભરત બાહુબળી વગેરેના લાંબા જીવન તથા તેમની આજુબાજુ સર્વત્ર પ્રવૃત્તિધર્મજ પ્રચલિત હતો એવા એ વાતાવરણમાં આ બંને બેનોનું આજીવન કુમારત્વ તેમજ નિવૃત્તિધર્મનું ઐકાન્તિક વલણ બહુ ઓછાં બંધબેસતાં અને સ્વાભાવિક લાગે છે તે સમયની સમગ્ર સમાજરચનામાં તેમનું આ નિવૃત્તિમય જીવન તદ્દન જુદી ભાત પાડે છે જો એવું જીવન તે વખતે શક્ય ન હોય અને ચરિત્રલેખકના નિવૃત્તિમય માનસિક સંસ્કારોનુંજ એ પ્રતિબિંબ માત્ર હોય તોયે એ બેઉ બેનો સહજ સરળતાને કારણે મહાસતી પદને યોગ્ય છેજ

એવી આશા સેવીએ કે સમાજમા બ્રાહ્મિ-સુંદરી જેવી બેનો પાકે ન બાહુબળી જેવા પુરૂ

## ઉપસંહાર

લેખમા રજુ થયેલ મુદ્દાઓ મ ક્ષેપમા નીચે પ્રમાણે છે ૧ ભગવાન ઋષભ એ માત્ર જૈન પથનાજ નહિ પણ આખી આર્ય જાતિના ઉપાસ્ય દેવ છે ૨ ભગવાન ઋષભે પ્રવૃત્ત વેનો ને આચરેલો પ્રવૃત્તિ ધર્મજ વૈયક્તિક તેમજ સામાજિક જીવનમા બધબેસતો હોઇ તેજ જૈન ધર્મનુ અસલી સ્વરૂપ છે ૩ અત્યારના જૈન ધર્મની એકાગ્ર નિવૃત્તિની સમજ એ અધુરી હોઇ ઋષભના આદર્શે સરોધન કરવા જેવી છે ૪ આચાર્ય હેમચદ્ર જેવાએ એવા સ ગોધનની દિશા પણ સુચવી છે અને આજના કર્મયુગમાથી તો એ સ્પષ્ટપણે મળી શકે તેમ છે ૫ ભગવાના જીવનમા પણ પ્રવૃત્તિધર્મનુ જ સ્વાભાવિક સ્થાન છે પ્રસગે પ્રસગે જે વિકૃત ધર્મના ચિત્રણો નજરે પડે છે તે પાછળથી વિકૃત જૈન ધર્મની અસર માત્ર છે ૬ બાહુબલી ભગત કરતાંય ચડીયાતુ પાત્ર છે તેણે નિર્વિત જીવને ટાકળે પણ ત્યાગ દર્શાવી ભારે આદર્શ પૂરો પાડ્યો છે અને બેનોના ઉપદેશને નમ્રપણે ઝીલી લઇને એણે અનેકમુખી ભવ્યતા દાખવી છે બ્રાહ્મિ અને સુ દરીના પાત્રો પ્રાતઃસ્મરણીય છે તેમાય સુ દરી એ બ્રાહ્મિ કરતા અનેક રીતે વધારે સાત્વિકતા દાખવે છે તેનુ મા દર્શ વાસનાને વશ ન થવામા છે



# ધર્મ અને સદ્ધર્મ.

## ( વક્તા—ધર્માનન્દ કોસંબી )

**ધ**ર્મ શબ્દના સ્વભાવ અને કર્તવ્ય એવા બે મુખ્ય અર્થ છે મનુષ્યેતર પ્રાણીઓના કર્તવ્યો એ એમનો સ્વભાવજ બની ગયો હોય છે પક્ષીઓ માળા બાંધીને પોતાના બચ્ચાનું સંગોપન આજે હજારો વર્ષોથી એકજ રીતે કરતા આવ્યા છે હાથીનું ટોળુ જંગલમાથી પસાર થતુ હોય ત્યારે રક્ષણ માટે કેટલાક હાથીઓને ચુંટવામા આવે છે, આ હાથીઓમાનો પણ કોઇ પોતાના કર્તવ્યનું બરાબર પાલન ન કરે તો બાળના હાથીઓ તેને સારી રીતે શિક્ષા કરે છે અને આમ કરવા છતા પણ જો તે સુધરે નહિ તો પોતાના ટોળામાથી તેને કાઢી મૂકે છે હાથીઓનો આ ધર્મ એ એમનો સ્વભાવજ બની ગયો છે આજે હજારો વર્ષોથી તેઓ આ પ્રમાણે કરતા આવ્યા છે એમા કશો ફેરફાર થયો નથી

પરંતુ મનુષ્યના સ્વભાવમા અને કર્તવ્યમા અનેક ફેરફાર થયા કર્યા છે અને તેથી જૂદે જૂદે કાળે મનુષ્યની ધર્મની કલ્પના બદલાયા કરી છે મનુષ્ય જ્યારે એકલો વન્યાવસ્થામા રહેતો હતો ત્યારે જેમ તેમ કરીને પોતાના કુટુંબનો નિર્વાહ કરવો એજ એનુ કર્તવ્ય હોવું જોઇએ પણ આમ કરવુ જ્યારે અઘરું પડવા માડ્યુ ત્યારે મનુષ્યની સમાજ રચવો પડ્યો પત્થર કે લાકડીની મદદથી શિકાર પકડવો એક માણસ માટે મુશ્કેલ છે પણ જો દશ પદર માણસો એકત્ર થાય તો એ શિકાર કરવો સહેલો થઇ પડે છે આવા સમૂહની વ્યક્તિઓ જો અલગ અલગ અવ્યવસ્થિત રીતે વર્તે તો ઇષ્ટ કાર્યની સિદ્ધિ ન થાય અને વ્યવસ્થિત રીતે વર્તીને શિકાર મેળવે પણ જો તેની વહેચણી વખતે અલગ અલગ

મા મારી થવા લાગે તો તેનાથી આખા સમૂહને સુખ મળે ન
આ ના માટે શિકાર કરતી વખતે અને ત્યાર પછી કેમ વર્તવુ એ સંબ
કેટલાક નિયમો અસ્તિત્વમા આવ્યા અને તે તેમનો ધર્મ બન્યો

આવી કોઈ ટોળીને બીજી એવીજ કોઈ ટોળી સામે મળે તો બ
ટોળીઓ વચ્ચે લડાઈ થાય એ સાહજિક છે આ લડાઈમા જે ટોળીના
પરાજય થાય તે ટોળાને વિજયી ટોળી તેના બાલબચ્ચા સહિત બધાને
મારી નાખતી આ લોકોને જો જીવતા રાખવામા આવે તો વિજયી
ટોળીએ મેળવેલ શિકાર આ લોકોને ખાવા આપવા પડે અને પોતાને
ભૂખે મરવુ પડે અર્થાત્ જીત લોકોને જેતાઓએ મારી નાખવા એ
ધર્મ બન્યો કેટલીક ટોળીના લોકો તો પરાજિત ટોળીના લોકોનુ માંસ
પણ ખાતા અને એ પણ તેમનો ધર્મ બન્યો તેમજ આગળ જતા
મનુષ્યમાંસની ગરજ ન હોવા છતા નરમેધના રૂપમાં આ ધર્મ
ચાલુ રહ્યો

આવી પરિસ્થિતિમા જે ટોળીઓ ઘણી મોટી થઈ તે શસ્ત્રો
તૈયાર કરવાની કળા શીખી શકી. પછી ધીમે ધીમે ધાન્યની શોધ થ
તેમજ તેને પેદા કેમ કરવુ તથા કેમ રાંધવુ એ પણ સમજતા થા
આવુ થતા અગાઉનો ધર્મ બદલાયો બીજી ટોળીના લોકો શ
આવે તો તેમને મારી નાખવાની જરૂર ન રહી. તેમને પકડીને
તેમની પાસે મજૂરી કરાવવામા આવે તો તેથી આ સુધરેલી ટોળી
લોકોને વધારે સ્વાસ્થ્ય મળવા માંડયુ અને તેથી દાસની પ્ર
અમલમા આવી.

આ દાસોને કબજે રાખવા માટે અને આસપાસની ટોળીઓ
રક્ષણ કરવા માટે ક્ષત્રિયોનો એક ખાસ વર્ગ ઉભો કરવો પ
તેઓમા શિસ્ત જાળવવા માટે રાજાની જરૂર હતી તેથી રાજ
ઉત્પન્ન થયો. બીજાઓની સાથે લડતી વખતે વિજય મેળવવા
દેવતાઓના આશીર્વાદ અત્યાવશ્યક છે એવી સમજણથી તેમની આરાધ

કરવા માટે એ પુજારી વર્ગ કે બ્રાહ્મણ વર્ગ ખાસ ઉભો કરવો પડ્યો આ રીતે ચાતુર્વર્ણની સંસ્થા ઉત્પન્ન થઇ અને એજ ધર્મ થયો

નાના નાના દેશોમા વારંવાર લડાઇઓ થવા લાગી, આથી નવ રાજ્યમા અડચણ ઉભી થઇ અને લોકો હેરાન થવા લાગ્યા આ વખતે સાર્વભૌમ રાજાની પ્રથા અમલમા આવી પચાસ રાજાઓ અંદર અંદર લડયા કરે એ કરતા આ બધા ઉપર એક ચક્રવર્તી રાજા હોય તો સારૂ આ વ્યવસ્થાથી બહુજન સમાજને સુખ શાંતિ મળ્યા અને સાર્વભૌમ રાજા દેવ મનાવા લાગ્યો **ના વિષ્ણુ પૃથિવીપતિ** વગેરે વાક્યો આજ વસ્તુ બતાવે છે પણ એક માણસના હાથમા આટલી બધી સત્તા હોય એ જોખમકારક છે લોકોની સ્ત્રીઓને જો તે ઉપાડી જાય તો તેને તેમ કરતા અટકાવવાનો કશો ઇલાજ નહોતો આથી જનાનખાનાની પદ્ધતિ પ્રચલિત થઇ બધીજ સ્ત્રીઓ અરક્ષિત રહે એ કરતા હજાર બે હજાર સ્ત્રીઓને જનાનખાનામા મોકલવી એ ધર્મ બન્યો. પણ આને પરિણામે એક બીજી આપત્તિ આવી પડી

આ સેકડો કે હજારો રાણીઓને સેકડો પુત્ર થતા અને સાર્વભૌમ પદ માટે તેમનામા અંદર અંદર ચડસાચડસી થતી પરિણામે રાજ્યની અવ્યવસ્થા થવા લાગી અને આવા ટંટો કરનારા ભાઇઓને મારીને કોઇ એક માણસે રાજ્યપદ મેળવવુ જોઇએ એવો ધર્મ અસ્તિત્વમા આવ્યો

ઉપરના વિવેચન ઉપરથી જણાશે કે મનુષ્યસમાજના વિકાસના માર્ગમા અનેક અડચણો ઉભી થઇ અને તે અડચણો દૂર કરવા માટે સમાજે જે યુક્તિઓ કે કર્તવ્યો શોધી કાઢયા તે ધર્મ ગણાવા લાગ્યા હાલના જમાનામા રાજાઓની અમર્યાદ સત્તા નષ્ટ કરવા માટે જે નવો સંપ્રદાય નીકળ્યો છે તે દેશાભિમાનનો છે આ અભિમાનને પરિણામે યુરોપના રાજાઓની સત્તા સમૂળ નાશ પામી અને તેની જગાએ મધ્યમ

વર્ગનુ વર્ચસ્વ પ્રસ્થાપિત થયુ પણ તેને પરિણામે છ ક્ષુ મહા યુદ્ધ થયુ અને તેથી યુરોપની શાંતિ કેટલી જોખમાં છે તે કહેવાની જરૂર નથી

પ્રિન્ટ ટૉલ્સ્ટૉય કહે છે કે મનુષ્ય જાતિને સદ્ધર્મ શુ તે બરાબર સમજાતુ નથી એ બાબત આ સર્વ વિપત્તિનુ કારણ છે લગભગ ૧૮૦૦ વરસ પહેલા ઇસુ ખ્રિસ્તે મનુષ્ય જાતિને આ સદ્ધર્મ બતાવ્યો અગાઉનો ધર્મ એટલે આંખની સામે આંખ અને દાંતની સામે દાંત એવા હિંસા ઉપર પ્રસ્થાપિત થએલ હતો પરંતુ ખ્રિસ્તે જે જાતનો ધર્મ બતાવ્યો તે આ જાતનો —

હત્યા કરીશ નહિ અને જે કોઇ હત્યા કરશે તે શિક્ષાને પાત્ર થશે એવુ પ્રાચીન લોકોનુ કથન તમે સાભળ્યુ છે પણ હુ તમને કહુ છું કે જે કોઈ પોતાના ભાઈ ઉપર ખીજાશે તે શિક્ષાને પાત્ર થશે પોતાના પાડોશી ઉપર પ્રેમ કરો અને શત્રુનો દ્વેષ કરો એ કથન તમે સાંભળ્યું છે પણ હુ તમને કહુ છુ કે તમે તમારા શત્રુ ઉપર પ્રીતિ કરો અને જે તમને હેરાન કરે છે તેમને માટે પ્રાર્થના કરો '

ખ્રિસ્તે બતાવેલા આ માર્ગને ટૉલ્સ્ટૉય ખરો ધર્મ કે સદ્ધર્મ કહે છે પરંતુ આ સદ્ધર્મ કઇ ખ્રિસ્તેજ પ્રથમ સ્થાપિત કર્યો એવુ નથી હિંદુસ્થાનમા બે હજાર વરસની પહેલા પણ અહિંસામાં માનનારા ઘણા ઋષિ મુનિઓ હતા આ લોકો સમાજમાં ન રહેતા જગલમા રહેતા અને મેટે ભાગે ફળમૂળ ઉપર ગુજારો કરતા અહિંસા એ તેમની તપશ્ચર્યાનુ મુખ્ય અંગ હતુ તેમની આ અહિંસામાંથીજ જૈન અને બૌદ્ધ ધર્મ નીકળ્યા પ્રથમ પાર્શ્વ મુનિએ આ અહિંસાની સાથે સત્ય અસ્તેય અને અપરિગ્રહ એ ત્રણે યામો જોડયા અને અહિંસાને વ્યવહારૂ બનાવી તે જનસમાજમા તે પ્રમાણે કર્યો

બુદ્ધે તો આ ધર્મનો એથી પણ વધારે વિકાસ કર્યો

अक्राधेन जिन काध असाधु साधुना जिन ।
जिन कदर्य दानन स चनालिकवादिन ॥

ક્ષાંતિથી ક્રોધને જીતવો, સાધુતાથી ખલને જીતવો, કૃપણને દાનથી જીતવો અને સત્યથી જુઠ્ઠાને જીતવો ) આ ઉપદેશનું સ્પષ્ટીકરણ બૌદ્ધ વાઙ્ગમયમાં અનેક જગાએ આવે છે તે બધાનો ઉલ્લેખ આ વ્યાખ્યાનમાં કરવો શક્ય નથી તો પણ આ સંબંધમાં જાતકની એક નાની વાત કહેવી યોગ્ય લાગે છે

કોસલ દેશનો રાજા મલ્લિક બહુ ગુણી હતો બધા લોકો તેના વખાણ કરતા. પોતાના રાજ્યના સામાન્ય લોકો પણ પોતાના વખાણ કરે છે કે કેમ એ જાણવાના હેતુથી વેશ બદલીને રથમાં બેસી તે પોતાના રાજ્યમાં ફરવા નીકળ્યો. કાશી દેશનો બ્રહ્મદત્ત રાજા પણ તેવો જ ગુણી હતો અને તે પણ પોતાની પ્રજાની માન્યતા સાંભળવા માટે વેશ બદલીને રથમાં બેસીને ફરતો હતો આ બન્ને રાજાઓ સરહદ ઉપર એક સુકાઈ ગએલા વહેળાને કાંઠે સામસામા આવ્યા બન્ને રથો એક સાથે જઈ શકે એટલો પહોળો રસ્તો ન હતો એટલે મલ્લિક રાજાના સારથિએ બ્રહ્મદત્ત રાજાના સારથિને રથ બાજુએ લેવા માટે કહ્યું પરંતુ બન્ને રથોમાં સમાનવયસ્ક રાજાઓ હોવાથી કોણ કોને રસ્તો આપે એ પ્રશ્ન ઉભો થયો આ પ્રશ્નનો નિકાલ શીલ ઉપરથી કરવો એમ ઠર્યું

મલ્લિક રાજાના સારથિએ કહ્યું —

दळ्हं दळ्हस्स खिपति मल्लिको मुदुना मुदुं ।
साधुम्पि साधुना जेति असाधुम्पि असाधुना ।
एतादिसो अयं राजा मग्गा उय्याहि सारथि ॥

(મલ્લિક રાજા દઢ ઉપર દઢાઈ કરે છે, મૃદુને મૃદુત્વથી, સાધુને સાધુત્વથી અને ખલને ખલત્વથી જીતે છે આવો અમારો આ રાજા (શીલવાન) છે માટે હે સારથિ, માર્ગમાંથી દૂર થા

વર્ગનું વચન પ્રસ્થાપિત થયું પણ તેને પરિણામે છે યુ મહા યુદ્ધ થયું અને તેથી યુરોપની શાંતિ કેટલી જોખમાઈ છે તે કહેવાની જરૂર નથી

કાઉન્ટ ટોલ્સ્ટોય કહે છે કે મનુષ્ય જાતિને સદ્ધર્મ શું તે સમજાયું નથી એ બાબત આ સર્વ વિપત્તિનું કારણ છે લગભગ ૧૯૦૦ વરસ પહેલા ઇસુ ખ્રિસ્તે મનુષ્ય જાતિને આ સદ્ધર્મ બતાવ્યો. અગાઉનો ધર્મ એટલે આંખની સામે આંખ અને દાંતની સામે દાંત એવો હિંસા ઉપર પ્રસ્થાપિત થએલ હતો પરંતુ ખ્રિસ્તે જે નવનો ધર્મ બતાવ્યો તે આ જાતનો —

હત્યા કરીશ નહિ અને જે કોઇ હત્યા કરશે તે શિક્ષાને પાત્ર થશે એવું પ્રાચીન લોકોનું કથન તમે સાંભળ્યું છે પણ હું તમને કહું છું કે જે કોઈ પોતાના ભાઈ ઉપર ખીજાશે તે શિક્ષાને પાત્ર થશે પોતાના પાડોશી ઉપર પ્રેમ કર અને શત્રુનો દ્વેષ કર એ કથન તમે સાંભળ્યું છે પણ હું તમોને કહું છું કે, તમે તમારા શત્રુ ઉપર પ્રીતિ કરો અને જે તમોને હેરાન કરે છે તેમને માટે પ્રાર્થના કરો

ખ્રિસ્તે બતાવેલા આ માર્ગને લોકોએ ખરો ધર્મ કે સદ્ધર્મ કહ્યો પરંતુ આ સદ્ધર્મ કંઇ ખ્રિસ્તેજ પ્રથમ સ્થાપિત કર્યો એવું નથી. હિંદુસ્થાનમાં તે જાગતી પડેલો. પણ અહિંસામાં માનનારા ઘણા ઋષિ મુનિઓ હતા આ લોકો સમાજમાં ન રહેતા જંગલમાં રહેતા અને ભમતા ફળમૂળ ઉપર ગુજરાન કરતા અહિંસા એ તેમની તપશ્ચર્યાનું મુખ્ય અંગ હતું તેમની આ અહિંસામાંથીજ જૈન અને બૌદ્ધ ધર્મ નીકળ્યા પ્રથમ પાર્શ્વ મુનિએ આ અહિંસાની સાથે સત્ય અસ્તેય અને અપરિગ્રહ એ ચાર યામો જોડ્યા અને અહિંસાને બહાર સના સજ્જનસમાજમાં તે પ્રસાર કર્યો

બુદ્ધે તે આ ધર્મનો એવી પણ રીતે વિકાસ કર્યો

अक्रोधेन जिन क्रोध असाधु साधुना जिन ।
जिन कदर्यि दानन सच्चालिकवादिन ॥

શાંતિથી ક્રોધને જીતવો, સાધુતાથી ખલને જીતવો, કૃપણને દાનથી જીતવો અને સત્યથી જુઠ્ઠાને જીતવો ) આ ઉપદેશનું સ્પષ્ટીકરણ બૌદ્ધ ગ્રંથમાં અનેક જગાએ આવે છે તે બધાનો ઉલ્લેખ આ વ્યાખ્યાનમાં કરવો શક્ય નથી. તો પણ આ સંબંધમાં જાતકની એક નાની વાત દેવી યોગ્ય લાગે છે

કોશલ દેશનો રાજા મલ્લિક બહુ ગુણી હતો. બધા લોકો તેના વખાણ કરતા. પોતાના રાજ્યના સામાન્ય લોકો પણ પોતાના વખાણ કરે છે કે કેમ એ જાણવાના ઇરાદાથી વેશ બદલીને રથમાં બેસી તે પોતાના રાજ્યમાં ફરવા નીકળ્યો. કાશી દેશનો બ્રહ્મદત્ત રાજા પણ તેવો જ ગુણી હતો અને તે પણ પોતાની પ્રજાની માન્યતા સાંભળવા માટે વેશ બદલીને રથમાં બેસીને ફરતો હતો. આ બન્ને રાજાઓ સરહદ ઉપર એક સાંકડા રસ્તાના વળાંકે ભેગા થઈ ગયા. ત્યારે એક રથ બીજાની સાથે જઈ શકે એટલો પહોળો રસ્તો ન હતો. એટલે મલ્લિક રાજાના સારથિએ બ્રહ્મદત્ત રાજાના સારથિને રથ બાજુએ લેવા માટે કહ્યું. પરંતુ બન્ને રથોમાં સમાનવયસ્ક રાજાઓ હોવાથી કોણ કોને રસ્તો આપે એ પ્રશ્ન ઊભો થયો. આ પ્રશ્નનો નિકાલ શીલ ઉપરથી કરવો એમ ઠર્યું.

મલ્લિક રાજાના સારથિએ કહ્યું —

> दळ्हं दळ्हस्स खिपति मल्लिको मुदुना मुदुं ।
> साधुंपि साधुना जेति असाधुंपि असाधुना ।
> एतादिसो अयं राजा मग्गा उय्याहि सारथि ॥

(મલ્લિક રાજા દૃઢ ઉપર દૃઢતાથી વર્તે છે, મૃદુને મૃદુતાથી, સાધુને સાધુતાથી ખલને ખલતાથી જીતે છે. આવો અમારો આ રાજા (શીલવાન) છે માટે હે સારથિ, માર્ગમાંથી દૂર થા.

તેના ઉપર બ્રહ્મદત્ત રાજાના સારથિએ કહ્યુ —

अक्कोधेन जिने कोध असाधु साधुना जिन ।
जिन कदरिय दानेन सच्चेनालिकवादिन ।
एतादिसो अय राजा मग्गा उय्याहि सारथि ॥

(આ ગાથાનો અર્થ અગાઉ આવી ગયો છે) આ સાભળીને મલ્લિક રાજા રથમાથી નીચે ઉતર્યો અને બ્રહ્મદત્ત રાજાને વદન કરીને બોલ્યો, 'આજ સુધી હુ મને પોતાને ધાર્મિક સમજતો હતો પણ ખરો ધર્મ શુ તે હવે મને સમજાયુ તમે મારા ગુરુ છો'

સદ્ધર્મનુ સ્પષ્ટીકરણ કરનારી આ એક કથા છે તે ઐતિહાસિક નથી પરતુ અશોક રાજાએ સદ્ધર્મ તરફ સતત દૃષ્ટિ રાખી રાજ્ય શકટ કેમ ચલાવી શકાય તે પોતાના ઉદાહરણથી બહુ વિશદપણે બતાવ્યુ છે 'મારા રાજ્યમા જે જગલી લોકો છે તેમના ઉપર હુ પ્રેમ કરુ છુ તેમને પશ્ચાત્તાપ થાય એવી મારી ઇચ્છા છે હુ કહુ છુ કે, તેઓ પોતાના ગુનાઓ માટે શરમાય અને (મારા રક્ષકો તરફથી) શિક્ષાને પામે નહિ કારણ હુ બધા પ્રાણીઓનુ સરક્ષણ સયમ સમત્વ અને માર્દવ ઇચ્છુ છુ આ જે ધર્મવિજય તે જ મુખ્ય વિજય એમ હુ સમજુ છુ'

અશોકની આ પરપરા આપણા દેશમા ટકી નહિ ફરી મારામારીના ધર્મે માથુ ઉચુ કર્યુ અને ગુપ્ત રાજાઓના સમયમા "धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते" યુદ્ધ કરવુ એ જ સદ્ધર્મ બન્યો પરમેશ્વરના અવતાર પણ કોઈ નો સહાર કરવા માટે થવા લાગ્યા! આવા ધર્મમાથી લડાઈઓ અને લૂટફાટ શરૂ થાય તો તેમા શુ આશ્ચર્ય? આ રીતે વધારે ગરીબ સમાજની મુસલમાનો સામે શી સ્થિતિ થઈ એ ઇતિહાસ બતાવે જ છે

ધર્મ તાત્કાલિક છે અને સદ્ધર્મ તરફ દષ્ટિ રાખ્યા વગર જો તેનું આચરણ કરવામા આવે તો તુરત તેનું પરિણામ અધર્મમા થાય છે ઈ સ. ૧૯૧૦-૧૧ મા હું અમેરિકા હતો તે વખતે ચોરીઓ અને ટટાઓનું કદી સાભળ્યુ નહોતુ ૧૯૧૭ મા અમેરિકાએ સામ્રાજ્ય શાહીના રક્ષણ માટે લડાઇમા પ્રવેશ કર્યો લાખો માણસોને ફ્રાસમા મોકલવામા આવ્યા યુદ્ધ શાંત થયુ પણ અમેરિકા ઉપર તો તેની અસર ભારે જબર થઇ આજે અમેરિકામા ધોળે દિવસે ધાડો પાડવામા આવે છે મોટા ભાગના શહેરોમા રાત્રે બહાર ફરવુ લગભગ અશક્ય થઇ પડ્યુ છે અને વિચારી લોકોને એમ લાગે છે કે યુરોપના યુદ્ધમા અમેરિકા ઉતર્યુ તે ઠીક નથી થયુ છતા મુત્સદ્દી લોકો શસ્ત્રાસ્ત્રના બળ ઉપર જ ભાવિ પ્રશ્નોનો નિકાલ લાવવા માગે છે!

આપણા હાથમા શસ્ત્રો હોત તો આપણે પણ આજ ધોરી માર્ગ સ્વીકારી લીધો હોત પરતુ સર્વે આપણે શસ્ત્રસન્યાસ કરી ચૂક્યા છીએ અને તેથી આપણે મહાત્મા ગાધીજીનો અહિંસાત્મક માર્ગ સ્વીકારવો પડ્યો પરતુ તેમા પણ ખરી શ્રદ્ધા કેટલા લોકોમા હતી? જેટલી આપણી શ્રદ્ધા હતી તેટલા પ્રમાણમાજ આપણને યશ મળ્યો

(The nation succeeded to the exact extent of its success in the programme of action laid down in 1920—Harijan, September 4, 1937)

આપણી સ્ત્રીઓ ઉપર જો કોઈ બદમાશ હુમલો કરે તો તેનો પ્રતિકાર કરવો એ આપણો ધર્મ છે પણ તે સદ્ધર્મ નથી હિંદુ-મુસલમાનનુ હુલ્લડ થાય તો તત્કાળ તેને શાન્ત કરવુ એ સરકારનો ધર્મ છે પણ તે ધર્મ કાયમ રાખવા માટે અને સરકારનુ અસ્તિત્વ જાહેર કરવા માટે જો આવા હુલ્લડો ચાલુ રાખવામા આવે તો ધર્મમાથીજ અધર્મ ઉત્પન્ન થવાનો અશોક અગાઉ રેનો સદ્ધર્મ જો આપણી આધુ

નિષ્ સરકારો નજર સમક્ષ રાખો તો થોડા સમયમાં તેમને શબ્દાન્ત્રોનો ઘણો ઓછો ઉપયોગ કરવો પડશે આજના જગતના મોટા ભાગમા ખ્રિસ્તનો અને બુદ્ધનો ધર્મ માનનારા વધારે હોય છે આમ છતા જુઓ કે બૌદ્ધ અને ખ્રિસ્તી રાષ્ટ્રોમા કેવા યુદ્ધો થાય છે આ બધાનુ મૌલિક કારણ લોકોને અને ખાસ કરીને મુત્સદ્દીઓને સદ્ધર્મનુ સાચુ ભાન નથી. કેવળ તાત્કાલીન ધર્મથી તેઓ આન્તરરાષ્ટ્રીય પ્રશ્નોનો નિકાલ લાવવા માગે છે અને તેનુ પરિણામ અસમાધાનમા થાય છે

નિરુપાયે પણ આપણામા સદ્ધર્મનુ ભાન ઉત્પન્ન થયુ છે અને તેનો વિકાસ કરવો એ આપણુ કર્તવ્ય છે આપણા કોમના નેતાઓએ તેને ગતિ આપવી જોઈએ, અને બીજાઓએ તે માર્ગે જઈને તેની ઉન્નતિ કરવી જોઈએ કઈ નહિ તો જૈનો અને બૌદ્ધોએ તો પોતાનુ આ પ્રમુખ કર્તવ્ય ભૂલવુ જોઈએ નહિ



# જીવન અનેકાંત

(વક્તા—શ્રી દરબારીલાલજી સત્યભક્ત)

મારા ભાષણનો વિષય સાભળી આપને આશ્ચર્ય થશે 'મનુષ્ય અને પ્રાણિના જીવન મરણ તો સમજે પણ શુ સિદ્ધાત પણ જીવી મરી શકતો હશે ?' જેમ આત્મા અમર મનાય છે તેમ બેશક સિધ્ધાન પણ અમર છે આપણે આત્મા છીએ માટેજ અમર છીએ પરતુ આત્મા આત્મરૂપે અમર છતા જ્યારે આપણે માનવી હોઈએ ત્યારે જીવીએ મરીએ છીએ અનેકાતમા પણ એમજ છે સિદ્ધાંત સ્વરૂપે અનેકાન અમરજ છે પરતુ જ્યારે એ વ્યવહારમા પડ્યાન છે ત્યારે એનાય જન્મ મરણ નિપજે છે એટલુજ નહિ પણ આપણી માફક રોગો પણ એને થઈ આવે છે કદારેક એને તાવ આવે છે તાવ બે રીતે જણાય છે એક તો ગરમી વધે છે બીજુ મ્હો કડવુ થઈ રહે છે અનેકાતને તાવ આવે છે ત્યારે આ બે લક્ષણો જણાય છે જે અનેકાતના સ્પર્શે શાત થવાતુ અને કલહ બુઝતો એજ અનેકાત તાવ આવતા તપવા લાગે છે એનો તાપ ત્યારે અસહ્ય બને છે અને તાવના સિધ્ધાતાનુસાર એ તાવવાળા અનેકાતને દુધ જેવા સ્વાદિષ્ટ સિધ્ધાન પણ કડવા જણાય છે એ સ્થીતિમા એ કોઈ વાત સારી નથી ગણતો આના દૃષ્ટાતો જૈન નાયકોના ગ્રથોમા આપને ડગલે ડગલે જણાશે તમામને કડવા ગણી થુથુ' કરવામાજ એમણે જૈનત્વનુ ગૌરવ માન્યુ છે

કદારેક અનેકાતને સનિપાત પણ થાય છે એ વેળા એનામા ઉન્માદ પ્રવેશે છે ઉન્માદાવસ્થામા દિવાનો જેને જુએ તેને ગાળો દે છે એમ સન્નિપાતિ અનેકાત હાથ લાગે તેનુ ખડન કરે છે ત્યારે સત્યાસત્યનો વિવેક એનાથી જળવાતો નથી

ક્યારેક અને ાનને સગ્રહણી લાગુ થાય કે આંતરડીમાં અનાજ પચે નહી અને રસ થતાજ ગર અનેકાન્તને સગ્રહણી થાય છે ત્યારે કોઈ નવો સિધ્ધાંત કે નવો વિચાર એને પચતો નથી જો અનેકાન્ત ત્રણસો ત્રેસઠ મતોના સમન્વયને પોતાનુ ધ્યેય ગણાવે એ મમ ત્વ તેજ એનો પ્રાણ ગણી શકાય—એ અનેકાન્ત ભાનુ શુ પરિવર્તન ન પચાવી શકે ત્યારે સમજવુજ રહ્યુ કે એને સગ્રહણી થઇ છે

ક્યારેક અનેકાન્તને ગાદી પણ થાય છે ગાદીમા શરીર કુને-ચમાર્ય નહે પણ તા ાન ન અવે. પોતાનુ વજન ઉપાડવુજ મુશ્કેલ પડે, ત્યા બીજુ કામ શુ થાય અને બીજાનો ભાર પણ શી રીતે ઉચકાય ? જ્યારે આપણા જીવનમા ક્રિયા ાનો મોજો નથી જાય આપણા વર્તનમા ક્રિયા કાંડના કારણે એક પ્રકારનો મોજો રહે ત્યારે આપણે પોતાની જાતને અને બીજાને ભારરૂપ બનીએ છીએ અને એમા ચેતન નથી જણાતુ

ક્યારેક અનેકાન્તને ભસ્મક રોગ થાય છે ભસ્મકમા માનવી જે મળે તેને ખાવા લાગી જાય છે પણ એથી એના શરીરને એકાદ રસબિંદુ પણ સાંપડતુ નથી અને ાનને એ રોગ લાગુ પડે છે ત્યારે એ મિથ્યાવાદી બને છે વિવકહિન બને છે બધુ સગ્રહે પણ કઈ પચાવે નહિ એમ લાગે કે અનેકાન્તના ઘોરની સિમા આવી પણ વાત એથી ઉલટી હોય છે નિરોગ અને ાનને વિવેકની સિમા છે જ્યારે આ રોગીષ્ટ અનેકાન્તને અવિવેકની સિમા છે ભલા લોક આનો જ મમજતા નથી

આપણી માફક જીવનાન્તે અનેકાન્ત પણ વૃદ્ધ બને છે વૃદ્ધાવસ્થામા અનુભવ વિશાળ હોય વાતો પણ ખૂબ થાય માથુય ઘણુ હલાવાય, પણ થાય કઈ ન શકે એટલુજ નહિ પણ વૃદ્ધાવસ્થા બીજાને પણ કઈ કરવા દેવા નથી માગતી—જાણે અજાણે એ બીજાના ઘડતા મનાતી મૂકે છે વૃદ્ધ અનેકાન્ત પણ પ્રગતિ વિરોધક હોય છે એમા પરિવર્તન જણાય છે પણ અમલી યાવન જણાતુ નથી જીવનના ઉત્થાનના સ્થાને

મૃત્યુની છાયા એના પર અંકિત થઈ હોય છે. વૃદ્ધાવસ્થા પછી અને કોઈનું મૃત્યુ થાય છે ત્યારે એના ગુણગાન થાય છે. એની પૂજા કરાય છે પણ કોઈ એને સમજતું કે પાળતું નથી. મૃત્યુ પામેલા માનવીઓ માટે આપણે એમ જ કરીએ છીએ ને એમને યાદ કરીએ છીએ. એમને વખાણીએ છીએ પણ એમનો ઉપયોગ નથી કરી શકતા અને એ ભૂતકાળના હોવાના કારણે બરાબર સમજાતા પણ નથી. કેવળ એ એમના ગુણગાનના વિષય બની રહે છે. આમ આપ વિચારતા જશો તો અનેકાંતમાં આવી અનેક બીમારીઓ જોઈ શકશો. મારે તો એ બતાવવું છે કે જીવન અનેકાંત હોય તો કેવું હોય! એનું શું પરિણામ આપણા જીવન પર હોય!

અનેકાંતમાંથી સાંપડતી પહેલી વાત સર્વધર્મ સમભાવ કે સમન્વયની છે. અનેક ધર્મો જિજ્ઞાસુ વૃત્તિ અને અવિરોધ રૂપે જ્યાં એકત્ર બને ત્યાં અનેકાંત હોય છે. જૈન ધર્મ માને છે કે જગતના તમામ ધર્મો કોઈને કોઈ દૃષ્ટિબિંદુ લઈને ઉદ્ભવ્યા છે. કોઈ ધર્મમાં ખોટું હોય તો એટલું જ છે કે એ બીજા ધર્મોના દૃષ્ટિબિંદુનો સમન્વય કરવાની કોશિશ નથી કરતા. મારે દુઃખથી કહેવું પડે છે કે અનેકાંતને મૂળ ધ્યેય બનાવીને ઉત્પન્ન થયેલો જૈન ધર્મ અનેકાંત દૃષ્ટિને સૌથી વધારે ખંડિત કરે છે. આજના સંકુચિત બનેલા જૈન ધર્મમાં બીજા ધર્મોના પ્રમાણમાં સર્વ ધર્મ સમભાવને માટે સૌથી ઓછી જગ્યા છે. અનેકાંત જીવંત હોત તો આજ જૈન ધર્મે બીજા ધર્મો વચ્ચે સંધિ કરી હોત. ટુકડે ટુકડા પડેલા અન્ય ધર્મો વચ્ચે પૂલ બની શક્યો હોત. આજે તો સર્વ ધર્મ સમભાવની વાતને આપણે ઘૃણાથી જોઈએ છીએ. એમાં આપણા સમ્યક્ત્વની રક્ષા કરીએ છીએ. સર્વધર્મ સમભાવની વાત બાજુએ

મુકીએ અને જોઇએ કે આપણા શ્વેતામ્બર દિગમ્બર જેવા ઉગ્ર મતભેદો સમન્વય કરવાની તાકાત પણ આપણામાં આવી નથી છે? અનેકાંત જીવંત હોત તો શું દિગમ્બર શ્વેતામ્બર સ્થાનકવાસી સંપ્રદાય જન્મત ખરા? એ સંપ્રદાયોની વિશેષતાઓ તો જરૂર હોત પણ એના ઉગ્ર સંપ્રદાયો બનત ન બન્યા હોત, પ્રભુ મહાવીર નગ્ન રહેતા અને કેવળીની કોટીના એમના શિષ્ય વસ્ત્ર પરિધાન કરતા. આમ દિગમ્બર શ્વેતામ્બર તો ત્યારે હતા પણ એમનો સંપ્રદાય જુદો ન હતો. એ સમ્મિલિત રૂપાંતનો પ્રશ્ન હતો. જેને દિગમ્બર રહેવું ગમે તે દિગમ્બર રહે. જેને વસ્ત્ર પરિધાન કરવાં હોય તે વસ્ત્ર પરિધાન કરે.

એ વેળા મૂર્તિપૂજાનો પ્રશ્ન પણ નહતો. ત્યારે મહાવીર સ્વામિએ જૈન ધર્મની સ્થાપના કરેલી એટલે એમની મૂર્તિઓ તો એ વેળા બની જ કેમ શકે? આજ આપ ભલે એમની સોના ચાંદીની મૂર્તિઓ ઘડાવો કે એ મૂર્તિને સારૂ રત્નજડીત સિંહાસન બનાવો. પરંતુ એ વેળા તો એમના માટે ઓટલો પણ મુશ્કેલ હતો. તમામ ક્રાંતિકારી સુધારકોની જેમ એમનો માર્ગ પણ કાંટાળો હતો. એવે વખતે મૂર્તિપૂજાનો પ્રશ્ન જ કેમ થઇ શકે? પણ એ વેળા સ્થાનકવાસી સંપ્રદાય નહોતો. દર્શન જ્ઞાનભાવ અનુસાર મૂર્તિપૂજાની આવશ્યકતા હતી. ત્યારે આ દાખલ થઇ. પણ આવી માન્યતા ઓને સાંપ્રદાયિક સ્વરૂપ શા માટે આપવું? જીવન અનેકાંત દર્શનને કાન ભાવને નજ ભૂલાવે. એ તો જે બના સમજીને નિર્ણય આપે. પછી ભલે કોઇ મૂર્તિ પૂજે ન પૂજે વસ્ત્ર પહેરે ન પહેરે. સામયિક કરે કે સંગીત ગાય એનો સંપ્રદાયથી કાંઇ સંબંધ નથી. એક મગના બે માણસની રૂચી જુદી હોઇ શકે એમની રૂચી અનુસાર ભલે કામ કરે, છતાં એમાં વિરોધ

છે એટલેજ જૈન ધર્મ વૈજ્ઞાનિક છે ના અત્રી હજાર વર્ષમા માનવીએ ઘણુ મેળવ્યુ છે જેથી અનેક જુની માન્યતાઓ નિર્મૂલ બની છે કે નિવ્સી છે, ત્યારે આપણી ફર્જ છે કે એને અપનાવી એ પ્રમાણે સુધારો કરવો, પ્રાચિનના પર ચોટી રહેવુ બીનજરૂરી છે આપણો અનેકાંત ઉન્નત હોત તો આપણે વિજ્ઞાનનુ સ્વાગત કર્યું હોત જ્યારે આઇન્સ્ટાઇને એનો આવિષ્કાર જાહેર કર્યો ત્યાર એને જૈનોનો અનેકાંતવાદ માનીને ઘણા જૈનો વગર સમજ્યે ફુલાતા માતા ન્હોના અને જ્યારે વિજ્ઞાનથી જૂની માન્યતાઓ તુટવા લાગી ત્યારે વિજ્ઞાનને ગાળો દેવા લાગ્યા ઉપરત અનેકાંત આપનો બીરૂ, વ્યક્તિ કે પક્ષાર નથી નિર્ભય રહી એ વિચારે છે નવિન હોય છતા સાચાને એ સ્વીકારે છે અને જૂના હોય છતા અસત્ય કે અકલ્યાણકારી લાગે તેને છોડે છે

મારૂ કહેવુ એમ નથી કે દરેક નવા વિચારને વિજ્ઞાન છે માટે સ્વીકારી લેવો વિચારીને વિવેકથી તપાસીને પરીક્ષા કરીને સાચુ લાગે તેનો સ્વિકાર કરવું આપની ચોક્કસ માન્યતાઓનેજ વળગી ન રહો શાસ્ત્રના નામે કોઇ યોગ્ય વિચારનો વિરોધ ન કરો આટલુ પરિવર્તન આપની સંપ્રદાય વૃત્તિને સ્થાને સત્યભક્તિ પેદા કરશે

આ સત્યભક્તિ આપનામા પેદા થશે પછી ગાડરીઆ વૃત્તિનો ધર્મ નહિ પણ કલ્યાણકારી ધર્મ સમજાશે જે આચાર વિચાર આજના સંજોગોમાં પ્રતિકુળ હો તે આપ માની શકશો અનેકાંત જીવતો હશે તો આપની બુદ્ધિ કસોટ નહિ સ્વિકારે અને ઘડી ઘડી સાધુઓના મ્હો સામે આપને તાકવુ નહિ પડે અને વેશધારીને મધુ આપ નહિ

માનો આજના સાધુઓ તેમના અહંકારને પોષવા આપણો સૈનિકો તરીકે ઉપયોગ કરે છે—અને સૈનિકની માફક આપ એ આજ્ઞા ઉઠાવો છો આપ આજ્ઞા ઉઠાવો તો તે શ્રદ્ધા અને અંધશ્રદ્ધાની દૃષ્ટિએ બરાબર હને પણ આત્મશુદ્ધિમાં કંઇ ઉપયોગી નથી કારણ કે ખુદ સાધુ કહેનાર નાગાઓમાં પણ આત્મશુદ્ધિનો અભાવ છે

૯ સાધુઓને ન માનવાની આપને ભલામણ કરતો નથી મહને માનજો અને નિષ્પક્ષતાથી, દેશકાળનો ખ્યાલ રાખીને આપ વિચારો એમ માગું છું પ્રવાહમાં ન તણાતા લાભાલાભનો જરૂર વિચાર કરજો

આ રીતે બુદ્ધિ પરિવર્તનની જરૂરીઆત આપને સમજાશે મૂળ તત્ત્વ તો તૈયાર રહેશે પણ એનું રૂપ સાચું, મોટું સુંદર બની જશે સાધુ શ્રાવક તો તૈયાર રહેશે પણ વેશપરિધાનમાં જ સાધુત્વનું મહત્ત્વ નહિ મનાય, પણ મેં અગાઉ કહ્યું હતું તેમ ઓછામાં ઓછું સમાજ પાસેથી લઇને વધારેમાં વધારે આપનાર સાધુ ગણાશે—પછી ભલેને એ કોટ કે પહેરણ પહેરતો હોય, મુહપત્તિ બાંધે કે ન બાંધતો હોય ભીક્ષા માગે કે મજુરી કરતો હોય, ઘરમાં રહે કે બહાર રહેતો હોય આજે તો આપણે સુધા કંઇ હોઇએ છતાં પહેરણ ટોપી પહેરનારને અસાધુ અને ઓઘો મુહપત્તિ રાખનારને સાધુ કહી લઇએ છીએ, વિવેક બુદ્ધિ મળે ત્યારે થશે તો એમ નહિ બને, ત્યારે જીવંત અનેકાંતના આપણે દર્શન કરશું

એ વખતે આપણે સમજીશું કે સાધુ તો શું પણ અર્હંત કે કેવળી પણ વેરે વેર હોઇ શકે છે અને જગત્ સુવ્યવસ્થિત ચાલી શકે છે આજે તો આપણે સાધુતાની એક એવી એકાંત વ્યાખ્યા ઘડી છે કે જે સૌ

એ મુજબ વર્તે તો દુનિયા વીસ પચ્ચીસ વર્ષમા ખમ થાય. પરંતુ અને તત દૃષ્ટિ રથી રીતે સાધુત્વ એક રૂપમાજ ન રહે અને વેશ કે ઘર ત્યાગ એજ એના લક્ષણો છે એ માન્યતા આપણે નહિ સ્વીકારીએ ત્યારે ઘરવરમા કુર્માપુત્ર મરમા કેવળી આવતે જોઈ શકુ જેઓ ઘરમા રહીને ઘરકામ કરીને વ્યાપાર ધંધા મજુરી કરીને પણ વીતરાગ જીવન એટલે કે નિસ્વાર્થ જીવન વિતાવતા હશે આવા કરોડો કેવળી હશે જગતની ગતિ અટકશે નહિ અને શુન્યતા લાગે નહિ પણ સર્વત્ર શાન્તિ પ્રસરશે એવા શાન્ત સમાજની સમગ્ર સ્વર્ગની કલ્પનાઓ ઝાખી લાગશે ત્યારે ધર્મ શુષ્ક નહિ હોય ભાગ ગદો નહિ હોય અર્થ પૈસા ચિક નહિ હોય-ત્રણેનો સુંદર સમન્વય થયો હશે અને એનુ જ નામ મોક્ષ હશે. આ સમ્યક્ત્વ ત્યારે જ છે કે જ્યારે અનેકાન્ત સંપૂર્ણ જીવન બને

આપને વિનતી કરૂ છુ કે આપણે લડવુ હશે તો કારણો ઘણા જડશે. પણ ધર્મને તો આપણે એનું નિમિત્ત ન જ બનાવીએ. સસારના દુઃખ ઓછા નથી-એ દૂર કરવામા ધર્મનો ઉપયોગ કરો જે કાર્યો વ્યક્તિને જ સ્પર્શે છે બીજાના અધિકારોને જેથી હાનિ નથી એવા વિષયમા એને સ્વતંત્ર રહેવા દો અને એનાજ દૃષ્ટિબિંદુથી એને વિચારવા દો આપને રૂચે તે બધાને રૂચવુ જ જોઈએ અને ન રૂચે તો એ મિથ્યાત્વી છે એ ભ્રમમા ન રહેશો

ફક્ત આપણે હિંસા, જૂઠ ચોરી વિગેરે અનાચારોનો સામનો કરવો જોઈએ દર્શન ઇતિહાસ ભૂગોળ વિગેરેમા સ્વતંત્ર વિચાર કરવો જોઈએ. એવા વિચારકોને વધામણા દેવા જોઈએ સાહસ કરીને કોઈ વિદ્વાન

આપની સમસ્ત જનતા વિચારણા રજુ કરે તો એ રૂઢીગત નથી માટે એનો નહિ પૂજા કરવાને બદલે ગંભીર રીતે એની વાત વિચારવી જોઇએ એમ નહિ કરો તો કોઈ વિદ્વાન આપણામાં પાકશે નહિ અને પાકશે તો આપણામાં રહેશે નહિ, અનેમાનના ગાન ગાવાથી કે એને પૂજવાથી એ જીવંત નહિ થાય જીવનમાં ઉતારશો તો એ જીવશે એમ આપ એના સ્નેહપૂર્ણ ઉદાર બનો, વિચારક બનો, નિષ્પક્ષ ને સમભાવી બનો, નામ નહિ, ગુણની પૂજા કરો અને આપનો અનેમાન જીવતો થશે આપ અનેમાનને જીવતો કરો એ આપને જીવતા કરશે.



# જૈનો અને અહિંસાતત્ત્વ

**(વક્તા—શ્રી રમણિકલાલ મગનલાલ મોદી)**

જૈન યુવક સંઘ તરફથી પર્યુષણપર્વ નિમિત્તે વ્યાખ્યાનમાળાનો જે ઉપક્રમ થયો છે તે જનસમુદાયને અનેક રીતે લાભદાયી છે. આ દિવસો જૈન-પરંપરામાં પવિત્ર સંયમની વૃદ્ધિમાં મદદ કરનારા અને ગંભીર ચિંતન પ્રેરે એવા મનાયા છે. જેમ શ્રાવણ માસમાં ભાગવત, રામાયણ કે મહાભારત વંચાય છે તેમ આ દિવસોમાં ભગવાન મહાવીરનું જીવન ચરિત્ર સાધુઓ વાંચે અને શ્રાવકો સાંભળે એવી રીતિ છે. કલ્પસૂત્રનો પાઠ વંચાય છે, દાન, તપશ્ચર્યા, ઉપવાસ અને સાંવત્સરિક પ્રતિક્રમણ થાય છે. એ દૃષ્ટિથી આ યોજના જુદી બનતી છે. પણ આમાં વિચાર, ચિંતન અને તેના પરિણામે ઉત્પન્ન થતા આચાર યોજવાનો ઉદ્દેશ છે—પ્રાચીન વારસાને ઉજ્જ્વળ રાખવાનો, તેજસ્વી બનાવવાનો હેતુ જણાય છે. આજના સમયને અનુકૂળ આવે એવી રીતે ધર્મનો વ્યાપક રીતે વિચાર કરવાની અને જીવનના પ્રશ્નોને કેવી રીતે સમજવામાં આવે તો જીવન મંગલ સુખપ્રદ થાય તેનો વિચાર કરવાની આમાં યોજના છે. પુરસ્કર્તાએ જે વિષયસૂચિ તૈયાર કરેલી છે તે પરથી સંતચરિત્રોનું આદરપૂર્વક શુભ ચિંતન, જૈન તત્ત્વજ્ઞાન અને બીજાં દર્શનોનો તુલનાત્મક અભ્યાસ, અને એના પરિણામે આજના જે પ્રશ્નો સમાજ પાસે ઉકેલ માગે છે એ પર સ્પષ્ટ વિચાર કરી કેવું વર્તન કરવામાં આવે તો વ્યક્તિ અને સમાજ સરલ, સંતોષી, ઉત્સાહી, ધૈર્યયુક્ત અને નિર્ભય જીવન ગાળી શકે એ જાણવું—એટલું આ પવિત્ર દિવસોમાં આપણે સહુએ કરવાનું છે. **મિત્તી મે સવ્વભૂએસુ** એવી મૈત્રીયુક્ત ભાવનાને પરિણામે નવા વર્ષ માટે જીવન વિચારમય અને વિવેકયુક્ત બને એવો નિર્ધાર આ યોજના પાછળ છે એમ સમજાય છે.

જૈનો અહિંસાતત્ત્વને એક પ્રધાન અંગ માને છે જે મહાપુરુષે આ હિંસામય જગતમાં અહિંસા જોઈ જીવનમાં પ્રગટાવી તેમને હજારો વંદન વિજ્ઞાનની એરોપ્લેન, રેડિયો આદિની મોટી શોધો કરતા આ શોધ જરાયે ઉતરતી નથી પણ ચઢિયાતી છે તેથી અહિંસાનું સ્વરૂપ સમજવાની, તેની શક્તિ શોધવાની અને પ્રગટાવવાની જરૂર છે

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ પ્રકારના જીવોને પોતે હણવા નહિ બીજા પાસે હણાવવા નહિ અને હણનારને અનુમોદવું નહિ એવું સૂત્ર છે આખા વિશ્વ સાથે મૈત્રી રાખવાનો–પ્રેમ કરવાનો આ ધર્મ છે પણ એ મૈત્રી કેમ સધાય, એની શરૂઆત ક્યાંથી કરવી, કેમ કરવી, હમેશા વિશેષ સંબંધો કોની કોની સાથે આવે છે એ ન સમજવાથી અહિંસાનું સ્વરૂપ વિસારે પડી ગયું છે અને વિકૃત પણ થયું છે નાના જીવોને બચાવવા અને મોટા જીવોને મારવા એવું જૈનો વિષે બીજા સમાજોમાં સાંભળવામાં આવે છે મચ્છર, માંકડ, કંસારિયા, ઈયળ, કીડી, મંકોડા વગેરે જંતુઓની રક્ષા કરવી, કંદમૂળ ન ખાવા, રાત્રી ભોજન ન કરવું એમાં જૈન અજૈનનો ભેદ સમજવામાં આવે છે આ અહિંસાના વિચારનો વિપર્યાસ છે અહિંસા એ હૃદયનો ગુણ છે પ્રેમ–મૈત્રી–કરુણા–નિર્વૈરતા એ ગુણોના વિકાસ સાથે થતો આચાર એ અહિંસાનું પાલન

અહિંસા એવો નિષેધાત્મક શબ્દ વિચારપૂર્વક યોજાયો છે એક જીવ બીજા જીવનું ભક્ષણ કરીને જીવે છે નાના જંતુઓ એક બીજાનો આહાર કરે છે ધરોળી જીવડાનો શિકાર રોજ કરે છે વાઘ બીજા જીવોને મારી ખાય છે બિલાડી ઉંદર વગેરે બીજા જીવોને મારે છે આ પ્રાણી જગતનો નિયમ જાણીએ તો મનુષ્ય જગતમાંયે 'બળિયાના બે ભાગ,' 'શેર માથે સવા શેર' ની કહેવત સામાન્ય થઈ પડી છે Survival of the fittest (યોગ્યતમનો ટકાવ) એ વૈજ્ઞાનિક સૂત્રને આધારે સામાજિક શાસ્ત્ર, નીતિ શાસ્ત્ર અને રાજશાસ્ત્રના નિયમો ઘડાતા

ચાલ્યા છે. બળિયા રાજ્યો નાના રાજ્યોને કચડીને ગળી જાય છે. સબળ જાતિઓ નિર્બળ જાતિઓને કચડે છે, દાબે છે અને તિરસ્કારે છે. આજના જમાનામાં મૂડીવાદ અને સામ્રાજ્યવાદીની રચના એના આધારે થઈ છે. એ રચના ટકાવવા માટે કરોડો રૂપિયાના હિંસક સાધનો શોધાયાં છે. આમ મનુષ્ય સમાજમાંયે આજુબાજુ હિંસાની હોળીના ભડકા સળગી રહ્યા છે. હિંસાના આ દાવાનળમાંથી અહિંસાનો મહાપ્રભુનો મંત્ર મનુષ્યસમાજે શીખવાનો છે. વિચાર કરતાં જણાશે કે પશુ અને પ્રાણી જગતનો ન્યાય મનુષ્યસમાજ માટે ન હોય. માણસજાતે મહાપુરુષાર્થ કરીને પોતામાં રહેલી પશુતા જીતીને હૃદયનો વિકાસ કરવાનો છે. જે પુરુષોએ આ અહિંસાનો મંત્ર જોયો તેમણે પોતાના ચિત્તમાં વૈરાગ્ય અને પ્રેમ સાધીને, સતત ઉદ્યોગી રહીને આ માનવ કાયદાનો વિકાસ કર્યો છે અને પોતાની શ્રદ્ધા જગત પાસે મૂકી છે. માનવજાતિ એ શ્રદ્ધા પ્રમાણે જીવન ગુજારે તો જગતમાંથી ઝેર વેર કજિયા ઘણા ઓછા થઈ જાય. પણ એ પંથ લાંબો છે અને બલિદાન માગે છે.

મચ્છર માકડ કરોળિયા વગેરે નાના જીવોની ઉત્પત્તિ થાય એવી રહેણીકરણી રાખવી એ પાપ છે. જ્યાં વ્યક્તિગત અને સામુદાયિક સ્વચ્છતા હોય ત્યાં એ જીવોની ઉત્પત્તિ નહિ થાય. આપણે ઘર તો સાફ રાખીએ છીએ, પણ ઘરનો કચરો આંગણામાં કે પડોશીને ત્યાં નાખીએ છીએ. શેરીઓ કે પોળોમાં ગમે ત્યાં એઠવાડ પડેલો હોય છે. મંદિરો, તીર્થસ્થાનો, ધર્મશાળા કે ઉપાશ્રયો જેવા ધાર્મિક સ્થાનોની નજીક પેશાબ શૌચ સાધારણ હોય છે. અંદર સ્વચ્છતા પણ આજુબાજુ ગંદકી. સામુદાયિક સ્વચ્છતાનો આપણને સંસ્કાર પડવો જોઈએ—ગંદકી પ્રત્યે સૂગ આવવી જોઈએ. ગંદકી ન હોય ત્યાં નાના જંતુઓની ઉત્પત્તિ ન હોય. માકડ મચ્છર વગેરે તો એક રીતે કહે છે કે ગંદકી ન રાખો. ગંદા રહેશો તો મરકી કોલેરા જેવા રોગોને નોતરશો. આ ઉપરથી જોશો કે જીવો ઉત્પન્ન ન થાય—ઘર આંગણાં પોળો સ્વચ્છ રહે એ

અહિંસાની નીશાની છે પણ જે જે સમાજ ખરેખર નાના જંતુઓ પર દયા રાખવાનું કહે છે તે મનુષ્યની હિંસા તો નહિ જ કરે—એને રીબાવશે નહિ, એનો તિરસ્કાર નહિ કરે પણ આ સ્થિતિ આપણે જોતા નથી. અહિંસામાં માનનાર સમાજ આ વાત ભૂલ્યો છે અને માનવપ્રાણ પ્રત્યે એ બેદરકાર બન્યો છે અહિંસાનો ઉગમ જ્યાંથી થવો જોઈએ ત્યાંથી ન થતાં વનસ્પતી અને પ્રાણી જગતના જીવની રક્ષામાં જ સમાઈ ગયો છે અત્યારે મનુષ્યનો વધતો જતો સંહાર અટકવો જોઈએ સબળ જાતિઓ દુર્બળને કચડે છે એ અટકવું જોઈએ દરેક પ્રજા કરોડો રૂપિયા લશ્કર અને યુદ્ધનો સામાન તૈયાર કરવા પાછળ ખર્ચે છે તે અટકવું જોઈએ ખ્રીસ્તી ધર્મગુરુઓ દેવળમાં પ્રાર્થના કરે છે કે શત્રુનો પરાજય થાઓ ભૂતકાળમાં જૈન રાજાઓ અને પ્રધાનોએ મોટા સંહારો કર્યાં છે પણ એ સંસ્કાર હવે પ્રજામાંથી ભૂસાવો જોઈએ મનુષ્યનો વધ ન થઈ શકે એ સંસ્કાર પ્રજામાં પોષાવો જોઈએ

કંદમૂળ વિષે વિચાર કરીએ જેથી ઓછો સંહાર થાય એવો વનસ્પતિ આહાર લેવો ઘટે. સ્વાદલોલુપતા ખાતર ભાવતા ભોજનનો ત્યાગ જોઈએ. ખોરાકમાં સંયમની આવશ્યકતા છે એ બાબત જેને જેટલો ત્યાગ કરવો હોય તે છૂટ મળવી જોઈએ, પણ એમાં બધું જ આવી જાય છે એમ માનવું એ ભૂલ ભરેલું છે કંદમૂળ ખાનારનો તિરસ્કાર કરવો એ અયોગ્ય છે કરોડો મહેનત મજુરી કરનાર માણસો જે થોડી વસ્તુઓ પર જીવન નિર્વાહ કરે છે એમને ધર્મને રસ્તે તો નજ દોરી શકાય ને? પણ ખાવાના પદાર્થોની મિમાંસામાં અહિંસા જૂજ છે તિરસ્કાર એ હિંસા છે જે માણસ પડોશી પ્રત્યે પ્રેમ નથી રાખતો પોતાના ધંધાઓમાં છેતરપીંડી કરે છે નોકરો પાસે હદ ઉપરાંત કામ લે પણ પેટ પૂરતો પગાર ન આપે તે ખાવા પીવામાં ગમે તેટલા નિયમો પાળે તો પણ તે નિયમોની તેના જીવન પર કશી અસર પડતી નથી. એ કેવળ બાહ્યાડંબર થશે

ખેતી કરવામા કરોડો સૂક્ષ્મ જીવોની હિંસા થાય છે એમ જૈનો માને છે અને તેથી ખેતીનો ધધો જૈનો કરે એ દોષ ગભીર છે ખેતી કરવામા હિંસા રહેલી હોય તો ખેડુતે ઉત્પન્ન કરેલ અનાજ ખાવામા એટલી જ હિંસા રહેલી છે ર પાપ ન કરૂ, પણ બીજા પાસે કરાવુ એમા હિંસા છે જ અને તેનો ભાગી હુ છુ જે દેહ માટીમાથી પેદા થયો છે તે માટીના આધારે જીવે છે ખેતી ન કરનારો નાનકડો વર્ગ પોતાને ધર્મમય જીવન ગાળનાર માને અને કૃષી કરનાર વર્ગ હિંસક જીવન ગાળે છે એમ તે માને એ કેટલુ બેહુદુ ? આ વિચાર પરમ ધર્મમા શોભે નહિ જીવનના આધારભૂત ખેતીનો ઉદ્યોગ ન કરનાર લોકો ખેડુતોને ધર્મને રસ્તે લઇ જવાને શક્તિમાન ન જ થાય ખેતીમા સૂક્ષ્મ જીવોની હિંસા છે એ જેમ સાચુ છે, તેમ બીજુ એ પણ સાચુ છે કે શરીરનો નિર્વાહ કરવામા યે સૂક્ષ્મ જીવોની હિંસા છે પણ તેથી આપણે આપઘાત તો નથી કરતા. ગેરર આરોગ્યદાયી ખોરાક લઇને સેવામય જીવન ગુજારતા રહીએ તો શરીર કલ્યાણનું સાધન બને શરીર દ્વારા ભોગો ભોગવવાનો આદર્શ ન સ્વીકારતા દેહને પોષણ આપનાર ખોરાક લઇને માનવી ગુણો વધારવા પુરૂષાર્થી જીવન ગાળીએ આજે હિંદુસ્તાનનો ખેડુત ભોળનળીએ ગેડો છે તે નિરાશાનુ જીવન ગાળે છે ખેતીમા જે અડચણો પડે છે તે દૂર કરવા આપણ ખેડુતોને મ કરવી જોઇએ મધ્યમ વર્ગના બુદ્ધિશાળી માણસોએ એ ધધાને પોતાનો કરી પોતાની બુદ્ધિનો ઉપયોગ ખેડુતોને આપવો જોઈએ. કેળવણીની ઉંધી દિશા ન હોત તો ગામડાના અનેક યુવકો ગામડામા જ પોતાને સ્થાને રહી ખેતીને શોભાવતા હોત.

જૈનો માને છે કે અહિંસા નિવૃત્તિપર છે એમની દૃષ્ટિમા દરેક વસ્તુ માંથી હટતા જવાનુ છે જગતના કોઇ પણ સબધો સાથે શી લેવા દેવા ? જગતને અને મારે શુ ? હુ મારા આત્માનુ કલ્યાણ કરૂ એટલે બસ ! આવી વૃત્તિ તરફ આ વિચાર લઇ જાય છે પણ વિચાર કરતા

નીમાશે કે આ બિચારશ્રેણી યોગ્ય નથી કેહને ટકાવવા એ પ્રવૃત્તિ છે, શ્વાસોશ્વાસ લેવા એ પ્રવૃત્તિ છે મન સકલ્પવિકલ્પ કર્યા કરે છે એ પ્રવૃત્તિ ઙ આમ એક ક્ષણુનાર પ્રવૃત્તિ વગર રહી શકાતુ નથી કેહનુ પોષણ કરવુ એ પ્રવૃત્તિ છે તેથી એ સાથે સકળાયેલા આર્થિક સામાજી નૈતિક વગેર પ્રશ્નોનો વિચાર સમજુ મનુષ્યોએ કરવો જોઇએ, અને એ એના પ્રાપ્ત ધર્મો છે નિવૃત્તિનો અર્થ અયોગ્ય વિચાર અને અયોગ્ય પ્રવૃત્તિ માથી હટીને મન વચન શરીરને મનત શુભ કર્મોમા પરાવવા, એવા થના જોઇએ ચિત્તના અશુભ વિકારોમાથી દૂર રહેવાનો પ્રયત્ન કરનો છનો એ પ્રવૃત્તિ કરે એ પ્રવૃત્તિ એ પોતાને અને સમાજને ઉપયોગી હોય- એને હમેશા ઉત્સાહિત અને પુરુષાર્થી રાખે માતપિતાની સેવા કે બાળકો અને પત્નીનુ પોષણ એ નિવૃત્તિને બાધક ન હોવુ જોઇએ કર્તવ્ય સમજીને એમની સેવા કરવી એ નિવૃત્તિ હોઇ શકે માણસ ઘણી વાર પોતાના સુખને અર્થે કુટુબનો ઉપભોગ કરે છે અને વિશાળ સમાજ પ્રત્યેની ફરજોનુ યે પાલન કરતો નથી, પણ વિવેકપૂર્વકની કુટુબની સેવા એ વિશાળ સમાજની સેવા સાથે સગત છે

શુ મહાવીર પ્રભુ નિવૃત્તિ હતા? સાડાબાર વર્ષની તપશ્ચર્યાને અ તે જ્યારે તેઓ શાત થયા-સમાધાન પામ્યા ત્યાર તેમણે તેમના સમયની પરિસ્થિતિ પ્રમાણે વ્યક્તિગત અને સામાજિક પ્રશ્નો પર વિચાર કર્યો અને ચતુર્વિધ સઘની સ્થાપના દ્વારા લોકોની યોજના કરી લોકભાષામા ઉપદેશ, યજ્ઞોનો પ્રચડ વિરોધ સ્ત્રી સમાનતા ઊચ નીચના ભેદનો નાશ અસ્પૃશ્ય વિનાશિતાનો અટકાવ વગેરે કર્મો પ્રવૃત્તિના હતા તેઓ પોતે હ મેશા પ્રમત્ત હતા શાત હતા, સહારના સુખદુ ખના પ્રસગે મા ધૈર્યવાન હતા એજ નિવૃત્તિ હતી जिणाण जावयाण, तिन्न ण तारयाण, बुद्धाण बाहयाण, मुत्ताण मोअगाण—પોતે રાગદ્વેષને જીતનાર અન્યોને રાગદ્વેષનો જય કરાવનાર પોતે તરી ગએલા બીજાને તાર નાર, પોતે બુદ્ધ થએલા બીજાઓને બોધ પમાડનાર પોતે બધનથી

નાખ્યા આમા કોઇ બહારના પ્રાણોનો ઘાત નથી, માત્ર અશુભ વૃત્તિનીજ તીવ્રતા છે માટે એકની ભાવહિંસા છે (૪) દ્રવ્યથી પણ હિંસા નહિ અને ભાવથી પણ હિંસા નહિ એવી સ્થિતિ શરીરધારી પ્રાણીઓ માટે ખરી રીતે અશક્ય છે" ( दशवैकालिक सूत्र टीका–બાબુવાળી (પૃ ૨૫-૨૬) શ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણ અને શ્રી હેમચંદ્રાચાર્યનો યે આવોજ અભિપ્રાય છે શ્રી યશોવિજયજી મહારાજે ધર્મપરીક્ષા નામના ગ્રથમા વિશેષ સ્પષ્ટતાથી જણાવ્યુ છે "જે મનુષ્ય વિરત છે એટલે સયમશીલ છે, તે આ પ્રવૃત્તિ સદોષ છે' એમ જાણતો છતાય તેવી સદોષ પ્રવૃત્તિને આચરે છતાં તેને નિર્જરા હોય છે પણ બધ નથી હોતો વળી જે મનુષ્ય અપ્રમાદી છે એટલે જેની વૃત્તિ પ્રમાદ વિષય કષાય અને વિકથા તરફ નથી હોતી તેવા પુરુષ યતનાશીલ છતાં વગર જાણ્યે, અજાણતા, કોઇ જાતનો પ્રાણવધ કરે તો તેને નિર્જરા હોય છે પણ બધ નથી હોતો સત્શાસ્ત્રાનુસાર આચરણ કરતા, અધ્યાત્મ શુદ્ધિયુક્ત યતનાશીલ પુરુષદ્વારા થતી વિરાધના–હિંસા પણ તેને નિર્જરા પરિણામને નીપજાવે છે" એમણે એજ ગ્રથમા એક બીજે ઠેકાણે લખ્યુ છે–' કેટલાકો એમ કહે છે કે જે કેવળીના યોગ–ક્રિયા–વ્યાપારને લીધે કદાચ પણ જીવવધ થાય તેને અંગે કેવળી ન માનીએ આના ઉત્તરમા તેઓ કહે છે કે એમ કહેનારો તદ્દન અસત્યભાષી છે કારણ કે યોગવાળા માણસને હિંસાનો સભવ અનિવાર્ય છે અને એવી હિંસા અશક્યપરિહારની કોટીની છે સર્વથા હિંસાનો ત્યાગ તો તેજ કરી શકે કે જેણે પોતાના મન વચન અને કાયાના તમામ વ્યાપારોને અટકાવી રાખ્યા છે અને આવો મનુષ્ય તો શરીરધારીની દશામા હોઇ શકે જ નહિ એટલે પેલાઓના કહેવા પ્રમાણે સસારમા જીવતા પવિત્રમા પવિત્ર શરીરધારી માટે પણ 'અહિંસક' એવો શબ્દજ નહિ બોલી શકાય તેરમા ગુણસ્થાન સુધી યોગોની હયાતી હોવાને લીધે પૂર્વપક્ષના મત પ્રમાણે હિંસાની પણ હયાતી છે

વાની પણ આ મત બરાબર નથી કારણ કે હિંસાના વિચારમા પ્રમ
સ્પરોપણ કરતા પ્રમત્તયોગ–અશુભવૃત્તિ, અશુદ્ધ વિચારનેજ વિશેષ
સ્થાન છે એટલે પ્રમત્તયોગપૂર્વકનો જે જીવવધ તેનુ જ નામ ખરેખરી
હિંસા છે પવિત્ર વિચારધારી મનુષ્ય માત્ર અહિંસા ધર્મના પાલક અને
ધારક હોઇ શકે એ બરાબર યોગ્ય છે અને જ્ઞાનીઓને સમ્મત પણ
છે આ ખાસો ઉતારો વિચારપૂર્વક આપ્યો છે હિંસામા પ્રમાદ એ
મુખ્ય છે ક્રોધ એ હિંસા છે, ઇર્ષ્યા એ હિંસા છે, મત્સર એ હિંસા છે
તિરસ્કાર એ હિંસા છે વેર એ હિંસા છે આમ હિંસા એ માનસિક
અશુદ્ધ વૃત્તિ અને તેને પરિણામે થતું આચરણ

અહિંસાનુ ઉપર જેમ નિષેધાત્મક રૂપ જણાવ્યુ તેમ તેનું વિધેયા
ત્મક રૂપ પણ છે એ સક્રિય છે આ અહિંસા એટલે પ્રેમબળ અને
ઉદારતા આ તરફ બધાનુ ધ્યાન જવુ જોઇએ જેની સાથે આપણ
પ્રેમ હોય તે સ્વજન અને બીજા પરજન એવો ભાવ આપણને હોય છે
સામાન્ય રીતે પરજન પ્રત્યે ઉપેક્ષાભાવ રહેતો હોય છે પણ પ્રેમ હોય છે
ત્યા ભય હોતો નથી, ત્યા દ્વૈત નથી હોતુ–એકતા હોય છે કોઇ પણ
વ્યક્તિ એવી નહિ મળે જેને પોતા પર અને પોતાના કુટુંબીજનો પર
પ્રેમ ન હોય પોતા પરના પ્રેમમાથી કુટુંબી પરનો પ્રેમ જન્મે છે
આનું ક્ષેત્ર એટલે કુટુંબ પૂરતુ સમાયુ છે જેટલુ જેટલુ એ સ્વનુ ક્ષેત્ર
વિસ્તારી શકે ત્યા ત્યા એ પ્રેમ ફરે–એના સાધક નાતીના ગ્રામવાસી
નગરવાસી પોતાના જ ધર્મને માનનાર લોકો એમ રાષ્ટ્રવાસી એ પ્રમાણે
આનો વિસ્તાર વધતો જાય એમ કરતા કરતા મનુષ્યસમાજને પોતાના
ગણે ક્ષેત્ર વિસ્તારવા માટે જ્ઞાન ન્યાયવૃત્તિ નિર્લોભતા મૈત્રી વગેરે
ગુણોનો વિકાસ થવો જોઇએ જેટલે અંશે સ્વજન પરજનનો ભેદ દૂર
થાય તેટલુ પ્રેમબળ વધે નિર્ભયતા વધે એનુ આચરણ વિવેકપૂર્વકનુ
રહે આમા માણસ આજીવિકા પ્રાપ્ત કરવાના ધંધાઓને યે શુદ્ધ કરતે
જશે એને હલકી ગણાતી કોમો પ્રત્યે તિરસ્કાર નહિ હોય વળી એ ના

કરનાર કે જુલમ કરનાર પ્રત્યે પણ એને પ્રેમ હશે. પણ એના જુલમ કે અન્યાયને તાબે થનારું નહિ હોય. ન્યાયવૃત્તિનો આધાર લઈ વિવેકપૂર્વક જુલમનો તો સામનો કરનારું હશે. જુલમીથી કે અન્યાય કરનારથી એ બીશે નહિ, પણ એના જુલમ કે અન્યાય સામે અડગપણે ઊભો રહી—દુઃખ સહન કરી તેનું હૃદય ફેરવશે અને ન્યાય મેળવશે. જુલમ કે અન્યાયને કેવળ સહન જ કર્યા કરે તો એમાંથી કાયરતા, બીકણપણું જન્મે. અન્યાયનો સામનો ન કરે, પોતાના ન્યાયી હક્ક પર ન રહે તો તેનામાં તેજસ્વીતા નહિ રહે. એવી કાયરતા કરતાં હિંસાથી જુલમનો સામનો કરવો યોગ્ય થઈ પડે. કરપોક બાહ્યત અહિંસાનું આચરણ કરતો લાગશે, પણ એ હમેશાં બીતો હોય છે. બીક એ તો હિંસા છે. એટલે અહિંસામાં નિર્ભયતા છે. અહિંસા તો અન્યાયીનું હૃદય પીગળાવે એવાં દુઃખો સહન કરી એ જુલમ કે અન્યાયને દૂર કરાવે. આ મહાન શક્તિ એ અહિંસામય-પ્રેમમય. એમાં સમાજમાં પ્રવર્તતાં દુઃખોનું દર્શન હોય અને એ દુઃખો દૂર કરવાના ઉપાયોનું જ્ઞાન અને બળ હશે. આ પ્રમાણે અહિંસાના વિચારમાં જેમ દ્વેષ, વેર, ઇર્ષાને સ્થાન નથી તેમ જુલમ કે અન્યાયને તાબે થવાનું પણ નથી. અહિંસક જેમ પોતાથી ઊતરતી મનાતી વ્યક્તિઓ ને કોમોને હલકા ગણતો નથી, દૂર રાખતો નથી તેમ અન્ય જાતિઓના જુલમને પણ સહન કરતો નથી. જે જાલીમને તાબે ન થાય તે પોતે પણ અન્યાય કે જુલમ ન કરે. ન્યાયવૃત્તિ, નિર્ભયતા, અને પ્રેમને અહિંસામાં બહુ મોટું સ્થાન છે.

મનુષ્યસમાજમાં ચાલતાં વગેરે ઇર્ષા, મદ, ચૂસણ, જુલમ એ બધું અહિંસા દ્વારા દૂર થાય એવી સ્થિતિ પ્રાપ્ત થાય તો આપણે ઘણો લાંબો પંથ કાપ્યો હશે અને તે દરમ્યાન પ્રાણી જગત સાથેના વ્યવહારનો નિયમ મનુષ્યે ઘડ્યો અને શોધ્યો હશે. એણે ભોગને બદલે સેવાને પોતાનું લક્ષ્ય માન્યું હશે. એની શ્રદ્ધા એવી હશે કે વાઘ વરુ સર્પ આદિ પ્રાણિઓનો જગતમાં યોગ્ય ઉપયોગ કર્યો છે, એ તે જાણતો હશે

અને પ્રેમબળથી એ પ્રાણીઓ તરફનુ કર્તવ્ય બજાવવા માટેની શ્રદ્ધા એનામા હશે પણ આજે એના ચ ગલામા પડી જઇ દરરોજના સ્વ વ્યવહારમા એ જ પ્રશ્નોને આગળ કરી માનવ ગુણો વિકસાવવાનુ આપણે ન ભૂલીએ આડોશી પાડોશી પ્રત્યેના ધર્મો બજાવવાનુ વિસારે ન પાડીએ જો આપણે તેમ કરીએ તો નક્કી ઉધે રસ્તે ચડી જઇશુ સર્પાદિ પ્રસ ગ કઇ રોજ આવતા નથી એને ન મારવા પૂરતી હિંમત કે ન તો આપણામા નથી એનાથી આપણ કે આપણા આશ્રિતોનુ રક્ષણ કરવાની તાકાત પણ નથી. ક્રોધ ઇર્ષ્યા વિગેરે છોડ્યાયે નથી એવી સ્થિતિ હોય ત્યા હિંસા-અહિંસાના ગોટાળામા પડી નક્કનો ધર્મ આપણે ન વિસારે પાડીએ

આવી અહિંસાની કેળવણી કઇ રીતે એનો ઉગમ ક્યાથી ? આપણે જોયુ કે અહિંસા માનસિક ગુણ છે મનુષ્યનો પ્રથમ સ બ ધ તેના કુટુંબ સાથે આવે છે તેથી બધા ગુણોનુ ઉગમસ્થાન એ સસ્થા છે આ ગુણ ખીલવણીને અ ગે માતા-પિતા બધુ મિત્ર સગા વહાલા ઘરના નોકર પાળેલા જાનવર આ બધા પ્રત્યે સ્નેહ-વત્સલતાની વૃત્તિ કુટુ બ ઉપરાંત જે વિશાળ સમાજ છે તેના પ્રત્યે કર્તવ્ય બજાવવાનો પુરુષાર્થ, આજીવિકા અર્થે એવા ધધાની પસ દગી કે જેમા મહેનત મજુરી ઉદ્યોગી ટેવ હલકી ગણાતી ન હોય, અને આમ વર્ગનુ શોષણ ન હોય પોતાને સત્ય અને ન્યાય સમજાય એ માટે આકાક્ષા નિર્ભયતા હિંમતવૃત્તિ હોય તે નિર્બળ પ્રત્યે નહિ પણ સબળ પ્રત્યે અને તે પણ સ્પષ્ટપણે જણાતી વાપરવાની વૃત્તિ અને ધીરે ધીરે તે વૃત્તિનુ પણ પ્રેમવૃત્તિમા પરિવર્તન તેઓ પ્રત્યે આદર આ ગુણો અહિંસા માટે જરૂરી છે કેવળ ચર્ચાથી આ ગુણ ખીલતો નથી એ માટે સાવધાનતા ઉત્સાહ અને પુરુષાર્થ જોઇએ સચા જોડને અશે ભાવના-વિચારમા ફરક પાડી શકે તે અગે ઉપયોગી થઇ પડે

મને લાગે છે કે અહિંસા વિષેની સાચી દષ્ટિ આ છે એમ હો તો એને સાપ્રદાયિક કે સ કુચિત રૂપ ન આપતા એને વિસ્તારવા મહેન

નવી જોઈએ આપણી પોતાની જૈન સમાજના સામાજીક અને ધાર્મિક
પ્રશ્નોનો વિચાર આ દૃષ્ટિએ કરવો જોઈએ હિંદી રાષ્ટ્રની આર્થિક અને
રાજનૈતિ સમસ્યાઓનો પે ઉકેલ આથી આવી શકે, એમ વિચારી
આપણે દેશવ્યાપી દિનચાનમા ફાળો આપવો જોઈએ એમ કરીએ તો
ભૂતકાળનો આપણને મળેલો વારસો શોભાવી શકીએ અડગ શ્રદ્ધા રાખી
આ ક્ષત્રોમા પ્રયોગ કરતા રહીએ તો વ્યક્તિગત અને સામાજીક રૂપે
અહિંસાની શક્તિનો ખ્યાલ આપણને મળે અને જૈન સમાજનુ સકુચિત
રૂપ છે તે બદલાઈ જાય કેટલાક ઉદાહરણો લઈને આ સમજાવીશ
( ૧ ) ધાર્મિક ક્ષેત્રનો જ વિચાર કરો-જૈનો ત્રણ ફિરકાઓમા વહેચાયેલા
છે શ્વેતામ્બર, દિગમ્બર સ્થાનકવાસી એના અવાતર ગચ્છ, પથ તો
એ તો જુદા બધા ભગવાન મહાવીરની ઉપાસના કરે છે છતા એકતા
નથી એ એ તા ઉપજાવવા આપણે પ્રયત્ન કરવો જોઈએ તીર્થોને અંગે
દિગમ્બર અને શ્વેતામ્બરના ઝઘડા સાભળવામા આવે છે એ માટે
કોર્ટમા લાખો રૂપિઆ ખર્ચીએ છીએ પાઈ પૈસો સદામ ચોખા એ
રૂપે આમજનતામાથી મળેલી સપત્તિથી કોર્ટમા ખર્ચ કરવો એમા
કઇ અહિંસા છે ? ભગવાન મહાવીર આ જમાનામા હોત અને તેઓ
આ બધુ જુએ તો એ પોતાના ઉપાસકોને શુ કહે ? ઝઘડા પતાવવાની
લવાદની પદ્ધતિનો સ્વીકાર કરવો જોઈએ ઝગડા ન થાય એ માટે કોઇ
એક યોજના-ત્રણે ફિરકાઓના મુખ્ય ધાર્મિક ગ્રથોનુ વાચન મનન,
એક બીજા સપ્રદાયના અગ્રેસરોનુ પ્રેમભાવે મિલન, તહેવારો અને
પર્વોના પ્રસગે ત્રણે ફિરકાના ભાઇઓનો પરસ્પર સહવાસ માન્યતાઓનો
ઐતિહાસિક અભ્યાસ, સાપ્રદાયિક અભિનિવેશનો ત્યાગ વિચારાવા જોઇએ
તેજ પ્રમાણે હિંદના મહાન ધર્મોનો તુલનાત્મક અભ્યાસ કરવામા આવે
તો ઘણો અભિનિવેશ દૂર થશે બધી કોમોનો સહકાર અને પ્રેમભાવ
વધશે, દરેક ધર્મના મહત્ત્વના અંગો જાણવાનો લાભ મળશે ઘણા સાધુ સતોના
ચરિત્રો સમજવાની તક મળશે અને એ રીતે ત્યાગ, તપશ્ચર્યા અને

નવિ ાનની સાકગથી મ ળાયેલી સસ્કૃતિથી આપણે બધા માનીએ જોડાયેલા છીએ, એવી નવીનિ થશે, સામાજ્ક Cમાદ અને એમ વધશે, અને ભાડાવૃત્તિ દૂર થશે. શ્રી આનન્દઘનજી મહારાજનું પદ રામ કહો રહેમાન કહો કોઈ કાન કહો મહાદેવરી પારસનાથ કહો કોઈ બ્રહ્મા સકલ બ્રહ્મ સ્વયમેવરી —એ બધાએ ધ્યાનમાં રાખવા જેવું છે જો ધર્માન્તરની પ્રવૃત્તિમાં પડીએ તો હિંસા-દષ્ટિ કેળવાશે અત્યારે દરેક ધર્મમાં દોષો પેસી ગયા છે, પણ તે કાઢવા માટે માણસે ધર્માચરણી થવું જોઈએ ધર્મના શુદ્ધ ઝરામાંથી પાન કરવું જોઈએ આજે યુવક વર્ગનું એવું માનસ જોવામાં આવે છે કે ધર્મનો નાશ કરવો શુદ્ધ પ્રાણવાળી ધર્મની આજુબાજુ લાગેલા ડાગાડાખળા એમાં પડેલો મોટો-કહેવાતા સાધુઓમાં થતા ઝઘડા, સમાજના ભયને લીધે સત્ય સમજવાની ઉણપ ખોટી માન્યતાઓનો ફેલાવો સંકુચિત વાડા વૃત્તિ, બુદ્ધિનો વિકાસ કર્યા વગર અંધશ્રદ્ધા પર જનતાને ટકાવી રાખવાની વૃત્તિ મંદિરો પાછળ થતો અણાક ખર્ચ—જોઈને તેમને ઉબકાટ થતો છે પોતાના અને જગતના સ્વરૂપને જાણવાની ઊંડી અને ગહરી વૃત્તિમાંથી તો ધર્મની ઉત્પત્તિ છે અને જેમ જેમ શુદ્ધ ધર્મનો ફેલાવો થશે તેમ તેમ એ કચરો સાફ થશે ઉપર જણાવેલા અહિંસાદષ્ટિએ ધર્મનો વિચાર કરવામાં આવશે તો કલ્યાણકર છે

(૨) અસ્પૃશ્ય ગણાતી કોમો વિષે જૈનોની દષ્ટિ શુદ્ધ થવી જોઈએ હિંદુઓની જેમ અમુક વર્ગોને અસ્પૃશ્ય માનવાનો જૈનોને સસ્કાર પડેલ છે સમાજના કોઈ પણ વર્ગને એના જન્મને જ કારણે હલકો ગણી તિરસ્કારવો એને દૂર રાખવો અને પોતે બીજા સમાજે સાથે જોડતા ભાગીએ છીએ તેટલાએ તેની સાથે ભળીએ નહિ તો તેમાં હિંસા રહેલી છે ભગવાન મહાવીરના જમાનાના બે હરિજન ભાઈઓ ચિત્ત અને સંભૂત હરિકેશમુનિ અને મેતારજ મુનિના જે દષ્ટાન્તો મળે છે એ સમાનતાના સૂચક છે મેતારજ તો પ્રેમની મૂર્તિ છે એમની સજ્ઝાયે

ગાવામા આપણે રસ લઈએ છીએ, પણ એમના નિશાને માથે મૂકવામા આપણે પાછા પડીએ છીએ એ જમાનામા ઊંચ નીચના ભેદો કાઢી નાખવા ભગવાન મહાવીર અને બુદ્ધે ભારે મહેનત કરી હતી હિંદુ ધર્મમા અસ્પૃશ્યતા એ કલંક છે, આભડછેટ એ ક્રૂર અંગ છે એ માન્યતા હવે પ્રચલિત થઈ છે હરિજનોનો સાર્વજનિક વિકાસ જોવા હિંદુસ્તાનમા જે હિલચાલ ચાલી રહી છે તેમા જૈનોનો સાથ હોવો એ અહિંસાની દૃષ્ટિએ યોગ્ય ગણાય એમને જૈન બનાવ્યા પછી અભડછેટ દૂર કરવાનો વિચાર કરવો એ અધર્મ ગણાય જેવા છે તેવા હરિજનો હિંદુ સમાજનુ અંગ છે એમ સમજીને આપણા ચિત્તમા એમના વિષેનો વસેલો રોષ દૂર કરવો એ આપણુ કર્તવ્ય છે

(૩) સ્ત્રીઓ અને પુરુષો સમાન છે એમ જૈનો માને છે પુરુષોના જેટલોજ સ્ત્રીઓને મોક્ષનો અધિકાર છે એવી તેમની માન્યતા છે શ્રી મલ્લીનાથ ભગવાન સ્ત્રીજ હતા અને એમણે જે રીતે એમને પરણવા આવનાર રાજાઓને બોધ આપ્યો અને એ રાજાઓના મનમા વિષયવૃત્તિ પ્રત્યે જુગુપ્સા ઉપજાવી એ શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે ચંદનબાળા જેવી સાધ્વી સ્ત્રીએ અહિંસાના બળે વિજય મેળવ્યો રાજેમતી જેવી ક્ષત્રિયાણીએ પોતાના જેઠની કામવાસનાને ઉપશાંત કરી આવા દૃષ્ટાન્તો ઘણા શોધી શકાય, પણ આજે તો સાપ ગયા ને લીસોટા રહ્યા ચંદન બાળાની ગહુંલી ગવાય નેમ રાજુલના વિવાહ ગવાય પણ આચારમા સ્ત્રીઓ પ્રત્યે અનાદર કેળવાયેલો છે એ દૂર કરવા માટે લગ્ન સંસ્થાનો ઘર મૂળમાથી ફરીને વિચાર થવો જોઈએ સ્ત્રીઓ પ્રત્યે પુરુષોના મનમા વસી ગયેલા સંસ્કારો બદલાવા જોઈએ સ્ત્રીઓ વિષય વિકારથી ભરેલી છે એ વિચાર જવો જોઈએ વિષય વિકાર તો પુરુષ અને સ્ત્રી બન્નેમા છે વિકારનુ મૂળ ચિત્તમા છે એ જોવાને બદલે આપણે સ્ત્રી જાતિમા એનો આરોપ કર્યો સ્ત્રી જગતની માતા છે એ ભવ્ય વિચાર હૃદયમા પ્રતિબિંબિત થવો જોઈએ વિષય તૃપ્તિના સાધન તરીકે સ્ત્રી

માથી આર છોડવા તૈયાર થઇ છે પણ કેવળ સરકારી કાયદાથી આ કામ થતુ કઠણ છે લોકોનો સહકાર હોય તોજ એ કામમા મદદ મળે એ દ્વારા પછાત વર્ગો સાથે આપણો સબધ થાય અને એમને મદદ કરી કેળવણી મળે આપણને પુરુષાર્થ કરવાનુ બળ મળે પણ એ માટે ભાવના યોજના અને સગઠનની જરૂર રહેશે નિશ્ચયબળ હોય તો એ બધુ મળી રહેશે પૂજાપાઠ આરતીઓ ઘટાડીને, થાળ નૈવદ્ય ઉજમણા પોષા પડકમણા એ બધા કરતા મદ્યનિષધના કામમા શક્તિ ખરચાશે તો તિરસ્કારાયેલા ભાઇ બ્હેનોના જીવન સુખરૂપ બનશે અને કર્તવ્ય બજાવ્યાનો આત્મસતોષ અને શાતિ મળશે જેટલે અશે પ્રત્યક્ષ જીવન સાથે સબધ સાધી આપે અને એ જીવન ગાળવામા મદદ કર એટલે અશે ક્રિયાઓ મદદરૂપ છે, નહિ તો એનો ઝાઝો ઉપયોગ નથી

આ દૃષ્ટિએ બીજા અગોનો યે વિચાર થઇ શકે સમાજના અગ્રેસરો સમાજ અને દેશના પ્રશ્નોનો અભ્યાસ કરે વિચાર કરે અને આચારણકારો પોતાનો ફાળો એ કામોમા આપે એવી નમ્ર પ્રાર્થના છે

અહિંસાનો વારસો એક કોમ, એક સપ્રદાય, એક ધર્મ કે એક દેશનો નથી ભવિષ્ય અહિંસક પુરુષો પેદા થવા છે આજના યુગપુરુષ મહાત્માજી સત્ય અને અહિંસાના પરમ ઉપાસક છે, અને પ્રત્યક્ષ જીવનમા એ ગુણો પ્રગટાવવાનો એમનો પરમ પુરુષાર્થ છે હિંદને અને તે દ્વારા જગતને એક [illegible] શરણનો-પ્રેમમાર્ગનો નખનો તેઓ બતાવી રહ્યા છે તે બધાને અતમા સમન

> धम्मो मगल मुक्किट्ठो अहिंसा सजमो तवो
> देवावि त नमस्सन्ति जस्स धम्मो सयामनो ।

અહિંસા, સયમ અને તપરૂપ ધર્મ ઉત્કૃષ્ટ મગળ છે જેનુ મ ધર્મમા મન છે તેને દેવો પણ-મનુષ્યો નમે છે ૐ શાતિ ॥

એક જમાનો એવો હતો કે જ્યારે ધર્મો સર્વોપરી સત્તા ભોગવતા હતા રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકવા એ પણ ધર્માચાર્યોની સત્તા હતી રાજ્યાભિષેક વખતે ધર્મગુરુ જ રાજાને રાજતિલક આપતો ઇંગ્લાંડના એક રાજાને પોતાનો મુગટ પોપના ચરણે ધરી તેને સાષ્ટાંગ પ્રણિપાત કરવો પડ્યો હતો, અને રોમનો પોપ પોતાના શિષ્યરાજાઓ વચ્ચે આખી દુનિયાની વ્હેંચણી કરી શકતો હતો

પણ ધર્મસ્થાની એ પ્રતિષ્ઠા આગળ જતા રહી નહિ રાજાઓ સર્વોપરી થયા અને ધર્મ અંતે રાજ્યનો આશ્રિત બન્યો વ્યક્તિઓના જીવનમા પણ ધર્મનું સ્વારીપણું ઓછું થયું સત્તા અને સંપત્તિ એ બેની જ પ્રતિષ્ઠા વધી

ધર્મનો આ અધઃપાત શાથી થયો? કારણ સ્પષ્ટ છે ધર્મોએ રાજ્યવ્યવસ્થાનું અનુસરણ કર્યું, અનુકરણ કર્યું, રાજ્યસંસ્થાના નમુના ઉપર ધર્મસંસ્થાનુ તંત્ર રચ્યુ અને સત્તા તેમજ અધિકારપરંપરા ઉભા [illegible] યુરોપમા પોપની જે સત્તા હતી, ઇસ્લામી દુનિયામા ખલીફાની જે સત્તા હતી તેવી સત્તા આપણે ત્યા ધર્માચાર્યો શંકરાચાર્યો, અને ગોસ્વામીઓને કોઈ કાળે હતી નહિ, છતા આપણે ત્યા પણ ધર્મ સંસ્થાએ રાજ્યસંસ્થાનું અનુકરણ નથી કર્યું એમ નથી જ્ઞાતીનુ બંધારણ ગુરુશિષ્યસંબંધ વિષેના નિયમો મંદિરોની વ્યવસ્થા એ બધા પાછળ રાજ્યતંત્ર જેવી જ યોજના છે પરિણામે ધર્મના મૂળમાં જ સડો પેઠો પણ જે વખતે રાજ્યસત્તાનું અનુકરણ શરૂ થયું તે વખતે તો લોકોને થયું કે હવે ધર્મનો વિજય થયો છે હવે ધર્મની સાચી સ્થાપના થઇ છે પણ ધર્માચાર્યોની સત્તા વધી ત્યારે જ ધર્મ ક્ષીણ થવા લાગ્યો અને ખરી ધાર્મિક પ્રેરણા આચાર્યોના હાથમાથી સરકી જઇ સંતો પાસે ગઇ [illegible] સંતો મોટે ભાગે તંત્રવિમુખ જ રહ્યા અને જ્યા એમણે તંત્ર [illegible] કર્યું ત્યા રાજતંત્રની ઢબે નહિ પણ લોકજીવનને અનુકૂળ એવું જ તંત્ર રચ્યું યુરોપમા નું અને આપણા દેશમા શું તંત્રવિમુખ સંતોને લીધે જેટલો ધર્મ ટક્યો તેટલો જ ટક્યો છે

જૂની એક કહેવત છે કે એક કામળા પર બાર ફકીરો સુઈ શકે છે પણ એક મોટા સામ્રાજ્યમાં બે બાદશાહો નથી શકતા નથી. રાજ્યતંત્રનું જ્યાં અનુકરણ હોય ત્યાં એક કાળે એક જ ધર્મ નભી શકે. હિન્દુસ્તાનમાં તમામ દુનિયાના ધર્મો ભેગા થયા છે, કેમકે હિંદુસ્તાન ખરે જોતા બાર ફકીરોનું કામળ છે—માત્ર ન હોય તો યે એ ફકીરોના કબજે થવા માટે જ સર્જાયું છે.

જે કોઈ માણસ હિંદ જોવા આવે છે તે પહેલો જ ઉદ્ગાર કાઢે છે કે હિંદ એ એક વિશાળ ધર્મકુટુંબ છે. વાત સાચી છે પણ સંપીલું કુટુંબ નથી. ઘણા ખરા હિંદુ કુટુંબોમાં જેમ ભાઈ ભાઈઓ નોખા યે થતા નથી અને સંપાદસપથી પણ રહી શકતા નથી, અખંડ વિખવાદ ચાલુ કર્યા કરે છે તેમજ હિન્દુસ્તાનના ધર્મોનું પણ છે. વખતે એમ હશે કે હિંદુ કુટુંબ જ્યારે આપણે સુધારી શકીશું અને પરસ્પર પ્રેમ અને આદરથી સુખસંપથી રહેતા શિખીશું ત્યારે જ ધર્મનો સવાલ પણ ઉકેલાશે અને જ્યાં આજે કેવળ કોલાહલ સંભળાય છે ત્યાં વિશ્વમધુર સંગીત ગગનમંડળને ભરી દેશે.

વાત એ છે કે રાજાઓ અને સરકારો મનુષ્યના બાહ્ય જીવન ઉપર જ અધિકાર ભોગવી શકે છે અને તેથી જ એ દુન્યવી તંત્ર ઉભું કરી એ વાટે પોતાનો ઉદ્દેશ સાધી શકે છે. જ્યારે ધર્મની અસર મૂળે આંતરિક રહી છે. અંતરની જે અસર બહાર ઉપર પડે તે જ શુભ છે એમ ધર્મ જાણે છે. રાજસત્તાના વાતાવરણમાં ધર્મોએ જીવન કરતા માન્યતા ઉપર વધારે ભાર મૂક્યો છે. ધાર્મિક જીવન ગમે તેવું હોય ધાર્મિક માન્યતામાં સંમતિ હોય એટલે બસ એવું વાતાવરણ ઉભું કરી આપણે ધર્મને રૂંધી નાખ્યો. ધર્મનું રહસ્ય એના પાલનમાં, એના આચારમાં અને ધર્મપરાયણ ચિત્તવૃત્તિમાં છે. ધાર્મિક માન્યતામાંથી ધર્માભિમાન અને પરમતઅસહિષ્ણુતા ઉત્પન્ન થાય છે. ધાર્મિક જીવનમાંથી ધર્મપરાયણતા ઉત્પન્ન થાય છે અને એમાંથી જ સર્વધર્મ સમભાવ કેળવાય છે.

યૂરપમા ધાર્મિક માન્યતામા સર્વસમાનતા જાળવવા માટે ભારે હલ્લો થયા અને ભારે કનેશો ઉભા કરવામા આવ્યા આપણે ત્યા માન્યતાઓની બાબતમા છૂટ હતી પણ આચારધર્મમા આળા સમાજે યાન્ત્રિક બન્ધનમા પકડી રાખવામા આવતો પરિણામે બૌદ્ધિક સ્વતત્રતા તો મળી, પણ બુદ્ધિ પ્રમાણે કર્મ કરવાની છૂટ ન હોવાથી–વિચાર પ્રમાણે આચાર ન કેળવેલો હોવાથી–બુદ્ધિનુ તેજ ક્ષીણ થયુ ધર્માધર્મની અને દ્વૈતાદ્વૈતની ચર્ચા કેવળ Debating Club ( ડીબેટીંગ ક્લબ ) જેવી થઇ ગઇ ધર્મ હમેશા પારમાર્થિક ( serious ) વસ્તુ હોવી જોઇએ જેવી માન્યતા એવુ જીવન—એવુ થઇ જાય ત્યારેજ બુદ્ધિ શુદ્ધ અને શુભ રહે છે અને આચાર માણસાઇભરેલો, અવિકૃત અને સસ્કારસપન્ન થાય છે Live what you belive એજ મોટામા મોટુ ધર્મસૂત્ર અને જીવનસૂત્ર છે

પણ ધાર્મિક આચાર પરમોચ્ચકોટીએ પહોચેલો હોવાથી એના આચરણમા ભેળા અને આકરા વર્ગો પડ્યા ના શ્રાવક અને સાધુ સન્યાસી અને ગૃહસ્થ શ્રમણ અને શ્રામણેર એવા ભેદો પેદા થવા પછી માન્યતાઓને સગાસગ વળગી રહો અને આચારણની શિથિલતા ગુજર કરો એવુ વાતાવરણ આવવાનુ જ અને એમા–એટલામા–દોષો નથી આવતા, પણ ઇંગ્લાડમા પ્રોટેસ્ટન્ટ વેપારીઓએ બીજુ એક સૂત્ર શોધી કાઢ્યુ ધર્મ એ જીવનનુ એક અગ છે ધર્મને ઠેકાણે ધર્મ શોભે. વ્યવહારમા અનેજ ધર્મને લઇ આવો તો વ્યવહાર બગડે અને ધર્મ મરે એમ કહી ધર્મને એમણે જીવનનુ એક રાચરચીલુ બનાવી દીધુ

હવે લોકો એટલા ડાહ્યા રહ્યા નથી અને ધર્મનો ખ્યાલ પણ એટલો છીછરો રહ્યો નથી ધર્મ એટલે જીવન–સસ્કરણ જીવનપરિવર્તન એટલુજ સમજાઇ ગયુ છે હવે જો ધર્મોની વ્યવસ્થા કરવી હોય તો ધર્માધર્મ વચ્ચેનો ઝગડો છોડી દઇ તમામ ધર્મમા જે આચાર ધર્મ નિષ્ઠ છે તેમણે તાત્ત્વિક ભેદ ભૂલી જઇ હાર્દિક એકતા ઓળખી માલો

અત્યાર સુધી આપણે માનતા આવ્યા છીએ કે દરેકને માટે એનો ધર્મ સારો. બધાજ ધર્મો સારા છે, માટે કોઈ પોતાનો ધર્મ છોડે નહિ અને બીજાના ધર્મને વખોડે નહિ આટલે સુધી આ વાત સારી જ છે પણ આટલાથી હવે આપણું પતે એમ નથી સ્વધર્મનું સૂત્ર હવે એકાન્તી જણાય છે સર્વ ધર્મો સાથે પરિચય કેળવી એમને ઓળખી એ વ્યવસ્થામા રહેવાઇ આવતા મારા સ્વધર્મનુ પાલન કરીશ એજ આજનો પૂર્ણ ધર્મ છે સર્વ ધર્મોના અધ્યયન પછી જ સ્વધર્મનુ રહસ્ય પૂર્ણપણે સમજાશે અને એમ કરીને જ બધા સાથે આપણે સુનેહમ પથી રહી શકીશુ

શ્રી શકાચાર્યે એ તત્ત્વ ઓળખેલુ હતુ એમણે જોયુ કે હિન્દુસ્તાનમા અસખ્ય દેવદેવીઓ પૂજાય છે અહીંના લોકોની વખતે ગણત્રી થાય પણ દેવોની ન થઇ શકે એટલે એમણે પાચ દેવોને મુખ્ય કલ્પી બાકીના બધાને એનાજ અવતારો મનાવી દીધા મહાદેવ, વિષ્ણુ ગણપતિ, દેવી અને સૂર્ય એ પાચ દેવોને હિન્દુ ધર્મના પ્રધાન દેવો તરીકે રજુ કર્યા અને કહ્યુ કે આમાથી જે દેવ તમારો ઇષ્ટ હોય તેનીજ પૂજા કરો, પણ એની આસપાસ બાકીના ચારને રાખવાજ જોઇએ અને એમની સાથેજ ઇષ્ટ દેવની પૂજા થઇ શકે પૂજા હમેશ પચાયતનની જ થાય આમ કરીને એમણે બધા દેવો માટેનો ભક્તો વચ્ચેનો ઝગડો પતાવી દીધો હવે આપણે આપણા બધા ધર્મો વચ્ચે આવી જ વ્યવસ્થા કરવી જોઇશે. બધાજ ધર્મો સારા, બધા પ્રત્યે સદ્ભાવ હોવો જોઇએ, બધાની ઉપાસના આપણે સમજી લઇએ, એમા અમુક અશે ભાગ પણ લઇએ, પણ વળગી રહીએ પોતાના ધર્મનેજ જ્યા બધાજ ધર્મો સાચા છે ત્યા ધર્માન્તરને અવકાશ જ ક્યા રહે? બધા જ સાચા અને બધા જ અમુક અશે એકાન્તી અને સપૂર્ણ એ વાત સ્યાદ્વાદ અને સપ્તભગી ન્યાય સમજનાર જૈનોએ તરત ઓળખવી જોઇએ સર્વ ધર્મનુ જ્ઞાન થાય ત્યારેજ સ્વધર્મનુ રહસ્ય સમજાય ખરૂ જોતા જેટલા ધર્મો છે તેટલી જીવન-પદ્ધતિઓ છે એ બધી પદ્ધતિઓએ જીવનનુ દર્શન માણસને થવુ જોઇએ એટલેજ બધા ધર્મની જરૂર છે કહેવાય છે કે રામકૃષ્ણ

પરમહંસે જુદે જુદે વખતે એ બધા ધર્મોની સાધના કરી જોઈ અને તેઓ એજ નિર્ણય ઉપર આવ્યા કે એ બધા રસ્તાઓ એકજ પ્રાપ્તવ્ય તરફ લઈ જાય છે આ સાક્ષાત્કાર માટે બૌદ્ધિક અહિંસા એટલે સ્યાદ્વાદ અને તપની જરૂર છે

(યુરોપના કવેકર લોકો અહિંસાને પૂજે છે પણ સયમ અને સ્યાદ્વાદ ઉપર એમણે ભાર નથી મૂક્યો. તેઓ સપત્તિના ઉપાસક થઈ એટલે આત્માને ભૂલી ગયા) આત્મા ઉપર વિશ્વાસ એ ધર્મમાત્રનો પાયો છે જેઓ આત્મામા નથી માનતા તેમને ગીતાએ આસુરી સપદ્વાળા કહ્યા છે એમને ખરૂં જોતા દૈવી સપત્તવાળા અને આસુરી સપદ્વાળા એવા બેજ વિભાગ માણસ જાતમા પડી શકે છે અને એ બે વચ્ચે માડવાળ નજ થઇ શકે, દરેક માણસના હૃદયમા ઓછે વત્તે અંશે દૈવી અને આસુરી વૃત્તિઓ હોય છે એટલે એ બે વચ્ચે સનાતન ઝગડો ચાલેજ છે એ યુદ્ધમા જો આપણે જીતી શક્યા તો સમાજમા ધર્મ ધર્મ વચ્ચેનો ઝગડો એની મેળે સમી જશે. દરેક હૃદયમા જ્યારે દૈવી અને આસુરી સપત્તિ વચ્ચે ઝગડો ચાલે છે ત્યારે અનેકવાર પરવશ થએલી દૈવી વૃત્તિ બહારથી મદદની આશા રાખે છે એમાથીજ ઇશ્વર શરણની વૃત્તિ જન્મી છે सर्व धर्मान् परित्यज्य એમ જ્યારે ભગવાને કહ્યુ ત્યારે આર્ય ધર્મ, ઇસ્લામ બૌદ્ધ કે જૈન ધર્મ, શીખ કે ખ્રીસ્તિ ધર્મ એવા ધર્મો ભગવાનની નજર આગળ નહતા દ્વૈત અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત એવા પથો પણ એમને અભિપ્રેત ન હતા જ્ઞાનભક્તિ કર્મ અને ઉપાસના એ માર્ગભેદનો પણ એમણે ઇશારો કર્યો નહોતો પણ દેશધર્મ અને કુલધર્મ જાતિધર્મ અને વયોધર્મ, ગુણધર્મ અને શરીરધર્મ, કાલધર્મ અને આપદ્ધર્મ એવા એવા તે વખતે ચર્ચાતા સકુચિત અને એકાગી ધર્મનો વિચાર કરી ભગવાને કહ્યુ કે આ બધા ધર્મો છોડી દો પૂરેપૂરા છોડી દે અને એક આત્મતત્ત્વને શરણ જા ત્યા સ્વધર્મ અને સર્વ ધર્મનુ રહસ્ય ખુલ્લુ થશે અને રસ્તો જડશે.

---

# આચારધર્મ અને ઊંચનીચભાવ

(વક્તા—મગનલાલ પ્રભુદાસ દેસાઈ)

[મુંબઈ જૈન યુવક સંઘની પર્યુષણ વ્યાખ્યાનમાળામાં તા ૨ ૯ ૩૭ ના રોજ આપેલા વ્યાખ્યાનનો મર્મ નીચે આપવામાં આવ્યો છે ]

પ્રસંગવશાત્ મુંબઈમાં આવ્યો છુ તો આપની માળાનો શ્રોતા બનવાનો લાભ મળશે એમ મનમાં વિચાર થયો હતો પણ શ્રી પરમાનંદ ભાઈએ મને વક્તા બનવા ખેંચ્યો ને હું એમની માગણી પાછી ન ઠેલી શક્યો એટલે આજ આપની સામે ઉભો છુ આજનો આપણો જમાનો બોલે છે બહુ લખે છે બહુ, છાપે છે બહુ અને તર્ક તથા કલ્પનાના ઘોડા તો છૂટાદોર જાણે મુકાયા છે પરંતુ સંગીન ક્રિયા અને આચરને નામે જો આપણે જોઈએ, તો આપણો યુગ તે પાસું ઓછું જ બતાવી શકે છે, એમ આપ સૌ પણ કબૂલ કરશો એ પ્રકારના આજના યુગના યજ્ઞમાં મારે પણ થોડીક આહુતિ આપવાની ભાગે આવી છે

મુંબઈમાં પહેલી વાર જ આજ મારે બોલવા-પ્રસંગ છે એટલે મારા બોલવાથી કદાચને તમને દુઃખ તો નહિ પહોંચાડું હું બોલીશ તે અહીંના શ્રોતાવર્ગને ગમશે ખરૂં, આવી આવી વાતો મુંઝવણ કરે છે ખરી

તેમાંથી આજના પ્રસંગના વૈશિષ્ટ્યથી મને કાંઈક ઉગારો મળે છે પર્યુષણનું પર્વ દરેક ધર્માભિમુખ માણસ માટે અંતર્મુખ થઈ પોતાના આચાર વિચારને અંગે ચિંતન કરવાને સારૂં હોય છે હું પોતે જન્મે જૈન નથી પરંતુ જૈન, બૌદ્ધ વૈષ્ણવ, શીખ સૌ સંપ્રદાયો મારે મન એક જ હિંદુ વટ-વૃક્ષની વડવાઈઓ છે એ બધા હિંદુઓ જ છે અને એક જ આર્ય ધર્મધાવણું પીને પુષ્ટ થયા છે એટલે આ પર્વના ચિંતનમાં ભાગ લેતાં મને સંકોચ નથી થતો એટલું એમ સ્વચિંતનને જ

જાણે આજ જરાક મોટેથી બોલતો હોઉં એ વૃત્તિ રાખીને હું અહીં આગળ બોલવાનો છુ તેથી મને, ઉપર મે સૂચવ્યો તે પ્રકારનો ભાર ઓછો થાય છે

૧

મારા મિત્ર ગોપાળદાસ પટેલે વરસેક ઉપર 'આચારાંગસૂત્ર'નો છાયાનુવાદ પ્રસિદ્ધ કરેલો તે વાંચ્યો ત્યારે તેમાંના એક વાક્યે મારા મન પર જે છાપ પાડી છે તે આજ પણ એવી ને એવી છે એ છાપને વિષય કરીને મે આજનુ મારૂં ચિંતન આપને સમજાવવા ધાર્યું છે એ વાક્ય પ્રારંભમાં જ કહી દઉં 'મહાવીરસ્વામીનો આચારધર્મ' એ પુસ્તકના પા ૧૦૭ મા પરથી એ છે —

કોઈ પ્રતિજ્ઞા (કે વ્રત નિયમ યા આચારવિધિ) લેનારે કદી એમ ન બોલવુ કે મે જ સારી પ્રતિજ્ઞા (કે નિયમ, વ્રત ઇ૦) લીધી છે પરંતુ એમ માનવુ કે મેં બીજાઓએ જે પ્રતિજ્ઞાઓ લીધી છે અને મે પણ જે લીધી છે તે સર્વ જિનની આજ્ઞા પ્રમાણે જ છે અને દરેક પોતાનાથી શક્ય તેવો આચાર પાળી રહ્યા છે

જૈન આચારસૂત્રના આ વાક્યમા મે આજના આપણા યુગને માટે એક ભારે અર્થગંભીર બોધ જોયો, અને પરમાનંદભાઈએ આ પર્વમાં મને બોલવા કહ્યું ત્યારે મે એ કહેવાની તૈયારીથી હા પાડી અને આ મર્મના વાક્યો એ પુસ્તકમા અનેક જગાએ આવે છે એ પરથી આપણે માની શકીએ કે આચારધર્મના એક મહા-રહસ્યનુ દ્યોતક એ છે

આપ તો જાણો છો કે જૈનધર્મનો ખાસ ને મુખ્ય દાવો એ છે કે અનેક પાખંડો અને મિથ્યાદૃષ્ટિઓમા જૈનધર્મે ખરી ક્રિયાવાદની ને જનહિતકારી દૃષ્ટિ બતાવી કોઈ પણ ધર્મ કે દૃષ્ટિનુ સાર્થક્ય ને સાફલ્ય જીવન ઘડવાની તેની શક્તિમા રહેલું છે અમુક ધર્મ ભારે તર્કશુદ્ધ છે, મહાન પાંડિત્યપૂર્ણ છે મહાન સાહિત્ય ભંડોળવાળો છે એવો કોઈ દાવો કોઈ ધર્મ કે દૃષ્ટિને માટે યોગ્ય સિફારશ નહિ ગણાય ધર્મની સાર્થ

સિદ્ધાન્ત એક જ છે ને હોવી જોઇએ કે, તે જીવનનું ધારણ ને પોષણ કરી શકે છે, તે દ્વારા સાચો જીવનવિકાસ સાધી શકાય છે કેમ કે, જીવમાત્રનું પ્રત્યક્ષ ને અનિવાર્ય આરાધ્ય જીવન જ નથી ? તેથી તો ગીતાકારે ઈશ્વરની અનેકવિધ વ્યાખ્યાઓ આપી છે તેમાં એક બહુ સૂચક ને સચોટ એ છે કે,

'जीवनं सर्वभूतेषु'

'સર્વ પ્રાણીનું જીવનતત્ત્વ તે જ મારું સ્વરૂપ છે'

તેના ઉત્પત્તિકાળમાં જૈન ધર્મે આ પોતાનો મોટામાં મોટો દાવો રજૂ કરેલો કે, તે જીવનધર્મ છે, અન્ય વાદો પરથી માણસ અક્રિયાવાદી બની જઇ શકે, પણ જૈન તત્ત્વ ક્રિયાવાદી છે, કેમકે તે જીવનની આરાધના કરવા તત્પર છે આ દાવો આજના ધર્મસ્વરૂપથી સિદ્ધ છે કે કેમ એ પ્રશ્ન છોડી દઉં છું, તેથી જ મે ઉપરના મારા કથનમાં 'તેના ઉત્પત્તિ-કાળ'નો સાભિપ્રાય ઉલ્લેખ કર્યો છે પણ આપણે આપણા ચિંતન-વિષયમાં આગળ ચાલીએ

જીવનને આરાધ્ય કરીને ચાલતાં પહેલો જ પ્રશ્ન આવીને ઉભો રહે છે તે એ કે, જીવનનું ધ્યેય શું ? હિંદુ ધર્મે-અને તેમાં હું, આદિમાં કહી ગયો તેમ જૈન, બૌદ્ધ વૈષ્ણવ, શીખ વિગેરે તેની સર્વ શાખા-ઉપશાખાઓ સમાવું છું-એકજ રીતે અવિવાદગ્રસ્ત ઉત્તર આપ્યો છે કે, જીવનનું ધ્યેય, મોક્ષ છે આ 'મોક્ષ' શબ્દને સમજાવવાને તથા તેનું સ્વરૂપ ઘડવાને દરેક શાખા-ઉપશાખાએ ભિન્ન ભિન્ન માર્ગ લીધા છે, એમ કહેવું જોઇએ પરંતુ જીવનમાં પ્રાપ્ય વસ્તુ 'મોક્ષ' છે એ વિષે ક્યાંય કશો મતભેદ નથી.

૨

જરાક વિષયાંતર કરીને પણ આજના સમયની એક વસ્તુસ્થિતિ પર મારો વિચાર રજૂ કરવા તક લઉં છું જગતમાં જેમની બોલબાલા છે તેવા દેશોમાં આજ પાર્થિવ જડવાદ જરા વધારે પડતા જોર પર આવ્યો

છે ગમે તે પ્રકારનો પણ જ્યા શક્તિનો આવિષ્કાર સવિશેષ હોય ત્યા
ઐશ્વર્યનો પરચો પડે ત્યા જનતા જનાર્દનનુ દર્શન કરે છે—તે ત
સહેજે વગે છે આજ યુરોપ જગતમા શક્તિ સવિશેષ ધરાવે છે તે
એના જડવાદનુ જોર બીજા પર સ્વભાવત પડે છે તેને જોરે આ
ત્યા પણ જડવાદ ફેશનેબલ થતો જાય છે તેને અંગે એક બે વિ
રજૂ કરવા જેવા લાગે છે

એક તો એ કે આપણે ગમે તે વાદમા માનીએ —પાર્થિવજડ સત્
કે ચેતન સાચુ આ ધર્મસપ્રદાય સાચો કે પેલો—ગમે તે આગ્ર
મન ધરાવીએ પરતુ હિંદુ માટે એક વસ્તુ તો ગૃહીત જ છે કે તે કે
પણ પ્રકારના મોક્ષમા તો માને તેમ ન માને તો તે હિંદુ નામને યોગ
રહે ખરો ? પ્રાચીન કાળમા આજના જેવો વર્ગ ઉભો થયો હોત તે
તેને અમુક મતવાદ અમુક વાદ કે દર્શનનુ નામ અપાત આજ એ
નથી થતુ પણ વસ્તુતાએ રહસ્ય તો એ આવી રહે છે એમા શકા નથી
એટલે જૈનાભિમાની યુવકે આ વિચાર કરવા જેવો છે કે, તેનું જૈન
ભિમાન તરતના તેના નવા વાદ સાથે સગત છે કે ? પરતુ આ વિષ
તો એક પારિભાષિક જણાય વસ્તુતાએ આ મોક્ષ ઇ૦ અપાર્થિવ વસ્
એના ઇકારમા શુ તથ્ય છે તે જોઇએ.

દરેક જણને સુખ તો જોઇએ છે એમા શકા તો નથી જ જીવન
સુખ મળે એ અભિલાષા પ્રાણીમાત્રને છે એમ કહેવામા કશો વાધો ન
ફેરક એ વસ્તુમા આવે છે કે સુખના માર્ગ દરેકને જુદા જુદા દેખાય
એક ભાઇને લાગે 'પૈસા જો મબલક મળે તો જગત જખ મારે
હુ નિરાતે રહુ ને મને સુખ મળે પૈસા કમાયેલો માણસ કહે
ભાઇ પૈસા મળ્યે શુ સુખ છે ? તે મેળવવા સાચવવા એ પ
તો જવા દઉં પણ આ કુટુબનો રોજનો કકાસ મને તો દુખી દુ
-રી મૂકે છે પેલો ભાઇ કદાચ ટૂકો જવાબ વાળશે એ તો
પૈસા આવે કહો છો ને ! મને પૈસા મળે પછી જોઇ લઇશ

આ અને આવા પ્રકારના દૃષ્ટાંતો અનેક આપ કલ્પી શકો છો. મે એક બહુ સ્થૂલ પ્રકાર ઉદાહરણાર્થે આપ્યો છે બતાવવાની મતલબ એ છે કે, સુખની વાંછા સૌની એકસમાન છે, માત્ર દરેક પોતપોતાના સંસ્કાર, સમજ તથા આચારવિચાર પ્રમાણે એ સુખની વ્યાખ્યા કરે છે અને એ અનુસાર પછી પોતાનો માર્ગ ગ્રહણ કરે છે અને જે ભેદ છે તે એ છેલ્લી વાતમા જ છે આજ એક એવો વાદ શીખવવામા આવે છે કે, જડ પરિસ્થિતિ ને પ્રત્યક્ષ પરિવર્તન એજ સાચુ ચેતનમાર્ગ છે અને એને આરાધવો તો મહા માર્ગ વાળો છે અહીં આગળ મારે એ શું કહેવાનુ છે કે, દેશકાળ કે ધર્મ યા વાદની કોઇ મર્યાદા વગર જગતના સૌ મહાન્ પુરુષોનો અનુભવ જો કાઇ લેખામા હોય, તો તે એ રીતે કહે છે સુખની ચાવી બહાર નથી, પણ મનુષ્યના અંતરમા છે એ લોકોનો આપણને પડકાર છે "તમે કાઇ નવુ શોધવા નીકળ્યા છો, જગતને જાણે આવા નવા પ્રયોગનો અનુભવ જ નથી, એમ ના ભરમાતા આજનો તમારો વાદ બાહ્યમા સુખ શોધવાની એક અનંત ભ્રમણાનો જ નવો પ્રકાર છે અમે તમને તેમાય આશિષ દઇએ છીએ જો જીવન એમા છે એમ લાગે તો જરૂર મત્યનિષ્ઠ થઈ, તત્પરાયણ બની તેનુ અનુશીલન કરજો માત્ર અમે કહીએ છીએ, કે તમે તે શોધનો છેડો અંતરમા જ જોવા આવનાર છો

મોક્ષ જ જીવનાદર્શ છે એવો ઝઘડો કરવો એ ધર્મનો જ ઇન્કાર છે કેમકે મોક્ષ શાસ્ત્રનુ સિદ્ધવાક્ય આ છે કે—

> सत्येन सत्य ज्ञातव्य सत्य सत्यात् प्रवर्तते ।
> योऽप्रमत्तस्तु सत्येन स सत्ये रमते चिरम् ॥

અથવા એક અંગ્રેજી વાક્યથી કહુ તો, આ છે કે, "The spirit of Truth will lead you unto the whole Truth" સત્યના સિદ્ધુની ઉપાસના સત્યનિષ્ઠ બનીને જ થઈ શકે સત્યનિષ્ઠ બનો, જેને

સત્ય સમજો તેને તમારા સમગ્ર જીવનથી આરાધો તો તમને સત્યશ્રીનો પૂર્ણ પ્રકાશ મળવાનો જ આ જ સત્યની એકમાત્ર ને સાચી આરાધના છે, આ જ વસ્તુને ગાંધીજી સત્યાગ્રહ કહે છે

એનુ અનુશીલન કરવાનુ સાચુ ક્રિયાશાસ્ત્ર જૈનધર્મે જે જોરથી ને સ્પષ્ટતાથી બતાવ્યુ છે તે કદાચ હિંદુધર્મની બીજી શાખાઓએ તેવી રીતે નથી બતાવ્યુ જૈન ધર્મની વિશેષતા કદાચ એ જ હોય કે એણે બતાવ્યુ કે જો જીવનની સાધનાનો સાચો માર્ગ સત્યગ્રહ હોય, સત્યનિષ્ઠ હોય અને સત્ય તો દરેકને પોતપોતાના સ્વભાવ ને અધિકાર પ્રમાણે જુદુ જુદુ દેખાય તો પછી જીવનના મુખ્ય કાયદા તરીકે એ વસ્તુ તો સ્વીકારવી જ જોઇએ કે માનવ સત્યને અનેક પાસા હોઇ શકે, આત્યતિક સપૂર્ણ સત્યનુ પૂર્ણ દર્શન એ રૂપે જ અપૂર્ણ માનવીને ન થઇ શકે છે એટલે કોઇ માણસ પોતાની વાતને એકાત સત્ય તરીકે કહી ન શકે જોકે પોતપોતના જીવન પૂરતી તેમા સત્ય-શક્તિ છે ખરી. આવા પ્રકારની નમ્રતા ઉદારવૃત્તિ પરમતસહિષ્ણુતા અને વ્યાપકદષ્ટિ જો માણસમા ન હોય તો તે જીવનસાધના કે સત્યોપાસના નહીં જ કરી શકે આજના વિચાર સ્વાતત્ર્યના કહેવાતા યુગમા પણ ઉદારદષ્ટિની આવી ઊડી સ્પષ્ટતા જોવામા નથી આવતી જૈન ધર્મે પોતાના સ્યાદ્વાદ વા કે અનેકાતવાદમા આ દષ્ટિ આપણને શીખવી છે સૌએ પોતપોતાની દષ્ટિ દ્વારા જીવનોપાસના કરવી હોય તો તેનુ ન્યાકરણ આ જ એકમાત્ર કારો છે, એ જૈન દર્શનની જગતના તત્ત્વજ્ઞાનને મેટામા મોટી ભેટ છે

૩

અને તેજ ઉદાર સિદ્ધાતના પૂરકરૂપે મે આજના ચિંતનને માટે જે સૂત્ર લીધુ છે તે છે એ સૂત્રમા મે અનેકાતવાદ જેટલુ જ ઉદાર અને વ્યાપક તત્ત્વ ભાળ્યુ છે અનેકાતવાદે શીખવ્યુ કે વિચારમા ઉદારતા અને નમ્રતા નહીં રાખો તો તમે કદી પરમધર્મને પામી શકનાર નથી તમારી સમજની શુદ્ધતા એ તત્ત્વના સ્વીકાર ઉપર અવલબે

આચારાંગનું મે પ્રારંભમાં ટાંકેલું સૂત્ર આ પરમ સિદ્ધાંતને આચાર ક્ષેત્રમાં લાગુ બનાવે છે એ સૂત્રમાં કહે છે કે 'તમે જે આચાર સ્વીકારો તે તમારા વિચારમાંથી ઊગતો હશે એટલે કે, એ આચાર તમને સ્વાભાવિક વિકાસ ર અને ઉન્નતવાદી હશે પણ તેથી એમ ન માનતા કે એજ સૌ માટે સાચો હોય બીજાનો ભિન્ન આચાર પણ એવો જ સત્ય હોઇ શકે છે માટે તમે તમારા આચારને શ્રેષ્ઠ માની અભિમાનથી છળી ન જતા નહિ તો એટલાજ માત્રથી તમારૂં પતન થશે-આચાર પડી ભલે ને પોતાનો પણ કેમ ન હોય. '

એટલે આ સૂત્ર વિચારક્ષેત્રના સ્યાદ્વાદ જેટલાજ મહત્વનું આચાર ક્ષેત્રનું સિદ્ધાંતસ્થાન છે જરાક ઊંડા ઉતરીને જોશો તો જણાશે કે નાના નાના વાડા ગચ્છો સંપ્રદાયો, વગેરેની સંકુચિતતા માત્રનો ઉગમ આચારક્ષેત્રના આ મહાન સિદ્ધાંતને ભૂલવામાંથી થાય છે. એક વ્યક્તિ પોતાના આચારની શ્રેષ્ઠતાથી ગર્વ કરે તો તે અભિમાનયોડે ચડીને પડવાના દાખલા આપણા શાસ્ત્રોમાં પાર વગરના છે તેવી જ રીતે એક આચારવાળો સમૂહ સંપ્રદાય બાંધે ને પછી પોતાનું અભિમાન વધારે તો શું થાય એના દાખલા ઇતિહાસને પાને ઓછા ટાંકાયેલા છે? મારે કહેવું જોઇએ કે, શાસ્ત્રોએ વ્યક્તિ માટે જેટલો વિચાર કર્યો છે ને તેમાં પાપભયસ્થાનો વિચારી તેને જેટલો ચેતવ્યો છે, એટલો સમૂહને કે આખા સમુદાયને નથી ચેતવ્યો તેથી તો ઘણીવાર અમુક શાસ્ત્રના અમુક વિધાનને જ લઇને સંપ્રદાયો આગ્રહ અને સંકુચિતતાઓ ઉપજવા પામી છે એમાંથી અપાર હિંસાઓ પણ ઉપજી છે અરે જે ધર્મ અહિંસા પ્રવર્તાવવા તાકે છે તેમાં જ તે અહિંસાને નામે જ આવી સંકુચિતતાને કારણે, હિંસા જન્મતી આજ આપણે જોઇએ છીએ

આવા પ્રકારની અસહિષ્ણુતા ને સંકુચિતતાથી એક જે વ્યાપક અનિષ્ટ ઉત્પન્ન થાય છે એને ઉદાહરણ રૂપે આપીને મારા કહેવાની મતલબ સમજાવીશ, આ વ્યાપક અનિષ્ટ તે આપણા સમાજમાં ઊંચ

જેવો થઈ પડેલો ઉચ્ચનીચ ભાવ છે મેં ઉપર કહ્યું કે, વ્યક્તિ અભિ-
માન કરે તો તે અસહિષ્ણુ થાય અભિમાની બને, ને સ્વધર્મ
માર્ગમાંથી પડે. સમૂહ જો અભિમાન કરે તો બીજા સમૂહથી પોતાને
ઉંચો માને પછી તેની અવજ્ઞા કરે તેને અળગ પણ ગણે પોતાનો
જ વિચાર કર્યા કરે ને પોતાના જ યોગક્ષેમ વિચાર્યા કરે અને કાળાંતરે
સમૂહમાં ને સમાજમાં સડો પેસાડે મને લાગે છે કે ઉચ્ચનીચ ભાવનું
ઝેરનું મૂળ આચારધર્મના આપણે અત્યારે વિચારતા રહસ્યના
અજ્ઞાનમાં રહેલું છે

૪

આને અંગે આજના આપણા સમાજમાં મોટા પ્રશ્નો રૂપે ઉભા
થયેલા કેટલાક દાખલા ટાંકીને હું આજનું ચિંતન પુરું કરીશ આપણા
હરિજન ભાઈ બ્હેનોનો દાખલો તો તરતજ તમારા મનમાં આવી ગયો
હશે એમ માનું છું એ-ને એની પાછળ હું વિશેષ વખત નથી આપતો.
એક બે બીજા દાખલાઓ લઈને મારું મંતવ્ય સ્પષ્ટ કરવા મથીશ.

ખ્રિસ્તી પાદરીઓએ એમના ધર્માભિમાનમાં આવી જઈને જંગલી
કોમોને animist કહી તુચ્છકારી છે ને એમનામાં ધર્મબુદ્ધિ નથી
એમ પોતાના અભિમાનમાં આવી જઈને માન્યું છે અરે એમણે તો
હિંદુધર્મ કે ઈસ્લામને પણ હીણા માનવાને ગણવાની હિંમત કરી છે
આ અભિમાન તો ધર્મક્ષેત્રમાં થયું એને જ મળતા બીજા પરિણામો
જુઓ તો રંગદ્વેષ, જાતિદ્વેષ ઈ૦ અનેક આજ જગતમાં ઉપજ્યા
તે આપ જાણો છો.

પણ મારે ખાસ દાખલો આપવો છે તે તો દારૂબંધીનો આપ
ણીએ છીએ કે બધા ધર્મોમાં દારૂની મના કરેલી છે પરંતુ પીના
કેટલા બધા છે? પરંતુ પીનારનો મોટો ભાગ નીચલા વર્ણોમાં
આનાના મજુર અને પછાત કોમોના લોકનો હોય છે આનું કારણ
ઉપલા વર્ણો નીચેના વર્ણો તરફ એક જ વૃત્તિ રાખે છે ન તે ઉઠેલા

જાણે કે, તેમની મજૂરી ચૂસવાની વાત તો નથી છોડતા. તમે સ્મૃતિ જુઓ તો ત્યાં પણ ત્રિવર્ણના મદ્ય નિષેધની વાત મળે! જાણે કે ચોથો વર્ણજ સમાજમાં નથી, કે જાણે એમના સુખ ને ઉન્નતિ એ ત્રિવર્ણનું કામ ન હોય ને? આ ઉપેક્ષાની પાછળ એ જ ઉચનીચભાવની બૂ આવે છે. 'અમે આચાર ધર્મમાં આગળ છીએ, તમે નથી. તમે વેગળા રહો'— એજ જાતની જાણે મનોવૃત્તિએ આ મડો ન ઉભો કર્યો હોય, એમ જ લાગે છે.

જરાક વિષયાંતર કરીને અહીં આજે ગાંધીજીએ સૂચવેના દારૂબંધીના કામનો ઇસારો કરતો જાઉં. એ આજ કહે છે 'દારૂમાંથી ખાસ બચાવવા છે આપણે મજૂર અને હરિજનો તથા એવી પછાત કોમોને.' આ એમના આદેશને જો જૂના સ્મૃતિકારોની મે ઉપર કહી તે વાત જોડે સરખાવો, તો સૈકાથી સ્મૃતિઓએ જે દોરવણી આપી નથી તે આજના સ્મૃતિકાર આપણને આપે છે. આ પુણ્યપર્વને ટાકણે હુ ગાંધીજીના આ કાર્યને એ રીતે જોવાનુ ને તેમાં યથાશક્તિ ભાગ લેવાનુ આપને સૂચવુ છુ. ગાંધીજીના કાર્યો શુદ્ધ ધર્મ પ્રેરિત છે. એ માટે તો જાણવુ ને સમજવુ જોઇએ સમાજમા અહિંસાના પ્રચાર અર્થે એ બધા વિચારાય છે. અહિંસાના પૂજારીઓએ તો એમનુ રહસ્ય પ્રથમ પકડવુ ને અપનાવવુ જોઇએ.

એક બીજો દાખલો આજનાજ યુગ-પ્રશ્નનો આપીને મારુ ચિંતન પૂરુ કરીશ. આજકાલ એક એવી વૃત્તિ જોવામાં આવે છે કે, "અમે તો અહિંસાના પૂજારી, અમારીજ વસ્તુ આજ ગાંધીજી ખીલવે છે. "અહિંસા હિંદુ ધર્મનું મહાન લક્ષણ છે" અને આ વૃત્તિ ધારીને કેટલાક લોક પોતાની ખોટી ઉચ્ચતા કલ્પે છે. ગયા જમાનામાં આ વૃત્તિ પૂર્વ અને પશ્ચિમની સરખામણી કરવા દ્વારા વ્યક્ત થતી. આ વૃત્તિ પણ કદાચ દોષિત હોય, આપણે તેનો મર્મ પામ્યા વગર માત્ર બોલ્યાજ કરીએ.

આજ યુરોપમાં ને આખા જગતમાં યુદ્ધ નિષેધની વાતો ખૂબ થાય છે. સાથેજ યુદ્ધની તૈયારીઓ પણ એટલીજ ચાલે છે. આપણે અહિંસાને નામે ઉચ્ચતા સમજનારા એ વખતે શુ કરીએ? માત્ર પેલી વૃત્તિજ મન ના કરીએ? તો તો કાંઇ વળવાનુ નથી. આપણી અહિંસા

# ભગવદ્ગીતાની વિશેષતા.

## (વક્તા—પંડિત શ્રી કેદારનાથ)

તમે બધા ગીતા વિષે કેટલું જાણો છો એ વિષે મને કાંઇ કલ્પના નથી. હિંદુ ધર્મમાં ગીતાને સર્વ શ્રેષ્ઠ ગ્રંથ તરીકે માનવામા આવે છે. તત્વજ્ઞાનના ગ્રંથો અનેક છે એ બધા હું જાણતો નથી તો પણ જે થોડા મેં જોયા છે તે પરથી મને લાગે છે કે ગીતામા બધા કરતાં અલૌકિક વિશેષતા છે.

કૌરવ પાંડવના રાજ્ય વિષે તેમની વચ્ચે અંદર અંદર ઝગડો હતો. પાંડવો બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ ભોગવીને પાછા આવે ત્યારપછી તેમનું રાજ્ય તેમને પાછું આપવાનો કરાર હતો. કરાર પ્રમાણે વનવાસ અને અજ્ઞાતવાસ પૂરો કરીને આવ્યા પછી પાંડવોએ કૌરવો પાસે પોતાનું રાજ્ય પાછું માગ્યું. કૌરવો તે આપતા ન હતા. વિષ્ટિ કરવા માટે પાંડવોએ ખુદ શ્રીકૃષ્ણને કૌરવો પાસે મોકલ્યા. શ્રીકૃષ્ણે કૌરવોને સમજુતી લાવવા માટે ઘણી વાતો કરી. 'રાજ્ય ભલે ન આપો પરંતુ પાંચે પાંડવોની વચ્ચે એક ગામ આપો. તેટલાથીજ તેઓ સંતોષથી રહેવાને તૈયાર છે. તમારા બધાની વચ્ચે સંપ રહે તેમાજ તમારા સૌનું કલ્યાણ છે. પાંડવોને તેમના હકનું હોય તે આપો. નહિ આપો તો યુદ્ધ અનિવાર્ય થશે અને તેથી પુષ્કળ અનર્થ થશે." એમ કહ્યું. શ્રીકૃષ્ણ અને પાંડવોમાંથી કોઇનીયે ઇચ્છા યુદ્ધ થાય એવી નહતી. પણ કૌરવોમાં સૌથી મોટો ભાઈ દુર્યોધન અતિશય આગ્રહી હતો. તેણે શ્રીકૃષ્ણનું કહેવું જરાયે માન્યું નહિ. અતિશય નમતું આપવા છતાં તે પોતાની જીદ છોડતો ન હતો. જમીનનો નાનો ટૂકડો પણ પાંડવોને ન આપવાનો તેનો નિશ્ચય હતો. આથી લડાઇ સિવાય બીજો ઉપાયજ નથી એમ જોઈ યુદ્ધ કરવું અનિવાર્ય થયું.

બને પક્ષોનું મળીને અઢાર અક્ષૌહિણી સૈન્ય એકઠું થયું બને પક્ષો સામ સામે આવીને ઉભા રહ્યા ભીષ્મ અને દ્રોણ કૌરવોની બાજુએ લડવાને ઉભા રહ્યા હતા. તે બને પાંડવોને જે પૂજ્ય હતા લડાઈ શરૂ થતા પહેલા શ્રીકૃષ્ણે અર્જુનનો રથ બને સૈન્યની વચ્ચે લાવીને ઉભો કર્યો. શ્રીકૃષ્ણ અર્જુનના સારથિ હતા અર્જુને કૌરવોનું સૈન્ય જોયું તેમા ભીષ્મ દ્રોણ જેવા પૂજ્ય જન સગા સબંધી ભ્રાતૃવર્ગ વગેરે બધા તેણે જોયા આ બધાનો સંહાર કરવો પડશે એમ તેના મનમા આવ્યું તેથી લડાઈ કરવાનો તેનો ઉત્સાહ મંદ પડી ગયો અને હું સંહાર કરવા ઇચ્છતો નથી એમ શ્રીકૃષ્ણને કહીને તે યુદ્ધમાંથી પાછો જવા તૈયાર થયો

આ પ્રસંગે અર્જુનનું કર્તવ્ય શું હતું એ તેને ભગવાન શ્રીકૃષ્ણે બરાબર સમજાવીને કહ્યું આ તેમના ઉપદેશને ગીતા–ભગવદ્‌ગીતા કહે છે ગીતા આ પ્રસંગે કહેવાઈ છે એમ મહાભારત પરથી સમજાય છે આ વાત ઐતિહાસિક દૃષ્ટિએ કેટલી સાચી છે એ વસ્તુ જુદી છે તેજ પ્રમાણે હિંસા કરવી યોગ્ય કે અયોગ્ય કયે વખતે યોગ્ય અથવા કયે વખતે અયોગ્ય એ પ્રશ્ન પણ જુદો છે ગીતા ખરેખર શ્રીકૃષ્ણે કહી છે કે તેમના પછી તેમના નામથી કોઈએ તે રચી છે એ બધા પ્રશ્નો બાજુએ મૂકીનેજ આપણા જીવનમા ઉપયોગી થઈ પડે એવા જીવન વિષેના સિદ્ધાંતો તેમા કાંઈ મળે છે કે નહિ તે આપણે જોવું જોઈએ ગીતા વાચીને મને તે ગ્રંથના જે સિદ્ધાંતો ખાસ વિશેષતા વાળા લાગે તે વિષે હું આપ સર્વને કાંઈ કહેવા ઇચ્છું છું

આપણા આર્ય તત્વજ્ઞાનમા અધ્યાત્મના અનેક ગ્રંથો છે અને ગ્રંથોમા આત્મા પરમાત્મા પુરુષ પ્રકૃતિ પુનર્જન્મ મોક્ષ સન્યાસ કર્મવિપાક શાંતિ આદિ વિષયો પર અનેક રીતે કહેવાયું છે ભક્તિ, ધ્યાન પાતંજલ ઇત્યાદિ યોગના સાધનોથી ચિત્તની સ્થિરતા ઉપાય શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરવી મોક્ષ કેમ મેળવવો વગેરે વિસ્તાર

કહેવામા આવ્યુ છે પરંતુ ગીતાની વિશેષતા આ બધામા એજ છે કે કર્મયોગ સાધીને તે દ્વારા શાંતિ કેવી રીતે પ્રાપ્ત કરવી—બંધન રહિત અવસ્થા કેવી રીતે પ્રાપ્ત કરવી એ છે ગીતામા કર્મયોગ વિષે જેવો વ્યાપક રીતે વિચાર કર્યો છે તેવો બીજા કોઇ ગ્રંથમા કર્યો હોય એવુ મારા વાચવામા આવ્યુ નથી જો કે મારુ વાચન વિશાળ નથી, તોપણ જેઓ બહુશ્રુત છે અને જેમનું વાચન વિશાળ છે તેમની પાસેથી મે એજ વાત સાભળી છે

ગીતામા કર્મયોગની શ્રેષ્ઠતા-કર્મયોગનુ રહસ્ય વારવાર કહ્યુ છે પણ એ બધાનો સાર એક શ્લોકાર્ધમા ભરેલો મને જણાઇ આવે છે "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" અધ્યાય ૨, શ્લોક ૪૭, આ તે શ્લોકાર્ધ છે આ એજ વચનમા સર્વ કર્મયોગનુ રહસ્ય આવેલુ છે એમ મને લાગે છે કર્મ કરવાનોજ તારો અધિકાર છે, ફળની અભિલાષા તુ ન રાખ" શ્રી કૃષ્ણ અર્જુનને ફળની આસક્તિ તજીને કર્મ કરવાનુ કહે છે ગીતામા જે કર્મયોગ કહ્યો છે તેમા ઘણો મહત્વનુ આ વચન છે જગતમા અનેક પ્રકારના ધર્મ અને ધર્મમતો છે ઇશ્વર ભક્તિના માર્ગ પણ અનેક છે પણ 'કર્મ કરવાનોજ તારો અધિકાર, ફળની અભિલાષા તુ ન રાખ" એવા વચનો કોઇપણ ઠેકાણે કહ્યા હોય એમ જોવામા આવતુ નથી આ કર્મ કર એટલે તને આ ફળ પ્રાપ્ત થશે, પેલુ કર્મ કર એટલે બીજુ પ્રાપ્ત થશે, સુખ, વૈભવ સપત્તિ રાજ્ય પુન્યલોક, સ્વર્ગ કાઇ પણ પ્રાપ્ત થશે એવી લાલસા ધર્મ તરીકે માનેલા કે પ્રતિપાદેલા કર્મનુ ફળ છે એમ બધેજ જણાયેલુ માલુમ પડશે. કર્મ કરવાનોજ તારો અધિકાર, ફળની અભિલાષા તુ રાખ નહિ એમ કોઇએ કહ્યુ નથી એ પરથી એમ લાગે છે કે ગીતામાં કર્મ વિષે જેટલો સૂક્ષ્મ અને વ્યાપક વિચાર કર્યો છે તેટલો બીજે કોઇ ઠેકાણે થયો નથી. હુ જે કરીશ તેનુ ફળ મનેજ મળવુ જોઇએ અથવા મળે છે, તે પ્રમાણે જે કોઇ જે કર્મ

કરશે તેનું ફળ તેને જ મળવું જોઈએ અથવા મળે છે એ વિચારમાં જે અને દૃષ્ટિ અત્યંત સંકુચિત અને સ્વાર્થીપણાની છે એમાં કર્મના પરિણામની સૂક્ષ્મતા અને વ્યાપકતાનો વિચાર કરતાં જણાઈ આવે નથી એ કેમ તે આપણે જોઈએ

કર્મના—કર્મના પરિણામનો સંબંધ કેટલે દૂર સુધી પહોંચનારો કેવા વિશાળ ક્ષેત્ર પર તે પ્રસરનારો છે અને તે આપણા જીવને કલ્યાણરૂપ કે અકલ્યાણરૂપ થશે એ બધાનો વિચાર કરીને કર્મનું ઇષ્ટાનિષ્ટપણું ઠરાવવું ઘટે છે

કર્મમાં અનેક ભેદો છે કેટલાક કર્મો વ્યક્તિ વિષયક, કેટલાક કૌટુંબિક અને કેટલાક સમાજ વિષયક હોય છે કેટલાક કર્મોનો—કર્મના પરિણામોનો સંબંધ વ્યક્તિ પૂરતો કેટલાકનો કુટુંબ પૂરતો અને કેટલાકનો સમાજ પૂરતો હોય છે

આને લીધે જે કર્મનું ફળ પોતાને સારું મળે તે કર્મ સારું અને ખરાબ મળે તે કર્મ ખરાબ એ દૃષ્ટિ કર્મની યોગ્ય-અયોગ્યતા ઠરાવવા માટે પૂરતી નથી. આ રીતે કર્મ ફળનો વિચાર કરવામાં આપણી દૃષ્ટિ સંકુચિત હોય છે કારણ કર્મફળ એટલે શું? કર્મના ઉપજનારા અસંખ્ય પરિણામ—જેનો સંબંધ સમાજ જેવા વિશાળ ક્ષેત્ર સુધી આવતો હોય તે સર્વ પરિણામ—એ બધા શું તેનાં જ ફળ નથી શું? પરંતુ એ બધાને આપણે ફળ સમજતા નથી આપણને પોતાને જે સુખ અથવા દુઃખ પ્રાપ્ત થતાં હોય છે તેને જ ફક્ત આપણે કર્મનું ફળ સમજીએ છીએ એ આપણી દૃષ્ટિ અલ્પ છે દીર્ઘ અને વ્યાપક દૃષ્ટિએ આ બધું સદોષ ઠરે છે

મને પોતાને પ્રાપ્ત થનારા ફળ પૂરતો જ વિચાર ન કરતાં સમસ્તના સુખ અને કલ્યાણની દૃષ્ટિએ કર્મનો વિચાર કરવો જરૂરી છે, એ જ યોગ્ય છે અને એ જ ઉચિત છે, કર્મનું પરિણામ એકલાને જ ભોગવવું પડે એવો જગતમાં કર્મનો નિરપવાદ નિયમ દેખાતો નથી કર્મના

પરિણામ અનેક છે અને અનેકને તે ભોગવવા પડે છે એ વાત સ્પષ્ટ છે
એમા ગૃહ જેવું કશું નથી મનુષ્ય સમુદ્રમા રહેનારૂ પ્રાણી છે જેટલા
વિસ્તૃત સમુદ્રમા તે રહે છે તેટલા વિસ્તૃત ક્ષેત્રમા આવનાર મનુષ્ય
સમાજના નહિ પણ, પ્રાણી વર્ગ નામે સુખ દુ ખનો વિચાર કરીને તેણે
આચરણ કરવુ જોઈએ. કેવળ પોતાના જ સુખ દુ ખનો વિચાર કર
વાની દૃષ્ટિ ગીતાને માન્ય નથી સર્વના ક્ષેમ કલ્યાણનો વિચાર કરનારી
દૃષ્ટિને ધર્મદૃષ્ટિ કહે છે, તે ધર્મદૃષ્ટિથી વિચાર કરીને ગીતામા કહ્યુ
છે કે ' કર્મ કરવાનો તારો અધિકાર છે ફળની અભિલાષા તુ ન રાખ '

આપણા સધાના કર્મના પરિણામ આપણે બધાએ મળીને-એકના
ની તરીકે એમ અરસપરસ ભોગવવાના હોય છે સમુહનુ પરિણામ સમુહે
ભોગવવાનું હોય છે એવી સ્થિતિમા આપણને એકલાને સુખ થશે તે જ
કર્મ આપણે કરવુ એવા નિયમથી સમાજ કદીએ ચાલવો શકય નથી
સર્વના કલ્યાણની દૃષ્ટિએ વિચાર કરીને જે કર્તવ્ય આપણા પર આવ્યુ
હોય તે, પોતાને શુ સુખ મળશે-પોતાને તેનુ શુ ફળ મળશે એનો
વિચાર ન કરતા કેવળ કર્તવ્ય બુદ્ધિથી તે કર્મ-ને નિયત કર્મ આપણે
કરવુ જ જોઈએ એજ ગીતાનુ કહેવુ છે જે આપણુ નિયત કર્મ છે-
ધર્મથી જે પોતા પર આવેલુ છે તે પોતે નિષ્કામ બુદ્ધિથી કરવુ
જોઈએ તે આપણાથી ટાળી શકાય નહિ કારણ કે તે કર્મનુ-ધર્મનુ
પરિણામ આપણે એકલાને ભોગવવુ પડતુ નથી સર્વ સમાજ વ્યવ
સ્થિત ચાલે એ માટે જે કર્મ-જે કર્તવ્ય જેને સોપેલુ હોય તે તેણે
પોતાના સુખ દુ ખ, લાભહાનિનો વિચાર ન કરતા કરવુ એજ તેનો
ધર્મ છે પ્રત્યેક [illegible] કર્મનુ સર્વ પરિણામ-સર્વ સમાજ પર

લાભહાનિ કે સુખ દુઃખનો વિચાર ન કરવા પામવો જોઈએ એમ ગીતામાં આગ્રહપૂર્વક કહેવું છે સમાજના ધારણ પોષણ અને ઉન્નતિ માટે જ્ઞાનીઓએ જે નિયમો કર્યાં છે તે આચરવામાં સમાજનું શ્રેય રહેલું છે એવી શુભ શ્રદ્ધા આપણામાં હોવી જોઈએ એમ શ્રી કૃષ્ણનું કહેવું છે કોઈ પણ મહાન કાર્ય નિયમ પાલનથીજ સફળ થઈ શકે આપણને સોંપાયેલું કર્મ એ ૨ કે અમંગલ એનો નિર્ણય દરેક કરવા આવડવા શક્ય નથી કર્મમાં કઠણપણું તો હોવાનુંજ આપણા પર કર્તવ્ય તરીકે આવેલાં બધાં કર્મો સહેલાં હશે અથવા તેનાં બધાં કર્મો પોતાનેજ સુખકર થઇ શકશે એમ બનવું કદાપિ શક્ય નથી પોતે દુઃખ સહન કરીને–હાનિ સહન કરીને બીજાના કલ્યાણનાં કર્મો મનુષ્યે કરવાં પડે છે જો કે હમેશાં નહિ પણ એવા પ્રસંગો દરેકના જીવનમાં ક્યારેક તો આવતાજ હોય છે એવે વખતે "कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन" એ શ્લોકાર્ધમાં કહ્યા પ્રમાણે પોતાના કર્તવ્યનો વિચાર મનુષ્યે કરવો જરૂરનો હોય છે અને તે પ્રકારની તેની શ્રદ્ધા હોય તોજ મહાન દુઃખ સહન કરીનેયે દૃઢતા અને નિશ્ચયતાથી તે પોતાનું કર્તવ્ય કરતો રહે છે પોતાના સુખની દૃષ્ટિથી વિચાર કરનાર કર્તવ્યના કઠણ પ્રસંગે ટકી શકતો નથી–સ્વસુખની આશાથી કર્મ કરનાર કર્મયોગની શ્રેષ્ઠ અને ઉચ્ચ કસોટીમાં કદી ટકી શકતો નથી

જેમાં પોતાને સુખ મળશે–પોતાને આનંદ મળશે તેજ કાર્ય કરવું એવો સંકુચિત વિચાર કરીને માણસમાજની વ્યવસ્થા કદી ચાલી શકવાની નથી જીવનમાં મનુષ્ય પર અનેક વિકટ પ્રસંગો આવી પડે છે અને તે વખતે પોતાનું કર્તવ્ય શું એ નક્કી કરવાનું મનુષ્યને કઠણ પડે છે નિર્ણય કરવાનું ન ફાવવાથી મનુષ્ય મૂંઝાઇ જતો હોય છે આ વખતે કર્મ વિષે–તેના પરિણામ વિષે ઉદાત્ત અને વ્યાપક વિચાર કરીને જ મનુષ્યે પોતાનું કર્તવ્ય કરવું જોઈએ– કર્મનું પરિણામ મનુષ્યજાતિને કલ્યાણપ્રદ માર્ગે લઈ જશે એવા ધોરણે તેણે કર્મ વિષે–કર્તવ્ય વિષે વિચાર કરવો જોઈએ

કર્મનું સારાનરસાપણું, તેની યોગ્યાયોગ્યતા તેના કેવળ બાહ્ય-ઉપર ઉપરના સારાનરસાપણા પરથી ઠરાવવામા આવતી નથી, તેમ તાત્કાલિક લાભહાનિ કે સુખ દુ:ખ પરથી પણ ઠરાવવામા આવતી નથી કર્મ જ્યા સુધી પોતાનીજ સુખાભિલાષ વૃત્તિથી થાય છે ત્યા સુધી તે કેટલુંયે મગ્ન લાગે તો પણ તે કર્મથી કર્તાની કે માનવસમુદાયની કાંઇ ઉન્નતિ થવાની નથી ઉદાત્ત ભાવના સિવાય-સર્વે લોકોના કલ્યાણના હેતુ સિવાય કરેલુ કર્મ ધર્મ્ય હોતુ નથી અને તેથી ધર્માચરણથી મળનારી શાન્તિ પણ તેનાથી પ્રાપ્ત થતી નથી તેથી કર્મ વિષેની સંકુચિત મનોવૃત્તિ આપણે છોડવી જોઇએ, અને દરેક કર્મના લાભ તેટલી વ્યાપક અને ઉદાત્ત દૃષ્ટિથી વિચાર કરવાનુ આપણે શીખવુ જોઇએ ધર્મ્ય કર્મજ નિષ્પક્ષપાતથી તત્પરતાથી આપણે હાથે થતા રહે એવી પાત્રતા આપણે મેળવવી જોઇએ

કર્મ વિષે આવી વ્યાપક અને ઉદાત્ત દૃષ્ટિ થવા માટે-સ્વસુખ ફળ વિષે નિરપેક્ષવૃત્તિ રાખીને કર્તવ્ય કર્મ સારી રીતે થવાની પાત્રતા આવવા માટે ગીતાના ૧૬ મા અધ્યાયમા જે દૈવી ગુણો વર્ણવ્યા છે તે આપણામા આવવા જોઇએ તે ગુણો આપણામા આવે તોજ આપણી દૃષ્ટિ વ્યાપક થઇ શકે મન ઉદાત્ત પવિત્ર અને સાત્વિક થાય અને તદનુરૂપ આપણે વર્તન રાખી શકીએ આ દૈવી ગુણો સિવાય આધ્યાત્મિક ઉન્નતિનો કોઈ પણ યોગ સધાવો શક્ય નથી આ દૈવી ગુણો પરજ મનુષ્ય સમાજના કલ્યાણનો મદાર આધાર છે જ્યા જ્યા આ ગુણો હશે ત્યા ત્યા શાન્તિ અને યશ તેની સાથેજ હશે મનુષ્યની મનુષ્યતા આ ગુણો પરથી નક્કી થાય છે સાધુપણાની કસોટી આ ગુણો પરથીજ થાય છે મનુષ્ય જાતિના અન્તિમ કલ્યાણના માર્ગમાની સર્વે દુસ્તર વિપત્તિઓ-સંકટો સામે લડવાનુ સામર્થ્ય આ દૈવી ગુણોને લીધે મનુષ્યને પ્રાપ્ત થાય છે આ સદ્ગુણો હ્રદયમા મૂર્તિમંત ઉતરે તોજ માનવતાની સર્વશ્રેષ્ઠ સ્થિતિ પ્રાપ્ત થાય છે આધ્યાત્મિક માર્ગમા આ દૈવી ગુણોનું મહત્વ

જેટલું જ તેટલું બીજું કોઈ દાનનું નથી એને ? ગીતામાં અ.
અત્યંત મહત્ત્વ વર્ણવ્યું છે

"अभय सत्त्वसंशुद्धि ज्ञानयोग व्यवस्थिति ।
दान दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥
अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्व मार्दव ह्रीरचापलम् ॥ २ ॥
तेज क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सम्पद दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

અ. ૧૬ [illegible]

આમાંનો અભય-નિર્ભયતા આ એકજ ગુણ લઇએ તો તે સંપૂર્ણ પણે મનુષ્યમા હોવા માટે બીજા અનેક ગુણોની આવશ્યકતા છે કેવળ એકલા આ ગુણ કોઇનામા હોવો શક્ય નથી ધર્મમાર્ગમા વિપત્તિ ભયનો તોટો નથી તો પછી વિપત્તિથી જે માણસ ડરતો નથી તેનેજ તે માર્ગ આચરવો શક્ય થાય છે ભય અનેક પ્રકારના હોય છે લોકભય, રાજભય, જરા વ્યાધિ મૃત્યુનો ભય, ગરીબીનો ભય પ્રતિષ્ઠા માન કીર્તિની હાનિનો ભય, કુરૂપતાનો ભય સુખના નાશનો ભય, આ રીતે ભયના અનેક કારણો હોય છે જે જે બાજુથી મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય છે અને સુખની આશા હોય છે તે તે બાજુથી ભયનો સંભવ હોય છે સુખ હોય તો તેનો નાશ થશે એવો ભય તે સાથેજ મનુષ્યને હોય છે સુખ લાલસા એ સદા ભયનું કારણ છે એ વાત માણસે સમજવી જોઇએ જેને નિર્ભય થવું છે તેને સત્ય પર નિષ્ઠા હોવીજ જોઇએ અને જેને સત્ય જોઇએ છે તેને નિર્ભય થવું જોઇએ ભયગ્રસ્ત મનુષ્ય સત્ય ધારણ કરી શકતો નથી, નિર્ભય અને સત્યવાદીના મનમા સુખ લાલસા હોય તો ચાલે નહિ તેનામા ત્યાગવૃત્તિ હોવી જોઇએ સત્યવાદી સુખને પકડીને બેસી શકતો નથી કયે વખતે અને કયી ક્ષણે સત્ય માટે તેને સર્વસ્વનો ત્યાગ કરવા પડે એનો ભરોસો નથી ઇન્દ્રિય મન, લોલુપતાનો અભાવ, ત્યાગવૃત્તિ એ ગુણો સિવાય સત્યમાર્ગમા આગળ જવુ શક્ય નથી નિર્ભય અને સત્યવાદીમા ધૈર્યનો અભાવ હોય તો કેમ ચાલે? નિર્ભય અને સત્યવાદી મનુષ્યના હૃદયમા તેજસ્વીતા હશે જેને ભય નથી તેજ ક્ષમા કરી શકશે અક્રોધ સિવાય એવી ક્ષમાનો સંભવ નથી કેવળ ભૂતદયા હૃદયમા હશે તો અહિંસા, અક્રોધ, મૃદુતા અદ્રોહ, અર્પણ, દાન આદિ આ ગુણો આપોઆપ નિકળવાનાજ અહિંસા હશે ત્યાંજ ક્ષમા અને ક્ષમા હશે ત્યાં અહિંસા હશેજ સ્વાધ્યાય હશે તોજ જ્ઞાન વૃદ્ધિ થશે ત્યાગવૃત્તિ સિવાય યથાર્થ કર્મ-સર્વને હિતકર એવુ નિષ્કામ કર્મ થઇ શકશે નહિ જેનામા હિંસાવૃત્તિ નથી તેને ક્રોધ ક્યાંથી આવશે? અને ક્રોધ ન આવવા માટે હૃદયમા ભરપૂર મૃદુતા હોવીજ જોઇએ ના

ઉત્તમાનનુ દુ ખનિવારણ ક વા માટે જે જે દુ ખ પોતાના પર આવે
પડે તે તે સહન કરવા તત્પર જો તપ કરીએ તો ભૂતદયાથી ક ર
એવુ તપ હશે કે? અમત્ય નહિ ભય નહિ, ક્રોધ નહિ કોઇપણ હ.ક્ક
નહિ ક્ષમા ભરપૂર હોય એવી સ્થિતિમા ક પણુ મગરૂપ ન સહજ હે
ના? અને મન નિર્મળતા પૂર્વક અક્રોધ અતર્ગોથ પવિત્ર ક્ષમ
મૃદુતા ધૈર્ય ઇન્દ્રિયદમન આ બધા મગલ ગુણોને છોડીને શાંતિ કયા
જશો કે? આપણા હૃદયમા એકનિતપણે આવનાર સર્વ સદ્ગુણો
પરિણામરૂપ અનુભવ એજ શાંતિનુ રૂપ નહિ કે? એ શાંતિ હશે ત્યા
સ્થિરતા રહેશે ના?

ણી એટલે શરમ લાગવી મનુષ્યને કયા વિષયમા શરમ લાગ
જોઇએ? અધર્મ બાબત શરમ લાગવી જોઇએ સદ્ગુણોના અભાવ મા
શરમ લાગવી જોઇએ પોતાના હૃદયમા અસત્ય, દભ, ક્રોધ પોત
ઇન્દ્રિયવિકાર ક્રૂરતા અસહિષ્ણુતા ભય કામના, દુષ્ટતા અધૈર્ય
મનનુ ચીકાપણુ અહકાર સ્વાર્થ શરીર અને તેની મલીનતા બેદ
ધ્યાનમા આળસ નિ હિંસાવૃત્તિ લોભ દુર્જનતા વગેરે સર્વ દુર્ગુણ
ર શરમ લાગવી જોઇએ આ પ્રકારની શરમ જ્યા સુધી પોતામા
પન્ન થઇ નથી ત્યાસુધી દૈવી ગુણોના માર્ગે આપણે જઇ શકીએ નહિ
દુર્ગુણો વિષે હૃદયમા આકાશા હોય તો પણુ પોતાના દુર્ગુણો વિ
યા સુધી પોતાને શરમ ઉત્પન્ન થઇ નથી—ઘૃણા થઇ નથી ત્યા સુધી
ધર્મમાર્ગ પ્રત્યે આપણું મન તીવ્રતાથી લાગી શકતુ નથી. આ તીવ્રતા
ટે અધર્મ વિષે લજ્જા ઉત્પન્ન થવાની ખાસ જરૂર છે આપણા
આપણુને જરૂરી એવી સાચી શરમ જે પ્રમાણે આપણા હૃદયમા ઉત્પન્ન
થવી જોઇએ તે પ્રમાણે ખોટી શરમ પણુ આપણે છોડવી જોઇએ સારા
જોઇએ એમ આપણુને લાગે છે—જે સત્ય લાગે તે આચરવુ,
તેનો માર્ગ સ્વીકારવો એમ લાગે છે પણ લોકલાજને લીધે તેમ કર
ધૈર્ય પ્રાપ્ત થતુ નથી પરપરાગત રૂઢ ધાર્મિક સામાજિક માન્યતા

એમાં કંઈ અર્થ નથી, તે છૂટશે ત્યારેજ આપણે સત્યમાર્ગે લાગી શકીએ, એમ પૂર્ણપણે સમજતા છતાં કેવળ લોકલાજથી આપણે રૂઢ માન્યતાઓ છોડીને સત્ય માર્ગે જઇ શકતા નથી એ દઢ કર્મ મારું લાગતાં છતાં લોકરૂઢિ તે પ્રકારની ન હોવાથી તે કરવામાં આપણને શરમ આવે છે ત્યારે યોગ્ય, હિતકર, નીતિપર અને કલ્યાણકારી કર્મ કરવામાં આડે આવનારી આ ખોટી લોકલાજ આપણે છોડી દેવી જોઇએ, અને સત્ય અને ધર્મ આચરણ કરવાની દઢતા આપણામાં હોવી જોઇએ આપણે એકમીજા એકમીજાની ખોટી શરમ રાખીને બેઠેલા છીએ એમાં આપણું કલ્યાણ નથી એ જેમને સમજાયું છે તેમણે નિર્ભયતાથી સત્યાચરણ સ્વીકારવું જોઈએ

ધર્મનો માર્ગ કેવળ સહેલો નથી, તેમ મહાન મુશ્કેલીઓજ તે ભરેલો છે એવુંયે નથી તેમાં દુખ ત્રાસ અડચણો છે એ અલબત્તો ધર્મનાજ માર્ગમાં હોય છે એવું નથી। અધર્મના માર્ગમાં શું બધું સુખજ ભરેલું છે કે? સુખ કદાયે ભરેલું નથી ધર્મ કહે છે–તું પોતાના સુખ સાથે બીજાના સુખનોયે વિચાર કર અધર્મ કહે છે–તું બીજાના સુખની પરવા ન કર તું પોતે સુખી થા એટલે બસ પરંતુ બીજાના સુખની પરવા ન કરનારો કેટલો વખત સુખી રહી શકે? પોતાનાજ બળ પર તે કેટલો કાળ સુરક્ષિત રહી શકે? તેણે પ્રસ્થાપિત કરેલો સિદ્ધાંત–બીજાના સુખની પરવા કરીશ નહિ–તેને ક્યારે પણ લાગુ પડશે નહિ કે? તે ક્યારે પણ તેનાજ સુખનો નાશ નહિ કરે કે?

શરીરધારી પ્રાણી દુખથી કોઈપણ રીતે પૂરેપૂરો છૂટી શકતો નથી તેજ પ્રમાણે તેને સદૈવ દુખજ ભોગવવું પડે છે એવું યે નથી સુખ અને દુખ એ બે શરીર ધારણ કરનારની પાછળ લાગેલાજ છે ધર્મ માર્ગથી ચાલતા જે દુખ આપણા પર આવી પડે તે ન્યાય ઉપાયોથી ઓછું કરવાનો–દૂર કરવાનો પ્રયત્ન મનુષ્યે કરવો જોઇએ અને તે કર્યા પછી બાકી જે દુખ રહે તે સહન કરવાને માટે જોઇતા વિવેક, ક્ષમતા

અને સહિષ્ણુતા તેણે કેળવવા જોઈએ જીવન નથી કેવળ સુખમય કે
નથી કેવળ દુખમય એટલે સુખદુખને સમાન માનવાનુ અને સંય
રતા રહેવાનુ શીખવે છે જીવનમા પોતાની ધર્મબુદ્ધિને હમેશ
માણ આપવી પડે છે એવુ નથી જીવનના કપરા પ્રસગમાજ આ
અધિક સાવધ રહેવુ પડે છે સાત્વિક મનુષ્યને હમેશા
આથી જવુ જ પડે છે, તેને સ્વસ્થતા ક્યારે પણ મળતી નથી, સ્વસુખ
હમેશા ત્યાગજ કરવો પડે છે એમ માનીને ધર્મમાર્ગની ખોટી વા
ખોટો ભય રાખવા ન જોઈએ જીવનમા કપરા પ્રસગો
આવે છે તેમ ધર્મમા જનાર મનુષ્યને એ કદાચ પારેક આવવાના
તેવે વખતે ધર્મવૃત્તિનો-સાત્વિકવૃત્તિનો-શીગુણ સપન મનુષ્ય પોતા
વર્તનની સાત્વિક રીત ન છોડતા તે માટે સુખ અને સગવડનો જે ત
કરવો પડે તે કરવા તૈયાર રહે છે ધર્મપર, ઉન્નતિપર તેની
હોવાથી જે કપરુ પ્રસગનો અધર્મી મનુષ્યને મહા ભય લાગે છે તે
તેને લાગતો નથી સુખ સગવડના ત્યાગમા અધર્મી મનુષ્યને જેટલુ
ભરેલુ લાગે છે તેટલુ તેને પોતાને લાગતુ નથી ત્યાગ કરીને પ
સંતોષથી રહે છે દુખ અને અગવડ તે ખુશીથી સ્વીકારે છે અને તેથી
તેનુ ધૈર્ય બળ અને તેજ વૃદ્ધિ પામે છે એવો અનુભવ તેને થાય છે
પ્રત્યેક સકટમા તેને પોતાનુ ધૈર્ય વધતુ ચાલેલુ લાગે છે સકટ સાથે
જેમ તેનો પરિચય થતો જાય છે તેમ સકટ દુખની ઉગ્રતા ઓછી
થતી જાય છે એમ તેને અનુભવ થાય છે અને એથી એને દુખની
પરવા લાગતી નથી સદ્ગુણી મનુષ્ય આમ સુખ છોડવા તૈયાર થાય છે
પણ ધર્મ છોડવા તૈયાર થતો નથી પણ જેની સદ્ગુણોપર નિષ્ઠા નથી
એવો મનુષ્ય અલ્પ કારણ માટે એ ધર્મ છોડવા તૈયાર થાય છે અને
સુખલોલુપ થઈને પોતાનુ ખરુ સાત્વિક બળ અને તેજ ગુમાવી બેસે છે

ખરુ જીવન એ શુ છે તે જેને સમજાયુ છે અને ધર્મ માટેજ જીવ
છે એવી જેની ખાતરી થએલી છે તે શ્રી ગુણોથી સપન્ન થવાનો પ્રયત્

ર્ણ઼ી સિવાય રહેશે નહિ દૈવી ગુણોની મદદ વગર કર્મયોગનુ આચરણ ઇ શકશે નહિ. નિષ્કામ કર્મયોગ સાધ્ય થશે નહિ પોતાનુ નિયત કર્મ-ર્તવ્ય કર્મ સાંગોપાંગ બજાવીને ફળની આશા ન રાખવી એજ કર્મયોગનું મુખ્ય રહસ્ય છે તે રહસ્ય પ્રમાણે પોતાનુ જીવન ચલાવવા ાટે નિર્ભયતા સત્ય દયા વગેરે ગુણોની મનુષ્યને અસત આવશ્યકતા ; આ ગુણો જીવનમા ન હોય તો કર્મયોગ સમજતા છતા તે આચ ણમા આવવા મનુષ્ય માટે અશક્ય છે

આ દૈવી ગુણોની પૂર્ણતા થવા માટે પોતાની બૌદ્ધિક અને શારી ક્તિ પાત્રના તેના પ્રમાણમા હોવી જોઇએ તેનોયે વિકાસ પોતે સાધવો જોઇએ શારીરિક, બૌદ્ધિક અને માનસિ એ ત્રણ દ્વારા વ્યક્તિનો વિકાસ વ્યક્ત થવો જોઇએ વિકસિત થવાના આ ત્રણ અગો છે એમાનું એક પણ અગ કમજોર કે અપૂર્ણ ન રહેવુ જોઇએ એટલે કર્મયોગનુ યથાર્થપણે આચરણ કરવા માટે આ સર્વ પ્રકારની તૈયારી પોતામા હોવી જોઇએ

ગીતા જે કાળમા કહેવાય છે તે કાળ શ્રી કૃષ્ણનો કહો કે શ્રી કૃષ્ણના નામ પર જે કાળે ચાઈ તે કાળ કહો પણ તે કાળે ચાતુર્વર્ણ્ય પદ્ધતિ પ્રચલિત હતી અને ચતુર્વર્ણના કર્મો ઠરેલા હતા-નિયત કરેલા હતા જેના ભાગમા જે કર્મો આવ્યા હોય તે તેણે દઢ શ્રદ્ધાથી, કુશળતાથી, નિર્દોષતા અને નિષ્કામતાથી કરવા એમાજ તેનુ પોતાનુ અને એ દ્વારા સમાજનુ કલ્યાણ છે એવી ગીતાકારની માન્યતા હતી, મનુષ્યે ાર્વે કર્મ વ્યાપક દૃષ્ટિએ-સર્વ જનસમાજના કલ્યાણની દૃષ્ટિએ કરવુ અને પોતાની સકુચિત દૃષ્ટિ-વાસના કે વાસનાના સ્વસુખ વિષયક ભાવ તેમા ન રાખવો એનો ગીતાના કર્મયોગનો મુખ્ય સિદ્ધાત છે કેવળ પોતાનીજ ઐહિક કે પારલૌકિક કોઇ પણ કલ્પના કે હેતુમા ઉદાત્તતા નથી. પોતાનુજ સુખ પછી તે ઐહિક હોય કે પારલૌકિક હોય પરતુ તે સુખ પરનીજ આપણી દૃષ્ટિ સકુચિતજ કહેવી જોઇએ સધાના

સુખમા આપણુ સુખ અને બધાના કલ્યાણમા આપણુ કલ્યાણ, પછી
તે ઐહિક હોય કે પારલૌકિક–ભોગ હોય કે મોક્ષ–પણ તે બધાનેજ
પ્રાપ્ત થાય એવી ઇચ્છા–આ ઇચ્છા સાત્વિક છે, અધિક વ્યાપક અને
ઉદાત્ત છે જો સમાજમા સુખનો કે વૈરાગ્યનો લાભનો કે ત્યાગનો કોઈ
વિચાર સામુદાયિક દૃષ્ટિએ કર્યો હોય અને તદનુસાર મનુષ્યના મનની
કેળવણી હોય અને તે પ્રમાણે સર્વ સમાજ કર્તવ્ય કરવાનો યત્ન કરતો
હોય તો તે સમાજ જગતમા અધિક સુસંઘટિત અધિક સમર્થ અધિક
કાર્યક્ષમ અને અનેક સદ્ગુણોથી સંપન્ન હોય છે એટલેજ પ્રત્યેક
કર્મનો વિચાર પોતાનાજ સુખની દૃષ્ટિએ ન કરતા એકંદરે માનવ
સમાજના હિતની દૃષ્ટિએ કરવો જોઇએ ભલે કર્મ પોતાને કડણુ લાગતુ
હોય કે તેનો ફાયદો પોતાને થનાર નથી એમ લાગતુ હોય તોપણ સમાજ
ના હિતાર્થે–સમુદાયની વ્યવસ્થા માટે આપણે તે કરવુ જોઇએ અનેક
પ્રકારના વ્યક્તિનિરપેક્ષ અને સામુદાયિક કર્મો મળીને સમાજના કાર્યો ચાલતા
હોય છે સમાજમા વ્યક્તિનો અંતરભાવ છેજ તેનાથી જુદુ રહી
શકાતુજ નથી જેણે જે કર્મનો અભ્યાસ કર્યો હશે–જે સમાજોપયોગી
વિદ્યા કળા મેળવી હો તે દ્વારાજ તે સમાજને ઉપયોગી કાર્ય કરી
શકે છે તેના તે સહજ–દરરોજના કાર્યથીજ સમાજનુ કાર્ય થતું હોય છે
બધાના આ પ્રકારના કર્મ વ્યાપારથી સમાજ ચાલતો હોય છે જે માણસ
જે કર્મમા વિદ્યા કળામા નિષ્ણાત હોય તેના પરજ તે પ્રકારના કર્મની–
કાર્યની જવાબદારી સહજ જ આવેલી હોય છે તે જવાબદારી તે કોઈ
પણ કારણસર ટાળી શકે નહિ સુખાભિમાનની સંકુચિત દૃષ્ટિ તેણે ન
રાખવી જોઇએ આવા પ્રકારનો આ કર્મયોગ છે

વિસ્તાર સમજવા માટે ગીતાના કાળમા જે પ્રકારની સમાજ રચના
હતી તે આપણે ધ્યાનમા રાખવી જોઇએ આજે સમાજોપયોગી અનેક
પ્રવૃત્તિ અને કાર્યો છે તે આપણે કઇ દૃષ્ટિએ કરવા અને કર્મયોગ આપણને
આજના કર્તવ્યમા કેટલો ઉપયોગી પડી શકે તે આપણે આ

ઉપરથી નક્કી કરી શકીશુ ગીતાના સમયમા બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય એ ત્રણ વર્ણ ઉપરાંત ચોથો એક વર્ણ શૂદ્રોનો હતો બધાના કર્તવ્ય કર્મો નક્કી કરેલા હતા આવી રીતે નક્કી કરેલા કર્મો કરતા કરતા પોતાની ઉન્નતિ અને સમાજનુ કાર્ય એ બને કેવી રીતે સાધી શકાય તે કર્મ યોગ વિષે વિચાર કરવાથી સમજી શકાય તેમ છે બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય વ્યાપક અને ઉદાત્ત દૃષ્ટિ રાખીને પોતપોતાના કર્તવ્યમા દક્ષ રહે– કર્તવ્ય કરતા રહેવામા સર્વસ્વનો ત્યાગ કરવો પડે તોયે કરે તો તે કર્મથી તેમનો વિકાસ–તેમની ઉન્નતિ થાય અને તેમના પોતાના કલ્યાણ સાથે સમાજનુયે કલ્યાણ થાય એવુ ગીતાનુ કહેવુ છે નિષ્કામ કર્મયોગ એ વાત સિદ્ધ કરે છે કર્મયોગ સિવાય ચિત્તની શાંતિના બધા યોગ એ ાગી છે તેમા પોતાની શાંતિ સાથે જગતની શાંતિનો વિચાર કરેલો નથી. તે બધા યોગ નિવૃત્તિમાર્ગી છે પણ કર્મયોગમા વ્યક્તિ અને સમાજ બનેના કલ્યાણનો વિચાર કરેલો છે અન્યજનોના કલ્યાણ માટે જે પોતાનુ સર્વસ્વ આપે છે તેને આપણે ઉદાર અને ધાર્મિક સમજીએ છીએ–તેના જન્મનુ સાર્થક તેણે કરી લીધુ એમ સમજીએ છીએ તે પ્રકારની કર્તવ્યનિષ્ઠા–ઉદારતા આખા સમાજમા જેનાથી આવી શકે તેને જ આપણે ધર્મ સમજીએ તો ? દુષ્ટોથી–શત્રુની ચઢાઈથી સમાજનુ રક્ષણ કરવામા જે સ્વસુખનો વિચાર કરતો નથી પણ પોતાનુ કર્તવ્ય સમજી સમાજનુ રક્ષણ કરે છે અને તેમ કરતા પોતાના પ્રાણ ગુમાવે છે તેને જ આપણે ખરો ક્ષત્રિય સમજીએ છીએ ના ? દુ:ખ અને સુખના પ્રસંગે જે માણસ સોના સમક્ષ ઢાલ જેવો બને છે અને સર્વ દુ:ખ પોતા પર ઝીલી લે છે અને તે યે પોતાનુ કર્તવ્ય સમજીને લે છે તેજ ખરો ક્ષત્રિય ના ? તેનુજ આપણે ગૌરવ કરીએ છીએ, તેને જ આપણે ધર્મનિષ્ઠ કહીએ છીએ તો પછી તેજ ન્યાય બ્રાહ્મણ અને વૈશ્યને લગાડીએ તો ? બ્રાહ્મણનુ કામ સમાજને સાચુ જ્ઞાન આપવુ સમાજોપયોગી વિદ્યાકળાની વૃદ્ધિ કરવી એમ માનવામા આવે તો સત્ય જ્ઞાન આપતા તેણે મોત પણ વિકટ પ્રસંગે પીછેહઠ ન કરવી જોઈએ

પ્રાણના ભયથી, સુખની અભિલાષાથી તેણે સત્ય દાબીને ન રાખવ
જોઈએ અને અસત્ય ને સત્ય કહેતા ન રહેવુ જોઈએ સત્યનો પ્રચાર
કરતા પ્રસંગે પ્રાણ આપવો પડે તોપણ સંતોષથી તેમ કરવાને તેણે તૈયાર
રહેવુ જોઈએ સત્યનો પ્રચાર કરવાનુ કામ તેણે ન છોડવુ જોઈએ
તેજ પ્રમાણે જેનુ ન્યાય આપવાનુ કામ છે તેણે ન્યાય આપવામાં જે
કાંઈ સહન કરવુ પડે અ ન્યાય દૂર કરવામા જે સહન કરવુ પડે તે
સહન કરવામા સંતોષથી તૈયાર રહેવુ જોઈએ આજ તેનો ધર્મ છે
સમાજમા પાવિત્ર્ય, જ્ઞાન ધર્મનિષ્ઠા એ બધાની વૃદ્ધિ કરવાનુ જેમનુ
કાર્ય છે તેમણે પોતાનુ કર્તવ્ય નિરપેક્ષતાથી કરતા રહેવુ એ તેમનો
ધર્મ છે વૈશ્યનો ધર્મ આજ તત્વને અનુસરીને હોવો જોઈએ યોગ્ય
કિંમત લઈને લોકોને જોઈતી વસ્તુઓ પૂરી પાડવી અને લોકોએ ઉત્પન્ન
કરેલી વસ્તુઓની તેમને યોગ્ય કિંમત મળે એમ કરવુ એ વૈશ્યોનું કાર્ય
છે આ રીતે સમાજનુ એક મહત્વનુ કામ કરવુ એ તેમનો ધર્મ છે
આ ધર્મ સ્વીકાર્યા પછી તેમણે કોઈ પણ પ્રસંગે તે છોડવો ન જોઈએ
દુષ્કાળ પડે ત્યારે લોકોનુ રક્ષણ કરવાનો પ્રયત્ન કરવો એ તેમનો ધર્મ
છે આ પ્રયત્નમા પોતાની પાસેનુ બધુ ખોવુ પડે તોપણ તે કાર્ય તેમ
કરવુ જોઈએ કારણ પ્રસંગ આવ્યે જ ધર્મની-કર્તવ્ય નિષ્ઠાની પરીક્ષા થ
છે બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્યને કર્તવ્ય બજાવતા હમેશા જ કાંઈ ને
સહન કરવુ પડે છે? પણ જે વખતે કઠણ પ્રસંગ આવી પડે ત્યારે
ધૈર્ય રાખીને તેણે કર્તવ્યનિષ્ઠ રહેવુ જોઈએ ગીતાનુ આજ કહેવુ
તારુ કર્તવ્ય તુ કર તેમા વ્યક્તિગત લાભહાનિનો હિસાબ કરવો
એમ. આવો હિસાબ કરવો ચાલશે નહિ. લોકો દુખી હોય ત્યારે
પોતા પાસેના ધન ધાન્ય તેમના ઉપયોગ માટે આપતો નથી તે
જાણે છે કે આચરે છે એમ કહી શકાતુ નથી બ્રાહ્મણનું તપ,
અને ક્ષત્રિયનુ શૌર્ય બળ ઇત્યાદિ જેમ લોકો માટે છે તેમ વૈશ્યના
ધન પણ પ્રસંગ આવે ત્યારે લોકો માટે જ છે લોકોનું રક્ષણ
કરતા પોતાના શરીરનુ શુ થશે એની પરવા ક્ષત્રિય કરતો

નમાળે દુકાળ જેવા લોક હણના કાર્યમા પોતાનુ અને પોતાનાં ધનનુ
થશે તેનો વિચાર વૈશ્ય કરે તો તે યોગ્ય નથી આ નમગે મને
ક સત પુરુની વાત યા આવે છે તે હુ તમને મક્ષેરમા કહુ છુ

મહારાષ્ટ્રમા પઢરપુરની સાજુએ મગળવેઢા નામનુ એક ગામ હતુ
૧૫ મા-૧૬ મા સૈકામા મેદરની બાદશાહી હકુમત તેના પર હતી
દામાજી પત નામના એક ગૃહસ્થ મગળવેઢા અને તેની આજુબાજુના
પ્રાત પર મુખ્ય અધિકારી હતા તેઓ અતિશય સાત્વિક ભગવદ્ભક્ત
અને દયાળુ વૃત્તિના હતા દરરોજ અતિથિને લઇને જમવા બેસવાનો
તેમનો રિવાજ હતો એક દિવસે બપોરે એક અતિથિને લઇને તેઓ
જમવાને બેઠા અતિથિ બ્રાહ્મણ હતો તે અન્ન જોઇને રડવા લાગ્યો,
તેને દુખ થયુ દામાજીપતે તેને દુખનુ કારણ પૂછ્યુ બ્રાહ્મણે કહ્યુ કે
મને આજ આ અન્ન મળે છે પણ ઘેર સ્ત્રી છો ગ અન્ન વગર ભૂખ્યા
છે અમારા ગામ તરફ દુકાળ છે અને ખાવાનું અન્ન મળતુ નથી સ્ત્રી
અને છો રા ભૂખ્યા છે એનુ મો સ્મરણ થઇ આવ્યુ અને હુ દુખી
થયો તે સાભળીને દામાજીપતને દુખ થયુ અને તેમણે બ્રાહ્મણને કહ્યુ-
તમે દુખી ન થાઓ શાતિથી ભોજન કરો અને ઘેર પાછા જતા
સ્ત્રી પુત્ર માટે લઈ જઇ શકો તેટલુ અન્ન લઈ જજો ચિંતા કરો નહિ"
બ્રાહ્મણના જમી રહ્યા પછી દામાજીપતે તેના સ્ત્રી પુત્ર માટે અન્ન
આપીને તેને રવાના કર્યો બ્રાહ્મણ પોતાને ગામ ગયો દામાજીપત
મગળવઢામા રહે છે, ધણા દયાળુ છે, તેમણે અન્ન આપ્યુ વગેરે હકી
તની બધા લોકોને ખબર પડી દુકાળને લીધે જે લોકોને અન્ન મળતુ
નહતુ તે બધા મગળવેઢામા દામાજીપત પાસે ગયા અને તેમના બારણા
આગળ બે। તેમણે પોતાની દુખી સ્થિતિ પતને કહી. હજારો લોકોની
આ સ્થિતિ જોઇને તેમને ત્યા આવી આટલા લોકોને આપી શકાય
એટલુ અન્ન પોતા પાસે તો ક્યાથી હોય? પણ બા શાહી કોઠાર તેમના
તાબામા હતા બાદશાહની આજ્ઞા સિવાય તેમાનુ અન્ન આપી શકાતુ

નહતુ તે જમાનામા જમીન મહેસુલ અનાજરૂપે સરકાર લેતી હતી અને તે અનાજ જગાએ જગાએ કોઠારોમાં ભરેલુ રાખવામા આવતુ આ પ્રસગે ધર્મ શો-કર્તવ્ય શુ એનો દામાજીપતે વિચાર કર્યો અને નીચેનો નિર્ણય કર્યો. અનાજ પર બાહ્યત માલિકી કોઇનીયે હોય પણ અનાજ પર ખરી માલિકી તો ભૂખ્યા લોકોની જ છે-તેમને માટે તે અનાજ છે આ દુકાળ પીડિત લોકોજ કોઠારના અનના માલિક છે એ તેમને સૂઝ્યુ બાદશાહની આજ્ઞા આ માટે નથી અને તેઓ આજ્ઞા આપશે નહિ તે પોતાને અપરાધી સમજશે અને પ્રાણદડની સજા કરશે પરતુ ધર્મદૃષ્ટિથી-ઇશ્વરી કાયદાથી હુ જરાયે અપરાધી નથી બાદશાહ વધારે તો શુ મારો પ્રાણ લેશે, પરતુ હજારો લોકો બચશે, તેમની આગળ મારા પ્રાણની શી કિંમત? ઇશ્વરની ઇચ્છા હશે તેમ થશે. આ પ્રમાણે વિચાર કરીને-નિશ્ચય કરીને-પોતાના પ્રાણની એ તૈયારી કરીને તેમણે અનાજના કોઠાર હજારો ભૂખ્યા લોકો જે-એના ખરા માલિક હતા તેમને માટે ઉઘાડયા લોકોએ કોઠારનુ અનાજ પુરૂ કર્યું જેનાથી જેટલુ લેવાય તેટલુ તેઓ લઇ ગયા હજારો લોક જેમા સ્ત્રીપુરૂષ નાના મોટા હતા એ સઘાની આ સ્થિતિ જોઇને દામાજીપતનુ અન્તઃકરણ દયાથી ભરાઈ ગયુ અને આ લોકોને કાઇક આપી શકાયુ એ વિચારે તેમને થોડુ સમાધાન થયુ પણ પતના હાથ નીચેના અધિકારીઓને આ વાત રૂચિ નહિ તેમણે તે વાત બાદશાહને જણાવી. તેને ઘણો ક્રોધ આવ્યો અને પતને પકડવા માટે હુકમ કર્યો પત તો તૈયાર જ હતા તેમને પકડીને લઈ ગયા તેઓ તો નિષ્પાપ હતા પ્રસગે પોતાનુ કર્તવ્ય ઓળખીને તેમણે તો ધર્માચરણ કર્યું હતુ તે માટે આગળ ઉપર કેટલુ દુખ પોતાને સહન કરવુ પડશે તેની તેમને યથાર્થ કલ્પના હતી એટલે તેમને પકડીને લઇ ગયા ત્યારે તેઓ દુખી થયા નહિ સર્વસ્વની આશા છોડીને તેઓ ઘરમાંથી બહાર નીકળ્યા હતા પતને પકડી લઈ ગયા પછી વાત ચારે બાજુ પ્રસરી ગઈ તેમની ઉદારતા દયાળુતા અને ધર્મ માટે દુખ સહન કરવાની તેમની તૈયારી

જોઈને લોકોના મનમા તેમને માટે અતિશય સદ્ભાવ પેદા થયો દામાજીપત બાદશાહ પાસે બેદર પહોચ્યા તે પહેલા કોઈ ઉદાર ધનવાન ગૃહસ્થે પોતાનુ નામ પ્રકટ ન કરતા કોઠારના બધા અનાજની કિંમત તરીકે ઘણી મોટી રકમ બાદશાહને ભરી દીધી અને પતને છોડાવ્યા

આ વાતમા દામાજીપત કેમ છૂટયા એ હકીકત મહત્ત્વની નથી, પરતુ આણ પ્રસંગે પતે પોતાનુ કર્તવ્ય ઓળખી ધર્માચરણ કર્યું એ જ મુખ્ય વાત છે દામાજીપતની પેઠે સમાજમા પ્રત્યેક માણસ પોતાનુ કર્તવ્ય જાણે અને તે આચરે તો તેનુ અને સમાજનુ બેઉનુયે કલ્યાણ થાય સમાજોપયોગી કોઇપણ પ્રવૃત્તિમાથી મનુષ્યે પોતાના આત્મકલ્યાણ માટે નિવૃત્ત થવાની જરૂર નથી તેણે પોતાના સુખનો સકુચિત વિચાર કરીને પોતાનુ કર્તવ્ય ન ટાળવતા બધાના વ્યાપક અને ચિરતન સુખની વ્યાપક દૃષ્ટિએ પોતાનુ કર્તવ્ય ટાળવુ જોઇએ બધાના વ્યાપક સુખનો વિચાર કરીને મનુષ્યજાતિ પોતાનો ધર્મ ટાળવશે તો બધાનો ધર્મ એક જ રહેશે–તે ધર્મમા અતર અગર અન્યના કલહને અવકાશ નહિ રહે આવી સ્થિતિમા કર્મનુ ફળ કર્તાને મળશે જ નહિ એમ પણ નથી કર્મના પરિણામ અનેક રીતે વહાઇ આવે છે તે બધાએ તે કર્મના જ ફળો છે તેમાથી કેટલાક પરિણામો કર્તાના ભાગમા આવવાના જ તેમાથી કેટલાક તેને સુખપ્રદ હશે તેમાના કેટલાક પરિણામો પ્રત્યક્ષપણે આવશે તો કેટલાક પરોક્ષથી આવશે આવ્યા સિવાય રહેવાના નહિ બધાના હિત માટે આચરેલા કર્મમા તેના પોતાના હિતનો ભાગ હોય તેજ પ્રમાણે બધાના જ કર્મમા તેનો હિસ્સો છે આ સર્વ ભાગ મળે અથવા ન મળે કિંવા ક્યારે કદી મળે એ વિષે શંકા હોય તો પણ કર્મનુ આચરણ કરતા તેના હૃદયમા રહેલી ઉદાત્ત કર્તવ્ય–બુદ્ધિનુ–ધર્મ બુદ્ધિનુ સાક્ષાત ફળ જે શાંતિ–પ્રસન્નતા તે તો તેનેજ મળે છે, તે બીજુ કોઇ લઇ શકતુ નથી બીજા કોઇને તે મળી શકતી નથી આ શાંતિ એજ કર્મનુ ખરૂ ફળ છે આ ફળની

નિમિત્ત કશાથીએ થઈ શકવાની નથી અરસ્વનો ત્યાગ કરીનેરે માણુસે આજ પ્રાપ્ત કરવાનુ છે-પ્રાપ્ત કરી લેવાનુ છે માનવ-જન્મ આજ માટે છે જેમ જેમ માણુસ ઉન્નત થતો જાય છે તેમ તેમ આ પ્રસન્નતા સિવાય બીજા કશાનીયે તે અપેક્ષા કરતો નથી

કેવળ પોતાના ભૌતિક માનસિક અથવા પારલૌકિક સુખના હેતુથી કરનાર કર્મ હમેશા ધર્મ કિંવા ન્યાય્ય હોય છે એમ નથી તેથી કેવળ સુખ પ્રાપ્તિ આનદ પ્રાપ્તિ-પછી તે આ લોકની હોય કે પર લોકની હોય પણ તેની પ્રાપ્તિ-એ આપણા જીવનનો હેતુ ન હોવા જોઈએ કારણ કે તે હેતુમાં ઉદાત્તતા નથી તે હેતુ ત્યાગને સર્વ ધ્યાનમા રાખીને જ રચે એવુ નથી કર્તવ્યનિષ્ઠ રહેતુ એજ આપણા જીવનનો હેતુ હોવો જોઈએ કારણ કે કર્તવ્ય ભાવનામા ત્યાગ છે ઉદારતા છે ત્યાગ-ખરો ત્યાગ છે અને વિવેક છે સુખ કે આનદને રાખનામા આપણે કર્તવ્યનો વિચાર કરતા નથી અને તેમા કર્તવ્ય ભ્રષ્ટ થવાનો ઘણો સભવ છે કોઈ પણ જીવ સ્વભાવથી જ સુખમા લુબ્ધ હોય છે તો માણુસ કેવળ તામસિક સુખની પાછળ લાગતો હોય તો તેમા મનુષ્યને શોભે એવી વિશેષતા શી? જ્યા સુધી મનુષ્યને ખરો ન્યાય્ય વિચાર સૂઝતો નથી વિવેક ઉત્પન્ન થયો નથી ત્યા સુધી તે અનેક પ્રકારના સુખ-આનદની પાછળ લાગેલો હોય છે અથવા તે વિવિધ કલ્પનામા ભટકતો હોય છે વિષયમા-વ્યસનમા જ્યા સુધી મનુષ્યને સુખ લાગે છે ત્યા સુધી તે તેની પાછળ લાગે છે તેમા જ કોઈ આઘાત થયો-દુ ખ થયુ-સકટો આવ્યા મનની વિરુદ્ધ થયુ કાઈ જણાયુ એટલે તેમાથી ઉપરિત થાય છે-મનને વિષયોનો વ્યસનોનો કટાળો આવે છે પછી ઈશ્વરની પાછળ, યોગની પાછળ તે લાગે છે ત્યારે ફરી આનદ શોધવા લાગે છે સુખ ગોતવા લાગે છે નિત્ય સ્થાન શોધવા લાગે છે, સ્વર્ગ, સત્ય લોક વૈકુઠ ઈત્યાદિ કલ્પનામા મગ્ન થઈ જાય છે એનો યે કદાચિત કટાળો આવે કે જ્ઞાન

માર્ગમાં દાખલ થાય છે ત્યારે આત્માનંદ, બ્રહ્માનંદ આદિ આનંદ ભાવના નિર્માણ કરવા લાગે છે એકદર મરવાળે આનંદનું પૂછડું તે છોડતો નથી જીવમાત્રની-સહજ પ્રવૃત્તિ આજ છે પરંતુ મનુષ્યનો આજ ધર્મ છે એમ આ સહજ પ્રવૃત્તિ પરથી ઠરાવી શકાય નહિ મનુષ્ય વિષયમાં મગ્ન હોય છે ત્યારે કર્તવ્યનો વિચાર કરતો નથી ઇશ્વરની પાછળ લાગે છે જ્ઞાનની પાછળ લાગે છે ત્યારે યે કર્તવ્યનો વિચાર કરતો નથી સુખ-આનંદ લાગે છે ત્યાંસુધી કોઇ પણ પ્રવૃત્તિમાં રહેવું એને પોતાના સુખમાં રહેવું તે સુખમાંથી મન ફર્યું કે તે પ્રવૃત્તિ છોડવી તે છોડતા માતાપિતા સ્ત્રીપુત્ર-પરિવાર કે સમાજના સુખનો-મગદૂરનો-એમના હિતનો કર્તવ્યનો વિચાર પણ તેણે ન કરવો એમાં કેવળ સ્વાર્થ સિવાય બીજું શું છે? શોધતા યે તેમાં બીજું શું મળે છે? પોતાનું જીવન પોતાના સુખ માટે છે એ ક્ષુદ્ર ભાવનામાં માનવ્ય કે ધર્મ ઠરાવવાનું સામર્થ્ય નથી સ્વસુખની સંકુચિત અને ક્ષુદ્ર ભાવનાના ક્ષેત્રની પેલી પાર ગયા સિવાય ધર્મનો પ્રદેશ હાથ લાગશે નહિ-ધર્મ સૂઝશે નહિ ધર્મ જોઇતો હોય-શાંતિ, પ્રસન્નતાનો લાભ થાય એવી ઇચ્છા હોય તો સંકુચિત ભાવનામાંથી નીકળી જઇને આપણે આગળ જવું જોઇએ કર્તવ્યનિષ્ઠને સુખ અથવા આનંદ મળતો જ નથી એમ નથી તે તેને મળે છે પણ તે તેના જીવનનો હેતુ નથી હોતો જે પ્રમાણે વ્યાવાન પરોપકારી કે દાની પુરુષને કીર્તિની ઇચ્છા નથી હોતી છતાં તેને કીર્તિ પ્રાપ્ત થાય છે કીર્તિની પ્રાપ્તિ એ તેનો ઉદ્દેશ નથી હોતો, જીવનું દુઃખનિવારણ કરવું એ તેનો ઉદ્દેશ હોય છે તે પ્રમાણે કર્તવ્યનિષ્ઠ હોવું-ધર્મમાર્ગ પર હોવું એટલોજ કર્તવ્યનિષ્ઠનો હેતુ હોય છે કર્તવ્યનિષ્ઠ રહેવામાં જે શાંતિ મળે તેટલાથી તે સંતુષ્ટ હોય છે

આવી રીતની શાંતિ મેળવવા માટે કર્તવ્ય કરવાની જરૂર છે તે કર્તવ્ય સારી રીતે, નિર્દોષ રીતે પાર પાડવા માટે કર્મકૌશલ્ય પ્રાપ્ત કરવું જોઇએ તે કૌશલ્ય માટે શારીરિક અને બૌદ્ધિક વિકાસની અત્યંત

આવશ્યકતા છે તે કર્મ નિરપેક્ષ બુદ્ધિથી થાય એના માટે મનની નિર્મલતાની સદ્ભાવનાઓની ખાસ આવશ્યક્તા છે દૈવી ગુણો સિવાય કર્મ શુદ્ધ બુદ્ધિથી થાય એ શક્ય નથી એ ગુણો માનસિક વિકાસના દ્યોતક છે એટલે દૈવી ગુણોની અત્યત આવશ્યકતા છે અને સર્વ જીવનભર કર્તવ્યનુ આચરણ થાય એ માટે કર્મયોગ પર નિષ્ઠા હોવી જોઈએ સ્વસુખની દૃષ્ટિને દૂર રાખીને મનુષ્યજાતિના કલ્યાણનો વ્યાપક અને ઉદાર હેતુને ધારણ કરી કર્મરત રહેવુ એને જ કર્મયોગ નિષ્કામ કર્મયોગી કહે છે

કર્મયોગ એ એવો છે કે એમા સમાજની વ્યવસ્થા ન તો તા કોઈ પણ જાતની અવ્યવસ્થા ન કરતા જેને ઉન્નતિની ઇચ્છા હોય તેને પોતાની ઉન્નતિ આ દ્વારા માની શકાય છે સમાજની વ્યવસ્થા જે માર્ગમા તૂટેલી હોય તે ખરો ઉન્નતિનો માર્ગ નથી કર્મયોગમા કર્મના બધનમાથી છૂટવા માટે નિવૃત્તિની જરૂર નથી બધન મનને લાગતુ હોય છે અને ભોગેચ્છા મનના બધનનુ કારણ છે, કેવળ કર્મ નહિ નિયત કર્મ-કર્તવ્ય બુદ્ધિથી કર્મ એ બધનનુ કારણ થતુ નથી તેમા પોતાના સુખની અપેક્ષા છોડયા પછી મનને સાનુ બધન રહ્યુ ? દૈવીગુણ યુક્ત રહીને મનુષ્ય જે કર્મ કર્તવ્ય કરતો રહેશે તેમા તેને કદીયે બધન લાગવાનુ નથી નિષ્કામ કર્મયોગમા આ જ વિચારસરણી છે અને આ કર્મયોગ વ્યવસ્થિત રીતે ગીતામા પ્રતિપાદન કરેલો છે અને એ જ ગીતાની વિશેષતા છે

હવે ગીતાના બીજા એક વચન વિષે કહેવુ યોગ્ય લાગે છે

" उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥ "

ગીતા ૬ શ્લો ૫

કર્તવ્ય છોડીને ચાલતો હતો એ મુખ્ય વાતને અનુલક્ષીને ગીતાકથનની યોજના હોવાથી કર્મવિધિને આગળ ગણીને યુદ્ધકર્મની અનુમતિ–આજ્ઞા તેમાં સરજાઈ આવેલી છે પરંતુ તે પ્રસંગ છોડી દીધાથી–ગીતામાંથી તે ભાગ છોડી દીધા પછી બાકીનો એવો કેટલોયે ભાગ તેમાં રહે છે કે તે આપણને આપણા જીવનમાં હમેશા ઉપયોગી થઈ શકે તમે થોડી ઉદાર બુદ્ધિ રાખીને ગીતાનો અભ્યાસ કરશો તો મારું કહેવું તમારા અનુભવમાં આવશે એવી મારી ખાતરી છે

ઘણા શ્રેષ્ઠ સિદ્ધાંતોનો સંગ્રહ ગીતામાં છે અને ગીતા વાંચીને જે ગાંઠ વાળી છે–મારી જે વિચારસરણી ગીતામાં મને મળે છે તે મેં સંક્ષેપમાં તમારી સમક્ષ મૂકી છે મેં કહ્યું છે એટલું જ ગીતામાં છે એમ ન સમજવું

તમે બધાએ શાંતિથી મારું વ્યાખ્યાન સાંભળ્યું તે માટે તમારા સઘળાનો આભાર માનીને હું મારું વ્યાખ્યાન પૂરું કરું છું



# સંપ્રદાયો અને રાષ્ટ્રીય મહાસભા

(વ્યાખ્યાતા —પંડિત સુખલાલજી)

મે લગભગ પચીસેક વર્ષ પહેલા જ્યારે સત્યાગ્રહનુ પ્રથમ આદોલન ચાલતુ ત્યારે એક સતવૃત્તિના વિદ્યાપ્રિય જૈન સાધુને પૂછેલુ કે મહારાજશ્રી તમે કોગ્રેસની પ્રવૃત્તિમા ભાગ કા નથી લેતા, જ્યારે એ તો રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે લડનારી અને તેથી જ જૈનોની સ્વતંત્રતા માટે પણ લડનારી સંસ્થા ગણાય? એમણે સાચા દિલથી પોતે માનતા કે સમજતા તેવો જ જવાબ વાળ્યો 'મહાનુભાવ એ તો દેશની સંસ્થા કહેવાય એમા દેશકથા અને રાજકથા જ આવવાની વળી રાજ્યવિરોધ તો એનુ ધ્યેય જ છે એવી કથાઓના અને રાજ્યવિરોધના અમે ત્યાગીઓને એવી સંસ્થામા ભાગ કે રસ લેવાનુ શી રીતે ધર્મ્ય હોઈ શકે? ઇતર કોઈ બીજે પ્રસંગે ઉપનિષદ્ અને ગીતાના મનન પાઠી એક સંન્યાસીને એજ સવાલ પૂછેલો તેમણે ગભીરતાથી જવાબ આપેલો કે ક્યા અદ્વૈત બ્રહ્મની વાતિ અને ક્યા બે ભાવથી ભરેલી ખીચડી જેવી સંક્ષોભકારી કોગ્રેસ અમારા જેવા અદ્વૈતપથે વિચરનાર અને ઘરબાર છોડી સંન્યાસ લેનારને વળી એ બે-એ દ્વૈતમા પડવુ કેમ પાલવે? પુરાણ અને મહાભારતના વીરરસ વર્ણન આપનારો કહેનાર એક કથાકાર વ્યાસે કાઈક એવા પ્રશ્નના જવાબમા ચોખ્ખુચટ સભળાવેલુ કે જોઈ જોઈ તમારી કોગ્રેસ એમા તો બધા અગ્રેજી ભણેલા સ્તુ ન કરનાર માત્ર અંગ્રેજીમા ભાષણ આપી ચીખરાઈ જાય છે એમા મહાભારતના સૂત્રધાર કૃષ્ણનો કર્મયોગ ક્યા છે? જો તે વખતે મે કોઈ ખરા મુસલમાન મૌલવીને પૂછ્યુ હોત તો એ પણ લગભગ એવોજ જવાબ આપત કે કોગ્રેસમા જઈને શુ કરવુ? એમા ક્યા કોગ્રેસના ફરમાનો અનુસરાય છે? એમા તો જાતિભેદ પોષનાર અને સગા ભાઈઓને પારકા માનનાર લોકોનો જ ભુમેળો થાય છે કોઈ આર્યસમાજી જવાબ આપનાર હોત તો તે વખતે એમ જ કહેત કે

અસ્પૃશ્યોદ્ધારની અને સ્ત્રીને પૂરૂં સન્માન આપવાની વેદમત હિલચાલ કોંગ્રેસમાં તો કંઈ દેખાતી નથી. કોઈ માંસ મદ્ય પી જનાર પારસી સાહેબને એવો જ પ્રશ્ન કર્યો હોત તો હિંદુસ્તાની હોવા છતાં પણ એ જ જવાબ આપત કે કોંગ્રેસ વડે સ્વર્ગીય પિતાના રાજ્યમાં જવાનો પ્રેમ પંથ થોડો ઉઘડે છે? આ રીતે એ જમાનામાં કોઈ પણ મતના સાચા મનાતા અનુયાયીઓ વાસ્તે કોંગ્રેસ એના માટે પ્રવેશયોગ્ય ન હતી કે તેમણે માનેલા ખાસ ખાસ મૂળ સિદ્ધાન્તોનો અમલ તેઓ કોંગ્રેસની પ્રવૃત્તિમાં જોઈ કે વિચારી ન શકતા. જમાનો બદલાયો.

લાલા લજપતરાયે એક જાહેર વક્તવ્યમાં પ્રગટ કર્યું કે યુવકોને અહિંસાની શિક્ષા આપવી એ ઉલટે રસ્તે ચલાવવા જેવું છે. અહિંસાએ દેશમાં નમાલાપણું આપ્યું છે. એને ફરીથી અહિંસાના શિક્ષણ દ્વારા ઉત્તેજન જ મળવાનું. લોકમાન્ય તિલકે પણ ક્યારેક વિચાર દર્શાવેલા કે રાજકીય ક્ષેત્રમાં સત્યનું પાલન મર્યાદિત જ હોઈ શકે. એમાં ચાણક્ય નીતિ જ વિજયી નીવડે. આવે વખતે અહિંસા અને સત્યમાં મક્કમ માન્યતા ધરાવનાર છતાં આપત્તિ પ્રસંગે અગર બીજા આપવાદિક પ્રસંગે અહિંસા કે સત્યને અનુસરવાનો ઐકાન્તિક આગ્રહ ન સેવનાર ધાર્મિક વર્ગ માટે તો અનુકૂળ જ હતું. તેમને ભાવતું જ મળ્યું. પણ લાલાજી કે તિલકના એ ઉદ્ગારો જૈનોને અનુકૂળ પડે તેવા ન હતા. વિચારક ગૃહસ્થ અને ત્યાગી જૈનો સામે બે વસ્તુ આવી. એક તો લાલાજીના અહિંસાથી આવતી નિર્માલ્યતાના આક્ષેપનો સમર્થ રીતે જવાબ આપવો તે; અને બીજી વસ્તુ એ કે જે કોંગ્રેસના મહારથી નેતાઓ હિંસા અને ચાણક્યનીતિનું પોષણ કરે અને તેનો પક્ષ લે તે કોંગ્રેસમાં અહિંસા પરમો ધર્મ માનનાર જૈન ભાગ શી રીતે લઈ શકે? બીજી વસ્તુ તો કોંગ્રેસમાં ભાગ ન લેવાની જુની જૈન ત્યાગીઓની મનોવૃત્તિને અનુકૂળ જ હતી. એટલે એ તો ભાવતું થયું. હવે પછી કોંગ્રેસમાં સાચા જૈનોએ-ખાસ કરી ત્યાગી જૈનોએ ભાગ લેવા યોગ્ય નથી એ માન્યતા

સ્વાનું નવું તાજું સાધન મળી આવ્યું. પણ એના આક્ષેપના જવાબનું
શું થાય? જવાબો તો દેશમાંની જુદી જુદી જૈન સંસ્થાઓએ ઘણા
વાળ્યા, પણ એ તો લાલાજીજેવા સમર્થ વ્યક્તિત્વવાળા દેશભક્ત સામે
મચ્છરના ગણગણાટ જેવા હતા. બધા જૈન પત્રો ક્ષણ ભર ઉકળ્યા અને
પાછા શમી ગયા. તિલક સામે કહેવાની કોઈ જૈન ગૃહસ્થ કે ત્યાગીની
હિંમત જ ન હતી. સૌ સમજતું ને માનતું કે વાત ખરી છે. રાજકાર્યમાં
તે વળી ચાલુ રાજનીતિ વિના ચાલે? પણ એનો સરસ જવાબ જૈનો
પાસે એજ હોઈ શકે કે ત્યારે એવી ખટપટી સંસ્થામાં આપણે ભાગ જ
ન લેવો એટલે પાપથી બચ્યા.

અચાનક હિંદુસ્તાનના કર્મક્ષેત્રના વ્યાસપીઠ ઉપર એક ગુજરાતનો
તપસ્વી આવ્યો. એણે જીવનમાં ઉતારેલ સિદ્ધાન્તને બળે લાલાજીને
જવાબ આપ્યો કે અહિંસાથી નમાલાપણું આવે છે કે તેમાં અપરિમિત
બળ પણ સમાયેલું છે? વળી એણે એ પણ સ્પષ્ટ કર્યું કે હિંસા
એ માત્ર વીરત્વનીજ પોષક હોત અગર થઈ શકે તો જન્મથીજ
હિંસાપ્રિય રહેનારી જાતિઓ બીકણ કેમ દેખાય છે? આ જવાબ
જો માત્ર શાસ્ત્રને આધારે અગર કલ્પનાના બળે અપાયો હોત તો
તો એની ધજ્જીઓ ઉડાવત અને લાલાજી જેવા સામે કશું ન
ચાલત. તિલકને પણ એ તપસ્વીએ જવાબ આપ્યો કે રાજનીતિનો
ઇતિહાસ ખટપટ અને અસત્યનો ઇતિહાસ છે ખરો. પણ કાંઈ એ
ઇતિહાસ ત્યાં જ પૂરો થતો નથી. એના ઘણા પાના હજી લખવાના
બાકી જ છે. તિલકે એ દલીલ માન્ય ન રાખી. પણ તિલકના ઉપર
એટલી છાપ તો પડેલી હતી જ કે આ દલીલ કરનાર નહિ માત્ર બોલનાર
નથી. એ તો કહે તે કરી બતાવનાર છે, અને વળી તે સાચો છે. એટલે
તિલકથી એ સામેના કથનને એકાએક ઉવેખી શકાય એમ તો હતું જ
નહિ. અને ઉવેખે તોયે પેલો સત્યપ્રાણ ક્યાં કોઈની દરકાર કરે એમ હતો?

અહિંસા ધર્મના સમર્થ વ્યાખ્યાકારના વચનથી જૈનોને જેર વાપ
ડીના આધણ મૂકાયા. સૌ રાજી રાજી થયા. સાધુઓ અને પાટપ્રિય

આચાર્યો સુદ્ધાં કહેવા લાગ્યા કે જુઓ, લાલાજીને કેવો જવાબ વાળ્યો છે? મહાવીરની અહિંસા ખરેખર ગાંધીજી જ સમજ્યા છે. સત્ય કરતાં અહિંસાને પ્રધાનપદ આપનાર જૈનો વાસ્તે અહિંસાનો પ્રચાર જ મુખ્ય મતાનો વિષય હતો. એમને રાજતંત્રમાં ચાણક્યનીતિ અનુસરાય કે આત્યંતિક સત્યનીતિ અનુસરાય તેની બહુ પડી ન હતી. પણ ગાંધીજીનું વલણ સ્પષ્ટ થયા પછી જૈનોમાં સામાન્ય રીતે સ્વધર્મ-વિજયની જેટલી ખુશાલી વ્યાપેલી તેટલી જ વૈદિક અને મુસલમાન સમાજના ધાર્મિક લોકોમાં તીવ્ર રોષવૃત્તિ પ્રગટેલી. ફક્ત આર્યસમાજીઓ જ નહિ, મહાભારત ઉપનિષદ્ અને ગીતાના ભક્તો સુદ્ધાંમાં એવો ભાવ જન્મેલો કે ગાંધી તો જૈન લાગે છે. એ વૈદિક કે બ્રાહ્મણ ધર્મનો મર્મ તિલક જેટલું જાણતો હોય તો અહિંસા અને સત્યની આટલી આત્યંતિક અને એકાન્તિક હિમાયત ન કરત. કુરાન-ભક્ત મુસલમાનો ચિડાય એ તો સહજ હતું. ગમે તેમ હોય પણ આ તબક્કે જ્યારે કૉંગ્રેસના કાર્યપ્રદેશમાં ગાંધીજીનો હાથ લંબાતો અને મજબૂત થતો હતો ત્યારે સૌથી વધારેમાં વધારે અનુકૂળ આવે અને ધર્મ્ય ગણાય એવી રીતે કૉંગ્રેસના દ્વારા જૈનો વાસ્તે ખુલ્લા થયા હતા. આ સાથે એ પણ કહી દેવું જોઈએ કે જો હિંદુસ્તાનમાં જૈનો જેટલા કે તેથીયે ઓછા પણ લાગવગવાળા બૌદ્ધ ગૃહસ્થો અને ભિક્ષુઓ હોત તો તેમને વાસ્તે પણ કૉંગ્રેસના દ્વારા ધર્મ્ય દૃષ્ટિએ ખુલ્લા થયા હોત.

હું ધારું છું કે ઉપરનું સંક્ષિપ્ત વર્ણન સાંપ્રદાયિક મનોવૃત્તિ સમજવા વાસ્તે પૂરતું છે. સાંપ્રદાયિક ભાવનાથી મન એટલું બધું નાનું તેમજ નિષ્ક્રિય જેવું થઈ જાય છે કે તેને વિશાળ કાર્યપ્રદેશ તરફ વળવાનું અને સક્રિયપણું કેળવવાનું સૂઝતું નથી. તેથી જ જ્યારે તિલક અને લાલાજીની ભાવના રાજકીય ક્ષેત્રમાં મુખ્ય ભાગ ભજવતી ત્યારે પણ મહાભારત ગીતા અને ચાણક્યનીતિના ભક્ત કટ્ટર હિંદુઓએ કે કટ્ટર સંન્યાસીઓએ કૉંગ્રેસને પોતાનું કાર્યક્ષેત્ર ન જ માન્યું. તેઓ એક કે બીજું બહાનું કરી પોતાની

...ર્વાર્તિના કોંગ્રેસની બહાર રહેવામાં જ માનીન કરતા એજ રીતે જ્યારે ...ગાંધીજીની સત્ય અને અહિંસાની તાત્ત્વિક દૃષ્ટિ રાજકીય ક્ષેત્રમાં દાખલ થઈ ...ત્યારે સૌ અહિંસાના અનન્ય ઉપાસક અને પ્રચારક તરીકે પોતાની જાતને ...ાનતા મનાવતા દૂર જૈન ગૃહસ્થો અને જૈન સાધુઓ કોંગ્રેસના દૂર ...ાજથી દૂર જ રહ્યા અને તેની બહાર રહેવામાં જ પોતાના ધર્મની રક્ષા ...કરવાનો સંતોષ પોષવા લાગ્યા

પણ દૈવ કેળવણી દ્વારા જુદી જ દૃષ્ટિ ઘડી રહ્યું હતું દરેક સંપ્રદાયના ...રકોમાં ઓછા કે વત્તા પ્રમાણમાં કેળવણીએ પરિવર્તન શરૂ કરી દીધું ...ું યુવકોનું વિચારબિંદુ ઝપાટાબંધ બદલાતું જતું હતું કેળવણીએ ...ર સાંપ્રદાયિક પિતાના પુત્રોમાં તેમના પિતા કરતા જુદું મન અને ...વિશાળ દૃષ્ટિબિંદુ નિર્માણ કર્યું હતું તેથી દરેક સંપ્રદાયની નવી પેઢીને ...થી તે પોતાના ધર્મશાસ્ત્રના મૂળ સિદ્ધાંતો સહુ ઝીણવટથી જાણતી ...ા કે નહિ છતાં એમ સ્પષ્ટ જણાવા લાગ્યું કે આપણા વડીલો અને ...ધર્માચાર્યો જે જે ધર્મસિદ્ધાન્તોની અને સાંપ્રદાયિક વિશેષતાઓની મહત્તા ...ય છે તે સિદ્ધાંતોને તેઓ પોતપોતાના વાડાસુદ્ધામાં સજીવ કે કાર્યસાધક ...રતા નથી અગર કરી શકતા નથી તેમજ પોતાના વાડા બહાર વિશાળ ...ત્રમાં પણ તેઓ પોતાના સિદ્ધાન્તની મહત્તા અને ...ર્તનામાં માનતા નથી એટલે નવી પેઢીએ જોઈ લીધું કે તેમને વારસે ...પોતાના સંપ્રદાયો વ્યવહાર અને ધર્મ-બન્ને દૃષ્ટિએ માત્ર બંધનરૂપ ... આ સમજને લીધે દરેક સંપ્રદાયની શિક્ષિત નવી પેઢી રાષ્ટ્રીય મહાસભા ...રફ વળી જૂની સાંપ્રદાયિક ભાવ છોડી તેને જ પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું

આ રીતે સંપ્રદાયના કટ્ટર પંડિતો ધર્માચાર્યો તેમજ મહાસભાનુ ...ની નવી પેઢી વચ્ચે વિચારદ્વંદ્વ શરૂ થયું કટ્ટર મુલ્લાંઓ મૌલવી તરફથી ...દેવાને કહેતા કે તમે કોંગ્રેસમાં જાઓ છો પણ ત્યાં તો ઇસ્લામ ...વિરુદ્ધ બધું બને છે, તમારી ફરજ સર્વથી પહેલાં પોતાના દીન ઇસ્લામને ...રાવવાની અને પોતાના દીન મુસલમાનોને વધારે મજબૂત બનાવવાની

છે તેમને ઇસ્લામી તરુણો જવાબ આપતા કે ગમ્ભીર વિશાળ ક્ષેત્રમા તો ઉલ્ટુ મહમ્મદ સાહેબના ભ્રાતૃભાવના સિદ્ધાન્તને વિશેષ વ્યાપક રીતે જીવતો બનાવવાનુ શક્ય છે માત્ર ઇસ્લામી વાડામા તો એ સિદ્ધાન્ત સીઆ સુની વગેરે અનેક નાના ભેદોમા વહેચાઈ ખડિત થઇ ગયો છે અને સમગ્ર દેશના બીજા પોતાના પડોશીભાઇઓને પર બનાવનો થઇ ગયો છે મુલા કે મોલવી એ તરુણોને નાસ્તિક ગણી ધૂત્કારતો સનાતન પડિતોને સનાતનપથી બાવા સન્યાસીઓ એજ રીતે પોતાની નવ પેઢીને કહેતા કે તમારે કઈ કરવુ જ છે તો હિંદુ કોમનુ ક્ષેત્ર ક્યા નાનુ છે? તમે કોગ્રેસમા જઇને તો ધર્મ કર્મ અને શાસ્ત્રોનો ઘાણ વાળવાના નવી પેઢી તેમને કહેતી કે જે ધર્મ કર્મ અને શાસ્ત્રોના નાશની વાત કરો છો તેજ ધર્મ કર્મ અને શાસ્ત્રો હવે નવી રીતે જીવવાના છે જો જૂની રીતે તેમનુ જીવન શક્ય હોત તો આટલા બધા પડિતો અને સન્યાસીઓ હોવા છતા હિંદુધર્મનુ તેજ હણાયુ ન હોત જ્યારે સ્થિર મનના જૈન ગૃહસ્થો અને ખાસ કરી ધર્મગુરુઓ તરુણ પેઢીને કહેતા કે તમે બધા ગાધી ગાધી કરી કોગ્રેસ તરફ દોડો છો અને તમારે કાઇ કામ જ કરવુ છે તો પોતાના સમાજ અને પોતાની કોમ વાસ્તે કાઇ કેમ નથી કરતા? નવી પેઢીએ ચોખ્ખુ ચટ સભળાવ્યુ કે જો સમાજ અને કોમમા કામ કરવાનુ શક્ય હોત અને તમે ઇચ્છતાજ હો તો તમે પોતે એમા કાઇ કામ કેમ કરી નથી શકતા? તમારી કોમી અને પથી ભાવનાએ તમારા નાનકડા જ સમાજમા સેકડો ભેદોપભેદ જન્માવી ક્રિયાકાડના કલ્પિત ઝઘડાઓની વાડ ઉભી કરી તમારા પોતાને જ માટે જ્યારે કાઇ કરવાનુ શક્ય રાખ્યુ નથી ત્યારે વળી અમે એ વાડામા પૂરાઈ વધારે બીજુ શુ કરવાના હતા? આ રીતે જુના સાપ્રદાયિક અને નવા ગમ્ભીર માનસ વચ્ચે સઘર્ષણ ચાલ્યુ રહ્યુ જે હજી પણ ચાલે છે

વિચારસવર્ધન અને વધારે ઊડાપોહથી જેમ ગભીર મહાસભાનુ ધ્યેય અને તેનો કાર્યક્રમ વધારે સ્પષ્ટ અને વધારે વ્યાપક બન્યો છે તેમ

નવી પેઢીનું માનસ પણ વધારે મમજણુ અને વધારે અસહિષ્ણુ બન્યું છે અત્યારનો તરુણ ક્રિશ્ચન એમ સ્પષ્ટપણે સમજે છે કે ગરીબો અને દુખીઓની વ્હારે ધાનારો ખ્રિસ્તનો પ્રેમસંદેશ જીવનમા સાચી રીતે ઉતારવો હોય તો તે વાસ્તે હિંદુસ્તાનમા ચ્હી રાષ્ટ્રીય મહાસભા જેટલું બીજુ વિશાળ અને અસકુચિત ક્ષેત્ર મળવાનું શકય જ નથી આર્ય સમાજની નવ પેઢીનો પણ નિશ્ચય છે કે સ્વામી દયાનદે ઉપસ્થિત કરેલ બધા જ કાર્યક્રમ તેમનાય દૃષ્ટિબિંદુ કરતા વધારે વ્યાપક દૃષ્ટિબિંદુથી અને વધારે વિશાળ ક્ષેત્રમા અમલમા મુકવાનું કામ કોગ્રેસ કરી રહી છે ઇસ્લામી નવીન પેઢી પણ પોતાના પેગમ્બર સાહેબના ભ્રાતૃભાવના સિદ્ધાતને કોંગ્રેસના પડાવમાજ મૂર્તિમાન થતો જોઇ રહી છે કૃષ્ણના વશજ અને બ્રાહ્મણોની નવ પેઢી તેમના કર્મયોગની શક્તિ કોગ્રેસમાજ જોવા પામે છે નવી જૈન પેઢી પણ મહાવીરની અહિંસા કે અનેકાત દૃષ્ટિની વ્યવહારુ તેમજ તાત્ત્વિક ઉપયોગિતા કોગ્રેસના કાર્યક્રમ સિવાય અન્યત્ર જોતીજ નથી આમ હોવાથી અત્યારે જૈન સમાજમા એક જાતનો ક્ષેમ ઉભો થયો છે કે જેના બીજ તો ઘણા દિવસો અગાઉ વવાયાજ હતા. અત્યારે વિચારક યુવકો સામે મુદ્દો એ છે કે તેમણે પોતાના વિચાર અને કાર્યનીતિ પરત્વે આખરી ફેસલા ઘડીજ કાઢવો જોઇએ, જેથી જેને સમજાય તે એ ફેસલાને અનુસરે, જેને ન સમજાય એ ભલે જુની ઘરેડ તરફ ચાલ્યા કરે. હવે પછીની નવીન પેઢી વાસ્તે પણ તદ્દન ચોખ્ખા શબ્દોમા એવા ફેસલા અને કાર્યક્રમની અનિવાર્ય જરૂર છે

હુ સ્પષ્ટપણે જોઉ અને માનુ છુ કે રાષ્ટ્રીય મહાસભાના જોર તેની વિચારસરણી અને તેના કાર્યપ્રદેશમા અહિંસા અને અનેકાન્ત દૃષ્ટિ જે જૈન તત્વના પ્રાણ છે તે વધારે તાત્ત્વિક રીતે અને વધારે ઉપયોગીપણે કામ કરી રહ્યા છે હા કોગ્રેસના પડાવના આસનો ઉપર પીત કે શ્વેત વસ્ત્રધારી યા નગ્નમૂર્તિ જૈન સાધુઓ બેઠેલા નહિ

દેખાય ત્યા તેમના મોઢેથી નીકળતી અહિંસાની ઝીણામા ઝીણી વ્યાખ્યા તેમજ અહિંસાના રક્ષણ માટે જ પ્રશસ્ત હિંસા કરવાની વાતચીત નહિ સભળાય એ ખરૂ ત્યા ભગવાનની મૂર્તિઓ તેમની પૂજા વાસ્તેની કુનતી ૭ ઘડીઓ સુગધી દ્રવ્યો આગીના ઘટનાઓ એ પણ નહિજ હોવાના ત્યા કોઈ ચાલતા વ્યાખ્યાને તહત્તિ તહત્તિ કરનાર ભક્તો ન ગહલી ગાનાર બહેનો પણ નહિ મળવાની કોંગ્રેસના રસોડે આજુ બાજુ ઉપવાસ તપ વાસ્તેની આગળ પાછળની તૈયારીના વિવિધ મિષ્ટાન્નો પણ નજરે નહિ ચડવાના તેમ છતા જેને વિચારદષ્ટિ હશે તે જોઈ શકશે કે કોંગ્રેસની એકેએક વિચારણા અને એકેએક કાર્યક્રમ પાછળ વ્યવહાર અહિંસા અને વ્યવહારુ અનેકાન્ત દૃષ્ટિ કામ કરી રહી છે

ખાદી ઉત્પન્ન કરવી-કરાવવી અને તેને જ વાપરવી એ કાર્યક્રમમા છે તે કરતા વધારે અહિંસાનુ તત્ત્વ બીજી કોઈ રીતે કપડા તૈયાર કરી વાપરવામા છે એમ કોઈ જૈન સાધુ બતાવશે? માત્ર નાની નાની જાતિઓ જ નહિ નાના નાના પંથો જ નહિ પણ પરસ્પર એક બીજાથી તદ્દન વિરોધી એવી ભાવનાવાળી મોટી મોટી જાતિઓ અને મોટા મોટા પથોને પોતપોતાના ઐકાન્તિક દૃષ્ટિબિંદુથી ખસેડી સર્વ હિત સમન્વયરૂપ અનેકાત દૃષ્ટિમા માડવાનુ કામ કોંગ્રેસ સિવાય બીજી કોઈ સસ્થા કે બીજી કોઈ જૈન પોષાળ કરે છે કે કરી શકે એમ કોઈ સાચો નિર્ગ્રંથ જૈનાચાર્ય કહી શકશે? અને જો એમ જ છે તો ધાર્મિક કહેવાતા જૈન સાંપ્રદાયિક ગૃહસ્થો અને જૈન સાધુઓની દૃષ્ટિએ પણ તેમના પોતાના જ અહિંસા અને અનેકાન્ત દૃષ્ટિના સિદ્ધાંતને અંશે પણ જીવતો કરી બતાવવા વાસ્તે નવીન પેઢીએ કોંગ્રેસને માર્ગે જ વળવુ જોઈએ એ એક જ વિધાન ફલિત થાય છે

જૈન શાસ્ત્રમા અનેક ઉદાત્ત સિદ્ધાંતો હોવાની વાતો ચોમેર કેલાવાય છે દાખલા તરીકે દરેક સાધુ કે આચાર્ય એમ કહે કે મહાવીરે તો જાતપાતના ભેદ સિવાય પતીત અને દલિતને પણ ઉન્નત કરવાની વાત કહી છે સ્ત્રીઓને પણ સમાન લેખવાની વાત ઉપદેશી છે પણ જ્યારે

ઉગામી દેખી શકો છો કે નહિ? કૃષ્ણે તો કંસના મુષ્ટિક ને ચાણુર એ બે મલ્લોને મસળી નાખેલા, તમે વધારે નહિ તો ગુજરાતના એકાદ અખાડિયા તરુણને મસળી શકો છો કે નહિ? કૃષ્ણે કંસને પટકી મારેલો તો તમે તમારા કોઈ વૈષ્ણવ પંથ વિરોધી યવનને પટકી શકો છો નહિ?" તર્ક જબરો હતો. પેલા મહારાજે મનમાં બડબડતાં કહ્યું કે આ નાસ્તિક બાળમાં તો કળિયુગની બુદ્ધિ આવતી છે. હું ધારું છું કે આપના જેવી કળિયુગી બુદ્ધિ ધરાવનાર આજનો કોઈ પણ સંપ્રદાયનો કોઈ પણ યુવક પોતપોતાના સંપ્રદાયના શાસ્ત્રોને સાંપ્રદાયિક દૃષ્ટિએ જોનાર અને તેનાં પ્રવચનો કરનાર પોતપોતાના સાંપ્રદાયિક ધર્મગુરુ આગળ એવો જ કાંઈક જવાબ આપશે. યુવક મુસલમાન હશે તો તે મૌલવીને સંભળાવશે કે હિન્દુઓને કાફર કહો છો પણ તમે પોતે કાફર કેમ નહિ? ગુલામ હોય તે કાફર. તમે પોતે ગુલામ જ છો. ગુલામીમાં રાખનાર કાફર ગણાતો હોય તો રાજકર્તાઓને કાફર માનો પછી તેમની મોઢામાં કાં જાઓ છો? યુવક હિન્દુ હશે તો તે શાસ્ત્રીને સંભળાવશે કે મહાભારતની વીરતા અને ગીતાનો કર્મયોગ સાચો છે તો અત્યારે જ્યાં વીરત્વ અને કર્મયોગની ખાસ જરૂર છે તે પ્રજાકીય રણાંગણથી કેમ ભાગો છો? યુવક જૈન હશે તો "क्षमा वीरस्य भूषणम्" નો ઉપદેશ આપનાર જૈન ગુરુને કહેશે કે જો તમો વીર હો તો સાર્વજનિક મારામારી અને ઝઘડા ઉશ્કેરણીના પ્રસંગોમાં જઈ ક્ષમા કેમ સાચવી શકાય એવો પદાર્થપાઠ કાં નથી આપતા? માન અપમાનના ત્યાગનો સતત ઉપદેશ આપનાર તમે જ્યાં મૌએ એવો ત્યાગ કરેલો જ છે ત્યાં જ માત્ર બેસી એવા ત્યાગની વાતો કેમ કરો છો? બીજા ઉગ્ર જ્યાં દેશમાં ઠામે ઠામે રૂઢિઓ બગબાદ થાય છે ત્યાં જઈ તમારો ઉપદેશ કેમ નથી વરસાવતા? જ્યાં અનાચારજીવી સ્ત્રીઓ વસે છે જ્યાં કતલખાનાઓ અને માસ-વિક્રય ચાલે છે ત્યાં જઈ કાંઈ કેમ નથી ઉજાળતા? આ રીતે અત્યારનો કળિયુગી યુવક કોઈ પણ ગુરુના ઉપદેશને કસ્યા વિના

સ્થાન શા છે? એમ કહી તે પોતાના ભક્તોને તે તરફ વળતા રોકશે. બીજો વર્ગ ખુલ્લમ ખુલ્લા એમ નહિ કહે, પણ સાથે જ કોઈ પણ પોતાના ભક્તને રાષ્ટ્રીય જીવન તરફ વળતો જોઈ પ્રસન્ન નહિ જ થાય. પોતે ભાગ લેવાની વાત દૂર રહી, પણ કોઈ પોતાનો ભક્ત રાષ્ટ્રીય પ્રવૃત્તિ તરફ વળ્યો હશે કે વળતો હશે તો તેના ઉત્સાહને તે "गुडसे मरें वहाँ विषसे न मारिए" એ નીતિ પ્રમાણે જરૂર મોળો પાડી દેશે. ઉદાહરણ જોઈતું જ હોય તો તાજું છે. યુરોપમાં વિશ્વબંધુત્વની પરિષદો ભરાય છે ત્યાં જૈન ધર્મ પોતાનું સ્થાન પરાણે કરવા જાય છે, પણ તે ધર્મ જરા પણ મહેનત વિના વિશ્વબંધુત્વની પ્રત્યક્ષ પ્રવૃત્તિમાં સ્થાન મેળવવાનું આ દેશમાં શક્ય છતાં અહિં જ એમાં સ્થાન કેમ નથી મેળવતો? રાષ્ટ્રીય મહાસભા જેવું વિશ્વબંધુત્વનું સુલભ અને ઘરઆંગણાનું કાર્યક્ષેત્ર છોડી લંડન ને અમેરિકામાંની એવી પરિષદોમાં કેમ ભાગ લેવા મથે છે? દેશની પ્રત્યક્ષ વિશ્વબંધુત્વ–સાધક પ્રવૃત્તિઓમાં પોતાના ધન તન અને મનનો ફાળો આપવો છોડી એ પરદેશમાં હજારો માઈલ દૂર ભરાતી પરિષદોમાં માત્ર બે પાંચ મિનિટ મેળવવા જ પરાણે અપમાન પૂર્વક કાં ફાંફાં મારે છે? આનો જવાબ શોધીશું તો બીજા વર્ગનું માનસ સમજાઈ જશે. વાત એ છે કે બીજા વર્ગને કાંઈક કરવું છે. તે પણ પ્રતિષ્ઠિત હોય તે કરવું છે. વળી તે પ્રતિષ્ઠા એવી હોય કે જે અનુયાયી લોકોના મનમાં રમેલી હોય, એવી ન હોય કે જેથી અનુયાયીઓને કોઈ પણ છેડાવાનું કારણ મળે. તેથી જ આ ઉદાર વર્ગ જૈન ધર્મમાં પ્રતિષ્ઠા પામેલ અહિંસા અને અનેકાંતના ગાણાં ગાય છે. એ ગાણાં એવાં કે જેમાં કાંઈ પ્રત્યક્ષ કરવાપણું જ ન હોય. પહેલા વર્ગે એ ગાણાં માટે ઉપાશ્રયોનું જ સ્થાન પસંદ કર્યું, ત્યારે બીજા વર્ગે ઉપાશ્રયો ઉપરાંત બીજાં સ્થાનો એવાં પસંદ કર્યાં કે જ્યાં ગાણાં ગાઈ શકાય અને છતાં કશું જ કરવાનું ન હોય. તત્ત્વતઃ બીજો [illegible] વર્ગ વધારે ભ્રામક છે, કારણ તેને ઘણા ઉદાર તરીકે ઓળખે છે

નામદાર ગાયકવાડ જેવા ચતુર બુદ્ધિના રાજપુરુષને વાસ્તે વિશ્વબંધુત્વની ભાવનાને મૂર્તિમાન કરવા મથતી ગંભીર મહાસભાની પ્રવૃત્તિમા ભાગ લેવાનુ એક યા બીજે કારણે ન પાલવે એ વાત સમજી શકાય, પણ ત્યાગ અને સહિષ્ણુતાનો ઝભ્ભો પહેરી બેઠેલ તપસ્વી મનાતા જૈન સાધુવર્ગ વાસ્તે એ સમજવુ મુશ્કેલ છે કે તેઓ જો વિશ્વબંધુત્વ વાસ્તવમા જ જીવિત કરવા ચાહે છે તો તેના પ્રયોગનું સામેનું પ્રત્યક્ષ ક્ષેત્ર છોડી તેઓ કેમ વિશ્વબંધુત્વની શાબ્દિક રમત કરનાર પરિષદોની સગવડના પાછળ મંડ્યા રહે છે?

હવે ત્રીજા વર્ગની વાત કરીએ એ વર્ગ પ્રથમના બે વર્ગ કરતા સાવ જુદો પડે છે કારણ એમા પહેલા વર્ગ જેવી સાંકડી દૃષ્ટિ અસર કરતી નથી કે જેને લીધે તે ગમે તે પ્રવૃત્તિ સાથે માત્ર જૈન નામ જોઈને જ રાચે અથવા માત્ર ક્રિયાકાંડમા મૂર્છિત થઈ સમાજ અને દેશની વાસ્તવ સુધારવા યોગ્ય સ્થિતિ સામે આંખ મીંચી બેસી રહે આ ત્રીજો વર્ગ ઉદાર મનનો છે પણ બીજા વર્ગની ઉદારતા અને તેની ઉદારતા વચ્ચે મોટું અંતર છે બીજો વર્ગ રૂઢિ અને ભયના બંધનો છોડ્યા સિવાય જ ઉદારતા સેવે છે જેથી તેની ઉદારતા આગીને ટાકણે-કામની વેળાએ માત્ર દેખાવ પૂરતી રહી જાય છે જ્યારે ત્રીજા વર્ગની ઉદારતા શુદ્ધ કર્તવ્ય અને સ્વચ્છ દૃષ્ટિમાથી ઉદ્ભવ થએલી છે એને લીધે તેને માત્ર જૈન નામનો મોહ નથી અગર તેની લેશે સૂગ પણ નથી એજ રીતે તે ઉદારતાની કે સુધારાની માત્ર શાબ્દિક રમતોમા ગોંધાતો નથી એ પ્રથમ પોતાની શક્તિનુ માપ કાઢે છે અને પછી જ કાંઈ કરવાની વાત કરે છે તેને જ્યારે સ્વચ્છ દૃષ્ટિથી કાંઈ કર્તવ્ય સૂઝે છે ત્યારે તે કોઈની રીઝ કે ખીજની ચિંતામા પડ્યા સિવાય તે કર્તવ્ય તરફ વળે છે તે માત્ર ભૂતકાળમા રાચતો નથી માત્ર બીજાઓના નવયત્નની રાહ જોઈ બેસી રહેવાનું પસંદ પણ નથી કરતો તેને જાતિ સંપ્રદાય કે ક્રિયાકાંડના ચોકા બાંધી રાખી નથી શકતા તે એ ચોકાઓમા પણ રહે અને બહાર પણ વિચરે તેની નેમ માત્ર એટલી જ

# નવયુગની ધર્મભાવના

(વ્યાખ્યાતા—ઇન્દુમતી મ્હેતા)

ધર્મ એ આજના યુગનો શબ્દ જ નથી અત્યારે ધર્મની વાતો કરી એટલે જુના જમાનામા રહેવુ એવુ મુખ્ય કારણ તો ગેરસમજુતી જ છે અત્યાર ધર્મ પ્રત્યે આવી સુગ આવી ગઇ છે એવુ કારણ એજ છે કે આપણા જીવનમા ધર્મ અને વ્યવહાર એમ બે વિભાગ પાડી દેવામા આવ્યા છે સામાન્ય જનતાની માન્યતા એવી છે કે વ્યવહારે માણસ ધાર્મિક ન બની શકે અને ધાર્મિક મનુષ્યમા વ્યવહાર બુદ્ધિ કદિ કેળવી ન શકે આ ઉભય વર્ગો એ બીજાને સમજવાનો પ્રયાસ કરતા નથી એમાથી આ ધર્મ પ્રત્યેની અવગણના જન્મી છે

અત્યારે તો ધર્મ એટલે પ્રભાતે એક કલાક કે અર્ધો કલાક પૂજાપાઠ કરવો તે અથવા તો નિયમિત મંદિરે દર્શન કરવા જવુ તે પણ સાચો ધર્મ આમા સમાતો નથી ધર્મ એટલે અમુક વખત જાપ જપવો કે દિવસમા બણ ચાર વાર સ્નાન કરવા કે ઉપવાસો કરવા એ નથી ધર્મ એટલે આચાર ધર્મનુ આ ખરૂ રહસ્ય મનુષ્યને સમજાયુ નથી જે ધાર્મિક સત્યો પોતે વાંચે છે તેને જીવનમા ઉતારવાની ધગશ અને લગન એટલે જ ધર્મ અત્યારે તો આપણે સહુ માનીએ છીએ કે મંદિરમા જ ઇશ્વર વસે છે અને જે રોજ દેરાસર જાય એ સાચો ધાર્મિક અને ન જાય એ નાસ્તિક મંદિર સિવાય બીજે બધે સ્થળે દાનવ વસતેલો છે

આવી માન્યતાને લઇને યુવાન વર્ગે ધર્મને નકાર્યો યુવાનોને આકર્ષે કે અનુકરણ કરવા જેવુ લાગે એવુ જીવન ધાર્મિક મનુષ્યે જીવી બતાવ્યુ નથી કારણ કે ધર્મ એ જીવવાનો છે એ સમજાતુ નથી ધર્મ સ્થાપકોએ ધર્મનો આવો અર્થ કર્યો ન્હોતો પણ પાછળથી મનુષ્યે પોતાની સગવડ પ્રમાણે ધર્મનો અર્થ કર્યો અને એને ધર્મ મનાવ્યો જૈન ધર્મમા પણ સમ્યગ્ ચારિત્ર ઉપર ભાર મુકવામા આવ્યુ છે એ ચારિત્ર શાથી

થાય છે? મનુષ્ય ધર્મના કે નીતિના જે સૂત્રો સમજે છે એને જીવનમા ઉતારવાથી જ ચારિત્ર્ય ઘડાય છે પોતાને જે સત્ય સમજાય એ આચરે એ જ સાચો ધાર્મિક મનુષ્ય કહી શકાય એ ચારિત્ર્યના ઘડતરના સાધનો તરીકે પાચ વ્રત, પાચ સમિતિ, ભાવના અને ત્રણ ગુપ્તિ વગેરે આપવામા આવ્યા છે જૈન ધર્મનો મુખ્ય પાયો અહિંસા છે પણ એ અહિંસા ત્રણ ગુપ્તિ દ્વારા પાળવાની છે મન વાણી અને કાયા તે ઉપરાંત બીજા કેટલાક તત્વો સામાયિક અને પ્રતિક્રમણ પણ ચારિત્રના ઘડતરમા ઉપયોગી ગણેલા છે સામાયિક એટલે સમતા જીવનની સારી પરિસ્થિતિમા સમતા જાળવવાની છે અને પ્રતિક્રમણ એટલે પાપની માફી એ રીતે દુશ્મનને પણ ક્ષમા આપવી જોઇએ પણ એનો અર્થ એમ નથી કે વર્ષમા એક દિવસ માફી આપી બીજા દિવસથી શત્રુતા વધારવી સમભાવ એ ભાવના જીવનમા ઉતારવાની છે

ધર્મનુ આ રહસ્ય જ્યા સુધી બરાબર ન સમજાય ત્યા સુધી એની મહત્તાનો ખ્યાલ ન આવે આ રહસ્ય સમજ્યા પછી એનુ આચરણ શક્ય બને આજે તો બધા માને છે કે ધર્મ એટલે સગવડતા ધાર્મિક મનુષ્યને કોઇ જાતની મુશ્કેલી હોય નહિ પણ ધાર્મિક જીવન એટલે સતત મથન જીવનના કલહ સ્હામે લડવાનુ બળ ધર્મ આપે છે દુઃખનુ મૂળ સમજાવે છે ધર્મ તો દુઃખનુ સાચુ સ્વરૂપ સમજાવે છે અને મનુષ્યને જીવનમા એ સહન કરવાનુ બળ આપે છે આ રીતે જોઇએ તો ધર્મ એટલે જગતે જેને જખ્મી કર્યો છે એવા દુઃખી આત્મા એનુ આરોગ્ય ભુવન.”

હવે આપણે વર્તમાન યુગનુ ધર્મ પ્રત્યેનુ વલણ જોઇશુ કેટલાક કહે છે ધર્મ એટલે અફીણ મનુષ્ય સુખ મળે એના ઘેનમા પડ્યો રહે છે ધર્મ એને નીંદ આપે છે

બીજો મત એવો છે કે ધર્મ એ તો મનની એક ટેવ છે મનનુ તત્ત્વ વગર સમજ્યે મનુષ્ય એનુ પાલન કરે છે જીવન સાથે સેવા

હેવા હોતી નથી જેમ ચા પીવાની ટેવ પડેલા કે બીડી ફૂંકવાની ટેવ મનુષ્યને પડે છે એમ પૂજા કરવાની કે મંદિરે જવાની ટેવ પડે છે

કેટલાક એને વહેમ કહે છે અમુક દિવસે કંદમૂળ ન ખવાય લીલોતરી ન ખવાય વગેરે અમુ જપ ઉપવાસ વગેરે વહેમ છે

વળી એક મત એવા પણ છે કે જે માને છે કે ધર્મ એટલે મનુષ્યની સત્ય શોધવાની પ્રમાણિક વૃત્તિને દાબી દેવાનું સાધન મનુષ્ય એટલો પ્રમાદી છે કે એ પોતાની મેળે જીવનના સત્યો શોધવા જતો નથી એટલે ધર્મ જે સત્ય આપે છે તે સ્વીકારી લે છે અને એ રીતે ધર્મ એની એ સાધનને દાબી દે છે અત્યારના યુગનુ લક્ષણ જ એ છે કે મનુષ્ય ઓછામા ઓછી મ્હેનત કરી વધારેમા વધારે લાભ ઉઠાવવા માગે છે અને વર્તમાન યત્રવાદ એ વૃત્તિને પોષે છે જીવનના દરેક ક્ષેત્રમા આ સરળ રીતે અને વગર મ્હેનતે વસ્તુ પ્રાપ્ત કરવાની વૃત્તિ પેસી ગઈ છે કેળવણી ધર્મ સમાજ, રાજકારણ બધે જ એનુ અસ્તિત્વ છે

અત્યારે બહુ જ પ્રચલિત થયેલી માન્યતા તે એ કે ધર્મ એટલે બીજાને ચુસી લેવાનુ સાધન મનુષ્ય મનુષ્યને પૂજારી ભક્તોને ચુસવાનો જ પ્રયત્ન કરે છે જેમ પોપ સ્વર્ગમા પ્રવેશ કરવા માટે અમુક પૈસા લઈ ચીઠ્ઠી આપતો એમ આપણા ધર્મગુરુઓ બ્રહ્મભોજન અને દેવધન દ્વારા સ્વર્ગની ખાત્રી આપે છે એટલે ધર્મને નામે પૈસા લેવાય આવ છે અને એ પૈસામાથી ધર્મગુરુઓની મોટી મ્હોટી હવેલીઓ બંધાય છે અને એજ ધર્મગુરુઓ અપરિગ્રહ નો ઉપદેશ આપે છે

જનતાનો એક વિભાગ ધર્મને વિચિત્રતાનો સર્જક માને છે ધર્મ મનુષ્યને જડ બનાવી દે છે જેથી એ બીજાઓ સાથે ભળી શકતો નથી એ જડમૂર્તિને પૂજવામા આનંદ લે છે પણ જીવની મૂર્તિને અવગણે છે ગંગાજળથી સ્નાન કરીને શુદ્ધ રહેવાનો ઢોંગ કરે છે અને અંતરમા અશુદ્ધિ જુઠુ બોલીને લોકો પાસે પૈસા પડાવે છે અને જીવનમાં કૃત્રિમતા

ને ઢોંગ દેખાય છે આજનો ધર્મ આવા માનવીઓ સર્જે છે જે સમાજને બોજારૂપ છે

સમાજનો ભણેલો અને વિચારશીલ વર્ગ એમ માને છે કે માનવી ધર્મની મદદથી વર્તમાન જીવનની કટુતા ભૂલવા માટે આ જગતથી પર એવા કોઈ અસ્પષ્ટ નિર્વાણમા પલાયન કરે છે જીવનના કાર્યમા ભાગ ન લેતા એનાથી મનુષ્ય ભાગતો ફરે છે ધર્મ અને સ્વર્ગનુ વર્ણન કરીને એના તરંગમા નાખી દે છે

આ બધી વિવિધ માન્યતાઓ જોયા પછી આપણે ધર્મના સાચા સ્વરૂપ તરફ વળીએ ધર્મ સંસ્થાપકોએ ધર્મ સ્થાપતી વખતે કેવી ભાવના રાખી હતી અને ખરેખર ધર્મનુ કાર્ય શુ છે એ જોઈએ

ધર્મ એટલે દર્પણ આપણા જીવનનુ મલીનતા સહિત જેમા પ્રતિબિંબ પડે તે આપણુ ખરૂ સ્વરૂપ અને સ્થાન બતાવી દે જીવનમા કુમાર્ગે જતા એમા જોવાથી માર્ગદર્શન મળે છે કયા કયા ડાઘ પડી ગયા છે એ સ્પષ્ટ રીતે બતાવી દે છે વળી ધર્મ જીવનમા એલાર્મનુ કામ કરે છે ઉંઘતા હોઈએ ત્યારે જાગૃત કરવા જેમ ઘડીયાળનુ એલાર્મ કામ લાગે છે એમ જીવનની શિથિલતામાથી જગાડનાર ઉદ્બોધન આપનાર ધર્મ છે એની ચેતવણી જીવનમા સક્રિયતા પ્રેરે છે પણ એનુ કાર્ય માત્ર અંગુલિ નિર્દેશનુ જ છે, કયા જવાનુ છે એનુ સૂચન કરે છે જવાનુ મનુષ્યને માટે બાકી રહે છે ધર્મ માત્ર જીવનનો નકશો બતાવે છે પણ નકશામા શહેર જોવાથી ત્યા જવાતુ નથી તેમ ધર્મના સૂચનથી મોક્ષ મળતો નથી. જીવવાનુ બાકી રહે છે ધર્મ માત્ર જીવનની મંગળતા બતાવી શકે છે અંધારામા ગુંચવાતો માનવી ધર્મના દીપકથી માર્ગનુ નિરીક્ષણ કરી શકે છે જેમ આપણી ઘડીયાળ અટકી પડે કે ધીમી ગતિથી ચાલતી હોય ત્યારે શહેરની મ્હોટી ઘડીયાળ સાથે આપણે કાંટા મેળવીએ છીએ, એમ જીવનનું યંત્ર અટકી પડતા ધર્મ તરફ દ્રષ્ટિપાત કરતા જીવનની ભૂલ સુધારી શકાય છે એની ગતિ કરતા ધીમી ગતિથી

ચાનના આપણા જીવનની ગતિમા વેગ લાવી શકાય છે વળી ધર્મનું કામ મનુષ્યને ઉદ્બોધન આપવાનુ છે એવા જીવનની નિરાશામા આશા કિરણ પ્રગટાવવાનુ છે વર્તમાન જીવનની ત્રુટિઓ જતી રહેશે અને મનુષ્યરૂપી તણખો એક મહાજ્યોત રૂપ થશે એ આશાવાદ ધર્મ પ્રેરી શકે જો ઉપર જોયા એ લક્ષણો ધર્મમા ન હોય તો એ સાચો ધર્મ નથી જો કે ધર્મનુ મૂળ સ્વરૂપ એવુ નથી મનુષ્યે એને વિકૃત બનાવ્યુ છે એ વિકૃતિની પાછળ જઇ એનુ સાચુ સ્વરૂપ પિછાનવા મનુષ્ય પ્રયત્ન કરશે, તો એને ધર્મની સ્હામે ફરીયાદ કરવાનુ નહિ રહે

અત્યારે જનસમાજમા ધર્મનુ આ મૂળ સ્વરૂપ કેમ જળવાઈ નથી રહ્યુ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે એને માટે અત્યારના આપણા કહેવાતા ધર્મગુરૂઓ જવાબદાર છે એમનુ મુખ્ય કર્તવ્ય શુ છે એનુ ભાન એ લોકોને નથી એમણે મનુષ્યની નિર્બળતા ઉપર નહિ પણ શક્તિના ઉપર ભાર મુકવો જોઇએ આજના ધર્મગુરૂઓ મનુષ્યને ઉત્સાહ આપવાને બદલે એની નિર્બલતાને જ પોષે છે કારણ કે એની નિર્બળતા ઉપર જ એનુ પ્રભુત્વ ચાલી શકે છે અત્યારે ધર્મને માટે જે જાતના ક્રિયાકાંડ કરવા પડે છે એમા માત્ર અધ્વર્યુ જ કામ કરે છે એટલે મનુષ્યોને ધર્મ મંદિરે પણ પ્રેક્ષક તરીકે જ રહેવાનુ હોવાથી એમને રસ પડતો નથી ક્રિયાકાંડમા માત્ર નિષ્ક્રિય હાજરી જ નહિ પણ સક્રિય ફાળો આપવા લોકોને કરવા જોઇએ અત્યારે ધાર્મિક માણસ આપણે કોને કહીએ છીએ? જેનામા જગતના દુઃખ તરફ વૈરાગ્ય ઉત્પન્ન થાય એને ખરી રીતે જોતા તટસ્થ વૃત્તિની જરૂર નથી પણ વૃત્તિની ગાઢતાની જરૂર છે એ ગાઢતાને પરિણામે જગતનુ સર્વ દુઃખ પોતાનુ લાગે અને તે દૂર કરવા પ્રયત્ન કરે, એ સાચો વૈરાગી જેને જગત્ આખા સાથે રાગ ધર્મની અધોગતિનુ મુખ્ય કારણ તો એ છે કે ધર્મશાસ્ત્ર કે ધર્મગુરૂ જે મતો કહે એના પર વિચાર કર્યા વિના શ્રદ્ધાથી સ્વીકારી લેવાના હોય છે પણ ધર્મ

...ગુરુઓએ મૌલિક વિચાર સરણીને ઉત્તેજન આપવું જોઈએ પણ એમ ... થવાથી એમનું મહત્વ ઘટી જાય માટે એ વસ્તુ પરત્વે બેદરકારી જ ... બતાવવામાં આવે છે સાચો ધાર્મિક મનુષ્ય જગત્ પ્રત્યે બેપરવા નહિ ... પણ સાચો માનવ માનવતાની લાગણીવાળો અત્યારનું આપણું જીવન ... સ્થિર બની ગયું છે ખાબોચીઆ જેવું છે એને જ્યારે આપણે સરિતા જેવું ... વહેતું બનાવીશું ત્યારે જ જીવનમાં નવીનતા જન્મશે અને નવીનતાને લીધે ... સમયુગ પ્રમાણે આપણે નવો ધર્મ અંગીકાર કરશું આજે તો સામાન્ય ... જીવન ગાળવા માટે ધર્મગુરુઓ પ્રબોધે છે પણ જ્યારે એ મનુષ્યોને ... ઉચ્ચના શીખવશે રાજમાર્ગે લઈ જશે ત્યારે ધર્મનો ઉદ્ધાર થશે આ ... રીતે જો ધર્મગુરુઓ જ પોતાનું સાચું કર્તવ્ય સમજે તો મનુષ્યમાં ... ઊંઘાઈ ગયેલી ધર્મભાવના ફરી સજીવન થાય

હવે આપણે સાચા ધર્મનું સ્વરૂપ જોઈશું સાચો ધર્મ માત્ર ... મંદિરોમાં જ નહિ પુરાઈ રહે પણ સાચા ધાર્મિક મનુષ્યને મન સમસ્ત ... જગત્ એ મંદિર થશે જગત્માં વસતા પ્રાણીમાત્ર દિવ્યતાની મૂર્તિ થશે ... દેરાં બંધાવવા કરતાં સરસ્વતીનાં મંદિરો બંધાવશે દેવધનનો ઉપયોગ ... જગત્ના દુખી આત્માને સહાય કરવામાં કરશે પ્રભુ દેવધનથી રાજી ... થતો નથી બાળકને ભૂખ્યા જોઈ પોતે વૈભવ માણતો નથી

સાચા ધાર્મિક મનુષ્યને મંદિરના ક્રિયાકાંડમાં રસ ન પડે પણ ... જીવનનું તમામ કાર્ય બધાં ક્ષેત્રો જેને માટે ક્રિયાકાંડ બની રહે જીવ... ...ના બધાં કાર્યો આવા સમર્પણ ભાવથી જ કરે એ માત્ર પૂજાથી ... સંતુષ્ટ ન રહે, જગતનાં માનવીઓને સહાય કરે એને સ્વર્ગની કે મોક્ષની ... પડી ન હોય. એની પૂજાનું ફળ એને જીવનમાં સેવા કરવાનો અવસર ... પ્રાપ્ત થાય એ જ છે યજ્ઞમાં ઘી હોમવાને બદલે જીવનનાં કાર્યો,

વિચારો વૃત્તિઓ વગેરે અર્પણ કરો એના જીવનનું સૂત્ર એજ હોય કે आत्मना प्रतिकूलानि, परेष्या न समाचरत् । પોતાના જીવનની દ્રષ્ટિથી જ સૌને નિરખે પોતાને ન ગમતી વસ્તુ બીજા માટે નજ કરે અને આ રીતે જગત્ સાથે સાચુ તાદાત્મ્ય અનુભવે. જગત્ અને પોતે જુદા નથી પણ એક જ છે, એ ભાવના જીવનમા જન્મે ત્યારેજ સાચુ ધાર્મિક જીવન ગાળી શકાય

આવી નવીન યુગની સાચી ધર્મભાવના આપણામા જાગૃત થાય તો જીવનના ઘણા પ્રશ્નો પરત્વે નવનવો પ્રકાશ પડે. વર્તમાન જગતમા અસ્તિત્વ ધરાવતા પ્રશ્નોનુ નિરાકરણ કરવા માટે આવા સાચા માનવ ધર્મની આવશ્યકતા છે આ વ્યાખ્યાનમાળાથી આપણુ જીવનનુ દ્રષ્ટિબિંદુ આ રીતે વિસ્તૃત બને તોજ આ સપ્તાહનુ સાર્થક થાય.



# અહિંસા.

(વક્તા-શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક)

ધર્મજિજ્ઞાસુ બ્હેનો અને ભાઇઓ,

મારું આજનું વક્તવ્ય રજુ કરતા અશક્ય લાગતી એક કલ્પના ...વા પ્રથમ હુ આપને કહીશ તે એ છે કે ધારો કે ઇશ્વરે આપણને ...તુ કે મારે તમારા બધા દુઃખો ટાળવા છે તે માટે તમે બધા તમારા ...ખોની એક યાદી કરી આપો આપ સર્વ જરૂર કહેશો કે આવું કહેણ ...આવતા કોઇ માણસ અધૂરૂ મૂકશે નહિ અનેક પ્રકારના દુઃખોની એક ...ગી પેઠે લાંબી એવી યાદી જરૂર તૈયાર થઇ જશે

હવે આપણે એક બીજો તર્ક કરીએ યાદી તૈયાર થઇ ગયા પછી ...ણે કે ઇશ્વર આપણને કહે કે આ બધા દુઃખોમા એક માણસે કે ...માણસ સમૂહે કે માણસના સમાજે બીજા ઉપર નાખેલા દુઃખો ઉપર ...ઇક નિશાની કરો અને એ પ્રમાણે આપણે નિશાની કરવા માંડીએ ...તો શુ પરિણામ આવશે એમ આપ સમજી લેશો હુ જરૂર માનુ છુ ...કે બધા દુઃખોમાથી ઘણો મોટો ભાગ માણસે માણસ ઉપર નાખેલા ...ખોનો નીકળશે હુ એ કબુલ કરૂ છુ કે આ પ્રસંગે જો માણસોને ...અંદર અંદર મળીને એકબીજા પર નાખેલા દુઃખોની નિશાની કરવા ...દીધે તો પુષ્કળ મતભેદ થશે ઘણા કહેશે કે જે દુઃખ નાખ્યાનો તેના ...પર આરોપ મુકાયો છે તે પોતે નાખ્યુ જ નથી. ઘણા કહેશે કે પોતાની સામે ...ઈશ્વા કરેલા દુઃખો કાલ્પનિક છે અને જો દુઃખો નાખવામા ન્યાયાન્યાય ...કે તેની જવાબદારીનો પ્રશ્ન ઉભો થાય તો તો મતભેદ અને ગોટાળાનો ...ઇ પાર નહિ રહે પણ આપણે એ દૃષ્ટિ તો અત્યારે જવા દઇએ ...એક વાત નક્કી કે આવા મતભેદના દૃષ્ટિબિન્દુઓ દૂર રાખતા કુદરતી ...રેલા દુઃખોમા લગભગ ૯૦ ટકા, માણસે માણસ ઉપર નાખેલા ...દુઃખો નીકળશે.

અહિંસાને માટે આપણો એક જ વિચાર બસ છે હિંસાથી આપણે માણસ જાતનું દુઃખ વધારી દીધું છે જો દરેક માણસ નક્કી કરે કે મારે બીજાને દુઃખ ન દેવું તો દુનિયાના ઘણા દુઃખો ઓછાં થઇ જાય. જો આપણે સુખી થવાની ઇચ્છા હોય તો એ દેખીતું જ છે કે આપણે સૌથી પહેલી અહિંસા પાળવી જોઇએ અહિંસાનું મોટામાં મોટું સાદામાં સાદું વ્યાપકમાં વ્યાપક અને પ્રમાણમાં પ્રબળ સમર્થન છે અને છતાં જાણે માણસ જાત આટલું પણ ન સમજતી હોય એ પ્રમાણે વર્તે છે

એટલે હવે આપણે એ વિચાર કરીએ કે અહિંસા પાલન આવશ્યકતા આટલી બધી જરૂરની હોવા છતાં તેનું પાલન કેમ થતું નથી? તો તેમાં મને સૌથી પ્રથમ કારણ માણસની બુદ્ધિજડતા લાગે છે ઉપરનો દાખલો આપણે ફરી લઇએ તો આપણા દુઃખોની યાદી જ્યાં જ્યાં બીજી વ્યક્તિ તરફથી દુઃખ આપેલું હોય તે દરેક પ્રસંગ માણસ નિરાંતે થઇ વિચાર કરે તો તેને જણાશે કે ઘણા પ્રસંગે તો એક માણસે ઇરાદા વિના બીજાને દુઃખ આપેલું હશે અનમનનું અર્થ હિંસાનો અર્થ કોઇનો જાન લેવો એવો નથી પણ મન, વાણી કર્મથી કોઇને પણ દુઃખ દેવું એવો છે માણસ એટલો જડ છે, આળસુ છે પોતાના કાર્યથી બીજાને દુઃખ થાય છે એ તેના ધ્યાનમાં જ આવતું નથી બીજા પર શી અસર થાય છે કંઇ અસર થાય છે કે નહિ તે વિચારતો જ નથી ખરું તો એમ કહેવું જોઇએ કે સંસ્કારિતાનો અર્થ જ એ કે માણસ માત્ર પોતાનો વિચાર ન કરતા બીજાઓનો સાથે સાથે વિચાર કરે શિષ્ટાચારના નિયમો સંસ્કારિતાની દૃષ્ટિએ બીજાને કેમ ઓછામાં ઓછું દુઃખ કે અગવડ થાય એમ વર્તવું બીજાને કેમ સાધારણ રીતે અનુકૂળ થઇને વર્તવું એ ધોરણ પર ઘડાયા છે નિયમો ઘડવાનું કારણ માણસમાં રહેલી વ્યાપક જડતા છે જડતાથી ભૂલ ન કરી બેસાય માટે નિયમો છે, અને એ એવા છે કે એ સ્વભાવમાં રૂઢ

आहार निद्रा भय मैथुन च
सामान्य मेतत्पशु भिर्नराणाम् ॥

માણસ પાસે ભયથી અમુક કામ કરાવીએ ત્યારે આપણે માણસને પશુ ગણીએ છીએ માણસની માણસાઈને ઉત્તેજિત કરવાને બદલે તેની પામરતાને ઉત્તેજીએ છીએ એનો અર્થ એ છે કે માણસને માણસ માનવાના એટલા પ્રસંગો ઓછા કરીએ છીએ અને એમ કરતી વખતે ખરી રીતે આપણે પણ પામર જ બનીએ છીએ એટલે હિંસાનો સાધન તરીકે ઉપયોગ આખી માણસ જાતને પશુની કોટીમાં ઉતારે છે

આ ઉપરથી જ એક બીજી વાત ફલિત થાય છે હિંસાનો ઉપયોગ એટલા માટે થાય છે કે ભયથી ધાર્યું કામ કરાવી શકાય છે જો જગતમાં ભયથી આટલું કામ કરાવાય છે એવો અનુભવ ન હોત તો માણસ ઓછી હિંસા કરત એટલે હિંસાને સાધન તરીકે નિષ્ફળ કરવાનો એક ઉપાય નિર્ભયતા સાચી અહિંસા સાથે નિર્ભયતા હોવી જ જોઈએ સમાજની નિર્ભયતા વધારો એટલે હિંસા એની મેળે ઓછી થશે જે માણસ ભયભીત થાય છે તે બીજાની હિંસાવૃત્તિને ઉત્તેજે છે, તેને નોતરે છે માણસમાત્રનું સાચું લક્ષણ અહિંસા તેમ જ નિર્ભયતા પણ અહિંસા અને નિર્ભયતા એક જ સત્યના બે પાસા છે અને આ દૃષ્ટિએ હિંસક થવું એ સમાજની જેટલી અપસેવા છે તેટલી જ ભયભીત થવું એ પણ છે આપણા હિંદુઓની મોટી ભૂલ એ છે કે આપણે અહિંસાનું પાસું સમજીએ છીએ પણ નિર્ભયતાનું પાસું સમજતા નથી કેટલાક એમ ધારે છે કે અહિંસાના આ શબ્દને લીધે હિંદુઓ ઘણું દુઃખ અને અન્યાય સહન કરે છે પણ એ ખરું નથી અહિંસા સાથે જે નિર્ભયતા અવશ્ય હોવી જોઈએ એ ન હોવાથી હિંદુઓને ઘણા અન્યાયો સહન કરવા પડ્યા છે

અહિંસા અને નિર્ભયતા બન્ને જોઈએ એ ખરું છે પણ આ બન્ને ગુણો સામાન્ય વ્યવહારમા પ્રયત્નની અપેક્ષા રાખે છે, એ ગુણો એ દૃષ્ટિએ સાધ્ય જ રહેવાના પણ જે ગુણમા એ સ્વત સિદ્ધ થઈ જાય છે એ ગુણ પ્રેમ છે પ્રેમ હોય ત્યા અહિંસા અને નિર્ભયતા બન્ને અપ્રયત્ને આવે છે એટલે મનુષ્ય જાતિએ ખરો તો પ્રેમ જ સાધવાનો છે મનુષ્ય જાતિની સાચી પ્રગતિ એ દિશામા જ છે પ્રેમની સાથે સરખાવતા અહિંસા અને નિર્ભયતા બન્ને અભાવાત્મક ગુણો છે અહિંસા અને નિર્ભયતા એ શબ્દો પણ અભાવાત્મક છે પણ આખી માનવજાત પ્રત્યેનો પ્રેમ એ તો હજી આપણો દૂરનો આદર્શ છે તેનાથી આપણે હજી ઘણા દૂર છીએ, અને જ્યાસુધી એ આદર્શ સિદ્ધ ન કર્યો હોય ત્યાસુધી એ આદર્શના જન્મશત્રુરૂપ હિંસા અને ભયને આપણે પ્રવર્તતા અટકાવવા જોઈએ એને માટે આપણે અહિંસા અને નિર્ભયતાની વાત કરીએ છીએ. એ અભાવાત્મક છે જ એ અમુક ન કરવાનુ કહે છે બીજી રીતે કહીએ તો એ વ્રતો છે આચરણને અમુક સીમાની બહાર ન જવા દેવાને પોતે પોતાપર નાખેલા નિયમનો છે

એટલે અહિંસા ઉપરના મારા વિચારોને મારે ટૂંકમા કહેવા હોય તો હુ એમ કહુ કે હિંસા એ માણસ જાતનુ દુ ખ વધારનાર છે હિંસા પશુબળનો ઉપયોગ કરી માણસને પશુ બનાવે છે અહિંસા અને નિર્ભયતા સુખી માણસાઈના વાતાવરણ માટે આવશ્યક છે એ બન્ને પ્રેમની અંતર્ગત હોવાથી પ્રેમમા એ અપ્રયત્ન સાધ્ય બને છે પ્રેમ ન હોય ત્યા સુધી તે આચારના સામાન્ય વ્રતો છે એ બન્ને સાધવાને માટે જેમ પ્રેમનો હૃદયગુણ જોઈએ તેમ જ વિજ્ઞાન અને સૂક્ષ્મ બુદ્ધિ પણ જોઈએ



# સંત તુકારામ

(લેખક—શ્રી કેદારનાથ)

[ સંત તુકારામના શબ્દોથી જ હું તેમના પરના વ્યાખ્યાનની શરૂઆત કરું છું ]

"सकळ चिंतामणि शरीर । जरी जाय अहंकार आशा समूळ ।
निंदा हिंसा नाहीं कपट देहबुद्धि । निर्मळ स्फटिक जैसा ॥१॥
मोक्षाचें तीर्थ न लगे वाराणसी । येती तयापासीं अवघीं जनें ।
तीर्थासी तीर्थ जाला ताचि एक । मोक्ष तयाँ दर्शनें ॥२॥
मन शुद्ध तया काय करिसी माळा । मंडित सकळा भूषणांसी ।
हरिच्या गुणें गजताती सदा । आनंद तया मानसीं ॥३॥
तन मन धन दिलें पुरुषोत्तमा । आशा नाहीं करणाचा ।
तुका म्हणे तो परिसाहूनी आगळा । काय महिमा वर्णूं त्याचा ॥४॥

તુકારામ મહારાજે આવું સંતોનું વર્ણન કર્યું છે મને લાગે છે કે આ તેમનું પોતાનું જ વર્ણન છે તેઓ કહે છે — આ શરીર જ ચિંતામણિ છે ચિંતામણિ એટલે જે મણિ પામે હોય તો ઇચ્છેલી વસ્તુ પ્રાપ્ત થાય તે મણિ આપણું શરીર ખરેખર ચિંતામણિ છે સર્વ સુખ સર્વ આનંદ આપનાર છે પણ ક્યારે? જ્યારે પોતામાંથી અહંકાર આશા એ મૂળ સહિત નાશ પામે નિંદાવૃત્તિ હિંસા કપટ દેહ એવ ડુ એવી ખોટી બુદ્ધિ વગેરે નાશ પામે મન નિર્મળ સ્ફટિક જેવું થાય ત્યારે ત્યારે આપણું શરીર ચિંતામણિ થાય છે—સર્વ સુખ સર્વ આનં દેનારું થાય છે એવી જેની સ્થિતિ હોય તેને મોક્ષનું તીર્થ જે વારાણસી ત્યાં જવાની જરૂર નથી પણ ઉલટું તેમની પાસે સર્વ લોક પાવન થવા માટે આવતા હોય છે એટલું જ નહિ પણ તીર્થને પાવન

પવિત્રપણુ સુદ્ધા આવા પુરૂષથી જ પ્રાપ્ત થતુ હોય છે સતના રહેવાને
લીધે તીર્થ નિર્માણ થતુ હોય છે જ્યા સતનો વાસ હોય છે તેજ ખરૂ
તીર્થ છે એવેજ તુકારામ મહારાજ કહે છે—"तीर्थासी तीर्थ जाल्या
जिच्या" સતના દર્શનથી મોક્ષ પણ પ્રાપ્ત થાય છે તેનો અર્થ
એ કે તેમના દર્શનથી મુક્ત પુરૂષ કેવા હોય છે તે તમને મૂર્તિમત
જોવા આવશે જેનુ મન શુદ્ધ છે તેને માળા આદિ બાહ્ય ચિન્હની
જરૂર નથી, કારણ કે તે સર્વ સદ્‌ગુણોથી ભૂષિત છે હરિનુ નામસ્મરણ
તેના મુખથી સતત ચાલતુ હોય છે અને તેના મનમા સતત આન
ન્દ હોય છે તેણે તન મન ધન પુરૂષોત્તમને–ભગવતને અર્પણ કરેલ
છે તેને કોઇની કશી આશા નથી હોતી તુકારામ કહે છે કે પારસમણિ
પણ આવા સત શ્રેષ્ઠ છે તેના મહિમાનુ શુ વર્ણન કરૂ ?"

આ અભગમા તુકારામે સતનુ જે વર્ણન કર્યુ છે તેવી તેમની
સ્થિતિ હતી. આવા શ્રેષ્ઠ પુરૂષના ચરિત્રનુ વર્ણન કરવાની શક્તિ મારામા
ક્યાથી હોય? તો પણ તેમના અભગોમાથી જે થોડુ ઘણુ ચરિત્ર
મળે છે તે સક્ષેપમા તમારી સમક્ષ મૂકુ છુ

મહારાષ્ટ્રમા પુનાથી ૫૦ માઈલ દૂર દેહુ કરીને એક નાનુ ગામ છે
ત્યા તુકારામના પૂર્વજ રહેતા હતા તેજ ગામમા ઇ સ ૧૬૦૮ ના
સુમારે તુકારામનો જન્મ થયો તેમના પિતાનુ નામ બોલ્હાબા અને
માતાનુ નામ કનકાઇ હતુ તેમના પિતા ભગવદ્‌ભક્ત હતા અને માતા
પતિપરાયણા હતા. ઘરની સ્થિતિ સામાન્ય હતી તુકારામને પોતાનાથી
મોટા સાવજી અને એક નાના એમ બે ભાઇઓ હતા મોટા ભાઈ સાવજી
બાળપણથી વિરક્ત હતો તેનુ લક્ષ્ય જરાયે સસારમા નહતુ, તેથી
સસારમા પિતાને મદદ કરવાનુ કાર્ય તુકારામ પર નાનપણથી જ આવી
પડ્યુ તુકારામ સત્તર અટાર વર્ષના થયા એટલામા તેમના માતાપિતા
બન્ને સ્વર્ગવાસી થયા. મોટા ભાઇ સાવજીની પત્નિ પણ તેજ સમયે
સ્વર્ગવાસી થઇ—સાવજી ઘરબાર છોડીને તીર્થાટન કરવા

ઘેર આ પો નહિ આ વખતે ઘરનો બધો ભાર એમના તુકારામ
આવી પડયો તુકારામ સત્યથી અને ઘણા પરિશ્રમપૂર્વક પોતાનુ ઘર
ચલાવતા હતા ઘરની કાર્ ખેતી અને ધીરધારનો વેપાર હતો આ
સ્થિતિમા કેટલોક વખત ગયા પછી મહારાષ્ટ્રમા મોટા દુકાળ પડયે
રૂપિયાનુ એક શેર અનાજ મળતુ હતુ એમ કહેવાય છે આ દુકાળમ
તુકારામ અને તેમના કુટુમ્બની ઘણી ખરાબ સ્થિતિ થઇ એનેરમ
અનાજ પામ્યુ નહિ અને ધીરેલા પૈસા વસુલ થતા નહિ, એવી સ્થિતિમ
અન્ન સિવાય તેમને દિવસ કાઢવા પડતા તેમની પહેલી સ્ત્રીને દમનું
વ્યથા હતી તે આ દુકાળમા પોષણ ન મળવાથી મરી ગઈ એક છોકરે
પણ આ વખતે મરી ગયો ઘરની આવી ભયકર સ્થિતિ થવાથી અ
આખા દેશમા દુકાળથી થએલો કેર જોઇને તેમનુ મન સસારથી પ્રાપ્ત
ગયુ પહેલેથી તેમનુ મન પરમેશ્વર તરફ હતુ આ કારણુ સજોગોને
લીધે તેમનુ મન અત્યત વ્યાકુળ થઇને પરમેશ્વર તરફ દોડવા લાગ્યુ
જગતમા સધુ સુખ નશ્વર હોઇને એક પરમેશ્વર જ સત્ય છે અને તેની
પ્રાપ્તિ કરી લેવી એજ ઇહલોકમા મનુષ્યનુ કર્તવ્ય છે, એમા જ મનુ
સાર્થક છે એવી તેમની દૃઢ ભાવના થતી ગઇ તેમના હૃદયમા પહેલેથી
ઘણી કરુણા ભરેલી હતી દુકાળના અનર્થો અને તે નિવારણ કરવા
માટે પોતાનુ અસમર્થપણુ જોઇને તેમના મનને પાકો વિશ્વાસ થયો કે
પરમેશ્વર સિવાય કોઇ પણ કોઇનો તારક થઈ શકતો નથી હાલ છે તે
પ્રમાણે તે વખતે એક સ્થાનમાથી બીજા સ્થાનમા અનાજ વગેરે લઈ
જવાના સાધન નહોતા આને લીધે દુકાળમા માણસોને બચાવવાનુ
ઘણુ કઠણ હતુ એક દર કઠણ સ્થિતિને લીધે તુકારામનુ મન સસાર
માથી વિરક્ત થયુ દુકાળના દિવસો પૂરા થતા પણ ફરીને તેમનુ મન
સસારમા આસક્ત થયુ નહિ. તુકારામે ત્યારથી જ ઈશ્વર પ્રાપ્તિનો
માર્ગ લીધો અને ઘરની કાયમની વ્યવસ્થા કરવા પાછળ તેઓ લાગ્યા
ઘરની શાહુકારી હતી અને તેના દસ્તાવેજ તેમની પાસે હતા તેમના

...ના હોઆને તેના ભાગના અડધા દસ્તાવેજ આપી દીધા
...ની પૈસા આપવાની શક્તિ નહતી ખતપત્ર પરથી ધીરધારના પૈસા
...કરવા, એટલે દુષ્ટતા સિવાય વસુલ કરવા શક્ય નથી વગેરે વિચારો
...ના મનમા આ ના દુષ્ટતા તો તેમના મનમા મૂળથી જ નહતી
...દયા જ ભરેલી હતી આવી સ્થિતિમા ધીરેના પૈસા વસુલ થવા
... ત્યારે આ દસ્તાવેજો આશાનુ મૂળ છે, પરમેશ્વરની પ્રાપ્તિ
...હેવ તો આશાનો પ્રથમ નાશ કરવો જોઇએ એ વિચારથી તેમણે
...નો નાશ કરવાનો નિશ્ચય કર્યો તે બધા કાગળો તેમણે
... તેની ઉપર નીચે પથ્થર બાધી ઇંદ્રાયણી–તેમના ગામની નદીમા
...ને ડૂબાડી દીધા, અને પોતે આશામાથી કાયમના મુક્ત થયા
...તેમણે ડૂબાડી દીધી આ હકીકત પરથી સસાર પ્રત્યેનો
...વૈરાગ્ય અને આશામાથી છૂટવા માટેનુ તેમનુ સાહસ એ વાત
...જણાઇ આવે છે આ રીતે આશાનો નાશ કરવાનો પ્રયત્ન કરવો
... વિલક્ષણ વાત છે

...બગામર થાને નહિ શાહુકારી હતી તે આ રીતે નષ્ટ થઇ
...લોકોને તેમના ઋણમાથી મુક્ત કર્યા, અને તેઓ પોતે સસાર
...ઉદાસીન થયા ... પરમેશ્વરનુ ભજન સ્મરણ કરવુ, ...
...હેતુ, સ્ત્રી પુત્ર પર મમતા ન રાખવી, શરીર નિવાહ પૂરતો
...લોકોને વિશેષે ગરીબોને ઉપયોગી થવુ–તેમનુ નાનુ
...કામ કરતુ થાકયો હોય તેનો ભાગ પોતાને માથે લેવો, કોઇ
...કે યાત્રાળુ ગામમા આવે ત્યારે પોતાની ગરીબી અને
...ની ખરાબ સ્થિતિ છતા તેને પોતાને ઘેર લાવીને જમાડવો–તેની
...ની, સર્વ ભૂતોમા પરમેશ્વર છે, કોઇને–જીવ માત્રને દુખ ન
...એટલા માટે પ્રયત્ન કરવો ગધેડા તરસ્યા હોય તો તેને પાણી
...થાના કામમા શરમ ન રાખવી સસારની વાતોમા મન ન
...–આવા પ્રકારની તેમની વિરક્ત અને આપૂર્ણ સ્થિતિ થ...

ધના પ્રસંગો હમેશાં આવતા હતા તેને લીધે તેમની પત્ની ઘણીજ દુ:ખી થતી બંનેનો એક વિચાર ન હોવાથી આમ થાય છે એ જાણીને તુકારામ મહારાજે એક દિવસે તેને પુષ્કળ ઉપદેશ આપ્યો તેમણે કહ્યું "તું આ સંસારમાં કેમ ગુંથાઈ રહી છું ? જે મળે તેમાં સમાધાન રાખવું, કશાની આશા કરવી નહિ બાળકોની ચિંતા ન કરવી તેમને માટે બધું નિર્માણ થએલું છે તું આ બંધનમાંથી મુક્ત થા સજ્જન તને માન આપશે. જગતમાં તારી કીર્તિ થશે તું તારા જન્મનું સાર્થક કરી લે. હરિભક્ત બન સર્વ ઇચ્છા-વાસના છોડી દે ઘરમાં જે કાંઈ હોય છે તે બધું ગરીબો-બ્રાહ્મણોને આપી દે ઢોર-ઢાંખર માટે, વાસણ કે કશાની આશા ન રાખ ઢોર મરી ગયાં વાસણ ચોરો લઈ ગયા બાળક થયાં નહતાં એમ સમજ મન એક વાર કઠણ કર જેથી તને પરમેશ્વરી આનંદ થશે તું મારૂં સાંભળ આપણે સને સુખી થઈશું દેવ અને ઋષિ આપણું ગૌરવ કરશે તે આપણને વિમાનમાં વૈકુંઠે લઈ જવાને આવશે ગંધર્વો નામ સ્મરણના ગીતો ગાશે સંત મહંત સિદ્ધ આપણી સામે આવશે તેમને આલિંગન આપીને-ભેટીને તેમના ચરણ પર પડીએ આપણી બધી ઇચ્છા પૂરી થશે આપણા માબાપ જ્યાં છે ત્યાં આપણે જઈએ અને જ્યારે તેમને આપણે આંખથી જોઈએ તે વખતના સુખનું વર્ણન હું શું કરૂં ? જો તું નિશ્ચય કર મનને બંધનમાંથી ખેંચી લે કાલે સોમવાર દ્વાદશીનું પર્વ છે મન શુદ્ધ કર, બ્રાહ્મણોને બોલાવીને તેમને બધું અર્પણ કરી દે તું કાયમની સુખી થઈશ—આ જંજાળમાંથી નીકળીશ. અમને આ સંસારસુખનો કંટાળો કેમ આવ્યો-કયા કારણને લીધે અમારે તે સુખ નથી જોઈતું એમ લાગ્યું તે જાણતી નથી શું ? વિચાર કર અમારી ભૂખતરસ કેવી નિશ્ચળ થઈ, ચપળ મન કેવી રીતે સ્થિર થયું ? લોકોને દ્રવ્ય એ પોતાના પ્રાણ કરતાં પણ પ્રિય હોય છે તે અમને પ્રાણ કરતાં પણ હીન કેમ લાગવા માંડ્યું ? સગાં સંબંધી જન અને જગત બધુંજ અમને એક સરખું-બધી જગાએ અમને સમભાવ આ હકીકત કેમ બની ? આ કોનો

પ્રભાવ? આ કોનું બળ? પ્રભા મા અમારી પાસે છે અને તેજ બધું સુખદુઃખ સહન કરે છે તેણે આમારો અંગીકાર કર્યો છે તું પણ તેની યા દૈન્યવો વિષે મહૂભાર રાખ મન મજબૂત કરીને આ સંસારના દુઃખમાંથી મુક્ત થા

આવી રીતનો ઉપદેશ તેમણે પત્નીને કર્યો તેની વૃત્તિ કાંઈક વળી પરંતુ મને રચ્ચે પૂરેપૂરો બનાવ કદાચ પરંત થઈ શકતા નથી પણ પહેલી સ્થિતિ ઘણે અંશે બદલાઈ હશે તેમની આ પત્ની ઘણી મહેનતુ હતી અને તુકારામની ઘણી સંભાળ લેતી હતી અત્યંત દુઃખના વખતે પણ તેમને છોડીને તે કદી પિયર ગઈ નહતી આ તેમની બીજી પત્ની પહેલી પત્ની દમિયલ હતી એટલે તુકારામના પિતાએ નાનપણમાં જ તેમનું બીજું લગ્ન કર્યું હતું તેનું નામ જિજાઈ અને પ્રચલિત નામ આવલી હતું

સંતો વિષે તુકારામ મહારાજના મનમાં ઘણો પૂજ્યભાવ હતો સત્સંગતી તેમને ઘણી ઈચ્છા હતી સંતોના સહવાસથી જ સદાચાર વિષે પ્રીતિ ઉત્પન્ન થઈને મન પરમેશ્વર તરફ વળે છે એવો તેમનો વિશ્વાસ હતો સંત કોને કહેવા એ વિષે કેટલાક અભંગોમાં તેમણે કહ્યું છે તે પરથી સંતની તેમની વ્યાખ્યા અને વિચાર તમારા લક્ષ્યમાં આવશે.

"जे का रंजले गांजले । त्यासी म्हणे जो आपुले ॥१॥
तो चि साधु ओळखावा । देव तेथेंचि जाणावा ॥२॥
मृदु सबाह्य नवनीत । तैसें सज्जनाचें चित्त ॥३॥
ज्यासी आपंगिता नाहीं । त्यासी धरी जो हृदयीं ॥४॥
दया करणे जे पुत्रासी । तेची दासा आणि दासी ॥५॥
तुका म्हणे सांगो किती । तोचि भगवंताची मूर्ती ॥६॥"

'જે પીડિત રીબાયેલા દુઃખી હોય તેમને જે પોતાના ગણે છે જેનું ચિત્ત માખણ જેવું મૃદુ હોય છે પરાધીન અને નિરાધારને જે

પાના હૃદય સાથે ચાપે છે–પોતાના કરી ગણે છે, પોતાના દીકરાની
ને દાસદાસીપર દયા કરે છે તેજ સાધુ છે એમ સમજવુ અને ત્યાજ
રે છે એમ માનવુ" તુકારામ મહારાજ કહે છે કે "હુ બીજુ શુ કહુ ?
સંતો પુરુષ એટલે ભગવતની મૂર્તિ છે " દયા અને સમભાવ એ સાધુના
મહત્ ગુણો છે, એવી તેમની ખાતરી હોવાથી તેમણે આ ગુણો પર
ખેવો ભાર મૂકેલા છે તે આ અભગ ઉપરથી જણાઇ આવે છે તે
પ્રમાણે એક અભગમા તેઓ કહે છે– જે સજ્જન છે તેમનુ ગળ, બુદ્ધિ
બધુ ઉપકાર માટેજ ખર્ચાય છે દેવોની પેઠે તેમના હૃદયમા દયા ભરેલી
રહે છે આવા સત સજ્જનનો જીવ એજ દેહ અને જ્યા તેઓ રહે
તે ઠેકાણુ વૈકુઠ છે "

આ વચનો પરથી તેમની સત વિષેની વ્યાખ્યા કેવી હતી તે દેખાઇ
આવે છે દુ ખી માટે–તેમનુ દુ ખ નિવારણ કરવા માટે જે દુ ખ સહન
કરે છે તેજ સત જેના મનમા ભૂતદયા છે, જેનુ મન માખણ જેવુ
કોમળ છે તેજ સત દુ ખી વિષે જેના મનમા અપાર કરૂણા ભરેલી છે–
અપકાર ભાવ જેનામા નથી તેજ સત કરૂણા એ સતનુ સ્પષ્ટ લક્ષણ છે
આ પ્રમાણે અભગ ધૈર્ય–નિર્ભયતા એ સતનુ મહત્વનુ લક્ષણ છે
એમ કહે છે –

"हिरा ठेविता एरणीं । वाचे मारिता जो घणीं ॥१॥
ताचि मोल पावे खरा । करणीचा होय चुरा ॥२॥
माहरा होय तोचि अगे । मूत न जळे ज्याचे सगे ॥३॥
तुका म्हणे ताचि सत । सोसी जगाचे आघात ॥४॥ "

"એરણ પર મૂકેલો જે હીરો ઘણના મારથી યે તૂટતો નથી તેજ
સાચો બનાવટી હીરો ઘા સામે ટકી શકતો નથી, તેના ચૂરેચૂરા થઇ
જાય છે જેની મોજનમા સુતર અગ્નિમા બળતુ નથી તેજ ખરો
મહેરો (એ પ્રમાણે મણિ) તે પ્રમાણે જગતના આઘાત જે સહન

કરે છે પરંતુ ધૈર્ય છોડતા નથી તેજ ખરા સંત ' આ તેમના વચ-
પરથી જ દેખાય છે । સંત એટલે ધૈર્યની જાણે મૂર્તિજ હોય નિ-
યના સંતમાં હોવીજ જોઈએ જે જગતનો ભય રાખે છે તે સંત
નથી એવું તેનું ખાતરીપૂર્વક કહેવું હતું "धन्य ताचि प्राणि क्ष-
म्याचे अंगीं । न भंगे प्रसंगीं धैर्य बळ । તે મનુષ્ય ધન્ય છે જેના
ક્ષમા અને ધૈર્યબળ ભાગતું નથી આ પરથી ક્ષમા અને ધૈર્ય
સદ્ગુણ સંતમાં હોવાજ જોઈએ એમ તેમનું કહેવું હતું સંતના હૃદ-
યમાં અપાર કરૂણા અભંગ ધૈર્ય નિર્ભયતા ક્ષમા સહિષ્ણુતા અત્યંત કો-
મળતા વગેરે અનેક સદ્ગુણ હોવાજ જોઈએ, સ્વપર ભાવનો નાશ થઈ
સમભાવ તેમના હૃદયમાં હોવોજ જોઈએ સર્વ સદ્ગુણોનો સમુચ્ચય
એટલે સંતપણું તુકારામ મહારાજ કહે છે "આવા પ્રકારનું સંતપણું
જેને જોઈએ તેને તે કેવી રીતે પ્રાપ્ત થાય ક્યાં પ્રાપ્ત થાય ? તે બજાર
મળતું નથી ગિરિકંદરાઓમાં જંગલમાં ભમવાથી મળતું નથી ધન
દગના આપવાથી તે મળતું નથી નથી તે આકાશમાં કે નથી પાતાળમાં
પોતાના પ્રાણનું બલિદાન આપીનેજ તે મળી શકે છે પ્રાણની સ્વ
ખની આશા રાખીને સંતપણું મળતું નથી પ્રાણનું બલિદાન આપવા
જેની તૈયારી ન હોય તેણે સંતપણાની વાત કરવી નહિ '

' नाहीं संतपण मिळत ते हाटीं । हिंडता कपाटीं रानीं वनीं ॥१॥
नये मोल देता धनाचिया राशी । नाहीं ते आकाशीं पाताळीं तें ॥२॥
तुका म्हणे मिळे जीवाचिये साटीं । नाहीं तरी गोष्टी बोलों नये ॥३॥

દયા ક્ષમા શાન્તિ નિર્ભયતા સત્ય પાવિત્ર્ય વૈરાગ્ય એ સંત
લક્ષણો એ લક્ષણો ન હોય તો ઈશ્વર કશાથીયે ક્રમાતો નથી એ
તેમનું કહેવું હતું પરમેશ્વર-સત્યજ્ઞાન વિષે તેમના મનમાં વ્યાકુળતા
હોવાથી તેમના પોતામાં કે બીજામાંયે દંભ અસત્ય ઇત્યાદિ દોષો તેમ
જરાયે સહન થતા નહોતા પોતા વિષે તેઓ ઈશ્વરને કહે છે 'હું બહા

"જ તુજે વેચે મજ ભેટી દેતા। વચન વોલતા एक दीन ॥१॥
જાય તુજ रुप घेतो मी चारोनी। त्या भेणे रुपेनी राहिलासी ॥२॥
જાય તુજે आम्हा कर्वे वैकुंठ। मेवो नको भेट आता मज ॥३॥
તુકા મ્હન તુઝો न लगे दसोडी। परी आहे आवडी दर्शनाची ॥४॥"

હે ભગવન્ ! મને દર્શન આપતા—મારી સાથે મે વાત કરતા તારે શુ ખર્ચ થવુ પડે છે ? તારૂ રૂપ ઘણુ સુ ? કે તો હુ શુ ચોરી જઈશ એવા ભયથી તુ લપાઇ રહ્યો કે ? દર્શન આપીશ તો તારી સાથે વૈકુંઠ આવવાની હુ હઠ કરીશ એવો તને ભય લાગે છે શુ ? અરે, તુ શેને બીએ છે ? તુ ભય ન રાખ, મને ભેટ તુકારામ કહે છે કે મારે બીજા કોઇ ચીજના એક રોગની યે અપેક્ષા નથી, પણ માત્ર તારા દર્શનની જ ઇચ્છા છે પરમાત્માને પોતાની નજરથી નિ સ કોચ અને નિ ડર કરવાની એવી આ કેટલી બધી ઉદાત્ત કલ્પના અને ભાવના !

અને રીતે પરમેશ્વરની પ્રાર્થના કરીને, વૈગનથી રહીનેયે તેનુ દર્શન થતુ નથી એ જોઇને તેઓ નિરાશ થતા અને તે નિરાશામા તેઓ ઈશ્વર પર ગુસ્સે થઇ જતા–તેના પર ચીડાઈ જતા તેમના તે ગુસ્સામાયે કેવો અગાધ પ્રેમ ભરેલો હતો ? તેઓ કહેતા હે ભગવન્ ! તારી સાથે સ બધ કરવો એજ મોટી ભૂલ છે તુ હાથ પગ વગરનો હુ ઠો છે તો શુ લેવાનુ ? તારી સાથે સ બધ કરવો એટલે આપણુ પોતાનુ જે હોય તે ગુમાવી બેસવાનુ, તો તારી પાસેથી કઇ પણ મેળવવાની આશા જ ની કરી ? જે વ્યવહારમા મુદ્દન–મૂળ રકમ હાથમા આવવાની નહિ હોય ત્યા વ્યાજ, મરતાયે, મળે ક્યાથી ? એવી આખા જગતમા તારી ખ્યાતિ છે તને નહિ શરમ નહિ વિચાર, તુ નિર્લજ્જ છે બજારના શિરસ્તા પ્રમાણે તુ ટટો કરનારો છે આવો તારો જેવો ટટો કરનાર જે કોઈ થશે તેની સાથે તારી ભેટ થશે તેને તુ મળીશ તેની સાથે તારી મુલાકાત થવાની સર્વસ્વનો ત્યાગ કરીને ફક્ત લગોટી અમે રાખી

સંસાર સંભાળ્યો નહિ તે બીજાનું એનું શું સંભાળે? આ બુદ્ધિ તેં પાછળથી સૂઝી પરંતુ પૈસાના નુકસાન માટે તેને ક્રોધ તો આવ્યો તે તુકારામ મહારાજને દુઃખ પણ દીધું પણ ઈશ્વરકૃપાથી આ સંકટમાંથી તેમનો છૂટકો થયો અને મનને દુઃખ દીધા માટે તેને પશ્ચાત્તાપ થયો.

એક વાર તેઓ સહજ રીતે એક રસ્તે થઈને જતા હતા ત્યાં પક્ષીઓ દાણા ખાતા હતા તે તેમને જોઈને ઊડી ગયા તેમને આ વાતથી ઘણું દુઃખ થયું તેમને મનમાં આવ્યું "મારા ચિત્તમાં આ પક્ષીઓ માટે સમભાવ હોત તો તેમને મારો ભય લાગ્યો જ ન હોત હું માત્ર સમભાવની વાત બોલું છું પરંતુ મારામાં સમભાવ નથી" ચિત્તમાં સમભાવ આવ્યા વગર અહીંથી ઊઠવું જ નથી એવો નિશ્ચય કરીને તેઓ ત્યાં જ બેઠા તે પ્રસંગે તેઓ જે અભંગ બોલ્યા તે—

"अवघी भूतें साम्या आलीं । दखिली म्या कै हातीं ॥१॥
विश्वास तो खरा मग । पाडुरग कृपेचा ॥२॥
माझी कोणी न धरो शका । विश्व हो का निद्र द ॥३॥
तुका म्हण जें जें भेटे । तें तें वाट मी ऐसें ॥४॥"

सर्व भूतो विषे समान भाव मारा चित्तमां आवेलो मारा प्रत्यक्ष अनुभवमां आवशे त्यारे ज पांडुरंगनी कृपा मारा पर थई छे एवो विश्वास-एवो अनुभव मारा मनमां रहेशे कोईने पण मारा विषे शंका न आवो सघळु विश्व मने निर्दंभ थई जाओ अने जे जे कोई मने मळशे ते ते हुं ज छुं एम मने लागो आवी साम्यावस्था आवशे त्यारे ज पांडुरंगनी कृपा थई छे एम मने लागशे

समभाव प्राप्त थवो ए ज साची परमेश्वरी कृपा एवी तेमनी श्रद्धा हती ईश्वरी कृपा-समभाव साधवा माटे तेओ इच्छता हता पोताना अंतिम कल्याण माटे जे ईश्वरी कृपानी इच्छा करे छे ए ज खरो भक्त ए तुकाराम महाराजनी अनेक वातो परथी स्पष्ट जणाय छे

પૂજ્યતા જ તેમા સતની સ્થિતિ કેવી હોય છે તે તેમણે પોતાના ઉદા હરણથી બતાવી આપ્યુ લોકો તેમને દેવ માનવા લાગ્યા ત્યારે તેઓ પરમેશ્વરને કહે છે -

"लोक म्हणती मज देव । हा तो अधर्म उपाय ॥ १ ॥
आता कळेल तें करा । शीस तुझे हाती सुरी ॥ २ ॥
अधिकार नाहीं । पूजा करिती तैसा काहीं ॥ ३ ॥
मन जाण पापा । तुका म्हण माय बापा ॥ ४ ॥

હે પ્રભો લોકો મને દેવ કહે છે પણ આ તો ખુલ્લો અધર્મ મને લાગે છે મારી સ્થિતિ તુ જાણે છે હવે તને ગમે તે તુ માર કર મારૂ માથુ અને છરી તારા હાથમા છે લોક પૂજા કરે છે તે અધિકારને હુ લાયક નથી હે માબાપ પ્રભો મારૂ મન મારા પાપ જાણે છે કે હુ પુજાવાના અધિકારને પાત્ર નથી! કેવી નિરહકાર અને સરળ વૃતિ આ !

તુકારામ મહારાજ માટે લોકોની પૂજ્યતા વધતી ચાલી તેમ તે પોતે નિરભિમાની હતા તેમને તે પૂજ્યતા દુ ખરૂપ લાગતી હતી તેમના ઉપદેશનુ પરિણામ લોકો પર થવા લાગ્યુ નામસ્મરણનો માર્ગ બધા લોકો માટે ખુલ્લો છે પરમેશ્વરને ઘેર ઉચનીચનો ભેદ નથી અને પરમેશ્વરને ભક્તિ સિવાય પ્રેમ સિવાય બીજુ કાઇ પ્રિય નથી આ તેમનો ઉપદેશ બધા લોકોને ગળે ઉતરવા લાગ્યો પણ આજ કારણથી તેમના પર એક મહાન સકટ આવી પડયુ

ચાતુર્વર્ણ્યના અગ્રણી બ્રાહ્મણોમાથી કેટલાકને તુકારામ મહારાજનો આ ઉત્કર્ષ અને તેમનુ આ નકારનુ વધતુ જતુ માહાત્મ્ય સહન થયુ નહિ તેમને તુકારામની ઇર્ષ્યા આવવા લાગી. ઉપદેશ કરવાનો તુકારામનો આ ક્રમ આ પ્રમાણે ચાલુ રહે તો વૈદિક ધર્મના કિલ્લા પર અને ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા પર લોકોનો વિશ્વાસ જ જતો રહેશે એમ તેમને ભય લાગવા માડયો

સમાજમાં આવા પ્રકારના માણસો જ્યારે જ્યારે નિર્માણ થાય છે અને તેમણે સાદી સહેલી ભાષામા સત્ય પ્રકટ કર્યું હોય છે અને સત્ય ધર્મ લોકોને કહ્યો છે ત્યારે ત્યારે ધર્મનો સંપુર્ણ અધિકાર પોતા પાસે છે એવુ માનનારો, રૂઢિગ્રસ્તિ વાતો, ક્રિયાઓ અને માન્યતાઓને જ ધર્મ સમજનારો અને પરંપરાથી ધાર્મિક આગેવાની જેમને પ્રાપ્ત થઇ હોય છે એવા લોકો આવા સત પુરુષોનો વિરોધ કરતા હોય છે આવા વિરોધીઓને ધર્માધર્મની પરવા હોય છે જ એવુ નથી. રૂઢ ધર્મ કપના માન્ય જાય તો સમાજમાનુ પોતાનુ નેતૃત્વ જતુ રહેશે અને માન, પ્રતિષ્ઠા, અર્થપ્રાપ્તિ વગેરે સર્વ બાજુથી પોતાનુ નુકસાન થશે એ ડરથી વિશેષે એ ભયથીજ તેમને સતપુરુષોનો વિરોધ કરવા પડે છે. પોતાનુ માન પણ જતુ રહે છે અથવા અર્થહાની થાય છે વગેરે ઐહિક લોભ વિરોધ કરવા માટે તેમનાથી બતાવી શકાતા નથી, એટલે ધર્મના નામ પર તેઓ બધો વિરોધ બતાવે છે આવાજ કારણે સાચુ સાક્રેટીસને ઝેરનો પ્યાલો પીવો પડ્યો પ્રભુ ખ્રિસ્તીને શુળી પર ચઢવુ પડયુ, ગુરુ તેગ બહાદુરની ગરદન પર તલવારની ધાર પડી અને માર્ટિન લુથર તથા સંત એકનાથ સરખા કેટલાકોની પજવણી થઈ, આ વિરોધ, આ ઝગડો ધર્મના નામ પર ચાલે છે પણ તે ધર્મનો નથી હોતો આ વિરોધ-આ ઝગડો એક તરફથી ધર્મ અને બીજી બાજુથી ઐહિક સ્વરૂપ માન પ્રતિષ્ઠા, સત્તા અર્થપ્રાપ્તિ વચ્ચેનો હોય છે

સંત તુકારામ પર આજ કારણે એક કરણ પ્રસંગ આવ્યો, તેઓ બ્રાહ્મણ ન હતા તેમનો વંશ મુળથી ક્ષત્રિયનો, વડિલોપાર્જીત ધધો ખેતી અને વ્યાપાર, બ્રાહ્મણ પોતાની જાતિ સિવાયના બાકી બધાને શુદ્ર સમજતા. તુકારામ મહારાજ અબ્રાહ્મણ છતા ઉપદેશ દે છે ઉપદેશ આપવાનું કામ તો બ્રાહ્મણોનુ વળી તેમના ઉપદેશમા વેદાતનો અર્થ સીખે છે તે વેદાન સ્પૃશ્ય અસ્પૃશ્ય બધી હીન જાતિઓને તેઓ કહે છે આ મહાન અધર્મ તેમના હાથે થાય છે એમ વીરોધી બ્રાહ્મણો કહેવા

... મ. પ્રર્થનામાજ બ્રાહ્મણોના આક્ષેપનો જાણે ઉત્તર દેવાનો હતો ... ૬ ' ઉપદેશ આપવાનો અધિકાર અમારો છે, કારણ અમે ... ' તુકારામ કહેતા "તમેજ બ્રાહ્મણ કેમ? જે વૈષ્ણવ છે ... છે જે રામકૃષ્ણનુ નામસ્મરણ કરે છે, જે પરમેશ્વરનુ ... છે, શાંતિ દયા ક્ષમા જેમનામા છે કારણ પ્રમગે જે અભગ ... છે એવો અત્યજ પણ બ્રાહ્મણ છે 'ब्राह्मण तो याती अत्यज ...मानावा तववता निश्चयेसीं' આવો અત્યજ પણ બ્રાહ્મણ છે ... તમે તો બ્રાહ્મણ શાના? મહારના–અત્યજના સ્પર્શથી તમને ક્રોધ ... છે તમે બ્રાહ્મણ શાના? તમને ક્રોધ આવે છે એ માટે દેહત્યાગ ... તમને પ્રાયશ્ચિત્ત નથી કામ ક્રોધ એજ ખરા ચાડાલ છે એનાનો ... દેવો ન જોઇએ, એને તો તમે હૃદયમા સઘર્યા છે જેના હૃદયમા ... એવાઓનો સગ તે તેની જાતિનો સમજવો જોઇએ ... ની મોબત તમે બ્રાહ્મણ શાના?"

"महारासी शिवे । कोपे ब्राह्मण तो नव्हे ॥ १ ॥
तया प्रायश्चित्त काहीं । देह त्याग करिता नाहीं ॥ २ ॥
नातळ चाडाळ । त्याचा अतरी विटाळ ॥ ३ ॥
त्याचा सग चित्तीं । तुका म्हणे तो त्या याती ॥ ४ ॥"

... તેમના ઉત્તરથી અને અભગોથી વિરોધીઓ અધિક ... તેમણે રામેશ્વરભટ્ટ નામના એક દશગ્રથી બ્રાહ્મણને પોતાના ... બનાવ્યા, અને તુકારામના આવા અધર્મનો કાઇક પ્રતિકાર ... પ્રબલ થતા યો રામેશ્વર ભટ્ટે તુકારામ મહારાજને સભામા ... માન્યા અને કહ્યુ "તુ શૂદ્ર છે, તને ધર્મનો ઉપદેશ કરવાનો ... નથી. તારા અભગમા વેદનો અર્થ હોય છે અને તુ ને ... અત્યજ સર્વને કહે છે આ તારો ઘોર અપરાધ છે તુ આજથી

ઉપદેશ ન કર અને આજ સુધી જે અભંગ તેં કર્યા છે તે બધા ડુબાડી દે."

તુકારામ મહારાજે આ આજ્ઞા માન્ય કરી. આજ સુધી જેટલી કવિતાઓ કરી હતી તે સર્વ અભંગ સ્વરૂપે જ કરેલી હતી. પરમેશ્વરની પ્રાર્થના, લોકોને ઉપદેશ વગેરે બધું તેમાંજ હતું. તે સર્વ અભંગની ચોપડીઓ તેમણે સાથે લીધી [illegible] એક કો[illegible] પરો હતો તેમાં ડુબાડી દીધી. તેથી તેમને પણ દુઃખ થયું. નદી પરથી તેઓ પાછા આવ્યા. પેટમાં અન્ન ન હતું. મંદિરમાં ગયા અને ત્યાં મંદિરની બહાર એક પથ્થર પર આંખો બંધ કરીને પડી રહ્યા. આ કેવળ અમાનુષિક સત્યાગ્રહ હતો. તે તેર સ્થિતિમાં તેમની પાસે આવી કહેવા લાગ્યા 'કેમ તુકારામ! પહેલાં સ્વનાવૈભવ ડુબાડીને સંસારને ડુબાડ્યો. ઈશ્વરભક્તિની પાછળ લાગીને અભંગ બનાવતા હતા તે પણ હવે ડુબાવ્યા. સ્વાર્થ અને પરમાર્થ બન્ને ડુબાવ્યા. જાણીને શું સાર્યું? અમે પ્રથમથી તમને કહેતા હતા કે જે ઈશ્વરની પાછળ લાગ્યો તે સદરથી ડૂબ્યો એમ સમજવું.' લોકોના આવા પ્રકારના બોલથી તુકારામના મનને ઘણું કષ્ટ અને ઉદ્વેગ થવા લાગ્યો. સર્વ જીવન વ્યર્થ ગયું એમ લાગવા માંડ્યું. તેજ સ્થિતિમાં તે પથ્થર પર આંખો બંધ કરીને તેમને તેમ સ્તબ્ધ પડી રહ્યા. મોઢામાંથી વિઠ્ઠલ નામ નીકળતું હતું એટલી જ જીવન રહ્યું હોવાની નિશાની હતી. આખરે તેરમા દિવસે ગામમાં ખબર પડી કે અભંગની ચોપડીઓ નદીમાં પાણી પર તરે છે. ભાવિક લોકો આવીને મહારાજને આ વાત કહેવા ધાયા. ડુબાવેલા અભંગો ફરીને બહાર આવ્યા અને તેમને મળ્યા. પ્રથમ તેમને કદાચિત સમાધાન લાગ્યું હશે પણ પછી તરતજ તેમને પોતાના વર્તન માટે પરમ દુઃખ થયું. તેમને પશ્ચાત્તાપ થયો. આ વખતે જે અભંગ તેમના મોંમાંથી બહાર આવ્યા તે અત્યંત હૃદયસ્પર્શી છે. તેમના થોડા વચનો પરથી જ તમને કલ્પના આવશે કે આ વાત માટે તેમને કેટલો પશ્ચાત્તાપ થયો હતો.

"घोर अन्याय केला । तुझा अंत म्यां पाहिला ।
जनाचिया बोला साठीं । चित्त क्षोभविलें ॥ १ ॥
भोगविलासा केला सण । अधम मी याती हीन ।
झाकुनी लोचन । दिवस तेरा राहिलो ॥ २ ॥
अवघें घ.तलिया कोडें । तान भुकेचें साकडें ।
योगक्षेत्र पुढे । तुज करणें लागले ॥ ३ ॥
उदकीं राखिले कागद । चुकविला जनवाद ।
तुका म्हणे ब्रीद । साच केलें आपुलें ॥ ४ ॥

પ્રભો, મે મોટો અન્યાય કર્યો લોકોના કહેવા પરથી મે મારા ચિત્તમા ક્ષોભ ઉભો કર્યો. મે તને કેટલુ કષ્ટ આપ્યુ ? તને કેટલો શ્રમ આપ્યો ? હુ કેટનો અધમ, કેટલો જાતિહીન ચાડાન ? બધી ભુખ તરસનુ સર્વ સકટ તારા પર નાખીને આખો બધ કરીને પડી રહ્યો અને તારા પર બધો યોગક્ષેમ ચનાવવાનુ નાખ્યુ તને મે કેટલી મુશ્કેલીમા નાખ્યો ? મારો અન્યાય કેટનો મોટો છે ? પણ તે તારૂ બીરુ સાચુ કર્યુ પાણીમા કાગળનુ રક્ષણ કર્યુ અને લોકાપવાદ વ્યર્થ કર્યો'

વળી તેઓ કહે છે "મને કોઈ પજવતુ નહતુ, મારી પીઠ પર મેં શસ્ત્રના ઘા પડતા હતા કે મે આટનુ આક્રાત કર્યુ મારૂ રક્ષણ કરવા માટે મારી પાસે અને કાગળનુ રક્ષણ કરવાને ઘરમા એમ મે બે ઠેકાણે તને કરીને તારા ભાગે, મે બે ભાગ કર્યા પરતુ તે દયાળુએ બે ઠેકાણામાથી અહિં કે ત્યા ઘરમા આઘાત લાગવા દીધો નહિ માબાપ પણ ચો । અપરાધ માટે પ્રાણ લે છે પણ તે મારા કેટના અપરાધ સહન કર્યા ? તે મારે માટે કેટલુ સહન કર્યુ એ બધુ એકનો સહન કરનાર તુજ જાણે છે તારા જેવો તો કોણ છે ? મારી વાણી કુંઠિત થાય છે

હે ભગવન્, હવે મારી કોઈ ગરદન કાપી નાખે, દુર્જન મને પીડા આપે પણ તને શ્રમ થાય કષ્ટ પડે એવું કાંઈપણ કરીશ નહિ. આ ચાકરે એકવાર અપરાધ કર્યો તેર દિવસ તને પાણીમાં ઉભા રાખીને મેં મારી ચોપડીઓ તારી પાસે રખાવી. મેં વિચાર કર્યો નહિ. મારો અધિકાર કેટલો? પ્રભુ મને એકવાર ક્ષમા કર. હું હવે પછી સાવધ રહીશ.

પ્રભુ તું માતા કરતા મમતાળુ છે. તું ચંદ્ર કરતા શીતળ છે, તું પાણી કરતા પાતળો છે. તને હું શાની ઉપમા આપું? તારા નામ પર ઓવારણા લઉં છું. તેં મધુર અમૃત નિર્માણ કર્યું છે, પરંતુ તું તેને તેના કરતાયે મધુર છે. તું પાંચ તત્ત્વનો કર્તા, સર્વ સત્તા નાયક. હું હવે કાંઈ બોલતો નથી. તારા ચરણો પર શાંતિથી મસ્તક રાખું છું. મારા અપરાધ ક્ષમા કર.'

આ અર્થના અભંગો તેમના મોંમાથી તે વખતે નીકળ્યા. આ બધા અભંગો મૂળમાં જ વાંચીને સમજવાથી તેનો પ્રભાવ પડ્યા વગર રહેતો નથી.

પાણીમાંથી અભંગ બહાર આવ્યા એટલે રામેશ્વર ભટ્ટને ઘણું દુઃખ અને ઉદ્વેગ થયા. બનેલી હકીકત માટે તેને મનમાં પશ્ચાત્તાપ થયો અને તે તુકારામ મહારાજને શરણે આવ્યો. તે વખતે તેમણે તેને ઉપદેશ આપ્યો —

"चित्त शुद्ध तरी शत्रु मित्र होती। व्याघ्र ही न खाती सर्प तया ॥१॥
विष ते अमृत आघात ते हित । अकर्तव्य नीत होय त्यासी ॥२॥
दुःख तें देईल सर्व सुखफळ। होतील शीतळ अग्नि ज्वाळा ॥३॥
आवडेल जीवा जीवाचिये परी। सकळां अंतरीं एक भाव ॥४॥
तुका म्हणे कृपा केली नारायणें। जाणिजेत येणें अनुभवें ॥५॥

ચિત્ત શુદ્ધ હશે તો શત્રુ મિત્ર થશે, વાઘ કે સાપ તેને ખાશે નહિ. વિષ તેને અમૃત જેવું થશે. આઘાત હિતરૂપ થશે. ન કરવી જોઈએ એવી

વાતનો મર્મ જોઈએ એવું આચરણ તેની સાથે કોઈ કરે તોયે તેને તે લાભકારક જ થશે દુઃખ પણ તેને સર્વ સુખમય ફળ આપશે અગ્નિ જ્વાળા તેને શીતળ થઇ જશે બધા પ્રાણીઓને તે પોતાના જીવ જેવા પ્રિય લાગશે બધાના અંતરમાં તેને વિષે સદ્‌ભાવ લાગવા માંડશે પરમાત્મા કૃપા કરશે તો અનુભવ પ્રત્યક્ષ થઇ જાશે'

આ અભંગમાં કેટલું સામર્થ્ય છે ? પજવણી કરનાર રામેશ્વર ભટ્ટ તેમનો કાયમનો અનુયાયી થયો—એ નિષ્ઠાવાન ભક્ત થયો તેના મનની શાંતિ થઈ અને સંસારના બધા તાપમાંથી તે કાયમનો મુક્ત થયો

તુકારામ મહારાજના સમયમાં દેશની સ્થિતિ ઘણીજ ખરાબ થએલી હતી દુકાળ પડે ત્યારે તેનું નિવારણ કરવાના તથા લોકોને બચાવવાના કાંઈજ સાધનો નહતા તે વખતના સત્તાધારી પારકા પરધર્મી હતા તે સુધરેલા નહતા—પોતાનીજ પ્રજાને લુંટતા હતા ગામે ગામ લૂંટ-ધાડ પડતી હતી ગામના ગામ લૂંટાતા હતા સ્ત્રીઓને પણ લૂંટમાં લઇ જતા હતા પ્રજા જુલમથી ત્રાસી ગઇ હતી બધેજ અવ્યવસ્થા હતી શાસન કરનાર એવો કોઇ નહતો આ વખતે શિવાજી મહારાજનો જન્મ થયો રાજા શિવાજીએ પરાક્રમ ચાતુર્ય ધર્મશીલતા વગેરે સદ્‌ગુણોથી બધી બગડેલી સ્થિતિ બદલી નાખી તેઓ પોતે પુનામાં રહેતા હતા તેમણે તુકારામ મહારાજના આધ્યાત્મની ખ્યાતિ સાંભળી તેમણે પોતાના દિવાન સાથે નજરાણું પૈસા પાલખી, છત્રી ઘોડા વગેરે મોકલીને ઘણા સન્માનથી તુકારામ મહારાજને આમંત્રણ મોકલ્યું પણ તેમણે તેમાંથી એક વસ્તુ લીધી નહિ તે બધું પાછું મોકલ્યું રાજા પાસે ન જતાં પરમેશ્વરને પ્રાર્થના કરી –

"दिवट्या छत्री घोडे । हें तो बऱ्यात न पडे ॥ १ ॥
आता येथें पंढरिराया । मज गोविसी कासया ॥ २ ॥
मान दंभ चेष्टा । हे तो सूकराची विष्ठा ॥ ३ ॥
तुका म्हणे देवा । माझे सोडवणें धावा ॥ ४ ॥

ભક્તિને લીધે કેટલો સંતોષ ભરેલો હતો તે આ વાત પરથી સ્પષ્ટ સમજાય છે તેમને લાગતું હતું કે પોતાના ઘરમાં વૈકુંઠ ભરેલું છે તેમના સંતોષનો પાર નહતો નામસ્મરણ એકેશ્વરી નિષ્ઠા પરમાત્મા વિષે વ્યાકુળતા સત્યપરાયણતા ઇત્યાદિ સાધનોથી તેમણે છેવટે અનંત સિદ્ધિનો અનુભવ લીધો તેમની સાધનામાં તેમને આખરે સિદ્ધિ મળી ત્યારે તે વખતે તે પ્રકારના ઉદ્ગારો તેમના મોંમાંથી નીકળવા લાગ્યા -

"धवळें जगदाकार । अंधार तो निरसला ॥ १ ॥
लपों जाता नाहीं ठाव । प्रकट पाहे पसारा ॥ २ ॥
सरियाचा दिवस आला । वाढी बोला न पुरेचि ॥ ३ ॥
तुका म्हणे जाले मार्टी । पडिली गाठी धुरेशीं ॥ ४ ॥"

'સર્વ જગત ઉજ્જ્વળ થયું હવે અંધારું ક્યાંયે રહ્યું નહિ હવે છુપાઈ જવા માટે જગ્યા જ રહી નથી અંધારું જ નથી તો સંતાવાનું ક્યાં? સર્વત્ર પરમાત્મા જ ભરેલો છે—સર્વેજ તેનો પ્રકટ પસારો છે વિસ્તાર છે સત્યનો સતત વધનારો દિવસ આવ્યો, હવે રાત્રી આવવાની જ નથી જ્ઞાનના દિવસે રાત્રી ક્યાં? જ્ઞાનનો દિવસ શબ્દોથી વર્ણવી શકાતો નથી એટલો વધ્યો જીવને સમર્પીને પ્રમુખ જે પરમાત્મા તેની સાથે મેળાપ થયો—તેનું દર્શન થયું—તેનું જ્ઞાન થયું હવે જગત સર્વ ધવલ-ઉજ્જ્વળ થયો અને અંધારું રહ્યું જ નહિ

"लवण मेळविता जळें । काय उरलें निराळें ॥ १ ॥
तैसा समरस जालों । तुज माजी हरपलों ॥ २ ॥
अग्नि कर्पूराच्या मेळीं । काय उरली काजळी ॥ ३ ॥
तुका म्हणे होती । तुझी माझी एक ज्योति ॥ ४ ॥

લવણ-મીઠું પાણીમાં ગળી ગયું હવે જુદું તે શું રહ્યું? તેમ હે પ્રભો હું તારી સાથે સમરસ થયો તારામાં હું સમાઈ ગયો-લોપ પામ્યો-લય પામ્યો અગ્નિ અને કપૂર એ બંનેનો મેળ થવાથી પાછળ તેની કાજળ રહે છે શું? તેમ હું તારામાં લય પામ્યો-સમરસ થયો પ્રભો! તારી મારી એક જ્યોત થઈ હવે જુદાપણું ક્યાં રહ્યું? દ્વૈત ક્યાં રહ્યું?

આવા પ્રકારની તેમની સ્થિતિ થવા પછી તેમને ધન્યતા લાગી માંડી બધી સ્થિતિમાં આ સ્થિતિ શ્રેષ્ઠ છે એમ તેમને લાગ્યું અને જે સાધનાથી પોતે આ સ્થિતિ પર આવ્યા તે સાધન પણ સારું છે અને બધાએ આબાળ વૃદ્ધ સ્ત્રીપુરુષ બ્રાહ્મણથી માંડીને અંત્યજ સુધી બધાએ તે કરવા જેવું છે આમ તેમને લાગવાથી તેઓ કહે છે—

"कास घालोनी बळकट । झालो कळिकाळासी धीट । केली पायवाट । भवसिंधू वरुनि ॥ १ ॥

દૃઢ કચ્છ મારીને હું કળિકાળ સામે નિર્ભય થયો છું હવે કળિકાળનો ભય રહ્યો નથી દુસ્તર એવો આ ભવસિંધુ તરવાને હવે કઠણતા રહી નથી મેં એના પર પગ કેડી બનાવી છે-સરળ રસ્તો કર્યો છે" એમ જણાવી તેઓ આગળ કહે છે આ રસ્તે તમે બધા ચાલ્યા આવો

"या रे या रे लहान थोर । याती भलते नारी नर । करावा विचार । न लगे चिंता कोणासी ॥ २ ॥ અરે આવો, આ રસ્તે થઈને ચાલ્યા આવો નાના મોટા સ્ત્રીપુરુષ ગમે તે જાતિના હો હીન જાતિના બધા ચાલ્યા આવો કોઈને માટે ચિંતા-વિચાર કરવાની જરૂર નથી' આવો વિશ્વાસ તેમનામાં ઉત્પન્ન થયો તેમની સ્થિતિ વિષે તેમને ખાતરી થઈ જીવનનું સાર્થક થયું એમ તેમને લાગ્યું એ સ્થિતિમાં તેઓ કહે છે- મારી આ સ્થિતિ એટલી ઉત્તમ છે કે તે જોઈને બ્રહ્મજ્ઞાનીના મોંમાં પાણી છૂટશે તેને એની પ્રાપ્તિ માટે બ્રહ્મચારી શુકને પોતાની મુક્ત સ્થિતિ છોડવી એમ લાગશે તીર્થભ્રમણ કરનારને તીર્થાટન કરવાનું આળસ આવશે

સ્વર્ગમાં અને સ્વર્ગવાસ કરતા લાગશો. તપોનિધિનું અભિમાન ગળી જશે, યજ્ઞદાન વગેરે કર્મો કરવાની લાજ આવશે. ભક્તિનું ભાગ્ય પ્રેમ અને પુરુષાર્થ સાધ્ય કરીને બ્રહ્મના અર્થને આત્મધનને પ્રાપ્ત કરીશ આ લોકમાં મારી જાતને ધન્ય મનાવી લઈશ અને લોકોને એમ લાગશે કે આપણું સદ્‌ભાગ્ય કે આપણે આવા ધન્ય તુકારામને જોતા છે '

આ રીતે બધા તરફથી પોતાને ધન્ય મનાવીને અને પોતાના ઉપદેશથી માને ભાગ્યશાળી મનાવીને એ તાલીસ વર્ષની ઉમરે તેમણે પોતાની પ્રહ્નની યાત્રા પૂરી કરી. તેમના નિર્વાણ સામાન્ય અનેક મત છે. કોઈ કહે છે કે ડૂબી ગયા. તેઓ દ્વારિકાયાત્રાએ ગયા કોઈ કહે છે કે તેમણે તેમની ગુરુપરંપરા પ્રમાણે જલસમાધી લીધી કોઈ કહે છે કે સદેહે વૈકુંઠ ગયા

સંત તુકારામના જીવનચરીત્રની સાધારણપણે આ રૂપરેખા છે તેમનું સમગ્ર જીવન-જીવનમાં તેમના પર આવેલા પ્રસંગો, તે પ્રત્યેક પ્રસંગમાં તેમનું પ્રકટ થનારું ચારીત્ર તેજ અને સદ્‌ગુણોનો ઠીકઠામ દરેક મનમાં ઈશ્વરકૃપાના બળથી પ્રાપ્ત કરેલો વિજય લોકો અને મન સાથે તેમનો નિત્ય થનારો આત્મિક ઝઘડો. પ્રત્યેક નાની મોટી વાતમાં જણાતી આવતી તેની નિસ્પૃહતા, ઉગ્રતા, નિર્ભયતા, કોમળતા, દઢતા, સાધુતા તેમની વિવેકશીલતા, તેમનો વૈરાગ્ય, અન્યાય જોતાજ ક્ષણમાં ઉઠનારો પુણ્ય પ્રકોપ, તેમની દયાળુતા, ચિત્તશુદ્ધિ અને ઈશ્વર પ્રાપ્તિની તેમની વ્યાકુળતા, સત્ય શોધનની તેમની ધગશ, જનહિતની તેમની તીવ્ર ઈચ્છા, ઈત્યાદિ મહાન ગુણો-જે મહાન ગુણોથી તેમનું સમગ્ર જીવન ભરેલું છે તેનું કોણ વર્ણન કરી શકે ?

ઈતિહાસ લખવાની પ્રથા તે સમયમાં ઘણી ઓછી હતી તેથી મહાપુરુષો વિષે પરંપરાગત દંતકથાઓ પરથીજ તેમના ચરિત્રજ્ઞાનની ઈચ્છા પૂરી કરવી પડે છે. તેમના અભંગો પરથીજ આ ચરિત્ર વર્ણન કર્યું છે. મહારાષ્ટ્રમાં સંતપણામાં તુકારામ મહારાજ જેટલી ખ્યાતિ ભાગ્યેજ

થયેલી નથી તેમના અભંગના ચરણો આબાલ વૃદ્ધ સ્ત્રીપુરૂષ શિક્ષિત અશિક્ષિતના મોમાં કહેવત રૂપે યા રહેલા છે તુકારામ મહારાજનું એક પણ અભંગ જેને ન આવડે એવો મનુષ્ય મહારાષ્ટ્રમાં મળવો મુશ્કેલ સ્ત્રી હોય કે પુરૂષ શિક્ષિત હોય કે અશિક્ષિત હોય, શ્રીમંત હોય કે ગરીબ તુકારામ મહારાજ અને તેમના અભંગો જાણતો ન હોય એવો કોઇ મળે નહિ રાજાથી માંડીને રંક સુધી બધામાં તેમના અભંગો અને તેમનું નામ ગવાય છે રસ્તાપર ભીખ માગનાર ભીખારીયે તેમના અભંગને જાણતો હોય છે તેમના અભંગમાં તેમના ઉદ્ગારમાં ઇશ્વરપ્રીતિની લાગણી ઉત્પન્ન કરવાનું અને જ્ઞાન આપીને તે શાંત કરવાનું સામર્થ્ય છે જે તેમનો અભ્યાસ કરશે તેને આનો અનુભવ આ ના વગર રહેશે નહિ

તુકારામ મહારાજના શબ્દોમાં હું તમને વિનંતી કરૂં છું —

"सकळांच्या पाया माझे दंडवत ।
आपुलालें चित्त शुद्ध करा ॥"

બધાને પગે વંદન કરીને કહું છું કે પોતપોતાનું ચિત્ત શુદ્ધ કરો એજ તમને બધાને વિનંતિ છે'

આ ચરિત્ર કહેવાનું કામ પૂરૂં થતાં જે સતત સ્મરણ થાય છે તે મહાત્મા ગાંધીજીનું નામ ઉચ્ચારણ કર્યા સિવાય રહેવાતું નથી.

તમે બધાએ મારૂં ભાષણ શાંતિથી સાંભળ્યું તે માટે હું તમારા બધાનો આભાર માનીને મારૂં ભાષણ પૂરૂં કરૂં છું



# ભગવાન્ પાર્શ્વનાથ

[લે -શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ, B A LL B ADVOCATE]

જિણે પાસિત્તિ નામેણ, અરહા લોગપૂઇએ
સંબુદ્ધપ્પા ય સવ્વન્નૂ ધમ્મતિત્થયરે જિણે
તમ્મ લોગપઇવસ્સ

—પાર્શ્વ નામના જિન (પરીષહ ઉપસર્ગના જીતનાર), અર્હત્ (વંદન નમસ્કારને યોગ્ય) લોકપૂજિત, સંબુદ્ધાત્મા (તત્ત્વજ્ઞ), સર્વજ્ઞ (કેવલજ્ઞાન પ્રાપ્ત કરનાર), ધર્મતીર્થંકર જિન (કર્મના જીતનાર) થયા તે લોકમા પ્રદીપ રૂપ હતા

—ઉત્તરાધ્યયન સૂત્ર ૨૩ મું કેશીગૌતમીય અધ્યયન

## ૧

## પ્રસ્તાવ

આપણા શ્રી ઋષભદેવથી માંડી શ્રી મહાવીર પ્રભુ સુધીના ૨૪ તીર્થંકરો છે તેમાં ભગવાન્ પાર્શ્વનાથનું સ્થાન ૨૩ મું એટલે છે ના મહાવીર પ્રભુનું પૂર્વેનું છે શ્રી પાર્શ્વનાથ પહેલાના ૨૨ તીર્થંકરો પ્રાગ્-ઐતિહાસિક છે એટલે એટલા બધા પ્રાચીન કાળમાં થયેલા જણાવેલા છે કે તેને અત્યારનો ઐતિહાસિક કાળ પહોંચી શકતો નથી ઋષભદેવ સબંધી આપણા પ્રમુખસાહેબ વ્યાખ્યાન કરવાના છે એટલે તેના સબંધી હિંદુ પુરાણ અને જૈન કથામા જે કહેલું છે તેની તુલના વગેરે જતી કરીશું.

ભગવાન્ પાર્શ્વનાથને 'પુરિસાદાણી'-પુરૂષપ્રધાન આપણે કહીએ છીએ, તેમના ચમત્કાર લોકમા બહુ ગવાય છે સિદ્ધસેન દિવાકરે રચેલા 'કલ્યાણ મંદિર સ્તોત્ર' નામના પાર્શ્વનાથ સ્તોત્રને રચી શિવલિંગમાથી પાર્શ્વપ્રતિમા પ્રગટાવી હતી અભયદેવસૂરિ કે જેમણે સ્તંભન- પાર્શ્વ

નાથનુ જ્યતિહુઅણ સ્તોત્ર બના યુ તેમણે તે પાર્શ્વનાથના પ્રભાવથી પોતાનો કુષ્ટિ (કોઢ) રોગ દૂર કર્યો હતો સુરતના સુરતમંડન પાર્શ્વનાથની પ્રતિમા સ મુખ ચિંતામણી મંત્રની આ ધના કોઇ મુનિએ કરી હતી ને તે શાંતિદાસને ફળી ને તે પછી શાંતિ ામ અમદાવાદના પ્રસિદ્ધ ઝવેરી અને નગરશેઠના કુટુ બના પૂર્વજ શાન્તિદાસ શેઠ થયા —ોરે અનેક ચમત્કા િક વાતો લોકમા પ્રસિદ્ધ છે

જૈન મ દિ ો અસખ્ય છે તેમા પ્રા ઃ મોટા ભાગે મૂળનાયક તરીકે પાર્શ્વનાથને સ્થાપિત-પ્રતિષ્ઠિત ક વામા આવત છે એમ જણાશે તેના દષ્ટાંત તરીકે—શ ખેશ્વર પાર્શ્વનાથ મક્ષ્મીફણા પાર્શ્વનાથ ૫ હવિઆ પાર્શ્વનાથ વાડીપાર્શ્વનાથ ગોડી પાર્શ્વનાથ પચાસરા પાર્શ્વનાથ, ફલોધી પાર્શ્વનાથ ચિંતામણી પાર્શ્વનાથ નરકાણા પાર્શ્વનાથ વગેરે વગરે (જુઓ 'શ્રી પ્રગટ પ્રભાવી પાર્શ્વનાથ જૈન સસ્તી વાચન માળા ન ૩૧)

સમેતશિખર કે જ્યા ૨૦ જિન નિર્વાણ પામ્યા છે તે લોકો તો પારસનાથ પ ડ કહે છે અને અગ્રેજો પણ તે પર્વત Parasnath Hill' કહે છે તેના સ બધી પણ એક ચમત્કારી વાત છે કે જે ગત ૧૫ મી ઓગસ્ટ ૧૯૭ ના અંગ્રેજી સાપ્તાહિક કૈસરેહિંદ મા Unsolved wonders of India-Defy the present-day human logic and medical science-Stories of the old unbeaten age graphically told એ નામના લેખમા પ્રસિદ્ધ લેખક Arthur k > Roy Ph D D Litt જણાવે છે કે On the Bengal Nagpur Railway is the holy Parasnath Hill There is a queer story about it The hill is guarded by hornets No one but an Indian can climb that hill If a foreigner tries to climb it the hornets chase him off The British wanted to establish a sanatorium on top of that hill but the hornets were too strong for the British

—ગમાટ નાગપુર રેલ્વે પર પવિત્ર પાર્શ્વનાથ ટેકરી છે તે સબધમા એક વિચિત્ર વાત છે તે ટેકરીનુ રક્ષણ ભમરાઓ કરે છે હિંદી સિવાય ટેકરી ચડી શક્તુ નથી, જો કોઇ પરદેશી તે ચડવા પ્રયત્ન કરે, તો ભમરાઓ તેની પાછળ પડી હાળી મૂકે છે બ્રિટિશો તે ટેકરીના શિખર પર એક આરોગ્યભુવન સ્થાપવા માગતા હતા, પણ ભમરાઓ બ્રિટિશોને ભારે પડી ગયા' આ ન બધાયુ

બગાળામા માનભૂમ, વીરભૂમ, વર્ધમાન સિંહભૂમ, રાચી, બાલાસર, બાકુરા, દ ભગા, મયૂરભજ વગેરેમા હાલ વસતી સરાક (મૂળ શ્રાવક શ્રી) જાતિ હજુપણ પોતાના જાતિદેવ કુલદેવ શ્રી પાર્શ્વનાથ ભગવાનને માને છે અને તે જાતિના વૃદ્ધ પુરુષો પોતાના બાપદાદાઓ પાર્શ્વનાથ પૂજા યાત્રાર્થે જતા હોવાનો સ્વીકાર કરે છે

મંત્રોમા પણ ચિંતામણી મત્ર વગેરેમા પાર્શ્વનાથને પ્રધાન સ્થાન આપવામા આવેલુ છે અને કહેવાય છે કે તેના અધિષ્ઠાયક દેવ–શાસન દેવતા પદ્માવતી ધરણેન્દ્ર સાક્ષાત્ હાજરાહજૂર છે અને પરચા એકદમ પૂરે છે

આમ પાર્શ્વનાથ ચમત્કારી મહાપુરુષ તરીકે ઓળખાતા છે અને શ્રીમદ્ રાજચદ્ર જેવા વિચારવત અધ્યાત્મી પુરુષે તો એટલે સુધી જણાવ્યુ છે કે તેઓ પરમયોગી હતા અને તેમનુ ચરિત્ર અદ્ભુત અને ચમત્કૃતિ હતુ તે જણાવે છે કે–

'શ્રીમાન્ સત્યાભિલાષી ઉજમશી–રાજનગર

'જે પુરુષપર તમારો પ્રશસ્ત રાગ છે તેના ઇષ્ટદેવ પરમાત્મા જિન–મહાયોગેદ્ર **પાર્શ્વનાથાદિક**–નુ સ્મરણ રાખજો, અને જેમ બને તેમ નિર્મોહી થઇ મુક્ત દશાને ઇચ્છજો જીવિતવ્ય કે જીવનપૂર્ણતા સબધી કાઇ સકલ્પ–વિકલ્પ કરશો નહીં

'ઉપયોગ શુદ્ધ કરવા આ જગતના સંકલ્પ વિકલ્પને ભૂલી જજો **પાર્શ્વનાથાદિક** યોગીશ્વરની દશાની સ્મૃતિ કરજો, અને તેજ અભિલાષા રાખ્યા રહેજો એજ તમને પુન પુન આશીર્વાદ

પૂર્વક મારી શિક્ષા છે આ અત્યન્ત આત્મા પણ તે પત્નો અભિલાષી અને તે પુરૂષના ચરણકમળમા તલ્લિન થયેલો દીન શિષ્ય છે તમારે તેની શ્રદ્ધાની જ શિક્ષા દે છે

× × ×

તે સત્પુરૂષોના અદ્દભુત, યોગસ્ફુરિત ચરિત્રમાજ ઉપયોગ પ્રેરશે"

## ૨

## તત્કાલિન સ્થિતિ

'ભારત યુદ્ધ (કૈરવ-પાંડવ) ના અને યાદવોના ગૃહકલહના જન સહાર પછી દેશમા શિથિલતા આવવાથી એક રીતે શાન્તિ રહી હતી અર્જુનના પુત્ર અભિમન્યુનો પુત્ર પરીક્ષિત્ કુરૂદેશની ગાદી પર બેઠો ને તેને ગાન્ધાર દેશના નાગલોકોએ તક્ષશિલા હસ્તિનાપુર સર કરી મારી નાખ્યો પરીક્ષિત્ પછી જનમેજય ગાદીએ આવ્યો તે શક્તિશાલી હતો તેણે નાગલોકોને જેર કર્યા

ભારતયુદ્ધથી ઈ સ પૂર્વે છઠ્ઠી આઠમી શતાબ્દી સુધીનો રાજનૈતિક ઇતિહાસ શૃખલાબદ્ધ કહી શકાય તેમ નથી મોટી મોટી ઘટનાઓ જણાઇ તે પૌર્વાપર્યથી આશરે કહી શકાય તે ઘટના પૈકી એક વિદેહની રાજ્ય ક્રાતિ છે વિદેહનો એક રાજકર્ત્તા જનક ઘણો કામી હતો અને તેણે એક કન્યા પર આક્રમણ કરવાથી પ્રજાએ તેને મારી નાખ્યો સભવત તેના મરણથી ત્યા રાજસત્તાનો અત આવ્યો અને સઘરાજ્ય સ્થાપિત થયુ સાતમી-છઠ્ઠી સદી ઇ સ પૂર્વે વિદેહની પડોશમા વૈશાલીમા પણ સઘરાજ્ય હતુ-ત્યા નિચ્છવિલોક રહેતા હતા વિદેહો અને નિચ્છવિઓના જુ । જુ । સઘોને મેળવી એક મોટો એક સઘ થયો કે જેનું નામ વૃજિ (વજ્જિ) ગણ હતુ વૈશાલીમાં વિદેહ ની સાથે ગણરાજ્ય સ્થાપિત થયુ હતું

ભારતયુદ્ધ પછી ઉપનિષદોના યુગમા જ કાશીનુ રાજ્ય પોતાની યુદ્ધ કરવાની શક્તિને લીધે પ્રસિદ્ધ થયુ હતુ સમૃદ્ધિમા પણ તેનો

ગુ ત્યાં બીજુ કોઈ રાજ્ય કરી શકતુ નહિ કોશલ દેશ ઘણો વખત
ને આધીન હતો.

મગધમા બાર્હદ્રથ વંશના રાજાની આ યુગમા સમાપ્તિ થઇ તેને
અને પ્રજાએ શિશુનાગને રાજા થવા બોલાવ્યો એમ કહેવાય છે શિશુ
નાક મૂળ તો કાશીનો હતો ત્યા તે પોતાના પુત્રને મૂકી મગધ આવ્યો
તે એક પ્રતાપી રાજા હતો, તેના વંશમા ઘણા દિગ્વિજયી રાજા શિશુ
નાગ વંશના ને ક્ષત્રિય નહિ પણ ક્ષત્રબન્ધુ પુરાણી અનુશ્રુતિમા કહ્યા છે
જે એમ ઉતરતાપણુ બનાવે છે કારણ કે તેઓ વ્રાત્ય લોકોના ક્ષત્રિય
તા. વ્રાત્ય તે આર્યજાતિ હતી કે જે મધ્યદેશની પૂર્વે યા ઉત્તર
દિશે (પ્રદેશમા) રહેતી હતી અને જે મધ્યદેશના કુલીન બ્રાહ્મણો-
ક્ષત્રિઓના આચારને અનુસરતી નહી હતી તેમની શિક્ષા-દીક્ષાની ભાષા
...તી હતી તેની વેષભૂષા એટલી પરિષ્કૃત ન હતી તેઓ મધ્યદેશના
...ઓના સર્વ સંસ્કાર પાળતા નહી હતા તથા બ્રાહ્મણોને બદલે 'અર્હતો'
માનતા અને 'ચૈત્યો'ને પૂજતા હતા' ( ભારતીય ઇતિહાસની
રૂપરેખા જિલ્દ ૧ )

આ યુગમા ૧૬ મહાજનપદ હતા જનપદ ને મહાજનપદ વચ્ચેનો
ભેદ એમ છે કે જનપદ તે જનોનો મૂળ દેશ, પરંતુ જે જનપદોએ
વિભાગ અથવા સંવરચના દ્વારા પોતાના મૂળ દેશથી અધિક પ્રદેશ
પોતાની સાથે જોડી દીધા તે મહાજનપદ કહેવાવા લાગ્યા આ સોળ
...ને ૫ મા આઠ જોડી ગણાય છે – (૧) અંગ-મગધ (૨) કાશી-
...લ, (૩) વૃજિ-મલ્લ (૪) ચેદિ-વત્સ (૫) કુરુ-પંચાલ (૬) મત્સ્ય-
શૂરસેન (૭) અશ્મક-અવન્તિ (૮) ગાંધાર-કમ્બોજ-એમ બૌદ્ધ ગ્રંથો
...થી જણાય છે

જ્યારે જૈન ગ્રંથોમા જણાવેલ સાડી પચીસ આર્યદેશ (તેની
રાજધાની સહિત) પણ આને મળતા આવે છે - ૧ મગધ-રાજધાની
રાજગૃહ, ૨ અંગ-ચંપા, ૩ બંગ-તામ્રલિપ્તિ ૪ કલિંગ-કંચનપુર

૩ ઉગ્ર કુળમા એટલે ઉગ્ર ભોગ-કુળ, ઇક્ષ્વાકુ જ્ઞાત, કૌરવ હરિ-વંશમા અને આર્યદેશમા તે પુરુષસિંહનો જન્મ થાય

૪ જન્માદિ પાંચ-કલ્યાણક (ગર્ભ જન્મ, દીક્ષા કેવળ નિર્વાણ) ને ઉત્સવ ઇંદ્રો કરે

જન્મ વખતે ત્રણ જ્ઞાન હોય છે મતિ શ્રુત અવધિજ્ઞાન.

૫ જન્મ વખતે પ્રસવ થતા ૫૬ દિગ્ કુમારીઓ આવે તે સૂતિકા શૌચાદિ કર્મ કરે માતાને અવસ્વાપનિકાથી નિદ્રામા નાખી મેરુ પર્વત૫ બાળકને લઈ જઈ ૬૪ ઇંદ્ર જન્મ-અભિષેક કરે-સ્નાનાદિ પૂજા સ્તુતિ આદિ કરી માતા પાસે લઈ આવે છે નિદ્રાનુ હરણ કરી માતા જાગૃત થાય છે રમકડા આપી જાય છે કુબેર ધનરત્નનો ભડાર ભરે છે સ્તનપાન નથી કરતા તેથી જમણા અગુઠે અમૃત સચાર કરે છે ધાત્રીકર્મ માટે ૪ અપ્સરા રાખી ઇંદ્ર ચાલી જાય છે

૬ દીક્ષા લીધા પહેલા એક વર્ષે લોકાંતિક દેવો તીર્થ પ્રવર્તાવવાનુ જણાવે છે પ્રભુ સાંવત્સરિક દાન દે છે નિત્ય એક કરોડ આઠ લાખ સ્વર્ણમુદ્રા આપે છે દીક્ષાના પરિણામે ઇંદ્રાસન ચલિત-ઇ ાગમન-પાલખી. સર્વજ્ઞાન હિતાર્થે નિત્ય પ્રવર્ત્તક જય જય ભદ્દા જય જય નદા પૂર્વક દીક્ષા મન પર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે

૭ કેવળજ્ઞાન—સમોસરણ દેવો રચે તેમા ત્રિગડો ગઢ કરે બાર પરિષદ ભેગી થાય ત્રિપદી કહે તેથી ગણધરો સૂત્ર રચના કરે

૮ તીર્થંકરમા ૧૮ દોષ ન હોય અને ૩૪ અતિશય તથા ૩૫ વાણીના અતિશય હોય વગેરે

આ ભૂમિકામા સામાન્ય મનુષ્યોથી અગોચર એવુ તત્ત્વ ઘણુ છે અને હુ એક સામાન્ય મનુષ્ય તે સબંધી બુદ્ધિગમ્ય ખુલાસો આપી શકુ નહિ તેથી તેમ કરવાનુ પડિતો પર છોડી પાર્શ્વપ્રભુનુ સળગ પણ ટૂંક ચરિત્ર સર્વ સૂત્રો પૈકી માત્ર કલ્પસૂત્રમા આપેલુ છે તે જણાવુ છુ

## ૪
## સૂત્રગત શ્રી પાર્શ્વચરિત

ગ્રંથકર્તા પ્રથમ ક્ષણમા જણાવ્યું છે કે—

તે કાલે તે સમયે પાર્શ્વ નામના અર્હત્ પુરુષપ્રધાન થયા તેના પાંચ પ્રસંગો વિશાખા નક્ષત્રમા થયા -જેમ કે વિશાખામા ચ્યવીને, વિશાખામા ગર્ભમાં ઉત્પન્ન થયા, વિશાખામા જન્મ્યા, વિશાખામા મુંડ થઈને ઘરથી અણગારપણે પ્રવ્રજ્યા લીધી-વિશાખામા અનંત અનુત્તર અને નિર્વ્યાઘાત નિરાવરણ, ઉત્કૃષ્ટ પરિપૂર્ણ કેવલ નામનું ઉત્તમ જ્ઞાન દર્શન ઉત્પન્ન કરીને વિશાખામા નિર્વાણ પ્રાપ્ત કર્યું ૧૪૯

ચ્યુતિ—તે કાલે તે સમયે પુરુષ પ્રધાન અર્હત્ પાર્શ્વ જે ઉષ્ણ કાલનો પ્રથમ માસ છે તેના પ્રથમ પક્ષમા-ચૈત્ર (ગુજરાતી ફાગણ) કૃષ્ણ પક્ષમા તે ચૈત્ર કૃષ્ણ પક્ષની ચોથના દિને પ્રાણત (નામના દેવલોકમા) માં વીસ સાગરોપમની સ્થિતિનું આયુષ્ય ગાળી ત્યાંથી દિવ્ય શરીર તજીને આ જ જંબૂદ્વીપ નામના દ્વીપમા **ભરત** ક્ષેત્રમા **વાણારસી નગરીમા અશ્વસેન રાજાની વામા** દેવીની કુખે મધ્ય રાત્રિ સમયે મધ્યરાત્રિએ વિશાખા નક્ષત્રનો ચંદ્ર યોગ થતા (દિવ્ય) આહાર છોડી દિવ્ય ભવનો ત્યાગ કરી, (દિવ્ય) શરીર તજીને ગર્ભમા ઉત્પન્ન થયા ૧૫૦

ચ્યવન—તે પુરુષ પ્રધાન અર્હત્ પાર્શ્વ ત્રણ જ્ઞાનવાળા હતા જેમકે ચ્યવીશ એમ જાણે છે પૂર્વોક્ત પાઠ પ્રમાણે (પ્રભુ મહાવીરના જિન-ચરિત્ર પ્રમાણે) સ્વપ્ન દર્શનના વિધાનથી સર્વ તે વામાદેવીએ નિજગૃહ વિષે પ્રવેશ કર્યો ત્યા સુધી જાણવું ને ગર્ભનું સુખરૂપે પરિપાલન કરે છે ત્યાં સુધી ૧૫૧

જન્મ—તે કાલે તે સમયે પુરુષ પ્રધાન અર્હત્ પાર્શ્વ થયા હેમંત ઋતુના-શીતકાલના બીજા માસ ને ત્રીજા પક્ષે પોષ કૃષ્ણ પક્ષે-તેની

कमठ धरणेन्द्रे च स्वोचित कर्म कुर्वति ।
प्रभुस्तुल्यमनोवृत्ति पार्श्वनाथ श्रियेऽस्तु व ॥

—પોત પોતાને યોગ્ય એવા કામ કરતા (ઉપસર્ગ કરતા) કમઠ પર અને (ત્યાંથી તે ઉપસર્ગથી રક્ષણ આપતા) ધરણેન્દ્ર પર સમાન ભાવ રાખનાર પાર્શ્વનાથ પ્રભુ તમારી સંપત્તિ માટે થાઓ!

આમાંની બીજી હકીકતો દરેક તીર્થંકરના ચરિત્રની સામાન્ય ભૂમિકા સહિતની કલ્પસૂત્રમાં જણાવેલી વિસ્તારથી આવે છે.

વાણારસીના રાજાને ત્યાં જન્મ તો તે વાણારસી કાશી દેશની રાજધાની હતી હાલ પણ એ કાશી નામે હિન્દનું મુખ્ય શહેર છે ને તેનું બીજું નામ કાશી છે વરૂણા અને અસી નામની ગંગાને મળતી નાની નદીઓ વચ્ચે મહા નદી ગંગાને કિનારે તે હોવાથી વારાણસી નામ પડ્યું છે શ્રી મહાવીરના દશ શ્રાવકો પૈકી ત્રીજા ચુલણીપિયા અને ચોથા સુરાદેવ આ નગરીના હતા. નવમલઇ નવલેચ્છઇ' એ કાશી-કોશલના અઢાર ગણ રાજાઓ હતા (નિરયાવલિ કલ્પસૂત્ર)

પાર્શ્વ જે કુશસ્થલના રાજાની પુત્રી પરણ્યા તે કુશસ્થલ સંબંધી રા. ચીમનલાલ જેચંદ શાહ પોતાના Jainism in North India નામના પુસ્તકમાં જણાવે છે કે—કુશસ્થલને કનોજ-કાન્યકુબ્જ એમ નંદલાલ દે કહે છે અને બીજા વિદ્વાનો તેને પુષ્ટિ આપે છે રાયચૌધરી આ કાન્યકુબ્જની સ્થાપનામાં પંચાલ દેશનો કેવો સંબંધ હતો તે બતાવે છે વળી કાશી અને પંચાલ એ બે પાસ પાસેના દેશો હતા એમ બૌદ્ધ અને જૈન ગ્રંથો જણાવે છે પંચાલ તે હાલનો રોહિલખંડ ને વચલા દુઆબનો એક હિસ્સો ઉત્તર અને દક્ષિણ પંચાલને અલગ રાખતી ભાગીરથી (ગંગા) નદી મહાભારત પ્રમાણે ઉત્તર પંચાલની (જૈન પ્રમાણે જંગલ દેશની) રાજધાની અહિચ્છત્રા અથવા ચિત્રાવતી (હાલનું રામનગર બરેલી જીલ્લામાં આઉનલા પાસે) હતી અને દક્ષિણ

પચાસતી (જૈન પ્રમાણે પાંચાલની) રાજધાની કાપિલ્ય, અને તે ગંગાથી ચમલ નદી સુધી વિસ્તરેલ ઉત્તરાધ્યયનમા જણાયુ છે પચાલનો રાજા ચમત્ત ચુલણીથી કાપિલ્યમા જન્મ્યો હતો, વળી તે સૂત્રમા કાપિલ્યનો રાજસજય બતાવેલ છે એટલે એ સભવિત છે કે કાશી અને પચાલ લગ્ન સબધથી જોડાયા હતો

ઉપર જણાવેલ અહિચ્છત્રા સબધી એક હકીકત જણાવવાની પ્રસ્તુત છે 'અહિચ્છત્રા' એટલે સર્પના છત્રવાળી અને પાર્શ્વનાથનુ ધરણેન્દ્ર મહિમાસ્થાન જણાયુ છે કમઠે મેઘમાળી દેવ થઇ પાર્શ્વનાથ જ્યા ધ્યાનમા હતા ને ઉપસર્ગો કર્યાં હતા અને જયારે વરસાદના ઉપસર્ગમા ધરણેદ્રે આવી તેના નિવારણાર્થે પાર્શ્વપ્રભુ પર સાત ફણાના સર્પનુ છત્ર કર્યુ હતુ તે આ અહિચ્છત્રા (જુઓ જિનપ્રભસૂરિનો તીર્થકલ્પમા અહિચ્છત્રા કલ્પ)

## ૬

## જૈન આગમોમા તેમના સબધી ઉલ્લેખો

સમવાયાગમા પૃ ૧૫૧ જબૂદ્વીપના ભારતવર્ષમા આ અવસર્પિણી સમયમા થનાર, ઋષભાદિ ૨૪ તીર્થંકરોના નામ આપેલા છે તેમા ૨૩ મા 'પાસ'-પાર્શ્વ અને ૨૪ મા 'વદ્ધમાણ'-વર્ધમાન છે, તેજ પ્રમાણે ભગવતી સૂત્રના શતક ૨૦ ઉદ્દેશક ૮ મા પણ જણાવ્યુ છે

તે ગ્રંથમા પાર્શ્વના પિતાનુ નામ રાજા આસસેણ (અશ્વસેન) અને માતાનુ નામ વામા હતુ; 'પુરુષવયા" સુ સશુ શીબિકા વિશાળામા એમણે પોતાની જન્મભૂમિમા ત્રણસો સાથે અટમ તપ સહિત દીક્ષા લીધી તે ત્રણસો ઉગ્ર, ભોગ, રાજન્ય ક્ષત્રિ કુળમા થયેલા બીજે દિવસે ધન્યને ત્યા પ્રથમ ભિક્ષા પાયસાન્નની મળી (તેથી પારણુ કર્યું) ને ત્યા વસુધારાઓ પ્રગટ થઇ તેમનુ ચૈત્યવૃક્ષ (જેની પાસે એમણે કેવલ બોધ થયો તે વૃક્ષ) ધાતકી વૃક્ષ હતુ પ્રથમ શિષ્યનુ નામ (આર્ય)

દત્ત કે જે ઉચ્ચકુલ-વિશુદ્ધ વંશના ગુણયુક્ત હતા (પ્રથમ ગણધર) અને પ્રથમ શિષ્યા પુષ્પચૂલા–ઉત્તમ કુલ વંશ ને ગુણવાળી હતી (સમવાયાંગ પૃ ૧૫૧ થી ૧૫૮)

સ્થાનાંગ (પૃ ૪૫૫) માં પ્રભુની નવ હાથ ઉંચાઇ હતી એમ જણાવ્યું છે

નિરયાવલિકાના ત્રીજા સૂત્ર પુષ્પિયામાં જણાવેલ છે કે —

રાજગૃહમાં મહાવીર પ્રભુને વાંદવા આવેલા એક ચંદ્ર દેવનો પૂર્વભવ ગૌતમે પૂછતા શ્રી મહાવીરે જણાવ્યું કે તે કાલે તે સમયે પુરુષાદાની અર્હત્ પાર્શ્વ સોલ હજાર શ્રમણ ને આડત્રીશ હજાર આર્યિકાઓના પરિવારવાળા સમોસર્યા તે વખતે શ્રાવસ્તી નગરીમાં અંગતી નામે ગાથાપતિ હતો તેણે પાર્શ્વ પ્રભુ પાસે આવી તેની પાસેથી ધર્મ સાંભળી પ્રવ્રજ્યા લીધી તેનો જીવ આ દેવ ચંદ્રવિમાનમાં ઉત્પન્ન થયો છે ને ત્યાંથી મહાવિદેહે જઇ સિદ્ધ થશે.

તેજ પ્રમાણે બીજો દેવ–સૂર વાંદવા આવતાં તેનો પૂર્વભવ ગૌતમે પૂછતાં શ્રી મહાવીર પ્રભુએ જણાવ્યું કે ઉક્ત પાર્શ્વ પ્રભુ સમોસર્યા હતા ત્યારે શ્રાવસ્તિના સુપ્રતિષ્ઠ ગાથાપતિએ અંગતી પ્રમાણે ધર્મ સાંભળી દીક્ષા લીધી ને તેનો જીવ આ સૂર તે પણ તેની પેઠે સિદ્ધ થશે

તેજ પ્રમાણે શુક્ર વિમાનનો દેવ વાંદવા આવ્યો તેનો પૂર્વભવ પૂછતાં વીર પ્રભુએ કહ્યું 'વાણારસી (પાર્શ્વ પ્રભુની જન્મભૂમિ) માં સોમિલ નામનો બ્રાહ્મણ ઋગ્ યજુર્, સામ અથર્વણ વેદો ઇતિહાસ નિઘંટુ, અંગ ઉપાંગનો સરહસ્ય વાચકાર-પારગત, ષષ્ઠિતંત્ર (કપિલનું) સાંખ્ય શિક્ષા કલ્પ વ્યાકરણ, છંદસ, જ્યોતિ–શાસ્ત્ર આદિ બ્રાહ્મણ શાસ્ત્રમાં સુપરિનિષ્ઠિત હતો તેણે પાર્શ્વજિનાગમ સાંભળી કુતૂહલ-વશ તેમની સમીપે આમ્રસાલ વનમાં જઇ અર્થ અને હેતુ પ્રશ્ન કરી યાત્રાદિના પ્રશ્ન પૂછી ગયો પછી પાર્શ્વનો પરિચય

ન રહ્યો ને મિથ્યાત્વપર્યાયની વૃદ્ધિ થતા સમ્યક્ત્વપર્યાય ઓછા થતા મિથ્યાત્વ પામ્યો એકદા કુટુબ—જાગરિકામા અધ્યાત્મ ચિંતન કરવા લાગ્યો 'મે વ્રતો કર્યા, વેદો અભ્યાસ્યા સ્ત્રી કરી, પુત્રો પામ્યો, ઋદ્ધિથી સમાન ભોગ્યુ, પશુવધ કર્યા, મોટા યજ્ઞ કર્યા, દક્ષિણા આપી, અગ્નિહોત્રો પૂજ્યા' (આ સોમિલની કથા ખાસ વાચવા જેવી છે તે પરથી તે વખતની બ્રાહ્મણોની, અને તાપસોની કેવી સ્થિતિ હતી તે જાણી શકાય છે) તે અંતે શ્રમણોપાસક દીક્ષા લઇ વિહરતા તપશ્ચર્યા કરતો મરણ પામી શુક્ર વિમાનમા દેવપણે ઉપજે છે ત્યાથી આયુ ક્ષય કરી મહાવિદેહે જઇ સિદ્ધ થશે

ચોથા સૂત્ર પુષ્પચુનામા એવી વાત છે કે —

શ્રીદેવી નામની દેવી મહાવીર પ્રભુ પાસે આવી નાટ્યવિધિ બતાવી સ્વસ્થાને ગઈ, શ્રી ગૌતમે તેનો પૂર્વભવ પૂછતા શ્રી મહાવીર ભગવાને જણાવ્યુ કે મૂળ રાજગૃહ નગરમા જિતશત્રુના રાજ્યમા સુદર્શન ગાથાપતિ હતો તેને ભાર્યા નામની પ્રિયાથી ભૂતા નામની પુત્રી હતી તે કોઇ સાથે પરણી નહી તેણે છેવટે પાર્શ્વપ્રભુ પાસે દીક્ષા લઇ શ્રમણી-નિર્ગ્રન્થીણી, પુષ્પચૂલાર્યાની શિષ્યાપણે વિહરી શરીર પ્રત્યેની ધોવનાદિથી હમેશા ઠગતી જતના તપશ્ચર્યાસહિત શ્રમણપર્યાય પાળી દેવી તરીકે ઉત્પન્ન થઇ ને તે મહાવિદેહે જઇ સિદ્ધ થશે

૭

## ઐતિહાસિક પુરુષ તેમના સતાન-પરિવાર

શ્રીપાર્શ્વનાથ એ ઐતિહાસિક કાળમા થયેલ ઐતિહાસિક પુરુષ હતા એ નિર્વિવાદ છે અને તે યાકોબી જેવા યુરોપીય વિદ્વાનોએ સ્વીકાર્યુ છે તેમનો સઘ શ્રી મહાવીરસ્વામીના સમયમા વિદ્યમાન હતો એ વાત જૈન આગમોમા 'પાર્શ્વાપત્ય' એટલે પાર્શ્વના સતાનના ઉલ્લેખો પરથી સ્પષ્ટ છે અને તે પાર્શ્વાપત્યના વૃત્તાંતો પરથી શ્રી પાર્શ્વનાથજીની પ્રરૂપણામા શ્રી મહાવીરે સુધારો વધારો કર્યો હતો તે જણાઇ આવે છે

બાવીશ પરિષહો-ઉપસર્ગોને સહવા એ બધુ કર્યું તે પ્રયોજનને તે અનગારે આરાધ્યુ અને તે અંતે સિદ્ધ-બુદ્ધ-મુક્ત-પરિનિર્વૃત-સર્વ દુઃખથી હીન થયા

(૫) તેજ સૂત્રના શતક બીજાના ઉદ્દેશક પાચમામા તુગિકાના શ્રાવકો અને ત્યા પધારેલા પાર્શ્વનાથના શિષ્ય સ્થવિરો પાચસો સાધુઓ સાથે વિહાર કરતા આવેલા તેનાં પ્રશ્નોત્તર આપેલ છે તે શ્રાવકો નિર્ગ્રન્થ-પ્રવચનમા સપૂર્ણ શ્રદ્ધા અને અથાગ પ્રેમ રાખનારા દાનાર્થે ઘર ઉઘાડા રાખનારા, વ્રત પચ્ચખ્ખાન પૌષધ-ઉપવાસો વડે ચૌદશ, આઠમ અમાસ તથા પૂનમને દિને પરિપૂર્ણ પૌષધ આચરતા, નિર્ગ્રંથ સાધુઓને નિર્દોષ ખાનપાનાદિ વસ્ત્ર પાત્ર કામળ રજોહરણ પીઢ-પાટિયુ શય્યા, સથારો, ઓસડવેસડ આપનારા હતા તે સ્થવિરો જાતિ-કુલ-બલ-રૂપ-વિનય-જ્ઞાન-દર્શન-ચારિત્રથી સંપન્ન, લજ્જાવાન નમ્ર ઓજસ્વી તેજસ્વી પ્રતાપી, યશસ્વી, ક્રોધાદિને નિદ્રાને ઇંદ્રિયોને પરિષહોને જીત્યા હતા, જીવવાની આશા તેમજ મરણના ભયથી મુક્ત હતા. તેઓ તુગિકામા વિહાર કરતા આવી ચડ્યા ત્યારે શ્રમણોપાસકોએ તેમને પહેલા મળી તેમને નમસ્કાર કરવા જવુ યોગ્ય છે એમ નિર્ધાર કરી તેમની પાસે જઇ વદનવિધિ સાચવી બેઠા તેમણે ચાર મહાવ્રતવાળા ધર્મનો ઉપદેશ કર્યો પછી પ્રશ્નોત્તર થયા પ્ર૦ સંયમનુ તથા તપનુ શુ ફળ? ઉ૦ સંયમનુ ફળ આસ્રવરહિતપણુ ને તપનુ વ્યવદાન (એટલે કાળુ કે સાફ કરવુ-કર્મો કાપવા કે કર્મરૂપ કીચડથી મલિન આ માને સાફ કરવા તે) પ્ર૦ દેવો દેવલોકમા ઉત્પન્ન થાય તેનુ શુ કારણ? (જવાબમા સ્થવિરો પૈકી કાલિકપુત્રે કહ્યુ પૂર્વનુ તપ મેધિલે કહ્યુ પૂર્વના સયમ આનદરક્ષિતે કહ્યુ કર્મિપણુ પછી કાશ્યપ સ્થવિરે કહ્યુ સગિપણુ એટલે પૂર્વના તપ-સયમ-કર્મિપણુ-સગિપણુ એને લીધે દેવો દેવલોકમા ઉત્પન્ન થાય છે આ બધી વાત સાચી છે માટે કહી છે પણ અમારા અભિમાનથી અમે કહેતા નથી.

આ પછી શ્રી ગૌતમે ભિક્ષાર્થે જતા રાજગૃહના લોક પાસેથી તુંગિકાના શ્રાવકો ને પાર્શ્વનાથના સ્થવિરો વચ્ચે થયેલ ઉપરનો પ્રસંગ સાંભળ્યો એને તેમણે શ્રી મહાવીરપ્રભુ પાસે ઉક્ત ઉત્તરો શું સાચા છે? એમ પૂછ્યું ત્યારે શ્રી વીરભગવાને જણાવ્યું 'તે પાર્શ્વનાથના સ્થવિર સમર્થ, અભ્યાસી ઉપયોગવંત, વિશેષજ્ઞાની છે, અને તેમણે આપેલ ઉત્તર સાચા છે, અને આપવડાઈ માટે કહેલ નથી પણ સાચા છે માટે કહેલ છે હું પણ તેમજ કહું છું '

(૬) તેજ સૂત્રના શતક પાંચમાના ઉદ્દેશક ૯ મા કહેલ છે કે પાર્શ્વાપત્ય સ્થવિરો શ્રી મહાવીર પાસે આવી પૂછે છે કે 'હે ભગવન્! અસંખ્ય લોકમાં અનંત રાત્રિ-દિવસ ઉત્પન્ન થયા-થાય છે કે થશે? અને નષ્ટ થયા-થાય છે? કે થશે? કે નિયત પરિણામવાળા રાત્રિ-દિવસો ઉત્પન્ન થયા-થાય છે કે થશે અને નષ્ટ થયા-થાય છે કે થશે?' પ્રભુ ઉત્તર આપે છે 'હા ' પ્રશ્ન-'ક્યા હેતુથી?' ઉત્તરમાં શ્રી વીરભગવાન્ કહે છે 'આપના પુરુષાદાનીય-પુરુષોમાં શ્રાદ્ધ પાર્શ્વ અર્હંતે લોકને શાશ્વત તેમજ અનાદિ અનંત, પરિમિત, અલોકવડે પરિવૃત નીચે વિસ્તીર્ણ, વચ્ચે સાંકડો ઉપર વિશાલ, નીચે પલંગના આકારનો વચ્ચે ઉત્તમ વજ્રના આકારવાળો અને ઉપર ઉંચા-ઉભા મૃદંગના આકાર જેવા લોકને કહ્યો છે તેજ પ્રમાણે તે છે અને તેમાં અનંતા જીવનો પણ ઉપજી ઉપજીને નાશ પામે છે-તે લોક ભૂત છે, ઉત્પન્ન, વિગત, પરિણત છે, કારણકે તે અજીવો દ્વારા લોકાય છે-નિશ્ચિત થાય છે માટે જે પ્રમાણથી લોકાય-જણાય તે લોક કહેવાય તે હેતુથી અસંખ્યેય લોકમાં તેજ હેતુ શ્રી પાર્શ્વજિનના શિષ્ય સ્થવિર ભગવંતો શ્રમણ ભગવંત મહાવીરને 'સર્વજ્ઞ' 'સર્વદર્શી' એ પ્રમાણે પ્રત્યભિજ્ઞાણે છે

ત્યાર પછી તે સ્થવિરો ભગવંત મહાવીરને વંદે નમે છે ને કહે છે "હે ભગવન્! તમારી પાસે ચાતુર્યામ ધર્મને મૂકી પ્રતિક્રમણ સહિત પંચ મહાવ્રતોને સ્વીકારી વિહરવા ઇચ્છીએ છીએ ' શ્રી વીરે કહ્યું

દુર્વિશોધ્ય છે અને મહાવીરના સમયમા વક્ર અને જડ લોક હોય છે તેથી વ્રતનુ દુ નુપાલન થાય તેથી સ્પષ્ટતાને માટે બ્રહ્મચર્યને અનગ સ્થાન આપ્યુ છે

કેશી–૨. અચેલઓ અ જો ધમ્મો, જો ઇમો સતરુત્તરો
દેસિઓ વધ્ધમાણેણ પાસેણ ય મહામુણી

–શ્રી મહાવીરે અચેલક–નિવસ્ત્ર ધર્મ ઉપદેશ્યો અને પાર્શ્વમહામુનિએ વિવિધ વસ્ત્ર ધારક ઉપદેશ્યો બંનેનું ધ્યેય એક છતા લિંગમા બે પ્રકારનો ભેદ શામાટે ?

ગૌતમ–૨ વિજ્ઞાન વડે ધર્મસાધન જે ઇષ્ટ છે તે લોકને બતાવેલ છે લિંગ તે લોકોના પ્રત્યયાર્થે–વિશ્વાસ કરાવવા માટે છે તેથી નાનાવિધ તેનું યોજન થાય છે 'આ સાધુ છે' એમ લોકને વિશ્વાસ બેસાડવા લિંગનું પ્રયોજન છે વળી તે સયમના નિર્વાહ માટે છે અને હું સાધુ છુ' એવી ભાવના કાયમ રહે તે માટે લિંગ છે બાકી ખરી રીતે તો જ્ઞાન–દર્શન–ચારિત્રજ મોક્ષના સાધક છે લિંગ નહિ વગેરે વગેરે બારેક પ્રશ્નો ને ઉત્તર થયા છે તે ત્યાથી જોઇ લેવા–સમજી લેવા

(૯) ઉપર્યુક્ત કેશી સબંધી રાયપસેણુઇય સૂત્રમા શ્રી મહાવીર પ્રભુ ગૌતમસ્વામીને સૂર્યાભદેવ સબધીના પ્રશ્ન પરત્વે ઉત્તર આપતા જણાવે છે કે એ વખતે ત્યા–સાવત્થી નગરીમા પાર્શ્વાપત્ય કેશી નામે કુમારશ્રમણ પણ આવેલા હતા એ કેશી કુમારશ્રમણ જાતવાન કુલીન બલિષ્ઠ વિનયી જ્ઞાની સમ્યગ્દર્શની ચારિત્રશીલ લજ્જાવાન નિરભિમાની ઓજસ્વી તેજસ્વી વર્ચસ્વી અને યશસ્વી હતા એમણે ક્રોધ માન માયા અને લોભ ઉપર જીત મેળવી હતી નિદ્રા ઇંદ્રિયો અને પરીષહો ઉપર કાબુ મેળવ્યો હતો એમણે જીવનની તૃષ્ણા કે મરણનો ભય નહોતા (આ બધા વિશેષણો ઉપર ભગવતીજીમા પાર્શ્વાપત્ય સ્થવિરોના છે તે છે) એમના જીવનમા તપ, ચરણ કરણ નિગ્રહ સરળતા, કોમળતા ક્ષમા નિર્લોભતા એ બધા ગુણો મુખ્યરૂપે હતા વળી તે શ્રમણ વિદ્યાવાન

માત્રિ બ્રહ્મચારી અને વેદ તથા નયના જ્ઞાતા હતા તેમને સત્ય શૌચ વગેરે સદાચારોના નિયમો પ્રિય હતા, તથા તેઓ ચૌદપૂર્વી અને ચાર જ્ઞાનવાળા હતા એવા તે કેશી કુમારશ્રમણ પોતાના પાંચસે ભિક્ષુશિષ્યો સાથે ક્રમે ક્રમે ગામેગામ ફરતા ફરતા સુખે સુખે વિહરતા શ્રાવસ્તી નગરીની બહાર ઇશાન ખૂણામા આવેલા કોષ્ટક ચૈત્યમા આવી ઉતર્યા અને ત્યા યોગ્ય અભિગ્રહ ધારણ કરીને સયમ તથા તપથી આત્માને ભાવિત કરતા રહેવા લાગ્યા' આ પછી તે કેશી શ્રમણે પ્રદેશી રાજાના સદેહો દૂર કરી તેને પ્રતિબોધિત કરેલ એ સર્વ હકીકત આપી છે

૮

## શ્રી પાર્શ્વનાથ અને શ્રી મહાવીર વચ્ચે ભેદ

આ ઉપરથી ટુકમા કહીએ તો —

(૧) શ્રી પાર્શ્વનાથનો ચાતુર્યામ ધર્મ-ચાર મહાવ્રતવાળો હતો કે જેમા બ્રહ્મચર્યનો અતર્ભાવ અપરિગ્રહમા થતો હતો કારણ કે 'પરિગ્રહેલી સ્ત્રી ભોગવાય છે' સ્ત્રી એક વસ્તુ ગણાતી જ્યારે શ્રી મહાવીરે બ્રહ્મચર્યને અલગ સ્થાન આપી પાચ વ્રતો કર્યા

(૨) પાર્શ્વનાથનો ધર્મ પ્રતિક્રમણ વિનાનો હતો એટલે તેનામા પ્રતિક્રમણને સ્થાન નહોતું કારણ કે તેમના સાધુઓ કારણ હોય ત્યારે જ પ્રતિક્રમણ કરે છે, નહિ તો નથી કરતા, અને મહાવીરના સાધુઓ તો કારણ હોય કે ન હોય તો પણ પ્રતિક્રમણ ચોક્કસ કરે છે માટે મહાવીરજિનનો ધર્મ સપ્રતિક્રમણ છે

(૩) શ્રી પાર્શ્વનાથના ઉપદેશમા સામાયિક સયમ ઉપરાંત છેદોપસ્થાપના સયમ કહ્યો નહોતો એટલે પ્રાયશ્ચિત્તને સ્થાન નહોતુ, જ્યારે મહાવીરમા તેને સ્થાન ખાસ આપ્યુ છે ને પરિહાર વિશુદ્ધિને પણ સ્થાન આપ્યુ છે

(૪) કેશી ગૌતમ અધ્યયન જોતા જણાય છે કે શ્રી પાર્શ્વનાથના શિષ્યોનોને પરિવર્તિત કરી તેને વૈજ્ઞાનિક સ્વરૂપ શ્રી મહાવીરે આપ્યુ

હતું અને તેના ફલરૂપે શ્રી મહાવીરના અંગોપાંગાદિ આગમોમાં પ્રરૂપેલો વિસ્તૃત અને વિશાળ પારાયણનો મકરંદિત ધર્મ સાંપડે છે

આથી બીજા ભેદો આદિ વિષે જાણવું હોય તો મેં આ વ્યાખ્યાનમાળામાં પૂર્વે આપેલ 'જૈન ધર્મમાં પરિવર્તનો અને તેનાં પરિણામો' એ વ્યાખ્યાન (પર્યુષણપર્વના વ્યાખ્યાનો વર્ષ ત્રીજું પ્રકાશક જૈન યુવક સંઘ મુંબઈ પૃ ૮૭ થી ૯૩ જોવું

૯

## શ્રી પાર્શ્વનાથ અને શ્રી બુદ્ધ વચ્ચે તુલના.

શ્રી પાર્શ્વનાથે સંયમ-તપને બોધેલ છે જ્યારે શ્રી બુદ્ધે તપશ્ચર્યાનો માર્ગ દુઃખદ ને અનર્થકારક ગણી ત્યાજ્ય ગણેલ છે ભોગમાર્ગ એક બાજુ અને તપ બીજી બાજુ એ બે વચ્ચેનો મધ્યમ માર્ગ શ્રી બુદ્ધે સ્વીકારેલ છે

પાર્શ્વના ચાતુર્યામમાં અને બુદ્ધના અષ્ટાંગિક માર્ગમાં થોડો ફેર છે અહિંસાના યોગથી માનવ જાત સાથે તાદાત્મ્ય સાધવું એ બંનેનું ધ્યેય છે પણ અહિંસાને પાર્શ્વે પ્રથમ પદ આપી જુદી જણાવેલ છે તેમ બુદ્ધે જુદી નથી જણાવી અષ્ટાંગિકમાંના સમ્યક્ કર્મમાં અહિંસાદિનો સમાવેશ થઈ શકે સમ્યક્વાચામાં સત્યનો સમાવેશ થાય, સમ્યક્ આજીવમાં અપરિગ્રહનો સમાવેશ થાય. સમ્યક્દૃષ્ટિ સમ્યક્ સંકલ્પ સમ્યક્ વ્યાયામ સમ્યક્ સ્મૃતિ ને સમ્યક્ સમાધિ-મળી અષ્ટાંગિક માર્ગ

૧૦

## શ્રી પાર્શ્વની ત્રણ વિશિષ્ટતા.

શ્રી ધર્માનંદ કોસંબી કહે છે કે —

(૧લું) પાર્શ્વનો ધર્મ સાવ સાદો હતો હિંસા અસત્ય સ્તેય અને પરિગ્રહનો ત્યાગ કરવાનો—એ ચાતુર્યામ સંવરવાનો તે ધર્મ તેનો તેમણે ઉપદેશ કર્યો આટલા પ્રાચીન કાળમાં અહિંસાને આવું સુસંબદ્ધ સ્વરૂપ આપવાનો આ પ્રથમ ઐતિહાસિક દાખલો છે

- મિનઇ પર્વત પર મોઝેમને ઈશ્વરે જે "શ આજ્ઞાઓ ( Ten Commandmeents) આપી, તેમા હત્યા કરીશ નહિ એવી આજ્ઞાઓ પણ સમાવેશ છે, પરંતુ આ આજ્ઞાઓનો સ્વીકાર કરીને મોઝેમ અને તેના અનુયાયીઓએ પેલેસ્ટાઇનમા પ્રવેશ કર્યો અને ત્યા લોહીની નદીઓ વહેવરાવી કેટલાએ લોકોની કતલ કરી અને કેટલીએ તરૂણ સ્ત્રીઓને પકડીને પોતાના લોકોમા વહેંચી દીધી આ કૃત્યોને જો અહિંસા કહી શકાય તો પછી હિંસા કોને કહેવી? મતલબ કે પાર્શ્વની પહેલા ખરેખરી અહિંસાથી ભરેલો એવો કોઈ પણ ધર્મ કે તત્ત્વજ્ઞાન જગતમા નહોતા એમ માનવુ પડે છે

' બીજી એક વાત પાર્શ્વમુનિએ કરી તે એ કે, સત્ય, અસ્તેય અને અપરિગ્રહ આ ત્રણ નિયમોની સાથે અહિંસાનો મેળ બેસાર્યો પૂર્વે અરણ્યમા રહેનાર ઋષિમુનિઓના આચરણમા જે અહિંસા હતી તેને વ્યવહારમા સ્થાન નહોતુ તેને સ્થાન હવે આ ત્રણ નિયમોની સહાયથી તે ( અહિંસા ) સામાજિક બની, વ્યવહાર બની

' ત્રીજી વાત પાર્શ્વમુનિએ પોતાના નવા ધર્મના પ્રચાર માટે સઘ બનાવ્યો બૌદ્ધ સાહિત્ય ઉપરથી એમ જણાય છે કે બુદ્ધના કાળમા જે સઘો અસ્તિત્વમા હતા, તેમા જૈન સાધુ તથા સાધ્વીઓનો સઘ સૌથી મોટો હતો. "

અને 'નામાન ત, જગ ાન ન સેરુ-જન-આશા-વિશ્રામ ' એ કૌશિકજીનુ પ સ્મરણમા લાવી આ વક્તવ્ય પૂરૂ કરૂ છુ

**સમાપ્ત**

# જ્ઞાનસંસ્થા અને સંઘસંસ્થા

## તથા તેનો ઉપયોગ

જ્યાં માનવ જાત છે ત્યાં જ્ઞાનનો આદર સહજ હોય જ છે; અને જરા ઓછો હોય તો એને જમાવવો પણ સહેલ છે હિંદુસ્તાનમાં તો જ્ઞાનની પ્રતિષ્ઠા હજારો વર્ષથી ચાલી આવે છે બ્રાહ્મણ અને શ્રમણ સંપ્રદાયની ગંગાધારાઓ માત્ર વિશાળ જ્ઞાનના પટ ઉપર જ વહેતી આવી છે અને વહે જાય છે ભગવાન મહાવીરનું તપ એટલે બીજું કાંઈ જ નહિ પણ જ્ઞાનની ઊંડી શોધ જે શોધ માટે એમણે તન તોડયું ગત દિવસ ન ગણ્યા અને તેમની જે ઊંડી શોધ જાણવા સાંભળવા હજારો માણસોની મેદની તેમની સામે ઉભરાતી તે શોધ એ જ જ્ઞાન, અને એના ઉપર જ ભગવાનના પ્રથમ મંડાણ છે

ભગવાનના નિર્વાણ પછી એમના અનુભવજ્ઞાનનો આસ્વા લેવા એકત્ર થયેલ અથવા એકત્ર થનાર હજારો માણસો એ જ્ઞા પાછળ પ્રાણ પાથરતા એ જ્ઞાને શ્રુત અને આગમ નામ ધારણ ક એમાં ઉમેરો પણ થયો, અને સ્પષ્ટતાઓ પણ થતી ચાલી જેમ જે આ શ્રુત અને આગમના માનસરોવરને કિનારે જિજ્ઞાસુ હંસો વધારે અને વધારે આવતા ગયા તેમ તેમ એ જ્ઞાનનો મહિમા વધતો ચાલ્યો એ મહિમાની સાથે જ એ જ્ઞાનને મૂર્ત કરનાર એનાં સ્થૂળ સાધનોનો પણ મહિમા વધતો ચાલ્યો સીધી રીતે જ્ઞાન સાચવવામાં મદદ કરનાર પુસ્તક પાના જ નહિ પણ તેના કામમાં આવનાર, તાડપત્ર લેખણ શાહીનો પણ જ્ઞાનના જેટલો જ આદર થવા લાગ્યો એટલું જ નહિ પણ એ પોથી પાનાના બંધનો તેને રાખવા મૂકવા અને બાંધવાનાં ઉપકરણો બહુ જ સત્કારાવા લાગ્યાં

અને મેળવવામા જેટલુ પુણ્ય કાર્ય, તેટલુ જ જ્ઞાનનાં સ્થૂળ ઉપકરણોને આપવા અને લેવામા પુણ્ય કાર્ય મનાવા લાગ્યુ

જ્ઞાનપ્રાપ્તિ અનેક માટે તપો યોજાયા હતા એવા તપો વધારે જાહેરમા આવે, અને ચોમેર જ્ઞાનનુ આકર્ષણ વધે, એટલા માટે મોટા મોટા જ્ઞાનતપના ઉત્સવો અને ઉજમણાઓ યોજાયા તેની અનેક જાતની પૂજાઓ રચાઈ, ગવાઈ અને તેને લીધે એવુ વાતાવરણ બની ગયુ કે, જૈનનો એકેએક બચ્ચો એમ વગર ભણ્યે સમજવા મડી ગયો કે, 'કરોડો ભવનાં પાપ, એક જ પદના કે, એક અક્ષરના જ્ઞાનથી, બળી શકે છે'

આ જ્ઞાનની ભક્તિ અને મહિમામાથી, જે એકવારના વ્યક્તિગત, અને જાને ઉપાડી શકાય એટલા જ, સાધુઓના ખભે અને પીઠે ભડારો લટકતા તે બીજા કારણો ઉપસ્થિત થતાં, મોટા બન્યા અને ગામ તથા શહેરમા દસ્યમાન થયા એક બાજુ શાસ્ત્રસગ્રહ અને લખાણનો વધતો જતો મહિમા અને બીજી બાજુ સંપ્રદાયોની જ્ઞાન વિષેની હરીફાઈઓ, આ બે કારણોને લીધે પહેલાની એકવારની મોટે ચલી આવતી જ્ઞાનસંસ્થા આખી જ ફેરવાઈ ગઈ અને મોટા મોટા ભડારરૂપમા દેખા દેવા લાગી

દરેક ગામ અને શહેરના સઘને એમ લાગે જ કે અમારે ત્યા જ્ઞાનભડાર હોવો જ જોઈએ દરેક ત્યાગી સાધુ પણ જ્ઞાનભડારની રક્ષા અને વૃદ્ધિમા જ ધર્મની રક્ષા માનતો થઈ ગયો પરિણામે આખા દેશમા એક છેડેથી બીજા છેડા સુધી જૈન જ્ઞાનસસ્થા, ભડારરૂપે વ્યવસ્થિત થઈ ગઈ ભડારો પુસ્તકોથી ઉભરાતા ચાલ્યા પુસ્તકોમા પણ વિવિધ વિષયોનુ અને વિવિધ સપ્રદાયોનું જ્ઞાન સઘરાતુ ગયુ સઘના ભડારો સાધુના ભડારો અને વ્યક્તિગત માલિકીના પણ ભડારો એમ ભગવાનના શાસનમાં ભડાર, ભડાર અને ભડાર જ થઈ ગયા એની સાથે જ મોટો લેખકવર્ગ ઉભો થયો લેખનકળા [illegible]સામી, અને અક્ષરસામી વર્ગ પણ ભારે સંચ્યો છાપાની કળા

અહી આવી ન હતી, ત્યારે પણ કોઈ એક નવો ગ્રંથ રચાયો કે તરત જ તેની સેકડો નકલો થઇ જતી અને દેશના બધે ખૂણે વિદ્વાનોમાં વ્હેચાઈ જતી આ રીતે, જૈન સમ્પ્રદાયમા જ્ઞાનસંસ્થાની પ્રથા અવિચ્છિન્નપણે વહેતી આવી છે વળી ઉધઇ અને ઉદરો તેમજ ભેજ શરદી અને બીજા કુદરતી વિઘ્નો જ નહિ, પણ ધર્માંધ યવનો સુદ્ધાએ આ ભંડારો ઉપર પોતાનો નાશકારક પંજો ફેરવ્યો, હજારો ગ્રંથો તદ્દન નાશ પામ્યા, હજારો ખવાઈ ગયા, હજારો રક્ષકોની અને બીજાઓની બેપરવાઈથી નષ્ટભ્રષ્ટ થઈ ગયા, છતા જ્ઞાન તરફની જીવતી જૈનભક્તિને પરિણામે આજે પણ એ ભંડારો એટલા બધા છે, અને એમા એટલુ બધુ વિવિધ તેમ જ જૂનું સાહિત્ય છે કે તેનો અભ્યાસ કરવા માટે સેકડો વિદ્વાનો પણ ઓછા જ છે પરદેશના અને આ દેશના કોડીબંધ શોધકો અને વિદ્વાનોએ આ ભંડારોની પાછળ વર્ષો ગાળ્યા છે અને એમાની વસ્તુ તથા એનો પ્રાચીનરક્ષાપ્રબંધ જોઇ તેઓ ચકિત થયા છે વર્ષો થયા કોડીબંધ છાપખાનાંઓને જૈન ભંડારો પૂરતો ખોરાક આપી રહ્યા છે અને હજી પણ વર્ષો સુધી તેથી વધારે ખોરાક પૂરા પાડશે

ભંડારો જેમ નામમાં તેમ સ્વરૂપમા પણ હવે બદલાયા છે હવે પુસ્તકાલયો, લાયબ્રેરીઓ જ્ઞાનમંદિરો અને સરસ્વતીમંદિરોનાં નામ તેઓએ ધારણ કર્યાં છે, અને દાબડાને બદલે બીબામાંથી લખાઈ નવે આકારે બહાર પડતા જાય છે ભંડારોની જૂની સંગ્રાહક શક્તિ હજી પુસ્તકાલયોમાં કાયમ છે એટલું જ નહિ પણ તે જમાનાના જ્ઞાનપ્રચાર સાથે વધી છે તેથી જ આજના જૈન પુસ્તકાલયો જૂના જૈન ગ્રંથો ઉપરાંત આધુનિક દેશી પરદેશી અને બધા સંપ્રદાયોના સાહિત્યથી ઉભરાતા આવ્યા છે

બ્રાહ્મણ સંપ્રદાયના અને જૈન સંપ્રદાયના ભંડારો વચ્ચે એક ફેર છે, અને તે એ કે બ્રાહ્મણના ભંડારો વ્યક્તિની માલિ

છે જ્યારે જૈન ભંડારો બહુધા સંઘની માલિકીના જ હોય છે, અને ક્વચિત્ વ્યક્તિની માલિકીના હોય, ત્યાં પણ તેનો સદુપયોગ કરવા માટે તે વ્યક્તિ માલિક છે અને દુરુપયોગ થતો હોય ત્યાં મોટે ભાગે સંઘની જ સત્તા આવીને ઉભી રહે છે બ્રાહ્મણો આસો મહિનામાં જ પુસ્તકોમાંથી ચોમાસાનો ભેજ ઉડાડવા અને પુસ્તકોની સારસંભાળ લેવા, ત્રણ દિવસનું એક સરસ્વતીશયન નામનું પર્વ ઉજવે છે, જ્યારે જૈનો કાર્તિક શુદિ પંચમીને જ્ઞાનપંચમી કહી તે વખતે પુસ્તકો અને ભંડારોને પૂજે છે, અને એ નિમિત્તે ચોમાસામાંથી સંભવતો બગાડ ભંડારોમાંથી દૂર કરે છે આ રીતે જૈન જ્ઞાનસંસ્થા જે એકવાર માત્ર મૌખિક હતી, તે અનેક ફેરફાર પામતા પામતા, અનેક ઘટાડા વધારા, અને અનેક વિવિધતા અનુભવતા અનુભવતા, આજે મૂર્તરૂપે આપણી સામે છે

પરંતુ આ બધું વારસાગત હોવા છતાં અત્યારે, જમાનાને પહોંચી વળે તેવો અભ્યાસી વર્ગ એ ભંડારોની મદદથી કોઈ ઉભો થતો નથી પ્રાચીન અને મધ્યકાળમાં જે ભંડારોએ, સિદ્ધસેન અને સમંતભદ્ર હરિભદ્ર અને અકલંક, હેમચંદ્ર અને યશોવિજયને જન્મ આપ્યા, તે જ ભંડારો અને તેથીએ મોટા ભંડારો વધારે સગવડ સાથે આજે હોવા છતાં અત્યારે વિશિષ્ટ અભ્યાસીને નામે મીંડું છે કોઇને જાણે સંતોષ સિવાય બીજી ખાસ પડી જ ન હોય તેમ અત્યારની આપણી સ્થિતિ છે બે એક અપવાદને બાદ કરીએ તો આ જ્ઞાનસંસ્થાનો વારસો સંભાળી રાખનાર, અને ધરાવનાર ત્યાગી વર્ગ જાણે સુષુપ્તિમાં પડી ગયો છે, અને અત્યારના યુગની સામે તેમની જ્ઞાન દૃષ્ટિએ કેટલી મોટી જવાબદારી છે, એ વાત જ છેક ભૂલી ગયો છે, અથવા સમજી શક્યો નથી, એમ કોઈ પણ આખા સાધુવર્ગના પરિચય પછી કહ્યા વિના ભાગ્યે જ રહી શકે

આ ભંડારોનો ઉપયોગ અભ્યાસીઓ સર્જવામાં જ ખરો હોઈ અત્યાર સુધી જે એની સ્થૂળપૂજા થઈ, તેણે હવે અભ્યાસનું રૂપ

માગતા હોય તે અત્યારે સમસ્યાને વ્યવસ્થિત કરવાની, કો
તેનો ઉપયોગ રાષ્ટ્રપરત્વે કરવાની ખાસ જરૂર છે

આ દેશમા જે એકવાર ભારે વગમ ધરાવતો તે જ્ઞા
હયાત નથી, છતા જૈનમધ તો છે જ એટલે આ મસ્થાનો ઉપ
દેશપરત્વે પહેલા જ થવો ઘટે અને માન તનના કે ખડતર કર્ટ
કે ગાડીઆરા વગાડવા-વગાડાવવામા તેમ જ નિર્જીવ જમણવારે
મીઠાઈઓ ખાવા-ખવરાવવામા અને વધુ તો ભપકાબંધ વરઘ
ચઢાવવામાં જ એ મધમસ્યા પોતાના પ્રતિશ્રી ન સમજે જો કે
શાસનદેવી હોય અને તેના સુધી આવી પ્રાર્થના પહોચતી હોય
પ્રાર્થના પહોચ્યા પછી તે કાઈ કરી શકતી હોય તો આપણે
તેને પ્રાર્થીશુ કે આજે જ તેને પોતાનુ શાસનદેવતા નામ
કરવાનો વખત આવ્યો છે જો આજે તે ઉદાસીન રહે તો ફરી
પોતાનો અધિકાર ઓળખવી મનાવવાની તક આવશે કે નહિ
કહેવુ કઠણ છે ખરી વાત તો એ છે કે આપણે બધા જ શા
દેવના છીએ અને આપણામા જ બધુ સારુ કે નરસુ કર
શક્તિ છે પ્રાર્થના કરનાર પણ આપણે છીએ, એટલે આ
પ્રાર્થના આપણે જ પૂરી કરવાની છે જો એ કામ આપણે ન ક
તો શાસનદેવતાને ઠપકો આપવો એનો અર્થ આપણી જાતને
બનાવવા બરાબર છે પુરુષાર્થ ન હોય તો કશુ જ સિદ્ધ
નથી અને હોય તો કશુ જ અસાધ્ય નથી તેથી આપણે આ
પુરુષાર્થ સંસ્થાને દેશોપયોગી કરવામાં પ્રેરીએ એટલે આપણ
કેટલેક અંશે પુરુ થશુ

તા ૨૭—૮—૩૦ સુખ

# જીવનશુદ્ધિ અને ભગવાન મહાવીર

આજનો છેલ્લો દિવસ એટલે શું? લોકો એને સાંવત્સરિક
દિવસ કે પર્વ કહે છે પણ વળી સાંવત્સરિક એટલે શું? એ પ્રશ્ન
થાય છે એનો ઉત્તર ઉપરના મથાળામાં આવે છે

ભગવાન મહાવીર અને જીવનશુદ્ધિ એ બે વસ્તુ નોખી નથી
એક જ તત્ત્વના બે નામો અને રૂપો છે કલ્પના અને બુદ્ધિ જ
પૂર્વક વિચારી શકે તેવી સૂક્ષ્મ વસ્તુ એ જીવનશુદ્ધિ અને હાલતી
ચાલતી, તથા જીવતી જાગતી, સ્થૂળ દૃષ્ટિને પણ ગ્રાહ્ય થઈ શકે
તેવી જીવનશુદ્ધિ એ ભગવાન મહાવીર

આજનો દિવસ જીવનશુદ્ધિનો એટલે જીવનશુદ્ધિને આ ર્ગ
માનનાર હરકોઈને માટે પોતાના ભૂતજીવનમા ડોકિયું કરવાનો, અને
એ જીવનમા ક્યા ક્યા કચરો એકઠો થયો છે, એની સૂક્ષ્મ તપાસ
કરવાનો આટલું જ કરવા માટે આપણે ભગવાનનું જીવન સાંભળીએ
છીએ જો એ જીવન સાંભળી પોતાના જીવનમાં એકવાર પણ
ડોકિયું કરાય, અને પોતાની નબળાઈઓ નજરે પડે તો, સમજી લેવું
કે તે બધા જ તપો તપ્યો અને બધા જ તીર્થોની યાત્રા કરી પછી
દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણની શોધ નહિ રહે, એને માટે એને
ભ્રમરોઝની પેઠે રખડવું નહિ પડે

આપણે સાંવત્સરિક દિવસો કેટલા પસાર કર્યા? તેનો સ્થૂળ
ઉત્તર તો સૌ કોઈ પોતાની જન્મપત્રિકામાથી મેળવી શકે પણ
એ સાંવત્સરિક દિવસ પસાર કર્યો છે કે નહિ એનો સત્ય ઉત્તર

નો અનગારમાં જ આપી શકે પચાસ વર્ષ જેટલી લાંબી ઉંમર એકવાર પણ આવું સાંવત્સરિક પર્વ જીવનમાં આવી જાય તો એ બાકીના ઓગણપચાસે સફળ જ છે ભગવાન મહાવીરનું જીવન સાંભળી છીએ ત્યારે તેમના ઉપર પડેલા ઉપસર્ગો સાંભળી અને તેમની સેવામાં હાજર થતી દેવોની સંખ્યા સાંભળી કાંતો અચરજ પામી વાહ વાહ કરીએ છીએ અને કાંતો 'કાંઈક હશે' એમ કહી અશ્રદ્ધાથી ફેંકી દઈએ છીએ જ્યારે એ ભયાનક પરિષહો, અને પ્રભાવશાળી દેવોની વાતો સામે આવે છે ત્યારે, શ્રદ્ધાથી અચંબો પામીએ, કે અશ્રદ્ધાથી એ વાત ન માનીએ પણ બન્નેનું પરિણામ એક જ આવે છે અને તે એ કે આપણે શું રહ્યા આવું તો આપણા જીવનમાં ક્યાંથી આવે! એ તો મહાપુરુષમાં જ હોય અથવા કોઈમાં ન હોય એમ ધારી આપણે શ્રદ્ધાળુ હોઈએ કે અશ્રદ્ધાળુ હોઈએ પણ મહાવીરના જીવનમાંથી આપણા સાધારણ જીવન પરત્વે કશું જ ઘટાવી કે શીખી શકતા નથી એટલે આપણે તો જીવનશુદ્ધિની દૃષ્ટિએ ભગવાન મહાવીરના જીવનમાંથી કશો જ ફાયદો ઉઠાવી શકતા નથી. આમ સામાન્ય રીતે કહી શકાય મહાવીરની મહત્તા દેવોના આગમન, કે બીજી દિવ્ય વિભૂતિઓમાં નથી શરીરસૌષ્ઠવ કે બીજા ચમત્કારોમાં પણ નથી કારણ કે જો દેવો આવી જ શકતા હોય તો બાળકો પાસે પણ આવે અને શરીરનું સૌષ્ઠવ તથા બીજી વિભૂતિઓનો મહાભોગી ચક્રવર્તિઓને કે જાદુગરોને પણ સાંપડે ત્યારે પછી આપણી આવી અનિશ્ચયતામાંથી કાં સોંસરું જોઈએ?

ત્યારે પ્રશ્ન થશે કે ભગવાનના જીવનમાં આકર્ષક અથવા ઉપયોગી એવું કે અસાધારણ તત્ત્વ શું છે કે જેનો સંબંધ આપણી સાથે પણ સધાવી શકે અને જેને લીધે ભગવાનની [illegible] એવી મહત્તા છે? એનો ઉત્તર ગતવિષમ ચાલતા આપણા જી[illegible] [illegible] થી મળી રહે છે જે તાફાનો આપણને હેરાન

નિરાશ કરી મૂકે છે, તેજ મનના તોફાનો ભગવાનને પણ હતા
ું ભારે વાવાઝોડું ખીકર્નુ ભારે ત્બાણ, લીધેલ સ્થિર રહેવાની
ગ્રામાથી ચલિત થઇ, હમેશની પોલી ભોગની ટેવોમા તણાઇ
ાની નબળાઈ, મમમનુ રૂપ ધારણ કરીને આવી, અને ભગવાનની
ી થવા લાગી પ્રતિજ્ઞાના અડગ પગ ડગાવવા, પૂર્વ ભોગોના
ણ અને લાલચે આગનું રૂપ ધારણ કર્યું અને ખીર પાકવા
ી. મહાવ્રતની ભીષ્મ પ્રતિજ્ઞા લેતી વખતે અતગત્માના દિવ્ય
ને સાભળવા ભગવાને જે મનમા શ્રવણ બારીઓ ઉઘાડી મૂકી
ી, તેમા દુન્યવી વાવાઝોડાના નાદો ખીલારૂપે દાખલ થયા આ
ુ છતાં એ ભીષ્મપ્રતિજ્ઞાવીર કેવી કેવી રીતે આગળ વધે જ
યો, અને મમમથી કે પગ ઉપરના ખીરપાકથી કે ખીલા ઠોકાવાથી
ો પણ પાછા ન હટતા, ઉલટે વિજયવાન થયો, એ જ જાણવામા
હાવીરના જીવનની મહત્તા છે અને એવા સગમ દેવો, એ રઘાતી
ીરો, એ કાનમા ઠોકાતા ખીલાઓ આપણે રોજને રોજ આપણા
્વનમા, ધર્મસ્થાનોમા કે બજારમા અનુભવીએ છીએ કપડા યોગીના
ોય કે ભોગીના, પણ આપણા જીવનમા એ બધા જ ઉપસર્ગો આપણે
અનુભવીએ છીએ પછી શકા શી કે ભલા, આવા દેવો હોઈ શકે ?
ક વળી આવા ઉપસર્ગો હોઈ શકે ? તેમજ આશ્ચર્ય પણ શો, કે
અહો ! આ તો બધુ ભગવાન જેવા મોટા પુરુષને જ હોય, એમને જ
આવા ઉપસર્ગો પડે, અને એ જ તેને જિતી શકે

આપણે પોતે ભગવાન છીએ આપણા જીવનમા તેમને પડ્યા,
અને તેમણે સહ્યા, તે બધા જ ઉપસર્ગો રાત દિવસ આવે જાય છે
પણ આપણે પોતાના જીવનમા ડોકિયુ નથી કરતા, અને ભગવાનના
જીવન તરફ પણ નજર કરીએ છીએ તો અંદર ઊતરવા ખાતર
નહિ, પણ ઉપર ઉપરથી જ એટલે જ આપણે ભગવાનના જીવન અને
ુ જીવન વચ્ચે ભારે ફેર અનુભવીએ છીએ, અને એ ફેર
ા દેવનાઇ માની લઇએ છીએ કે આપણે ભગવાન ઉપર

શ્રદ્ધા રાખવા છતાં તેમનાથી વેગળા અને વેગળા રહીએ છીએ આપણે પોતે જ ભગવાન છીએ, એનો અર્થ એટલો જ કે ભગવાની માનસિક વિટંબણાઓ એમના જીવનનાં તોફાનો, અને એમનું દિ આસુરી વૃત્તિનુ યુદ્ધ એ જ આપણા જીવનમા છે ફેર હોય તો તે એટલો જ છે કે આપણે આપણા જીવનગત એ ઉપસર્ગોને જો નથી જોવા ઇચ્છતા નથી તે માટે પ્રયત્ન કરતા નથી, જ્યારે ભગવાને એ બધુ કર્યું અને જે જાણે ઇચ્છે અને પ્રયત્ન કરે વસ્તુને મેળવે તેથી જ ભગવાને જીવન મેળવ્યુ અને આપણે ગુમા અને હજી ગુમાવતા જઈએ છીએ

મહાવીર કોના પુત્ર હતા ભાઇ નાનના હતા ઉમર શી હતી તેમનો પરિવાર કેટલો હતો, સમૃદ્ધિ શી હતી ઘર ક્યારે છોડ્યુ ક્યા ક્યા ફર્યા કોણ તેમના પરિચયમાં આવ્યુ કેટલા અને ક્યા વૈરી બનાવો બન્યા કે કેટલા રાજાઓ ચરણોમાં પડ્યા, કેટલા ચેલા અને ચેલીઓ થયા કેટલા ગૃહસ્થોએ તેમના પગ પૂજ્યા તેમણે શા શા કામો કર્યા ક્યાં નિર્વાણ પામ્યા, વગેરે બધુ જાણવુ હોય તો જાણવુ ખરુ પણ સ્મરણમા રહે કે એ બધી બાબત તો વધારે ચમત્કાર પૂર્વક અને વધારે આકર્ષક રીતે બીજાના જીવનમાંથી પણ સાંભળી અને મેળવી શકીએ ત્યારે આજકાલ વચાતા મહાવીરજીવનમાંથી શુ કાંઈ સાંભળવા જેવુ નથી ? એ પ્રશ્ન થશે ઉત્તર ઉપર દેવાઈ તે ગયો જ છે છતા સ્પષ્ટતા ખાતર કહેવુ જોઇએ કે મહાવીરનુ જીવન સાંભળતી કે વિચારતી વખતે અંતર્મુખ થઈ એમના જીવનની ઘટનાઓ, ખાસ કરી ગૃહસ્થ અને સાધક જીવનની ઘટનાઓ આપણા જીવનમા કઈ કઈ રીતે બની રહી છે તે ઉંડાણથી જોયા કરવુ ચમત્કારો દૈવી ઘટનાઓ અને અતિશયોની વાતો પાછળનુ યથાર્થ હૃદય આપણા જીવનને સામે રાખી ભગવાન દૂરથી તરત ધ્યાનમા આવશે. એ ધ્યાનમાં ...

સિદ્ધ મહત્તા નજરે ચડશે પછી એ મહત્તા માટે કોઈ ઠાઠમાઠ ... ઘટના કે ચમત્કારોનું શરણ લેવાની જરૂર નહિ રહે

જેમ જેમ એ જરૂર નહિ રહે તેમ તેમ આપણે ભગવાનના જીવનની એટલે સાંવત્સરિક પર્વની નજીક જઈશું આજે તો આપણે ... સાંવત્સરિક પર્વમાં હોવા છતાં તેમાં નથી કારણ કે આપણે જીવનશુદ્ધિમાં જ નથી એટલે સાંવત્સરિક પર્વનું કલેવર તો આપણી સામે છે જ એમાં પ્રાણ પૂરાય અને એ પ્રાણ પૂરવાના સ્થૂળ ચિહ્નરૂપે આપણે રાષ્ટ્ર માટે ભોગનો ત્યાગ કરીએ, અને એમ સાબીત કરી બતાવીએ કે, રાષ્ટ્રને ઉપયોગી થવાની જીવનશુદ્ધિ અમારામાં આ રીતે છે તો આજનું આપણું આંશિક કર્તવ્ય સિદ્ધ થયું લેખાય

ભગવાનની જીવનશુદ્ધિનો એટલે તેનો પડઘો પાડનો સાંવત્સરિક પર્વનો પથ એવો વિશાળ છે કે તેમાંથી આપણે આધ્યાત્મિક અને ... અને કલ્યાણ સાધી શકીએ હવે જોવાનું છે કે જીવનશુદ્ધિનો ... કે તો આપણે રાષ્ટ્રસેવા દ્વારા એનો કેટલો વિકાસ કરી શકીએ ... રસ્તો તો આજે ખુલ્લો થઈ ગયો છે રાષ્ટ્રધર્મ એટલે પ્રવૃત્તિ અને જીવનશુદ્ધિ એટલે નિવૃત્તિ એ બે વચ્ચેનો માની લીધેલ વિરોધનો ભ્રમ પણ હવે ભાગી ગયો છે એટલે ફક્ત પુરુષાર્થ કરવો છે કે નહિ, એ જ ઉત્તર આપવો બાકી રહે છે આના ઉત્તરમાં જ જૈન સમાજનું જીવન અને મરણ સમાયનું છે

તા. ૨૮-૮-૩૦

સુખલાલ

# ધર્મ અને પંથ

પ્રિય બંધુઓ અને બ્હેનો !

ધર્મ એ વિશાળ વસ્તુ છે તે આત્માના સકળ સ્વરૂપને ખીલવવાનાં સાધનો પુરા પાડે છે શ્રીહરિભદ્રસૂરિએ ધર્મબિન્દુમાં કહ્યું છે કે

**धनदो धनार्थिना प्रोक्तः कामिना सर्व कामदः ।**
**धर्म एवापवर्गस्य पारपर्येण साधक" ॥**

ધન એ ધનના અર્થીને ધન આપવાવાળો છે, અમુક વસ્તુઓની કામના-ઈચ્છા કરનારને તેની કામના પુરી કરનાર છે અને ધર્મ જ સ્વર્ગ આદિ આપી પરપરાએ મોક્ષનો દાતા છે ધર્મ આ પ્રમાણે વિશાળ અને વ્યાપક હોય છે, પણ તેનુ વ્યાપક સ્વરૂપ ભૂલીને મમત્વને વશ થઈ કે કદાગ્રહથી નાની અને બીન મહત્વની બાબતોના મનભેદમા પથો ઉભા થયા છે પથો મર્યાદિત બને છે અને એક પથવાળો બીજા પંથો ઉપર આક્ષેપ કરે છે અને તેમાથી ઝઘડા અને વેર વિરોધ પ્રકટે છે

કોઈ ચોથને દિવસે સાવત્સરિક પ્રતિક્રમણ કરે અને કોઈ પાંચમને દિવસે કરે પણ જ્યા સુધી બને પક્ષવાળા આખા વર્ષમા કરેલા પાપનું પ્રાયશ્ચિત કરે, અને બીજાઓ પ્રત્યે થયેલા વિરોધ કે અવિનયની ક્ષમા આપે અને માગે, ત્યાસુધી બને પક્ષો માનને પાત્ર છે પણ જ્યા બીન મહત્વની વસ્તુને પ્રધાનપદ આપવામા આવે છે, ત્યા ધર્મભાવના ઊડી જાય છે

શ્વેતાબર અને દિગબર બ ને જૈનધર્મના પંથોમા ૯૫ ટકા જેટલી સમાનતા છે બને ધર્મો શ્રીમહાવીર પ્રભુને નવતત્ત્વને

ચમહાવ્રતને, આત્માના અમરત્વને, કર્મને, પુનર્જન્મને, મુક્તિના સાધનો તરીકે જ્ઞાન દર્શન અને ચારિત્રને, અને એવી બીજી અનેક મહત્ત્વની વસ્તુઓને માને છે, તો પછી જે બાબતમા મતભેદ હોય તેને જ કેમ આગળ ધરવામા આવે છે? મનુષ્યને પોતાની અને પોતાના પથની વિશિષ્ટતા બતાવવાની ઈચ્છા થાય છે, અને તેથી જે તુચ્છ ભેદો હોય છે, તેને જ આગળ લાવે છે કોઈ શ્વેતાંબરને દિગબરના સબધમાં પૂછવામા આવે તો તે એમજ કહે કે "તેમના ગ્રન્થો પાછળથી લખાયેલા છે, અને તેમનામા સ્ત્રીને દીક્ષા હોય નહિ, અને દિગબર સ્ત્રીઓ મોક્ષને પામે નહિ!" હવે દિગબરને પૂછવામા આવે તો તે પણ એમજ કહે કે "શ્વેતાંબર સપ્રદાયના ગ્રથો પાછળથી લખાયેલા છે શ્વેતાબર પથના સાધુઓ મહાવીર પ્રભુ જે દિગબર હતા તેમની આજ્ઞાને લોપીને શ્વેત વસ્ત્રો પહેરે છે તેમનો ત્યાગ ધર્મ અમારા જેવો ઉત્કૃષ્ટ નહિ" આવી રીતે મૂળ વસ્તુને ભૂલી સ્ત્રીઓને મોક્ષ હોય કે ન હોય, સ્ત્રીઓ દીક્ષા લઈ શકે કે નહિ અથવા તો સાધુઓને વસ્ત્રો પહેરવાં કે ન પહેરવાં આ બીન મહત્ત્વની બાબતો પર ભાર મૂકીને બીજા પથની અવગણના કરવામા આવે છે

'सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग' એ બાબતમા શુ મતભેદ છે? कषायमुक्ति सा पथ मुक्ति કષાયથી મુક્ત થવુ એ જ મુક્તિ છે, એમા શુ મતભેદ છે? દાન, શીલ, તપ અને ભાવ એ ધર્મનાં ચાર અગ છે, તેમાં મતભેદ છે? પચમહાવ્રતમા મતભેદ છે? ઐક્યતા બતાવનારા અનેક તત્ત્વો હોવા છતા તેને જતા કરીને ભેદદર્શક બીન મહત્ત્વની બાબતો પર ભાર મૂકવામા ઝઘડાઓ થાય છે શ્વેતાબર હોય કે દિગબર હોય, બૌદ્ધ હોય કે અન્ય કોઇ ધર્મી હોય, પણ જેના હૃદયમા સમભાવ છે, તે મોક્ષ મેળવશે, એમા સંદેહ નથી.

જૈનધર્મને સ્યાદ્વાદ અથવા અનેકાતવાદ કહે છે જે સ્યાદ્વાદનુ ખરુ સ્વરૂપ સમજે, તે કદાપિ દુરાગ્રહી કે પરમત અસહિષ્ણુ હોઈ

શકે નહિ તે તો સામા મનુષ્યને અપેક્ષાએ સમજે છે, અને તેથી તે કદાપિ બીજાઓ જોડે લડતો નથી ઘઉના લોટની અપેક્ષાથી રેતી ભારે લાગે, તેજ રેતા સોનાના ભૂકાની અપેક્ષાએ હલકી લાગે આ રીતે રેતમા ભારેપણુ તેમજ હલકાપણું બન્ને ગુણ આવેના છે, પણ તે અમુક અપેક્ષાએ છે

જેમ પથોમા મતભેદ પડે, તેમ ધર્મોમા પણ મતભેદ પડે ત્યારે મનુષ્યે શુ કરવુ? ત્યા બધા ધર્મો કરતા પણ એક મોટુ તત્ત્વ છે કે જે આત્મધર્મ છે આત્મધર્માવલબી સ્વાશ્રયી બને છે તે ધર્મોના પુસ્તકો વાચે છે, બીજા મહાન્ પુરુષોના વચનો શ્રવણ કરે છે પણ છેવટે તો પોતાના ઉપર જ વિશ્વાસ રાખે છે આ ઉપર એક જાણીતુ દૃષ્ટાત છે યુધિષ્ઠિર મહાભારતના યુદ્ધમા અણીને પ્રસગે પોતાના પક્ષનો જય થાય તે હેતુથી પોતાના અતરાત્માને દગીને શ્રીકૃષ્ણના સૂચનથી એક અસત્યવચન બોલ્યા, અશ્વત્થામા નામનો હાથી મરી ગયો હતો જ્યારે અશ્વત્થામાના પિતા દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને સત્યવાદી માનીને પૂછ્યુ કે 'શુ મારો પુત્ર અશ્વત્થામા મરી ગયો?' યુધિષ્ઠિરે અતરાત્માને દગીને કહ્યુ કે અશ્વત્થામા મરી ગયો પણ ધીમેથી ઉમેર્યું કે **नरो वा कुजरो वा** (માણસ મરી ગયો હોય કે હાથી મરી ગયો હોય!) આ અસત્ય વચન બોલવાથી તેમના હૃદયને ઘણો આઘાત થયો વાત એટલેથી અટકતી નથી મહાભારતનું યુદ્ધ પૂરુ થયુ, અને છેવટના સમયે યુધિષ્ઠિર પોતાના ચાર ભાઇઓ તથા દ્રૌપદી સાથે હિમાલય તરફ જવા નીકળ્યા. રસ્તામા જગતમાં થઇને તેઓ ગયા ત્યા એક કુતરો તેમની સાથે હતો જગતમા યુધિષ્ઠિરના ચારે ભાઇઓ તથા દ્રૌપદી મરણ પામ્યા અને એકલા યુધિષ્ઠિર જીવતા રહ્યા અને કુતરો તો તેમની સાથે હતો જગતને અને દેવ એક વિમાન લઈને આવ્યા અને યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે ચાલો આ વિમાનમા બેસો, આપણે સ્વર્ગે જઈએ યુધિષ્ઠિરે તે કુતરાને સાથે લીધા સિવાય સ્વર્ગે જવાની ના પાડી

ઈંદ્રે ઘણું સમજાવ્યુ, પણ તેમણે ના પાડી ત્યાર ઈંદ્રે કહ્યું " હું ઇન્દ્ર તરીકે કહું છુ કે જો આ તક ગુમાવશો તો ફરીથી તક નહિ મળે માટે કુતરાને સારુ શા માટે સ્વર્ગને જતું કરો છો?" યુધિષ્ઠિરે કહ્યું "શ્રીકૃષ્ણે મને એકવાર મારી ઈચ્છા વિરુદ્ધ અસત્ય બોલાવ્યુ હતું હવે તમે ઈંદ્ર હો કે ઇંદ્રના પિતા હો, પણ મારો આત્મા કહે છે કે આ કુતરો જગતમા મારી સાથે હતો, તો તેને મૂકીને હું સ્વર્ગમા એકલો આવી શકુ નહિ હું મારા અસત્ય વચનના પરિણામથી આ પાઠ શીખ્યો છુ કે જે મારુ હૃદય કબૂલ ન કરે તે ગમે તેવો મહાન્ પુરુષ કહે તો પણ હું સ્વીકારું નહિ" આ શબ્દો બોલતા જ તે કુતરો ધર્મરાજ થઈ ગયો યુધિષ્ઠિરની પરીક્ષા લેવાનો આ પ્રબંધ હતો તેમા તે ફાવ્યા

राजदण्डभयात्पापं नाचरत्यधमो जनः ।
परलोकभयाद् मध्यः स्वभावाचैव उत्तमः ॥

કનિષ્ઠ મનુષ્ય રાજદંડના ભયથી પાપકર્મ કરતો નથી મધ્યમ પુરુષ પરલોકના ભયથી પાપકર્મથી અટકે છે, પણ ઉત્તમ પુરુષ તો સ્વભાવથી જ સારી રીતે વર્તે છે

સાર એ છે કે પંથો કરતા ધર્મ મહાન્ છે, અને ધર્મો કરતા આત્મધર્મ મહાન્ છે જ્યા મનુષ્ય મહત્ત્વની વસ્તુને પ્રધાનપદ આપે છે ત્યા નાના નાના મતભેદો ચાલ્યા જાય છે અને ધર્મ એ અશાંતિ નહિ પણ શાંતિનુ સ્થાન બને છે

૨૨-૮-૩૦ મણિલાલ નથુભાઈ દોશી

# અમારિ—અહિંસા

અહિંસાનો બોધ સર્વ ધર્મમા અપાયો છે હિંદુધર્મ, જૈનધ[illegible] અને બૌધધર્મ તો અહિંસાને સ્વીકારે છે એટલુ જ નહિ પણ બાઇબલ પણ જણાવે છે Thou shalt not kill "તારે કોઇને મારી નાખવુ નહિ" અહિંસા એ કેવળ નિષેધાત્મક નથી, પણ તેનું વિધાય[illegible] સ્વરૂપ પણ છે અને તેના વિધાયક અથવા નિશ્ચયાત્મક સ્વરૂપ[illegible] વિશ્વપ્રેમ કહે છે આપણે અહિંસાને ચાર વિભાગમા વ્હેચી નાખી[illegible] સામાન્યહિંસા, સામાજિકહિંસા ધાર્મિકહિંસા, અને આત્મિકહિંસ[illegible]

સામાન્ય રીતે કોઇપણ જીવનો ઘાત કરવો, તેને પ્રાણથી છૂટો ક[illegible] તે હિંસા ગણાય છે ભોગકનિમિત્તે ક્રીડાનિમિત્તે, શિકારનિમિ[illegible] મનુષ્યો પશુઓની હિંસા કરે છે શરીરથી મનુષ્યો જે હિંસા[illegible] પાપ કરે છે તેના કરતા વચનોથી વધારે પાપ કરે છે જીભના[illegible] ચરીના પાપ જેવા સ્પષ્ટ દેખાય નહિ. પણ તલવારના ઘા કે વચનનો ઘા ઘણો વિશેષ કારી હોય છે પરનિંદા સાભળવામા કરવામા આપણને રસ પડે છે જ્યારે કોઈના સંબધી નિંદાની અથવા ઘસાતુ વચન આપણે સાંભળીએ ત્યારે આપણે એવડક કે 'કદાચ એ વાત સાચી ન પણ હોય અને હોય તો પણ તે [illegible] બીજીને તેને વધારવી એ દયાભર્યું નથી—એ હિંસા છે"

કોઈ એ મૂર્ખતા કરી પણ તેની વાત કરીને બીજાને કહવામ[illegible] આપણે પણ મૂર્ખ ઠરીએ છીએ એક કવિએ કહ્યુ છે કે

પરાઈ મૂર્ખતા કાજે સુખે ના ઝેર તુ લેજે

આપણે આપણાં કાર્યો તથા વચનો વાસ્તે જવાબદાર છીએ તેના કરતાં પણ આપણા વિચારો વાસ્તે વધારે જવાબદાર છીએ કાર્યો અને વચનોની અસર પરિમિત છે પણ આપણા વિચા[illegible] સૂક્ષ્મ હોવાથી ઘણે દૂર સુધી પહોચે છે અને વાતાવરણને [illegible]

અગાડે છે કે સુધારે છે પ્રસન્નચંદ્ર રાજર્ષિનુ દષ્ટાંત જૈન આલમને સુવિદિત છે તેમણે પોતાના જ વિચારવડે દેવગતિને યોગ્ય કર્મ બાંધ્યુ, નરકગતિને યોગ્ય કર્મ બાંધ્યુ અને કેવળી પણ થયા, માટે મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ તેના વિચારો છે વિચાર એ તેના રચનેનો તથા કાર્યોનો પિતા છે દાન, શીલ, અને તપ એ ત્રણેની મહત્તા તેની પાછળ રહેલા ભાવ-વિચાર ઉપર રહેલી છે આપણા સમાજમા પણ અનેક પ્રકારે હિંસા થઈ રહેલી છે જો કે આપણે કોઈને શસ્ત્રથી મારતા નથી, પણ બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન, એક પત્ની હોવા છતા બીજુ લગ્ન કરવું-આ બધાં રૂઢિના શસ્ત્રો છે તે સમાજના જીવનને, અને સમાજમા રહેલી વ્યક્તિઓના જીવનને કચરી નાખે છે, દાબી રાખે છે, રીબાવી રીબાવીને મારે છે, ને કોઈવાર તો કસાઈના છરા કરતા પણ ભારે દુઃખ ઉત્પન્ન કરે છે સમાજમા રહેલા ક્રૂર રીવાજોને આપણે ફેરવાવીએ નહિ, પણ તે સબંધી આંખમીચામણા કરી તે રીવાજોને ચાલવા દઈએ તો આપણે પણ હિંસામા ભાગ લીધો છે Inaction in an act of mercy is an act in a deadly sin દયાના કામમા છતી શક્તિએ ભાગ ન લેવો તે નિર્દયતાના કાર્યમાં ભાગ લીધા સમાન છે

ધાર્મિકહિંસા યજ્ઞનિમિત્તે પશુનો વધ કરવો તે ધાર્મિકહિંસાનો એક પ્રકાર છે બીજા ધર્મોની નિંદા કરવી, બીજા પંથોપર આક્ષેપો કરવા, એ પણ ધાર્મિક હિંસા ઘણા ખરા ધાર્મિક મનુષ્યો પોતાના સત્યસિદ્ધાંતનો પ્રતિપાદન કરવાનું રચનાત્મક કાર્ય કરવાને બદલે બીજા પંથ કે ધર્મના દોષો નિરૂપણ કરવાનું ખંડનાત્મક કાર્ય કરે છે, અને કામ કરવા જતા સિદ્ધાંતોની ચર્ચા દૂર રાખી જુદા વિચારોને માનનારાઓ ઉપર અંગત આક્ષેપો કરે છે, આ પણ એક પ્રકારની પ્રચ્છન્ન હિંસા છે કોઈપણ ધર્મનુ અર્ધું વાક્ય કે અર્ધો શ્લોક લઈને, તેનું દૂષણ બતાવવુ અને તેનુ ખંડન કરવુ એ મહાન દોષ છે

મનુસ્મૃતિમા એક શ્લોક છે, તેની પ્રથમની લીટી આ પ્રમાણે છે

**न मासभक्षणे दोषो न मद्ये न च मैथुने ।**

માસભક્ષણમા, દારૂમા અને મૈથુનમા દોષ નથી–આટલુ જો કો વાચે તો મનુસ્મૃતિ અને તેના લખનાર તથા માનનાર ઉપર તિરસ્ક પ્રકટે પણ તે શ્લોકની બીજી લીટી જણાવે છે કે–

**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥**

લોકોની ઉપર પ્રમાણે પ્રવૃત્તિ છે પણ તે ત્રણ દોષોથી મુ થવુ તે મહા ફળદાયી છે માટે બધા ઉતારાઓ કરી બીજા ધર્મ નિંદા કરવી, કરાવવી તે ધાર્મિક હિંસા છે

અત્યજો તરફનુ લોકોનુ વર્તન એ પણ ધર્મ સબધીના અ જ્ઞાનને આભારી છે સર્વ ભૂત પ્રાણીમાં પ્રભુ રહેલો છે–એમ મા અને તે સાથે અત્યજમા રહેલા પ્રભુનો તિરસ્કાર કરવો એ યોગ્ય ગણાય ? છતાં ધર્મને નામે જ અત્યજો અત્યાર સુધી કચરાયા

હવે ચોથી અને મહત્ત્વની હિંસા તે આત્મિકહિંસા છે

જ્યા રાગ, દ્વેષ અને મોહ છે ત્યા આત્માની સ્વાભ સ્થિતિનો નાશ થાય છે

કોઈ વસ્તુ અથવા મનુષ્ય ઉપર આપણને રાગ થાય પછી તે વસ્તુની પ્રાપ્તિમાં કોઈ અંતરાય નાખે, અથવા તે મનુષ્ય પ્રત્યેન આપણા પ્રેમમા કોઈ ખલેલ નાખે તો તરત જ દ્વેષ પેદા થાય એટલે વસ્તુત રાગ જ દ્વેષનુ કારણ છે પણ આ રાગ અને દ્વેષન ખરૂં કારણ અજ્ઞાન છે અજ્ઞાનને લીધે મનુષ્ય જે વસ્તુઓ પોતાની નથી તેના પર રાગ ધરે છે અને તેમાથી દ્વેષ જન્મે છે માટે જ્યા સુધી જીવનની એકતાનુ જ્ઞાન ન થાય ત્યા સુધી આત્મિક હિંસા સર્વથા નાશ ન પામે કેવળ અહિંસક મનુષ્ય જ જીવનપ્રેમી બને છે તેનો પ્રેમ વિશ્વવ્યાપી બને છે અને તેના વિચારો વચનો અને કાર્યો સમગ્ર જગતને આનંદ દેતા નીવડે છે

૨૩–૮–૩૦

અંબાલાલ નથુભાઈ દાશી

# જ્ઞાનના ભંડારો અને સંઘસંસ્થા

સાત ક્ષેત્રમાંથી ગઈ કાલે ચૈત્ય અને મૂર્તિના સબંધમાં વ્યાખ્યાન થઈ ગયા છે, હવે જે પાંચ ક્ષેત્ર રહ્યા, તેમાંથી આપણે જ્ઞાનનો અને સંઘનો વિચાર કરીએ કારણ કે સંઘમાં સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે અંગ સમાઈ જાય છે

જીવના ઉદ્ધારાર્થ મુખ્ય સાધન જ્ઞાન છે અંધારા ઓરડામાં જતા આપણે સ્તંભ સાથે અફળાઈએ, અથવા તો ખુરશી સાથે ઠોકર વાગે કે રસ્તામાં પડેલા ખડીઆને ઉંધો વાળીએ, પણ તે ઓરડામાં દીપકનો પ્રકાશ આવતા વસ્તુસ્થિતિ ખરી રીતે સમજાય છે તેવી રીતે જ્ઞાનથી વસ્તુઓનું ખરુ સ્વરૂપ સમજાય છે અને પછી આપણે હેય અને ઉપાદેયનો વિવેક કરી શકીએ છીએ પ્રથમ મહાવીર સ્વામીએ ત્રિપદી કહી તેમાંથી ગણધરાએ શાસ્ત્રો ગુંથ્યા જ્યારે લોકો મૂળ સૂત્રો સમજવાને અસમર્થ હોય–અથવા પૂરતા સમર્થ ન હોય ત્યારે તે સૂત્રો પર ભાષ્યો રચાયા, ભાષ્યો પર ટીકાઓ થઈ આમ ખરા–જાત અનુભવી જ્ઞાનીઓના અભાવે તેમણે લખેલા પુસ્તકો અને તેની ટીકાઓ આધારભૂત બને છે જ્યારે સાચા જ્ઞાનીઓ જીવતા હોય વિદ્યમાન હોય, ત્યારે તેમના હૃદયના ઉદ્ગારો એ જ શાસ્ત્રો બને છે પણ જ્યારે પોતાનામાંથી નવું જ્ઞાન ઉત્પન્ન કરવાની શક્તિ હોય નહિ તેવા શિષ્યો હોય છે, ત્યારે તેઓ ભાષ્યો ટીકાઓ, અવચૂરિઓ લખે છે, અને પછી જીવનપ્રવાહ વહેતો અટકે છે અને અમુક સ્થાયી વિચારો પુસ્તકરૂપે દૃઢ થાય છે તેવા પુસ્તકોના ભંડારોને જ્ઞાનના ભંડારો કહે છે જ્ઞાનનાં પુસ્તકો આપણને તત્ત્વજ્ઞાન, મહાન પુરુષના ચરિત્રો અને તત્ત્વજ્ઞાનને જીવનમાં ઉતારવાનો માર્ગ–આચારો પૂરા પાડે છે દરેક જમાનાનું મુખ્ય કામ એ છે કે ભૂતકાળના મહાપુરુષોએ આપણને

જે વારસો આપ્યો હોય તે સાચવવો અને તે વારસામા ઉમેરો કરીને ભવિષ્યની પ્રજાને તે વારસો સોપવો હવે વૃદ્ધિ કે ઉમેરો કરવાની વાત તો દૂર રહી તેને સાચવવા જેટલી પણ શક્તિ આપણામાં નથી સાચવવાના બે માર્ગ છે એક તો જે જ્ઞાન પુસ્તકોમા લખેલુ હોય તેને ભણવુ અને સમજવુ અને બીજો માર્ગ જે પુસ્તકોમાં તે જ્ઞાન લખાયુ હોય, તેને બરાબર સાચવવા, તેને અમુક પેટીઓમા ગોઠવવા, તેને ઉધઈ ન લાગે તેવી સભાળ રાખવી કે જેથી તે પુસ્તકો વર્તમાન કાળના કે ભવિષ્યના જ્ઞાનીઓને ઉપયોગમા આવે પ્રથમ લહીઆઓ પુસ્તકો લખતા, તેને બદલે હવે પુસ્તકના રૂપમા છાપવામાં આવે છે, તેથી વધો લાભ છે છાપેના પુસ્તકો શુદ્ધ હોય છે, અને ઘણા મનુષ્યો તેનો સહેલાઈથી લાભ લઈ શકે છે

જ્ઞાનને આપણે એટલુ મહત્વનુ માનીએ છીએ કે આપણે જ્ઞાન ઉદ્યાપન (ઉજમણુ) કરીએ છીએ તે પ્રસગ જ્ઞાનની મહત્તા બતાવવાનો હોય છે પણ તેને બદલે જ્ઞાનના સાધનો અને બીજા અનેક શોભાસણા પાથીની છાપ પ્રેક્ષક વર્ગ પર પડે છે ૧૦૦૦૦ રૂ નુ એક મનુષ્ય ઉજમણુ કરે અને જ્ઞાનના પુસ્તકો ૨૫ રૂપીઆનાં મૂકે આ તે શુ જ્ઞાનનુ ઉદ્યાપન ? જ્યારે દ્રવ્યની કિમત વધે છે ત્યારે આકારોની માન્યતા વધે છે તેવી સ્થિતિ અહીં થઈ છે

આપણી પાસે અપ્રાપ્ય પુસ્તકો છે અમારા ભડારોમા ૨૦૦ વરસની જૂની તાડપત્ર પરની પ્રત છે એમ કહેવાથી જ્ઞાનની મહત્તા વધતી નથી જ્યારે કોઈ યુરોપીયન જળ ઓક્ષીજન અને હાઇડ્રોજન નામના બે વાયુનુ બનેલુ છે, એમ વિજ્ઞાનથી પુરવાર કરે ત્યારે આપણે કહીએ કે અમારા શાસ્ત્રમા જળને 'વાતયોનિ' કહેલુ છે એટલે જળનુ ઉત્પત્તિસ્થાન વાયુ છે હવાઈ વિમાનની કોઈ વાત કરે તો કહીએ અમારા શાસ્ત્રમા કયા પવનપાવડી ન હતી ? કોઇ તોપની વાત કરે તો અમારે ત્યા અગ્ન્યસ્ત્ર હતું જ્યારે કોઇ નવી શોધ કરે, ત્યા

આપણે કહીએ છીએ કે એ તો અમારા શાસ્ત્રમાં લખેલું છે પણ શાસ્ત્ર વાંચીને આપણે નવું શું શોધી કાઢ્યું ?

જ્યાં સુધી જ્ઞાનદ્વારા મનુષ્યને સાચી સમજ ન પેદા થાય ત્યાં સુધી મનુષ્ય બાહ્ય વસ્તુઓમાં સુખને શોધવા બહુ ફાંફાં મારે છે પણ અંતે તે કંટાળે છે કારણ કે સાચું સુખ બહારના પદાર્થોમાં નહિ પણ પોતાની અંદર રહેલું છે પુસ્તકો એ સાધનો છે, અને સાધ્ય સદ્જ્ઞાનની પ્રાપ્તિ છે હવે આ સદ્જ્ઞાન મનુષ્ય પુસ્તકોદ્વારા મેળવી શકે તેમજ પોતાના અનુભવોદ્વારા પણ પ્રાપ્ત કરી શકે હજારો શાસ્ત્રો કરતા પણ એક મનુષ્યનો જાત અનુભવ ચઢી જાય છે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળાએ કોઈ વસ્તુની પ્રાચીનતાથી કે અર્વાચીનતાથી તેનું માપ કાઢવાનું નથી કવિ કાળિદાસે માલવિકાગ્નિમિત્રમાં લખ્યું છે કે "પ્રાચીન એટલું બધું સાર નહિ તેમ જ નવું એટલું બધું ખોટું નહિ જ્ઞાનીઓ-વિદ્વાનો પ્રાચીન તેમજ અર્વાચીન-એ બંનેની પરીક્ષા કરીને એમાંથી એકનો સ્વીકાર કરે છે ત્યારે મૂઢ-મૂર્ખ મનુષ્યો બીજાની બુદ્ધિ પર વિશ્વાસ રાખી દોરાઈ જાય છે " માટે પ્રાચીન કે અર્વાચીનના ઝઘડામાં નહિ ઉતરતા મનુષ્યે દરેક વસ્તુની તેની પોતાની મહત્તા ઉપર કિંમત આંકવી અને જે પોતાના આત્મવિકાસને મદદગાર થાય તેનો સ્વીકાર કરવો મહાન પુરુષો તો કહેતા આવ્યા છે કે અમે કહીએ છીએ માટે અમુક વસ્તુને સ્વીકારતા ના પણ સોનાને જેમ કષ, છેદ અને તાપ લગાડે છે, તેમ તમારા હૃદય મન અને અનુભવની કસોટી લગાડો અને વાત સ્વીકારવા યોગ્ય લાગે તે સ્વીકારો અને તે પ્રમાણે જીવન જીવો તમારો અનુભવ તેની સત્યતા કે અસત્યતા પુરવાર કરી આપશે જેમને કોઈ પણ વસ્તુ જીવનમાં ઉતારવી નથી અને તે વસ્તુની સત્યતાનો અનુભવ કરવો નથી, તેઓ તો પ્રાચીન સૂત્રોને ટાંક્યા કરશે પણ જેઓ સત્યજીવન જીવવા માગે છે, તેઓ તો દ્રવ્ય, ક્ષેત્ર કાળ, ભાવનો વિચાર કરી સત્ય જ્ઞાનને વ્યવહારમાં ઉતારશે

હવે આપણે સંઘનો વિચાર કરીએ ઉમાસ્વાતિ સ્વામી પ્રશમરતિમાં લખે છે કે परस्परोपग्रहो जीवानाम् જીવો પરસ્પર ઉપકારી છે શ્રાવકો સાધુઓને સંયમ નિર્વાહના સાધનો પુરા પાડે, અને સાધુઓ શ્રાવકોને જ્ઞાનપ્રાપ્તિમાં મદદ કરે, આ રીતે ચતુર્વિધ સંઘનાં ચારે અંગો એકબીજાને સહાયક છે પણ જ્યાં અજ્ઞાન વધે અને બીન મહત્ત્વની બાબતોને પ્રધાનપદ આપવામાં આવે, ત્યાં પક્ષાપક્ષી થાય અને ઝઘડાઓ વધે, અને જ્યાં ધર્મનો હેતુ એકત્વ સંપ, અને શાંતિ હોવો જોઈએ ત્યાં જ ધર્મનિમિત્તે વેર વિરોધ થાય એ નહિ ઇચ્છવા યોગ્ય ઘટના છે જ્યારે જ્ઞાનપ્રવાહ જીવંત હોય, લોકો મુખ્ય સિદ્ધાંતોને લક્ષમાં રાખી દેશ કાળ પ્રમાણે સુધારા કરતા રહેતા હોય ત્યાં પ્રગતિ સારી રીતે થાય છે પણ જ્યાં સત્યને અમુક વ્યવસ્થિત રૂપ આપવામાં આવે છે અને સ્થિતિચુસ્તતા જ ધર્મ મનાય છે ત્યાં પ્રગતિ અટકી પડે છે અને સંઘમાં કુસંપ વ્યાપે છે જેમ અત્યારે દેશની પ્રગતિ ખાતર નાના નાના મતભેદો દૂર કરવામાં આવે છે તેમ સંઘની પ્રગતિ ખાતર સંઘના વિવિધ અંગોએ બીન મહત્ત્વની બાબતો સબંધી કલહ કંકાસથી દૂર રહેવું જોઈએ

હાલમાં જે પક્ષાપક્ષી કે કલહ દેખાતા હોય, તો તેનું એક કારણ સ્થિતિચુસ્ત અને પ્રગતિશીલ વિચારો વચ્ચેનો વિરોધ છે જ્યાં જ્યાં સ્થિતિચુસ્ત વિચારકો અને પ્રગતિશીલ વિચારકોનું સમેલન થાય ત્યાં એક બીજાને સમજવાને બદલે પોતાનો કક્કો ખરો કરાવવાનો આગ્રહ હોય ત્યાં ઝઘડા સિવાય શું બીજું પરિણામ આવે

બીજું મોટું, કારણ ખરા નાયકો—આગેવાનોની ખામી છે જેઓ નિઃસ્વાર્થી, કૃતકૃત્ય, પરોપકારી બુદ્ધિશાળી પ્રેમાળ, સત્યવચની કાર્યદક્ષ અને કુનેહ બુદ્ધિવાળા હોય અને જેમના હૃદયમાં સંઘ દિન કેમ ચડે એ જ પ્રધાન લક્ષ હોય, તેવા આગેવાનો ક્યાં છે જેઓ Calculating—ગણત્રી કરનારા હોય પોતાનો કે પોતા

પથનો વિચાર કરનારા હોય તેઓ શી રીતે આગેવાન થઈ શકે ? હિતોપદેશમાં લખ્યા પ્રમાણે તેઓ તો એમજ વિચારે કે—

न गणस्याग्रतो गच्छेत् यथा लाभे सम फलं ।
यदि कार्यविपत्तिः स्यात् मुखरस्तत्र हन्यते ॥

ટોળાના આગેવાન થઈને જવું નહિ જો લાભ થશે તો બધાને સમાન થશે, પણ જો કાર્ય ઉંધું પડશે તો જે મોખરે હશે, તેનો નાશ થશે માટે આગેવાન થવું નહિ, એવી ભાવનાવાળાઓની સંખ્યાનો પાર નથી કોઈ આ કામ કરે તો ઘણું સારું, પણ મારે શું કરવા તે કરવું જોઈએ ? આવું કહેનારા ઘણા છે પણ ઘણા થોડા જ મનુષ્યો એમ કહેવા બ્હાર પડે છે કે "જો કોઈએ આ કામ કરવું જોઈએ, તો પછી મારે તે કેમ ન કરવું" આવું કહેનાર અને તે પ્રમાણે વર્તનારા જ સાચા નાયકો થઈ શકે કારણકે તેમનામાં આત્મશ્રદ્ધા છે, અને પોતે માથે લીધેલા કાર્ય વાસ્તે ભોગ આપવાની શક્તિ છે જ્યારે પ્રગતિશીલ વિચારોમાંથી આવા નિસ્વાર્થી આત્મભોગી સાચા નાયકો બ્હાર પડશે, ત્યારે સંઘનો ઉદય થશે

૨૬-૮-૩૦ મણિલાલ નથુભાઈ દોશી

# દીક્ષા

આજે દીક્ષાનો વિષય હાથ ધરવામા આવ્યો છે પંડિત સુખલાલે કહ્યુ કે દીક્ષાનો મુખ્ય હેતુ જીવનશુદ્ધિ છે અને આજે હુ તે જીવનશુદ્ધિ ઉપર બોલવા માગુ છુ

સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યગ્ ચારિત્ર એ મોક્ષમાર્ગ છે પ્રથમ મનુષ્યને અમુક બાબતનુ જ્ઞાન થાય છે, પછી તેનુ દર્શન થાય છે—એટલે કે તેના પર પૂર્ણ શ્રદ્ધા જામે છે—તે એમજ છે, એવો દૃઢ વિશ્વાસ થાય છે, અને પછી તે પ્રમાણે ચારિત્ર—વર્તન થાય છે સર્પ ડસે છે એવી આપણી દૃઢ શ્રદ્ધા છે, તેથી સર્પથી દૂર ભાગીએ છીએ પણ એવી દૃઢ શ્રદ્ધા ધર્મના સિદ્ધાંતોમા નથી અસત્યથી આપણા આત્માપર મલીન પડદો પડે છે, અને તેથી આત્માનો સાક્ષાત્કાર થતો નથી એવુ આપણે શાસ્ત્રથી જાણીએ છીએ, પણ તેવો દૃઢ વિશ્વાસ નથી, તેથી આપણે ઘણીવાર અસત્ય બોલવાને દોરાઈએ છીએ માટે જ્ઞાન ચારિત્રરૂપે પરિણમે તે વાસ્તે જ્ઞાન અને ચારિત્ર વચ્ચે શ્રદ્ધાના અંકોડાની જરૂર છે જ્ઞાનને મોટે ભાગે મગજ સાથે સબંધ છે દર્શનને—શ્રદ્ધાને હૃદય સાથે સબંધ છે, જે વસ્તુ આપણને મગજથી ખરી લાગી અને આપણા હૃદયે પણ સ્વીકારી તે બાબત જરુર આચરણ કરવાના જ્ઞાની આમ કરવાથી આવો ફાયદો થાય છે, એમ જ્ઞાનવડે વિચારી કરે, પણ જો તેના હૃદયમા રસ—વગાડ ન લાગ્ય તો જ્ઞાન એમનુ શુ કરે? પ્રાચીન સમયમા ગુરુઓ શિષ્યોને અમુક સૂત્રપર વિચાર કરવાને એકાંતમા મોકલી દેતા તેઓ જ્યા

સુધી તે સૂત્ર પૂર્ણ રીતે ન સમજે ત્યા સુધી ધ્યાન કરતા હતા તે સૂત્રનું સત્ય જ્યારે સમજાય ત્યારે તેઓ પાછા ફરતા હતા, જૈનોના પાચ મહાવ્રતો હિંદુઓના પાચ યમ, અને બૌદ્ધોના પચશીલના સબધમા લખતા શ્રી પતજલિ ઋષિ લખે છે કે—

અહિંસા સિદ્ધ થઈ ત્યારે કહેવાય કે જ્યારે તે અહિંસક પુરુષની હાજરીમા સામા મનુષ્યનો વેર વિરોધ જતો રહે તેવીજ રીતે સત્યની સિદ્ધિ થઇ ત્યારે કહેવાય કે જ્યારે મનુષ્યને વચનસિદ્ધિ પ્રાપ્ત થાય અર્થાત્ તે મનુષ્ય જે બોલે તે પ્રમાણે થાય મદ્રાસની હાઇકોર્ટના એક જજે ૪૦ વર્ષ સુધી સત્ય વિચારવાનો, સત્ય બોલવાનો અને સત્ય આચરવાનો પ્રયત્ન કર્યો હતો, જેના પરિણામે તેનામા અમુક કેસમા સત્ય શુ છે, તે પારખવાની આતર શક્તિ ખીલી હતી, અને તેનો ન્યાય અને પક્ષ સ્વીકારતા હતા તેવી જ રીતે અસ્તેય વ્રતની સિદ્ધિ થતા અનેક રત્નોની તેને પ્રાપ્તિ થાય બ્રહ્મચર્યની સિદ્ધિ થતાં તેનામા અપૂર્વ બળશક્તિ પ્રકટે અને અપરિગ્રહ વ્રત સિદ્ધ થતાં તેનામા પૂર્વજન્મસ્મૃતિ થાય

આટલી પ્રસ્તાવના પછી જીવનશુદ્ધિને વાસ્તે શુ આવશ્યક છે, તેનો વિચાર કરીએ દશવૈકાલિક સૂત્ર લખે છે કે 'ધર્મ એ ઉત્કૃષ્ટ મગલ છે, અને તેના સાધનો અહિંસા સયમ અને તપ છે' અહિંસા એટલે કોઇની હિંસા ન કરવી એ તેનો નિષેધાત્મક અર્થ છે, પણ અહિંસાના વિધયાત્મક અર્થમા વિશ્વ તરફનો પ્રેમ આવી જાય છે અહિંસા એટલે સર્વમા રહેલા જીવનને જોવુ, તેને માન આપવુ અને તે જીવન કયા રૂપમાં પ્રકટ થયુ છે, તે રૂપ તરફ નજર ન કરતા તે જીવનને ચ્હાવુ એ જ વિશ્વપ્રેમ છે આ વિશ્વપ્રેમ ખીલવવાને ચાર ભાવનાઓ સહાયક તરીકે સ્વીકારવામા આવી છે તે પ્રમોદ મૈત્રી, કારુણ્ય અને ઉપેક્ષા—માધ્યસ્થ્ય છે ગુણાનુરાગ કુલક જણાવે છે કે, જેના હૃદયમા ગુણાનુરાગ—પ્રમોદભાવ છે તે તીર્થંકર પદવી

સુધીની એક પણ એવી ઉચ્ચ સ્થિતિ નથી કે જેને પ્રાપ્ત ન કરી શકે અમુક મનુષ્યમા અમુક ગુણ ખીલેલો જોઈ જો આપણા હૃદયમા આનંદ ઉત્પન્ન થતો હોય તો તે સૂચવે છે કે તેનામા પ્રકટ થયેલી મહત્તા જોઈ આપણામા અપ્રકટ રહેલી મહત્તા બ્હાર આવવા ઈચ્છે છે માટે જ્યા ગુણ જ્ઞાન, શક્તિ વગેરેમાં આપણને ઉત્કર્ષ લાગે, ત્યાં આપણું અંતરાત્મા પ્રસન્ન થવો જોઇએ આપણી સમાન કક્ષાના જીવો પ્રત્યે આપણે મૈત્રીભાવ રાખવો જોઇએ, અને આપણાથી જ્ઞાનમાં, ગુણમા શક્તિમા ઉતરતી સ્થિતિના જીવો પ્રત્યે આપણા હૃદયમા કારુણ્ય અથવા દયા પ્રકટવી જોઇએ જેઓ દુરાગ્રહને લઈને સત્યના વિરોધી બન્યા હોય તેવા પ્રત્યે આપણે મધ્યસ્થ ભાવ રાખવો તેમની પ્રશંસા કરવાથી અસત્યને પોષણ મળે અને તેમની નિંદા કરવી એ આપણા ઉચ્ચ સ્વભાવને શોભે નહિ, માટે તેવી સ્થિતિના જીવોના સબંધમાં મધ્યસ્થભાવ રાખવો એ જ ઉચિત છે

વળી જીવનશુદ્ધિ વાસ્તે ચાર દૃષ્ટિઓને સમજવાની જરુર છે તેમના નામ દોષદૃષ્ટિ ગુણદોષદૃષ્ટિ ગુણદૃષ્ટિ અને આત્મદૃષ્ટિ અથવા સમદૃષ્ટિ છે દોષદૃષ્ટિવાળાને તો જ્યાં ત્યા અવગુણ જ જણાય છે ગુણદોષ દૃષ્ટિવાળો જીવ કોઈના ગુણ જુએ તેની પ્રશંસા કરે પણ છેવટે એવો એક દોષ બતાવે કે તે મનુષ્યના ગુણ ઢંકાઇ જાય અને સાંભળનારના હૃદય ઉપર તેના દોષની છેવટની છાપ પડે ત્રીજી દૃષ્ટિ જે ગુણદૃષ્ટિ છે તેવી દૃષ્ટિવાળો મનુષ્ય દરેક મનુષ્યમા બનાવમા કે વિચારમા સારૂં શું છે, તે તરફ નજર રાખે અને સારૂ શું છે તેની પ્રશંસા કરે દોષ સમજે પણ તેને જતો કરે તે સબંધમા મૌન ધારણ કરે

હવે ગુણદૃષ્ટિ કરતા પણ એક આગળનું પગથિયું આવે છે કે જ્યાં મનુષ્ય આત્મદૃષ્ટિવાળો અથવા સમદૃષ્ટિવાળો બને છે આપણે સર્વ જીવોને કેમ ચાહી શકતા નથી ? તેનું કારણ આત્મદૃષ્ટિ

અથવા સમદૃષ્ટિનો અભાન અથવા ન્યૂનતા છે 'આત્મદૃષ્ટિ ખીલવવામા પ્રથમ ધર્મ વિઘ્નરૂપ થાય છે જે મનુષ્ય અમુક ધર્મને જ માને છે, તે બીજા ધર્મવાળા તરફ સમભાવદૃષ્ટિથી જોઈ શકતો નથી, તેથી તે તેમને યોગ્ય રીતે ચાહી શકતો નથી સ્વદેશપ્રેમ એ કુટુબપ્રેમ કરતા કે નગરપ્રેમ કરતા કે પ્રાત પ્રત્યેના પ્રેમ કરતા મહાન છે, અને મનુષ્યજાતિનો મોટો ભાગ હજી તે સ્થિતિએ પહોચ્યતો જાય છે, પણ સ્વદેશપ્રેમ જો બીજા દેશના લોકો પ્રત્યે દ્વેષ કે અભાવ ઉત્પન કરવાનુ કારણ બને તો તે સ્વદેશપ્રેમ પણ મર્યાદિત હોઈ આત્મદૃષ્ટિ ખીલવવામા અતરાયભૂત બને છે તેવી જ રીતે મનુષ્યનું ભણતર અને તેણે મેળવેલી ડીગ્રીઓ જો તેને તેના માનવબધુઓથી અલગ બનાવે તો તે ભણતર અને તે ડીગ્રીઓ પણ આત્મદૃષ્ટિ ખીલવવામા અડચણ રૂપ બને છે આત્મદૃષ્ટિવાળો અથવા સમભાવી અથવા જીવનપ્રેમી જીવ તો દરેક જીવને ચાહે છે તે ભેદો તરફ દૃષ્ટિ નહિ કરતા દરેકની પાછળ રહેલા જીવનને જુએ છે અને ચાહે છે પાર્શ્વનાથ પ્રભુએ કમઠ અને ધરણેદ્ર બને ઉપર આ દૃષ્ટિથી સમભાવ રાખ્યો હતો કમઠે તેમને ઉપસર્ગ કર્યા, અને ધરણેદ્રે તેમને સહાય આપી, છતા પાર્શ્વનાથ પ્રભુની દૃષ્ટિ બન્ને ઉપર સમાન હતી, કારણકે તે બનેની પાછળ રહેલું જીવન જોઈ રહ્યા હતા જ્યારે મનુષ્ય આવી આત્મદૃષ્ટિ ખીલવે છે, ત્યારે તે સર્વત્ર જીવનને જુએ છે, અને સર્વ તરફ પ્રેમભાવ રાખી શકે છે, અને કોઈ તેનો શત્રુ કે વિરોધી નહિ હોવાથી અને સર્વ તેના મિત્ર હોવાથી તે સાચી શાતિ પ્રાપ્ત કરી શકે છે

જીવનશુદ્ધિ માટે બીજો મહાન ગુણ પાચ ઇંદ્રિયોના વિષયોથી પરાઙ્મુખતા છે શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે ઇંદ્રિયોના વિષયો ક્ષણિક સુખ આપવાવાળા છે દુખગર્ભિત છે, પરાશ્રયી છે, તે મળ્યા પછી પણ બીજા સુખની આકાક્ષા રહે છે આપણો

અનુભવ પણ તેજ બાબત જણાવે છે ત્યારે કરવું શું ? ભગવદ્ગીતા કહે છે કે—

જે મનુષ્ય ઇંદ્રિયોના વિષયોને આહાર આપતો નથી તેનાથી તે વિષયો દૂર ભાગે છે પણ તેમા રસ રહી જાય છે ઇંદ્રિયોના વિષયોથી દૂર ભાગવાથી વાસનાનો ઉપશમ થાય છે, પણ તેનો ક્ષય થતો નથી મસાણી મનુષ્ય વિષયોમા રચ્યોપચ્યો રહે છે અને યતિ મસાણથી ભય પામી વિષયોથી દૂર ભાગે છે બન્નેમાથી એકેને ખરી શાંતિ મળતી નથી ધારો કે તમે ભોજન કરવા બેઠા છો, થાળી સારી રસવતીથી ભરેલી છે આજે જમવા માટે શીખંડ પુરી છે શીખ૦ તમને અતિપ્રિય છે તમે જમવા બેઠા છો તમારો હાથ શીખંડ તરફ લબાવવાની છેલ્લી પળમા છો તે વખતે તને તે શીખંડનો વાડકો ભાણામાથી બ્હાર મૂકી દો તમારી જીહ્વા ઇંદ્રિયને ઘણુ દુઃખ થશે તે વખતે તે ઇંદ્રિયને જણાવો કે હું તારો સ્વામી છું અને તને આજ્ઞા કરૂં છું કે આજે તું તે ખાઈશ નહિ આ પ્રમાણે પ્રયોગ કરવાથી વસ્તુ પ્રત્યેની ઇંદ્રિયની આસક્તિ ઓછી થતી જશે જ્યાર તમે કોઈ કર્ણપ્રિય મધુર સંગીત સાભળતાં બેઠા હો ઉત્તમ ભજન લલકારાતુ હોય તે વખતે ઉભા થઈને ચાલવા માંડો આ રીતે તમે શ્રવણવૃત્તિ ઉપર ધીરે ધીરે જય મેળવતા જાઓ આવી રીતે પાચે ઇન્દ્રિયોના સબંધમા સમજપૂર્વક પ્રયોગ કરો અને તમે તેમના પર જય મેળવી શકશો અને આ પ્રયોગ કરતા કરતા એવી સ્થિતિ આવશે કે જ્યા વસ્તુના સદ્ભાવે તેમજ અભાવે તમે એક સરખી મનોવૃત્તિ રાખી શકશો

આપણને આપણા પોતાના બળની–આત્મબળની ખાત્રી નથી તેથી આપણે શત્રુને મોહને સ્થાન આપીએ છીએ અને તેના આગળ નમી જઈએ છીએ. જે વાસના ઉપર તમે જય મેળવવા માગતા હો તે વાસનાને ક્ષુદ્ર ગણો એક મહાપુરુષે સેતાનને–મોહ રાજાને કહ્યુ

કે "જા ! મારી પાછળ ચાલ્યો જા તુ લડવા જેવો શત્રુ નથી "
આપણે તો કર્મની આઠ પ્રકૃતિ અને તેના ૧૫૮ ભેદ અને તેના નાના
નાના અનેક ભેદોની ગણત્રી કરી આપણી આત્મશક્તિનું ભાન ભૂલી
ગયા છીએ અધકાર ગમે તેવુ મોટુ હોય અને ગમે તેટલા વર્ષથી
ચાલ્યુ આવ્યુ હોય, પણ એક દીવાસળી પ્રકટતાં તે સમગ્ર અધકાર
નાશ પામે છે તેવી રીતે સાચી સમજ પ્રકટ થતા અનતી કર્મવર્ગણા
તરત જ નાશ પામવા માડે છે

આત્માની શક્તિનો ધ્યાન લાવો

अहो ! अनत वीर्योऽयमात्मा विश्वप्रकाशकः ।
त्रैलोक्य चालयत्येव ध्यानशक्तिप्रभावतः ॥

આ અનત શક્તિવાળો આત્મા વિશ્વને પ્રકાશ આપવા સમર્થ છે, અને પોતાની ધ્યાનશક્તિના પ્રભાવથી ત્રણે જગતને હલાવવા સમર્થ છે આ આત્મબળનો ખ્યાલ લાવી મનુષ્યે પાચ ઇન્દ્રિયો તથા મન ઉપર જય મેળવવાને પ્રયત્ન કરવો જોઇએ

આપણે કહીએ છીએ કે સતોષ સમાન સુખ નહિ આ વિચારનો ઘણો દુરુપયોગ થયો છે બાહ્ય વસ્તુઓ, અથવા સાધનોના સંબધમા મનુષ્ય અમુક પરિગ્રહની મર્યાદા કરે, અને સતોષ માને તો તે વાજબી ગણાય અને તે ખાસ ઇચ્છવાયોગ્ય છે, પણ આત્મિક વિકાસના સંબધમા તો જ્યાસુધી પૂર્ણતા પ્રાપ્ત ન થાય ત્યાસુધી અસતોષ રહેવાનો-રહેવો જ જોઇએ જેને ઉચ્ચ સાધ્ય નથી, તે ગમે તે પગથિયે સતુષ્ટ થઈ બેસી જાય છે પણ જેનું સાધ્ય ખરેખર ઉચ્ચ છે, તે તો પ્રગતિ કર્યા જ કરે છે એક પછી એક વૃત્તિ અને કષાય ઉપર જય મેળવતો જાય છે, અને છેવટે આત્મસાક્ષાત્કાર કરે છે

આજના દિવસનો વિષય દીક્ષાનો હતો તે સબધમા હું એક બે બાબત કહેવા માગુ છુ સ્વામી વિવેકાનદે એક સ્થળે કહેલુ કે

जगद्धिताय आत्मनो मोक्षाय आत्मानं जुहोमि स्वाहा।।
જગતના હિતને ખાતર અને આત્માના મોક્ષને ખાતર હું મારી જાત અર્પણ કરું છું દીક્ષામાં પણ આ બે હેતુ રહેલા છે જેઓ દીક્ષા લે છે તેઓનો હેતુ પણ–પોતાનો મોક્ષ અને જગતનું હિત–હોવો જોઈએ ઘણા અનુભવીઓનું એવું માનવું છે કે મનુષ્ય જેટલે અંશે મુક્ત થયો હોય, તેટલે અંશે બીજાની સારી સેવા કરી શકે માટે પરોપકાર કરવા વાસ્તે પણ જીવનશુદ્ધિની આવશ્યકતા છે

વ્યક્તિ સુધરી એટલે સમષ્ટિ સુધરી કારણ કે સમષ્ટિ એ પણ વ્યક્તિઓના સમુદાય સિવાય બીજી કોઈ અલગ વસ્તુ નથી માટે જીવનને શુદ્ધ બનાવો અને તે દ્વારા બીજાની સેવા કરો

તા. ૨૭–૮–૩૦ મણિલાલ નથુભાઈ દોશી

# સાંવત્સરિક ક્ષમાપના

। આજે પર્યુષણનો છેલ્લો દિવસ છે પર્યુષણમા આપણે ત્રણ
મુખ્ય કામ કરવાના હોય છે, સાવત્સરિક ક્ષમાપના, તપશ્ચર્યા અને
મહાપુરુષોની જીવનકથાનુ શ્રવણ આપણે પ્રથમ સાવત્સરિક ક્ષમાપનાનો
વિચાર કરીએ પ્રથમ પ્રતિક્રમણનો ખ્યાલ લાવો પ્રતિ=પાછા અને
ક્રમણ=જવુ તે એટલે પોતાના દરરોજનાં કાર્યો, વચનો અને વિચારો
ઉપર પાછા જવુ અને ક્યા ભૂલ થઈ છે, તે જોઈ લેવુ, અને તેની
સાથે તેવી ભૂલ ફરીથી ન થાય તેવો દઢ નિશ્ચય કરવો તેનુ નામ
પ્રતિક્રમણ શાસ્ત્રોમા એમ કહેવાય છે કે ૨૨ તીર્થંકરના સાધુઓ જે
જે ભૂલ થાય તે જ પળે પ્રતિક્રમણ કરી લેતા, તે પાપનુ મિથ્યા
દુષ્કૃત કરતા અને પછી બીજાં કાર્ય કરતા જે મનુષ્ય ઉચ્ચ જીવન
ગાળવાને ઇચ્છે છે, તેનુ કર્તવ્ય એ છે કે જે પળે ભૂલ થઈ જાય તે જ
પળે તે ભૂલને સુધારી લેવી. બ્રાહ્મણોમા એવો રિવાજ છે કે જ્યાં
જનોઈ તૂટે ત્યાથી નવી જનોઈ પહેર્યા વિના આગળ પગલુ પણ ન
ભરાય તેનો ગર્ભિત અર્થ એ છે કે જનોઈ એ મન, વચન અને કાયાની
શુદ્ધિસૂચક ત્રણ દોરાની વણેલી હોય છે હવે જનોઈ તૂટી એટલે
મનથી, વચનથી કે કાયાથી કોઈ દુષ્કૃત્ય થયુ, તો પછી જ્યાસુધી તે
દુષ્કૃત્યની શુદ્ધિ ન કરે અને નવી જનોઈ ન પહેરે એટલે ફરીથી મન
વચન અને કાયાની શુદ્ધિ રાખવાની પ્રતિજ્ઞા ન કરે, ત્યાસુધી તે
પગલુ આગળ વધી શકે નહિ.

હવે મનુષ્ય એટલો બધો સાવધ કે અપ્રમત્ત ન રહે કે જેથી
ભૂલ થાય કે તરત જ તેનું પ્રાયશ્ચિત કરી શુદ્ધ થાય, માટે નિયમ
રાખવામાં આવ્યો કે આખા દિવસના કાર્યોનુ નિરીક્ષણ–પ્રતિક્રમણ

દરરોજ સાંજરે કરવું દરરોજ ન બને તો પાક્ષિક કરવું પાક્ષિ
પણ ન બને તો ચાર માસે કરવું અને તે પણ ન બને તો છેવટે
એક વર્ષે તો કરવું જ કરવું સંવત્સર એટલે વર્ષ અને સાંવત્સરિક
ક્ષમાપના એટલે આખા વર્ષમાં આપણાથી કોઈ પ્રત્યે જાણતાં કે
અજાણતાં વેર વિરોધ થયો હોય તો તેની ક્ષમા યાચવી, અને
આપણે બીજાને ક્ષમા આપવી શત્રુતા એક વર્ષથી વધારે તો ન જ
રાખવી આ સાંવત્સરિક ક્ષમાપનાના સંબંધમાં વિધિ એ છે કે જે
કોઈસાથે વેરવિરોધ આખા વર્ષમાં થયો હોય તેની ક્ષમા પ્રથમ
માગવી અને તેની ક્ષમા મળે પછી પ્રતિક્રમણ કરવું બાઈબલમાં
લખ્યું છે કે ' તું તારી આહૂતિ દેવને ચડાવવા આવ્યો હોય પણ
જો તને યાદ આવે કે તારા કોઈ પડોશી સાથે તારે અણબનાવ
થયા છે, તો તું તે આહૂતિ મંદિરના ઓટલા પર મૂકીને તે તા
પડોશીને ત્યાં જજે તેનું મન મનાવજે અને તેની સાથે મૈત્રી કરીને
પાછો આવજે અને પછી તે આહુતિ દેવને ચડાવજે" જ્યાંસુધી
કોઈ આપણો વૈરી હોય અથવા આપણને કોઇ પ્રત્યે વેર હોય
ત્યાં સુધી ખરી શાંતિ પ્રાપ્ત થઈ શકે નહિ આપણે સાંવત્સરિક
પ્રતિક્રમણ કર્યા પછી જે કોઈ મળે તેને કહીએ છીએ કે ' મિચ્છામિ
દુક્કડં " મૂળ સંસ્કૃત શબ્દો એ છે કે **मिथ्या मे दुष्कृतम्** મારે
દોષ–મારાથી થવા પામેલું અશુભ કૃત્ય મિથ્યા થાઓ–એળે જાઓ
આવી ક્રિયાથી પાપના સંસ્કાર જતા રહે છે અને મન ઉપરથી
ભાર ઓછો થતો જાય છે આ બધું સમજપૂર્વક કરવામાં આવે
તો જ ખરો લાભ છે ક્ષમા માગવાથી દૂષણ નાશ પામે છે અને
ક્ષમા આપવાથી ઉદારભાવ ખીલે છે

પર્યુષણના દિવસોમાં બીજી અગત્યની બાબત તપશ્ચર્યા છે
તપશ્ચર્યાનો ઉદ્દેશ ઇંદ્રિયનિગ્રહ અને શરીરના આરોગ્ય વા
કે શરીર જીર્ણ ઇંદ્રિયને વશ થઈ જોઇએ તે કરતા વધારે ખો
લે છે અમેરિકાનો પ્રસિદ્ધ શારીરિક વિજ્ઞાનશાસ્ત્રી લખે છે

આપણે જે ખોરાક હાલ ખાઇએ છીએ, તેના કરતા અર્ધા અથવા ત્રીજા ભાગના ખોરાકની આપણને જરુર છે મનુષ્ય ચાવી ચાવીને ધીમે ધીમે ખાય, તો જે ખોરાક ખાય, તેના મોટા ભાગનું લોહી બની જાય, મળ તરીકે ઘણો થોડો ભાગ નીકળે, એટલે ઓછા ખોરાકથી તેને ચાલી શકે, અને તે ઓછા ખોરાકમા પણ તેને જોઈતી પુષ્ટિ મળી જાય મનુષ્ય ઘણીવાર પેટને પૂછીને નહિ પણ જીહ્વા ઇન્દ્રિયને પૂછીને ખાય છે, તેથી તેની પચાવવાની શક્તિ હોય તેના કરતા વધારે ખાવાને દોરાય છે અને આથી અજીર્ણ થાય છે અજીર્ણ એ બધા રોગોનુ મૂળ ગણાય છે આ અજીર્ણમાથી બચવા માટેનો સૌથી ઉત્તમ ઉપાય એકાશન, ઉપવાસ આદિ સાધનો છે જ્યારે મનુષ્ય શરીરરૂપી ઘટીમા નવો ખોરાક ઓછો નાખે છે, અથવા બીલકુલ નાખતો નથી, ત્યારે તે જઠરાગ્નિને જૂનો કચરો પચાવવાને વખત મળે છે અને આ રીતે શરીરનો બગાડ નાશ પામે છે ખરી વાત તો એ છે કે આપણી પચાવવાની શકિત હોય, તેના કરતા પણ થોડું ઓછુ ખાવુ પણ તે છતા કોઈ ભૂલને લીધે અજીર્ણ થઇ જાય તો એકાશન કે ઉપવાસ કરવાથી તે અજીર્ણ નાશ પામે છે આ રીતે શારીરિક નિરોગીતામાં તપશ્ચર્યાનો ભાગ છે, તે ઉપરાત જ્યારે મનુષ્ય એકવાર જમે છે કે ઉપવાસ કરે છે, ત્યારે તે સારી રીતે વિચાર કરી શકે છે ધ્યાન કરી શકે છે ઉપવાસનો અર્થ પાસે વસવુ એવો થાય છે માટે ઉપવાસીએ તો આત્માની પાસે વસવાનો-આત્માના ગુણો વિચારવાનો અને તેને જીવનમા ઉતારવાનો પ્રયત્ન કરવો જોઇએ તપશ્ચર્યાના સબધમા એક બાબત એ યાદ રાખવા જેવી છે કે શરીર એ સયમનું પ્રબળ સાધન છે અ ધર્મનુ પ્રથમ સાધન છે માટે ઉગ્ર તપશ્ચર્યા કરી તેને મારી નાખવાનુ નથી પણ તેની સાથે એવી રીતે વર્તવાનું છે કે તે આપણું સ્વામી થવાને બદલે આપણા કાબુમા રહે અને આપણી ઇચ્છાનુસાર વર્તે

પર્યુષણમા ત્રીજી બાબત મહાપુરુષોના જીવનની કથાનું શ્રવણ

છે કથાઓ તો દર વર્ષે સાભળીએ છીએ અમુક પાસે એક
રૂપીઆ છે એવી વાતો સાભળીને બેસી રહીએ અને તેણે
રૂપીઆ કેમ મેળવ્યા તે સાધનોનો વિચાર ન કરીએ અને
સાધનો પ્રાપ્ત કરવા આપણે પ્રયત્ન ન કરીએ તો તે કરોડાધિપ
ઇતિહાસના શ્રવણથી શું ? આપણે આજે મહાવીર પ્રભુના જીવન
એક જ બાબત અવલોકીશું મહાવીર પ્રભુનો સ્વાશ્રય-એકલા
રહેવાની શક્તિ અનુપમ હતી આપણે બધા ટોળાની વૃત્તિવાળા છીએ
જેમ ગાડરીઓ પ્રવાહ ચાલે તેમ ચાલનાર છીએ શ્રી મહાવ
પ્રભુને ઇંદ્રે કહ્યુ કે તમોને ભવિષ્યમા ઘણા ઉપસર્ગો થવાના
તમારી અનુજ્ઞા હોય તો હું તમારી સાથે રહી તમને સહાય કરુ
શ્રી મહાવી પ્રભુએ પ્ર યુત્તર આપ્યો કે "તીર્થંકરો-સ્વભુજા બળ
સસારસમુદ્ર તર્યા છે તરે છે અને તરશે" તીર્થંકર કોઈને મુ
આપી શકે નહિ મનુષ્યની મહત્તા એ જ છે કે તેના પોતાના સિવ
કોઈ તેનો ઉદ્ધાર કરી શકે નહિ જો બીજાની આપેલી મુક્તિ મળ
હોય તો તે મુક્તિની કાંઈ કિંમત હોઈ શકે નહિ શ્રી મહાવ
પ્રભુએ કહ્યુ કે તમે તમારા પોતાના પગ ઉપર ઉભા રહો શ્રી બુ
પણ કહ્યુ છે કે તમે તમારા પોતાના દીપક થાઓ

ટોળાની વૃત્તિ એ સ્વવિકાસની વિઘાતક છે ત્યારે મનુષ
સ્વાશ્રયી થઈ પોતાનો વિકાસ કેમ કરી શકતો નથી ? તેના ત્ર
કારણો છે લોકવાસના, શાસ્ત્રવાસના અને દેહવાસના મનુ
લોકોને ખુશ કરવાને લોકો જેથી ખુશ થાય તેવી રીતે વર્તે છે પ
જેને પ્રસન્ન કરવો જોઈએ તે આત્માને પ્રસન્ન કરતો નથી સર્વ
ખુશ રાખવા જતા તે કોઈને પણ ખુશ રાખી શકતો નથી, અને
તેવો મનુષ્ય કદાપિ નિર્ભય બનતો નથી અચલિત રૂઢીનો ગુલામ
થઈ મનુષ્ય પોતાના આત્માની સ્વતંત્રતા ગુમાવી બેસે છે પછી
તેનો વિકાસ શી રીતે થાય ? શાસ્ત્રમાં જે કાંઇ લખાયુ હોય પછી
તે કોણે લખ્યુ કયા સંયોગોમા લખ્યુ તેનો વિચાર કર્યા વિના તે

બધુ માની લેવાની વૃત્તિ તે શાસ્ત્રવાસના જ્યાં મન અને વાણી પહોચતાં નથી તેવી આત્માની વાત શાસ્ત્રો શી રીતે કરી શકે ? તો પછી જે આત્મજ્ઞાની થવા ઇચ્છે તેને પોતાના અનુભવ ઉપર વધારે આધાર રાખવો પડે છે શાસ્ત્રો એટલે અનુભવીઓએ લખેલા પુસ્તકો ભૂતકાળના અનુભવીઓના વચનોથી જો આપણો વર્તમાન અનુભવ જુદો પડતો હોય તો શુ આપણે શાસ્ત્રવાસનાથી બધાઈ આપણા અનુભવને ખોટો માનવો ? શાસ્ત્રો અને બીજાના અનુભવો કરતા પણ આત્મવિકાસમા સ્વાનુભવ જ વિશેષ લાભકારી નીવડે છે આપણી ભુલ હશે તો તે સુધરશે, પણ જ્યા આપણુ હૃદય કે મન કબૂલ ન કરે તેવી વાત સ્વીકારવી, એથી તો અંધશ્રદ્ધા જન્મે છે, અને પ્રગતિ અટકે છે

**દેહવાસના**–મનુષ્ય પોતાને–આત્માને ભ્રમથી–અજ્ઞાનથી દેહરૂપ માને છે અને આ દેહબુદ્ધિથી બહિરાત્મભાવ પ્રગટે છે, અને તેથી મનુષ્ય નિરંતર મરણથી ડર્યા કરે છે

આ શરીર નાશ પામવાનુ પણ હું તો અમર છુ અને શરીર એતો મે અમુક કામ કરવાને પહેરેલો ડગલો છે, એ વિચારનો અનુભવ ન થાય, ત્યાસુધી દેહવાસના રહેવાની, અને દેહવાસનાને લીધે મનુષ્ય સ્વાશ્રયી બનતો અટકે છે

જે લોકવાસના, શાસ્ત્રવાસના અને દેહવાસના પર જય મેળવે છે, તેનો વિકાસ ઘણી ત્વરાથી થાય છે ત્રણ બંધનોથી મુક્ત થયેલો તે જીવ પોતાનું બધુ લક્ષ પોતાના અંતર્ગત સામર્થ્યનો અનુભવ કરવામા વાપરે છે, અને છેવટે પોતે જે સ્વરૂપે છે તેનો સાક્ષાત્કાર કરે છે સ્વાશ્રયી મનુષ્ય જ ખરો પરોપકાર કરી શકે છે જેને કોઈની આશા નથી તે જ ખરી સહાય બીજાને આપી શકે માટે સ્વાશ્રયી બની પરોપકારી થાઓ

તા ૨૮—૮—૩૦

મણિલાલ નથુભાઇ દોશી

# ધર્મ અને રાષ્ટ્રત્વ

અનાદિ કાળથી મનુષ્યની પ્રવૃત્તિમાત્રનો હેતુ સુખપ્રાપ્તિ રહ્યો છે અનેક વસ્તુઓની પાછળ સુખને માટે ભમ્યા છતાં સુખ મૃગજળની માફક દૂર ને દૂર જતુ જાય છે અને આમ નિરંતર શાશ્વત સુખની ખોજ ચાલ્યા કરે છે અને 'કેડે છોકરુ ને ગામમા શોધ્યુ' એ લોકોક્તિ પ્રમાણે પરમ સુખનુ ધામ અંત મા જ—આત્મામા લાધ્યુ આમ આત્માની શોધ કરવી, તેના સ્વરૂપને ઓળખવુ એ જ પરમ શ્રેયનો માર્ગ જણાયો આ શ્રેયમાર્ગ તે ધર્મ

પરંતુ ધર્મમા આત્માની સૂક્ષ્મતા અને પારલૌકિકતા પર એટલો બધો ભાર મૂકાયો કે આત્મા દેહધારી છે અને દેહદ્વારા જગત સાથે તેને નિકટનો સબંધ છે અને તે સબધ આત્મસ્વરૂપની પ્રાપ્તિમા અવગણી ન શકાય એ વાત જ જાણે ભૂલાઈ ગઈ પરિણામે જડભરતની પેઠે કુટુબ અને સમાજથી ડરીને દૂર ભાગવામા જ મોક્ષ રહેલો છે એવો વૈરાગ્યનો ભૂલ ભરેલો આદર્શ રજુ થયો સમાજમાથી નાસી છૂટવાના—બાહ્ય સન્યાસના મિથ્યા પ્રયત્નો થયા ધર્મ દેરાસરો મંદિરો મસ્જીદો અને દેવળોમા કેદ થયો ધાર્મિક અને વ્યવહારિક એવા જીવનના ખોટા ભેદ પડ્યા ધર્મ અને જીવનને જાણે છૂટાછેડા થયા દ્વૈતાદ્વૈત આદિ અનેક તત્ત્વવાદના ઝઘડા જાગ્યા અને સંપ્રદાયોના ખાબોચીયામા ધર્મ ડૂબ્યો આ દેશના નિરાગ્રહી ભગવાન બુદ્ધે આત્માના સ્વરૂપની વાત જ છોડી દીધી છે તેમની એક આખ્યાયિકા આ સબધમાં જાણી બોધપ્રદ છે તેમના એક શિષ્યે આશકા કરી કે 'મહારાજ આ જગતની ઉત્પત્તિ કેમ અને ક્યારે થઈ તેનો હેતુ શો હશે

આત્માનું સ્વરૂપ શું, તેને અને જગતને શો સંબંધ ? ઇત્યાદિ તત્ત્વ બોધ આપે કદી કર્યો નથી, ત્યાં યમયમાદિ ધર્મનું પાલન શા અર્થનું ?” તેને ઉત્તર મળ્યો “ભાઈ, એક દર્દીને તીર લાગ્યું છે અને તે વૈદ્ય પાસે જઈને કહે છે કે ‘મારું આ તીર કાઢો, પણ જરા ઉભા રહો, પ્રથમ મને કહો કે આ તીર મારનાર કોણ અને કેવો હશે ? શા હેતુથી તીર માર્યું હશે ? તે કઈ દિશામાંથી આવ્યું હશે ?’ આ મૂર્ખ દર્દીના જેવી તું વાત કરે છે આત્મા અને જગતના સ્વરૂપની વ્યર્થ જિજ્ઞાસા છોડી કર્તવ્ય પાલન કર અને તેમ કરતા સત્યજ્ઞાનની પ્રાપ્તિ યથાકાળે સહેજે થઈ રહેશે ”

આત્મા દેહી છે, અને ચિત્તદ્વારા દેહી પ્રવૃત્તિ કરે છે પ્રવૃત્તિમાં કર્મબંધ ન થાય અને મોક્ષ મળે તે માટે ચિત્તશુદ્ધિની આવશ્યકતા છે આ ચિત્તશુદ્ધિ અનેક સાત્ત્વિક ગુણોના સપ્રમાણ વિકાસ વિના શક્ય નથી, અને આ ગુણવિકાસ જીવનના અનેક વ્યાપારોમાં જ થઈ રહે છે સત્ય, અહિંસા, અભય, ક્ષમા, સહનશીલતા આદિ અનેક ગુણોનો ઉત્કર્ષ અને કસોટી સમાજમાં જ શક્ય છે એ સહેજે સમજાશે વળી જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી સમાજનો કેવળ ત્યાગ શક્ય પણ નથી ગિરિગુહાવાસીને પણ નિર્વાહ માટે કોઈને કોઈ પર આધાર રાખવો જ પડે છે આમ છે તો ત્યાગ શાનો થયો ? સમાજનો નહિ પણ તેના પ્રત્યેના ધર્મનો જ સમાજ તરફથી પોષણ અને રક્ષણ મેળવ્યું છે છતાં તેના પ્રત્યેનું પોતાનું ઋણ કબૂલ નથી કરવું એ તો આજના દેવાળીઆ જેમ લેણદારોને જાણે ઓળખતા જ નથી એના જેવું થયું ટૂંકમાં સમાજનો ત્યાગ અશક્ય છે અને તેનો પ્રયત્ન ધર્મદૃષ્ટિએ અનિષ્ટ છે

સમાજમાં કુટુંબ, જ્ઞાતિ, રાષ્ટ્ર, સકળ મનુષ્યસમાજ ભૂતસૃષ્ટિ આદિનો સમાવેશ થાય છે આજે આપણે માત્ર સમાજના એક મહત્ત્વના અંગ, રાષ્ટ્ર પ્રત્યેના આપણા ધર્મની વાત વિચારવાના છીએ

આ તો એથીય વિશેષ ન્યાયયુક્ત અહિંસક યુદ્ધ છે અને તેથી તે એજ ધર્મયુદ્ધ છે તેમા સાધ્ય તેમજ સાધન બન્ને ધર્મયુક્ત છે. ...વા યુદ્ધ ધર્મયુદ્ધના વિજયમા જૈનધર્મનો પણ વિજય રહેલો છે. ...કે મન્નેનો મુખ્ય સિદ્ધાંત અહિંસા છે જૈનો પોતાના સાચા ...હિંસા ધર્મને ઓળખે અને આ ધર્મયુદ્ધનું રહસ્ય સમજે તો ...આ દેશને તારે અને પોતાના ધર્મનો દિગ્વિજય કરાવે

સાંપ્રત રાષ્ટ્રધર્મનું-બીજુ વિશિષ્ટ અગ ખાદીપ્રચાર છે ખાદીપ્રચાર એટલે દિદ્રનારાયણની સેવા પૃથ્વીના પડ પર ગનીબમા ગરીબ દેશ આપણો હિંદુસ્તાન છે દેશની સેવા એટલે ગરીબોની સેવા અને તે કેવી રીતે સૌ કોઈ કરી શકે ? જ્યા કરોડો હાડપિંજરોને એક ટાણું પણ પૂરુ અન્ન મળતુ નથી અને બદનવાને બીજુ વસ્ત્ર મળતુ નથી ત્યા તેને રોજનો એક પૈસો પણ વધારે મળે તો તેને તે મહોર સમાન થાય ત્યારે શુ તેમને માટે અન્નક્ષેત્રો ખોલવા કે રોજ દક્ષિણાઓ વહેચવી ? આ માર્ગો તો પરાપૂર્વથી આપણે ત્યા પ્રચલિત છે પણ આ ઉપાય તો વ્યાધિ કરતા પણ બૂરો થઈ પડયો છે એ કોણ નથી જાણતુ ? માટે ખરો ઉપાય તો ગાંધીજીને રેંટિયામા જડયો આ સુદર્શનચક્ર જ દેશની ગરીબાઈ થોડીક પણ ફેડી શકે તેમ છે ઘેર ઘેર રેંટિયા ચાલે અને અનેક કાંતનારા અને વણકરોને રોજી મળે, વસ્ત્ર મળે અને પરદેશ ઘસડાઈ જતી રૂ ૬૦ કરોડની લક્ષ્મીદેરામા રહે જૈન ધર્મમા દયાધર્મને પ્રાધાન્ય આપ્યુ છે આ દયાધર્મનુ પાલન ખાદી દ્વારા દરિદ્રોની સેવા સિવાય બીજી કઈ રીતે સગમ થવાનુ હતું ?

જેમ જેમ ઉંડા ઊતરીને વિચારશુ તેમ તેમ સ્પષ્ટ માલુમ પડશે કે શ્રેયાર્થીને રાષ્ટ્રધર્મ પ્રત્યે આખમીંચામણા કરે ચાલે તેમ નથી જો તેણે ચિત્તશુદ્ધિ કરવી હોય, ગુણોત્કર્ષ દ્વારા જીવન આધ્યાત્મિક બનાવવુ હોય તો સમાજના અન્યાયો સામે અહિંસક યુદ્ધ લડવુ જ જોઈશે અને પરરાજ્યની ધુસરી તળે રાષ્ટ્રનુ

પીસાઈ જવું એનાથી બીજો ગંભીર અન્યાય શો હોઈ શકે? અને આ મહા અન્યાયનો પ્રતિકાર કરવામાં જીવન સર્વસ્વ હોમાય તેમાં આધ્યાત્મિક ઉન્નતિ શું જેવી તેવી છે? ધર્મ-આધ્યાત્મિકતા એ જીવન વ્યાપક તત્ત્વ હોય અને છે જ તો ગુલામી પ્રજાને ધર્મપાલન અને આધ્યાત્મિક વિકાસ સર્વાંશે શક્ય છે? આધ્યાત્મિક જીવન જીવનારને ડગલે ને પગલે ગુલામી-આંતરૂ અને બાહ્ય-સામે થવું જ જોઈએ શ્રેયાર્થીને, મુમુક્ષુને ગમ્યુદ્ધમાં ઝંપલાવે જ છૂટકો છે

દુઃખની વાત એ છે કે શ્રેયાર્થીઓ જ-સાધુ સાધ્વીઓ જ જે યુદ્ધમાં મોખરે રહેવા લાયક છે અને રહેવા જોઈએ-તે તેનાથી દો’ ગાઉ દૂર ભાગે છે તેમણે જાણવું જોઈએ કે પરમ શ્રેયાર્થી આ યુદ્ધનો સારથી છે અને સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય અપરિગ્રહ આદિ યમ નિયમાદિનું જેમણે પોતાના જીવનમાં વિશેષ પાલન કર્યું છે તેવા શ્રેયાર્થીઓ તેના સૈનિક સાથીઓ છે અને થોડે ઘણે અંશે પણ સંયમી જીવન જીવનારાઓને જ સૈનિક થવાનું આહ્વાન છે સૈનિકોમાં સંયમી જીવનની જેટલે અંશે ખામી હોય છે તેટલે અંશે લડતમાં પણ ખામી રહે છે જ જેમને ચા બીડી વિના ચાલે નહિ, ભૂખ તરસ ગરમી ટાઢ તડકો વેઠી શકે નહિ સહેજ વાતમાં છેડાઈ પડનો હોય જેની જીભ કાબુમાં ન રહે, કુટુંબનો ભાર માથે હોય પરિગ્રહ ખૂબ વધારેલો હોય આવો માણસ સૈનિક થાય તો પોતાને અને દેશને નુકશાન આથી ઊલટું સાધુ સાધ્વીઓ જેઓ સત્યનિષ્ઠ બ્રહ્મચારી અપરિગ્રહી ક્ષમાશીલ અને સહનશીલ છે અને જે શ્રેયાર્થીઓ મહાવ્રતોને પોતાના જીવનમાં ઉતારતા મથી રહ્યા છે તેઓ ભલે વિદ્વાન ન હોય વક્તા ન હોય શિક્ષિત ન હોય ભલે સ્ત્રી હોય વયમાં પુરાન હોય તો પણ લડતને વધારે સુન્દર રીતે દોરી શકે અને યશ અપાવી શકે આ યુદ્ધનું હથિયાર શુદ્ધિ કરતા ચારિત્ર વિશેષ છે અસાધુતાની સામે સાધુતાએ લડવાનું છે

ત્યારે હવે સાધુ સાધ્વીઓ જીવનનો મર્મ સમજી દેશની હાકને માન આપે તો દેશનો અજબ પલટો થઈ જાય અને સ્વરાજ્ય હસ્તામલકવત્ થાય પણ તેમને કોણ સમજાવે ? સાધુસંઘની જેમ જૈન સંઘ પણ એટલો જ પ્રબળ છે જૈન સંઘ પોતાનો રાષ્ટ્રધર્મ સમજે તો સાધુસંઘને વિનવી, પગે પડીને અને છેવટે તેમની સામે સત્યાગ્રહ કરીને પણ સમજાવી શકે હવે જમાનો ઉલટો આવ્યો છે પ્રજા રાજાને દોરે છે, મજૂરો મુડીદારોને દોરે છે યુવાનો વૃદ્ધોને દોરે છે તો ધર્મસંઘ ધર્માચાર્યો અને સાધુઓને દોરે તેમાં કાંઈ નવાઈ નથી.

અંતમાં આજના પવિત્ર પર્યુષણના મહોત્સવ નિમિત્તે એકત્ર થયેલા સકળ શ્રેયાર્થીઓ રાષ્ટ્રધર્મના યથાર્થ પાલન દ્વારા પોતાનો અને માતૃભૂમિનો મોક્ષ સાધે એ પ્રાર્થના

શારદા મંદિર
અમદાવાદ
પર્યુષણ પર્વ ૧૯૮૬

ચંદુલાલ કાશીરામ દવે
(બી એ એલ એલ બી)

# ધર્મ અને પંથ

આત્મપ્રિય સુશીલ બહેનો અને સુજ્ઞ બાંધવો,

ધર્મ અને પંથ એ બંને સાપેક્ષ દૃષ્ટિએ વિચારીએ તો કેવળ ભિન્ન નથી તેમ કેવળ અભિન્ન નથી આપણે શ્રવણ કર્યું કે ધર્મમાંથી પંથ ઉદ્ભવે છે અને પંથો પરસ્પર કલહ કરે છે તેમ વક્તાની દૃષ્ટિથી તો પરસ્પર સંપ પણ કરે છે એટલું જ નહિ પણ સુસંપ પણ કરે છે

જે પંથ કે સંપ્રદાયની દૃષ્ટિ તેના સાધ્ય એટલે ધર્મપર છે તે પંથ કે સંપ્રદાય તે જ ધર્મમાંથી નીકળેલા માર્ગની પેઠે-તે જ વૃક્ષમાંથી નીકળેલી શાખાની પેઠે-તે જ સુવર્ણમાંથી ઉત્પન્ન થતા નાના પ્રકારના આકારવાળા અલંકારોની પેઠે તેઓને પોતાના બંધુ ગણુશે, કારણકે તેમનું ઉત્પત્તિ સ્થાન એક જ છે-ધર્મ છે

ધર્મ એ દ્રવ્ય છે અને પં[illegible] એ તો તેનો પર્યાય છે, ધર્મ એ સુવર્ણ છે, અને પંથ એ સુ[illegible] રૂપ તેને [illegible] છે, આ

કરી શકીએ તથાપિ આપણુ ઐકય કયા છે—આપણું મળ કયા છે ! એ આપણે જોવુ જોઈએ, નહિ તો મળ ઉપર કુઠાર પડશે અને જે મળનો નાશ થશે તો મૂળમાથી ઉત્પન્ન થયેના પથનો પણ નાશ થશે

હવે પથો વિવિધ થવામા શો ખરો ખરો હેતુ છે એ આપણે જરા વિચારદૃષ્ટિથી તપાસીએ આત્મામા અનત ગુણો છે અને એ સઘળા ગુણો ખીલવવાનો આત્મામાંથી ફુરેલા ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે તથાપિ મનુષ્ય સઘળા ગુણો એકી વખતે સપૂર્ણપણે ખીલવી શકતો નથી એથી કોઈ ધર્મપથસ્થાપક, જ્ઞાનને મુખ્ય કરી આત્માના બીજા ગુણોને ગૌણ ગણી તેની ખીલવટ પોતે કરી પોતાને અનુસરનારાઓ પાસે એ જ એજ કરાવતા રહે છે

તેજ પ્રકારે કોઈ દર્શનને મુખ્ય કરે છે અને જ્ઞાન અને ક્રિયાને ગૌણ ગણે છે તેમ જ કોઇક સપ્રદાય ઉપદેશે છે કે ચારિત્ર વિના—જ્ઞાન દર્શન ક્રિયામા આવ્યા વિના સર્વ ખોટુ છે

હવે આપણે જાણીએ છીએ કે સમ્યક્જ્ઞાનમાંથી અનતજ્ઞાન, સમ્યક્દર્શનમાંથી અનતદર્શન અને સમ્યક્ચારિત્રમાંથી અનતચારિત્ર—એ ત્રણે સમપ્રમાણમા ખીલે નહિ ત્યા સુધી તેનો સમન્વય થવો દુર્લભ છે માટે જ્ઞાનપ્રિયોએ દર્શનપથ અને ચારિત્રપથની અવગણના કર્યા વિના જ્ઞાનપથમા રહી, વિકાસ કરવો અને દર્શનપથીઓની અને ચારિત્રમાર્ગીઓની અનુમોદના કરવી જોઈએ આમ કરવાથી જ્યાં વિરોધ દેખાય છે ત્યાં વિવિધતા દેખાશે

હવે આપણે જોઈએ કે જૈનસમાજમા દેખાતા ત્રણ સપ્રદાયો અને તેમાના એકેકા સપ્રદાયમા રહેલા સઘાડા અને ગચ્છો અનેક છે જેમ એક વૃક્ષમાં શાખા ત્રણ હોય અને પ્રત્યેક શાખા ઉપર ફળો જુદે જુદે અતરે હોય, તથાપિ વૃક્ષના ફળમાં, ફુલમાં, પત્રમાં, શાખાઓમાં, ડાળામાં, થડમા, મૂળમા એક જ રસ (juice) સતત

વ્યાપી રહેલ હોય છે તેમ આ મર્વ જુદા જુદા નામે જ્યોતિ આત્મા, ધર્મરૂપ જ્ઞાનમાં સમાયો છે

બીજું એક દૃષ્ટાંત આપણે લઈએ દિગમ્બર, શ્વેતામ્બર ને સ્થાનકવાસી એ ત્રણે જૈનધર્મ માનનારાઓ લગભગ સરખી સખ્યામાં વહેચાયા છે પરસ્પરને નિંદતા જેમ જોવામાં આવે છે તેમ પરસ્પર રહેલા ગુણોને જોઈ સ્તુતિ કરનાર પણ કોઈ કોઈ ગુણદૃષ્ટિઓ જોવામાં આવે છે

આપણે જૈનધર્મ માનનારાઓ સવા તેર લાખ જૈનોને અમદાવાદ આમ ત્રીએ અને પછી એક મંડપમા ગોઠવીએ એટલે કે દિગંબર તેની જોડે સ્થાનકવાસી અને તેની જોડ દેરાવાસી એ સર્વને એક મંડપમા ઉભા રાખી વચમાં આપણા પુરુષોત્તમ શ્રી મહાવીરસ્વામી પધારે તો તેને કોણ વંદન નહિ કરે ? વંદન કરનાર દિગંબર હો કે શ્વેતામ્બર હો સ્થાનકવાસી હો કે, તારણપંથી હો, પરંતુ શ્રી મહાવીરને પોતાના ધર્મપિતા તરીકે સર્વ વંદશે–પૂજશે–આત્મા શિરોધાર્ય કરશે અને છ યમ્મિરના સિંહાસનપર બેસાડી તેમની આરાધના કરશે સર્વ આગળાએ એ જ પ્રભુનુ પૂજન કરે છે ત્યારે આપણી એકવાક્યતા–આપણો સમન્વય આપણી harmony આપણો સંવાદન ક્યાં છે, તે આ ઉપરથી જોઈ જવાશે

વંદન નમનના વિધાન જુદા નથી પણ વિધવિધ છે, પરંતુ એ વંદન કે નમન શ્રી મહાવીરને છે એ વાત ઉદારદીલ તો સ્વીકાર્યા વિના નહિ રહે

શ્રીમહાવીર આ પ્રમાણે આપણા સવના–સવાતેરલાખના જો ધર્મ-પિતા છે તો આપણે તેના ધર્મ–ઔરસ પુત્રો છીએ અને તેથી આપણે એ એક પિતાના ધર્મપુત્રો હોવાથી બધા બાંધવો છીએ માટે આપણી દૃષ્ટિ આપણા સઘળા વિધાનોમાં પ્રથમ શ્રી મહાવીર તરફ હોવી જોઈએ અને પછી આપણા બાંધવો પર

કેટલીક જગોએ કહેવામાં આવે છે કે તર્કથી સમાધાન ન થાય, પરંતુ તર્ક કરનાર જો સત્યપ્રિય હોય તો તે અનેક તર્કોનો પણ,-અનેક અપેક્ષાઓનો પણ સમન્વય કે સમાધાન કરી શકે

અપેક્ષાવાદ કે સ્યાદ્વાદનો આત્મા જ સમાધાન છે અને અપેક્ષાઓ એક સમજમાંથી ઉત્પન્ન થતા વિવાદક તર્કો છે

વસ્તુને તો જણાય છે કે 'મુંડે મુંડે મતિર્ભિન્ના' એમ જે કહેવાય છે-many men, many thoughts-એ જે કહેવત છે, તે અણસમજુ કે અજ્ઞાન મનુષ્યોને માટે ભલે હો, તથાપિ તેઓ ન જાણે તેવી રીતે પણ તેઓની એક વાક્યતા કુદરત જાળવી રાખે છે ઘણા આચારોમા પણ વિચાર એક હોય છે

ચીનની સ્ત્રીઓ પોતાના પગ બહુ ટુંકા હોવામા સુંદરતાનું દર્શન કરે છે, અને યુરોપ અમેરિકાની સ્ત્રીઓ પોતાની કમ્મર ટુંકી કરી નાખવામા સુંદરતા દેખે છે

જાપાનમા નાક દાબેલુ હોય અને ચપટું હોય તો તે સુંદર ગણાય, અને ઇરાનમા તાણીને પણ લાંબુ કર્યું હોય તો સુંદર ગણાય

બ્રાહ્મણો ગંગામા સ્નાન કરી વેદના મંત્રો ભણી હિંદુ યજમાનને પવિત્ર કરે છે, એ જ પ્રકારે ક્રિશ્ચિયન બેપ્ટીસ્ટો હોજમા યજમાનને બેપ્ટીઝમ આપી બાઇબલના સૂક્તો ભણી પવિત્ર કરે છે

આ દૃષ્ટાંતથી જણાય છે કે આચારમા વિવિધતા હોવા છતા પણ સુંદરતા અને પવિત્રતા વગેરે ગુણોમાં આખી માનવજાતિની જ એક વાક્યતા છે-unity છે માટે સો શાણા એ એકમત એવું જે કહેવાય છે તે સ્યાદ્વાદના સિદ્ધાન્તથી માનવજનતામા આણી શકાય ખરું

જુઓ, આપણા જૈનમા ત્રણ સંપ્રદાયો છે અને ત્રણે માનીએ છીએ કે સમ્યક્જ્ઞાન, દર્શન અને ચારિત્રથી મુક્તિ છે તથાપિ એ ત્રણે ગુણોને ખીલવવામા તમે બારીક વિચારથી જોશો તો દરેક સંપ્રદાય એક ગુણને મુખ્ય ગણી, બીજા બેને ગૌણ કરી પોતાનો ધાર્મિક

માત્માને જોઈ રહ્યો છે અને તેઓના જ ગુણનું વર્ણન કર્યા કરે છે
. જો એ પ્રતિમાનું જ દર્શન કર્યા કરતો હોત, તો તો એમ
હોત કે, 'હે પ્રતિમા, તને પાષાણની ખાણમાંથી ખોદી કાઢી છે,
સલાટ કારીગરોએ ઘડી છે, કલાકાર મનાટે તને ગોળમટોળ બનાવી
.' આવું તો ક્યાંય પણ દેખાતું નથી તો પછી એ મૂર્તિપૂજક કે
પ્રતિમાપૂજક ક્યાં છે? એ તો પ્રભુપૂજક છે

એજ પ્રકારે એ બ્રાહ્મણ મિત્ર લાવનની સાથે ચિંતામણિજીના
મંદિરમાં આવે છે અને ત્યાં લાવન મન્દિરમાં એક શ્લોક બોલે છે—તેની
રચના આ પ્રકારે છે

'એક સુંદર વન છે અને તેમાં મનહર ચંદનનાં વૃક્ષો છે
એ ચંદનનાં વૃક્ષોની સુગંધથી આકર્ષાઈ તેની આસપાસ સર્પો વીંટાઈ
રહે છે પરન્તુ એ ચંદનવનમાં મયૂર દાખલ થાય છે એટલે સર્પો
મયૂરના ભયથી ચંદનને છોડી નાસી જાય છે તેમ હે પ્રભુ પાર્શ્વનાથ,
ચંદન જેવા અમારા આત્માની આસપાસ કર્મોરૂપી સર્પો વીંટાઈ ગયા
છે અને અમારી આત્મસુગંધને વિષમય બનાવી ગયા છે આપ
અમારા હૃદયવનમાં મયૂર પે પધારો એટલે કર્મોરૂપી સર્પો નાસી જઈ
અમારી આત્મસુગંધને તમારા પ્રતાપથી અમૃતમય કરી અમારે ને
જ તને આનંદ આપે

વસ્તાનો બ્રાહ્મણ મિત્ર જોઈ રહ્યો છે કે આમાં પ્રતિમા કે મૂર્તિનું
દર્શન, પૂજન, કે વંદન નથી, પરંતુ શ્રી પાર્શ્વનાથનું જ દર્શન છે

એજ પ્રકારે વસ્તા મોરબીના એક મિત્ર પાસેથી સહસ્ર
રૂપીઆની એક નોટ લે છે, એને બદલે એ મિત્રને એ નોટ કરતાં
ઓછી કિંમતી કાગળ આપે છે, તથાપિ પોતે સ્થાનકવાસી હોવા છતાં
તેનું એ સહસ્ર રૂપીઆની નોટને રૂપીઆ જ માને છે તેમ આપણે
પ્રતિષ્ઠિત થયેલી પ્રતિમાને મૂર્તિ કે પથ્થર નથી માનતા પરંતુ પ્રભુ
માનીએ છીએ.

દિગમ્બર સાધુઓ દિશારૂપી વસ્ત્રથી પોતાના ચારિત્રને નિ
કરે છે અને શ્વેતામ્બર સાધુઓ પણ આચારાંગસૂત્ર પ્રમાણે અલ્પ
જણાય છે

'અચેલક' શબ્દનો અર્થ વસ્ત્રરહિત થાય છે, પણ
અર્થ અચેલક' એટલે અલ્પવસ્ત્રવાળા કરવામાં આવે છે
એક વસ્ત્રરહિત રહીને અને બીજા અલ્પવસ્ત્રમા પણ મોહ
નાખીને પોતાના ચારિત્રનો નિર્વાહ કરે એમા વિરોધ ક્યા
કયાથી હોઈ શકે?

સંવત્સરી પ્રતિક્રમણ કોઈ ચોથને દિવસે કરે છે, કોઈ પાંચ
દિવસે કરે છે હવે પ્રતિક્રમણના હેતુ ઉપર જોઈએ તો પ્રમા
આ મા પોતાનુ સ્થાન છોડી પરસ્થાનમા ગયો હોય—એટલે
લાગ્યો હોય તેને ધોઈ નાખવાનું છે હવે પાચમને દિવસે પરભા
સ્વભાવમા આવનારા અને ચોથને દિવસે પરભાવમાથી સ્વ
આવનારામા વિરોધ ક્યા છે? તે કઇ સમજાતું નથી માટે જો
એક જ છે—વિવિધ તિથિએ કરેના અનુષ્ઠાનનુ ફળ જો એક
આવે છે તો પછી પરસ્પર સુસંપ શા માટે ન સધાવો જોઈએ

શાસ્ત્રમા કહ્યુ છે કે જે ક્રિયા સાધ્યને પહોચાડે છે તે જ સ
ક્રિયા છે માટે ચોથ કે પાચમ જો સાધ્યને પહોચાડવાને
સાધનમાથી પણ ખસી જાય અને ખમાવવાને બદલે કલહ વધારે
ધર્મને બદલે અધર્મ જગતમા વધે માટે શ્રી મહાવીરને ધર્મ-આચાર્ય
રાખી—તેમના સ્યાદ્વાદ કે સમાધાનવાદથી વિશ્વના તમામ ધર્મમા
ધર્મના નાના સંપ્રદાયો અને સંપ્રદાયના પથો—ગચ્છો અને સવાડા
જોતા શીખીએ તો આ વિશ્વમા સર્વ ધર્મ સુસંપતા-સંવાદ નો સભા
જગત શાંતિથી સુમંગતિના પંથે ચાલતુ જણાશે

તા. ૨૧-૮-૩૦

લાલન

# શાસ્ત્રમર્યાદા

શાસ્ત્ર એટલે શુ ?—જે શિક્ષણ આપે એટને કે જે કોઈ
ની માહિતી અને અનુભવ આપે તે, તે વિષયનુ શાસ્ત્ર માહિતી
અનુભવ જેટજેટલા પ્રમાણમા ઉડા તથા વિશાલ તેટનેટલા
ણમા તે શાસ્ત્ર તે વિષય પરત્વે વધારે મહત્ત્વનુ આમ મહત્ત્વનો
ધાર ઉડાણ અને વિશાળતા પર હોવા છતા તે શાસ્ત્રની પ્રતિષ્ઠાનો
ધાર તો તેની યથાર્થતા ઉપર જ છે અમુક શાસ્ત્રમા માહિતી
ા હોય ઉડી હોય, અનુભવ વિશાળ હોય છતા તેમાં જો દૃષ્ટિદોષ
બીજી ભ્રાતિ હોય તો તે શાસ્ત્ર કરતા તે જ વિષયનુ, થોડી પણ
ાર્થ માહિતી આપનાર અને સત્ય અનુભવ પ્રકટ કરનાર બીજુ
ત્ર વધારે મહત્ત્વનુ છે, અને તેની જ પ્રતિષ્ઠા ખરી આધાર છે
ત્ર શબ્દમા શાસ્ અને ત્ર એવા બે શબ્દો છે શબ્દોમાથી અર્થ
ાવવાની અતિજૂની રીતનો આગ્રહ છોડવો ન જ હોય તો એન
ુ જોઈએ કે શાસ્ એ શબ્દ માહિતી અને અનુભવ પૂરા પાડવાનો
ર સૂચવે છે, અને ત્ર શબ્દ ત્રાણશક્તિનો ભાવ સૂચવે છે
ની ત્રાણશક્તિ એટલે આડે રસ્તે જતા અટકાવી માણસને
ાવી લેવો અને તેની શક્તિને સાચે રસ્તે દોરવી આવી ત્રાણ-
િ માહિતી કે અનુભવની વિશાળતા ઉપર અગર તો ઉડાણ ઉપર
લમ્બિત નથી. પણ એ માત્ર સત્ય ઉપર અવલમ્બિત છે તેથી
ર રીતે વિચારતા ચોખ્ખુ એ જ ફલિત થાય છે કે જે કોઈ
વિષયની સાચી માહિતી અને સાચો અનુભવ પૂરો પાડે તે જ
ત્ર કહેવાવુ જોઈએ

આવુ શાસ્ત્ર તે કયુ ?—ઉપર કહેલ વ્યાખ્યા પ્રમાણે તો
ને શાસ્ત્ર કહેવુ એ જ મુશ્કેલ છે કારણ કોઈ પણ એક શાસ્ત્ર

અત્યાર સુધીની દુનિયામા એવુ નથી જન્મ્યુ કે જેની માહિતી અને અનુભવ કોઈ પણ રીતે ફેરફાર પામે તેવા ન જ હોય કે જેની વિરુદ્ધ ઇને કદીએ કહેવાનો પ્રસગ જ ન આવે ત્યારે ઉપરની વ્યાખ્યા પ્રમાણે જેને શાસ્ત્ર કહી શકાય એવુ કઈ પણ છે કે નહિ? એ જ સવાલ થાય છે આનો ઉત્તર સરળ પણ છે અને કાણુ પણ છે જો ઉત્તરની પાછળ કેવલ વિચારમા બધન, ભય કે લાલચ ન હોય તો ઉત્તર સરળ છે, અને જો તે હોય તો ઉત્તર કાણુ પણ છે વાત એવી છે કે માણસનો સ્વભાવ જિજ્ઞાસુ પણ છે અને શ્રદ્ધાળુ પણ છે જિજ્ઞાસા એને વિશાળતામા લઈ જાય છે અને શ્રદ્ધા એને મક્કમપણુ અપે છે જિજ્ઞાસા અને શ્રદ્ધાની સાથે જો બીજી કોઈ આસુરી વૃત્તિ ભળી જાય તો તે માણસને મર્યાદિત ક્ષેત્રમા બાધી રાખી તેમા જ સત્ય-નહિ નહિ પૂર્ણ સત્ય-જોવાની ફરજ પાડે છે આનુ પરિણામ એ આવે છે કે માણસ કોઇ એક જ વાક્યને અગર કોઈ એક જ ગ્રથને, અગર કોઇ એક જ પરપરાના ગ્રથ સમૂહને કેવટનુ શાસ્ત્ર માની લે છે, અને તેમા જ પૂર્ણ સત્ય છે, એવી માન્યતા ધરાવતો થઇ જાય છે આમ થવાથી માણસ માણસ વચ્ચે સમૂહ સમૂહ વચ્ચે અને સપ્રદાય સપ્રદાય વચ્ચે શાસ્ત્રની સત્યતા અસત્યતાની બાબતમા અગર તો શાસ્ત્રની શ્રેષ્ઠતાના તર-તમ ભાવની બાબતમા મોટો વિખવાદ શરૂ થાય છે દરેક જણ પોતે માનેલ શાસ્ત્ર સિવાયના બીજા શાસ્ત્રોને ખોટા અગર અપૂર્ણ સત્ય જણાવનાર કહેવા મડે છે અને તેમ કરી સામા પ્રતિસ્પર્ધીને પોતાના શાસ્ત્ર વિષે તેમ કહેવાને જાણે અજાણે નોતરે છે આ તોફાની વાતાવરણમા અને સાકડી મનોવૃત્તિમા એ તો વિચારવુ જ રહી જાય છે કે ત્યારે શુ બધા જ શાસ્ત્રો ખોટા કે બધા જ શાસ્ત્રો સાચા કે સાચા જ કાઈ નહિ?

આ થઈ ઉત્તર આપવાની કઠીણાઇની બાજુ પરતુ જ્યારે આપણે ભય લાલચ અને સકુચિતતાના બધનકારક વાતાવરણમાથી

